શ્રદ્ધાંજલિ



સાચી હિંદુમુસ્લિમ એકતાના

આદિ પ્રવર્તક

# કબીર સાહેબ

ની

પુણ્યસ્મૃતિમાં

સાદર સમર્પણ

# સ્વીકૃતિ

ઈ સ ૧૯૨૬ની શરૂઆતમાં કેટલાક કાગ્રેસગ મેં એવો નિશ્ચય કર્યો હતો કે થોડાએક દિવસ સુધી શાત ચિત્તે તટસ્થ રહીને આપણા દેશનો હિંદુમુસ્લિમ પ્રશ્ન જે મુખ્ય છે, તેના ઉપર એકાતમાં મનન કરુ. એ વખતે અકસ્માત મેજર વામનદાસ બસુના નીચેના પુસ્તકો વાચી જવાનો મને અવસર મળ્યો —

૧ ગાઈઝ ઑફ ધી ક્રિશ્ચિયન પાવર ઇન ઇંડિયા—પાચ ભાગ.

૨ કૉન્સૉલિડેશન ઑફ ધી ક્રિશ્ચિયન પાવર ઇન ઇંડિયા

૩ રુઈન ઑફ ઇંડિયન ટ્રેડ ઍન્ડ ઇંડસ્ટ્રીઝ

૪ એજ્યુકેશન ઇન ઇંડિયા અન્ડર ધી ઇસ્ટ ઇંડિયા કપની

મને લાગ્યુ કે આપણા દેશના સાચા ઇતિહાસ વિષેનું અજ્ઞાન જ આપણી અનેક ભ્રમણાઓના મૂળમા છે ઉપરના પુસ્તકોમા મને એવી ઘણી સામગ્રી મળી જે ઇતિહાસનાં અન્ય પુસ્તકોમાં નથી મળતી, અને જેનું ભાન અને જ્ઞાન આપણી અનેક ભૂલોમાથી આપણો બચાવ કરવામાં મદદગાર થાય એવુ છે મે મારા મુખ્ય કાર્યની સાથે જ આ પુસ્તકોનો સાર પણ હિંદી વાચકોની સેવામા ધરવાનો નિશ્ચય કર્યો મેજર બસુએ મને આ બાબત માટે સહર્ષ રજા આપી એટલુ જ નહિ પણ મારુ આ પુસ્તક તેમણે બરાબર સાભળ્યુ અને સ્થળે સ્થળે પોતાની અમૂલ્ય સલાહ પણ આપી એ માટે હુ એમનો અત્યત આભારી છુ

ધાર્યા કરતાં પુસ્તક લખવામા મને ઘણો વધારે સમય લાગ્યો બીજાં પણ અનેક પ્રામાણિક પુસ્તકો મારે વાચવા પડ્યા તથા તેની મદદ લેવી પડી પરિણામે આ પુસ્તકમા આવતાં મીરકાસિમ, વૉરન હેસ્ટિંગ્સ, હૈદરઅલી,

## भाई सुंदरलालजी का संदेश

'भारत में अंगरेज़ी राज'—कार्यालय
इलाहाबाद,
ता. १०:१०:१९३८

प्रिय चतुर्भुजभाई,

आपने 'भारतमें अंगरेज़ी राज' का गुजराती संस्करण प्रकाशित करनेकी मुझसे अनुमति ली है। मैं अपनी और अपनी पुस्तककी ओर आपके इस प्रेमके लिए आभारी हूं। मेरी कामना है कि गुजराती पढ़नेवाले भाईबहनोंको इससे यथेच्छ लाभ हो।

आपका भाई
सुन्दरलाल

× × ×

## પંડિત સુંદરલાલજીનો સંદેશ

'ભારતમાં અંગરેજી રાજ' કાર્યાલય
અલાહાબાદ,
તારીખ ૧૦–૧૦–૧૯૩૮

પ્રિય ચતુર્ભુજભાઈ,

આપે મારી પાસેથી 'ભારતમાં અંગરેજી રાજ્ય'ની આવૃત્તિ પ્રકાશિત કરવાની અનુમતિ લીધી છે. આપના મારા તથા મારા પુસ્તક તરફના પ્રેમ માટે આભારી છું. મારી મુરાદ છે કે ગુજરાતી વાચકવર્ગનાં ભાઈબહેનોને આથી યથેચ્છ લાભ થાય.

આપનો ભાઈ
સુંદરલાલ

# સ્વીકૃતિ

ઈ. સ. ૧૯૨૬ની શરૂઆતમાં કેટલાંક કારણોસર મેં એવો નિશ્ચય કર્યો હતો કે થોડાએક દિવસ સુધી શાંત ચિત્તે તટસ્થ રહીને આપણા દેશનો હિંદુમુસ્લિમ પ્રશ્ન જે મુખ્ય છે, તેના ઉપર એકાંતમાં મનન કરું. એ વખતે અકસ્માત મેજર વામનદાસ બસુનાં નીચેનાં પુસ્તકો વાંચી જવાનો મને અવસર મળ્યો:—

૧ રાઈઝ ઑફ ધી ક્રિશ્ચિયન પાવર ઇન ઇંડિયા—પાંચ ભાગ.

૨ કૉન્સોલિડેશન ઑફ ધી ક્રિશ્ચિયન પાવર ઇન ઇંડિયા.

૩ રુઈન ઑફ ઇંડિયન ટ્રેડ ઍન્ડ ઇંડસ્ટ્રીઝ.

૪ ઍજ્યુકેશન ઇન ઇંડિયા અન્ડર ધી ઈસ્ટ ઇંડિયા કંપની.

મને લાગ્યું કે આપણા દેશના સાચા ઇતિહાસ વિષેનું અજ્ઞાન જ આપણી અનેક ભ્રમણાઓના મૂળમાં છે. ઉપરનાં પુસ્તકોમાં મને એવી ઘણી સામગ્રી મળી જે ઇતિહાસનાં અન્ય પુસ્તકોમાં નથી મળતી, અને જેનું ભાન અને જ્ઞાન આપણી અનેક ભૂલોમાંથી આપણો બચાવ કરવામાં મદદગાર થાય એવું છે. મેં મારા મુખ્ય કાર્યની સાથે જ આ પુસ્તકોનો સાર પણ હિંદી વાચકોની સેવામાં ધરવાનો નિશ્ચય કર્યો. મેજર બસુએ મને આ બાબત માટે સહર્ષ રજા આપી એટલું જ નહિ પણ મારું આ પુસ્તક તેમણે બરાબર સાંભળ્યું અને સ્થળે સ્થળે પોતાની અમૂલ્ય સલાહ પણ આપી. એ માટે હું એમનો અત્યંત આભારી છું.

ધાર્યા કરતાં પુસ્તક લખવામાં મને ઘણો વધારે સમય લાગ્યો. બીજાં પણ અનેક પ્રામાણિક પુસ્તકો મારે વાંચવાં પડ્યાં તથા તેની મદદ લેવી પડી. પરિણામે આ પુસ્તકમાં આવતાં મીરકાસિમ, વૉરન હેસ્ટિંગ્સ, હૈદરઅલી,

ટીપૂ સુલતાન, સિંધ ઉપર અગ્રેજોનો વિજય, અને સન સત્તાવનના સાતે પ્રકરણો મળીને બાર પ્રકરણોની મોટા ભાગની હકીકત મેજર બસુના પુસ્તકોથી બહારની છે બાકીના પ્રકરણો માટે પણ જુદે જુદે સ્થળે બીજા પુસ્તકોની મદદ લીધી છે.

અગ્રેજો આપણે ત્યા આવ્યા પહેલાના ભારત વર્ષ ઉપરના બીજા આક્રમણો અને ખાસ કરીને અગ્રેજો આવ્યા તે સમયની ભારતની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ પુસ્તકની પ્રસ્તાવનામા વાચકોને આપવો એ મને જરૂરી જણાયુ એમ કરવાનો એ પણ હેતુ હતો કે અગ્રેજોનો આપણા દેશ ઉપરનો પ્રભાવ લાભકારક છે કે નુકસાનકારક છે તે વસ્તુની સમજણમા અનુકૂળતા આવે આ પ્રસ્તાવનાના ૪, ૫, ૭, અને ૮મા વિભાગમા આવતી લગભગ બધી હકીકત શ્રીયુત તારાચદ એમ એ, ડી ફિલના "ધી ઇન્ફ્લુઅન્સ ઑફ ઇસ્લામ ઑન ઇંડિયન કલ્ચર" નામના અપ્રકટ નિબધમાથી લીધી છે શ્રીયુત તારાચદે પોતાના અમૂલ્ય અને બોધદાયી નિબધનો આ રીતે ઉપયોગ કરવાની મજૂરી આપવા માટે હુ એમનો અત્યત આભારી છુ

હૈદરઅલી તથા ટીપૂ સુલતાન સબધેની અનભ્ય અને મોટે ભાગે નવીન હકીકત મને મ્હૈસૂર વિશ્વવિદ્યાલયના રજિસ્ટ્રાર શ્રીયુત બી એમ શ્રીકાન્તિયા એમ એ, બી એલ પાસેથી અને મ્હૈસૂરના પુરાતત્ત્વ વિભાગના વિદ્વાન ડાયરેક્ટર ડૉક્ટર આર શામશાસ્ત્રી પાસેથી પ્રાપ્ત થઈ છે આ માટે હુ એ બને સજ્જનોનો કૃતજ્ઞ છુ.

આ પુસ્તકમા આવતા શહેરો વગેરેના નામો યથાશક્તિ તે તે સ્થાનોના ઉચ્ચારો ઉપરથી આપવાનો પ્રયત્ન કર્યો છે ડૉક્ટર મેઘનાદ સહાપાધ્યાયે પોતાના વિસ્તીર્ણ ભૌગોલિક જ્ઞાનની આ કાર્યમા મદદ આપવા માટે હુ તેમનો પણ આભારી છુ આ બાબતમા તેમને જ મે પ્રમાણ ગણ્યા છે એમ કહુ તો ચાલે

ચિત્રો વગેરેના સગ્રહમા સાગરના શ્રીયુત વાસુદેવરાવ સુબેદાર, ચિત્રશાળા પ્રેસ પૂનાના શ્રીયુત વી જી જોશી, કલકત્તાના ડૉક્ટર એ સુહ્રાવર્દી, ટીપૂ સુલતાનના પરપ્રપૌત્ર શાહજાદા હલીમુજ્જમા કલકત્તાના શ્રીયુત બહાદુરસિહ સિઘી અમૃતસરના 'ફૂલવાડી'ના સપાદક જ્ઞાની હીરાસિહજી, કાશી વિદ્યાપીઠના શ્રીયુત નરેન્દ્રદેવ આચાર્ય, ભરતપુરના 'સ્ટેટ ગેઝેટ'ના સપાદક પડિત ગોકુલચદ દીક્ષિત, 'મૉર્ડન રીવ્યૂ'ના સપાદક શ્રીયુત રામાનદ

ચટ્ટોપાધ્યાય, લાહોરના સેન્ટ્રલ મ્યૂઝિયમના ક્યૂરેટર ડૉક્ટર સીતારામ, કલકત્તાના 'વિક્ટોરિયા મેમોરિયલ'ના ક્યૂરેટર મિસ્ટર એફ. હેરિંગ્ટન, એફ.-આર.એ.એસ., અને કલકત્તાની બંગલા સાહિત્ય પરિષદના મંત્રી શ્રીયુત અમૂલ્યચરણ વિદ્યાભૂષણે મને જે મદદ આપી છે તે માટે એ બધા સજ્જનોનો હું અત્યંત આભારી છું. એમાં પણ ખાસ કરીને બાબૂ અમૂલ્યચરણ વિદ્યાભૂષણે જે પ્રેમ અને પરિશ્રમપૂર્વક મને મદદ આપી તેમને માટે કૃતજ્ઞતા પ્રકટ કરવી મારે માટે અસંભવિત છે. વયોવૃદ્ધ મિસ્ટર એફ. હેરિંગ્ટન, એફ.આર.એ.એસ.નો હું ખાસ ઉપકૃત છું, કારણકે તેમણે વિક્ટોરિયા મેમોરિયલનાં ચિત્રો ઉપરથી ફોટો લેવાની દરેક પ્રકારની સગવડ કરી આપી.

આશા છે કે મારો આ નમ્ર પ્રયત્ન કેટલાક દેશવાસીઓને પોતાના દેશની શોચનીય સ્થિતિ તથા તેના વાસ્તવિક ઉપાયોનો ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં મદદગાર થશે.

અલ્લાહાબાદ
ફેબ્રુ० ૧૯૨૯

સુંદરલાલ

# પ્રકાશકના બે બોલ

માનવજાતિનું જીવન ઘડવામાં ઇતિહાસ સૌથી મુખ્ય ભાગ ભજવે છે. દરેક સ્વતંત્ર રાષ્ટ્ર પોતાની પ્રજાનું રાજકીય તથા સામાજિક જીવન કાયમ રાખવા પોતાના દેશનો સાચો ઇતિહાસ પોતાની પ્રજાને શીખવે છે, જ્યારે ગુલામદેશોને તેમના ઉપર રાજ્ય ચલાવતી કોમ પોતાના જ હિતનો ખ્યાલ રાખી તેમના તાબા નીચેની પ્રજાને સદંતર ખોટો ઇતિહાસ શીખવી તેમની પ્રાચીન રાજકીય તથા સામાજિક પરિસ્થિતિઓથી વંચિત રાખે છે.

આપણા દેશમાં આજ સેંકડો વર્ષોથી અંગ્રેજો રાજ્ય કરી રહ્યા છે. તેઓએ આપણા દેશના સાચા ઇતિહાસથી આપણને વંચિત રાખ્યા છે એટલું જ નહિ પણ આપણે તેમના પ્રતિ વધુ રાજનિષ્ઠ તથા વફાદાર બનીએ એટલા માટે ખોટો ઇતિહાસ આપણને શીખવવા માંડ્યો છે.

અંગ્રેજોની આ કપટબાજી આપણા દેશના રાષ્ટ્રનાયકોના ધ્યાનમાં આવી અને આ બાબત મેજર બસુએ પોતાના " રાઇઝ ઑફ ધી ક્રીશ્ચિયન પાવર ઇન ઇન્ડિયા " નામના અંગ્રેજી પુસ્તકમાં સૌથી પહેલવહેલાં લખી આપણું ધ્યાન ખેંચ્યું.

હિન્દુસ્તાનની ૯૦ ટકાની પ્રજા ગામડાંમાં વસે છે. જેમાં પણ ભાગ્યેજ ૮ થી ૧૦ ટકા જેટલા માણસો પ્રાંતીય ભાષા વાંચી લખી શકે છે. એટલે અંગ્રેજી પુસ્તક તેમને શા ઉપયોગનું ?

આપણા દેશના મહાન રાષ્ટ્રીય નેતા તથા વિદ્વાન ઇતિહાસ લેખક પંડિત સુંદરલાલજીને એ વિચાર સૂઝ્યો અને તેમણે ત્રણ વર્ષ પર્યંત અનેક ઐતિહાસિક શોધખોળો અને મહેનત કર્યા બાદ " ભારતમેં અંગરેજી રાજ " નામનું આપણા દેશના સાચા ઇતિહાસનો પરિચય આપતું એક પુસ્તક હિંદીમાં સન ૧૯૨૯માં બહાર પાડ્યું.

આવાં પુસ્તકોનો પ્રચાર આપણા દેશની ગ્રામજનતામાં થાય અને એ ગ્રામજનતા આપણા દેશના સાચા ઇતિહાસથી પરિચિત થાય તે અંગ્રેજી રાજ્યસત્તાને કેમ પાલવે? એટલે પુસ્તક બહાર પડતાં જ જપ્ત થયું.

આપણા દેશના સદ્‌ભાગ્યે છેલ્લી ચૂંટણીમાં મહાસભાનો મોટો વિજય થયો, અને સાત પ્રાંતોમાં કોંગ્રેસની રાજ્યસત્તા સ્થપાઈ. કોંગ્રેસ પ્રધાનમંડળ સત્તામાં આવતાં જ જપ્ત થયેલાં પુસ્તકો ઉપરથી જપ્તી ઉપાડી લીધી. આથી "ભારતમાં અંગરેજી રાજ" નામના પુસ્તક ઉપરથી પણ આઠ વર્ષ બાદ જપ્તી ઊઠી ગઈ.

જપ્તી ઊઠી ગયાના સમાચાર મળતાં જ મને એ વિચાર સૂઝયો કે આવા પુસ્તકનો પ્રચાર ભારતના દરેક પ્રાંતોમાં શા માટે ન થવો જોઈએ? એટલે મેં એનું ગુજરાતી ભાષાંતર કરવાની પરવાનગી માગતો એક પત્ર પંડિત સુંદરલાલજીને લખ્યો.

પંડિત સુંદરલાલજી અસહકારના યુગ બાદ મધ્ય પ્રાંતમાં જ રહેતા. નાગપુરમાં ઝંડાસત્યાગ્રહ નામનું અહિંસાત્મક યુદ્ધ એમની સરદારી હેઠળ થયું. હું પણ એ જ પ્રાંતમાં વસતો હોવાથી ત્યારથી મારો અને તેમનો પરિચય થયેલો એટલે મારો પત્ર મળતાં જ તેમણે તરત જ પોતાની સંમતિ આપી દીધી. આ વાતની જાણ મેં દક્ષિણામૂર્તિના શ્રીયુત હરભાઈને કરી. તેમણે એ હિંદી પુસ્તકનું ભાષાંતર ભાઈ ભાસ્કરરાવ મારફત કરાવી આપવા મને વચન આપ્યું.

જગદીશ્વરની અનંત કૃપાથી એ સાચા ઐતિહાસિક ગ્રંથનું ગુજરાતી ભાષાંતર ગુજરાતી વાચકો સમક્ષ મૂકવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલ છે.

આ પુસ્તક પ્રગટ કરવાનો મારો મુખ્ય ઉદ્દેશ ગુજરાતી આલમને આપણા દેશના સાચા ઇતિહાસથી પરિચિત કરવાનો છે.

મને સંપૂર્ણ આશા છે કે બહદ્ ગુજરાતને ખૂણે ખૂણે એનો પ્રચાર થશે. અને આપણા દેશવાસીઓ આપણા દેશના સાચા ઇતિહાસથી પરિચિત થઈ, દેશ પ્રત્યેની સાચી ફરજ પિછાનશે.

આ પુસ્તક તૈયાર કરવામાં જે જે ભાઈઓએ મને મદદ કરી છે તેમનો સહુનો હું ઉપકાર માનું છું. આ પુસ્તક માટેના નકશાઓ તૈયાર કરવામાં ભાઈ માર્કંડ ભટ્ટે લીધેલા શ્રમની પણ સહર્ષ નોંધ લીધા વિના હું રહી શકતો નથી.

ગોંદિયા }<br>
સી.પી. }

ચતુર્ભુજ વિ. જસાણી.

# અનુક્રમણિકા


| | |
|---|---|
| સ્વીકૃતિ .... .... .... .... | [૭] |
| પ્રકાશકના બે બોલ .... .... .... | [૧૧] |
| અનુક્રમણિકા .... .... .... .... | [૧૩] |
| ચિત્રોનો અનુક્રમ .... .... .... | [૨૨] |
| મૂળ લેખકની પ્રસ્તાવના .... .... .... | ૧ થી ૧૫૨ |
| પુસ્તક પહેલું .... .... .... .... | ૧ થી ૪૯૦ |
| પુસ્તક બીજું .... .... .... .... | ૪૯૧ થી ૧૧૮૩ |
| શબ્દસૂચિ .... .... .... .... | ૧૧૮૫ થી ૧૨૨૫ |


## પ્રસ્તાવના


૧. લેખકની મુશ્કેલીઓ . . . . . ૧–૧૬

ઇતિહાસલેખનની કળા–૧; નિષ્પક્ષ ઇતિહાસની અસંભવિતના–૨; અંગ્રેજોએ લખેલો ભારતનો વિકૃત ઇતિહાસ–૩; ઇતિહાસનો અયોગ્ય ઉપયોગ–૪; અવિશ્વસનીય ઇતિહાસ–૫; જૂઠા કાગળપત્રો–૫; 'જૂઠાણાનું મનોવાંછિત ક્ષેત્ર'–૭, જૂઠાણાના નમૂના–૮; હિંદી નરેશોને બદનામ કરવાના પ્રયત્નો–૧૦; ધનથી ખરીદાયેલા ભારતીય લેખકો–૧૧; આપણા ઇતિહાસની ભ્રાંતિઓ–૧૩.

૨. અંગ્રેજો અને આપણે . . . ૧૭–૩૨

સોળમી તથા સત્તરમી સદીનું ઇંગ્લાંડ–૧૭, એ સમયની ભારતની અવસ્થા–૨૩; ભારત તથા ઇંગ્લાંડની તુલના–૨૪; યુરોપિયન લૂંટ–૨૬; કેવા ઉપાયોથી ભારતનું રાજ્ય લીધું–૨૭; 'શિકારી મોસમી પક્ષીઓ'–૨૮; પાપોથી કલુષિત શાસન–૩૧.

૩. જૂનાં આક્રમણો . . . . . ૩૨–૪૬

આર્યોનું આક્રમણ'–૩૩; સેમિરામિસ તથા સાઇરસના નિષ્ફળ આક્રમણો–૩૪; સિકંદરનું આક્રમણ–૩૫; સેલ્યૂકસ અને એન્ટિઓકસના અસફળ આક્રમણો–૩૭; પરદેશી યવનો ભારતીય બન્યા–૩૭; સમ્રાટ કનિષ્ક–૩૯; હૂણ જાતિનું આક્રમણ અને તેમની સત્તાનો અંત–૪૦; યુરોપને મુકાબલે આક્રમણો ઓછાં–૪૧; યુરોપ ઉપરના હુમલા–૪૧;

હૂણોના આક્રમણથી યુરોપની દુર્દશા-૪૩, બીજાં આક્રમણો-૪૫, યુરોપીય સંસ્કૃતિ છિન્નભિન્ન થઈ-૪૫.

## ૪. ઇસ્લામ અને ભારત . . . . ૪૬–૬૧

મુસલમાનોના આક્રમણો સંબંધે ભ્રમ-૪૬, હજરત મોહમ્મદનો નવો ધર્મ-૪૭, ઇસ્લામનો ઝડપી વિસ્તાર-૪૭, સિંધ ઉપર પ્રથમ આરબ આક્રમણ-૪૮, વેપારની સાથે જ ઇસ્લામનો પ્રવેશ-૫૦, ભારતની રાજકીય તથા ધાર્મિક અવસ્થા-૫૨, ભારતમાં ઇસ્લામનું સ્વાગત-૫૩, મલબારના રાજાએ ઇસ્લામનો સ્વીકાર કર્યો-૫૪, મોપલાની ઉત્પત્તિ-૫૫, મુસલમાન ફકીરો તથા પ્રચારકો-૫૬, ઇસ્લામના પ્રચારની સગવડ-૫૬, ઇસ્લામનો પ્રચાર તેના આકર્ષણથી થતો હતો-૫૮, ઇસ્લામનું આક્રમણ મોડું કેમ ?-૫ , પ્રજાએ ઇસ્લામ સ્વાભાવિક રીતે જ સ્વીકાર્યો-૫

## ૫. જિજ્ઞાસુ અરબસ્તાન . . . . ૬૧–૭૦

આરબોમાં નવા વિચાર પ્રવાહો-૬૧, ઈસાઈ તથા બૌદ્ધ ગ્રંથોના અરબી અનુવાદો-૬૨, સૂફી વિચારોનો જન્મ-૬૩, સૂફી પંથ-૬૪, મહાત્મા મનસૂર ૬૫ ભારતમાં બૌદ્ધ ધર્મની અવનતિ-૬૬, બૌદ્ધો તથા જૈનો ઉપર અત્યાચાર-૬૬ મુસલમાન સંતો તથા વિચારોની અસર-૬૬, શંકરાચાર્ય-૬૮, રામાનુજાચાર્ય-૬૯, લિંગાયત સંપ્રદાય-૬૯, સિદ્ધર સંપ્રદાય-૭૦

## ૬. મુસલમાનો આપણે ત્યાં વસ્યા . ૭૦–૭૩

મહમૂદ ગઝનવી-૭૦, મોહમ્મદ ઘોરી અને મુસલમાની હકૂમત-૭૦, સ્વદેશી અને પરદેશીનો અર્થ-૭૨,

## ૭. ધાર્મિક મંથન અને નવો માનવધર્મ ૭૩–૯૮

રામાનંદ-૭૩, કબીર-૭૪, સાર્વજનિક ધર્મોપદેશ-૭૫ કબીરના વિચારો ઉપર સૂફીઓની છાપ-૭૬, કબીરની 'બાની'-૭૭, રૂઢ માન્યતાઓનું ખંડન-૭૮, એક માનવધર્મનું પ્રતિપાદન-૮૦, કબીરના વિચારોનો પ્રચાર-૮૧, ગુરુ નાનક-૮૨, નાનકનો ઉપદેશ-૮૩, નાનકના અનુયાયીઓ-૮૫ દાદૂ અને તેના વિચારો-૮૬, મલૂકદાસ-૮૮, સત્તનામી સંપ્રદાય-૮૯, દારાશિકોહનો ગુરુ બાબાલાલ-૯૦, બંગાળામાં ધાર્મિક મંથનની અસર-૯૩, ચૈતન્ય અને ભક્તિમાર્ગ-૯૪, બૌદ્ધો અને મુસલમાનોનો સંબંધ-૯૫, સંત નામદેવ-૯૬, મહાર ભક્ત ચોખામેળા-૯૭; સંત તુકારામ-૯૭.

૮. ભારતીય કળા અને મુસલમાન. ૯૮–૧૦૨
ભારતીય સ્થાપત્ય–૯૮, મુસ્લિમ સ્થાપત્ય–૯૯, અરસપરસ અસર–૧૦૦, ચિત્રકળા ઉપર અસર–૧૦૧

૯. મુગલોનો સમય . . . . . ૧૦૨–૧૩૪
યુરોપ ઉપર મુગલોના આક્રમણો–૧૦૨, બાબર આવ્યો–૧૦૩, મુગલ સમયની ભારતીય એકતા–૧૦૪, ઐતિહાસિક સાહિત્યનો પ્રારંભ–૧૦૬, વેપાર–૧૦૬, રૈયતની ઉપર મુસલમાની અસર–૧૦૭, ગામપંચાયતો–૧૦૭, ક્રિશ્ચિયનોની કાળજી–૧૦૮, ઔરંગઝેબનો કતલ નો હુકમ–૧૧૦, શાહજહાંની પ્રતાપીકતા–૧૧૧, શરાબ અને જુગારની બંધી–૧૧૩, ન્યાયશાસન–૧૧૩, ધાર્મિક ઉદારતા–૧૧૫, એ સમયની યુરોપની ધાર્મિક સંકુચિતતા–૧૧૭, યુરોપ અને ભારતની તુલના–૧૧૮, સુશાસન અને સમૃદ્ધિ–૧૨૦ ભારતીય જહાજો–૧૨૧ રેશમી કાપડનો ઉદ્યોગ–૧૨૨, દેશી ભાષાઓની ઉન્નતિ–૧૨૪, વૈદક, ગણિત અને જ્યોતિષ વિદ્યાઓ–૧૨૬, નવી ભારતીય સંસ્કૃતિનો ઉદ્ભવ–૧૨૭, રાષ્ટ્રીયતાનો પહેલો પ્રચારક–૧૨૭ દીનેઇલાહી–૧૨૮, અકબરનું સ્થાન–૧૨૯, ઉત્તરાધિકારીઓ–૧૩૦, હિંદુ તથા મુસ્લિમોની સંકુચિત પ્રવૃત્તિઓ ચાલુ–૧૩૦, દારાશિકોહ–૧૩૧, ઔરંગઝેબની સંકુચિતતા–૧૩૨, દેશમાં બે વિરોધી પક્ષો–૧૩૨, પાછળથી ભૂલો સુધારવાના શુભ પ્રયત્નો–૧૩૩

૧૦. અંગ્રેજો આવ્યા . . . . . ૧૩૪–૧૪૫
અંગ્રેજ વેપારીઓની દશા–૧૩૪, કંપનીની ખટપટોની શરૂઆત–૧૩૫, આપણે પરાધીન કેમ થયા?–૧૩૫, 'રાષ્ટ્રીયતા'નો અભાવ–૧૩૭, વેપાર નીચે છુપાયેલી રાજનૈતિક ચાલબાજી–૧૩૭, વિદેશીઓ ઉપર અત્યંત વિશ્વાસ–૧૩૯, અંગ્રેજો તથા ભારતવાસીઓનું ભિન્ન ચારિત્ર્ય–૧૪૧, વર્તમાન રાષ્ટ્રીયતા અનિવાર્ય આપત્તિ છે–૧૪૨, વિશ્વાસઘાત કેટને અંશે પાપ હતું?–૧૪૩, ભારતવાસીઓની વીરતા–૧૪૩, ભારતવાસીઓના ચારિત્ર્યનો નાશ–૧૪૪

૧૧. આપણું કર્તવ્ય . . . . . ૧૪૬–૧૫૨
પરાધીનતા લાંબા કાળની નથી–૧૪૬, સ્વાધીનતા મેળવવાના પ્રયત્નો–૧૪૭, બીજા દેશોના પ્રયત્નો સાથે તુલના–૧૪૭, બ્રિટિશ સામ્રાજ્યની જર્જરિત અવસ્થા ૧૪૮, યુરોપિયન સંસ્કૃતિનું પરિણામ–૧૪૮, માનવકલ્યાણકારી આદર્શોને ન ગુમાવીએ–૧૪૯, સાર્વજનિક માનવધર્મની આવશ્યકતા–૧૫૦, સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર–૧૫૧, ઉજ્જવળ ભવિષ્ય–૧૫૨

## પુસ્તક પહેલું

પ્રકરણ પૃષ્ઠ

**૧લું ભારતમાં યુરોપિયનોનો પ્રવેશ . . . ૩–૨૧**

ચારસો વર્ષ પહેલાં ભારત તથા યુરોપનો સંબંધ-૩, ભારત પહોંચવાનો જળમાર્ગ શોધવાની અગત્ય-૪, પોર્ટુગીઝોનો ભારતમાં પ્રવેશ-૫, પોર્ટુગીઝ સત્તાનો અંત-૭, ડચ લોકો-૮, ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના-૧૦, જહાંગીર અને અંગ્રેજો-૧૧, શાહજહાં અને અંગ્રેજો-૧૨, અંગ્રેજ વેપારીઓનું ચારિત્ર્ય-૧૩, ઔરંગઝેબ અને અંગ્રેજો-૧૫, ફ્રેંચ લોકોનો પ્રવેશ-૧૬, ફ્રેંચો અને અંગ્રેજોના દક્ષિણ ભારતમાં સામસામા મોરચા-૧૯, અંગ્રેજોના રાજ્યનો પાયો-૨૧

**૨જું સિરાજુદ્દૌલા . . . . . ૨૨–૭૧**

નવાબ અલીવર્દીખાં-૨૨, બંગાળાને લૂટવાની યોજના-૨૩, સિરાજુદ્દૌલા વિરુદ્ધ પ્રયાસો-૨૫, અલીવર્દીખાંની સલાહ-૨૬, અંગ્રેજોનો વ્યવહાર-૨૭, સિરાજુદ્દૌલાની અંગ્રેજો પર ચડાઈ-૨૯, અંગ્રેજોની લાંચ અને ભેદનીતિ-૩૧, વિજયી સિરાજુદ્દૌલાનો કલકત્તામાં પ્રવેશ-૩૩, કલકત્તાનું કારાગૃહ-૩૪, સિરાજુદ્દૌલા કલકત્તાથી પાછો ફરે છે-૩૬, સિરાજુદ્દૌલા સાથે પ્રપંચ-૩૮, બજબજની લડાઈ-૪૦, અંગ્રેજોએ કલકત્તા ફરી જીત્યું-૪૧, હુગલીની લૂટ અને કત્લેઆમ-૪૨, સિરાજુદ્દૌલા સાથે સંધિ-૪૩, વિશ્વાસઘાત-૪૪, અલીનગરની સંધિ-૪૬, સિરાજુદ્દૌલા તથા વૉટ્સન વચ્ચે પત્રવ્યવહાર-૪૮, ચંદ્રનગર ઉપર હુમલાનો અંગ્રેજોનો વિચાર-૫૧, ક્લાઇવની લુચ્ચાઈ-૫૩, ચંદ્રનગર લીધું-૫૪, સિરાજુદ્દૌલાને ધમકી-૫૫, સિરાજુદ્દૌલાની સચ્ચાઈ-૫૬, વૉટ્સનનું કાવતરું-૫૮, મીરજાફર સાથે ગુપ્ત સંધિ-૬૨, પ્લાસીનું યુદ્ધ-૬૩, મીરજાફરને ગાદીએ બેસાડવામાં આવે છે-૬૬, મુર્શિદાબાદની લૂટ-૬૭, અમીચંદને છેતર્યો-૬૮, સિરાજુદ્દૌલાની હત્યા-૬૯, સિરાજુદ્દૌલાનું ચારિત્ર્ય-૭૦

**૩જું મીરજાફર . . . . . . ૭૨–૧૦૦**

હિંદુમુસ્લિમ પક્ષપાતનો પ્રારંભ-૭૨, રાજા રામનારાયણસિંહ પર હુમલો-૭૩, રામરામસિંહ ઉપર હુમલો-૭૪, રામનારાયણ ઉપર ચડાઈ-૭૫, શાહજાદા અલીગૌહરની બિહારયાત્રા-૭૮, ક્લાઇવની કપટયોજના-૭૯, મીરનની દૂરદર્શિતા-૮૨, શાહઆલમની, અનિશ્ચિતતા-૮૪, મીરનની

હત્યા-૮૫; બંગાળાની દુર્દશા-૮૬; બીજી ક્રાંતિની તૈયારી-૮૭; ધન અને ધરતીની ભૂખ-૮૮; મીરકાસિમ સાથે ગુપ્ત સંધિ-૯૦; મીરજાફરના મહેલ ઉપર અચાનક હુમલો-૯૨; મીરજાફરનું દુઃખ અને પશ્ચાત્તાપ-૯૨; મીરજાફરને પદભ્રષ્ટ કર્યો-૯૪; મીરજાફર ઉપર જૂઠા આરોપ-૯૬; અંગ્રેજોને થયેલ લાભ-૯૭; કંપનીની ટંકશાળ-૯૮.

૪થું મીરકાસિમ . . . . . . ૧૦૧–૧૩૫

બંગાળાની હાલત-૧૦૧; વર્ધમાનમાં કંપનીના અત્યાચારો-૧૦૨; જકાતમાફી અને દુરુપયોગ-૧૦૩; વેપાર સંબંધી અત્યાચાર-૧૦૫; મીરકાસિમની ફરિયાદો-૧૦૯; રાજા નંદકુમારનો દેશપ્રેમ-૧૧૦; મુગલસામ્રાજ્યની નિર્બળતા ૧૧૧; મરાઠાઓનું નેતૃત્વ (પાણીપતનું યુદ્ધ) -૧૧૧; પાણીપતનું પરિણામ-૧૧૩; શાહઆલમ અને અંગ્રેજો-૧૧૪; રામનારાયણ સાથે વિશ્વાસઘાત-૧૧૫; મીરકાસિમનું ચારિત્ર્ય અને શાસન-૧૧૬; મીરકાસિમની સામે કાવતરું-૧૧૮; અંગ્રેજોની લૂંટફાટ -૧૨૦; મોઘીરની સંધિ-૧૨૧; મીરકાસિમે જકાત ઉઠાવી લીધી-૧૨૨; બીજો સૂબેદાર ઊભો કરવાની તજવીજ-૧૨૩; નવી માગણીઓ-૧૨૪; પટના ઉપર અચાનક હુમલો-૧૨૬; મીરજાફર સાથે ફરી કાવતરું-૧૨૮; ઉદવાનાલામાં મોરચા-૧૨૯; નિમકહરામ ઈસાઈ અમલદારો-૧૩૦; ઉદવાનાલાનો પરાજય-૧૩૨; કેટલાક ખાસ વિશ્વાસઘાતીઓ-૧૩૨; મીરકાસિમના શાસનનો અંત-૧૩૫.

૫મું ફરી મીરજાફર . . . . . . ૧૩૬–૧૪૮

મીરજાફર સાથે નવી સંધિ-૧૩૬; બંગાળાની દુર્દશા-૧૩૭; મીરકાસિમના અંતિમ પ્રયત્નો-૧૩૮; અંગ્રેજો ઉપર શુજાઉદ્દૌલાનો પત્ર-૧૩૯; શુજાઉદ્દૌલાને ફોડવાનો પ્રયત્ન-૧૪૧; શુજાઉદ્દૌલાની સેનામાં વિશ્વાસઘાતી-૧૪૨; બક્સરનું સુપ્રસિદ્ધ યુદ્ધ-૧૪૪; મીરકાસિમનો અંત-૧૪૫; ચુનારગઢમાં અંગ્રેજોનો પરાજય-૧૪૫; શુજાઉદ્દૌલા સાથે સંધિ-૧૪૬; મીરજાફરનો અંત-૧૪૮.

૬ઠ્ઠું મીરજાફરના મૃત્યુ પછી . . . ૧૪૯–૧૬૩

નવાબ નજમુદ્દૌલા-૧૪૯; ક્લાઈવનું પુનરાગમન-૧૫૦; યોજના-૧૫૧; શુજાઉદ્દૌલા સાથે નવી સંધિ-૧૫૨; કંપનીને દીવાની મળે છે-૧૫૨; નજમુદ્દૌલાની હત્યા-૧૫૩; ભયંકર લૂંટ અને દો-અમલી-૧૫૪; મીઠાવેરો-૧૫૮; ક્લાઈવનું વ્યક્તિગત ચારિત્ર્ય-૧૫૮; દો-અમલીથી બંગાળાનો નાશ-૧૬૦; ગરીબી, દુકાળ અને મહામારી-૧૬૧; રક્તનાં આંસુ-૧૬૩.

## ૭મું વૉરન હેસ્ટિંગ્સ . . . . ૧૬૪–૧૮૨

દાઉ અમલીનો અંત-૧૬૪; નિર્દોષ ગેરિવાનો સંહાર-૧૬૬; મહારાજા નંદકુમારને ફાંસી-૧૬૮; બનારસના મહારાજા સાથે તકરાર અને લૂંટ -૧૭૧; અયોધ્યાની બેગમો પર અત્યાચાર-૧૭૨; શાસનને નામે દેશવ્યાપી લૂંટ-૧૭૭; ગોરખપુરના અત્યાચારો-૧૭૮, મહેસૂલ વધાર્યું-૧૮૦; વૉરન હેસ્ટિંગ્સ ઉપર મુકદ્દમો-૧૮૧.

## ૮મું પ્રથમ મરાઠા વિગ્રહ . . . ૧૮૩–૨૧૧

મરાઠામંડળ-૧૮૩; મરાઠા સામ્રાજ્યની અવનતિ-૧૮૪; દક્ષિણમાં કંપનીની નીતિ-૧૮૫; સાષ્ટી અને વસાઈ ઉપર નજર-૧૮૬; નાના ફડનવીસ અને અંગ્રેજો-૧૮૯; મોસ્ટિનના કરતૂકો-૧૮૯; પેશવા નારાયણરાવનું ખૂન-૧૯૦; વિદ્રોહી રાઘોબા અને અંગ્રેજો-૧૯૧; પ્રથમ મરાઠા-યુદ્ધનું મૂળ-૧૯૨, અંગ્રેજોની પ્રથમ હાર-૧૯૨; અંગ્રેજોની ગાયકવાડ સાથે સંધિ-૧૯૨, વૉરન હેસ્ટિંગ્સની બેવગી ચાલબાજી-૧૯૪; પુરંધરની સંધિ-૧૯૫, સંધિ તોડવાના પ્રયત્નો-૧૯૭, કલકત્તાથી અંગ્રેજી સેનાનું પ્રસ્થાન-૧૯૮, વરાડના રાજાને ફોડવાનો પ્રયત્ન-૧૯૯; તળેગાવનું યુદ્ધ -૨૦૦, અંગ્રેજોનો ફરી પરાજય અને સંધિ-૨૦૧; બીજી સંધિનું ઉલ્લંઘન-૨૦૧; મહારાણી અહલ્યાબાઈ-૨૦૨, સિંધિયા તથા રાઘોબા સાથે ગુપ્ત સંધિ-૨૦૩, સિંધિયાનો વિશ્વાસઘાત-૨૦૪, બધા ભારતીય રાજાઓને એક કરવાનો નાનાનો પ્રયત્ન-૨૦૫;-અંગ્રેજોની ત્રીજી હાર-૨૦૭, હૈદરઅલી અને નિઝામની તુલના-૨૦૮, નિઝામને વિશ્વાસઘાત-૨૦૯, સાલબાઈની સંધિ-૨૧૦.

## ૯મું હૈદરઅલી . . . . . . ૨૧૨–૨૪૫

હૈદરઅલીનો જન્મ-૨૧૨; મ્હૈસૂરની સેનામાં જોડાયો-૨૧૪, હૈદરઅલી દીવાન નિમાયો-૨૧૫; અંગ્રેજો સાથે પ્રથમ યુદ્ધ-૨૧૭, હૈદરનો વિજય અને ઉદારતા-૨૧૯, ટીપૂનો મદ્રાસ ઉપર હુમલો-૨૨૦, નિઝામનો વિશ્વાસઘાત-૨૨૧; હૈદરઅલીની માતા-૨૨૧; પીરઝાદા ખાકીશાહ -૨૨૨; ઈસાઈ પાદરીઓનો ફતવો-૨૨૩; મેંગલોરમાં ટીપૂનો વિજય-૨૨૫; હૈદરઅલી મદ્રાસના ફાટકે પહોંચ્યો-૨૨૬; ઈંગ્લાંડના બાદશાહ સાથે પ્રથમ સંધિ-૨૨૮; મદ્રાસના ફાટક ઉપર ચિત્ર-૨૨૯; અંગ્રેજોનો સંધિભંગ-૨૨૯; હૈદરઅલી અને નાના ફડનવીસ વચ્ચે સંધિ-૨૩૦; હૈદરઅલીએ કર્ણાટક જીત્યુ-૨૩૧; ફરી મદ્રાસ તરફ-૨૩૨; પૂરિમપાકનું યુદ્ધ-૨૩૨; આર્કાટનો વિજય-૨૩૩; ઉદારતા-૨૩૩; વિજય ઉપર વિજય અને અંગ્રેજોનો ગભરાટ-૨૩૪, બે રમૂજી ઘટનાઓ

૨૩૫; અચાનક મૃત્યુ–૨૩૬; યુદ્ધનો અંત–૨૩૬; હૈદરનું બળ ૨૩૮; શિક્ષણ અને ધાર્મિક ઉદારતા–૨૩૯; હૈદરઅલી અને શંકરાચાર્ય ૨૪૦; ઇન્સાફ–૨૪૧; બુદ્ધિની પ્રખરતા–૨૪૨; વીરતા અને સાદગી –૨૪૩; હૈદરઅલી અને અંગ્રેજો–૨૪૪.

૧૦મું સર જૉન મૅકફરસન . . . ૨૪૬–૨૪૮

મોહમ્મદઅલીને ઇગ્લાંડના બાદશાહની ભેટ–૨૪૬; તેના ઉપર જબરદસ્તી–૨૪૬; મૅક્ફરસનનું ચારિત્ર્ય–૨૪૭.

૧૧મું લૉર્ડ કૉર્નવાલિસ . . . ૨૪૯–૨૬૭

ગવર્નર જનરલની અધિકારવૃદ્ધિ–૨૪૯; ટીપૂ સાથે યુદ્ધની તૈયારી–૨૫૧; મરાઠા અને નિઝામને ફોડ્યા–૨૫૨; યુદ્ધનું બહાનું–૨૫૩; યુદ્ધનો પ્રારંભ–૨૫૪; ટીપૂની સેનામાં વિશ્વાસઘાતકો–૨૫૫; શ્રીરંગપટ્ટણ ઉપર અંગ્રેજોની ચડાઈ–૨૫૬; સંધિ–૨૫૭, કૉર્નવાલિસ અને દિલ્હીસમ્રાટ –૨૫૮; અયોધ્યાનો નવાબ–૨૫૮; નિઝામ–૨૫૯; કંપનીના નોકરો–૨૬૦; ભારતની ગ્રામપંચાયતો–૨૬૦; તેનો નાશ–૨૬૩; નવી અંગ્રેજી અદાલતો–૨૬૪; કાયમી જમાબંદીની પદ્ધતિ–૨૬૫; દેશની દશા–૨૬૭.

૧૨મું સર જૉન શૉર . . . . ૨૬૮–૨૮૬

નિમણુક–૨૬૮; દિલ્હીના સમ્રાટની સાથે દગો–૨૭૦; માધોજી સિંધિયા વિરુદ્ધ ખટપટો–૨૭૧; મરાઠામંડળની અવ્યવસ્થા–૨૭૩; માધોજી સિંધિયાની હત્યા–૨૭૪; અંગ્રેજોને લાભ–૨૭૫; પેશવા માધવરાવ નારાયણનું મૃત્યુ–૨૭૬; છઠ્ઠો પેશવા બાજીરાવ–૨૭૭; નિઝામ–૨૭૮; કર્ણાટક–૨૮૦; રોહિલખંડ–૨૮૧; અયોધ્યા–૨૮૨; ભારતને ખરચે બીજા દેશોનો વિજય–૨૮૫.

૧૩મું અંગ્રેજોની સામ્રાજ્યપિપાસા . ૨૮૭–૨૯૪

માર્ક્વિસ વેલેસ્લી–૨૮૭; યુરોપમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનુ મોજું–૨૮૭; મેઝિનીના વિચારો–૨૮૮; માર્ક્વિસ વેલેસ્લીનો ઉદ્દેશ–૨૯૧; સહાયકારી સંધિ–૨૯૨; ઈસાઈ ધર્મનો પ્રચાર–૨૯૩.

૧૪મું વેલેસ્લી અને નિઝામ . . ૨૯૫–૩૦૩

ઇંગ્લાંડના પ્રધાન ઉપર વેલેસ્લીના પત્રો–૨૯૫; નિઝામને સહાયકારી યોજનામાં ફસાવવાની ખટપટ–૨૯૬; હૈદરાબાદમાં બે અંગ્રેજ દૂતો –૨૯૭; અઝીમુલઉમરા સાથે ગુપ્ત કાવતરું–૨૯૮; વેલેસ્લીની વ્યાપક યોજના–૨૯૯; નિઝામ સાથે સહાયકારી સંધિ–૩૦૧; વેલેસ્લી અને સાથીઓને ઇનામ–૩૦૨.

૧૫મું ટીપૂ સુલતાન . . . . ૩૦૪–૩૩૪
ટીપૂના નાશનો સંકલ્પ-૩૦૫; જૂઠાં દોષારોપણ-૩૦૬; ટીપૂ સાથે દગો-૩૦૮; ટીપૂ અને વેલેસ્લીનો પત્રવ્યવહાર-૩૦૯; યુદ્ધની જાહેરાત-૩૧૧; વિશ્વાસઘાતની જાળ-૩૧૧; વિશ્વાસઘાતી પૂર્ણિયા અને નિમક-હરામ કમરુદ્દીન-૩૧૩; શ્રીરંગપટ્ટણનું યુદ્ધ-૩૧૫; સય્યદ ગફ્ફારની વફાદારી-૩૧૫; સય્યદ ગફ્ફારનું ખૂન-૩૧૬; ટીપૂનો વીરોચિત અંત-૩૧૭; અંગ્રેજી સેનાના અત્યાચારો-૩૧૯; મહેલની લૂંટ અને ટીપૂના રાજ્યનો અંત-૩૨૦; નવા બાળમહારાજા સાથે સંધિ-૩૨૦; મલિક જહાનખાં-૩૨૧; ટીપૂના ચારિત્ર્યને કલંકિત કરવાની કોશિશો-૩૨૨; ટીપૂની ધાર્મિકતા-૩૨૩; હિંદુઓ સાથેનો વહેવાર-૩૨૬; મંદિરોને જમીન આપી-૩૨૮; ટીપૂનો એક શિલાલેખ-૩૨૯; વિદ્યાપ્રેમ-૩૩૧; વ્યક્તિગત ચારિત્ર્ય-૩૩૨; નિષ્ફળતાના કારણો-૩૩૩.

૧૬મું અયોધ્યા અને ફરૂખાબાદ . . ૩૩૫–૩૪૨
અંગ્રેજ રેસિડન્ટો-૩૩૫; ૧૭૯૮ની સંધિ-૩૩૫; વઝીરઅલી સાથે તકરાર-૩૩૬; નવી માગણીઓ-૩૩૬; ઇતિહાસલેખક મિલનો અભિપ્રાય-૩૩૮; જબરદસ્તી-૩૪૦; અરધી રિયાસત છીનવી લીધી-૩૪૦; રિયાસતનો અંત-૩૪૧.

૧૭મું તાંજોરના રાજ્યનો અંત . . ૩૪૩–૩૫૦
અંગ્રેજો ઉપર ઉપકાર-૩૪૩; તાંજોર ઉપર ચઢાઈ-૩૪૪; સંધિ અને ઉલ્લંઘન-૩૪૫; સહાયકારી સંધિની જાળ-૩૪૬; કાવતરું-૩૪૬; ખુલ્લી જબરદસ્તી-૩૪૭; તાંજોર ઉપર કબજો-૩૪૯.

૧૮મું કર્ણાટકની નવાબીનો અંત . ૩૫૧–૩૬૧
વેલેસ્લીનો પત્ર-૩૫૨; ઉમદતુલઉમરાનો જવાબ-૩૫૩; નવાબ ઉપર આક્ષેપો-૩૫૪; અંગ્રેજ ઇતિહાસલેખકોનો અભિપ્રાય-૩૫૬; નવાબનું મૃત્યુ-૩૫૯; નવાબીનો અંત-૩૬૦; ભારતમાં કંપનીની નીતિ-૩૬૧.

૧૯મું સુરતની નવાબીનો અંત . . ૩૬૨–૩૬૫
પહેલી કોઠી-૩૬૨; દો-અમલી હકૂમત-૩૬૨; નવાબીનો નાશ કરવાનો ઇરાદો-૩૬૪; મુલક વગરની નવાબી-૩૬૫.

૨૦મું પેશવાને ફસાવવાનો પ્રયત્ન . ૩૬૬–૩૯૮
મરાઠાઓનો ડર-૩૬૬; દોલતરાવના પ્રયત્નો-૩૬૮; દોલતરાવને પૂનામાંથી ખસેડવાની બાજી-૩૬૯; દોલતરાવના નાશની તજવીજ-૩૭૩;

ભોંસલેને ફોડવાના પ્રયત્નો-૩૭૮; સિંધિયા પૂનાથી રવાના-૩૭૭, મરાઠાઓ ઉપર જૂઠા દોષારોપો-૩૭૭; પેશવા સાથે ચાલબાજી-૩૭૮; લાલચ-૩૮૧; નાનાના અંતિમ પ્રયત્નો-૩૮૨; નાનાનું મૃત્યુ-૩૮૪; બાજીરાવને ફસાવવાનો પ્રયત્ન-૩૮૪; સહાયકારી સંધિ માટે આગ્રહ -૩૮૮; વેલેસ્લીનો ગુપ્ત પત્ર-૩૮૯; દૌલતરાવની દૂરદર્શિતા-૩૯૨; દૌલતરાવ ઉપર ચડાઈ-૩૯૩; અંદર અંદરનો ઝઘડો-૩૯૩; પૂનામાં વિદ્રોહ અને પૂનાનો સંગ્રામ-૩૯૪; બાજીરાવ પૂના છોડે છે-૩૯૫; પેશવા અમૃતરાવ-૩૯૬; વસાઈની સંધિ-૩૯૭.

૨૧મું બાજીરાવનો ફરી અભિષેક . ૩૯૯–૪૦૪

મરાઠામંડળમાં ખળભળાટ-૩૯૯; પૂના ઉપર ચડાઈ કરવાની અંગ્રેજોની યોજના-૪૦૦; અંગ્રેજી સેનાનું પ્રસ્થાન-૪૦૧; બાજીરાવનો ફરી અભિષેક-૪૦૩.

૨૨મું બીજા મરાઠા યુદ્ધનો આરંભ . ૪૦૫–૪૩૨

અસહાય બાજીરાવ-૪૦૫; વસાઈની સંધિમાં ભય-૪૦૬; સિંધિયા-ભોંસલે સાથે યુદ્ધની તૈયારી-૪૦૭; જનરલ લોર્ડ લેક-૪૦૮; વેલેસ્લીનો લેક ઉપર પત્ર-૪૦૯; મરાઠામંડળની એકતાના પ્રયત્નો-૪૧૧; સિંધિયાને પૂના જતો રોક્યો-૪૧૪; યુદ્ધની ગુપ્ત તૈયારી-૪૧૫; વરારના રાજાને ધમકી-૪૧૫; યુદ્ધનો નિશ્ચય-૪૧૭; અંગ્રેજોનો ખરો હેતુ-૪૨૦; ફ્રેંચોના ભયનું બહાનું-૪૨૨; મરાઠા ઉપર પ્રથમ ઘા કરવાનો અંગ્રેજોનો ઇરાદો-૪૨૪; સિંધિયાનો સ્પષ્ટ પત્ર-૪૨૭; યુદ્ધની જાહેરાત-૪૨૯; લીસ્ટરનો પત્ર-૪૩૦; પાર્લામેન્ટમાં બીજા મરાઠા યુદ્ધનો પ્રશ્ન-૪૩૦.

૨૩મું પ્રપંચજાળ . . . . . . ૪૩૩–૪૪૭

જસવંતરાવને સિંધિયાથી જુદો પાડવાના પ્રયત્નો-૪૩૩; અમીરખાં સાથે કાવતરું-૪૩૪; સિંધિયા વિરુદ્ધ બીજાં કાવતરાં-૪૩૬; બાદશાહને ફોડ્યો-૪૩૮; બાદશાહને દગો-૪૩૯; સિંધિયાના સામંતો સાથે કાવતરું-૪૪૦; શીખ સરદારો સાથે કાવતરું-૪૪૩; રોહિલા નવાબની વિરુદ્ધ યોજના-૪૪૫; ભરતપુરના રાજાને લાલચ-૪૪૭, સિંધિયાના વિશ્વાસઘાતી યુરોપિયન અમલદારો-૪૪૭.

૨૪મું સામ્રાજ્યવિસ્તાર . . . . . ૪૪૮–૪૯૦

અંગ્રેજોની સૈન્યજાળ-૪૪૮; ચાંદીની ગોળીથી અહમદનગર જીત્યું-૪૪૯; પેશવાને ગોળગોળ વચનો-૪૫૦; પેશવાના મંત્રીઓને લાચ-

૪૫૩; દૌલતરાવની તૈયારી-૪૫૬' રાષ્ટ્રીયતાની ખામી-૪૫૬; અસાઈનો સંગ્રામ-૪૫૬; કરાવતોની લડાઈ અને અંગ્રેજોનો વિજય -૪૫૯; સુથેદની કોશિશ-૪૬૦; બુરહાનપુર લીધું-૪૬૧; સિંધિયા અને ભોંસલેની સેના છૂટી પડી,-૪૬૨; યુદ્ધની તહકૂબી-૪૬૮; ભોંસલે અને સિંધિયાને અલગ કરવાના પ્રયત્નો-૪૬૫, આરગાંવ ઉપર ચડાઈ-૪૬૭, આરગાંવનો વિજય-૪૬૮, ગુજરાત ઉપર ચડાઈનો ઇરાદો-૪૬૯; બીજા રાજાઓને લાલચ આપી-૪૬૯; પાવાગઢનો વિજય-૪૭૧; ઓરિસ્સા પ્રાંત -૪૭૨; પુરી, બાલેશ્વર અને બારાબટ્ટીનો વિજય-૪૭૪, મયુરભંજની રાણી-૪૭૫, ઓરિસ્સામાં અંગ્રેજી શાસન-૪૭૬; બુંદેલખંડનો વિજય -૪૭૭, અલીગઢનો સંગ્રામ-૪૭૯; લેકના ગુપ્ત ઉપાયો-૪૮૨; ચાંદી અને સોનાની ગોળીઓ-૪૮૩; દિલ્હીનું વાસ્તવિક પ્રભુત્વ-૪૮૪, લસવાડીનો સંગ્રામ-૪૮૬; સિંધિયા અને ભોંસલે સાથે સંધિ-૪૯૦.

## પહેલા પુસ્તકનાં ચિત્રોનો ક્રમ


| | |
|---|---|
| પંડિત સુંદરલાલજી ... ... ... ... | મુખપૃષ્ઠ સામે |
| કબીર સાહેબ ... .. ... ... ... | પ્રસ્તાવના ૭૪ |
| ગોસ્વામી તુલસીદાસ ... ... ... ... | ,, ૭૪ |
| ગુરુ નાનક ... ... ... ... ... | ,, ૮૨ |
| સંત તુકારામ ... ... ... ... ... | ,, ૯૭ |
| નવરત્ન દરબાર ... ... ... ... ... | ,, ૧૨૮ |
| દારાશિકોહ ... ... ... ... ... | ,, ૧૩૧ |

* * *

| | |
|---|---|
| કાલિકટના રાજા સામુરી અને વાસ્કો ડી ગામાની મુલાકાત ... | ૫ |
| બાદશાહ જહાંગીર અને સર ટૉમસ રોની મુલાકાત ... .. | ૧૧ |
| અલીવર્દીખાં ... ... ... ... ... ... | ૨૨ |
| સિરાજુદ્દૌલા ... ... ... ... ... ... | ૨૪ |
| મીરજાફર અને મીરન ... ... ... ... | ૮૫ |
| મીરકાસિમ . ... ... ... ... ... | ૧૧૬ |
| નવાબ વજીર શુજાઉદ્દૌલા ... ... ... ... | ૧૪૦ |
| નેજમુદ્દૌલા ... . ... ... ... ... | ૧૪૬ |
| સમ્રાટ શાહઆલમ ક્લાઇવને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દીવાની આપે છે. ... ... ... ... ... | ૧૫૨ |

બનારસનો રાજા ચૈતસિંહ... ... ... ... ... ૧૭૧
છત્રપતિ શિવાજી ... ... ... ... ... ... ૧૮૩
નાના ફડનવીસ ... ... ... ... ... ... ૧૮૮
પેશવા નારાયણરાવનું ખૂન ... ... ... ... ૧૯૦
નારાયણરાવ પેશવા ... ... ... ... ... ૧૯૦
મહારાણી અહલ્યાબાઈ હોળકર ... ... ... ... ૨૦૨
હૈદરઅલી ... ... ... ... ... ... ૨૧૨
પૂરિમપાકનો સંગ્રામ ... ... ... ... ... ૨૩૨
કર્નલ બેલીની સામે થવા માટે ટીપૂના સૈન્યની કૂચ ... ... ૨૩૨
ટીપૂ સુલતાન ... ... ... ... ... ... ૨૩૪
શ્રીરંગપટ્ટણમાં હૈદરઅલી અને ટીપૂ સુલતાનની સમાધિ... ... ૨૩૬
ટીપૂ સુલતાનના બે પુત્રોને લૉર્ડ કૉર્નવાલિસ બાંહેધરીમાં લે છે. ... ૨૫૭
માધોજી સિંધિયા ... ... ... ... ... ૨૭૨
પેશવા માધવરાવ નારાયણ... ... ... ... ... ૨૭૬
ટીપૂ સુલતાન ... ... ... ... ... ... ૩૦૪
ટીપૂ સુલતાનના મૃત્યુ પછી તેના બે પુત્રો આત્મસમર્પણ કરે છે... ૩૧૯
શ્રીરંગપટ્ટણમાં 'દરિયાદૌલત' નામના ટીપૂના મહેલનું એક દૃશ્ય. ૩૨૦
ટીપૂ સુલતાનની પતાકાઓ અને સિંહાસનનું ચરણાસન.... ... ૩૨૦
ટીપૂ સુલતાનના સિંહાસનના શિખર ઉપરનો રત્નજડિત મોર ... ૩૨૨
ટીપૂ સુલતાનનું સિંહાસન... ... ... ... ... ૩૨૪
કૃષ્ણરાજા સાગર ... ... ... ... ... ૩૨૯
જગદ્‌ગુરુ શંકરાચાર્ય ઉપર ટીપૂ સુલતાને લખેલ પત્ર ... ... ૩૨૯
કૃષ્ણરાજા સાગરના પાયામાંથી નીકળેલ ટીપૂ સુલતાનના ફારસી
શિલાલેખનો ફોટો ... ... ... ... ... ૩૨૯
લખનૌનો રેસીડન્ટ સર જ્હોન રસલ અને તેનો મુનશી અલતાફ હુસેન ... ૩૩૫
મહારાજા દૌલતરાવ સિંધિયા ... ... ... ... ૪૦૬

## પહેલા પુસ્તકના નકશાઓનો ક્રમ

મ્હૈસૂર વિગ્રહો ... ... ... ... ... ... ૨૧૨
મરાઠા શક્તિનો પૂર્ણ વિસ્તાર ... ... ... ... ૨૮૭

---

# પ્રસ્તાવના

## ૧

### ઇતિહાસલેખનની કળા

વર્તમાન ઇતિહાસલેખનની કળા એ મોટે ભાગે અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિની પેદાશ છે જોકે પ્રાચીન ચીન, ભારત, ઇરાન, મિસર વગેરે દેશોમા પણ આ કળાનો સર્વથા અભાવ નહોતો. આમાના દરેક દેશોમાં તે તે દેશોની પ્રાચીન સંસ્કૃતિના થોડાઘણા લેખબદ્ધ ઇતિહાસ મળે છે અનેક પ્રાચીન યુનાની તથા રોમન વિદ્વાનોએ એ સમયે લખેલા ઇતિહાસોને આજે પણ પ્રમાણભૂત માનવામા આવે છે ઈસવીસનની અગિયારમી સદીના પ્રસિદ્ધ મુસલમાન ઇતિહાસલેખક અલ્બેરૂનીએ ઇતિહાસકલાનુ સુંદર અને વૈજ્ઞાનિક વિવેચન કર્યું છે, અને ઇતિહાસલેખકના સ્વાભાવિક વલણોમાથી ઉત્પન્ન થતી અનેક ભ્રાંતિઓથી ઇતિહાસના અભ્યાસીઓને સાવધાન કર્યા છે એ સમયના આરબોમા બીજા પણ કેટલાએક પ્રામાણિક ઇતિહાસલેખકો તથા ઇતિહાસ-કલા-વિશારદોના નામ મળી આવે છે છતા અમારે સ્વીકારવું જોઈએ કે વિસ્તૃત ઇતિહાસ લખવાની જે પ્રથા વર્તમાન યુગમા પ્રચલિત છે તે પ્રાચીન દેશોમા નહોતી. પ્રાચીન દુનિયામા અને ખાસ કરીને પ્રાચીન ભારતમા આજે જેવો ઇતિહાસ લખવામા આવે છે તેવો પોતપોતાના દેશ અને જાતિઓનો ઇતિહાસ લખવાનુ કાર્ય એટલુ જરૂરી માનવામા આવતું નહિ અને તેને એટલુ મહત્ત્વ પણ આપવામા આવતુ નહિ આ જ કારણથી પ્રાચીન ભારતનો કોઈ શૃંખલાબદ્ધ ઇતિહાસ મળતો નથી અને મોટા ભાગની પ્રાચીન સંસ્કૃતિઓનો ઇતિહાસ મેળવવા માટે જિજ્ઞાસુઓને પૌરાણિક કથાઓ, પ્રાચીન સાહિત્ય, પરંપરાગત ગાથાઓ અને પ્રાચીન સમયના ખોદી કાઢેલા અવશેષો વગેરેનુ શરણ લેવુ પડે છે.

### સર્વથા નિષ્પક્ષ ઇતિહાસની અસંભવિતતા

ખરું જોતાં ઇતિહાસ લખવાની કળાને આજે જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તે વર્તમાન આંતરરાષ્ટ્રીય માનસિક સ્થિતિનું એક ખાસ પરિણામ છે. અને માનવજાતિની વાસ્તવિક ઉન્નતિ માટે તેને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તેટલી મહત્ત્વની એ કળા ન પણ હોય. વર્તમાન ઇતિહાસનો મોટા ભાગનો સંબંધ પોતાના સમયની રાજનૈતિક અવસ્થા સાથે હોય છે. સામાન્ય રીતે કોઈ પણ મનુષ્ય પોતાના સમયની રાજનૈતિક અવસ્થા તરફ સર્વથા પક્ષપાતશૂન્ય ન હોઈ શકે. જાણે વા અજાણે પ્રત્યેક લેખકના વિચારો કોઈ એક પક્ષ તરફ ઢળેલા જ હોય છે. પોતાના સમયની કોઈ એક ઘટનાને અથવા તો અમુક પ્રકારની ઘટનાઓને સરખું જ મહત્ત્વ આપતા હોય એવા કોઈ બે ઇતિહાસલેખકો મળવા મુશ્કેલ છે. વ્યક્તિગત પક્ષપાત અથવા વ્યક્તિગત વલણ ઉપરાંત પ્રત્યેક મનુષ્યના મનમાં સામાજિક, જાતીય કે સાંપ્રદાયિક વલણો પણ પોતાનું સ્થાન જમાવે છે, અને તે માણસની લેખિની ઉપર પોતાનો પ્રભાવ પાડ્યા વગર રહેતાં નથી. આથી સામાન્ય રીતે સર્વથા નિષ્પક્ષ ઇતિહાસ મળવો બિલકુલ અસંભવિત ન હોય તોપણ લગભગ અસંભવિત જરૂર છે. આ રીતે પક્ષપાતથી રંગાયેલો ઇતિહાસ વાચકના મનમાં પણ એ જ પ્રકારનો પક્ષપાત ઊભો કરવાના કાયમી સાધનરૂપ બની જાય છે. મનુષ્યની પરિમિત માનસિક શક્તિ ઉપર અનેક તારીખો તથા વ્યક્તિઓનાં વર્ણન અથવા ચરિત્રનિરૂપણનો બોજો લાદવાની પણ આવશ્યકતા નથી. પોતાના તથા પારકાના દોષો યાદ રાખવાને બદલે સંચિત પુણ્ય વિચારો તરફ નજર રાખવી એ મનુષ્ય માટે અધિક શ્રેયસ્કર છે. ખાસ કરીને વધારે જરૂર તો રાજનીતિના ક્ષેત્રમાં છે, કારણ કે ત્યાં માનવપ્રેમ અને આત્મોત્સર્ગને બદલે દ્વેષ અને સ્વાર્થનો જ આપણાં કૃત્યો ઉપર વધારે પ્રભાવ હોય છે. આ જ કારણને લીધે પ્રાચીન સમયના વિદ્વાનો પોતપોતાનાં રાષ્ટ્રોનાં સાચાં અને વિસ્તૃત વર્ણનો લખવાને બદલે કલ્પિત અથવા અર્ધ ઐતિહાસિક કથાઓ મારફત પોતાના સમયના સૌથી ઉચ્ચ નૈતિક, સામાજિક તથા ધાર્મિક આદર્શોને ચીતરવાનું વધારે યોગ્ય માનતા હતા. આ જ કારણને લીધે અનેક ઊંચામાં ઊંચી કોટીના ગણાતા પ્રાચીન ગ્રંથોમાં લેખકનું નામ પણ મળતું નથી. આ જ કારણને લીધે ભારતના પ્રાચીન સાહિત્યમાં તારીખોનો બરાબર પત્તો લાગતો નથી. કોઈ સાધારણ ઇતિહાસ કરતાં રામાયણ-મહાભારત જેવા પ્રાચીન ગ્રંથોની

શ્રેષ્ઠતા કે ન્યૂનતાનો ભેદ પણ આપણને આ જ બાબતમાં મળે છે.

**ઇતિહાસલેખકની મુશ્કેલી**

મનુષ્યને પોતાના સમયનો ઇતિહાસ લખવામાં જે મુશ્કેલીઓ હોય છે તે કરતા વધારે મુશ્કેલીઓ ભૂતકાળનો ઇતિહાસ લખવામા આવે છે. ભૂતકાળનો ઇતિહાસ લખવાવાળાને આવા જ પક્ષપાતના રંગથી રંગાયેલા ઉલ્લેખોના આધારે જ પોતાની રચના પણ કરવી પડે છે વળી સમય અને વસ્તુસ્થિતિથી દૂર હોવાને લીધે વધારે અંધારામા ગોથાં ખાવા પડે છે. ભારતનો અને ખાસ કરીને અંગ્રેજી કાળના ભારતનો ઇતિહાસ લખવાવાળાની મુશ્કેલીઓ તો અનેકગણી વધી જાય છે બ્રિટિશ ભારતનો ઇતિહાસ લખનારાઓને મોટે ભાગે અંગ્રેજોએ લખેલા ગ્રંથોનો આશરો લેવો પડે છે આ સમયનો ભારતવાસીને હાથે લખાયેલો એક પણ સળંગસૂત્ર ઇતિહાસ મળતો નથી કોઈ કોઈ ભારતવાસીના હાથે લખાયેલા અધૂરા વૃત્તાંતો મળે છે ખરા, પણ તેમાના ઘણા લેખકો અંગ્રેજોના ખરીદેલા હોવાનુ તેમનાં લખાણો ઉપરથી જ સિદ્ધ થાય છે

**અંગ્રેજોએ લખેલો ભારતનો વિકૃત ઇતિહાસ**

સમસ્ત દુનિયાના ઇતિહાસમા જ્યા જ્યા એક પ્રજા બીજી પ્રજા ઉપર શાસન કરે છે ત્યા શાસક પ્રજાના લેખકોનુ લક્ષ્ય પોતાની કૃતિઓ દ્વારા પોતાની પ્રજાના લોકોમા દેશભક્તિ, આત્મવિશ્વાસ અને સાહસવૃત્તિને જાગ્રત કરવાનું અને શાસિત પ્રજાઓમા આ ગુણોને ઓછા કરવાનુ અથવા તો ઉત્પન્ન જ ન થવા દેવાનું હોય એ સ્વાભાવિક છે અંગ્રેજોએ લખેલો ભારતીય ઇતિહાસ પ્રાય અથથી ઇતિ સુધી આ દોષથી દૂષિત હોય છે ખરુ જેના આ નૈસર્ગિક દોષ વડે ભારતના ઇતિહાસને જેટલો વિકૃત બનાવવામા આવ્યો છે તેટલો વિકૃત કદાચ દુનિયાભરના કોઈ દેશના ઇતિહાસને કરવામા આવ્યો નથી ભારત અને ઇંગ્લાડનો સબધ જ એવા પ્રકારનો છે કે એક વાર આ સબધ શરૂ થયા પછી નિષ્પક્ષ ભારતીય ઇતિહાસનુ લેખન લગભગ અશક્ય થઈ ગયુ. એક બાજુ અંગ્રેજ લેખકોની સામ્રાજ્યપ્રિય દૃષ્ટિ અને બીજી બાજુ અંગ્રેજી સમયના મોટા ભાગના ભારતીય લેખકોનુ વિદેશી શિક્ષણ, માનસિક દાસત્વ અને આજીવિકાની વિકટ પરિસ્થિતિ. પરિણામ એ આવ્યું છે કે આજે ભારતીય ઇતિહાસના જે પુસ્તકો આપણને મળે છે તેમાના ઘણામા નિરર્થક તુચ્છ બાબતો ઉપર ભાર આપવામા આવે છે અને ઇતિહાસની મહત્ત્વની બાજુની અવગણના કરવામા આવે છે, ઐતિ-

હાસિક ઘટનાઓની સાંકળનું ખોટું બયાન આપવામાં આવે છે; અનેક વ્યક્તિઓનાં ચરિત્રને સફેદની જગાએ કાળાં અને કાળાંની જગાએ સફેદ રંગીને આપણી સમક્ષ ધરવામાં આવે છે; અનેક સાચી ઘટનાઓ ઇતિહાસમાં નજરે પણ પડતી નથી, જ્યારે અનેક કલ્પિત ઘટનાઓને સાચી ઠરાવીને વર્ણવવામાં આવે છે. આથી ભારતવાસીઓના અને તેમાં પણ ખાસ કરીને સરકારી વિશ્વવિદ્યાલયોના અધ્યાપકોના લખેલા ઇતિહાસો આ બાબતમાં દૂષિત અને શરમાવનારા જણાય છે. આ બધું ભારતની વર્તમાન અસ્વાભાવિક પરિસ્થિતિનું સ્વાભાવિક પરિણામ છે.

રાજનીતિજ્ઞોએ ઇતિહાસનો કરેલો અયોગ્ય ઉપયોગ

અમારા આ વિચારોના સમર્થનમાં અમે થોડાએક યુરોપિયન વિદ્વાનોનાં સંમતિદર્શક અવતરણો આપીએ છીએ.

પ્રસિદ્ધ ફ્રેંચ વિદ્વાન હર્વે લખે છે:—

"ઇતિહાસ એ હજુ સુધી સાહિત્યની સૌથી વિશેષ અનીતિમય અને ભ્રષ્ટકારી શાખા રહી છે. જ્યારે જ્યારે રાષ્ટ્રને નામે ધનલોલુપતા અને રક્તપિપાસાને તૃપ્ત કરવામાં આવે છે, ત્યારે ત્યારે ઇતિહાસ આ પ્રકારની લોલુપતા અને સાર્વજનિક હત્યાને પ્રશંસનીય ઠરાવે છે. ઇતિહાસનાં પાનાંઓમાં છળ અને કપટને ચતુર રાજનીતિનું પ્રમાણ માનવામાં આવે છે. જે વસ્તુ સાધારણ મનુષ્યો માટે પાપ ગણવામાં આવે છે તેને જ રાજદરબારોમાં અને સિંહાસનો ઉપર પ્રશંસનીય માનવામાં આવે છે."[1]

✓પ્રસિદ્ધ ઇતિહાસલેખક લેકી લખે છે:—

"રાજપ્રકરણી પુરુષોનું લક્ષ પોતાનું હિત શા સાધનમાં રહેલું છે એ તરફ હોય છે. × × × સત્ય પ્રત્યેનો નિસ્વાર્થ પ્રેમ અને રાજનૈતિક પ્રવૃત્તિ બંને સાથે સાથે સંભવતાં નથી. જે દેશોના

1 "History, so far, has been the most immoral and perverting branch of literature. It exalts greed and wholesale murder when greedy and murderous lusts are satisfied in the names of nations. Fraud is taken as evidence of clever diplomacy. What is counted immoral down low is held admirable in Courts and on Thrones."—M. Herve.

લોકોનો માનસિક સ્વભાવ મોટે ભાગે રાજનૈતિક જીવનને આધારે ઘડાયેલો હોય છે ત્યાં આપણે જોઈ શકીએ છીએ કે લોકો પોતાની સ્વાર્થસિદ્ધિને જ સત્યની કસોટી ઠરાવી દે છે." ૨

**અવિશ્વસનીય ઇતિહાસ**

પ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરે લખ્યું છે કે ફ્રાંસના એક બાદશાહને જ્યારે કોઈ ઇતિહાસનું પુસ્તક વાચવાની ઇચ્છા થતી ત્યારે તે પોતાના લાયબ્રેરિયનને કહેતો: "મારા જૂઠું બોલવાવાળાને લઈ આવ." સ્પેન્સર લખે છે કે ફ્રેંચ બાદશાહનું આ કથન અનુચિત નહોતું. ત્યાર પછી આજના ઇતિહાસની અવિશ્વસનીયતાનું વર્ણન કરતા સ્પેન્સર લખે છે:—

"રાજાઓની કારકિર્દી, લડાઈઓ અને એવી જ ઘટનાઓ જે દરેક દેશમા બન્યા જ કરે છે તે ઉપરાંત, તોડવાને માટે જ કરવામાં આવેલી સંધિઓ, જૂઠા અને બેઇમાન નોકરો મારફત લખવામાં આવેલ સરકારી પત્રો, દરબારીઓએ લખેલ ગપ્પાંથી ભરેલા પત્રો, અને એવી જ જાતની બીજી સામગ્રી સિવાય કોઈ એવી વસ્તુ આપણને મળતી નથી કે જેના ઉપર આપણે વિશ્વાસ મૂકી શકીએ. આ પ્રકારની સામગ્રીમાથી આપણે સત્ય કેમ તારવી શકીએ? × × ×" ૩

**કંપનીના અને પાર્લામેંટના જૂઠા કાગળપત્રો**

ભારતમાં અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ મોટે ભાગે ઈસ્ટ ઇંડિયા કંપનીના

---

૨ "The object of the politician is expediency . . . a disinterested love of truth can hardly co-exist with a strong political spirit In all countries where the habits of thought have been mainly formed by political life, we may discover a disposition to make expediency the test of truth."—Lecky in his *Nationalism in Europe*

3 "Beyond accounts of kings' reigns, of battles, and of incidents named in the chronicles of all the nations concerned, we have nothing to depend on but treaties made to be broken, despatches of corrupt and lying officials, gossiping letters of courtiers and so forth. How from these materials shall we distil the truth? . . ."—Herbert Spencer's *Facts and Comments.*

રિપોર્ટો તથા કાગળોમાંથી જ તારવી કાઢવો પડે છે. ઇતિહાસલેખક જેમ્સ મિલ ઇંગ્લાંડમાં કંપનીના 'પત્રવ્યવહાર વિભાગ'નો પ્રમુખ હતો, તથા તેણે લખેલ બ્રિટિશ ભારતના ઇતિહાસને સહુ કરતાં વધારે પ્રમાણભૂત માનવામાં આવે છે. આ મિલ કંપનીના પ્રકાશિત પત્રોના સંબંધમાં લખે છે —

"પોતે જે હકીકતો પ્રકાશિત કરવા નહોતા માગતા તે હકીકતો છુપાવી દેવામાં કંપનીના ડાયરેક્ટરોએ શરૂઆતથી અંત સુધી બહુ ચતુરાઈ દર્શાવી છે."[૪]

કેપ્ટન કનિંગહામે "શીખોનો ઇતિહાસ" નામનો એક પ્રસિદ્ધ ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથના ૧૮૫૩ના સંસ્કરણની પ્રસ્તાવનામાં પીટર કનિંગહામ લખે છે —

"હાલ ભારતનો ઇતિહાસ લખવા માટે જે સામગ્રી મળે છે તે એવી નથી કે જેના ઉપર કોઈ ઇતિહાસલેખક વિશ્વાસ મૂકે. પાર્લામેંટના બંને વિભાગો (હાઉસ ઑફ લૉર્ડ્ઝ અને હાઉસ ઑફ કૉમન્સ) દ્વારા જે સરકારી ઉલ્લેખો જનતા સમક્ષ કરવામાં આવે છે, તેમાં રાજનૈતિક પક્ષાપક્ષીની ક્ષણિક દૃષ્ટિને પરિણામે ફેરફારો થયા છે, અથવા તો લોકોને આઘાત ન પહોંચે એવા ખોટા ખ્યાલથી તેમાં કાપકૂપ કરવામાં આવી છે."[૫]

ઇંગ્લાંડમાં ઇંડિયા ઑફિસના 'રાજનૈતિક અને ગુપ્ત ઇતિહાસ'નો એક વારનો સેક્રેટરી પ્રસિદ્ધ ઇતિહાસલેખક સર જૉન કે અફઘાનયુદ્ધનું વર્ણન કરતાં એક જગાએ લખે છે —

---

૪ "Under the skill which the Court of Directors have all along displayed in suppressing such information as they wished not to appear —James Mill

૫ "The printed materials for the recent History of India are not of that character on which historians can rely. State Papers, presented to the people by both Houses of Parliament, have been altered to suit the temporary views of political warfare, or abridged out of mistaken regard to the tender feelings of survivor "—P Cunningham in the advertisement to the 2nd edition of *History of the Sikhs*, by Captain J. D Cunningham, 1853

"પાર્લામેંટના સરકારી કાગળપત્રોમાં અલેકઝાંડર બર્ન્સનું જીવન તથા ચારિત્ર્ય બંનેની ખોટી હકીકતો આપવામાં આવી છે. પાર્લામેંટના કાગળપત્રો ઇતિહાસ માટે સહુથી સરસ સામગ્રી છે એમ સમજવામાં આવે છે, પરંતુ ખરી રીતે આ સરકારી કાગળો મોટે ભાગે કાપકૂપ કરેલા દસ્તાવેજો અને બનાવટી કાગળોનો એકતરફી સંગ્રહ બની જાય છે–જેને રાજમંત્રીઓ સિક્કો મારે તેથી સાચા ગણવામાં આવે છે, જેમાં ચાલુ પેઢીના લોકો ભ્રમણામાં પડે છે, અને હવે પછીની ભાવિ પેઢીઓને ખોટી હકીકતો વારસામાં મળે છે."[૬]

"જૂઠાણાંનું મનોવાંછિત ક્ષેત્ર"

પાર્લામેંટના કાગળોના પ્રપંચની વધારે હકીકત આ પુસ્તકમાં આવતા અફઘાનયુદ્ધના વૃત્તાંતમાં વાચકને વાંચવા મળશે. જો ખુદ બ્રિટિશ પાર્લામેંટના કાગળપત્રોની આ સ્થિતિ હોય તો અગ્રેજોએ લખેલા સાધારણ ઐતિહાસિક ઉલ્લેખો ઉપર કેટલો વિશ્વાસ મૂકી શકાય?

ઇતિહાસલેખક ફ્રીમેન સ્વીકાર કરે છે કે સરકારી જાહેરાતો, પત્રો અને રાજકીય દસ્તાવેજોનું આખું ક્ષેત્ર "જૂઠાણાંનું મનોવાંછિત ક્ષેત્ર છે." તે લખે છે:—

"છતાં આ જૂઠાણાં બોધપ્રદ છે. × × × જેઓ સાચી હકીકત જાણે છે તેવા લોકોએ કહેલાં આ જૂઠાણાં છે. કેટલાએક ઉપાયોથી આ જૂઠમાંથી પણ સત્યનો અંશ મેળવવો સંભવિત છે, પરંતુ આ જૂઠાણાં ઉપર વિશ્વાસ રાખવાથી સત્યનો પત્તો મેળવી શકાય એમ નથી. જે માણસ દરેક બાદશાહી જાહેરાતો અને પાર્લામેંટના ઠરાવોની ભૂમિકા ઉપર પૂરતો વિશ્વાસ મૂકે, અથવા અમુક મોટા લોકોએ શું

૬ "The character and career of Alexander Burnes have both been mis-represented in those collections of State Papers which are supposed to furnish the best materials of history but which are often only one sided compilations of garbled documents,—counterfeits, which the ministerial stamp forces into currency, defrauding a present generation, and handing down to posterity a chain of dangerous lies."—*History of the Afghan War*, by Kaye, vol. ii, p. 13.

શું કર્યું અને એમ કરવામાં તેમનો હેતુ શો હતો તેનો અંદાજ એના ઉપરથી આંકે, તે મનુષ્યને બાળક જેવો ભોળો ગણવો જોઈએ. "૭

**જૂઠાણાંના નમૂના**

અંગ્રેજ વિદ્વાનોએ લખેલ હિંદુસ્તાનના મોટા ભાગના ઇતિહાસમાં જૂઠાણું કેટલું બધું અને કેટલું ભયંકર ભરેલું છે તેનો અનુભવ આ પુસ્તકના લેખકને ત્રણચાર વરસ પહેલાં જ થયો. સિંધ ઉપર લખાયેલ બધાં પુસ્તકોમાં સિંધના અંગ્રેજ વિજેતા સર- ચાર્લ્સ નેપિયરના ભાઈ મેજર જનરલ વિલિયમ નેપિયરે લખેલ The Conquest of Sindh પુસ્તક વધારે પ્રમાણભૂત ગણવામાં આવે છે. અંગ્રેજોએ સિંધ ઉપર વિજય મેળવ્યો એમાં તેમણે મનુષ્ય જાતિ ઉપર એક મોટો ઉપકાર કર્યો છે એવું સિદ્ધ કરવા માટે વિલિયમ નેપિયરે સિંધિઓ અને મુસલમાન શાસકોનાં ચારિત્ર જે અનેક કલંકોથી કલંકિત કર્યાં છે તેમાંનું એક કલંક શિશુહત્યાનું છે. નેપિયર લખે છેઃ—

"અને આ રાક્ષસો પોતાના જ હાથે પોતાનાં જ બાળકોની કઈ રીતે હત્યા કરતા હતા ! પ્રથમ તો તેઓ ભ્રૂણહત્યાના હેતુથી દવાઓ ખાતા; જો એનાથી કામ ન પતે તો કોઈ કોઈ વાર બાળકનો જન્મ થતાં જ તેને પોતાના જ હાથે કાપી ટુકડેટુકડા કરી નાખતા; પણ મોટે ભાગે તો તેઓ આ બાળકોને ગાદલા નીચે દબાવીને પોતે ઉપર બેસતા, અને જ્યારે ગાદીની નીચે તેમનાં બાળકોનો દમ નીકળી જતો હોય ત્યારે તેઓ ઉપર બેઠા બેઠા તમાકુ ખાતા, દારૂ પીતા અને પોતાના આસુરી કૃત્ય ઉપર એકબીજા અંદર અંદર મશ્કરી કરતા."૮

૭ ". . . Here we are in the very chosen region of lies . . . yet they are instructive lies; they are lies told by people who know the truth; truth may even, by various processes, be got out of the lies; but it will not be got out of them by the process of believing them. He is of childlike simplicity indeed who believes every royal proclamation or the preamble of every Act of Parliament, as telling us, not only what certain august persons did, but the motives which led them to do it."—Freeman.

૮ "And how did these monsters destroy their own children?

કેપ્ટન ઇસ્ટવિકને આ દિવસોમાં સિંધમાં ઘણુ દિવસો રહેવાનો તથા ત્યાંના શાસકો તથા પ્રજામાં હળવામળવાનો પ્રસંગ મળ્યો હતો; વળી તે સિંધી ભાષા તથા ત્યાંના રીતરિવાજોથી પણ સુપરિચિત થયો હતો. તે માણુસ આ લજ્જાજનક જૂઠાણુાની આલોચના કરતી વખતે એક બીજા યુરોપિયન વિદ્વાન ગ્રેટનનું નીચેનું વાક્ય ટાંકે છેઃ—

"ઇતિહાસમાં એવી ઘણી બાબતો મળે છે, જેને સાબિત કરવામાં કે જેનું ખંડન કરવામાં કંઈ ખાસ મહત્ત્વ નથી. સાર્વજનિક સદાચારનાં આ જાતનાં ઉજ્જ્વલ (પરંતુ અસત્ય) ચિત્રો ઇતિહાસમાં મળે છે કે જેને લોકો એક વાર જો સાચાં માને તો તેનું પરિણામ સારું જ આવ્યું છે. પરંતુ જ્યારે કોઈ વ્યક્તિ કે જાતિ ઉપર કલંક લગાડવામાં આવે છે, અને જ્યારે આપણે જોઈએ છીએ કે કેટલી સહેલાઈથી આ જૂઠાં કલંકોનો પ્રચાર કરવામાં આવે છે, લોકો કેટલા કુતૂહલથી તેને વાંચે છે તથા સાંભળે છે, અને જે વાતોને બનાવી કાઢવામાં કશી જ મહેનત પડતી નથી પરંતુ જેમનું ખંડન કરવામાં આજીવન પરિશ્રમ કરવો પડે છે કે કોઈ એવી જ વિકટ પરિસ્થિતિમાંથી પસાર થવું પડે છે × × × અને જેને લોકો બહુ જ સહેલાઈથી અને બેપરવાઈથી સ્વીકારી લે છે, ત્યારે વિવેકી વાચક અને લેખકને આ જાતના 'ઇતિહાસ ઉપર સંદેહ' પેદા થાય તે સ્વાભાવિક છે." ૯

---

First they gave potions, called *Odalisques*, to procure abortion; if these failed, they sometimes chopped the children to pieces with their own hands immediately after birth; but more frequently placed them under cushions and sat down, smoking and drinking and jesting with each other about their hellish work, while their children were being suffocated beneath them"—*The Conquest of Sindh*, part ii, p. 318.

૯ "There are many statements of history which it is immaterial to substantiate or disprove. Splendid pictures of public virtue have often produced their good if once received as fact. But, when private character is at stake, every conscientious writer or reader will cherish his 'historic doubts,' when he reflects on the facility with which calumny is sent

હિંદી નરેશોને બદનામ કરવાના પ્રયત્નો

ફરી વાર કહેવાની જરૂર નથી કે ખુદ અંગ્રેજ સાક્ષીઓના કથન મુજબ જ વિલિયમ નેપિયરનું પૂર્વોક્ત વર્ણન બિલકુલ કલ્પિત, જૂઠું અને નિરાધાર છે. આજથી માત્ર ૮૫ વરસ પહેલાં જ્યારે સિંધ ઉપર ઈસ્ટ ઇંડિયા કંપનીનો અમલ શરૂ થયો ત્યારના સિંધના અમીરો તથા તેની પ્રજાનો સાર્વજનિક તથા વ્યક્તિગત સદાચાર નેપિયર તથા તેના દેશબંધુઓના સદાચાર કરતાં અનેક ગણો વધારે પવિત્ર અને ઉચ્ચતર હતો. નેપિયરે જેમ સિંધવાસીઓના ચારિત્ર ઉપર નિરાધાર કલંક લગાડવાનો પ્રયત્ન કર્યો છે, તે જ રીતે તેણે સિંધના જે અમીરોએ કદી માદક દ્રવ્યને પોતાની નજીક પણ આવવા દીધું નહોતું, જેઓ તમાકુનો ધુમાડો પણ લેતા નહોતા, અને જેઓ સ્ત્રીજાતિના સતીત્વના રક્ષણ પ્રત્યે અસાધારણ ધ્યાન આપતા હતા, તેમને શરાબી અને ચારિત્રહીન તરીકે વર્ણવ્યા છે. અમે આ બધી હકીકતો વિશ્વસનીય અંગ્રેજ લેખકોના જ આધારે લખીએ છીએ. આ બધી બાબતોનું વિસ્તૃત વર્ણન વાચકોને આ પુસ્તકના સિંધ ઉપરના પ્રકરણમાં વાંચવા મળશે.

બરાબર એ જ રીતે જે સિરાજુદ્દૌલાએ પોતાના નાના અલીવર્દીખાંની અંતિમ આજ્ઞાનુસાર રાજ્યારોહણથી માંડીને મૃત્યુ સુધીમાં કદી દારૂને હાથ નહોતો અડાડ્યો,[10] અથવા તે સમયના ૯૯ ટકા ભારતીય નરેશો તેમ જ અંગ્રેજ શાસકોમા ન હોય એવો એક પણ વિશિષ્ટ દોષ જેના વ્યક્તિગત ચારિત્રમા નહોતો, તેને ઉચ્ચ કોટિના દુરાચારી તરીકે વર્ણવામા આવે છે. આ જ જાતનો અન્યાય મીરકાસીમ, હૈદરઅલી, ટીપૂ સુલતાન, નંદકુમાર, લક્ષ્મીબાઈ વગેરે અન્ય ભારતીય વીરોના ચારિત્ર્ય સંબંધે પણ કરવામાં આવ્યો છે આ બધી વિસ્તૃત હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે. ઇતિહાસલેખક સર જોન કે બિલકુલ સ્પષ્ટતાથી લખે છે — •

---

abroad, the avidity with which it is received, and the careless ease with which men credit what is costs little to invent and propagate, but requires an age of trouble, and an almost impossible conjunction of opportunities, effectually to refute" —Grattan's *History of the Netherlands*, vol. ii, p 242.

१० Scrafton's *Reflections*, as quoted in "बाङ्गलार इतिहास, नवाबी आमल" लेखक काशीप्रसन्न बन्द्योपाध्याय।

"× × × આપણામા એક રિવાજ થઈ પડ્યો છે કે પ્રથમ કોઈ દેશી રાજાનુ રાજ્ય લઈ લઈએ છીએ અને પછી પદચ્યુત નરેશને કે તેના ઉત્તરાધિકારીને ખોટેખોટા બદનામ કરીએ છીએ " ૧૧

**ઘટનાઓમા પણ જૂઠ**

જે સ્થિતિ વ્યક્તિઓના ચારિત્રની છે એ જ સ્થિતિ ઘટનાઓના વૃત્તાન્તની છે એટલે સુધી કે કેટલાક પુસ્તકોમા ભારતીય રાજાઓના ચિત્રો પણ ખોટા રગે રગનામા આવેલા કે કોઈ કોઈ જગાએ તો આદ્યોપાન્ત જૂઠા જ દોરેલા જોવામા આવે છે જે હૈદરઅલીએ પોતે ઉમરલાયક થયા પછી કદી દાઢીમૂછ રાખ્યા જ નહોતાં, તેનુ દાઢી અને મૂછોવાળુ ચિત્ર અનેક અગ્રેજ ઇતિહાસોમા જોવા મળે છે। કેસનનુ 'હિસ્ટરી ઑફ ઇડિયા' પ્રમાણભૂત પુસ્તક ગણવામા આવે છે તેમા બહાદુરશાહનુ ચિત્ર અમારા જોનામા આવ્યુ આ ચિત્રમા બહાદુરશાહના પગમા રજપૂતી જોડા, વધેલી દાઢી અને મારવાડની પદ્ધતિ પ્રમાણેનુ પહેરેલુ ધોતિયુ જોવામાં આવ્યુ। સાચી વાત તો એ છે કે જે ભારતીય ઇતિહાસના પુસ્તકો ખાસ કરીને શાળાઓ તથા મહાશાળાઓમા ચલાવવામા આવે છે તેમા તારીખો, રાજાઓના નામો અને કેટલીક બહુ મોટી ઘટનાઓ બાદ કરતા બાકીના ભાગના ૮૦ ટકાનુ મૂલ્ય તો કોઈ એક સામાન્ય નવલકથા કરતા વિશેષ હોતુ નથી

**ધનથી ખરીદાયેલા ભારતીય લેખકો**

એટલુ ખરુ કે ભારતીય વિદ્વાનોએ લખેલા આ સમયના ઐતિહાસિક વૃત્તાતો અમુક હદ સુધી વધારે સાચા અને વિશ્વાસપાત્ર છે પણ એક તો આ જાતના વૃત્તાતો છે જ બહુ ઓછા, અને તે પણ છૂટક-છૂટક બીજુ આ સબધમા આપણી સામે એક બીજી પણ મોટી મુશ્કેલી આવીને ઊભી રહે છે 'સીઅરુલ મુતાખરીન' નામનો ફારસી ગ્રથ ભારતીય મુગલ સામ્રાજ્યના અંતિમ દિવસોનો ઇતિહાસ છે તેને વિશ્વાસપાત્ર માનવામા આવે છે તથા તેવો તે છે પણ ખરો તથાપિ આ ગ્રથનો વિદ્વાન લેખક

---

૧૧ " It is a custom among us to take a native ruler's kingdom and then to revile the deposed ruler or his would be successor "—Sir John Kaye's *History of the Sepoy War*, vol iii, pp 361, 362

સૈયદ ગુલામ હુસેન પોતાના ગ્રંથમાં જ એ બાબતનો સ્વીકાર કરે છે કે સમ્રાટ શાહઆલમ અને અંગ્રેજોનો જે દિવસોમાં સંગ્રામ ચાલતો હતો તે દિવસોમાં તેને લાલચ આપીને અંગ્રેજોએ પોતાના પક્ષમાં લઈ લીધો હતો. એટલે તે સમયનો તેણે લખેલો બધો ઇતિહાસ અંગ્રેજોએ ખરીદેલા લેખકના હાથે લખાયેલો છે એમાં સંશયને સ્થાન નથી. બીજા પણ અનેક ભારતીય તથા અન્ય ભાષાઓના લેખકોને જૂઠા ઐતિહાસિક વૃત્તાંતો લખવા માટે ઇસ્ટ ઇંડિયા કંપની તરફથી પૈસા મળતા રહ્યા છે. દાખલા તરીકે એબે દુબોયનો પ્રસિદ્ધ ફ્રેંચ ગ્રંથ. આ ગ્રંથમાં હિંદુઓની તે સમયની રહેણીકરણી વગેરેનું વર્ણન છે. લોર્ડ વિલિયમ બેન્ટિંકે આઠ હજાર રૂપિયા આપીને આ ગ્રંથ દુબોય પાસેથી ખરીદી લીધો, કંપની તરફથી તેનું અંગ્રેજી ભાષાંતર પ્રસિદ્ધ કરવામાં આવ્યું અને કંપનીએ એના બદલામાં દુબોયને આજીવન પેન્શન બાંધી આપ્યું. હૈદરઅલીનું ફારસીમાં જીવનચરિત્ર લખવા માટે મિરઝા ઇકબાલને કંપની તરફથી રૂપિયા આપવામાં આવ્યા. હૈદરઅલીનું આ જીવનચરિત્ર જૂઠાં કલંકો અને પક્ષપાતથી ભરેલું છે. કર્નલ માઇલ્સ નામના એક લેખકે હૈદરઅલીનું જીવનચરિત્ર અંગ્રેજીમાં લખ્યું છે. આ પુસ્તકના સંબંધમાં માઇલ્સ લખે છે કે આ પુસ્તક મીર હુસેનઅલીખાં કિરમાનીકૃત 'નિશાને હૈદરી' નામના ફારસી પુસ્તકનો અનુવાદ છે. અને 'નિશાને હૈદરી'નો મૂળ ફારસી મુસદ્દો મહારાણી વિક્ટોરિયાના પોતાના ખાનગી પુસ્તકાલયમાં હતો. અમે કર્નલ માઇલ્સનું પુસ્તક વાંચ્યું છે. વાંચ્યા પછી અમે ચકિત થયા કે આ પુસ્તકમાં એવાં તો પૃષ્ઠોનાં પૃષ્ઠો આવે છે જેનો શબ્દેશબ્દ ફ્રેંચ લેખક એમ.એમ.ડી. એલ.ટી.એ લખેલ 'હિસ્ટરી ઑફ હૈદરશાહ' નામના પુસ્તકના અંગ્રેજી સંસ્કરણનાં કેટલાંક પૃષ્ઠોની સાથે તંતોતંત મળતો આવે છે. આ મૂળ ફ્રેંચ પુસ્તક હૈદરઅલી જીવતો હતો ત્યારે લખાયું હતું. મીર હુસેનઅલીખાં કિરમાનીનું પુસ્તક તો સ્પષ્ટ રીતે હૈદરઅલીના મૃત્યુ પછી લખાયેલું છે. જો ફારસી લેખકે ફ્રેંચ પુસ્તકમાંથી કે તેના અંગ્રેજી અનુવાદમાંથી આ પાનાં લીધાં હોત તો ફારસીમાંથી અંગ્રેજીમાં તરજૂમો કરતી વખતે બરાબર એ જ શબ્દો વાપરવામાં આવે એ અસંભવિત છે. આથી સ્પષ્ટ થાય છે કે કાં તો મીર હુસેનઅલીખાંનો ફારસી મુસદ્દો અસ્તિત્વમાં જ નથી, અથવા તો જે મુસદ્દાનું આ ભાષાંતર છે એમ કહીને કર્નલ માઇલ્સે એ અનુવાદ પ્રસિદ્ધ કર્યો છે તે તેનો અનુવાદ જ નથી.

### ઇતિહાસ એ રાજનીતિનું અંગ છે

બ્રિટિશ ભારતના આજ સુધીના લખાયેલા ઇતિહાસમાંથી આ જાતનાં અનેક ઉદાહરણો આપી શકાય એમ છે. સાચી વાત તો એ છે કે અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિમાં અને ખાસ કરીને પાશ્ચાત્ય રાજનીતિમાં ઇમાનદારી કે સત્યને કોઈ સ્થાન નથી; અને પાશ્ચાત્ય ઇતિહાસકલા એ મોટે ભાગે તો પાશ્ચાત્ય રાજનીતિનું એક અંગ છે. પ્રોફેસર સીલી, પ્રોફેસર ગોલ્ડવીન સ્મિથ અને ઇતિહાસલેખક ફ્રીમેન સ્વીકાર કરે છે કે ઇતિહાસ એ રાજનીતિનું માત્ર એક અંગ છે. અને અંગ્રેજીમાં તો એક કહેવત પણ પ્રચલિત છે કે 'Politics has no conscience' એટલે કે 'રાજનીતિમાં પાપપુણ્યના વિવેકને કોઈ સ્થાન નથી.' [૧૨]

### આપણા ઇતિહાસમાંની ભ્રાંતિઓ

આ જાતના ખોટા અને કલ્પિત ઇતિહાસની આપણા રાષ્ટ્રીય જીવન ઉપર અને ખાસ કરીને આપણા શિક્ષિત દેશવાસીઓના માનસ ઉપર એટલી ઊંડી છાપ પડી છે કે આજે આપણા રાષ્ટ્રીય ઉદ્ધારના માર્ગમાં એ એક મોટી અડચણ થઈ પડી છે. ઉપરાંત શાળાઓનાં પાઠ્યપુસ્તકો દ્વારા તથા અન્ય ઉપાયો દ્વારા અનેક ઐતિહાસિક ભ્રમણાઓ તથા જૂઠાણાંનો

---

૧૨ ગયા વર્ષમાં એચ૦ ડી૦ લેસવેલનું લખેલ 'પ્રોપેગેન્ડા ટેકનિક ઇન વર્લ્ડ વૉર' નામનું એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે. આ પુસ્તકમાં સ્પષ્ટતાથી લખવામાં આવ્યું છે કે આગામી મહાયુદ્ધ માટે યુદ્ધવિદ્યા, શસ્ત્રાભ્યાસ વગેરેની સાથોસાથ જુદા રાજનીતિજ્ઞો, શાસકો અને સેનાપતિઓએ જૂઠું બોલવાની કળાનો પણ વૈજ્ઞાનિક પદ્ધતિએ અભ્યાસ કરવો જોઈએ. લેખકના મત મુજબ ગત મહાયુદ્ધ વખતે જૂઠું બોલવાની કળામાં શરૂઆતમાં સૌથી વધારે સફળતા ઇંગ્લાંડે બતાવી છે. ત્યાર પછીના ભાગમાં અમેરિકા આ કળામાં ઇંગ્લાંડથી પણ આગળ વધ્યું. તે લખે છે 'રાષ્ટ્રપતિ વિલ્સને આ કળામાં જે દક્ષતા બતાવી તે આખા દુનિયાના ઇતિહાસમાં અદ્વિતીય છે.' ગત મહાયુદ્ધ વખતે અંગ્રેજોએ ચલાવેલા જૂઠાણાંના કેટલાંક દાખલા લેખકે ટાંક્યા છે. દાખલા તરીકે તમામ દુનિયાના વર્તમાનપત્રોમાં એવા ખબર છપાયા હતા કે જર્મન સિપાઈઓએ બેલ્જિયમવાસીઓના અનેક બાળકોના હાથ કાપી નાખ્યા. આ હકીકત સર્વથા જૂઠી હતી. આ સમાચારના સંબંધમાં મહાયુદ્ધ પૂરું થયા પછી ઇટાલિના પ્રધાન મંત્રી સીનેટર નિતિએ લખ્યું હતું —

" જે ગરીબ નાનાં બાળકોના હાથ કાપી નાખવામાં આવ્યા હતા તેમની આજીવિકાનો પ્રબંધ કરવાના હેતુથી એક ધનાઢ્ય અમેરિકને પોતાનો ખાસ માણસ

એટલો જબરદસ્ત પ્રચાર કરવામાં આવ્યો છે કે આજે આપણા અસંખ્ય વિચારી દેશભાઈઓ આ ઐતિહાસિક આંટીઘૂંટીની ભુલભુલામણીમાં પડીને પોતાના કલ્યાણના માર્ગનો વિચાર કરવા પણ અસમર્થ બન્યા છે.

એમ કહેવામાં આવે છે કે વાયવ્ય દિશાએથી વિદેશીઓ તથા વિદેશી પ્રજાઓના હુમલાઓ અનાદિ કાળથી ભારતવર્ષ ઉપર આવ્યા કર્યા છે; ભારત આ હુમલાઓથી પોતાનું રક્ષણ કદી કરી શક્યો નથી; અને એક પછી એક વિદેશી શાસકોનો એ સદા શિકાર રહ્યો છે. કહેવામાં આવે છે કે આવી જાતના વિદેશી હુમલાઓમાં સહુથી વધારે ભયંકર હુમલો મુસલમાનોનો હતો. ભારતના મુસલમાન આક્રમકો અસભ્ય, ધર્માંધ અને અન્યાયી હતા; તેમણે અંગ્રેજો આવ્યા પહેલાંનાં એક હજાર વર્ષ સુધી ભારતવર્ષને પોતાના અત્યાચારો તળે કચડયું છે, પ્રાચીન હિંદુ ધર્મ તથા હિંદુ સંસ્કૃતિનું સત્યાનાશ વાળ્યું છે, અને આપણા કરોડો દેશવાસીઓને તલવારથી ધર્મભ્રષ્ટ બનાવીને મુસલમાન કર્યા છે. આપણને કહેવામાં આવે છે કે આ મુસલમાન શાસકોમાં વિલાસ, લૂંટફાટ અને ધર્માંધતા સિવાય બીજી કોઈ વિશેષતા નહોતી. સારામાં સારા અને મોટામાં મોટા મુગલ બાદશાહોને પણ હિંદુઓ તથા હિંદુસ્તાન માટે મોટામાં મોટી 'મીઠી છરી' તરીકે ચીતરવામાં આવ્યા

---

મહાયુદ્ધ પછી બેલ્જિયમમા મોકલ્યો. આ માણસને આવુ હાથ કપાયેલુ એક પણ બાળક મળ્યું નહિ. જે દિવસોમા હુ ઇટલીનો પ્રધાન મત્રી હતો તે દિવસોમા મેં અને મિસ્ટર લોઈડ જ્યોર્જે બનેએ મળીને આ બીજણ આક્ષેપોની સત્યતા જાણવા માટે વિગતવાર તપાસ કરી. આમાના કેટલાક આક્ષેપો માટે તો તેના ભોગ થઈ પડેલ માણસો તથા સ્થાનોના નામો પણ અમને જણાવવામાં આવ્યા હતા. પરતુ અમારી તપાસને પરિણામે આ બધા બનાવો જૂઠા હતા એમ માલૂમ પડ્યુ."—વિશાલ ભારત ઓગસ્ટ ૧૯૨૯.

"એક બીજી વાત પણ પ્રચલિત કરવામા આવી હતી કે જર્મનીમાં એક નવું કારખાનું ખોલવામા આવ્યુ છે, જેમા સિપાઈઓની લાશોને ઉકાળીને તેમાથી સાબુ અને ગ્લીસરીન બનાવવામા આવે છે. આ કારખાનાના ફોટાઓ પણ અગ્રેજી વર્તમાનપત્રોમાં છપાયા હતા. આ અસત્ય સમાચારની પોલ ઈ. સ. ૧૯૨૫ મા ઉઘાડી પડી જર્મન સરકારે જાહેર કર્યું કે આ ખબર બિલકુલ જૂઠી છે, અને તેમા સત્યનો અશ પણ નથી. આખરે ઇગ્લાંડના પરદેશ વિભાગના મત્રી સર ઓસ્ટીન ચેબરલેનને જર્મનીનું આ કથન સ્વીકારવુ પડ્યુ. તેણે જાહેર કર્યું કે: 'I trust that this false report will not again be revived'. અર્થાત્ મને શ્રદ્ધા

છે. આપણને ખાતરીથી કહેવામાં આવે છે કે મુસલમાનોએ ભારતવર્ષ ઉપર એક ઉપકાર કર્યો નથી, તેમના શાસનમાં કશુ પ્રશંસનીય નહોતું, તેમણે ભારતને દરેક પ્રકારે હાનિ પહોંચાડી છે, અને આજ સુધી હિંદુઓ તથા મુસલમાનોને કદી બન્યું નથી અને ભવિષ્યમાં કદી બનવાનું પણ નથી. જે ઇતિહાસ શાળાઓમાં શીખવવામાં આવે છે તેમાં બતાવવામાં આવે છે કે અંગ્રેજો આવ્યા પહેલાં ભારતમાં અંધાધૂંધી અને અરાજકતા વ્યાપી રહી હતી, અને રોજેરોજ આપસઆપસમાં લડાઈઓ થયા કરતી હતી. એ સમયે અંગ્રેજો ભારતવાસીઓ કરતા વધારે સુધરેલા હતા; તેમણે અહીં આવીને શાંતિ અને સુશાસનની સ્થાપના કરી તથા દેશને સંસ્કૃતિ તરફ લઈ જવાની શરૂઆત કરી. આ બધી બાબતોને આધારે, તથા વર્તમાન અંગ્રેજી સત્તાના સાચા સ્વરૂપને આપણાથી છુપાવીને આપણને એવું વિશ્વાસપૂર્વક મનાવવામાં આવે છે કે અંગ્રેજોનું શાસન ભારતવાસીઓ માટે ઘણું સારું છે, અને આપણી ભાવિ ઉન્નતિ તથા દેશની શાંતિનો બધો આધાર આ શાસન ટકી

---

છે કે આ જૂઠી અફવાને કોઈ હવે ફરી વાર પુનર્જીવન આપશે નહિ '

"આ દિવસોમાં આ જ પ્રકારના જર્મની વિરુદ્ધના અનેક જૂઠાણાંનો અંગ્રેજો અને બીજા મિત્રરાષ્ટ્રો દ્વારા પ્રચાર કરવામાં આવતો હતો.

"આવા જ પ્રકારનું 'ફોલ્સહુડ ઇન વૉર ટાઇમ' નામનું એક બીજું પુસ્તક ઇંગ્લંડની પાર્લામેંટના સભ્ય આર્થર પોન્સનબીએ હમણાં જ પ્રગટ કર્યું છે પોન્સનબીએ ઇંગ્લંડના મંત્રીમંડળમાં વિદેશ વિભાગના ઉપમંત્રી તરીકે કામ કર્યું છે પાર્લામેંટના બીજા એક સભ્ય વિલ્ફ્રેડ વેલોકે આ પુસ્તકની સમાલોચના કરતાં ઈ. સ. ૧૯૨૮ ના 'યંગ ઇંડિયા'માં લખ્યું છે —

"આ પુસ્તકમાં તોડી ન શકાય તેવા પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવ્યું છે કે ગત મહાયુદ્ધનું સંચાલન જૂઠાણું અને દગાફટકાથી જ કરવામાં આવ્યું હતું, અને શરૂથી અંત સુધી આ યુદ્ધના હેતુઓ સંબંધે જનતાને અંધારામાં રાખવામાં આવી હતી.

"ઉપર ઉપરથી ધર્મ તથા નીતિના તત્ત્વોથી પ્રેરાઈને કરવામાં આવેલું છે એવું બતાવવાનો જેમાં પ્રયાસ કરવામાં આવ્યો છે એવું જો કોઈ યુદ્ધ હોય તો તે ગત મહાયુદ્ધ છે ઓછામાં ઓછું મિત્રરાજ્યો તો એમ કહેતા જ હતા કે અમે ધાર્મિક યુદ્ધ લડી રહ્યા છીએ. મિત્રરાજ્યો તરફથી એવી ઘોષણા કરવામાં આવી હતી કે અમે નાની નાની પ્રજાઓની સ્વાધીનતા માટે તથા સંધિઓની પવિત્રતા જાળવી રાખવા માટે આ યુદ્ધ કરીએ છીએ. અમારો ઉદ્દેશ સૈનિકશાસન (Militarism) નાબૂદ કરવાનો છે.

"કેવો ફરેબ! કેવું પાખંડ! કેવું જૂઠાણું!"

રહે તેના ઉપર જ છે. જો દુર્ભાગ્યે આજે કદાચ અંગ્રેજી સત્તાનો અંત આવે તો, સંભવ છે કે કોઈ બીજી સત્તા વાયવ્ય તરફથી આવીને ભારતનો કબજો મેળવે, અથવા તો હિંદુમુસલમાન એકબીજાનાં ગળાં કાપીને દેશને બરબાદ કરે!

ભ્રાંતિઓ દૂર કરવાનો પ્રયત્ન

આ બધી બાબતોના જવાબમાં અમે બતાવવાનો પ્રયત્ન કરશું કે અંગ્રેજો આવ્યા પહેલાં ભારત ઉપર બીજા વિદેશીઓના હુમલાઓ ક્યારે આવ્યા, કેટલા આવ્યા, કઈ જાતના આવ્યા, તેમ જ કેટલે અંશે ભારતવાસીઓએ એ હુમલાઓનો સફળતાપૂર્વક સામનો કર્યો. અમે એની પણ ચર્ચા કરશું કે બહારથી આ જાતનાં આક્રમણો આવવાં એ ભારતવર્ષની જ વિશિષ્ટતા છે કે બીજા દેશોના ઇતિહાસમાં પણ આ એક સામાન્ય ઘટના જ છે. અમે એ પણ બતાવશું કે યુરોપના બીજા દેશો તથા ખુદ ઈંગ્લાંડ ઉપર આ જાતના હુમલા થયા છે કે નહિ, થયા હોય તો કેટલા થયા છે, અને યુરોપના એ દેશોએ ભારતવાસીઓ કરતાં કેટલી વધારે સફળતાપૂર્વક એ હુમલાઓનો મુકાબલો કર્યો છે. અમે એ પણ બતાવશું કે મુસલમાનો ભારતવર્ષમાં આવ્યા તે પહેલાં યુરોપના વિવિધ દેશોમાં ગયા હતા કે નહિ, અને યુરોપના એ દેશોએ ભારતવાસીઓ કરતાં આ આક્રમણોની સામે કેટલી સફળતાથી બચાવ કર્યો હતો. અમે પૂરી તપાસ કરશું કે ભારતવર્ષ ઉપર મુસલમાનોના જે હુમલા થયા તે કેવા પ્રકારના હતા, તેનાં પરિણામો શાં આવ્યાં, ભારતમાં ઇસ્લામ મતનો પ્રચાર વાસ્તવમાં કઈ રીતે અને ક્યા ઉપાયોથી કરવામાં આવ્યો, મુસલમાન શાસકોનું હિંદુઓ પ્રત્યેનું વર્તન શરૂથી અંત સુધી કેવા પ્રકારનું હતું, બને ધર્મોના એક હજાર વર્ષોનાં સંપર્ક દરમિયાન હિંદુઓ તથા મુસલમાનોનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો હતો તેમ જ શિલ્પ, વિજ્ઞાન, શિક્ષણ, ચિત્રકલા, ખેતી, વેપાર, ઉદ્યોગધંધા, સુશાસન અને સમૃદ્ધિની દૃષ્ટિએ મુસલમાન શાસકોના સમયમાં હિંદુસ્તાને કેટલી ઉન્નતિ સાધી યા તો અવનતિ કરી. વળી અમે એ પણ બતાવશું કે આપણે અંગ્રેજોના સંપર્કમાં આવ્યા ત્યારે સંસ્કૃતિનાં વિવિધ અંગોમાં આપણી શી સ્થિતિ હતી, ક્યાં કારણોથી અને ક્યા ઉપાયોથી અંગ્રેજી રાજ્યની અહીં સ્થાપના થઈ, ભારતવર્ષ ઉપર એનાં શાં પરિણામો આવ્યાં, અને ભવિષ્યમાં આમાંથી મુક્ત થવાની આશા કઈ રીતે રાખી શકાય.

## ૨

### ભારત અને ઇંગ્લાંડનો સંપર્ક

ખરું જોતાં ભારત તથા ઇંગ્લાંડનો સંપર્ક એટલે બે જુદી જુદી સંસ્કૃતિઓ તથા જુદા જુદા આદર્શોની અથડામણ હતી. આથી ભારતનો ઇંગ્લાંડની સાથે જે સમયે પ્રથમ સંપર્ક સધાયો તે સમયની ઇંગ્લાંડની અવસ્થાનુ વૃત્તાંત આપવુ જરૂરી જણાય છે.

### સોળમી તથા સત્તરમી સદીનું ઇંગ્લાંડ

સોળમી તથા સત્તરમી સદીના ઇંગ્લાંડની અવસ્થાનુ વર્ણન કરતાં પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ ડ્રેપર લખે[૧૩] છે —

"ખેડૂતોની ઝુંપડીઓ બરૂની કે લાકડીઓની બનેલી હતી, અને તેના ઉપર ગારો લીંપવામાં આવતો. ઘરમા ઘાસ બાળીને અગ્નિ પ્રગટાવવામા આવતો અને ધુમાડો જવા માટે કોઈ સ્થાન નહોતું. એ સમયના અંગ્રેજ ખેડૂતના ઘરમા જે પ્રકારની ચીજો હતી, અને જે રીતે ખેડૂત જીવન વ્યતીત કરતો હતો, તેના ઉપરથી એમ લાગતું કે ગામની નજીક નદીકિનારે રહેતી જળબિલાડી ( Beaver ) પાણી આડો બંધ બાંધીને રહે છે તેની અવસ્થા તથા આ ખેડૂતની અવસ્થામા ઝાઝો ફેર નહોતો સડકો ઉપર ડાકુઓ ફરતા હતા, નદીઓ ઉપર ચાંચિયા હતા અને લોકોના કપડામા તથા પથારીઓમા જૂઆ હતા સાધારણ રીતે લોકોનો ખોરાક મટર, અડદ, કંદ અને ઝાડની છાલનો બનેલો હતો જો દુકાળ પડે તો ખેડૂતને પોતાનો બચાવ કરવા માટે એકે બીજો ધંધો નહોતો વસ્તી ઘણી ઓછી હતી,

---

૧૩ "The peasant's cabin was made of reeds or sticks plastered over with mud His fire was chimney less—often it was made of peat In the objects and manner of his existence he was but a step above the industrious beaver who was building his dam in the adjacent stream There were highwaymen on the roads, pirates on the rivers, vermin in abundance in the clothing and beds The common food was peas, vetches, fern roots and even the bark of trees There was no commerce to put off famine. Man was altogether at the mercy of the seasons The population, sparse as it was, was perpetua-

અને મહામારી તથા ગરીબાઈને લીધે વળી તે ઘટતી જતી. શહેરોના લોકોની હાલત ગામડાના લોકો કરતાં સારી નહોતી. શહેરી લોકોની પથારી એટલે ભૂસાનો ભરેલો કોથળો, અને ઓશીકાની જગાએ લાકડાનો ગોળ ટુકડો હતો. જે શહેરીઓ કંઈક સારી હાલતમાં હતા તેઓ ચામડાનાં કપડાં પહેરતા તથા જેઓ ગરીબ હતા તેઓ ઘાસની પૂળીઓ હાથેપગે વીંટતા અને એ રીતે ટાઢથી દેહનું રક્ષણ કરતા. × × × જે શહેરોમાં કાચની કે તૈલપત્રની બારી પણ નહોતી ત્યાં કોઈ કારીગર હોવાની તો શક્યતા જ કેમ હોય? કારીગર આરામથી બેસી શકે એવું કોઈ કારખાનું પણ નહોતું. ગરીબોને માટે કોઈ વૈદ્ય નહોતો. × × × સફાઈનો તો કોઈ પ્રકારનો પ્રબંધ જ નહોતો."

આગળ ચાલતાં તે સમયના યુરોપના સદાચારનું વર્ણન આપતાં ડ્રેપર લખે છેઃ—

"એ દિવસોમાં આખા યુરોપમાં ગરમીનો રોગ એટલો જોરમાં હતો કે તે જોતાં જાણી શકાય છે કે લોકોમાં દુરાચાર કેટલો ફેલાયેલો હશે. જો આપણે એ સમયના લેખકો ઉપર વિશ્વાસ મૂકીએ તો વિવાહિત કે અવિવાહિત, પાદરી કે સાધારણ ગૃહસ્થ, પોપ લીઓ દસમાથી માંડીને ગલીઓમાં ભટકતા ભિખારી સુધી કોઈ વર્ગ એવો

---

lly thinned by pestilence and want. Nor was the state of the townsman better than that of the rustic; his bed was a bag of straw, with a hard round log for his pillow. If he was in easy circumstances, his clothing was of leather, if poor, a wisp of straw wrapped round his limbs kept off the cold . . . As to the mechanic, how was it possible that he could exist where there were no windows made of glass, not even of oiled paper, no workshop warmed by a fire. For the poor there was no physician . . . Sanitary provisions there were none . . . the rapidity of its (syphilis') spread all over Europe is a significant illustration of the fearful immorality of the times. If contemporary authors are to be trusted, there was not a class, married or unmarried, clergy or laity, from the holy father Leo X, to the beggar

નહોતો કે જે આ રોગથી બચ્યો હોય. × × × ઇંગ્લાંડની વસ્તી એ વખતે પચાસ લાખથી વધારે નહોતી. × × × ખેડૂત પોતાની જમીનનો માલિક નહોતો; જમીન જમીનદારની હતી અને ખેડૂત તો માત્ર તેનો મજૂર કે રક્ષક હતો. આ પરિસ્થિતિમાં બહારના વેપારથી સમાજમાં ખળભળાટ થઈ ગયો. વસ્તી એક જગાએથી બીજી જગાએ જવા લાગી. બીજા દેશો સાથે વેપાર કરવા માટે કંપનીઓ ઊભી કરવામાં આવી. બીજા દેશોમાં જવાથી ઝપાટાબંધ ધન કમાઈ શકાય છે એવી અફવાઓ અથવા ખબરો સાંભળીને લોકોનાં મગજ ભમી ગયાં. × × × સમસ્ત અંગ્રેજ જાતિ એટલી અશિક્ષિત હતી કે પાર્લામેંટના ઘણા લોર્ડ મેમ્બરો ન લખી શકતા હતા કે ન વાંચી શકતા હતા. × × × ભયંકર દુરાચાર ફેલાયેલો હતો, એટલે સુધી કે ઇંગ્લાંડમાં એક લાખ ઓરતો એવી છે કે જેમને પાદરીઓએ ભ્રષ્ટ કરી છે એવું તો ખુલ્લી રીતે કહેવામાં આવતું હતું. × × × કોઈ પાદરી જો ખરાબમાં ખરાબ ગુનો કરતો તોપણ તેને થોડોક જ દંડ ભરવો પડતો. મનુષ્યહત્યાના ગુના માટે પાદરીઓને ફક્ત છ શિલિંગ આઠ પેન્સ (આસરે પાંચ રૂપિયા) દંડ ભરવો પડતો. × × ×

---

by the wayside, free from it. . . . Its (England's) population hardly reached five millions . . . It was a system of organized labour, the possession of land being a trust, not a property. But now commerce was begining to disturb the foundations on which all these arrangements had been sustained, and to compel a new distribution of population, trading companies were being established; men were unsettled by the rumours or realities of immense fortunes rapidly gained in foreign adventure . . . A nation so illiterate that many of its peers in Parliament could neither read nor write, . . . to so great an extent had those immoralities gone that it was openly asserted that there were one hundred thousand women in England made dissolute by the clergy. . . . The vilest crime in an ecclesiastic might be commuted for money, six shillings and eight pence being sufficient in

સત્તરમી સદીના અંતમાં લંડન શહેર ગંદું હતું, મકાનમાં કંઈ ઠેકાણું નહોતું અને સ્વચ્છતાનો કશો પ્રબંધ નહોતો. × × × દરેક જગાએ જંગલી જાનવરો ફરતાં હતાં. × × × વરસાદમાં સડકો એટલી ખરાબ થઈ જતી કે તેના ઉપર ચાલવું પણ મુશ્કેલ હતું, × × × ગામડામાં જ્યારે લોકો રસ્તો ભૂલતા ત્યારે તેમને રાતની રાતો બહાર ઠંડી હવામાં રહેવું પડતું. મોટાં મોટાં શહેરો વચ્ચે પણ કોઈ કોઈ વાર સડકોનું ઠેકાણું નહોતું, અને પૈડાંવાળી ગાડીઓને ચલાવવી એટલી મુશ્કેલ હતી કે લોકો ટટ્ટુઓ ઉપર જેમ બંને બાજુ ભાર લાદે છે તેવી રીતે માલની માફક ટટ્ટુઓ ઉપર બેસીને એક જગાએથી બીજી જગાએ જતા આવતા. × × × સત્તરમી સદીના અંતમાં વધારેમાં વધારે ઝડપી ગાડી પણ આખા દિવસમાં માંડ ત્રીશથી પચાસ માઈલ જઈ શકતી. × × × ટાઈન નદીના મુખ ઉપર જે લોકો રહેતા હતા તેઓ અમેરિકાના મૂળવતનીઓ કરતાં ઓછા જંગલી નહોતા. તેમની સ્ત્રીઓ અર્ધ નગ્નાવસ્થામાં જંગલી ગીતો ગાતી ગાતી ફરતી, અને પુરુષો પોતાની કટાર ફેરવતા ફેરવતા લડાઈઓના

---

the case of mortal sin. . . . the close of the seventeenth century . . . London . . . was dirty, ill-built, without sanitary provisions. . . . Wild animals roamed here and there. . . . In the rainy seasons the roads were all but impassable. . . . It was no uncommon thing for persons to lose their way, and have to spend the night out in the air. Between places of considerable importance the *roads* were sometimes very little known, and such was the difficulty for wheeled carriages that a principal mode of transport was by pack-horses, of which passengers took advantage, stowing themselves away between the packs. . . . Toward the close of the century what were termed 'flying coaches' . . . could move at the rate of from thirty to fifty miles in a day . . . near the sources of the Tyne there were people scarcely less savage than American Indians, their half-naked women chanting a wild measure, while the men,

નાચ કરતા હતા. × × × જ્યારે પુરુષોમાં પણ બહુ થોડા લખી વાંચી જાણતા હતા ત્યારે સ્ત્રીઓ કેટલી અશિક્ષિત હશે તેની કલ્પના સહેલાઈથી થઈ શકે એમ છે. × × × સામાજિક વ્યવસ્થામાં જેને આપણે સદાચાર કહીએ છીએ એવું કોઈ ઠેકાણું નહોતું. × × × પતિ પોતાની પત્નીને કોરડાઓ મારતો હતો. × × × અપરાધીઓને સ્તંભ સાથે બાંધીને પથરા મારી મારીને મારી નાખવામાં આવતા. સ્ત્રીઓને ભરબજારમાં હેડમાં પૂરવામાં આવતી. × × × લોકોનાં મન અત્યંત કઠોર થઈ ગયાં હતાં. × × × ગામડાનાં મકાનો ઝૂંપડાંઓ જ હતાં અને તેને ખડના પૂળાથી છાવામાં આવતાં. × × × લંડનમાં મોટા ભાગનાં મકાનો લાકડાનાં અને પ્લાસ્ટરનાં હતાં. ગલીઓ એટલી બધી ગંદી હતી કે જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. રાત પડતાં ડરના માર્યા કોઈ ઘર બહાર નીકળતા નહિ, કારણકે ગમે તે માણસ મેડીની બારીમાંથી ગંદું પાણી શેરીઓમાં ફાવે તેમ ઢોળતો હતો. × × × લંડનની ગલીઓમાં બત્તીઓનું નામનિશાન નહોતું. ઉચ્ચ શ્રેણિના લોકોમાં સદાચારનું ધોરણ એટલી હદે ઊતરી ગયું હતું કે

---

with brandished dirks, danced a war-dance. . . . It might be expected that the women were ignorant enough when very few men know how to write correctly . . . Social discipline was very far from being of that kind which we call moral . . . the husband (whipped) his wife . . . A culprit was set in the pillory to be pelted with brickbats . . . women were fastened by the legs in the stocks at the market-place . . . Such a hardening of heart . . . The houses of the rural population were huts covered with straw-thatch . . . In London the houses were mostly of wood and plaster, the streets filthy beyond expression. After nightfall a passenger went at his peril, for chamber windows were opened and slop-pails unceremoniously emptied down. There were no lamps in the streets . . . Hardly any personage died who was not popularly suspected to have been made away with by poison, an indication of the morality generally supposed to

કોઈ માણુસ મરણ પામતો તો લોકો એમ જ માની લેતા કે કોઈએ તેને ઝેર આપ્યુ હશે × × × દુરાચારનુ મોટુ પૂર હતુ ”

**માનસિક અનુદારતા**

તે સમયની માનસિક ઉદારતા વગેરેના સબંધમાં ડૂપર લખે છે —

" ઓક્સફર્ડની વિદ્યાપીઠે આજ્ઞા આપી કે બુકેનન, મિલ્ટન અને બાક્સ્ટરના રાજનૈતિક પુસ્તકો શાળાઓના આંગણાઓમાં ખુલ્લી રીતે સળગાવવામા આવે × × × રાજનૈતિક અપરાધો માટે જે કડક સજાઓ કરવામા આવતી તેના ઉપર તો વિશ્વાસ બેસતો પણ મુશ્કેલ છે લડનમાં ટેમ્સ નદીના જૂના તૂટેલા પૂલ ઉપર અપરાધીઓના બિહામણા માથા કાપીને લટકાવવામા આવતા હતા આમ કરવાનો હેતુ એ હતો કે આવા ભયકર દૃશ્યો જોઈને માણુસો સામાન્ય કાયદાઓનુ ઉલ્લઘન ન કરે ઈસ ૧૬૮૫ ના મેની ૮ મીએ સ્કોટલડની પાર્લામેટે પસાર કરેલ એક કાયદા ઉપરથી તે સમયની ઉદારતાનું અનુમાન થઈ શકે છે કાયદો એવો હતો કે જે કોઈ વ્યક્તિ બાદશાહના સપ્રદાય સિવાય બીજા કોઈ પણ સપ્રદાયના દેવળમા જઈને પ્રાર્થના કરશે કે સાભળશે તેને મોતની સજા કરવામા આવશે, તથા તેની માલમિલકત જપ્ત કરવામા આવશે આ જાતના નિંદનીય ભાવો

---

prevail among the higher classes . flood of immorality

The University of Oxford had ordered the political works of Buchanan, Milton, and Baxter to be publicly burnt in the court of the schools In administering the law, whether in relation to political or religious offences, there was an incredible atrocity In London, the crazy old bridge over the Thames was decorated with grinning and mouldering heads of criminals, under an idea that these ghastly spectacles would fortify the common people in their resolves to act according to law The toleration of the times may be understood from a law enacted by the Scotch Parliament, May 8, 1685, that whoever preached or heard in a conventicle should be punished with death and the confiscation of his goods That such an infamous spirit did not content

માત્ર કાયદાના શબ્દોમા જ રહેતા નહોતા, એ બાબત સિદ્ધ કરવા માટે અમારી પાસે જરૂર કરતા પણ વધારે પ્રમાણો છે × × × સ્કોટલેન્ડના કોવેનેન્ટર (એક ઈસાઈ સપ્રદાય) લોકોના ઘુટણ આણ સાઓમા કચડીને ભાગી નાખવામા આવતા, અને તેઓ દુખથી ચીસો પાડતા હતા. સરકારે માન્ય કરેલા દેવળમા જવાનો ઇનકાર કરવાના ગુના માટે સ્ત્રીઓને લાકડીઓની સાથે બાધીને સમુદ્રની રેતી ઉપર છોડી દેવામા આવતી હતી, અને ધીરે ધીરે ભરતીના મોજા આખરે તેને ડુબાવી દેતા હતા, અથવા તો તેમના ગાલ ઉપર ડામ દઈને વહાણોમા બેસાડીને તેમને અમેરિકા મોકલી આપવામા આવતી × × × રાજકુલની સ્ત્રીઓ તથા ખુદ ઇગ્લાડની રાણી પણ સ્ત્રીને ઉચિત દયાભાવ તથા સામાન્ય મનુષ્યતાને એટલી હદે ભૂલી ગઈ હતી કે તેઓ ગુલામોના ખરીદીવેચાણના નારકીય વ્યાપારમા ભાગ લેતી હતી × × ×"

**એ સમયની ભારતની અવસ્થા**

ઉપર આપેલા લાબા અવતરણમાથી તે સમયના ઇગ્લાડના ગામડાં અને શહેરોની હાલત, સડકો, રહેણીકરણી, ધધા, ન્યાયશાસન, ધાર્મિક વિચારો, શિક્ષણ, નિર્માણકલા (સ્થાપત્ય) અને સદાચાર વગેરેની માહિતી સારી રીતે મળે છે વળી આપણે એ પણ સ્મરણમા રાખવુ જોઈએ કે આ એ સમય હતો જ્યારે ભારતમા કબીર અને દાદુના ધાર્મિક વિચારો, અકબરની ઉદારતા, જહાગીરનુ ન્યાયશાસન અને શાહજહાના સમયની

itself with mere dead letter laws there is too much practical evidence to permit anyone to doubt . Shrieking Scotch Covenanters were submitted to torture by crushing their knees flat in the boot, women were tied to stakes on the sea sands and drowned by the slowly advancing tide because they would not attend Episcopal worship, or branded on cheeks and then shipped to America . The court ladies, and even the Queen of England herself, were so utterly forgetful of womanly mercy and common humanity as to join in this infernal traffic."—*The Intellectual Development of Europe*, by John William Draper, vol. ii, pp 230 211.

જાહોજલાલી અને આશ્ચર્યજનક કલાકૌશલ્ય સમસ્ત દુનિયાને ચકિત કરતાં હતાં; જ્યારે ભારતમાં કઝનબંધ શહેરો સુંદરમાં સુંદર ઈમારતોવાળાં અને અસંત વસ્તીવાળાં હતાં, જ્યારે દિલ્હી અને આગ્રાના કિલ્લાઓ અને તાજ-મહાલ જેવી ઈમારતો બંધાઈ ચૂકી હતી અને જ્યારે ઔરંગઝેબ સુધીના શાસનકાળમાં ભારતની પૂર્વથી પશ્ચિમ અને દક્ષિણથી ઉત્તર સુધીની પ્રજાને માટે અલૌકિક સુખસમૃદ્ધિ તથા સુશાસન નજરે પડતાં હતાં. ધર્મને નામે ઈંગ્લાંડમાં કરવામાં આવતા જે અત્યાચારોનું વર્ણન ઉપર આપવામાં આવ્યું છે તેની પાસે ઔરંગઝેબની ધાર્મિક સંકુચિતતા તો ઉદારતા ગણાય, એમાં શક નથી. જે સ્થિતિ ઈંગ્લાંડની હતી તે જ સ્થિતિ તે સમયના બાકીના યુરોપની પણ હતી. આપણે એ પણ ભૂલવું ન જોઈએ કે ઈંગ્લાંડની આ હાલત અઢારમી સદીની શરૂઆત સુધી ચાલુ હતી. ભારત જેના દેશોના ધનનાં વર્ણનો નિર્ધન તથા અર્ધસભ્ય અંગ્રેજોને અહીં સુધી કેવી રીતે ખેંચી લાવ્યાં, અને કઈ રીતે ઈસ્ટ ઇંડિયા કંપની જેવી કંપનીઓ ઊભી થઈ એ પણ ઉપરના અવતરણમાં બહુ સ્પષ્ટતાથી લખવામાં આવ્યું છે.

**ભારત તથા ઈંગ્લાંડની તુલના**

જે પ્રકારની સંસ્કૃતિ ભારતમાં હજારો વર્ષ પૂર્વેથી ચાલી આવતી હતી તથા જેની હકીકત અમે આગળ ઉપર આપવાના છીએ, તેવો કોઈ પ્રાચીન ઇતિહાસ ઈંગ્લાંડની પાછળ નથી. ઈંગ્લાંડના લોકોએ ઈસાઈ મતનો સ્વીકાર કરી લીધો હતો એ ખરું, પણ હજુ સુધીની તેમની અનુન્નત સ્થિતિને લીધે આ ઈસાઈ મતમાંથી સાંપ્રદાયિક કલહ સિવાય બીજું કશું તેઓ ગ્રહણ કરી શક્યા નહોતા. પાપપુણ્ય કે ધર્મઅધર્મના જે નૈતિક આદર્શો વૈદિકમત, બૌદ્ધ-મત, જૈનમત વગેરેને પરિણામે ભારતમાં હજારો વર્ષોથી સ્થિર થયા હતા, અને જે હરેક ભારતવાસીનો વારસો હતો, તે મતો ઈંગ્લાંડમાં હજી સ્થિર થયા નહોતા. ઉપરાંત એ બતાવવું પણ જરૂરી છે કે અઢારમી સદીની શરૂઆત સુધી ઈંગ્લાંડના સામાન્ય લોકો ભયંકર ગરીબાઈમાં ડૂબેલા હતા એટલું જ નહિ, પણ મોટા જમીનદારો અને રાજાઓને બાદ કરતાં ૯૦ ટકાના ઈંગ્લાંડવાસીઓની અવસ્થા અનેક બાબતોમાં ગુલામો કરતાં વિશેષ સારી નહોતી. જે પાર્લામેંટરી શાસનપ્રથાની આવડી મોટી ડિંગ હાંકવામાં આવે છે તેનો જન્મ પણ અંદર અંદરના કલહ તથા પ્રતિસ્પર્ધામાંથી જ થયો હતો જ્યારે સુસભ્ય, સુસંગઠિત અને સુખી ભારતમાં એવી સ્થિતિનો બિલકુલ અભાવ હતો. સુસંગઠિત ગ્રામપંચાયતોના સ્વરૂપમાં ગ્રામવાસીઓનું

સાચું સ્વરાજ્ય કે ગ્રામતંત્ર ચાલતું હતું તેનો ઇંગ્લાંડવાસીઓને તો અનુભવ પણ નહોતો. હિંદુ અને મુસલમાન શાસકોના શાસનકાળમાં ઓછામાં ઓછાં બે હજાર વર્ષ સુધી રાજા તથા પ્રજા વચ્ચે જે જાતનો સુંદર ધાર્મિક સંબંધ ભારતમાં સ્થપાયો હતો તેવો સંબંધ પણ ત્યાં સ્થપાયો નહોતો. આ બધી બાબતોનું વર્ણન અમે આગળ ઉપર આપવાના છીએ.

સાચી વાત તો એ છે કે આ પ્રકારના નૈતિક આદર્શો સદીઓના સુસભ્ય જીવન મારફત જ ઉદ્ભવી શકે છે. અને ઇંગ્લાંડવાસીઓને આવા સુસભ્ય જીવનનો લાભ મળ્યો જ નહોતો.

### વિદેશીઓનું બળ વધતું ગયું

આ પ્રકારની એક પ્રજા સાથે ભારત જેવા પ્રાચીન દેશનો પ્રથમ સંપર્ક સત્તરમી સદીના પ્રારંભમાં થયો. લગભગ સો વરસ સુધી તો તેણે વ્યાપાર મારફત ધન કમાવામાં જ વીતાવ્યાં. અઢારમી સદીની શરૂઆતમાં ઔરંગઝેબના મૃત્યુ પછી મુગલ સામ્રાજ્ય છિન્નભિન્ન થવાની શરૂઆત થઈ. આ સો વરસ દરમિયાન વિદેશીઓની લાલસા અને આકાંક્ષા બેહદ વધી ગઈ હતી. તેમની એ સમયની આ લાલસા અને આકાંક્ષાઓને પૂર્ણ કરવામાં ન્યાય અન્યાય કે ઈમાનદારી બેઈમાનદારીનો કોઈ પ્રશ્ન આડે આવી શકે એવું નહોતું. વેપારી કોઠીઓને બહાને તેમણે કિલ્લેબંદી શરૂ કરી. ઉદાર ભારતીય• રાજાઓએ આની બિલકુલ પરવા ન કરી. દેશમાં વેપાર કરવાની રજા તથા બીજી અનેક સગવડો અપાઈ ચૂકી હતી. વિદેશીઓનું બળ વધતું ગયું. ભારતીય વ્યાપારમાંથી તેમણે ઉચિત તેમ જ અનુચિત ઉપાયો મારફતે બેહદ ધન કમાવાનું શરૂ કર્યું. આ ધનથી ફોજો રાખવામાં આવી. આ ફોજની મદદથી તેમણે બંગાળ તથા મદ્રાસમાં ભારતીય રાજાઓના પરસ્પરના ઝઘડામાં કોઈ વાર એકનો તો કોઈ વાર બીજાનો પક્ષ લેવાની શરૂઆત કરી. આ કૂટનીતિ તથા આ કાવતરાંઓ મારફત વિદેશીઓનું બળ વળી વધતું ચાલ્યું. દિલ્હીના સામ્રાજ્યની નિર્બળતાને લીધે કોઈ એવી કેન્દ્રસત્તા રહી નહોતી જે આ બધી પરિસ્થિતિ બરાબર સમજી શકે અને સમજ્યા પછી તેનો ઉપાય કરી શકે. ભારતીય રાજાઓને એકબીજા સાથે લડાવીને એક પછી એક ઇલાકા વિદેશીઓએ પોતાના શાસન તળે લઈ લીધા. ખાસ કરીને કયા કયા ઉપાયો દ્વારા એ સમયથી અંગ્રેજોએ ભારતમાં આવડું મોટું સામ્રાજ્ય સ્થાપ્યું તથા આ દેશના સમૃદ્ધ અને ઊજળતા જીવનનો કઈ રીતે અંત આણ્યો, એ બાબતમાં કેટલાક અંગ્રેજ

લેખકોના વિચારો અમે હવે આપવા માગીએ છીએ.

યુરોપિયન ઊધઈ

એક યુરોપિયન વિદ્વાન લખે છે[૧૪]:—

"કોઈ ભારતીય સંતે યુરોપનિવાસીઓની તુલના ઊધઈની સાથે કરી છે. ઊધઈનું કામ શરૂઆતમાં અંધારામાં જમીનની નીચેથી શરૂ થાય છે અથવા તો ઓછામાં ઓછું જાણી શકાય છે. પરંતુ આ ઊધઈઓનું લક્ષ્ય નિશ્ચિત હોય છે, અને તેઓ ચૂપચાપ કોઈને ખબર ન પડે તેમ એ લક્ષ્યને પહોંચી વળવા માટે મથ્યા કરે છે. વનનાં લીલાં વૃક્ષોનો નાશ કરે છે, અને તેમને અંદરથી ખાઈ જઈને ખોખરાં-પોલાં બનાવે છે તથા તેમાં પોતાની મહેલાતો ઊભી કરે છે. અને આ ઇમારતો સુધીનો અવરજવર ચાલુ રાખવા માટે માટીની અંદર જ રસ્તા બનાવે છે. જ્યાં પહેલાં દેવદાર વૃક્ષો નજરે પડતાં હતાં ત્યાં હવે ઊધઈના રાફડા જ રાફડા જોવામાં આવે છે. આ ઊધઈ દરેક ચીજ ઉપર હલ્લો લઈ જાય છે, દરેક ચીજ ખાઈ જાય છે, અંદર અંદરથી મૂળિયાં ખાઈ જાય છે, ઝાડને પોલું બનાવે છે અને બધું વેરાન કરી મૂકે છે. આ ઉપમા આપણે માટે ગર્વ ઉપજાવે એવી તો નથી જ, પરંતુ સર્વાંશે ખોટી છે એમ પણ ન કહેવાય.

"× × × પરંતુ ગમે તેમ હો, એમાં કોઈ સંદેહ નથી કે ભારત-

---

૧૪ "Some native sage has compared the Europeans in India to *dimaks* or white ants, which from dark or scarcely visible beginnings, pursue their determined objects insidiously and silently, destroying green forest trees and in their excavated trunks building edifices, communicating by numerous galleries with the hardened clay pyramids, far and near, that denote where formerly flourished the far spreading cedars. Attacking everything, devouring everything, they undermine and sap and desolate. The simile is not a very flattering one, though it is not in some measure without its aptitude either, . . . After all, however, there can be no question that in our early connection with India, there was much,

વર્ષની સાથેના આપણા શરૂઆતના સંબંધમાં ઘણીયે એવી ઘટનાઓ બની છે જેનું ચિંતન કરવાથી સદાચાર સમજવાવાળો માણસ એક વાર કંપી ઊઠશે અને કોઈ પણ સાચો ઈસાઈ તિરસ્કારપૂર્વક એનો નિષેધ કર્યા વગર રહી શકશે નહિ."

બીજો એક અંગ્રેજ વિદ્વાન લખે છેઃ—

"કંપનીએ બગાળાનુ રાજ્ય કે આર્કાટનું રાજ્ય કે બીજા કોઈ પણ પ્રાંતનું રાજ્ય જૂઠા કસમ કે છળકપટ સિવાય બીજા કયા ઉપાયોથી લીધું છે?"[૧૫]

**કેવા ઉપાયોથી ભારતનું રાજ્ય લીધું**

વિલિયમ હોવિટ[૧૬] નામનો એક અગ્રેજ લખે છે.—

"જે રીતે ઈસ્ટ ઇડિયા કંપનીએ હિંદુસ્તાન ઉપર પોતાનો અમલ ચાલુ કર્યો, તે રીતથી વધારે બીભત્સ અને ઈસાઈ સિદ્ધાંતોથી વિરુદ્ધ બીજી કોઈ રીતની કલ્પના પણ આવવી મુશ્કેલ છે. × × × જો કોઈ કુટિલમા કુટિલ રીત હોય-જેમા નીચમા નીચ અન્યાયના પ્રયત્નો ઉપર ન્યાયનો ઊંચો ઓપ ચડાવવાની કોશિશ કરવામાં આવી હોય-જો કોઈ રીત વધારેમા વધારે નિષ્ઠુર, ક્રૂર, ગર્વયુક્ત અને દયાશૂન્ય હોય તો તે એ રીત છે, જેનાથી ભારતવર્ષની અનેક દેશી

---

from the contemplation of which, the moralist will shrink, and the Christian protest against, with abhorrence"—*The Calcutta Review*, vol, vii (1847), p. 226.

૧૫ "How did the Company acquire Bengal, but by perjury and forgery? Or Arcot, or any other principality?"—*The British Friend of India*—March, 1843.

૧૬ " . . the mode by which the East India Company has possessed itself of Hindostan, is the most revolting and un-Christian that can possibly be conceived . . . if ever there was one system more Machiavelian, more appropriative of the show of justice where the basest injustice was attempted, more cold, cruel, haughty and unrelenting than another, it is the system by which the Government of the different states of India has been wrested from the hands of their

રિયાસતોનુ શાસન દેશી રાજાઓના હાથમાથી છીનવી લઈ ને બ્રિટિશ સત્તા નીચે લાવવામાં આવ્યુ છે × × × જો આપણે કદી બીજી પ્રજાઓની સમક્ષ અંગ્રેજ પ્રજાની સચ્ચાઈ અને ઈમાનદારીની વાત કરીએ છીએ તો તેઓ ભારત તરફ નિર્દેશ કરીને તિરસ્કારપૂર્વક આપણી મશ્કરી કરી શકે છે × × × જે ઉપાય વડે લાગલાગટ સો વરસ સુધી દેશી રાજાઓ પાસેથી તેમના મુલકો પડાવી લેવામા આવ્યા, અને તે પણ ન્યાય અને ઔચિત્યના પવિત્ર ઓઠા નીચે છીનવી લેવામા આવ્યા, તે ઉપાય કરતા બીજાને દુ ખ પહોચાડવાનો બીજો કોઈ ઉપાય રાજનૈતિક કે ધાર્મિક ક્ષેત્રમા કોઈ પણ જાલિમ સત્તાએ કદી અજમાવ્યો નથી દુનિયામા એની જોડ જડે એમ નથી"

"શિકારી મોસમી પક્ષીઓ"

પાછલા લગભગ સો વરસના ઈસ્ટ ઈંડિયા કંપનીના ભારતીય શાસનનુ સિંહાવલોકન કરતા પ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર ઈ સ ૧૮૫૧ મા લખે છે[૧૮] —

"પાછલા સૈકામા ભારતમા રહેવાવાળા અંગ્રેજો (જેમને બર્કે 'ભારતમા શિકાર કરવા માટે જવાવાળા મોસમી પક્ષીઓ 'ની ઉપમા આપી છે) પોતાની જ જાતના પેરૂ અને મેક્સિકોના નિવાસી

---

respective princes and collected into the grasp of the British power Whenever we talk to other nations of British faith and integrity, they may well point to India in derisive scorn . The system which for more than a century, was steadily at work to strip the native princes of their dominions, and that too under the most sacred pleas of right and expediency, is a system of torture more exquisite than regal or spiritual tyranny ever before discovered, such as the world has nothing similar to show"—*The English in India —System of Territorial Acquisition*, by William Howitt

૧૮ "The Anglo Indians of the last century whom Burke described as 'Birds of prey and passage in India' showed themselves only a shade less cruel than their prototypes of Peru and Mexico Imagine how black must have been their deeds,

યુરોપિયનો‡ કરતાં થોડાક જ ઓછા જુલમી જણાયા 'ભારતના આતરિક વ્યાપારમા જે મોટા મોટા ધનના ઢગલાઓની કમાણી કરવામા આવી છે, તે કમાણી એટલા જબરદસ્ત અન્યાયો તથા અત્યાચારો દ્વારા કરવામા આવી છે, કે તેનાથી ચડિયાતા અન્યાય કે અત્યાચારો કોઈ દેશમા કે કોઈ જમાનામા પણ સાભળવામા આવ્યા નથી ' આ શબ્દોમા જ્યારે કપનીના ડાયરેક્ટરોએ પણ આ વાત સ્વીકારી છે ત્યારે કલ્પના કરો કે તેમના કૃત્યો કેટલા કલુષિત હશે જ્યારે ખુદ વાસીટાર્ટ સમાજની દશા વર્ણવતા આપણને બતાવે છે કે અગ્રેજો ભારતવાસીઓને લાચાર બનાવીને મરજી પડે તે ભાવે તેમની પાસેથી માલ ખરીદતા હતા તથા મરજી પડે તે ભાવે તેમને વેચતા હતા, અને જે કોઈ આમ કરવાની ના પાડે તેને નેતરની સોટીઓની કે કેદખાનાની સજા થતી, ત્યારે અનુમાન કરો કે એ દશા કેટલી ભયકર હશે 'અમે પહોચતા કે તરત જ મોટા ભાગના લોકો કસ્બા તથા ધર્મશાળા છોડીને નાસી જતા હતા ' એમ ખુદ વોરન હેસ્ટિગ્સ જ્યારે પોતાની કોઈ મુસાફરીનુ વર્ણન કરતા આપણને જણાવે છે, ત્યારે વિચાર કરો કે એ સમયે દેશની શી હાલત હશે કોઈ પણ પ્રકારના કારણ વગર જ દેશવાસીઓને દગો દેવો એ આ શાસકોની નિશ્ચિત નીતિ હતી દેશી રાજાઓને છેતરીને તેમને પરસ્પર લડાવી મારવામા આવ્યા પહેલા તેમાના કોઈ એકને તેના વિપક્ષીની વિરુદ્ધ

---

when even the Directors of the Company admitted 'That the vast fortunes acquired in the inland trade have been obtained by a scene of the most tyrannical and oppressive conduct, that was ever known in any age or country' Conceive the atrocious state of society described by Vansittart, who tells us that the English compelled the natives to buy or sell at just what rates they pleased on pain of flogging or confinement Judge to what a pass things must have come when, in describing a journey, Warren Hastings says 'Most of the petty towns and serais were deserted at our approach ' A cold blooded treachery was the established policy

‡ જેમણે ત્યના લાખો મૂળવતનીઓનો અગમગ કર્યો અને તેમનો શિકાર કરી કરીને તેમને નિર્મૂળ કર્યા — લેખક

મદદ આપવામાં આવતી, અને પછી કોઈ ને કોઈ દુર્વ્યવહારનું બહાનું કાઢીને તેને તખ્ત ઉપરથી ઉતારવામાં આવતો આ સરકારી વરૂઓને સદા કોઈ ને કોઈ ગંદા પાણીનું બહાનું મળી જ રહેતું જે કોઈ પ્રદેશો ઉપર અંગ્રેજોની નજર ઠરી હોય, તે પ્રદેશો જો કોઈ તાબેદાર સરદારોના હાથમાં હોય તો તેની પાસેથી ખંડણી તરીકે મોટી-અનુચિત રકમો માગવામાં આવતી, તેમને નિર્ધન બનાવવામાં આવતા, અને અંતે આ માગણીઓને પૂરી પાડવા તે અશક્ત બનતા ત્યારે આવા સંગીન ગુનાના દંડરૂપે તેમને પદભ્રષ્ટ કરવામાં આવતા આજે (ઈ સ ૧૮૫૧) પણ હજી આ પ્રકારના જુલમો ચાલુ છે આજે પણ હજી ગરીબ રૈયતની જમીનની આવકનો લગભગ અર્ધો ભાગ ચૂસી લેતો મીઠાનો ઇજારો તથા એ નિર્દય કરપદ્ધતિ ચાલુ છે દેશને પરાધીન બનાવવા માટે અને એ પરાધીનતા વધારવા માટે દેશી સિપાઈઓનો જ ઉપયોગ કરનારૂ ધૂર્તતાપૂર્ણ સ્વેચ્છાશાસન આજે પણ હજુ ચાલુ છે આ જ સ્વેચ્છાશાસન તળે થોડા વરસ પહેલાં જ ભારતીય સિપાઈઓની એક આખી રેજીમેંટનો જાણીબૂઝીને સંહાર કરવામાં આવ્યો, કારણકે એ સિપાઈઓએ પહેરવાના કપડાં પૂરતાં

---

of the authorities Princes were betrayed into war with each other, and one of them having been helped to overcome his antagonist, was then himself dethroned for some alleged misdemeanour Always some muddied stream was at hand as a pretext for official wolves Dependent chiefs possessing coveted lands were impoverished by exorbitant demands for tribute and their ultimate inability to meet those demands was construed into a treasonable offence, punished by deposition Even down to our own day kindred iniquities are continued Down to our own day, too are continued the grievous salt monopoly and the pitiless taxation, that wring from the poor ryots nearly half the produce of the soil Down to our own day continues the cunning despotism which uses native soldiers to maintain and extend native subjection, a despotism under which, not many years since, a regiment of sepoys was deliberately massacred, for refusing to march without proper

ન હોવાને કારણે કૂચ કરવાની ના પાડી આજ સુધી હજી પોલિસ અમલદારો ધનવાન લફંગાઓ સાથે મળીને ગરીબો પાસેથી ધન ચૂસવા માટે આપણી કાયદાની સંસ્થાનો ઉપયોગ કરે છે. આજ દિવસ સુધી સાહેબ લોકો હાથીઓ ઉપર બેસીને નિર્ધન ખેડૂતોના ઊભા પાકમાંથી પસાર થાય છે, અને ગામલોકો પાસેથી પૈસા આપ્યા વગર જ રસદ પડાવે છે દૂરના ગામડાઓમા રહેનાર લોકો હજી આજ સુધી કોઈ યુરોપિયનનુ મોઢુ દેખતા જ જંગલમા નાસી જાય છે "

પાપોથી કલુષિત શાસન

બીજો અંગ્રેજ લેખક ડોક્ટર રસલ લખે છે[१८] —

"ઈસ્ટ ઇંડિયા કંપનીનુ ભારતીય શાસન શરૂઆતથી જ ભારે પાપોથી કલુષિત બન્યુ હતુ × × × લગાતાર અનેક પેઢીઓ સુધી મોટામા મોટા લશ્કરી તથા દીવાની અમલદારોથી માંડીને નાનામા નાના નોકર સુધીના કંપનીના માણસોનુ એક મહાન ધ્યેય એ હતુ કે બની શકે એટલા થોડા સમયમા વધારેમા વધારે ધન આ દેશમાથી ચૂસવુ, અને એ મતલબ સધાય કે તરત જ આ દેશનો ત્યાગ

---

clothing Down to our own day, the police authorities league with wealthy scamps, and allow the machinery of the law to be used for the purposes of extortion Down to our own day, so called gentlemen will ride their elephants through the crops of impoverished peasants and will supply themselves with provisions from the native villages without paying for them And down to our own day it is common with the people in the interior to run into the woods at sight of a European "
—*Social Statics*, by Herbert Spencer

१८ " the Government of the East India Company in India was tainted from the very first with mighty vices, for generation after generation, the great aim and object of the servants of the Company, from the high, civil and military functionaries downwards was to squeeze as large as possible a fortune out of the country as quickly as might be, and turn their backs upon it for ever, so soon as that object had been

કરશે × × × આ વાત તદ્દન સાચી છે × × × કંપનીના આ સદમ અન્યાયો પરાજિત પ્રજા માટે જેટલા ઘાતક થતા હતા, તેટલા પોતાના ખરાબમા ખરાબ અને વિલાસીમા વિલાસી રાજાના અત્યાચારો પણ ઘાતક થતા નહોતા ”

આ વિષય માટે હવે વધારે અવતરણો આપવાની જરૂર નથી ઈ સ ૧૭૫૭ થી ૧૮૫૭ સુધીના કંપનીના શાસનકાળ દરમિયાન હિંદી સિપાઈઓએ પોતાના દેશ તથા દેશવાસીઓ વિરુદ્ધ જાનની પણ પરવા કર્યા વગર વિદેશી અમલદારોના હુકમો કેમ ઉઠાવ્યા, ભારતીય રાજાઓએ અંગ્રેજો સાથે કરેલી સંધિઓને કેવી રીતે વફાદારીથી પાળી, અંગ્રેજોએ જાણીજોઈને વારંવાર પોતાની સંધિઓ તથા વચનોનુ કેવી રીતે ઉલ્લંઘન કર્યું, દેશી રિયાસતોના યુરોપિયન નોકરોએ ડગલે ને પગલે પોતાના માલિકોનો કેવી રીતે વિશ્વાસઘાત કર્યો, અંગ્રેજ રેસિડન્ટોએ દેશી રિયાસતોમા રહીને ત્યા કેવી રીતે અંદરોઅંદર માણસોને ફોડ્યા, કેવી રીતે લાંચ આપી, કેવી રીતે પ્રપંચ રચ્યા કેવી રીતે હત્યાઓ કરાવી અને કેવી રીતે કપટજાળ ફેલાવી, દેશી રાજાઓ એક વાર કંપનીની ‘ સંધિ ’ તથા ‘ દોસ્તી ’ ની જાળમા ફસાયા પછી પોતાનુ માન અને સર્વસ્વની કિંમત ચૂકવ્યા વગર કેવી રીતે તેમાંથી છૂટી શક્યા નહિ ઈસ્ટ ઈંડિયા કંપનીએ પોતાની ધારેલી નીતિ અનુસાર ભારતની પ્રાચીન ગ્રામપંચાયતો, શિક્ષણપ્રથા, હજારો તથા લાખો પાઠશાળાઓ અને હજારો વર્ષોના ઉન્નત ઉદ્યોગધંધાઓનો કેવી રીતે નાશ કર્યો, તથા આ બધાને પરિણામે ભારતને સો સવાસો વર્ષમા દુનિયાના સૌથી પ્રબળ ઉન્નત તથા સમૃદ્ધ દેશોની કોટિમાથી ઉપાડી સૌ કરતા વધારે નિર્બળ અવનત તથા ગરીબ દેશોની કોટિએ કેવી રીતે પહોચાડવામા આવ્યો—આ બધી દુખમય કથા આ પુસ્તકના જુદા જુદા પ્રકરણોમાં આપવામાં આવશે

૩

**પરદેશી આક્રમણો**

ભારતમા અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ બરાબર સમજવા માટે તે પહે

---

attained, In perfect truth has it been said that the subjugated race found the little finger of the Company thicker than the loins of the worst and most dissolute of their native princes ' —Dr Russell

લાંની ભારતની સ્થિતિ એટલે કે મુગલ સામ્રાજ્યના સમયની અવસ્થાનો પૂરો ખ્યાલ આપણી સમક્ષ હોવો આવશ્યક છે. પરંતુ મુગલ સામ્રાજ્યની અવસ્થાનું વર્ણન કરતા પહેલાં પણ, આદિ કાળથી માંડીને મુસલમાનોના સમય સુધીમાં જેટલા બીજા વિદેશી હુમલાઓ આપણા દેશ ઉપર આવ્યા છે તેના ઉપર એક ઊડતી નજર નાખવી અમને આવશ્યક જણાય છે. સાથોસાથ અમે એ પણ બતાવવા માગીએ છીએ કે આ પ્રકારના હુમલાઓ યુરોપના વિધવિધ દેશો ઉપર પણ થયા હતા કે નહિ, અને જો થયા હોય તો ભારતની સરખામણીએ આ યુરોપિયન દેશોએ કેટલી સફળતાપૂર્વક એ હુમલાઓનો સામનો કર્યો હતો. અમારા આ સંક્ષિપ્ત વિવરણ ઉપરથી વાચકો જાણી શકશે કે આ જાતનાં ભારત પરનાં આક્રમણો બીજા દેશોની સરખામણીએ વધારે નથી થયાં, અને ભારતમાં એ આક્રમણ કરનાઓને ઝાઝી સફળતા પણ મળી નથી. આ આક્રમણો વખતે ભારત પોતાનું રક્ષણ ન કરી શકવાને બદલે યુરોપિયન દેશોને મુકાબલે વધારે સફળતાપૂર્વક તેણે પોતાની રક્ષા કરી, અને મોટે ભાગે પોતાના આક્રમકો ઉપર ભૌતિક તથા નૈતિક વિજય મેળવ્યો.

**આર્યોનું આક્રમણ !**

ભારત ઉપરનું સૌથી પ્રથમ વિદેશી આક્રમણ આર્યોનું ગણાવવામાં આવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોના મત મુજબ આ આક્રમણનો સમય ઈસવીસન પૂર્વે ૨૫૦૦ હતો. [૨૦]

બધા ઇતિહાસલેખકો સ્વીકાર કરે છે કે હાલના ભારતવાસીઓ, ઇરાનીઓ તથા યુરોપનિવાસીઓ બધા આ જ પ્રાચીન આર્ય જાતિનાં સંતાન છે. કહેવામાં આવે છે કે આજથી ચાર પાંચ હજાર વરસ પહેલાં આ આર્ય જાતિના લોકોએ મધ્ય એશિયાના કોઈ ભાગમાંથી નીકળીને ભારત, ઇરાન તથા સમસ્ત યુરોપને જીતી લીધા તથા તેને આબાદ કર્યા. અર્થાત્ આ પ્રાચીન આર્યો દ્વારા જે કોઈ દેશ જિતાયા તેને જો અકીર્તિકર માનવામાં આવે તો આ ઘટના જેટલી ભારતવાસીઓ માટે અકીર્તિકર છે તેટલી જ તે ઇરાન, રશિયા, જર્મની, ફ્રાંસ, ઇંગ્લાંડ, યુનાન અને રોમ માટે પણ અકીર્તિકર છે. અને તેમની ભાષા તથા સંસ્કૃતિની ભારતવર્ષની ભાષા અને સંસ્કૃતિ ઉપર જેટલી ઊંડી છાપ પડી છે તેટલી જ ઊંડી છાપ ઉપરોક્ત બીજા દેશોની ભાષા તથા સંસ્કૃતિ ઉપર પણ પડી છે. એટલું જ

૨૦ *The Cambridge History of India*, vol. i, p. 697.

તે સેનામાં તક્ષશિલાના રાજાની ભારતીય સેના પણ સામેલ હતી [૨૨] આક્રમણ કરનારી બધી સેનાની સંખ્યા પૌરવની સેના કરતા ઘણી વધારે હતી પૌરવના બે પુત્રો યુદ્ધમા ખપી ગયા, પૌરવને જખ્મી હાલતમા સિકંદરની સામે લાવવામા આવ્યો, સિકંદર વિજયી થયો પરંતુ બધા જ યુનાની લેખકો કબૂલે છે કે પૌરવનુ સૌંદર્ય, તેની વીરતા તથા સાહસ જોઈને સિકંદર મુગ્ધ થયો હતો સિકંદરે મુક્તકંઠે પૌરવની પ્રશંસા કરી અને તેનુ રાજ્ય તેને પાછુ સોંપ્યુ

વિશ્વવિજયી સિકંદરને પાછા જવુ પડ્યુ

ભારતની રાજશક્તિઓમા આ વખતે મગધનુ સામ્રાજ્ય મુખ્ય હતું પંજાબથી આગળ વધીને મગધ ઉપર હુમલો કરવાનો સિકંદરે વિચાર કર્યો, પણ સિકંદરની સેનાને પૌરવ સાથેના યુદ્ધ વખતે ભારતીય સેનાની વીરતાનો અનુભવ થયેલો હોવાથી તેમણે બિયાસ નદી પાર કરવાની ના પાડી યુનાની ઇતિહાસલેખકો લખે છે કે સિકંદરે પોતાની સેનાને પ્રોત્સાહિત કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ તેનુ કશુ ચાલ્યુ નહિ આખરે તે નિરુપાય થયો, અને આ અલૌકિક વિશ્વવિજેતાને પણ ભારતનો વિજય કરવાનું સ્વપ્નુ પાર પાડ્યા વગર જ બિયાસ નદીથી પાછા ફરવુ પડ્યુ

યુનાની ઇતિહાસલેખક મેગાસ્થનેસ લખે છે કે, સિકંદર પહેલા કોઈ પણ વિદેશી આક્રમક ભારતવાસીઓ ઉપર વિજય મેળવી શક્યો નહોતો [૨૩]

સિકંદરના સમયથી મુસલમાનોના ભારત ઉપરના હુમલા શરૂ થવા સુધીમા બીજા પણ કેટલાએક હુમલાઓ થયા આ હુમલાઓમા કેટલાક સફળ થયા અને કેટલાક નિષ્ફળ ગયા સફળ થયેલા હુમલાઓની એક વિશિષ્ટતા એ હતી કે જે લોકો ભારતના કોઈ ભાગને જીતી લેતા હતા તેઓ પોતાના મૂળ વતન સાથેનો બધો સબધ તોડીને ભારતમા જ વસવાટ કરતા હતા, ભારતને જ પોતાનું ઘર બનાવતા હતા ભારતની ઉન્નતિ તથા હિતમાં પોતાની પણ ઉન્નતિ અને હિત સમાયેલા છે એમ માનતા હતા, અને થોડા જ સમયમા અહીના લોકો સાથે ભળી જઈને એક થઈ જતા હતા

સિકંદર પછીના પ્રથમ બે હુમલાઓ નિષ્ફળ ગયા, એક સેલ્યૂકસનો અને બીજો એન્ટિઓકસનો.

---

૨૨ *The Cambridge History of India* Vol 1, p 361

૨૩ *The Cambridge History of India*, p 331

**સેલ્યૂકસનું અસફળ આક્રમણ**

સિકંદર પછી વીશ વરસે તેના સેનાપતિ અને ઉત્તરાધિકારી સેલ્યૂકસ પહેલાએ ભારત ઉપર હુમલો કર્યો પણ આ કાળમા મૌર્યકુળના સ્થાપક સમ્રાટ ચંદ્રગુપ્તની સત્તા આખા ઉત્તર ભારતમા જામી હતી કહેવાય છે કે બાળપણમા ચંદ્રગુપ્ત એક વાર સિકંદરને મળ્યો હતો સેલ્યૂકસની સામે થવા માટે ચંદ્રગુપ્તે પાચ લાખની સેના અને નવ હજાર હાથીઓને રણમેદાનમા ઉતાર્યા સેલ્યૂકસ ગભરાયો બન્ને વચ્ચે સંધિ થઈ સેલ્યૂકસે ચંદ્રગુપ્તને સિંધુ નદીની પૂર્વના બધા પ્રદેશના અધિરાજ તરીકે સ્વીકાર્યો એટલું જ નહિ પણ કાબુલ, કંદહાર, હેરાત અને બલુચિસ્તાન પણ ચંદ્રગુપ્તને આપ્યા. અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન બન્ને ઉપર વીશ વરસ પહેલા સિકંદરે પોતાના નાયબ શાસકો નીમ્યા હતા વીશ વરસમા તો આ બન્ને પ્રાંતો પાછા ચંદ્રગુપ્તના ભારતીય સામ્રાજ્યમા ભળી ગયા યુનાનીઓના લખાણો ઉપરથી એમ પણ જાણવા મળે છે કે ચંદ્રગુપ્તે સેલ્યૂકસની પુત્રી સાથે લગ્ન કર્યાં. આ બધાના બદલામા તેને ચંદ્રગુપ્તે પાચસો હાથી ભેટ તરીકે આપ્યા, અને સેલ્યૂકસે ભારતની સરહદ છોડીને પોતાના વતનનો રસ્તો માપ્યો

**એન્ટિઓકસનું પણ અસફળ આક્રમણ**

ચંદ્રગુપ્તના પૌત્ર જગપ્રસિદ્ધ સમ્રાટ અશોકના મૃત્યુ પછી જ્યારે મૌર્ય સત્તા કંઈક નબળી પડતી જણાઈ ત્યારે ફરી એન્ટિઓકસ નામના એક યુનાની સરદારે હિંદુકૂશ વીંધીને કોઈ નાના એવા સરહદી રાજ્યમા પ્રવેશ કર્યો પણ અહી તેને પોતાના લશ્કર માટે રસદ અને થોડાક હાથીઓ સિવાય કશું મળી શક્યુ નહિ, અને કેવળ આટલામા જ સંતોષ માનીને એન્ટિઓકસ સિંધુ નદીની આ બાજુ આવ્યા વગર જ પાછો પોતાને દેશ ચાલતો થયો.

પણ એન્ટિઓકસ પછી કેટલાએક એવા આક્રમણો વર્ણવવામા આવે છે જેને સફળ આક્રમણો ગણાવી શકાય બાગ આ બધા આક્રમણોને બે ભાગમા વહેચી શકાય (૧) બખ્તિયારી યુનાનીઓના આક્રમણો અને (૨) શક–સિથિયન, હૂણ વગેરે મધ્ય એશિયાની અર્ધસભ્ય જાતિઓના આક્રમણો

**પરદેશી યવનો ભારતીય બન્યા**

સિકંદરના જે સાથીઓ પશ્ચિમ એશિયામા વસ્યા હતા તેઓને બખ્તિયારી કહેવામા આવે છે આ યુનાનીઓને શરૂઆતમા સિકંદરે એશિયાઈ પ્રદેશોના શાસક તરીકે નીમ્યા હતા. સિકંદરના મૃત્યુ પછી થોડા

મધ્ય એશિયાના આલ્તાઈ પર્વત સુધી બતાવવામા આવે છે. તેની રાજધાની પુરૂષપુર (પેશાવર) માં હતી. બુદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં તેનો ફાળો ઘણો મોટો છે. ચોથી અને સૌથી મોટી બૌદ્ધ 'સંગતિ' અર્થાત્ મહાસભાનો સંયોજક તે પોતે હતો. બૌદ્ધ મતના મહાયાન સંપ્રદાયની શરૂઆત તેણે કરી સંસ્કૃતનો પ્રચાર કરવામાં પણ તેણે ઘણો હિસ્સો આપ્યો. ચીન, તાતાર, તિબેટ અને ઉત્તર એશિયામાં બૌદ્ધ મતનો પ્રચાર કરનારા પ્રચારકો મોટે ભાગે કનિષ્કના જ પ્રચારકો હતા.

શક જાતિના લોકો આ વખતે પોતાને હિંદુ–ક્ષત્રિય કહેવરાવતા હતા, તથા એ રીતે તેમને સ્વીકારવામાં પણ આવતા હતા તેમના નામને અંતે મોટે ભાગે 'વર્મન્' અને 'દત્ત' શબ્દો આવે છે ધીરે ધીરે આ જાતિ પણ ભારતવાસીઓમા ભળીને એકરૂપ થઈ ગઈ.

હૂણ જાતિનું આક્રમણ

શક અને પહ્લવ જાતિઓના હુમલા તથા મુસલમાનોના હુમલા દરમિયાન માત્ર એક જ હુમલો થાય છે અને તે હૂણ જાતિનો પ્રાચીન ભારત ઉપરનો આ હુમલો સૌથી વધારે જંગલી હતો. એશિયા તથા યુરોપનો કોઈ પણ દેશ આ ભયંકર હુમલાઓથી ભાગ્યે જ બચવા પામ્યો હશે. આ જ હૂણ જાતિના હુમલાઓની સામે રક્ષણ કરવા માટે ચીનના બાદશાહોએ બે હજાર માઈલ લાંબી અને અલૌકિક પહોળાઈ તથા ઊંચાઈની પ્રસિદ્ધ ચીનની દીવાલ બંધાવી અને ઇસુ પહેલાં દોઢસો વરસ ઉપર આ જ હૂણ જાતિના હુમલાઓએ બખ્તિયારી સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યુ. એશિયા તથા યુરોપની પણ આ જ હુમલાઓએ ધૂળધાણી કરી અને લગભગ એક હજાર વર્ષ સુધી તેને વેરાન બનાવી દીધો ભારત પણ આ હુમલાઓથી બચે એ અસંભવિત હતુ. ઇસુ પહેલા પૂર્વ છેડાથી ભારતની વાયવ્ય સીમા સુધીનો બધો પ્રદેશ આ જાતિના હાથમા હતો.

હૂણ સત્તાનો અંત

ઈસવી સનની પાચમી શતાબ્દિના મધ્યકાળમા આ હૂણ જાતિના લોકોએ ભારત ઉપર હુમલો કર્યો. પંજાબ, મધ્ય ભારત તથા માળવા સુધીના પ્રદેશ ઉપર એક વાર તો તેમણે પોતાની સત્તા પણ જમાવી. હૂણ સરદાર તોરમાણે ભારતના સમ્રાટ બુદ્ધગુપ્તનો પરાજય કર્યો પરંતુ તેની પછી તેના પુત્ર યશોધર્મદેવે તોરમાણના પુત્ર મિહિરગુલને મુલતાન નજીક કોરૂર નામના સ્થાન ઉપર ઈ. સ પ૭૩મા હરાવ્યો અને ભારતમાં હૂણ

જાતિની સત્તાનો અંત આણ્યો આ યશોધર્મદેવનું રાજ્ય હિમાલયથી પૂર્વ-ઘાટ સુધી અને બ્રહ્મપુત્રાથી અરબી સમુદ્ર સુધી વિસ્તરેલું હતું અને તેની રાજધાની ઉજ્જયનીમાં હતી ત્યાર પછી રાજ્યવર્ધને ઉત્તર ભારતમાં હૂણ લોકોનો જે કંઈ પ્રભાવ બાકી રહ્યો હતો તેનો પણ અંત આણ્યો

**યુરોપને મુકાબલે બહુ ઓછાં આક્રમણો**

મુસલમાનોના હુમલા પહેલાં ભારત ઉપર જે જે હુમલા થયા તેનું વર્ણન અમે આપ્યું અમે આ આખો ઇતિહાસ યુરોપિયન ઇતિહાસલેખકોને આધારે લીધો છે આ સમય સુધીમાં ભારત ઉપર કેટલા તથા કેવા પ્રકારના હુમલાઓ થયા, ભારતે કેટલે દરજ્જે આ હુમલાઓનો સફળતાપૂર્વક સામનો કર્યો, આ હુમલાઓને લીધે આખરે ભારતને કેટલી હાનિ કે લાભ થયો, અને આ બધા હુમલા તથા અંગ્રેજોએ ભારત ઉપર કરેલા હુમલામાં કેટલો મોટો તફાવત છે, વગેરેનું અનુમાન ઉપલા વર્ણન ઉપરથી સારી રીતે થઈ શકે એમ છે

સાચી વાત તો એ છે કે બહારથી આક્રમણો આવવા એ તો દરેક દેશના ઇતિહાસમાં એક સર્વસામાન્ય ઘટના છે ફેર એટલો જ કે આ આક્રમણો કોઈ દેશ ઉપર ઓછાં આવ્યાં હોય તો કોઈ ઉપર વધારે આવ્યાં હોય દુનિયાના બીજા દેશો અને ખાસ કરીને યુરોપના લગભગ બધા દેશો ઉપર જેટલાં આક્રમણો આવ્યાં છે, તેટલાં કદી ભારત ઉપર આવ્યાં નથી આ હકીકત સાબિત કરવા માટે હવે અમે યુરોપના જુદા જુદા દેશો ઉપર કેટલાં આક્રમણો આવ્યાં અને તેનું પરિણામ શું શું આવ્યું તે બતાવવા માગીએ છીએ આ વૃત્તાંત અમે યુરોપિયન લેખકોના આધારે જ આપવા માગીએ છીએ આ વૃત્તાંત વાંચવાથી જોઈ શકાશે કે આ આક્રમણોને કારણે યુરોપ આખામાં લગભગ એક હજાર વર્ષ સુધી જે અંધાધૂંધી ફેલાઈ રહી હતી તેનો એક સહસ્રાંશ પણ ભારત ઉપરના હુમલાઓને પરિણામે જોઈ શકાતો નથી

**યુરોપ ઉપરના હુમલા**

અનેક યુરોપિયન ઇતિહાસલેખકો એ બાબતનો સ્વીકાર કરે છે કે ઈ સ પૂર્વે હજાર વરસથી યુરોપ ઉપર એશિયાઈ જાતિઓના હુમલાઓ ચાલુ હતા આમાંના આર્ય જાતિના હુમલાની હકીકત અમે અગાઉ જણાવી ગયા છીએ ત્યાર પછી ઈ સ પૂ ૮૦૦ની આસપાસમાં બીજી એશિયાઈ જાતિઓના હુમલાનું વર્ણન યુરોપિયન ઇતિહાસમાં જોવામાં આવે છે ખરી

રીતે આવા હુમલા વારંવાર આવ્યા કર્યા છે, પણ અમે અહીં આ બધા હુમલાઓનું વર્ણન પડતું મૂકીને કેવળ ઈ. સ. પછી થયેલા હુમલાઓનું જ વર્ણન ટૂંકમાં આપવા માગીએ છીએ.

હૂણ, અવાર, બલગર, ખઝર, પત્ઝેનાક, મગિયાર, મોંગોલ વગેરે જાતિઓએ પોતાના એશિયાઈ નિવાસસ્થાનોમાંથી નીકળીને હઝરત ઈસુના જન્મ પછીની બીજી સદીથી ઘણા સમય સુધી યુરોપ ઉપર વારંવાર હુમલાઓ કર્યા છે. રશિયાથી માંડીને જર્મની, ઇટાલી, ઈંગ્લાંડ અને સ્પેન સુધીના દેશો ઉપર આ જાતના હુમલાઓ લગભગ એક હજાર વર્ષ સુધી ચાલુ હતા. આમાંની શરૂઆતની આક્રમક જાતિઓએ પૂર્વ તથા મધ્ય યુરોપમાં વસવાટ કર્યો. ત્યાર પછી આવેલા આક્રમકોએ પહેલાંના આવેલા આક્રમકોને ઉત્તર તથા પશ્ચિમ તરફ ધકેલીને તેમને સ્થાને પોતે વસવાટ કર્યો.

યુરોપ ઉપરના આ હુમલાઓ એટલા બધા ઉપરાઉપરી આવ્યા છે, અને એટલા બધા દેશો ઉપર આવ્યા છે કે તે દરેકનું જુદું વર્ણન કરવું અનાવશ્યક જણાય છે. આથી એક હજાર વર્ષ સુધીના આ બધા હુમલાઓનો સાર યુરોપિયન ઇતિહાસલેખકોના જ શબ્દોમાં ટૂંકામાં આપશું.

**એશિયાઈ આક્રમક જાતિઓ**

પ્રસિદ્ધ સનની પાંચમી સદીમાં યુરોપના લગભગ ચોથા ભાગ ઉપર રોમન લોકોની આણ ફરતી હતી. આ ભાગમાં યુનાન, બ્રિટન, ઇટાલી, સ્પેન અને ખુદ ઈંગ્લાંડનો પણ સમાવેશ થતો હતો. પછી એશિયાઈ આક્રમક જાતિઓએ યુરોપ પહોંચીને રોમન સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું.

ઈંગ્લાંડ ઉપર ચારસો વર્ષ સુધી રોમન લોકોનું રાજ્ય ટક્યું. ત્યાર પછી સૅક્સન જાતિના લોકો આવ્યા. મધ્ય એશિયામાંથી જે જે આક્રમક જાતિઓ યુરોપ ઉપર ઊતરી આવી તેમાંની જ આ સૅક્સન જાતિ પણ હતી. આ સૅક્સન લોકોએ ઈંગ્લાંડમાંથી રોમન લોકોને હરાવીને કાઢ્યા, અને ઈંગ્લાંડના મૂળ વતની બ્રિટન લોકોને જીતી લીધા. આજે જે ઇંગ્લિશ લોકો પોતાના દેશમાં સંપૂર્ણ સ્વાધીનતા ભોગવે છે તે લોકો, આ બ્રિટન, સૅક્સન અને બીજા લોકોના મિશ્રણથી થયેલા છે.

**હૂણોનું આક્રમણ**

વિશાળ તથા બળવાન રોમન સામ્રાજ્ય પણ જો આ ઉપરાઉપરી આવેલાં આક્રમણોની સામે ટકી ન શક્યું તો પછી યુરોપના બીજા ભાગોની શી સ્થિતિ થઈ હશે તેની કલ્પના સહજ કરી શકાય એમ છે. ભારત ઉપર

ચડી આવેલ હૂણ જાતિનું વર્ણન અમે અગાઉ આપી ગયા છીએ. આ હૂણ જાતિએ ઈ. સ.ની પાંચમી સદીમાં કાસ્પિયન સમુદ્ર તથા ડાન્યૂબ નદીની વચ્ચેના પ્રદેશ ઉપર પોતાનું એક સ્વતંત્ર સામ્રાજ્ય સ્થાપન કર્યું. રોમના નિર્બળ સમ્રાટો પણ આ હૂણ લોકોને ખંડણી ભરતા હતા. આ લોકોનું આવી જ જાતનું એક બીજું સામ્રાજ્ય ઈસવીસનની પાંચમી અને છઠ્ઠી સદીમાં પશ્ચિમ યુરોપમાં સ્થપાયું. આ બધાં આક્રમણોને પરિણામે યુરોપિયન સમાજની જે દશા થઈ તેનું વર્ણન કરતાં એક ફ્રેંચ ઇતિહાસલેખક બુઇસોનેદ લખે છેઃ—

**હૂણોના આક્રમણથી યુરોપની દુર્દશા**

"જૂના રોમન સામ્રાજ્યનો ઉચ્ચ અને મધ્યમ વર્ગ આ ઝંઝાવાતમાં ઊખડી ગયો, અથવા અસભ્ય આક્રમકોએ તેને લૂંટી લીધો. એમાંથી જેઓ બચ્યા તેઓ આ આક્રમકોમાં ભળી ગયા. × × × બ્રિટનમાં ઍંગ્લો-સૅક્સન જાતિએ બ્રિટન જાતિનો નાશ કર્યો. × × × આ ક્રૂર આક્રમકોએ મોટા મોટા રોમન જમીનદારોની જમીનો પડાવીને તેમના ઉપર પોતાના કુટુંબ સહિત વસવાનું શરૂ કર્યું એટલું જ નહિ, પણ તેમણે બધા જમીનદારોને મારી નાખ્યા ને દેવળોનો નાશ કર્યો. × × × બ્રિટનમાં બ્રિટન જાતિના જે લોકો બચી ગયા હતા તેમને ગુલામ બનાવ્યા. × × × ચારે બાજુ એવો કેર વર્તી ગયો કે તેને લીધે નિરાશ બનેલા લોકોને કેવળ ગુલામીમાં જ એક પ્રકારનો આશ્રય મળ્યો. ડાન્યૂબ અને ર્‌હાઇનના પ્રદેશમાં, ગૉલ( ફ્રાંસ )માં, બેલ્જિયમમાં અને ઈટાલીમાં જે રોમન લોકોને આ આક્રમકોએ જીવતા જવા દીધા તે બધાને ગુલામ બનાવવામાં આવ્યા. × × × આ આક્રમકોએ બ્રિટનમાં એવા અત્યાચારો કર્યા કે ત્યાંના ઉચ્ચ કુળના લોકો મોતથી બચવાના ઇરાદાથી અરમોરિકા ( ફ્રાંસનો વાયવ્યનો ભાગ ) ચાલ્યા ગયા, અને બ્રિટન લોકોની મોટી સંખ્યાની કતલ કરવામાં આવી. × × × એક્વીટેન અને સ્પેનમાં ધર્મપરાયણ લોકો તથા પાદરીઓને પીટવામાં આવ્યા, પગે બેડીઓ જડવામાં આવી અને તેમને જીવતા બાળી પણ મૂકવામાં આવ્યા. જ્યાં જ્યાં શહેરો કે કસ્બાઓને લૂંટવામાં આવતાં હતાં ત્યાં ત્યાં સ્ત્રીઓને બેઆબરૂ કરવામાં આવતી હતી. એલૅરિકના વિઝિગૉથ લોકોએ રોમ જીતી લીધા પછી વૃક્ષોના છાંયડામાં આરામ કર્યો અને રોમની રાજસભાના સભ્યોના પુત્રો તથા પુત્રીઓ પાસે નોકરોની માફક શરાબના પ્યાલાઓ ભરાવ્યા અને પેટ ભરી ભરીને

રાગાળ પીધો પ્રત્યેક આક્રમણ પાછી આક્રમકોની સ્ત્રીઓની સંખ્યા વધી જતી હતી × × × મેસિડોનિયામાં, થેસેલિમાં, યુનાનમાં, ઇલીરિયામાં, એપાઇરસ અને ડાન્યુબના પ્રદેશોમાં આક્રમણ કરનાર તુરાનીઓ, જર્મનો અને સ્લાવ લોકોએ બધા પુરુષોની કતલ કરી અને સ્ત્રીઓ તથા બાળકોને કેદ કરી લીધા × × × એક્વીટેનનો પ્રોસ્પર પોતાના એક કાવ્યમાં લખે છે કે 'ઈશ્વરના મંદિરો બાળી નાખવામાં આવ્યાં, અને મઠો લૂટી લેવામાં આવ્યા ! જો ગૉલ (ફ્રાંસ) ની ભૂમિ ઉપર સમુદ્રના મોજા ફરી વળ્યા હોત તો તેનાથી પણ આટલું નુકસાન ન થાત ' × × × હૂણ જાતિના લોકોએ દરેક ચીજનો નાશ કર્યો, જ્યાંથી જ્યાંથી તેઓ નીકળ્યા ત્યાં ત્યાં બધો પ્રદેશ વેરાન બનાવી દીધો × × × ઇતિહાસલેખક ઇડેશિયસ લખે છે કે પાંચમી સદીના સ્પેનનું તો માત્ર નામ જ બાકી રહ્યું હતું પૂર્વના અને પશ્ચિમના અનેક સમૃદ્ધ શહેરોનો નાશ થયો અને ફરી કદી તે ઊભા થઈ શક્યા નહિ એકલા હૂણ લોકોએ જ પૂર્વના ૭૦ શહેરોને ખલાસ કર્યાં × × × બ્રિટનમાં લંડીનિયમ (લંડન) ઇબોરેકમ (યૉર્ક), કૅમેલોડનમ (કૉલચેસ્ટર), ડોરોવર્નમ (કેન્ટરબરી), વેન્ટાઈસેનોરમ (નોર્વિચ), એક્વાસાલિસ (બાથ) વગેરે રોમન લોકોએ સ્થાપેલા નાના નાના શહેરોની જગાએ માત્ર ખંડેરો જ બાકી રહ્યા હતા × × × પોપ ગ્રેગરીએ દુખી થઈને કહ્યું હતું કે 'જાણે કે દુનિયાનો અંત આવવાનો હોય એવું જણાય છે ' × × × ખાસ કરીને પેનોનિયા, નારિકમ, રેટિયા, હેલ્વેશિયા (સ્વીટ્ઝર્લૅન્ડ), ગૉલ બેલ્જિયમ, બ્રિટન, સ્પેન અને ઉત્તર તથા મધ્ય ઇટાલીને બહુ સહન કરવું પડ્યું, તથા બાલ્કન દ્વીપકલ્પને તો એ કરતાં પણ વધારે સહન કરવું પડ્યું એ સમયના ઇતિહાસલેખકો બધા એકમતે કહે છે કે પૂર્વમાં (યુનાન વગેરે દેશો) તથા પશ્ચિમમાં (ઇટાલી વગેરે) આખી દુનિયા એક સરખી વેરાન બની ગઈ હતી અને તેની અસર લોકોના મન ઉપર પણ એવી જ પડી હતી, કેટલાક તો એમ પણ માનવા લાગ્યા હતા કે ખ્રિસ્તી ધર્મગ્રંથોમાં દુનિયાના જે પ્રલયની આગાહી કરવામાં આવી છે તે સમય હવે આવી પહોંચ્યો છે " [૨૬]

૨૬ *Life and Work in Medieval Europe*, by P Boissonnade, book 1, chap 1, 11

ઉપર આપેલું આખું વર્ણન પાંચમી, છઠ્ઠી તથા સાતમી સદીનાં આક્રમણોનું વર્ણન છે. આઠમી, નવમી અને દસમી સદીનાં આક્રમણોના સંબંધમાં ઇતિહાસલેખક બુઇસોનેદ લખે છેઃ—

**બીજાં આક્રમણો**

"નવમી અને દસમી સદીમાં નવા હુમલાઓ આવ્યા અને પશ્ચિમ યુરોપને બરબાદ કર્યો. સ્કેન્ડીનેવિયાના ચાંચિયા 'નોર્થમેન' કહેવાતા હતા. તેમણે ઈ. સ. ૮૩૦ થી ૯૧૧ સુધીની લગભગ એક સદી દરમિયાન જૂના જર્મન લોકો જેવાં જ દુષ્ટ પરાક્રમો જારી રાખ્યાં. તેમણે પણ જનતાનો સંહાર કર્યો, લોકોને ગુલામ બનાવ્યા, શહેરો બાળ્યાં, અને ખ્રિસ્તી જર્મની, લો-કન્ટ્રીઝ (હૉલૅન્ડ અને બેલ્જિયમ), પશ્ચિમ ફ્રાંસ, સ્કૉટલૅન્ડ, આયર્લૅન્ડ, અને ઈંગ્લાંડમાં ખૂબ લૂંટફાટ ચલાવી તથા દેશોને બરબાદ કર્યા. પૂર્વ યુરોપમાં હૂણ જાતિએ બરબાદી કરી, અને ડાન્યૂબનાં મેદાનો, મધ્ય યુરોપ, ઉત્તર ઇટાલી અને પૂર્વ ફ્રાંસને અવાર જાતિના ભાઈ મગિયાર જાતિના લોકોએ બરબાદ કર્યાં. દક્ષિણ તરફ ઇટાલીનો સમુદ્રતટ તથા તેની આસપાસના ટાપુઓ, પ્રૉવીન્સ અને ડોફાઈન (દક્ષિણ-પૂર્વ ફ્રાંસ)ને બર્બર તથા આરબ જાતિના લૂંટારા સારાસેન લોકોએ લૂંટ્યા." ૨૭

**આક્રમણોને પરિણામે યુરોપીય સંસ્કૃતિ છિન્નભિન્ન થઈ**

આ એક હજાર વર્ષના બધા હુમલાઓનાં પરિણામોનું વર્ણન કરતાં બુઇસોનેદ અંતે લખે છેઃ—

"અસભ્ય જાતિઓના હુમલાઓ એ એક સાચી આફત હતી. જે ભવ્ય ઇમારતની છાયા તળે શ્રમજીવીઓએ ઉન્નતિ કરી હતી અને પૈસાદાર થયા હતા, તે રોમન તથા ઇસાઈ સામ્રાજ્યની ભવ્ય ને વ્યવસ્થિત ઇમારત પશ્ચિમ યુરોપમાં પાયાથી મથાળા સુધી ઊંધીચત્તી થઈ ગઈ, અને પૂર્વ યુરોપમાં પણ તેના પાયા હલમલી ગયા. દરેક જગાએ ખંડેરો નજરે પડતાં હતાં; વ્યવસ્થાની જગાએ અવ્યવસ્થા અને અરાજકતાનું રાજ્ય જામ્યું હતું, અને કાયદાની જગાએ મારે તેની તલવારના કાયદાનું શાસન ચાલતું હતું. હરેક પ્રકારના ધનનું ઉત્પા-

૨૭ *Life and Work in Medieval Europe*, by P. Boissonado, book i, chap. x, p. 115.

હન અટકી પડ્યું હતું, પાછલી પેઢીઓએ જે ખજાના ભરી રાખ્યા હતા તે છિન્નભિન્ન થઈ ગયા હતા, અને આર્થિક તથા સામાજિક ઉન્નતિ અટકી પડી હતી."[૨૮]

યુરોપના વિધવિધ દેશો ઉપર એશિયાઈ જાતિઓનાં થયેલાં આક્રમણોનાં શાં શાં પરિણામો આવ્યાં તેનું ટૂંકું વર્ણન અમે યુરોપિયન લેખકોના શબ્દોમાં જ અહીં આપ્યું છે. આ વૃત્તાંત વાંચ્યા પછી ભારત અથવા યુરોપમાંથી કોની સરહદો વધારે મજબૂત હતી, તથા આવેલાં આક્રમણોની સામે પોતાની સરહદનું સંરક્ષણ બેમાંથી કોણ વધારે સફળતાપૂર્વક કરી શક્યું હતું એ બહુ સહેલાઈથી જોઈ શકાય તેમ છે. હવે ભારત તથા યુરોપ બન્ને ઉપર થયેલ મુસલમાનોના હુમલાઓનું વર્ણન કરવાનું રહે છે.

## ૪

### મુસલમાનોનાં આક્રમણો સંબંધેનો ભ્રમ

હવે અમે ભારત ઉપર મુસલમાન જાતિએ કરેલા હુમલાઓ ઉપર આવીએ છીએ.

એમ કહેવામાં આવે છે અને મનાવવામાં આવે છે કે મુસલમાનોનું આક્રમણ ભારત ઉપરનું છેલ્લું આક્રમણ હતું અને સૌ કરતાં વધારે નાશકારક હતું. આ આક્રમણે દેશના સામાજિક, ધાર્મિક, નૈતિક, આર્થિક તથા રાજકીય જીવનનો અનંત કાળ માટે નાશ કર્યો, અને દેશને પરસ્પરવિરોધી દલોમાં વહેંચી નાખ્યો. આમ મુસલમાનોનું આક્રમણ એ આ દેશ ઉપરની એક ભયંકર આપત્તિ હતી. આપણા દેશ ઉપરનું મુસલમાનોનું શાસન એ ભારતવાસીઓની નિર્બળતા છે એમ પણ બતાવવામાં આવે છે, અને એ જ આધારે એમ સાબિત કરવાની કોશિશ કરવામાં આવે છે કે અંગ્રેજોએ આ દેશમાં આવીને ભારતનું આ ભયંકર આપત્તિમાંથી રક્ષણ કર્યું છે.

કોઈ પણ દેશ ઉપર વિદેશી આક્રમણ આવે એ હકીકત તેને ગૌરવ આપનારી નથી એમાં તો શક નથી જ. પરંતુ જેમ અગાઉનાં આક્રમણોના સંબંધમાં આપણે જોયું તેમ જ આ આક્રમણના સંબંધમાં પણ તપાસવાનું છે કે મુસલમાનો ચડી આવ્યા એ એકલા ભારતની જ વિશિષ્ટતા હતી કે

---

૨૮ *Life and Work in Medieval Europe*, by P. Boissonade, conclusion, p. 233.

દુનિયાના બીજા દેશો પણ આ આક્રમણનો ભોગ થયા હતા? વળી આપણે એ પણ તપાસવાનું રહેશે કે મુસલમાનોએ પ્રથમ ભારત ઉપર આક્રમણ કર્યું કે પ્રથમ બીજા દેશો ઉપર આક્રમણ કર્યું? બીજા દેશોની સરખામણીએ ભારતે આ આક્રમણનો કેટલે દરજ્જે સફળતાપૂર્વક સામનો કર્યો? અને મુસલમાનોના આક્રમણનાં અંતિમ પરિણામો ભારત માટે કેટલે દરજ્જે હિતકર હતાં કે અહિતકારી હતાં?

### હજરત મોહમ્મદનો નવો ધર્મ

હઝરત મોહમ્મદનો જન્મ ઈ. સ. ૫૬૯ માં થયો. ઈ. સ ૬૦૯ માં તેમણે પોતાના નવા ધર્મનો પ્રચાર શરૂ કર્યો, જેનું મુખ્ય સ્વરૂપ આ જાતનું હતું. — અરબસ્તાનનાં સેંકડો કુટુંબો અને વંશોના જુદા જુદા હજારો દેવદેવતાઓની મૂર્તિનો અંત કરીને તેમની જગાએ મનુષ્યમાત્રને માટે એક નિરાકાર અલ્લાહની પૂજા કરતાં શીખવવું, જુદાં જુદાં કુટુંબો અને કોમોની જગાએ બધા અરબનિવાસીઓની એક સંયુક્ત કોમ બનાવવી, આરબ લોકોના ધાર્મિક તથા સામાજિક અસંખ્ય ખરાબ રિવાજો અને નુકસાનકારક રૂઢિઓને તોડીને તેમના સામાજિક તથા રાષ્ટ્રીય જીવનને પવિત્ર અને ઉચ્ચ બનાવવું, અને સૌ કરતાં વિશેષ તો માનવમાત્રની સમાનતા અને ભ્રાતૃભાવનો ઉપદેશ કરવો. ઇસ્લામની ગૌણ અને વિવાદાસ્પદ બાજુઓની સાથે આપણે અહીં નિસ્બત નથી. ખરી રીતે તો મોહમ્મદ સાહેબના ઉપદેશનો પ્રભાવ ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક ક્ષેત્રો ઉપર સમાન જ હતો. આ ઉપદેશોએ આરબજાતિમાં નવો પ્રાણ ફૂંક્યો. તેઓ ધાર્મિક તથા રાજકીય દિગ્વિજય કરવા પોતાના દેશમાંથી બહાર નીકળી પડ્યા અને મોહમ્મદ સાહેબના મૃત્યુ પછી આશરે સો વરસના ગાળામાં તેમણે સુધરેલી દુનિયાના એક મોટા ભાગ ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું.

### ઇસ્લામનો ઝડપી વિસ્તાર

ઈ. સ ૬૨૯ માં મક્કા શહેરે મોહમ્મદ સાહેબની આધીનતા સ્વીકારી. ઈ. સ. ૬૨૯ થી ૬૩૨ સુધીનાં બે વરસમાં આખું અરબસ્તાન મોહમ્મદ સાહેબને આધીન થઈ ગયું. મોહમ્મદ સાહેબ ઈ. સ. ૬૩૨માં મૃત્યુ પામ્યા. ઈ.સ. ૬૩૬માં ઇરાક અને શામ(સીરિયા) ઉપર આરબોએ વિજય મેળવ્યો. ઈ. સ. ૬૩૭ માં તેમણે બૈતુલમુકદ્દસ (જેરૂસલેમ) જીતી લીધું. ઈ.સ. ૬૩૭ થી ૬૫૧ સુધીમાં આખું ઇરાન તેમના શાસન તળે આવ્યું. ઈ.સ. ૭૦૧ થી ૭૧૫ સુધીમાં મુસલમાનોએ પૂર્વમાં ચીનની સરહદ સુધી હુમલાઓ કર્યા

અને આખું તાતાર અને તુર્કસ્તાન જીતીને પોતાના રાજ્યમાં મેળવી લીધાં.

આની સાથે જ આ સાહસિક જાતિની નજર પશ્ચિમમાં પણ ગઈ. ઈ. સ. ૬૩૮ થી ૬૪૧ સુધીમાં આખો મિસર (ઇજિપ્ત) આરબોએ જીતી લીધો. ઈ. સ. ૬૪૭ થી ૭૦૯ સુધીમાં કાર્થેજ અને આફ્રીના બધા ઉત્તર આફ્રિકા ઉપર આરબોનું સામ્રાજ્ય સ્થપાયું. યુરોપનું વિશાળ રોમન સામ્રાજ્ય પણ આ લોકોના હુમલામાંથી બચી શક્યું નહિ. આ લોકોની એ બાજુ એટલી બધી સત્તા વધી કે ઈ. સ. ૭૦૦ થી ૭૧૩ સુધીમાં તેમણે સ્પેન પણ જીતી લીધું.

આ બધો ઇસ્લામની પ્રથમ શતાબ્દિનો ઇતિહાસ છે. પરંતુ સાર પછીના કાળમાં પણ આરબ તથા બીજી મુસલમાન કોમોની જીતો તો જારી જ રહી હતી. ધીરેધીરે આખું રશિયા, યુનાન, બાલ્કન, પોલૅંડ, દક્ષિણ ઇટાલી, સિસિલી વગેરે અર્ધા યુરોપ ઉપર મુસલમાનોની સત્તા સ્થપાઈ અને સેંકડો વરસો સુધી ટકી રહી.

**ભારતમાં પ્રથમ મુસલમાની લશ્કર**

ભારતમાં સૌથી પ્રથમ ખલીફા ઉમરના સમયમાં ઈ. સ. ૬૩૬ માં આજના મુંબઈ પાસે આવેલ તાના નામની જગાએ પહેલી વાર મુસલમાનોની જલસેનાએ દેખા દીધી. આ સેના બહરાયન (ઇરાક) ના મુસલમાન શાસક સકફીની આજ્ઞાથી મોકલવામાં આવી હતી. આ બાબતમાં ખલીફા ઉમરની રજા માગવામાં આવી નહોતી. એમ લખવામાં આવ્યું છે કે જ્યારે ખલીફા ઉમરે આ હકીકત જાણી ત્યારે તે બહરાયનના ગવર્નર ઉપર બહુ નારાજ થયો. કોઈ પ્રકારની લડાઈ કર્યા વગર જ ભારતને કિનારે આવેલી આ જલસેનાને પાછી બોલાવી લેવામાં આવી, અને ખલીફાએ વધારામાં એવો હુકમ પણ ફરમાવ્યો કે હવે પછી જો ફરી હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવામાં આવશે તો ચડાઈ કરવાવાળાઓને સખત શિક્ષા કરવામાં આવશે.

આ નાનીશી ઘટના ઉપરથી પણ તે વખતના આરબમુસલમાનો અને ભારતવાસીઓ વચ્ચે કેવા પ્રકારનો પ્રેમ તથા આદર હતો તે જાણી શકાય છે. આરબો તથા ભારતવાસીઓના આ શરૂઆતના સંબંધ વિષે અમે આગળ ઉપર વિસ્તારપૂર્વક વર્ણન કરવાના છીએ. અહીં તો અમે મુસલમાનોના ભારત ઉપરના પ્રથમના રીતસરના હુમલા, તેનાં કારણો તથા તેનાં પરિણામોની હકીકત આપવા માગીએ છીએ.

સિંધ ઉપર પ્રથમ આરબ આક્રમણ

ઇસવી સનની આઠમી સદીની શરૂઆતમાં સિંહલદ્વીપમાં કેટલાએક આરબ સોદાગરોનું મૃત્યુ થયું. આ આરબ સોદાગરો ઇરાકના રહેવાવાળા હતા. સિંહલદ્વીપના રાજાએ આ આરબ સોદાગરોની કેટલીક અનાથ પુત્રીઓને એક જહાજમાં બેસારીને ઇરાકના મુસલમાન શાસક હજ્જાજ પાસે મોકલી. રસ્તામાં કચ્છના કેટલાક ચાંચિયાઓ, જેમને બાવરીજ કહેવામાં આવતા હતા તેમણે આ જહાજ ઉપર હુમલો કરીને પુત્રીઓને પકડી લીધી. હજ્જાજે સિંધના હિંદુ રાજા દાહીર પાસે એ પુત્રીઓની માગણી કરી. દાહીર હજ્જાજની માગણી પૂરી પાડી ન શક્યો. આથી હજ્જાજે મોહમ્મદ બિન કાસીમની સરદારી તળે બલુચિસ્તાનને ખુશ્કી રસ્તે એક સેના ઈ. સ. ૭૧૨માં ભારત ઉપર હુમલો કરવા માટે રવાના કરી.[૨૯] મુસલમાનોનો ભારત ઉપરનો આ પ્રથમ હુમલો હતો. ભારતની રાજકીય હાલત એ સમયે નિર્બળ હતી, જેની હકીકત અમે આગળ ઉપર આપશું. મોહમ્મદ બિન કાસીમે સિંધ અને મુલતાન જીતી લીધાં અને તે ઉપર પોતાનું શાસન જમાવ્યું.

આ હુમલાનો વિચાર કરતી વખતે આપણે ચાર બાબતો ધ્યાનમાં લેવાની જરૂર છે. પહેલી તો એ કે પૂર્વમાં તાતાર સુધી અને પશ્ચિમમાં સ્પેન સુધી મુસલમાનોની હકૂમત સ્થપાઈ ચૂક્યા પછી જ તેમણે ભારત ઉપર પહેલો હુમલો કર્યો. બીજી બાબત એ કે ઇતિહાસલેખક વિલ્કસના લખવા પ્રમાણે ઇરાકનો શાસક હજ્જાજ પોતાના દેશમાં પણ એટલો બધો અત્યાચાર કરતો હતો કે તેના અત્યાચારથી બચવા ખાતર ઇરાકના અનેક મુસલમાનોએ ત્યાંથી નાસીને દક્ષિણ ભારતમાં કોંકણ તથા રાસકુમારી વગેરે જગાએ આશરો લીધો હતો. ત્રીજી બાબત એ કે ઇતિહાસ તપાસવાથી માલૂમ પડે છે કે મોહમ્મદ બિન કાસીમ સિંધની હિંદુ તથા મુસલમાન પ્રજા સાથે સમાન અને નિષ્પક્ષ વ્યવહાર રાખતો હતો. ડૉક્ટર બેનીપ્રસાદે પોતાના 'જહાંગીરનો ઇતિહાસ' નામના પુસ્તકમાં લખ્યું છે કે "આઠમી સદીનું મોહમ્મદ બિન કાસીમનું સિંધ ઉપરનું શાસન મૃદુતા અને ધાર્મિક ઉદારતાનું એક જ્વલંત ઉદાહરણ હતું."[૩૦] ચોથી બાબત એ કે આરબ

૨૯ Elliot's *History of India*, vol. i, p. 118.

૩૦ "Mohammad Bin Qasim's administration of Sindh in the 8th century was a shining example of moderation and tolerance."—*History of Jehangir*, by Dr. Beniprasad, p. 89.

પછી મહમૂદ ગઝનવીના સમય સુધીનાં ત્રણસો વરસો દરમિયાન મુસલમાનોએ એક પણ હુમલો ભારત ઉપર કર્યો નહિ, તેમ જ તેમનું રાજ્ય પણ સિંધ અને મુલતાનથી આગળ વધ્યું નહિ.

**આરબો સાથેનો સંબંધ**

હવે અમે એ સમયમાં ભારતવાસીઓ તથા આરબો વચ્ચે કેવો સંબંધ હતો તેને જરા વિસ્તારથી વર્ણવવા માગીએ છીએ. આરબો મુસલમાન બન્યા એ પહેલાં ઘણા સમયથી એટલે કે આશરે પાંચસો વરસોથી તેઓ ભારતના સંસર્ગમાં આવ્યા હતા. ઇસ્વી સનની શરૂઆતથી જ સેંકડો આરબ સોદાગરો ભારતનાં પશ્ચિમ તથા પૂર્વનાં બંદરો ઉપર આવીને ઊતરતા હતા. ખાસ કરીને પશ્ચિમમાં ચૌલ, કલ્યાણ, સોપારા અને મલબાર કિનારા ઉપર અનેક આરબો રહેતા હતા એવું વર્ણન ઇતિહાસમાં મળે છે. હઝરત ઇસુના જન્મ પહેલાંથી જ લંકા તથા દક્ષિણ ભારતમાં અનેક આરબ તથા ઇરાનીઓ રહેતા હતા. ભારતનો ઇરાન, અરબસ્તાન, આફ્રિકા અને યુરોપના જુદા જુદા દેશો સાથેનો મોટા ભાગનો વેપાર આરબ અને ઇરાની સોદાગરોના જ હાથમાં હતો. રોમન ઇતિહાસલેખકો લખે છે કે રોમ અને યુનાનનાં જે વહાણો એ દિવસોમાં ભારત આવતાં જતાં હતાં તેના નાવિકો પણ મોટે ભાગે આરબો હતા; ભારત અને ચીન વચ્ચે જે વેપાર ચાલતો હતો તેનો પણ સારો એવો ભાગ આ આરબ લોકોનાં હાથમાં હતો. આથી ભારતના પૂર્વ કિનારાથી પણ આ આરબ લોકો પરિચિત હતા અને ત્યાં પણ ઘણી જગાએ તેમણે વસવાટ કર્યો હતો.

તે વખતનો આરબોનો ધર્મ પ્રાચીન ઢબનો સીધો ધર્મ હતો. તેઓ પોતપોતાનાં જુદાં જુદાં કુટુંબોનાં અનેક દેવદેવીઓને માનતા હતા અને તેમની મૂર્તિઓની પૂજા કરતા હતા. તે વખતનાં મુસાફરીનાં અનેક વર્ણનો ઉપરથી જાણી શકાય છે કે આરબો અત્યંત સરળ સ્વભાવના અને ઉદાર ચિત્તના હતા, ભારતવાસીઓની સાથે તેમનો સંબંધ ઘણો મીઠો હતો અને ભારતમાં આરબોની વસતી સુખી અને સમૃદ્ધ હતી.

**વેપારની સાથે જ ઇસ્લામનો પ્રવેશ**

ત્યાર પછી મોહમ્મદ સાહેબના જન્મનો અને ઇસ્લામ મતના પ્રચારનો સમય શરૂ થયો. આરબો અને ખાસ કરીને આરબ વેપારીઓ અગાઉની માફક જ ભારતમાં આવજા કરતા હતા. તફાવત એટલો જ કે પહેલાંના મૂર્તિપૂજક આરબોની જગાએ હવે નવા મુસલમાન આરબો આવવા લાગ્યા.

તેમની સાથે જ એક નવા ધર્મે અને ઇસ્લામના નવા વિચારો તથા આદર્શોએ પણ ભારતમાં પ્રવેશ કર્યો. આપણે યાદ રાખવું જોઈએ કે આ રીતે આરબ મુસલમાનોની સાથે ઇસ્લામનો પ્રવેશ થયો. તેના પ્રવેશને અને કોઈ સૈનિક આક્રમણને કશો સંબંધ નહોતો.

**એ સમયની ભારતની રાજકીય અવસ્થા**

હવે અમે આગળ ચાલતા પહેલાં અહીં તે સમયની ભારતની હાલતનું વર્ણન આપવા માગીએ છીએ. ઇસવી સનની સાતમી સદીના મધ્યકાળમાં સમ્રાટ હર્ષવર્ધનની સત્તાનો અંત આવ્યો. ઉત્તર ભારતના ટુકડા થયા અને નાનાં નાનાં રાજ્યોમાં હર્ષનું સામ્રાજ્ય વેહેંચાઈ ગયું. રાજપૂતોએ પશ્ચિમમાંથી આવીને ઉત્તરપૂર્વ તથા મધ્ય ભારતમાં અનેક નાની નાની રિયાસતોની સ્થાપના કરી. અનેક નવી જાતિઓ પોતાને રાજપૂત કહેવડાવવા લાગી. મુસલમાનો આવ્યા એ પહેલાં જ પંજાબથી માંડી દક્ષિણ સુધી અને બંગાળાથી માંડી અરબી સમુદ્ર સુધીનો બધો પ્રદેશ રાજપૂતોના અધિકાર તળે આવી ગયો હતો. આ બધી નાની અથવા મોટી રિયાસતોને વશ રાખે એવી કોઈ મુખ્ય પ્રભાવશાળી સત્તા નહોતી. અર્થાત્ આ દરેક રિયાસતોમાં પોતપોતાની સરહદો વધારવા માટે રોજેરોજ ઝઘડાઓ ચાલ્યા કરતા હતા. એટલે કે એક મુખ્ય અને પ્રબળ પ્રભાવશાળી ભારતીય સામ્રાજ્યની જગાએ અનેક પરસ્પર પ્રતિસ્પર્ધી ને એકબીજાથી સ્વતંત્ર નાના મોટા રાજાઓ ભારતમાં રાજ્ય કરતા હતા. રાષ્ટ્રીય એકતા તે કાળે સ્વપ્નમાત્ર હતી. જૂનાં સામ્રાજ્યોનાં મગધ, પાટલિપુત્ર, ગયા વગેરે કેન્દ્રો તો ખંડિયેર બની ગયાં હતાં. વૈશાલી, કુશીનગર, કેડિયા, રામગ્રામ, કપિલવસ્તુ અને શ્રાવસ્તી વગેરે જે નામો બૌદ્ધ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ હતાં તે બધાં પણ એ કાળે નાશ પામ્યાં હતાં અને દેશના રાજકીય તથા આર્થિક જીવનનાં નવાં કેન્દ્રોએ તેમનું સ્થાન લીધું હતું.

**ધાર્મિક અવસ્થા**

ધાર્મિક ક્ષેત્રમાં પણ એ સમય ભારતમાં મોટા પરિવર્તનનો અને અવનતિનો હતો. બુદ્ધના મૃત્યુ પછી અઢીસો વરસમાં અર્થાત્ હઝરત ઇસુના જન્મ પહેલાં અઢીસો વરસે તે સમયના ભ્રષ્ટ અને અવનત હિંદુ ધર્મની જગા બુદ્ધ ધર્મે લીધી હતી. પરંતુ જે બ્રાહ્મણ પુરોહિતો તથા ઉચ્ચ જાતિઓના વિશિષ્ટ અધિકારો ઉપર બુદ્ધ ધર્મે હલ્લો કર્યો હતો એ લોકો તરફથી વિદ્રોહની આગ સળગ્યા કરતી હતી. ધીરે ધીરે મૂર્તિપૂજા તથા

બીજા પ્રાચીન કર્મકાંડે બુદ્ધ ધર્મમાં પ્રવેશ કર્યો. ઉત્તર ભારતમાં મહાયાન સંપ્રદાયનો પાયો નાખવામાં આવ્યો. આ ધર્મમાં બુદ્ધ ભગવાન ઉપરાંત અનેક બોધિસત્વો અને ખાસ કરીને અમિતાભની મૂર્તિઓની પૂજા થવા લાગી. બૌદ્ધ મંદિરોનું બધું કર્મકાંડ હિંદુ મંદિરોની પદ્ધતિ ઉપર રચાયું. શરૂઆતના બૌદ્ધ મતે સંસ્કૃતનું સ્થાન પડાવીને તે સ્થાન પ્રાકૃત પાલી ભાષાને આપ્યું હતું, હવે મહાયાન સંપ્રદાયે ફરી એ સ્થાન સંસ્કૃત ભાષાને પાછું આપ્યું. જ્ઞાનમાર્ગની જગાએ મોટે ભાગે કર્મકાંડ અને ભક્તિએ પોતાનું સ્થાન જમાવ્યું.

**ધાર્મિક અનવસ્થા**

આસ્તે આસ્તે વૈષ્ણવ મત, શૈવ મત અને તાંત્રિક સંપ્રદાયનો ઉદય થયો. આ ત્રણેના હલ્લા સામે બૌદ્ધ મત ટકી શક્યો નહિ. તેણે ભારતમાંથી બહાર પ્રસ્થાન કર્યું અને પ્રાચીન હિંદુ ધર્મે ફરી પોતાનું સ્થાન જમાવી લીધું. અલબત્ત ઉચ્ચ વર્ગોના થોડાક લોકો માટે ઉપનિષદ્ અને દર્શનશાસ્ત્રના સૂક્ષ્મ ઉપદેશો હયાતી ધરાવતા હતા ખરા, પરંતુ સર્વસાધારણ જનસમાજ માટે તો ધર્મનો પંથ અંધકારમય અને ગંદો થવા લાગ્યો હતો. બુદ્ધ ધર્મે જે જાતિભેદનો નાશ કરીને સ્ત્રીઓ તથા પુરુષોને માનવી અધિકારો આપવાની ઇચ્છા કરી એ જ જાતિભેદે ફરી પાછો પોતાનો અડ્ડો જમાવ્યો. બ્રાહ્મણોની શ્રેષ્ઠતા અને બીજા વર્ણો તથા ખાસ કરીને શૂદ્રોની હીનતાએ ભારતીય સમાજને ફરી જકડી લીધો. આને પરિણામે સામાજિક વિકાસ રૂંધાયો. પંડાઓ અને પુરોહિતોના ખાસ અધિકારો ફરી પ્રસ્થાપિત થયા, અને સામાન્ય જનતા માટે તો જાતિભેદ અને ઊંચનીચના નિયમોનું પાલન, અસંખ્ય દેવદેવીઓ તથા ભયંકર 'રુદ્ર' અને પ્રચંડ 'શક્તિ'ની મૂર્તિની પૂજા કરવી, જપ, તપ, યજ્ઞ, હવન, પૂજા, પાઠ, બ્રાહ્મણોને દક્ષિણા, તીર્થયાત્રા, મંત્ર, જંતર અને જટિલ કર્મકાંડ વગેરેમાં જ ધર્મની પરિસમાપ્તિ થઈ. જ્ઞાનનો સંતોષ તો સમાજના ઉચ્ચ શિખર ઉપર બેઠેલા ગણ્યાગાંઠ્યા લોકો માટે જ રહ્યો, શેષ સમુદાયને ભાગે તો કર્મકાંડ અને અંધવિશ્વાસ સિવાય બીજો ધર્મ નહોતો તે સમયનું ભારતીય સાહિત્ય, ચીની તથા આરબ મુસાફરોનાં વર્ણનો, સિક્કા અને શિલાલેખો વગેરે જોતાં આ જ શોચનીય અવસ્થાનું ચિત્ર નજરે પડે છે.

પાંચમી સદીમાં જ્યારે ચીની મુસાફર ફાહિયાન ભારતમાં આવ્યો ત્યારે કાબુલથી મથુરા સુધીમાં બૌદ્ધ મતના હીનયાન સંપ્રદાયનો પ્રચાર હજુ ચાલુ

હતો, પરંતુ બાકીના ભારતમાંથી બુદ્ધ ધર્મનું ઉચ્ચાટન થવા લાગ્યું હતું. બસો વરસ પછી બીજો સુપ્રસિદ્ધ ચીની યાત્રી હ્યુએનત્સંગ ભારતમા આવ્યો ત્યારે ઉત્તરમા હીનયાન સંપ્રદાયનુ સ્થાન મહાયાન સંપ્રદાયે લીધેલુ તેના જોવામા આવ્યુ હ્યુએનત્સંગના વર્ણન ઉપરથી જાણી શકાય છે કે ખાસ કરીને એ સમયમા શિવપૂજાનો પ્રચાર ભારતમા વેગપૂર્વક થઈ રહ્યો હતો. અયોધ્યાની નજીકમા તેણે એવા લોકો જોયા કે જેઓ પ્રતિવર્ષ દુર્ગાની મૂર્તિ સમક્ષ મનુષ્યનુ બલિદાન આપતા હતા બંગાળાના શૈવ રાજા શશાંકે અનેક બૌદ્ધ મંદિરોને તોડીને બુદ્ધની મૂર્તિની જગાએ શિવની મૂર્તિઓ સ્થાપવાનુ શરૂ કર્યું હતુ, તેમ જ બૌદ્ધમતાવલબીઓને અનેક યાતનાઓ આપીને પોતાના દેશમાથી બહાર હાકી મૂકવાનું પણ શરૂ કર્યું હતું. બીજા કેટલાક સ્થળોએ નરમુંડની માળાઓ પહેરેલા કાપાલિકોની હ્યુએનત્સંગને મુલાકાત થઈ. હ્યુએનત્સંગ લખે છે કે ઇરાન, અફઘાનિસ્તાન અને અરબસ્તાન સુધી પણ આ સમયે બૌદ્ધ ધર્મી તથા શૈવ ધર્મી લોકો બંને જોવામા આવતા હતા ત્યાર પછી આવેલા મોહમ્મદ ઇબ્ન ઇસહાક અન-દીમ, અલૂશહરસ્તાની વગેરે આરબ મુસાફરોના પુસ્તકો ઉપરથી ઉપરોક્ત હકીકતને સમર્થન મળે છે એમ જણાય છે કે મુસલમાનો ભારતમા આવ્યા ત્યા સુધીમા તો ભારતમાથી બુદ્ધ ધર્મનો લગભગ લોપ થયો હતો ને તેનું સ્થાન શૈવ ધર્મ, કાપાલિક વગેરેએ લીધુ હતુ. અલ્બેરૂની લખે છે કે શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો ઉપરાંત શક્તિ, સૂર્ય, ચંદ્ર, બ્રહ્મા, ઇન્દ્ર, અગ્નિ, સ્કંધ, ગણેશ, યમ અને કુબેરની મૂર્તિઓની પૂજા પણ ભારતમા શરૂ થઈ ચૂકી હતી, અને આ દરેકનો એક એક જુદો સંપ્રદાય સ્થપાયો હતો બૌદ્ધ અને જૈન મતના પ્રભાવથી માસ અને મદિરાનો ઉપયોગ લગભગ બંધ થઈ ગયો હતો, પણ કાપાલિક અને શાક્ત સંપ્રદાયના પ્રભાવથી ફરી પાછી આ ચીજો ધર્મનુ અંગ બનવા લાગી હતી સાગશ રાજકીય, ધાર્મિક અને સામાજિક ત્રણે દષ્ટિએ ભારત એ સમયે એક જાતના અંધકાર-અરાજકતામા સપડાયો હતો અસખ્ય નાની મોટી ગ્યિાસનો, સેંકડો મતમતાંતરો, સદાચારથી વિરુદ્ધ અગણિત કુરીતિઓ તથા અંધવિશ્વાસ ચારે તરફ ફેલાયેલા હતા

**ભારતમાં ઇસ્લામનું આગમન**

જ્યારે દેશની આવી હાલત હતી ત્યારે ભારતમા ઇસ્લામે પ્રવેશ કર્યો. અમે અગાઉ જણાવી ગયા છીએ કે ઇસ્લામનો જન્મ પણ નહોતો થયો

ત્યારથી જ ભારતમાં અને તેમાં પણ ખાસ કરીને દક્ષિણ ભારતમાં આરબોની વસ્તી હતી. ઇતિહાસ તપાસતાં એમ પણ જણાય છે કે તે કાળે આરબો તથા ભારતવાસીઓનો સંબંધ ઘણો સારો હતો. આ દેશમાં આરબ સોદાગરો પ્રત્યે આદર દર્શાવવામાં આવતો હતો. મુસલમાનોનાં સૈનિક આક્રમણો શરૂ થયાં એ પહેલાં ઘણા સમયથી એટલે કે ઇસવી સનની સાતમી સદીથી જ આરબ સોદાગરોની સાથે સાથે નવીન ઇસ્લામ ધર્મે પણ દક્ષિણ ભારતમાં પ્રવેશ કર્યો. અને ઇતિહાસ એમ પણ બતાવે છે કે સેંકડો વરસોથી ભારતે જે રીતે આરબ સોદાગરોનું સ્વાગત કર્યું હતું એવી જ રીતે આ નવીન ઇસ્લામનું પણ સ્વાગત કર્યું. ઇસ્લામે એક વાર આ રીતે શાંતિથી ભારતમાં પ્રવેશ કર્યા પછી જેમ તે વખતે ભારતમાં બીજા અનેક ધાર્મિક સંપ્રદાયો પ્રચલિત હતા તેમ આ પણ એક સંપ્રદાય ગણાવા લાગ્યો. ઇતિહાસલેખક રૉલૅન્ડસન લખે છે કે સાતમી સદીના અંતમાં મુસલમાન આરબો મલબાર કિનારા ઉપર આવીને વસવા લાગ્યા હતા. ઇતિહાસલેખક સ્ટરરૉક લખે છે કેઃ—

> "સાતમી સદીના અંતથી ઇરાની અને આરબ સોદાગરો ભારતના પશ્ચિમ કિનારાનાં જુદાં જુદાં બંદરોમાં આવીને વસવા લાગ્યા હતા. આ લોકો આ જ દેશની સ્ત્રીઓ સાથે પરણતા હતા. આ લોકોની મહત્ત્વની વસ્તી અને મોટી વસ્તી મલબાર કિનારા ઉપર હતી કારણકે બંદરી વેપારમાં વેપારીઓને ખાસ સગવડો આપીને ઉત્તેજન આપવાની પ્રથા આ રાજ્યોમાં ઘણા જૂના જમાનાથી ચાલી આવતી હતી." ૩૧

**મલબારના રાજાએ ઇસ્લામનો સ્વીકાર કર્યો**

ધીરે ધીરે દક્ષિણમાં મુસલમાનોનો પ્રભાવ વધવા લાગ્યો. રાજ્ય તરફથી તેમને વેપાર કરવાની તથા જમીનો ખરીદવાની સગવડ ઉપરાંત બીજી પણ અનેક પ્રકારની સગવડો આપવામાં આવતી હતી. નવમી સદી સુધીમાં તો આ લોકો આખા પશ્ચિમ કિનારા ઉપર ફેલાઈ ગયા. અમે અગાઉ જણાવી ગયા છીએ કે આ જમાનામાં ભારતમાં એક તરફ બૌદ્ધ મત અને જૈન મત તથા બીજી બાજુ હિંદુ મત અને તેના નવીન સંપ્રદાયો વચ્ચે સંગ્રામ ચાલતો હતો. આ અનેક હિંદુ સંપ્રદાયો જેમનું જોર ખૂબ વધતું

31 Sturrock; *S. Kanara, Madras District Manuals*, p. 180.

જતું હતુ, તેમની સરખામણીમા ઇસ્લામના સરળ તથા સ્પષ્ટ સિદ્ધાતો તથા તેમા રહેલી માનવમાનવની સમાનતાના વિચારો તરફ લોકોનુ આકર્ષણ વધારે થયુ હોય એ સ્વાભાવિક છે ઇસ્લામ વિરુદ્ધ પક્ષપાત કે ઘૃણાનો તો તે વખતે સભવ જ નહોતો કારણકે એમ થવાના કશા કારણો મળ્યા નહોતા નવમી સદીની શરૂઆતમા જ મલબારના હિંદુ રાજા ચેરામન પેરૂમલે ઇસ્લામનો સ્વીકાર કર્યો [૩૨] આ રાજાની રાજધાની કોડગલૂરમા હતી રાજાનુ નામ અબ્દુર રહમાન સાનીની રાખવામા આવ્યુ ઇસ્લામનો સ્વીકાર કર્યા પછી અબ્દુર રહમાન અરબસ્તાનમા ગયો ચાર વરસે તે અરબસ્તાનમા મૃત્યુ પામ્યો તેણે અરબસ્તાનમાથી કેટલાય મુસલમાન વિદ્વાનો તથા પ્રચારકોને ભારતમા મોકલ્યા, આ માણસો મારફત પોતાના ઉત્તરાધિકારીઓ ઉપર શાસન સબધી સૂચનાઓ મોકલી, અને દેશમા આરબ વિદ્વાનોને આ નવા મતનો પ્રચાર કરવાની પૂરતી સહાય આપવાની પણ સૂચના આપી રાજા ચેરામન પેરૂમલના ઉત્તરાધિકારીઓએ હર્ષપૂર્વક આરબ વિદ્વાનોનુ સ્વાગત કર્યું અને તેમની સલાહ મુજબ મલબાર કિનારે અગિયાર નવી મસીદો બધાવી

**મલબારના રાજવશમા ઇસ્લામ અવશેષો**

કાલિકટના સામુરી રાજા તથા ત્રાવણકોરના મહારાજા આ જ ચેરામન પેરૂમલના વશજો અને ઉત્તરાધિકારીઓ છે એ ૧૧૦૦ વરસ પૂર્વેની ઘટનાના સ્મરણમા આજે એ બને જગાઓએ એવો રિવાજ ચાલ્યો આવે છે કે જ્યારે નવો સામુરી રાજા ગાદીએ બેસે છે ત્યારે મુસલમાનોની માફક માથુ બોડાવે છે, મુસલમાનો જેવો જ પોશાક પહેરે છે, અને એક મોપલો એના માથા ઉપર તાજ ધરે છે [૩૩] રાજતિલક થયા પછી તેને જાતિભ્રષ્ટ ગણવામા આવે છે, પોતાના કુટુબના માણસો સાથે પણ તે સહભોજન કરી શકતો નથી અને કોઈ નય્યર એને સ્પર્શ કરતો નથી એમ માનવામા આવે છે કે ચેરામન પેરૂમલ અરબસ્તાનથી પાછો ન આવે ત્યા સુધી તેના માત્ર પ્રતિનિધિ તરીકે જ દરેક સામુરી તખ્ત ઉપર બેસે છે ત્રાવણકોરના રાજાઓ જ્યારે ગાદીનશીન થાય છે, તથા જ્યારે તેમના હાથમા તલ

---

૩૨ Logan *Malabar*, vol 1, p 24

૩૩ Quadir Husain Khan South Indian Mussalmans, *Madras Christian College Magazine* (1912-13) p 241

વાર આપવામાં આવે છે ત્યારે રાજાએ હજી પણ કહેવું પડે છે કે "મારા જે કાકા મક્કા ગયા છે તે પાછા ન આવે ત્યાં સુધી હું આ તલવાર ધારણ કરીશ."[૩૪]

**વર્તમાન મોપલાઓની ઉત્પત્તિ**

સામુરીએ પોતાના રાજ્યમાં મુસલમાનોને દરેક જાતની સગવડતાઓ આપી. કોઈ નય્યર કોઈ પણ નંબૂદ્રી બ્રાહ્મણની સાથે બેસી શકતો નહોતો, પણ કોઈ પણ મુસલમાનની સાથે બેસી શકતો હતો. સામુરીની સાથે જ મુસલમાનોનો ધર્મગુરુ થંગલ પણ એ જ પાલખીમાં બેસીને નીકળતો. આરબો અને મુસલમાનોની મદદથી સામુરીએ પોતાના રાજ્યની સીમાઓ ઘણી વધારી, અને રાજ્યની સમૃદ્ધિ પણ પુષ્કળ વધી. આજનું કાલિકટ તે વખતના એક કાજીએ વસાવેલું છે. મલબારના રાજાઓની તરીસેનાના સેનાપતિઓ મોટે ભાગે મુસલમાન રહેતા અને તેમને 'અલીરાજા' કહેવામાં આવતા. ઇસ્લામ મતના પ્રચારમાં પણ સામુરીએ ઘણી મદદ આપી. એટલે સુધી તેણે હુકમ કર્યો હતો કે દરેક ખલાસીના ઘરમાં ઓછામાં ઓછા એક બાળકને તો મુસલમાન જેવું શિક્ષણ આપવામાં આવે. વર્તમાન મોપલાઓની આ ઉત્પત્તિ છે. મોપલા શબ્દનો અર્થ મહાપિલ્લા એટલે મોટો દીકરો એવો થાય છે.[૩૫]

**મુસલમાન ફકીરો તથા પ્રચારકો**

દરમિયાન અરબસ્તાન તથા ઇરાનમાંથી કોઈ સમુદ્ર વાટે અને કોઈ અફઘાનિસ્તાનને રસ્તે અસંખ્ય મુસલમાન ફકીરો તથા વિદ્વાનો પ્રસંગોપાત્ત આવતા ગયા અને ભારતમાં અનેક સ્થાનોએ વસતા ગયા. દરેક સ્થળે તેમનો ખૂબ આદરસત્કાર થતો હતો.

ભારતના પૂર્વ કિનારે પણ મુસલમાનોના વસવાટ તથા તેમનું મહત્ત્વ ઉત્તરોત્તર વધતું ગયું. આ બધી વસાહતોનું જુદું જુદું વર્ણન આપવાની આવશ્યકતા નથી. નજદ વલી (Nathad Vali) નામના એક મુસલમાન ફકીરના પ્રભાવથી અગિયારમી તથા બારમી સદીમાં મદુરા અને ત્રિચિનાપલ્લીના ઇલાકાઓમાં અનેક જગ્યાએ ઇસ્લામ મતનો સ્વીકાર કર્યો. આ નજદ વલી ટર્કીનો એક શાહજાદો હતો. તેણે ફકીરી લીધી હતી

---

૩૪ Logan : *Malabar*, vol. i, p. 231.

૩૫ Innes : *Malabar and Anjengo District Gazetter*, p. 190.

અને અફઘાનિસ્તાન, ઇરાન અને ઉત્તર ભારતમા થઈને તે ત્રિચિનાપલ્લી સુધી પહોચ્યો હતો આ શહેરને તે વખતે નિસૂર નામથી ઓળખવામા આવતુ હતુ બારમી સદીમા એવા જ એક ફકીર સય્યદ ઇબ્રાહીમ શહીદના પ્રભાવથી અનેક લોકોએ ઇસ્લામનો સ્વીકાર કર્યો બાબા ફખરુદ્દીન વગેરે અનેક ઇસ્લામ ધર્મપ્રચારકોના નામો આ કાળના ઇતિહાસમા આપણને જોવા મળે છે બાબા ફખરુદ્દીનના પ્રભાવથી પેનુકોંડાના હિદુ રાજાએ ઇસ્લામનો અગીકાર કર્યો વળી એ પણ સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે આ મુસલમાનો અને આરબોની સહાયથી ભારતના અને તેમા પણ ખાસ કરીને દક્ષિણ ભારતના વેપાર તથા સમૃદ્ધિમા પુષ્કળ વૃદ્ધિ થઈ દક્ષિણના હિદુ રાજાઓ ચીન જેના દૂર દૂરના દેશોમા પોતાના એલચી અને રાજદૂત તરીકે મુસલમાનોને મોકલતા હતા, હિદુ રાજાઓ પાસે મોટી મોટી મુસલમાન સેનાઓ પણ રહેતી

**હિદુ રાજાઓએ ઇસ્લામના પ્રચારની મગવડ આપી**

આ જ રીતે ગુજરાતના વલભી રાજા બલહારે પોતાના રાજ્યમા મુસલમાનોને હર્ષપૂર્વક આદર આપ્યો કાઠિયાવાડ, કોકણ તથા મધ્ય ભારતના બીજા હિદુ રાજાઓએ પણ મુસલમાન ફકીરો તથા પ્રચારકોનુ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું અને પોતપોતાના મુલકમા ઇસ્લામનો પ્રચાર કરવા માટે તેમને સગવડો આપી

અગિયારમી સદીના અરસામા ખભાતમાં કેટલાક હિદુઓએ મુસલમાનોની મસીદ ઉપર હુમલો કરીને તોડી નાખી રાજા સિદ્ધરાજે આની બરાબર તપાસ કરીને અપરાધીઓને દડ દીધો અને પોતાના પૈસાથી મુસલમાનોને નવી મસીદ બધાવી આપી સોમનાથના હિદુ રાજાના હાથ નીચે મુસલમાન સેના તથા મુસલમાન અમલદારો હતા અગિયારમી સદીમા વહોરાઓના શિયા ધર્માચાર્યે યમન (અરબસ્તાન)થી આવીને ગુજરાતમા રહેવાનુ શરૂ કર્યું લગભગ એ જ અરસામા નૂરૂદ્દીને ગુજરાતના કણબીઓ, ખેરવાઓ અને કાઠીઓને ઇસ્લામમા લઈ લીધા આઠમી સદીથી પદરમી સદી સુધીના ગાળામા ઉત્તરથી દક્ષિણ સુધી અને પૂર્વથી પશ્ચિમ સુધીના જુદા જુદા ભાગમા જે અસખ્ય મુસલમાન સતો તથા ફકીરો આવીને વસતા હતા અને જેમના ચારિત્ર્યના પ્રભાવથી તેમ જ ઇસ્લામના સરળ ધાર્મિક સિદ્ધાતોથી એ ધાર્મિક અવ્યવસ્થાના જમાનામા હજારો અને લાખો ભારતવાસીઓએ ઇસ્લામનો અગીકાર કર્યો, એમના નામો ગણાવવાની આવશ્યકતા નથી હજી

આજે પણ જે ભાગોમાં મુસલમાનોની વસ્તી વધારે છે એવા ઉત્તર ભારતના પ્રદેશોમાં જો ઘૂમીને તપાસ કરવામાં આવે તો માલૂમ પડશે કે ત્યાંના લોકોએ કોઈ ને કોઈ ત્યાગી અને સંયમી મુસલમાન ફકીરના સહવાસને લીધે ઇસ્લામ સ્વીકારેલો હતો. આપણે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે આ હકીકત એ જમાનાની છે, જ્યારે મોટા ભાગના ભારતવર્ષ ઉપર મુસલમાનોનું રાજકીય પ્રભુત્વ શરૂ થયું નહોતું, અથવા તો તેની હજી શરૂઆત જ થતી હતી.

**ઇસ્લામનો પ્રચાર તેના આકર્ષણથી થતો હતો**

આ દેશમાં ઇસ્લામ મતનો પ્રચાર થવામાં મુસલમાની રાજસત્તાની કશી અસર થઈ જ નથી એમ કહેવાનો અમારો ઇરાદો છે જ નહિ. દરેક યુગમાં અને દરેક દેશમાં રાજા અથવા શાસકોના ધાર્મિક વિચારોનો પ્રભાવ ત્યાંની પ્રજા ઉપર પડે એ તો બિલકુલ સ્વાભાવિક અને અનિવાર્ય છે, તેમાં શંકાને સ્થાન નથી. જો સમ્રાટ અશોક ન હોત તો ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી બુદ્ધ ધર્મ ફેલાવામાં જે સફળતા થઈ એ ન થાત. એ જ રીતે જો સમ્રાટ સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત (બીજો) વૈષ્ણવ મતના પોષક ન હોત તેમ જ સમ્રાટ યશોધર્મદેવ (વિક્રમાદિત્ય) શૈવ મતનો પોષક ન હોત, તો બૌદ્ધ મતનું ભારતવર્ષમાંથી ઉચ્ચાટન કરવાનું એટલું સરળ ન બનત. ભારતવાસીઓ ઉપર ઇસ્લામ મતનો સ્વીકાર કરાવવા માટે કોઈ પ્રકારની જબરદસ્તી નથી કરવામાં આવી, એવું પણ અમારું કહેવું નથી. દુનિયાના પ્રત્યેક દેશના ઇતિહાસમાં ધાર્મિક બાબતોમાં થોડી ઘણી જબરદસ્તી થયેલી જોવામાં આવે છે એ દુર્ભાગ્ય છે. જે જમાનામાં હિંદુ મતની સાથે બૌદ્ધ મત તથા જૈન મતનું સંઘર્ષણ ચાલતું હતું એ જમાનામાં પણ આવા પ્રકારની જબરદસ્તીના અનેક ઉદાહરણો મળી આવે છે. પરંતુ ઇતિહાસના પાનાં તપાસતાં સ્પષ્ટતાથી જાણી શકાય છે કે આ દેશમાં મુસલમાનોએ આક્રમણ કર્યું એ પહેલાં ઘણા વખત અગાઉ ઇસ્લામ મતનો પ્રવેશ થઈ ચૂક્યો હતો, મહમૂદ ગઝનવીના હુમલા પહેલાં જ ઇસ્લામની આ દેશમાં સારી એવી ઉન્નતિ થઈ હતી. અને ઇસ્લામ મત ભારતવર્ષમાં ફેલાયો તેનું મુખ્ય કારણ ઇસ્લામના પ્રચારકોનો ત્યાગ, તેમનું ચારિત્ર્ય તથા ઇસ્લામના સ્પષ્ટ અને સીધા સાદા સિદ્ધાંતો હતા. આ સિદ્ધાંતો ઓછામાં ઓછા એ સમયના અનેક હિંદુ સંપ્રદાયોની સરખામણીએ સામાન્ય જનતા માટે વધારે હિતકારક અને ક્રિયાત્મક હતા. એ સમયમાં ભારતના જે લોકોએ ઇસ્લામનો સ્વીકાર કર્યો તેઓનો મોટો ભાગ તો ભારતીય વર્ણવ્યવસ્થાનો ભોગ

બનેલી નાની હલકી જાતિઓનો હતો, જેઓ હિંદુ ધર્મની વર્ણવ્યવસ્થાનો આ અન્યાય અનુભવતી હતી અને જેમ ભારતવાસીઓ વૈદિક મત છોડીને બૌદ્ધ મતનો સ્વીકાર કરે અથવા બૌદ્ધ મત છોડીને વૈષ્ણવ મત કે શૈવ મતનો સ્વીકાર કરે, અથવા તો ચીનાઓ તથા બરમી લોકો પોતપોતાનો ધર્મ છોડીને ભારતીય બૌદ્ધ મતનો સ્વીકાર કરે, એ જેટલું સ્વાભાવિક ગણાય એટલી જ સ્વાભાવિક રીતે ભારતવાસીઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો એમ ગણાવું જોઈએ

**ઇસ્લામનું આક્રમણ મોડું કેમ?**

ભારતવાસીઓ તથા ભારતીય રાજાઓ આરબ સોદાગરો સાથે ઉત્તમ સંબંધ રાખતા હતા, પોતપોતાના રાજ્યમાં ઇસ્લામ મતના પ્રચારને પૂરું સ્વાતંત્ર્ય આપતા હતા અને આ શરૂઆતના જમાનામાં હિંદુઓ તથા મુસલમાનો વચ્ચે જે મીઠો સંબંધ હતો, તે બધાને લીધે જ ભારત ઉપર સૈનિક આક્રમણ ન કરવાની સલાહ ખલીફા ઉમરે આપી હતી, તેમ જ એ જ કારણોને લીધે એશિયા, આફ્રિકા તથા યુરોપમાં આરબ સામ્રાજ્યનો પૂરો વિસ્તાર થયા પછી પણ ઘણા લાંબા સમય સુધી મુસલમાનોએ ભારત ઉપર હુમલો કર્યો ન હતો

**ત્રણએ ઇસ્લામ સ્વાભાવિક રીતે જ સ્વીકાર્યો**

ભારતવર્ષના ચોથા ભાગની વસ્તીએ ધીરે ધીરે મુસલમાન ધર્મ સ્વીકાર્યો તેમાં રાજકીય દબાણ કે જબરદસ્તીનો હિસ્સો કેટલો હતો, એ બાબતમાં અમે માત્ર એક બે ઇતિહાસલેખકોના પ્રમાણો અહીં આપવા માગીએ છીએ. ભારતીય મુસલમાનોનું વર્ણન કરતા ઇતિહાસલેખક આર્નોલ્ડ લખે છે —

"આમાં એક મોટો ભાગ તો એવો છે, જેમણે પોતાની સ્વતંત્ર ઇચ્છાથી ઇસ્લામનો સ્વીકાર કર્યો" ૩૬

ટાઉન્સેન્ડ નામનો એક બીજો ઇતિહાસલેખક લખે છે —

"આ મત અહીં ફેલાવાનું મુખ્ય કારણ જબરદસ્તી નથી" ૩૭

---

૩૬ "By far the majority of them entered the pale of Islam of their own free will"—*The Preaching of Islam*, by T W. Arnold, 1913, p 265

૩૭ "Its spread as a faith is not due mainly to compulsion" —*Asia and Europe*, London, 1911, by M Townsend, p 44.

આ જ લેખક એક બીજી જગાએ ભારતીય મુસલમાનોના સંબધમાં લખે છે —

"આ બધા મુસલમાનોમાં ૯૦ ટકા તો એવા છે જેમનામાં ભારતીય લોહી વહે છે, અને જેમ હિંદુઓ આ દેશના પુત્રો છે એવા જ તેઓ પણ છે તેમનામાં જૂના હિંદુઓનો અંધવિશ્વાસ પણ હજી મોજૂદ છે, માત્ર તેમના પૂર્વજોએ અરબસ્તાનના એ મહાપુરુષનો મત સ્વીકાર્યો માટે જ તેઓ મુસલમાનો છે." ૩૮

વળી આગળ ચાલતાં આ જ વિદ્વાન લેખક લખે છે કે ભારતમાં મુસલમાનોની રાજસત્તા સ્થપાયા પછી પણ પ્રજાને જબરદસ્તીથી મુસલમાન બનાવવામાં તેમને લાભ નહોતો તેમ તેઓ એવું ઇચ્છતા પણ નહોતા તે લખે છે —૩૯

"ઇસ્લામનો પ્રચારક બલપ્રયોગ કરી શકે નહિ અને × × × જે આક્રમકોએ અહીં વિજય મેળવ્યો તથા જેઓએ અહીં વસવાટ કર્યો તેમણે બહુ જ ઓછો બલપ્રયોગ કર્યો છે અથવા તો કદી પણ બલપ્રયોગ કરવાની ઇચ્છા કરી નથી એમ કરવાનું પૂરતું કારણ હતું આ કારણ એ હતું કે બલપ્રયોગ કરવામાં તેમનું હિત નહોતું તેઓ રાજ્ય, બાદશાહી અને સામ્રાજ્યો સ્થાપવા માગતા હતા, પોતાને જ કર ભરનારી પ્રજા સાથે આંતર્યુદ્ધ એ લોકો કરવા માગતા નહોતા, તેમ જ આ વિશાળ દ્વીપકલ્પની યુદ્ધપ્રેમી જાતિઓની અદમ્ય દુશ્મના

૩૮ "Ninety per cent of the whole body of the Muslims are Indians by blood, as much children of the soil as the Hindoos, retaining many of the old pagan superstitions, and only Mussalmans because their ancestors embraced the faith of the Great Arabian."—Ibid, p 43

૩૯ "The missionary of Islam could not use force and , as to the invaders who conquered and remained, they seldom or never wished to use it, for the sufficient reason that it was not their interest They wanted to found principalities, or kingdoms, or an empire, not to wage an internecine war with their own tax-paying subjects or to arouse against themselves the unconquerable hostility of the warrior races of the gigantic peninsula, who were and who remain Hindoos."—Ibid, p. 15.

વટને પોતા ઉપર વહોરી લેવાની પણ તેમની ઇચ્છા નહોતી; આ જાતિઓ હિંદુ હતી અને હિંદુ જ રહી ”

જ્યારે ભારતમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપવાના મુસલમાનોના પ્રયાસો ચાલુ હતા એ અરસામાં, એટલે કે તેરમી સદીના અંતથી સોળમી સદીની શરૂઆત સુધીના સમયની હકીકત લખતાં સર આલ્ફ્રેડ લાયલ લખે છે.—

“ મુસલમાન રાજાઓ સાધારણ રીતે લડાઈઓમાં એટલા બધા મશગૂલ રહેતા હતા કે તેઓ મતપ્રચાર તરફ વધારે ધ્યાન આપી શકતા નહિ; અથવા તો એમ કહો કે લોકોને મુસલમાન બનાવવા કરતાં તેમની પાસેથી કર વસૂલ કરવાની જ ચિંતા એ લોકોને વધારે રહેતી હતી ” ૪૦

અલબત્ત, એવા પણ દાખલાઓ જરૂર મળે છે કે જેમા કોઈ કોઈ મુસલમાન સુલતાનોએ રાજકીય કે એવા જ બીજાં કારણોથી પ્રેરાઈને ઇસ્લામ મતનો પ્રચાર કરવા માટે પોતાના અધિકારોનો અયોગ્ય ઉપયોગ કર્યો હોય. પણ એથી ઊલટુ એકલા બાબર અને અકબર જ નહિ પરંતુ અસખ્ય મુસલમાન શાસકોના એવા લેખો તથા હુકમો આપી શકાય એમ છે કે જેના ઉપરથી જણાય કે તેઓ પોતાની હિંદુ અને મુસલમાન પ્રજાને સમાન દૃષ્ટિથી જોતા હતા, તેમ જ રાજશાસનમાં કોઈ પણ જાતનો ધાર્મિક પક્ષપાત પોતાને માટે જ અહિતકર છે એવુ માનતા હતા ઇતિહાસ જોતાં બહુ જ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે ભારતીય મુસલમાનોના ૯૦ ટકાએ જ નહિ પણ ૯૯ ટકાના મુસલમાનોએ એ ધર્મ સ્વીકાર્યો તેના મૂળમા તે સમયના અસખ્ય મુસલમાન ફકીરો, પીરો અને દરવેશોનુ ઉચ્ચ ચારિત્ર્ય તેમ જ ઇસ્લામમા રહેલી સામાજિક તથા બીજી વિશિષ્ટતાઓ હતી.

## ૫

### આરબોમાં નવા વિચારપ્રવાહો

જે લાખો અને કરોડો ભારતવાસીઓએ અરબસ્તાનમાથી આવેલ આ નવા ધર્મનો અંગીકાર કર્યો તેમના ઉપર જ માત્ર તેમનો પ્રભાવ

૪૦ “ . . generally too busily engaged in fighting to pay much regard to the interests of religion, or else thought more of the exaction of tribute than of the work of conversion ” —*Asiatic Studies*, by Sir Alfred Lyall, London, 1882, p 288,

પડ્યો એમ નથી. અમે ઉપર વર્ણવી ગયા છીએ તે પ્રમાણે એ સામાજિક અગાઉના દિવસોમાં આપણા ભારતવાસીઓના વિચારો, તેમનો ધર્મ, સાહિત્ય, તેમની ચિત્રકલા, તેમનું વિજ્ઞાન, તેમનું સ્થાપત્ય, સારાંશ સમસ્ત ભારતીય સંસ્કૃતિ ઉપર ઇસ્લામના આ નવા વિચારોની અસર બહુ જારી થઈ. આ પ્રભાવ કેવા પ્રકારે પડ્યો તેનું વર્ણન કરતા પહેલાં મોહમ્મદ સાહેબના મૃત્યુ પછી આરબોમાં જે નવા ધાર્મિક પ્રવાહો શરૂ થયા તે તથા તેમની સંસ્કૃતિનાં બીજાં અંગોનું સંક્ષિપ્ત વર્ણન કરવું અમને આવશ્યક જણાય છે.

ઇસ્લામ મત પ્રથમથી જ એક ઈશ્વરમાં માને છે. તેના સિદ્ધાંતો અત્યંત સરલ હતા અને તેની પૂજાવિધિ પણ અત્યંત સાદી હતી. છતાં પણ મોહમ્મદ સાહેબના મૃત્યુ પછી થોડા કાળે જ ઇસ્લામમા નવી નવી શાખાઓ ફૂટવા લાગી. જે રીતે આરબ રાજનીતિજ્ઞોએ પૂર્વ તથા પશ્ચિમમાં પોતાનું સામ્રાજ્ય ફેલાવવાનું શરૂ કર્યું, તે જ રીતે આરબ વિદ્વાનોએ દુનિયાના ખૂણે ખૂણેથી દર્શન, વિજ્ઞાન અને વિદ્યાઓની શોધ કરીને પોતાના જ્ઞાન-ભંડારને વધારવાનું પણ શરૂ કર્યું.

**ઈસાઈ તથા બૌદ્ધ ગ્રંથોના અરબી અનુવાદો**

ઈસાઈ ધર્મગ્રંથોનો અરબી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો. સૉક્રેટીસ, પ્લેટો અને એરિસ્ટોટલ જેવાનાં ગંભીર દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન, વૈદક, જ્યોતિષ વગેરે વિષયોના યુનાની ગ્રંથોને પણ અરબી ભાષામાં ઉતારવામાં આવ્યા. ભારત સાથે તો આરબ લોકોનો ગાઢ સંબંધ ઘણા લાંબા સમયથી ચાલતો આવતો હતો. ભારતીય માલની સાથે જ ભારતીય સંસ્કૃતિની લેણ-દેણનો પણ તુરત જ પ્રારંભ કરવામાં આવ્યો. શરૂઆતના ખલીફાઓના જમાનામા અનેક હિંદુઓ બસરામાં ઊંચા ઊંચા ઓધ્ધા ઉપર નિમાયેલા હતા.[૪૧] શીરિયા, કાશગર વગેરે સ્થાનોમા અનેક હિંદીઓ વસતા હતા. ખોરાસાન, અફઘાનિસ્તાન, સીસ્તાન અને બલુચિસ્તાને ઇસ્લામ સ્વીકાર્યો પહેલાં તે દેશો બૌદ્ધ કે હિંદુધર્મી હતા. બલ્ખમાં એક મોટો બૌદ્ધ વિહાર હતો આ વિહારના મઠપતિઓ અબ્બાસી ખલીફાઓના વઝીરો બનતા હતા.[૪૨] બૌદ્ધ મતનાં બધાં પુસ્તકોનો અરબી ભાષામાં અનુવાદ કરવામાં

૪૧ Jean Perier, *Vie d'al Hadjdjadj Ibn Yusuf*, p 219-52.
૪૨ Nicholson: *A Literary History of the Arabs*, p 259.

આરબો હતો 'કિતાબુલ બુદ' અને 'બિલ બહર વા બુદસિફ' નામનાં એ જમાનામાં લખાયેલાં અરબી ભાષાના પુસ્તકો બૌદ્ધ મતના પ્રામાણિક પુસ્તકો ગણાવી શકાય એ જ મુજબ સુશ્રુત, ચરક, પંચતંત્ર, હિતોપદેશ, ચાણક્ય વગેરે અગણિત સંસ્કૃત ગ્રંથોના અરબી ભાષામાં અનુવાદ થયા છે. ખાસ કરીને બુદ્ધનું જીવન તથા તેના સિદ્ધાંતોનો આરબો ઉપર ઘણો પ્રભાવ પડ્યો ધીરે ધીરે જિજ્ઞાસુ આરબોમાં જુદી જુદી જાતના સ્વતંત્ર વિચારકો અને નવા સંપ્રદાયો ઉત્પન્ન થવા લાગ્યા. આ પરિસ્થિતિમા ઇસ્લામ ધર્મમાં અદ્વૈતવાદ અને સુપ્રસિદ્ધ સૂફી વિચારોનો જન્મ થયો.

**ઇસ્લામમાં સૂફી વિચારોનો જન્મ**

ઉદાહરણ તરીકે એ દિવસોમા શિયા મુસલમાનોના 'ગુલાત' સંપ્રદાયના આચાર્યોએ અવતારવાદ (હલૂલ, તશબીહ), પુનર્જન્મ (તનાસુખ) વગેરે બાબતોને પોતાના સિદ્ધાંતોમા સ્થાન આપ્યુ, અને મનુષ્યનો આત્મા ઉન્નતિ કરતા કરતા ઈશ્વર સ્વરૂપ થઈ શકે છે એમ પણ તેમણે પ્રતિપાદન કર્યું. 'અલી ઇલાહી' સંપ્રદાયના લોકોએ એક કરતા વધારે સ્ત્રી સાથે લગ્ન કરવાની પ્રથા તથા છૂટાછેડાની પ્રથા બંધ કરી મસ્જીદમા જવુ તથા શારીરિક 'શરા'ની પવિત્રતાને પણ તેમણે આવશ્યક ગણ્યા નહિ અનેક સંપ્રદાયોએ કુરાનના તે વખતના પ્રચલિત અર્થો સ્વીકારવાનુ બંધ કર્યું અને માત્ર અલંકારરૂપે જ ગણવાનુ શરૂ કર્યું[૪૩] અવ્યક્ત નિર્ગુણ બ્રહ્મ અને સગુણ ઈશ્વરમા ભેદ ગણાવા લાગ્યો લોકોને 'દીક્ષા' આપીને પોતાનામા ભેળવી લેનારા ઘણા સંપ્રદાયો નીકળ્યા આમાના કેટલાક સંપ્રદાયો તો એટલે સુધી પણ માનતા હતા કે દીક્ષિત માનવી અભ્યાસ કરતા કરતા નબી અને ખુદ ખુદાના પદને પામી શકે છે ગુરુ(પીર)ને ઈશ્વર જેટલુ અને કોઈ કોઈ સંયોગોમા ઈશ્વર કરતા પણ વધારે માન અપવા લાગ્યુ મોતજલી સંપ્રદાયના લોકોએ ખુલ્લી રીતે પ્રતિપાદન કર્યું કે કુરાન એ સદાને માટે ઈશ્વરવાક્ય નથી, પણ મનુષ્યજાતિની ઉન્નતિની સાથે સાથે દરેક મનુષ્યના આત્મામા સમય સમય પર ઈશ્વરી પ્રેરણા આવ્યા કરે છે અનગિઝાલીએ (૧૦૫૭-૧૧૫૨) કુરાન, શરિયત અને સામાન્ય મુસ્લિમ કર્મકાંડથી અસંતુષ્ટ થઈને તપ (રિયાજત), અભ્યાસ (શગલ) અને ધ્યાન (જિક્ર) શરૂ કર્યાં અને આત્મામા જ શાંતિ અનુભવી આ જાતના

૪૩ Friedlander *Heterodoxies of Shiites*, J A O.S No 23 and 29.

સ્વતંત્ર વિચારના સૂફીઓના અનેક મઠો ( ખાનકાહ ) પણ પ્રસ્થાપિત થયા. આ મઠોમાં અદ્વૈત (વહદતુલવજૂદ) નો ઉપદેશ કરવામાં આવતો હતો, સંયમ (નફસકુશી) ઉપર વધારે ભાર મૂકવામાં આવતો હતો, અને મુક્તિના એક માત્ર માર્ગ તરીકે ભક્તિ (ઇશ્ક) અને યોગ (શગલ) ને ગણવામાં આવતાં હતા. કવિઓ અને વૈજ્ઞાનિકોમાં અનેક નાસ્તિકો પેદા થવા લાગ્યા હતા. આ લોકો નબી તથા કુરાનમાં માનતા નહોતા, દોઝખ અને બહિશ્ત (નરક અને સ્વર્ગ) તેમ જ રોજા અને નમાજની મશ્કરી કરતા હતા, અને સગુણ ઈશ્વરને તર્કવિરુદ્ધ ગણતા હતા. આ પ્રવાહ એટલો બધો વધ્યો કે ખલીફા યજીદની ( મૃત્યુ ઈ. સ. ૭૪૪ ) પણ નાસ્તિકોમાં ગણતરી થવા લાગી.

**અબુલ અલા ઉપર બુદ્ધના વિચારોની સ્પષ્ટ છાપ**

પ્રસિદ્ધ વિદ્વાન અને મહાત્મા અબુલ અલા—અલમઆરી ( મૃત્યુ ઈ. સ. ૧૦૫૭ ) ના વિચારો ઉપર બુદ્ધના વિચારોની સ્પષ્ટ છાપ જોઈ શકાય છે. અબુલ અલા આત્માના પુનર્જન્મમાં માનતો હતો; માંસાહારનો તે એટલો કડક રીતે નિષેધ કરતો હતો કે દૂધ અને ચામડાનો ઉપયોગ કરવામાં પણ પાપ માનતો હતો, પ્રાણીમાત્ર ઉપર દયા કરવાનો ઉપદેશ આપતો હતો; આહાર અને પોશાકમાં બહુ સંયમી હતો, અને આત્માની ઉન્નતિ માટે બ્રહ્મચર્યને અતિ આવશ્યક માનતો હતો, મસીદ, રોજા, નમાજ વગેરે બાહ્ય ધાર્મિક વિધિઓનો એ કડક રીતે વિરોધ કરતો હતો.[૪૪] પોતાના એક પદ્યમાં તે લખે છે—

"લા ઇલાહ ઇલ્લલ્લાહ! સત્ય છે, પરંતુ, જે સ્વર્ગ મારામાં તેમ જ તમારામાં મોજૂદ છે તે સ્વર્ગની શોધ જે માણસ અંધારામાં પણ કરે છે, તેના આત્મા સિવાય બીજો કોઈ રસૂલ નથી."

**સૂફી પંથ**

અબુલ અલા સંસારને માયા માનતો હતો. ઉમર ખય્યામ પોતાના સ્વતંત્ર વિચારો માટે સુપ્રસિદ્ધ છે. જાગરણ કરવા, લાંબા કાળના ઉપવાસ કરવા, અને એવા જ બીજા અનેક પ્રકારના નિયમો તથા તપ સૂફી પંથવાળાઓએ મોહમ્મદ સાહેબના જીવનમાંથી લીધા, પરંતુ સૂફીઓના સિદ્ધાંતો ઉપર ઈસાઈ મત, પ્રાચીન ઇરાનનો જરથોસ્તી મત અને ભારતીય હિંદુ

૪૪ Baerlein *Abul-Ala, the Syrian*

તથા બૌદ્ધ મતની બહુ ઊંડી છાપ પડેલી સ્પષ્ટતાથી જોઈ શકાય છે. મોહમ્મદ સાહેબે સંસારથી અલગ રહેવાની મનાઈ કરી હતી, પરંતુ શરૂઆતથી જ એમના અનુયાયીઓમાં સંસારનો ત્યાગ કરનારાઓ (અલ્ર-ફિરારો મિનદ્ દુનિયા) ઉત્પન્ન થયા હતા. કટ્ટર મૌલવીઓ અને આ સ્વતંત્ર સૂફી વિચારકો વચ્ચે કડક વિરોધ ચાલુ હતો. છતાં એમાં શક નથી કે સૈકાઓ સુધી લાખો મનુષ્યો ચારે બાજુથી આવીને આ સૂફીઓના ખાનકાહોમાં (મઠોમાં) ભેગા થતા હતા; અને એ જમાનાના મુસલમાનોના જીવન અને વિચારો ઉપર આ લોકોનો જબરો પ્રભાવ પડતો હતો એમાં પણ સંદેહ નથી.

### મહાત્મા મનસૂર

પ્રસિદ્ધ સૂફી મનસૂરનું નામ તો જગમશહૂર છે. મનસૂરે ભારતની યાત્રા પણ કરી હતી. 'અનલ હક' એ એનું મુખ્ય વાક્ય તથા સિદ્ધાંત હતો. આ શબ્દનો અર્થ 'सो ऽहं' અથવા 'अहम् ब्रह्म' થાય છે. સ્વતંત્ર વિચારો ધરાવવા માટે જ મનસૂરને કેદ કરવામાં આવ્યો હતો અને તેને અત્યંત યાતનાઓ આપીને ઈ. સ. ૯૨૨ માં શૂળી ઉપર ચડાવવામાં આવ્યો હતો. કબીર, દાદૂ, નાનક અને બીજા ભારતીય મહાત્માઓનાં વચનોમાં મનસૂરનાં વાક્યોનાં વાક્યો આપણને જોવા મળે છે. મનસૂર બધાને જુદા માનતો હતો અને કોઈ પણ પ્રકારના દ્વૈતને એ જૂઠું ગણતો હતો. બધા ધર્મોની એકતા અને એકબીજા પ્રત્યેની ઉદારતાના વિચારો એ જમાનામાં બધા મુસલમાનોમાં પેદા થયા તેની પાછળ પણ આ અદ્વૈતવાદનો પ્રભાવ હોય એ સ્વાભાવિક છે. સૂફીઓના સાહિત્યમાં અભ્યાસની કક્ષાઓ, સમાધિ, સત્સંગનો મહિમા, ગુરુનું મહત્ત્વ, પ્રાણાયામ વગેરેનું ખૂબ વર્ણન આવ્યા કરે છે; અને ભક્તિના ઉન્માદમાં ગાવું, બજાવવું અને નાચવું એ વસ્તુઓની પણ પ્રશંસા કરવામાં આવી છે. તેરમી શતાબ્દિમાં ભારતમાં આવીને વસેલા શેખ બદરૂદ્દીનના સંબંધમાં લખવામાં આવ્યું છે કે હાલીચાલી પણ ન શકે એવી વૃદ્ધાવસ્થાએ એ જ્યારે પહોંચ્યો હતો ત્યારે પણ હરિભજનનો અવાજ સાંભળતાં વેંત જ તે પોતાના બિછાના ઉપરથી કૂદી ઊઠતો અને જુવાન માણસની માફક નાચવા લાગતો. જ્યારે એને પૂછવામાં આવતું કે આ નિર્બળ અવસ્થામાં પણ આપ કેમ નાચી શકો છો ત્યારે તે જવાબ આપતો: "શેખ છે જ ક્યાં? આ તો ઇશ્ક નાચી રહ્યો છે."[૪૫]

૪૫ Blochman and Jarrett: *Ayeen-i-Akbari*, vol. iii, p. 368.

### સૂફીઓનો ભક્તિમાર્ગ

ભક્તિ એ સૂફીઓનો માર્ગ હતો, અદ્વૈત એમનો સિદ્ધાંત હતો, ઈશ્ક એમની પૂજા હતી અને બ્રહ્મમાં લીન થઈને તદ્રૂપ થઈ જવું એ એમની નિર્વાણ (મોક્ષ) હતી, એમાં બિલકુલ શંકા નથી.

### ભારતમાં બૌદ્ધ ધર્મની અવનતિ

ઈસુની આઠમી શતાબ્દિ પહેલાંની ભારતની ધાર્મિક અવ્યવસ્થા કેવા પ્રકારની હતી એ અમે અગાઉ જણાવી ગયા છીએ. બૌદ્ધ મત સમાપ્ત થઈ ગયો હતો અને તેનું સ્થાન શૈવ મત, વૈષ્ણવ મત અને શાક્ત મતે લીધું હતું. બૌદ્ધ મતના ઉચ્ચ સદાચાર અને માનવસમાનતાના સિદ્ધાંતની જગાએ ફરી વાર અસંખ્ય દેવીદેવતાઓ, મતમતાંતરો, કર્મકાંડ, જાતિભેદ, ઊંચનીચના ભેદ અને બીજાં હજારો પાખંડોએ પોતાનું સામ્રાજ્ય જમાવી લીધું હતું.

### બૌદ્ધો તથા જૈનો ઉપર અત્યાચાર

મદુરાના જૈન રાજાએ તિરુજ્ઞાનના ઉપદેશથી જૈન મતનો ત્યાગ કરીને જ્યારે શૈવ મત સ્વીકાર્યો પણ તેની પ્રજાએ જ્યારે જૈન મત છોડવાની ના પાડી, ત્યારે રાજાએ તિરુજ્ઞાનની સલાહથી અનેક જૈનોને ફાંસીને માંચડે લટકાવ્યા. એ કાળમાં બૌદ્ધો તથા જૈનો ઉપરના આ જાતના અત્યાચારોની કથાઓ તો અનેક સ્થાને સાંભળવામાં આવતી હતી. આવી પરિસ્થિતિમાં શરૂઆતમાં ખાસ કરીને દક્ષિણમાં અને પશ્ચિમમાં જે હજારો મુસલમાન ફકીરો તથા સૂફીઓ આવીને વસવા લાગ્યા હતા તેમના સિદ્ધાંત તથા ચારિત્ર્યનો પ્રભાવ ભારતીય જનતા ઉપર પડે એ બિલકુલ સ્વાભાવિક હતું. તે કાળે અનેક હિંદુ વિદ્વાનો પણ એવા પેદા થયા હતા જેઓના મનમાં આ વિકટ ધાર્મિક પરિસ્થિતિનો ઉકેલ લાવવાની ચિંતા થઈ હતી. શંકરાચાર્ય, રામાનુજ, નિમ્બાદિત્ય, વાસવ, વલ્લભાચાર્ય અને માધવ વગેરે એક પછી એક અનેક સંતો તથા મહાત્માઓ દક્ષિણ ભારતમાં થયા; તેમણે પોતાના દુઃખી દેશવાસીઓને પોતાની ઢબે ફરીથી શાંતિ, પ્રેમ અને આશાનો સંદેશ આપ્યો.

### મુસલમાન સંતોની અસર

પ્રાચીન સમયથી આઠમી સદી સુધીના કાળમાં ભારતમાં જેટલાં જેટલાં ધાર્મિક આંદોલનો શરૂ થયાં તે બધાંનો જન્મ મોટે ભાગે ઉત્તર ભારતમાં થયો હતો. પરંતુ આઠમી સદીની શરૂઆતમાં એક નવી હકીકત આપણા

જોવામાં આવે છે, અને તે એ કે આ જાતના ધાર્મિક સુધારાઓને જન્મ આપવાનું શ્રેય ઉત્તરને બદલે હવે દક્ષિણ ભારતને મળવા લાગ્યું. આઠમીથી પંદરમી સદી સુધી દક્ષિણ ભારતે પોતાનું આ શ્રેષ્ઠત્વ ટકાવી રાખ્યું. શંકર, રામાનુજ, નિમ્બાદિત્ય, વાસવ, વલ્લભાચાર્ય અને માધવ, બધા જ દક્ષિણના રહેવાસીઓ હતા. આમ થવાનુ એક મહત્ત્વનું કારણ તો એ હતું કે એ કાળમા મોટા ભાગના મુસલમાન સતો, સૂફીઓ અને દરવેશો દક્ષિણ અને પશ્ચિમમા આવીને વસતા હતા ઉપરોક્ત ભારતીય આચાર્યોના ઉપદેશો અને સિદ્ધાંતો ઉપર ઇસ્લામની છાપ સ્પષ્ટ જોઈ શકાય છે. ઇતિહાસનો એક વિદ્વાન અભ્યાસી લખે છે.—

"ઇસ્લામના અનુયાયીઓની હાજરીથી જાતિભેદ, આત્માનો પુનર્જન્મ અને ઈશ્વરના અસ્તિત્વ જેવા વિષયો ઉપર લોકોને વિચાર કરવાની પ્રેરણા મળી." ૪૬

ઇતિહાસલેખક બાર્થ લખે છેઃ—

"અફઘાનો, તુર્કો અને તેમના જ સહધર્મી મુગલ આક્રમકો આ દેશમા આવ્યા એ પહેલા અનેક વરસોથી ખિલાફતના આરબ લોકો મુસાફરો તરીકે આ દેશના કિનારાઓ ઉપર પહોચ્યા હતા, અને દેશવાસીઓ સાથે વેપારી સબંધ તથા બીજા પ્રકારના સબધો તેમણે બાધી લીધા હતા. હવે દેશના બરાબર આ ભાગોમા જ નવમી સદીથી બારમી સદીના કાળમા જબરદસ્ત ધાર્મિક આદોલનો શરૂ થયા જેમનો સબધ શકર, રામાનુજ, આનદતીર્થ ને વાસવના નામો સાથે જોડાયેલો છે. ઐતિહાસિક સપ્રદાયોમાના ઘણા સપ્રદાયોનો જન્મ આ આદોલનોમાથી થયો અને હિદુસ્તાનમા ઘણા દિવસો સુધી આને મળતુ બીજુ કોઈ આદોલન નહોતું" ૪૭

**ઇસ્લામના વિચારોનો પ્રભાવ**

ઉપર ઉપરથી પણ જો થોડોએક વિચાર કરીએ તો જણાશે કે એ

૪૬ "The presence of the followers of Islam stimulated thought on such subjects as caste, spiritual birth and the personality of God"—*Kabir and Kabir Panth*, by H. G. Westcott, London, 1907, p 45.

૪૭ Barth: *Religions of India.*

સિદ્ધર સંપ્રદાય

આવી જ રીતે સિદ્ધર સંપ્રદાયે પણ એક ઈશ્વરને માન્યો, પુનર્જન્મના સિદ્ધાંતનો ઇનકાર કર્યો, વેદ અને શાસ્ત્રોને પ્રમાણ ગણવાનો અસ્વીકાર કર્યો, મૂર્તિપૂજાને નિંદનીય ગણી, જ્ઞાતિભેદને જૂઠો લેખ્યો, સદ્‌ગુરુની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો, વગેરે. આ લોકોના ગ્રંથોમાં ઇસ્લામના શબ્દો તથા સૂફીઓની પરિભાષા પુષ્કળ જગાએ મળે છે.

૬

મહમૂદ ગઝનવી

ભારતીય જીવનનાં વિધવિધ અંગો ઉપર ઇસ્લામ તથા મુસલમાનોની શી અસર થઈ એ હકીકતને એક બાજુએ મૂકીને, મોહમ્મદ બિન કાસીમ પછીના મુસલમાનોના હુમલાઓ, ભારતમાં મુસલમાનોનું શાસન અને મુસલમાન આક્રમકોના ભારતના વસવાટ ઉપર હવે અમે દૃષ્ટિ ફેરવી જવા માગીએ છીએ.

સિંધ ઉપર મોહમ્મદ બિન કાસીમે હુમલો કર્યા પછી ત્રણસો વરસે મહમૂદ ગઝનવીના હુમલાનો કાળ આવ્યો. ગઝનવીના શાસક મહમૂદે કેટલાંક નગરો બરબાદ કર્યાં, કેટલાક હિંદુઓ સાથે સંધિઓ કરીને તેમને સુરક્ષિત જવા દીધા, કેટલાંક મંદિરો લૂંટયાં, સોમનાથની મૂર્તિ ભાંગી અને પુષ્કળ માલ લઈને ગઝની પાછો ગયો; પરંતુ તેના હુમલાઓનો કોઈ પ્રકારનો સ્થાયી પ્રભાવ ભારત ઉપર ન પડ્યો. તેની સેનામાં હજારો હિંદુ સિપાઈઓ હતા. તેનો એક તિલક નામનો પ્રખ્યાત હિંદુ સેનાપતિ પણ હતો. આ તિલકે એક વાર મહમૂદના મુસલમાન સેનાપતિનું બંડ શમાવ્યું હતું. મહમૂદના આક્રમણનું મહત્ત્વ એક સામાન્ય ધનલોલુપ આક્રમકના હુમલા કરતાં વધારે મહત્ત્વનું ન ગણી શકાય. ભારત ઉપરની તેની અસર પણ ક્ષણભંગુર હતી.

મોહમ્મદ ઘોરી–મુસલમાની હકૂમત

સો વરસ પછી તુર્ક લોકોએ અફઘાનિસ્તાનના ઘોરી રાજકુલને દબાવવાનું શરૂ કર્યું, જેને પરિણામે લાચાર થઈને મોહમ્મદ ઘોરીને ભારત ઉપર હુમલા કરવા પડ્યા. મોહમ્મદ ઘોરીના સમયથી પંજાબ ઉપર પણ મુસલમાનોનું શાસન ચાલવા લાગ્યું. મોહમ્મદ ઘોરી ભારતમાં આવ્યો ત્યાં

સુધીમાં ભારતમાં રાજકીય અવ્યવસ્થા ખૂબ વધી ગઈ હતી. તેરમી સદી સુધીમાં ઉત્તર ભારત ઉપર મુસલમાનોનું રાજ્ય જામી ગયું. રાજપૂત રાજાઓએ ખૂબ વીરતાપૂર્વક જુદા જુદા સામનાઓ કર્યા, પરંતુ તેમનામાં કોઈ પ્રકારની એકતા કે નીતિજ્ઞતા નહોતી. ત્યાર પછીનાં સો વરસે તો છેક મ્હૈસૂર સુધીના મોટા ભાગના ભારત ઉપર મુસલમાનોની હકૂમત સ્થપાઈ ચૂકી.

**આગંતુક મુસલમાનો ભારતવાસી બન્યા**

બહારથી જોતાં આ આક્રમણોથી ભારતીય જીવનને એક વાર જબરદસ્ત ધક્કો લાગ્યો જણાય છે. પરંતુ જે મુસલમાનોએ ભારત ઉપર હુમલા કર્યા તેઓ ભારતમાં જ વસ્યા અને ભારતના જ બન્યા. ભારત ઉપર મુસલમાનોની રાજસત્તા જામી એ પહેલાંથી જ જે લાખો ભારતવાસીઓ ઇસ્લામનો અંગીકાર કરી ચૂક્યા હતા એને લીધે, અને અમે અગાઉ બતાવી ગયા છીએ તે મુજબ ભારતવાસીઓના મનમાં ઇસ્લામ પ્રત્યે જે આદર ઉત્પન્ન થયો હતો તેને લીધે આ આગંતુક મુસલમાન આક્રમકોને ભારતમાં વસવામાં તથા હળીમળી જવામાં પૂરી સરળતા થઈ. એક પેઢીમાં જ આ બધા લોકો ભારતવાસી બની ગયા. અને દેશવાસીઓના હિતમાં જ પોતાનું હિત અને એમના સુખમાં જ પોતાનું સુખ છે એનું એમને ભાન થવા લાગ્યું. એ અંધકારમય યુગમાં ભારતમાં એક મુખ્ય રાજકીય શક્તિની આવશ્યકતા હતી. જે મુસલમાનોએ વિદેશી તરીકે આ દેશ ઉપર આક્રમણ કર્યું હતું તેઓએ સ્વદેશી અને ભારતીય બનીને ભારતની આ આવશ્યકતાને સુંદર રીતે પૂરી પાડી.

**સ્વદેશી અને પરદેશીનો અર્થ**

કોઈ વ્યક્તિ કે કોમ બીજી વ્યક્તિ કે કોમ ઉપર હુમલો કરે એ યોગ્ય છે એવું અમે કદી પણ માનતા નથી. કોઈ પણ વિદેશી આક્રમકની સામે શિર ઝુકાવવું અથવા વિદેશી સેનાથી પરાજિત થવું કોઈ પણ દેશ માટે યશસ્કર છે એવું પણ અમે કહેતા નથી. પરંતુ સાથોસાથ આપણે એ બાબતનો પણ સ્વીકાર કરવો જ પડશે કે કોઈ પણ ખાસ જાતિ કોઈ પણ ખાસ દેશનો ઇજારો લઈને પૃથ્વી ઉપર ઊતરી નથી. સાચી હકીકત તો એ છે કે માનવ સમાજ જાતિઓમાં કે દેશોમાં જે રીતે વહેંચાઈ ગયો છે એ વહેંચણી કૃત્રિમ છે. માનવ સમાજ એક વિશાળ કુટુંબ છે, જે કુટુંબનું ઘર પૃથ્વી છે. માનવ સમાજના વર્તમાન કાળમાં પ્રત્યેક દેશને જીવતા [illegible]

એ પણ ખરું જોતાં એક અનિવાર્ય રોગ છે. અહીં આ વિષયનો વિસ્તાર કરવો એ પ્રસંગોચિત નથી. છતાં અમે એટલું તો અવશ્ય કહેશું જ કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ દેશમાં કેવળ ત્યાં સુધી જ વિદેશી ગણાય, જ્યાં સુધી તે એ દેશની સીમાની બહારના કોઈ બીજા દેશને પોતાનું ઘર માનતો હોય, અથવા તો પ્રથમ દેશમાંથી બીજા દેશમાં ધન ઢસડીને લઈ જતો હોય. પરંતુ જો કોઈ માણુસ કોઈ દેશને પોતાનું ઘર ગણી લે, ત્યાં જ વસવાટ કરે, દેશવાસીઓના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માને, તો પછી તેને વિદેશી ન જ કહી શકાય, પછી ભલે તે કોઈ પણ ધર્મને માનતો હોય કે તેનું આચરણ સારું યા ખરું હોય.

અંગ્રેજો આવ્યા ત્યાં સુધીના મોટા ભાગના સમય દરમિયાન અફઘાનિસ્તાન ભારતનો જ એક પ્રાંત રહ્યો છે. છતાં જો અફઘાનિસ્તાનને હિંદુસ્તાનની બહારનો ગણીએ તો મહમૂદ ગઝનવીના હુમલા એ ભારત ઉપરના વિદેશી હુમલા હતા. મોહમ્મદ બિન કાસીમનું સિંધ ઉપરનું આક્રમણ અલબત્ત વિદેશી આક્રમણ હતું. મોહમ્મદ ઘોરીનો ભારત ઉપરનો હુમલો વિદેશી હુમલો હતો. પરંતુ જે મુસલમાનો ઇરાન અને અફઘાનિસ્તાનમાંથી આવીને એક વાર ભારતમાં વસી ચૂક્યા, એ લોકોની સત્તા કોઈ પણ પ્રકારે વિદેશી સત્તા ન ગણાય. તેરમી સદીના અંતથી સોળમી સદીના પ્રારંભ સુધીનો કાળ સતત સંગ્રામોનો કાળ હતો. ત્યાર પછી ભારત ઉપર કેવળ મુગલોનો હુમલો રહે છે. જે બાબરે તુર્કસ્તાનમાંથી આવીને ભારત ઉપર હુમલો કર્યો એ બાબર વિદેશી હતો; પાણીપતના મેદાનમાં ઈ. સ. ૧૫૨૬ માં સ્વદેશી ભારતીય ઇબ્રાહીમ લોધીએ વિદેશી બાબરનો મુકાબલો કર્યો. ઇબ્રાહીમ લોધી હાર્યો. બાબરે હિંદુસ્તાનમાં વસવાટ કર્યો. મુગલ સામ્રાજ્ય ભારતમાં સ્થપાયું.

મુગલ સામ્રાજ્યથી ભારતને શો લાભ થયો તથા શી હાનિ થઈ એ વિષય અહીંનો પ્રસ્તુત વિષય નથી. અહીં તો અમે કેવળ એ બતાવવા માગીએ છીએ કે જે રીતે ઇસ્લામ એક વાર ભારતમાં આવ્યા પછી ભારતના જ અનેક ધાર્મિક સંપ્રદાયોમાંનો એક સંપ્રદાય બની ગયો, એ જ રીતે મુસલમાન આક્રમકો એક વાર ભારતમાં આવ્યા પછી બીજા ભારતવાસીઓની જેવા જ તેઓ ભારતવાસી બની ગયા. ભારત ઉપરના મુસલમાન શાસનના કાળ દરમિયાન એવાં તો અસંખ્ય ઉદાહરણો મળે છે કે જ્યારે ભારતના મુસલમાન શાસકોએ બહારથી હુમલો કરવા આવતા મુસલમાનોનો વીરતાપૂર્વક મુકાબલો કર્યો છે, અથવા પોતે ભારતની સીમાઓની બહાર

જઈને બહારના મુસલમાન દેશો ઉપર વિજય મેળવ્યો છે, તે દેશોને ભારતીય સામ્રાજ્યના અંગ બનાવી દીધા છે, અને ક્યારેક ક્યારેક તો ભારતના હિંદુ રાજાઓને ત્યાંના શાસકો નીમ્યા છે.

માત્ર પોતાના અમુક પ્રકારના ધાર્મિક વિચારોને કારણે કોઈ મનુષ્યને કોઈ પણ દેશમાં વિદેશી ન ગણી શકાય. ધાર્મિક સ્વાતંત્ર્ય એ તો પ્રત્યેક સુસંસ્કૃત દેશનો એક આવશ્યક ગુણ છે. અને ભારતે પોતાનાં પાછલાં હજારો વર્ષોના ઇતિહાસમાં આ ગુણને બીજા દેશોની અપેક્ષાએ બહુ સુંદરતાપૂર્વક નિભાવ્યો છે. સ્વદેશી અને વિદેશીની પરિભાષા અમે અગાઉ આપી ગયા છીએ એ મુજબની જો સ્વીકારવામાં ન આવે તો ભારત, ઈંગ્લાંડ, જર્મની, ફ્રાંસ અથવા તો દુનિયાનો કોઈ પણ દેશ આજે એવો નહિ મળે જે સંપૂર્ણ સ્વદેશી માણસોનો વસેલો હોય. સારાંશ, જે બાબરે પાણીપતમાં ઇબ્રાહીમ લોધીને હરાવ્યો તે બાબર વિદેશી હતો; પરંતુ જે બાબરે દિલ્હીમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપીને ભારતને જ પોતાનો દેશ ગણી લીધો અને ભારતવાસીઓનાં સુખ અને સમૃદ્ધિ વધારવાના ઉપાયો વિચારવા માંડ્યા, તે બાબર જરૂર ભારતવાસી હતો. ત્યાર પછીના મુગલ સમ્રાટોમાં કોઈની નીતિ ભારત માટે હિતકર હતી તો કોઈની અહિતકર હતી; સમ્રાટ અકબર જેવા સમ્રાટોએ હિંદુ અને મુસલમાનોને સમાન ગણ્યા તો ઔરંગઝેબ જેવાએ ધાર્મિક પક્ષપાતથી પોતાના શાસનને કલંકિત કર્યું. તથાપિ આ બધા સમ્રાટો ભારતવાસીઓ હતા, અને એમનું સામ્રાજ્ય સ્વાધીન ભારતીય સામ્રાજ્ય હતું.

## ૭

## ધાર્મિક મંથન અને નવો માનવ ધર્મ

હવે અમે ફરી વાર એ જમાનાની ભારતની ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ વળીએ છીએ.

### રામાનંદ

રામાનુજના ધાર્મિક વિચારો અને ભક્તિમાર્ગને દક્ષિણ ભારતમાંથી ઉત્તરમાં લાવીને તેનો પ્રચાર કરવાનું કાર્ય રામાનંદે કર્યું. રામાનંદે વિષ્ણુને બદલે રામની ભક્તિનો ઉપદેશ કર્યો અને પોતાના સંપ્રદાયમાં દરેક જાતિના લોકોને ભેળવ્યા. મૅકૉલિફ લખે છેઃ "બનારસમાં વિદ્વાન મુસલમાનોની

સાથે રામાનંદની મુલાકાત થઈ હતી એમાં શંકાને સ્થાન નથી." ૪૯ રામાનંદના શિષ્યો તથા અનુયાયીઓમાં અનેક મુસલમાનો પણ હતા. તેના શિષ્યોમાંથી બેનાં નામ સુપ્રસિદ્ધ છે, એક તુલસીદાસ અને બીજો કબીર. ગોસ્વામી તુલસીદાસજીની રામભક્તિ સમસ્ત ઉત્તર ભારતમાં સુપ્રસિદ્ધ છે. અમારે તો અહીં કબીરની સાથે વિશેષ સંબંધ છે.

**હિંદુમુસ્લિમ ઐક્યનો પ્રચારક કબીર**

કબીરની ગણના મહાનમાં મહાન તત્ત્વદર્શીઓ, ધર્માચાર્યો અને સમાજસુધારકોમાં કરવી જોઈએ. કબીર અત્યંત સ્વતંત્ર વિચારનો મહાપુરુષ હતો. [illegible] ભક્તિઓનો સખત વિરોધી હતો [illegible] એ સૌથી પ્રથમ પ્રચાર [illegible]

**કબીરનું જીવન**

તેનો જન્મ ઈ. સ. ૧૩૯૮માં થયો હતો અને મૃત્યુ ઈ. સ. ૧૫૧૮માં થયું.૫૦ કહેવાય છે કે કબીર કોઈ વિધવા બ્રાહ્મણીને પેટે જન્મ્યો હતો. બનારસના એક મુસલમાન વણકર નીરૂ તથા તેની સ્ત્રીએ કબીરનું પાલનપોષણ કર્યું. બનારસમાં રહ્યા રહ્યા કબીરે હિંદુ તથા મુસલમાન બંને ધર્મોના સિદ્ધાંતોનો ઊંડો અભ્યાસ કર્યો. મોહસીન ફાની લખે છે કે કબીરે બાળપણમાં જ અનેક હિંદુ તથા મુસલમાન વિદ્વાનો અને સંતોની મુલાકાત લીધી હતી. જૌનપુર, ઝાસી વગેરે જગાએ શેખ તકી તથા બીજા મુસલમાન સૂફીઓ અને પીરોની સાથે તેણે ઘણા દિવસો ગાળ્યા, જેની હકીકત કબીર સાહેબે પોતાની રમૈનીમાં આપી છે. ત્યાર પછી કબીરે બનારસમાં પોતાનો સત્સંગ શરૂ કર્યો. કબીરના વિચારો એટલા બધા સ્વતંત્ર હતા કે શરૂઆતમાં મુસલમાન મૌલવીઓ તથા હિંદુ પંડિતો તેના ઉપર ખૂબ નારાજ થયા. આ લોકોએ કબીરને દરેક રીતે હેરાન કરવાનો પ્રયત્ન કર્યો. છતાં બંને જાતિઓમાંથી અનેક જણા કબીરના અનુયાયી બન્યા. જિંદગીભર કબીરે પોતાના પિતાનો વણકરનો ધંધો છોડ્યો નહિ. હિંદુઓમાં એક ખાસ માન્યતા છે કે જો બનારસમાં મૃત્યુ થાય તો મરનારને સ્વર્ગ મળે છે; એથી ઊલટું

---

૪૯ Macauliffe: *The Sikhs*, vol vi, p. 102.

૫૦ 'सन्तबानी संग्रह' जिल्द १, पृष्ठ १, also *Kabir and Kabirpanth*, by Westcott, and *Vaishnavism and Saivism*, by Bhandarkar.



કબીર સાહેબ

(કલકત્તાના શ્રી બહાદુરસિંહજી ગિરિ ના સૌજન્યથી



ગોસ્વામી તુલસીદાસ

(કલકત્તાના શ્રી બહાદુરસિંહજી સિંઘીના સૌજન્યથી મુર્શિદાબાદના નવાબના પુસ્તકાલયના [illegible] ત્રણસો વરસ જૂના એક હસ્તલિખિત ફારસી રામાયણમાંથી)

कहहिं कबीर वै दूनों भूले, रामहिं किनहु न पाया।
वै खसी वै गाय कटावें, वादिहिं जन्म गमाया ॥

અર્થાત્ અરે ભાઈ! એ ઈશ્વર ક્યાંથી આવ્યા? તને કોણે ભરમાવ્યો? અલ્લાહ અને રામ, કબીર અને કેશવ, હરિ અને હજરત, એક જ સોનાનાં બનેલાં ઘરેણાં જેવા છે. તેમનામાં ભેદભાવ છે જ નહિ. માત્ર કહેવા સાંભળવાના વ્યવહાર પૂરતાં તે બે નામો રાખ્યાં છે—એક નમાજ અને બીજી પૂજા. તે જ મહાદેવ છે અને તે જ મોહમ્મદ છે, તે જ બ્રહ્મા છે અને તે જ આદમ છે. હિંદુ અને મુસલમાનમાં કોઈ ભેદ નથી, બંને એક જ જમીન ઉપર રહે છે. એક વેદ ભણે છે અને બીજા કુરાન ભણે છે; એક મૌલાના કહેવાય છે અને બીજા પંડિત. આ તો બધાં જુદાં જુદાં નામો ધારણ કરેલાં છે. વસ્તુતઃ બધાં એક જ માટીનાં વાસણો છે. કબીર કહે છે, આ બંને ભૂલા પડેલા છે. આમાંના કોઈએ રામને પ્રાપ્ત કર્યા નથી. એક બકરો કાપે છે અને બીજા ગાય કાપે છે; બધા પોતાનો જન્મ વૃથા ગુમાવે છે.

કબીર કહે છે:—

हिन्दू कहूं तो मैं नहीं, मुसलमान भी नाहिं ।
पाँच तत्त्व का पूतला, गैबी खेले माहिं ॥

અર્થાત્ હું નથી હિંદુ કે નથી મુસલમાન; હું તો પાંચ તત્ત્વનું બનેલું પૂતળું છું, જેમાં ગેબી (આત્મા) રમી રહ્યો છે.

**કબીરના વિચારો પર સૂફીઓની છાપ**

કબીરના ઉપદેશો ઉપર મુસલમાન સૂફી ફકીરોની છાપ પડેલી સ્પષ્ટતાથી જોઈ શકાય છે. કબીર પહેલાં હિંદુઓમાં એવો કોઈ મહાત્મા નહોતો કે જેનું તે અનુસરણ કરે; આથી મુસલમાનોનું અનુસરણ તેને માટે સ્વાભાવિક અને અનિવાર્ય હતું. ફરીદુદ્દીન અત્તારના પન્દનામાથી અને જલાલુદ્દીન રૂમી તથા શેખસાદી શિરાઝીની કવિતાઓથી કબીર જરૂર સારી રીતે પરિચિત હોવો જોઈએ. કબીરનાં પદોમાં આ મહાન સૂફી વિચારકોના ઉપદેશોની વારંવાર ઝાંખી નજરે પડે છે. ઉદાહરણ તરીકે કબીરનું નીચેનું પદ લઈએ:—

जब तू आयो जगतमें, जगत हंसे तू रोय ।
अब तो ऐसो कर चलो, तू हाँसे जग रोय ॥

ઉપરોક્ત પદ નીચે આપેલ શેખસાદીના પ્રસિદ્ધ પદનું સ્પષ્ટ ભાષાંતર છે –

याद दारी के वक्ते ज़ादने तो,
हमा ख़न्दाँ बुदन्दो तू गिरियाँ ।
ऑंचुना जी के बाद मुर्दने तो,
हमा गिरियाँ शवन्दो तू ख़न्दाँ ॥

અર્થાત્ શું તને સ્મરણ છે કે જ્યારે તારો જન્મ થયો તે વખતે બધા હસતા હતા અને તું રોતો હતો ? હવે એ રીતે જીવન વ્યતીત કર કે જેથી તારા મરણ પછી બધા રડે અને તું હસે

કબીરના પદોમાંથી આ જાતના અનેક ઉદાહરણો આપી શકાય એમ છે કબીરના પદોમાં ફારસી તથા અરબી ભાષાના શબ્દો તેમ જ સૂફીઓની ઉપમાઓ અને અલંકારોનો તો કોઈ પાર નથી હબીબ, મહબૂબ, આશિક, માશૂક, મુસાફિર, મુકામ, હાલ, જમાલ, જલાલ, સાકી, શરાબ, કહર, મેહર, ગૈબત, હુજૂર, હૈરત, નાસૂત, મલકૂત, જબરૂત, લાહૂત, હાહૂત, હક વગેરે લગભગ બસો ઉપરાંત અરબી ભાષાના શબ્દો અહમદશાહે કબીરના બીજકમાંથી શોધી કાઢ્યા છે જે અર્થોમાં આ શબ્દો સૂફી કવિઓએ વાપર્યા છે એ જ અર્થોમાં કબીરે પણ તે વાપર્યા છે, અને એના ઉપરથી ચોખ્ખું જણાય છે કે કબીર પોતાના ઉપદેશ માટે સૂફી ચિંતકોનો કેટલે દરજ્જે ઋણી હતો

કબીરની 'ભાષા'

કબીરે સંસ્કૃતને બદલે 'ભાષા'માં પોતાનાં પદો લખવાનું પસંદ કર્યું એમ કરવામાં તેનો હેતુ પોતાનાં પદો સામાન્ય જનતા સુધી પહોંચાડવાનો હતો કબીરે પોતાની સાખીમાં એક સ્થળે લખ્યું છે —

संसिकरत है कूप जल, भाषा बहता नीर ।

અર્થાત્ સંસ્કૃત તો કૂવાનું પાણી છે, પણ ભાષા ( હિંદી ) તો વહેતી નદીના જેવી છે

કબીરનાં પદોમાં કોઈ વાર સંસ્કૃતમય હિંદી તો કોઈ વાર ફારસીમય ઉર્દૂ, બંને ભાષાઓ જોવા મળે છે કબીરે ઈશ્વરને માટે સ્થળે સ્થળે રામ, હરિ, ગોવિંદ, અલ્લ, સમરથ, સાંઈ, સત્પુરુષ, રંગરેજવા, બેચૂ ( અનિર્વચનીય ), અલ્લાહ અને ખુદા દરેક શબ્દો વાપર્યા છે, પરંતુ ઈશ્વરને માટે તેનો સહુથી પ્યારો શબ્દ 'સાહેબ' છે કબીરે એ દાવો કર્યો છે કે તેણે 'તારામાં અને મારામાં' પ્રાણીમાત્રમાં અને બધા પદાર્થોમાં વ્યાપક 'જાતે

પાક'નો સાક્ષાત્કાર કર્યો હતો. સૂફીઓની માફક જ કબીરે પણ સ્થળે સ્થળે ખુદાને 'નૂર' કહ્યો છે, અને તે દરેક ચીજને ખુદા જ માને છે. રમૈની જો ધ્યાનપૂર્વક વાંચીએ તો તો તેમાં બદરૂદ્દીન શહીદ, ઇબ્ન સીના અને જીલીનાં પદોના ચોખ્ખા અનુવાદ નજરે પડે છે. સૂફીઓની પેઠે જ કબીરે ગુરુને ગોવિંદ ગણ્યો છે, અને પોતાની સાખીમાં લખ્યું છે કેઃ—

हरि के रूठे ठौर है, गुरु रूठे नहिं ठौर ।

અર્થાત્ જો કદી હરિ નારાજ થાય તોપણ બચી શકાય છે; પરંતુ જો ગુરુ નારાજ થાય તો પછી બચવું અસંભવિત છે. કબીરનું આ પદ મૌલાના રૂમના એક પદનું ચોખ્ખું ભાષાંતર હોય એવું જણાય છે.

**ઈશ્વરની શોધ**

કબીરે ગુરુને 'સિકલીગર' કહ્યો છે. કબીર પ્રેમમાં આસ્થા ધરાવતો હતો. તે લખે છે કે સમસ્ત સંસારમાં એક પ્રેમ વ્યાપક છે. ઈશ્વરની શોધના સંબંધમાં તે લખે છેઃ—

मोको काहाँ ढूंढो बन्दे, मैं तो तेरे पास में ।
ना मैं देवल ना मैं मसजिद, ना काबे कैलास में ।।
खोजी होय तो तुरते मिलिहौं, पल भर की तालास में ।
कहें कबीर सुनो भई साधो, सब स्वाँसों की स्वाँस में ।।

અર્થાત્ અય બંદે! તું મને ક્યાં ઢૂંઢે છે? હું તો તારી પાસે છું. હું નથી મંદિરમાં કે નથી મસીદમાં, નથી કાબામાં કે નથી કૈલાસમાં. જો તું સાચો શોધક હો તો તરત જ એક પલવારની શોધમાં હું તને મળીશ. કબીર કહે છે, હે સાધુ! સાહેબ બધાના પ્રાણોના પ્રાણ છે.

સૂફીઓની માફક જ કબીર લોકોને ઇશ્કનો શરાબ પીવાનું નિમંત્રણ આપે છે. કબીરની પૂર્વે પાંચસો વરસ ઉપર મનસૂરે જે જાતનું વર્ણન કર્યું હતું, લગભગ એવા જ શબ્દોમાં જીવાત્માની પ્રહ્લત્વની પ્રાપ્તિના માર્ગનું વર્ણન કબીરે કર્યું છે. પોતાના 'દસ મુકામી રેખ્તા' નામના પુસ્તકમાં કબીરે મોહમ્મદ સાહેબની મેરાજ (મોહમ્મદ સાહેબનું સ્વર્ગમાં જવું અને ત્યાંથી પાછા આવવું) ની ઘટનાનું પોતાની રીતે વર્ણન આપ્યું છે.

**રૂઢ માન્યતાઓનું ખંડન**

ખરું જોતાં કબીરે આખા ભારતવર્ષનું ધ્યાન એક એવા સાર્વજનિક

ધર્મ તરફ એચ્યુ કે જે ધર્મ નહોતો હિંદુ કે નહોતો મુસલમાન એટલા જ માટે તેણે હિંદુ તેમ જ મુસલમાન બન્નેના જુદા જુદા કર્મકાંડ, બન્નેના મતભેદો, બન્નેના ધાર્મિક ગ્રંથોની નિર્ભ્રાન્તતા વગેરેની સખત શબ્દોમાં નીડરતાથી ટીકા કરી છે બ્રાહ્મણોનું શ્રેષ્ઠત્વ, જાતિભેદ અને અસ્પૃશ્યતા વગેરેનો એ કટ્ટર વિરોધી હતો રામ શબ્દનો ઉપયોગ તેણે ઈશ્વરના અર્થમાં કર્યો છે, પરંતુ તેણે ચોખ્ખું જણાવ્યું છે કે મારો રામ એ દશરથનો પુત્ર રામ નથી તે લખે છે —

सिरजनहार न व्याही सीता, जल पषाण नहिं वन्धा।

અર્થાત્ સરજનહારે સીતા સાથે વિવાહ કર્યો નહોતો તેમ જ સમુદ્ર ઉપર પથ્થરનો પૂલ પણ બાંધ્યો નહોતો

**અવતારવાદનો વિરોધ**

કબીરે અનેક સ્થળે દશ અવતારની હકીકતનું ખંડન કર્યું છે તે ઈશ્વરના સબંધમાં કહે છે —

दशरथ कुल अवतरि नहिं आया, नहिं लङ्का के राव सताया।
नहीं देवकी गर्भहिं आया, नहीं यशोदा गोद खेलाया।
पृथ्वी रवन धवन नहिं करिया, पैठि पताल नाहिं वलि छलिया।
नहिं वलिराज सो मॉडल रारी, नहि हरनाकुश वधल पछारी।
वराह रूप धरणि नहिं धरिया, क्षत्री मारि निक्षत्री नहिं करिया।
नहिं गोवर्धन कर गहि धरिया, नहिं ग्वालन सँग वन वन फिरिया।
गण्डुकि शालिग्राम नहिं कूला, मच्छ कच्छ होय नहिं जल डोला।
द्वारावती शरीर नहिं छाँडा, ले जगन्नाथ पिण्ड नहिं गाडा।

અર્થાત્ ઈશ્વરે દશરથના કુળમાં અવતાર નથી લીધો એટલે કે શ્રી રામચંદ્રજી ઈશ્વર નહોતા (આ આખું પદ અવતારવાદના ખંડન માટે લખવામાં આવ્યું છે) લંકાના રાજા રાવણને સતાવવાવાળા રામચંદ્રજી ઈશ્વર નહોતા દેવકીના ગર્ભમાં ઈશ્વર આવ્યા નહોતા તેમ જે કૃષ્ણને યશોદાએ ખવરાવ્યું હતું તે ઈશ્વર નહોતા જે વામને પૃથ્વીની નીચે જઈને પાતાળમાં પેસી બલિ રાજાને પોતાના પગ નીચે દબાવ્યો હતો તે વામન ઈશ્વર નહોતા ઈશ્વરે બલિરાજા સાથે ઝઘડો કર્યો નથી, તેમ ઈશ્વરે હિરણ્યકુશને પછાડીને માર્યો પણ નથી ઈશ્વરે વરાહ રૂપ લઈને પૃથ્વીને ઉપાડી

નહોતી, તેમ ઈશ્વરે પરશુરામ રૂપ ધારણ કરીને પૃથ્વી પરથી ક્ષત્રિયોનો સંહાર નહોતો કર્યો. ઈશ્વરે ગોવર્ધન પર્વતને હથેળી ઉપર ઉઠાવ્યો નથી, તેમ ઈશ્વર ગોવાળિયાઓ સાથે વન વન ફર્યા નથી. ગંડક નદીમાં જે પથરાને શાલિગ્રામ તરીકે ઓળખવામાં આવે છે તે પથરા ઈશ્વર નથી, તેમ ઈશ્વર મત્સ્યનું અને કાચબાનું રૂપ લઈને પાણીમાં ફર્યા નથી. ઈશ્વરે દ્વારકા જઈને દેહત્યાગ કર્યો નથી, તેમ જગન્નાથપુરીમાં જઈને (બુદ્ધરૂપ બનીને) પોતાના શરીરને દાટ્યું નથી.

**જાતિભેદ અને કબીર**

જાતિભેદ અને અસ્પૃશ્યતાના સંબંધમાં કબીરે કહ્યું છેઃ—

गुप्त प्रकट है एकै दूधा, का को कहिए ब्राह्मण शूद्रा।
झूठे गर्भ भूलो मति कोई, हिन्दू तुरुक झूठ कुल दोई।
औरं के छिए लेत हो छींचा, तुमसों कहहु कौन है नीचा।

અર્થાત્ જીવો પોતાના વાસ્તવિક રૂપમાં પણ બધા એક છે, અને પ્રગટ રૂપમાં પણ બધા એક સરખા જ છે. આમાં કોને બ્રાહ્મણ કહેવો અને કોને શૂદ્ર કહેવો? કોઈને એવો ગર્વ નહિ હોવો જોઈએ કે હું હિંદુ છું કે મુસલમાન છું. આ હિંદુમુસલમાનનો ભેદ જ ખોટો છે. તું બીજાના અડી જવાથી અભડાઈ જાય છે; તારાથી વિશેષ નીચ કોણ હોઈ શકે?

કબીરે પોતાનાં અનેક પદોમાં પુનર્જન્મના સિદ્ધાંતનો વિરોધ કર્યો છે; ઓછામાં ઓછું એટલું તો છે જ કે આ સંબંધમાં તેના વિચારો અસ્પષ્ટ તો જરૂર છે.

**એક માનવધર્મનું પ્રતિપાદન**

મતબલ, કબીરે મુસલમાનોને કુરાન તથા મોહમ્મદ સાહેબ ઉપરનો અંધવિશ્વાસ, હજ, રોજા અને નમાજ વગેરે છોડી દેવાનો ખાસ આગ્રહ કર્યો છે; એટલા જ આગ્રહપૂર્વક તેણે જાતિભેદ, મૂર્તિપૂજા, અવતાર, સ્પૃશ્યાસ્પૃશ્યતા તથા વેદ તેમ જ શાસ્ત્રો ઉપરનો અંધવિશ્વાસ છોડી દેવાનો હિંદુઓને પણ ઉપદેશ આપ્યો છે; અને પ્રાણીમાત્ર ઉપર દયા કરવાનો, બધાને એક જ ખુદાનાં સંતાન અને ભાઈભાઈ ગણવાનો, અહંકારનો ત્યાગ કરવાનો અને બધાની સેવા કરવાનો ઉપદેશ તેણે બંનેને આપ્યો છે. કબીરનાં નીચે લખેલાં પદો આ બાબતમાં સ્મરણમાં રાખવા લાયક છેઃ—

पूरब दिशा हरी को बासा, पश्चिम अल्लह मुकामा।
दिलमें खोजि दिलहि माँ खोजो, इहै करीमा रामा॥

* * *

जेते औरत मर्द उपानी, सो सब रूप तुम्हारा।
कबीर पोंगरा अलह राम का, सो गुरु पीर हमारा॥

* * *

हिन्दू तुरुक की एक राय है, सतगुरु सोइ लखाई।
कहहिं कबीर सुनो हो सन्तो, राम न कहूँ खुदाई॥

* * *

हिन्दू कहें राम मोंहि प्यारा, तुरुक कहें रहिमाना।
आपस में दोऊ लरि लरि मूए, मर्म न काहू जाना॥

અર્થાત્ લોકો કહે છે કે હરિ પૂર્વમાં રહે છે અને અલ્લાહ પશ્ચિમમાં; પણ કબીર કહે છે તમારા દિલમાં શોધો, ત્યાં જ કરીમ અને ત્યાં જ રામ છે. જેટલા પુરુષો અને સ્ત્રીઓની રચના કરવામાં આવી છે તે બધું તમારું જ રૂપ છે; કબીર અલ્લાહનો અને રામનો પુત્ર છે, તે જ કબીરનો ગુરુ અને પીર છે. હિંદુ અને તુર્કોની એક જ રાહ છે જે સદ્‌ગુરુએ બતાવી છે; કબીર કહે છે, હે ભાઈ સંતો! રામ અને ખુદામાં કોઈ ભેદ નથી. હિંદુઓ રામ કહે છે અને મુસલાન રહીમ કહે છે; અંદર અંદર બંને લડી મરે છે, મર્મ તો કોઈ જાણતું નથી.

### કબીરના વિચારોનો પ્રચાર

હિંદુ તેમ જ મુસલમાન બંનેને માટે બલ્કે સમસ્ત માનવ જાતિ માટે એક સર્વસામાન્ય ધર્મનું નીડરતાથી પ્રતિપાદન કરનાર કબીર પ્રથમ ભારતવાસી હતો. તેના અનુયાયીમંડળમાં હજારો હિંદુ તેમ જ મુસલમાન હતા. કબીરચૌરા(કાશી)માં કબીરના હિંદુ અનુયાયીઓ અને મધ્ધરમાં તેના મુસલમાન અનુયાયીઓ આજ સુધી પણ દર વર્ષે એકઠા થઈને કબીરની સ્મૃતિમાં પોતાની શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે. આજે કબીરપંથીઓની સંખ્યા કદાચ દસ લાખથી વધારે નહિ હોય, પરંતુ કબીરનો પ્રભાવ તો એથી અનેકગણો વધારે છે, અને તે પંજાબ, ગુજરાત અને બંગાળા સુધી ફેલાયેલો છે. મુગલ સામ્રાજ્યના કાળમાં કબીરના વિચારોનો પ્રચાર

વધતો ગયો, અને તે એટલો બધો પ્રભાવી થયો કે દૂરદર્શી સમ્રાટ અકબરે એ વિચારને 'દીને ઇલાહી' ના રૂપમાં સર્વસ્વીકૃત કરાવવાનો પ્રયત્ન પણ કર્યો. ખરું જોતાં કબીર જ અકબરનો માનસિક પિતા હતો. વિધિએ અને દેશની આંતરિક તથા બાહ્ય પરિસ્થિતિએ કબીર તથા અકબરને પૂરી સફળતા આપી નહિ. પરંતુ ભારતના અંતરાત્માનો તો અંતરમાંથી અવાજ આવે છે કે જો કોઈ સત્ય હોય તો તે આ જ છે, અને ભવિષ્ય માટે જો કોઈ માર્ગ હોય તોપણ તે આ જ છે.

કબીરના વિચારોની મૌલિકતા તથા મહત્તાને લીધે ભારતના ધાર્મિક વિચારોના ક્ષેત્રમાં ઉત્તર ભારતે ફરી પાછું નેતૃત્વ લીધું; અને સંત મહંતોની વાણી દ્વારા કબીરના જ વિચારો સમસ્ત ભારતના ઉત્તરથી દક્ષિણ છેડા સુધી પ્રસરવા લાગ્યા.

**પંજાબમાં મુસલમાન ફકીરો**

જે રીતે શરૂઆતની સદીઓમાં દક્ષિણ ભારતનાં ગામડાં તથા શહેરો મુસલમાન સૂફીઓ અને ફકીરોથી ભરેલાં હતાં તેવી જ રીતે પંદરમી સદીમાં પંજાબનાં ગામડાં તથા શહેરો મુસલમાન સૂફીઓ તથા ફકીરોથી ભરપૂર હતાં. પાણીપત, સરહિંદ, પાકપટ્ટન, મુલતાન અને ઉચ્ચમાં અનેક સુપ્રસિદ્ધ સૂફી શેખોએ પોતાનાં જીવન વીતાવ્યાં હતાં. આ મહાત્માઓમાં બાબા ફરીદ, અલા ઉલહક, જલાલુદ્દીન બુખારી, મખદૂમ જહાનિયાં, શેખ ઇસમાઈલ બુખારી વગેરેનાં નામ સચ્ચાઈ અને ઈશ્વરભક્તિ માટે આખા દેશમાં પ્રસિદ્ધ થયાં હતાં. આ મહાત્માઓએ દેશવાસીઓના વિચારોમાં જે પ્રબળ ક્રાંતિ પેદા કરી તેના ફળ સ્વરૂપ ગુરુ નાનકનો પ્રયત્ન ગણાય. કબીરની માફક જ અને કબીરની જ વિચારપદ્ધતિ અનુસાર હિંદુ અને મુસલમાન ધર્મોને એક કરવાનો જબરદસ્ત પ્રયત્ન ગુરુ નાનકે પણ કર્યો.

**ગુરુ નાનક**

ગુરુ નાનકનો જન્મ ઈ. સ. ૧૪૬૯ માં વૈશાખ સુદી ત્રીજને દિવસે થયો હતો. તેણે ફારસી તથા સંસ્કૃત બંનેનું શિક્ષણ લીધું હતું. એ દિવસોમાં નાનક નામ હિંદુઓ તથા મુસલમાનોમાં પ્રચલિત હતું. કેટલાક દિવસ તેણે નવાબ દૌલતખાં લોધીને ત્યાં નોકરી કરી. ત્રીશમે વરસે તેણે ફકીરી લીધી. પોતાના મુસલમાન શિષ્ય મર્દાનાની સાથે તેણે ભારત, લંકા, ઇરાન, અરબસ્તાન વગેરેમાં મુસાફરી કરી. એમ કહેવાય છે કે તેણે પાણીપતના શેખ શરફ, મુલતાનના પીરો, બાબા ફરીદના ઉત્તરાધિકારી શેખ બ્રહ્મ (ઇબ્રાહીમ)

નાનકના અનુયાયીઓમાં બેહદ બદલો થઈ ગયો. તેઓ નાનકના સિદ્ધાંતો મુજબ વર્તી શક્યા નહિ. પરંતુ આવું તો અનેક સંતમહાત્માઓની બાબતમાં બનેલું દુનિયાના ઇતિહાસમાં જોઈએ છીએ. અનેક સંતમહાત્માઓના સિદ્ધાંતોની તેમના જ અનુયાયીઓ મારફત અવહેલના થયાના દાખલા દુનિયાના ઇતિહાસમાં કંઈ ઓછા નથી.

કબીર અને નાનક ઉપરાંત ધન્ના જાટ, પીપા, સેના નાઈ અને રહિદાસ ચમાર વગેરે મહાત્માઓના ઉપદેશો પણ આ જ જાતના છે. આ બધા મહાત્માઓનાં પદોમાં સૂફી વિચાર, સૂફી શબ્દો અને હિંદુ તથા ઇસ્લામની એકતાનું વર્ણન આવે છે. રહિદાસે એક સ્થળે રામના અવતારનો બિલકુલ ઇનકાર કર્યો છે. તેનાં કેટલાંક પદો ફારસી ભાષામાં પણ છે. રહિદાસે ઈશ્વરને 'સુલતાનોનો સુલતાન' અને પોતાની જાતને 'શિકસ્તા બન્દા' નામ આપ્યું છે. અને મૂર્તિપૂજા, તીર્થયાત્રા, જાતિભેદ વગેરેનો તો આ બધા જ સંતોએ સખત વિરોધ કર્યો છે.

**દાદૂ અને તેના વિચારો**

કબીરના ઘણા શિષ્યો ઘણા ભાગોમાં પ્રસિદ્ધ થયા છે, જેમાં અકબરના સમયમાં થયેલ દાદૂનું નામ મશહૂર છે. કહેવાય છે કે સંવત ૧૬૪૨ માં ફતહપુર સિક્રીમાં સમ્રાટ અકબર અને દાદૂની મુલાકાત થઈ. આ મુલાકાત વખતે અકબરે પ્રશ્ન કર્યો કે ખુદાની જાતિ, અંગ, કારણ અને રંગ શો છે ? દાદૂએ જવાબ આપ્યો:—

इसक अलह की जाति है, इसक अलह का अङ्ग ।
इसक अलह औजूद है, इसक अलह का रङ्ग ।।

અર્થાત્ પ્રેમ (ઇશ્ક) અલ્લાહની જાતિ છે, પ્રેમ જ તેનું શરીર છે, પ્રેમ જ તેનું અસ્તિત્વ છે, અને પ્રેમ જ તેનો રંગ છે.

દાદૂનાં પદો આશરે પાંચ હજાર જેટલાં છે, તેમાં અનેક ઉર્દૂ છે અને કોઈ કોઈ અશુદ્ધ ફારસીમાં પણ છે. ઉદાહરણ તરીકે:—

चे मेहर गुमराह ग़ाफ़िल गोश्त ख़ुरदनी,
चे दिल बदकार आलम हयात मुरदनी ।

અથવા—

कुल आलम यके दीदम अरवाहे इख़लास,
बदु अमल बदकार दुई पाक यारां पास ।

અર્થાત્ જે માંસ ખાય છે તેના દિલમાં દયા નથી, તે માર્ગ ભૂલેલો છે અને ગાફેલ છે, તે નિર્દય છે, ખરાબ કરે છે, જીવતાં પશુઓને કાપે છે. × × × મેં આખી દુનિયાને એક સરખી જ જોઈ; બધા આત્મા જ આત્મા છે. અને બધા આત્મા એક છે. બુરાઈ અને દુરાચાર દ્વૈતના ભાવમાંથી પેદા થાય છે. યારની પાસે એટલે કે ઈશ્વર પાસે પહોંચીને આ દ્વૈત મટી જાય છે.

દાદૂએ પણ શરિયત અને મારિફત વગેરે પર અમુક અમુક રીતે ભાર મૂક્યો છે. તે લખે છેઃ—

हौद हजूरी दिल ही भीतर, गुस्ल हमारा सारं ।
उजू साजि अलह के आगे, तहाँ निमाज गुजारं ॥
काया मसीत करि पञ्चजमाती, मन ही मुला इमामं ।
आप अलेख इलाही आगे, तहँ सिजदा करै सलामं ॥
सब तन तसबी कहै करीमं, ऐसा कर ले जापं ॥
रोज़ा एक दूर करि दूजा, कलमा आपै आपं ।
अठे पहर अलह के आगे, इकटग रहिबा ध्यानं ।
आपै आप अरस के ऊपर, जहाँ रहै रहमानं ॥

અર્થાત્ હે દાદૂ! માલિકની હાજરીનું તળાવ દિલમાં છે, એ જ તળાવમાં હું સ્નાન કરું છું, અલ્લાહની સામે વજૂ કરીને ત્યાં જ હું નમાજ પઢું છું. દાદૂનું શરીર તેની મસીદ છે, જમાતના પંચ તેના મનમાં જ છે, ત્યાં જ તેનો મુલ્લા ઇમામ છે, અલખ ઈશ્વરને સમક્ષ રાખીને ત્યાં જ તે સિજદા કરે છે અને સલામ કરે છે. દાદૂ પોતાના સમસ્ત શરીરની તસબી (માળા) બનાવીને તેના વડે 'કરીમ'ના નામનો જાપ કરે છે, તેનો કેવળ એક જ રોજો છે, ને પોતે જાતે પોતાનો 'કલમા' છે. આ રીતે દાદૂ અલ્લાહની સમક્ષ એકાગ્ર થઈને આઠ પહોર ખડો રહે છે અને અર્શની ઉપર 'રહમાન'ના નિવાસસ્થાને પહોંચી જાય છે.

દાદૂ ધાર્મિક સંકુચિતતાથી પર હતો, તે હિંદુ અને મુસલમાનની એકતાનું પ્રતિપાદન કરતો હતો, તેમ તેણે સૂફીઓ પાસેથી પુષ્કળ શિક્ષણ મેળવ્યું હતું, એ દાદૂનાં નીચેનાં પદો ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. તે લખે છેઃ—

सब घट एकै आतमा, क्या हिन्दू मूसलमान।

*    *    *

अलह राम छूटा भ्रम मोरा।
हिन्दू तुरुक भेद कछु नाहीं, देखौं दरसन तोरा॥

*    *    *

ब्रह्मा विस्नु महेशको कौन पन्थ गुरुदेव।

*    *    *

महम्मद किसके दीन में, जबराइल किस राह।
इनके मुर्शिद पीर को, कहिए एक अलाह॥
ये सब किसके ह्वै रहे, यह मेरे मनमाँहि।
अलख इलाही जगत गुरु, दूजा कोई नांहि॥

*    *    *

दोनों भाई हाथ पग, दोनों भाई कान।
दोनों भाई नैन हैं, हिन्दू मूसलमान॥

અર્થાત્ દરેક દેહમાં આત્મા એક જ છે, પછી ભલે તે હિંદુ હો કે મુસલમાન. × × × હે અલ્લાહ, રામ, મારો ભ્રમ ભાંગી ગયો. હિંદુ અને મુસલમાનમાં કશો ભેદ નથી. દરેકમાં તું જ નજરે પડે છે. × × × બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનો પંથ કયો છે? × × × મોહમ્મદનો દીન કયો છે? જીબ્રાઈલનો માર્ગ કયો છે? એક અલ્લાહ તેમનો પીર અને ગુરુ છે. દાદૂ પોતાના દિલમાં સમજે છે કે તેઓ બધા કોના ભક્તો છે. અલખ ઇલાહી સમસ્ત દુનિયાનો ગુરુ છે, તેના સિવાય બીજો કોઈ નથી. × × × હિંદુ અને મુસલમાન બંને ભાઈઓ હાથ અને પગ છે, બંને બે કાન છે, બંને ભાઈ઼ઓ બે આંખો સમાન છે.

પંડિતો, મુલ્લાંઓ, જાતિભેદ, મૂર્તિપૂજા, તીર્થયાત્રા, હજ વગેરે સંબંધે જે વિચારો કબીર ધરાવતો હતો તેવા જ વિચારો દાદૂના પણ હતા. પુનર્જન્મના સિદ્ધાંતને દાદૂએ એક માત્ર અલંકારની જેમ ગણ્યો છે. તેણે ગુરુને વેદ અને કુરાન બંને કરતાં ઉચ્ચ સ્થાન આપ્યું છે.

**મલૂકદાસ**

અલાહાબાદ પાસેના કડામાં મલૂકદાસ નામનો એક બીજો પ્રસિદ્ધ મહાત્મા

અકબરના સમયમાં ઈ. સ. ૧૫૭૪ માં જન્મ્યો હતો 'અને ૧૦૮ વરસની ઉંમરે ઈ. સ. ૧૬૮૨માં ઔરંગઝેબના સમયમાં મૃત્યુ પામ્યો. તેના મઠો નેપાળ અને કાબુલમાં પણ હતા. મૂર્તિપૂજા, તીર્થયાત્રા તથા બીજાં કર્મકાંડોના સંબંધનાં તેના વિચારો પણ કબીર અને દાદૂના જેવા જ હતા. અન્યની સેવા, બધા ધર્મોની એકતા, હિંદુ-મુસલમાનોનો પરસ્પરનો પ્રેમ વગેરે બાબતો ઉપરના તેના વિચારો તે સમયના બીજા મહાત્માઓની જેવા જ હતા. તે લખે છે:—

माला कहां औ कहां तसबीह,
 अब चेत इन्नहिं फर टेक न टेकै।
काफ़िर कौन मलेच्छ कहावत,
 सन्ध्या निवाज समय करि देखै।
है जमराज कहाँ जबरील है,
 काजी है आप हिसाब के लेखे।
पाप औ पुण्य जमा कर बूझत,
 देत हिसाब कहाँ धरि फेंकै।
दास मलूक कहा भरमौ तुम,
 राम रहीम कहावत एकै।

અર્થાત્ ક્યાં માળા અને ક્યાં તસબી! જાગો અને એને વિશ્વાસે ન રહો. કોણ કાફિર અને કોણ મ્લેચ્છ? સંધ્યા પણ તે જ અને નમાજ પણ તે જ. યમ ક્યાં છે અને જીબરાઈલ ક્યાં છે? ખુદા પોતે જ કાજી છે, બીજો કોઈ હિસાબ રાખતું નથી. તે બધાનાં પાપપુણ્ય સમજે છે અને હિસાબ રાખે છે. મલૂકદાસ! તું કેમ ભૂલમાં પડ્યો છે? રામ અને રહીમ એકનાં જ નામ છે.

### સત્તનામી સંપ્રદાય

સત્તનામી સંપ્રદાયનો સંસ્થાપક વીરભાણ દાદૂનો સમકાલીન હતો. સત્તનામી પોતાને સાધુ પણ કહેવડાવે છે. વીરભાણે માત્ર એક જ ઈશ્વર છે એવો ઉપદેશ આપ્યો, અને એ ઈશ્વરનું નામ સત્તનામ આપ્યું. સત્તનામીઓ જાતિભેદ કે સ્પૃશ્યાસ્પૃશ્યતામાં માનતા નથી. તેઓ એકબીજાની સાથે છૂટથી ખાયપીએ છે, અને અંદરઅંદર જ લગ્ન કરે છે. સત્તનામીઓમાં છૂટા-

એડાની મંજૂરી છે; તેઓ મૂર્તિપૂજાની વિરુદ્ધ છે; ધ્યાન, સદાચાર અને માનવમાત્રની સમતા ઉપર ભાર મૂકે છે તથા માંસમદિરાને નિષિદ્ધ માને છે. ઈશ્વરદાસ નાગરે ઔરંગઝેબના સમયમાં તેની પાસે ફરિયાદ કરી હતી કે સત્તનામી લોકો હિંદુ અને મુસલમાનમાં ભેદભાવ ગણતા નથી. સત્તનામીઓના 'આદિ ઉપદેશ'માં 'બાર હુકમ' દરવામાં આવ્યા છે, જેનો સાર નીચે પ્રમાણે છે:—

(૧) કેવળ એક જ ઈશ્વરને માનો. માટી, લાકડું, પથ્થર કે એવી જ બીજી કોઈ ચીજની બનેલી વસ્તુની પૂજા ન કરો.
(૨) નમ્રતાથી રહો.
(૩) કદી જૂઠું ન બોલો; કદી કોઈની નિંદા ન કરો; કદી ચોરી ન કરો; બીજાની ચીજ તરફ કદી લાલસાથી જુઓ નહિ.
(૪) કદી ખરાબ વાતો સાંભળો નહિ; માલિકનાં ભજનો સિવાય બીજું કશું ગાઓ નહિ.
(૫) ઈશ્વર ઉપર ભરોસો રાખો.
(૬) જાતિભેદમાં ન માનો; કોઈની સાથે ચર્ચા ન કરો.
(૭) સ્વચ્છ કપડાં પહેરો; કોઈ જાતનું તિલક ન કરો, તેમ જ માળા પણ ન પહેરો.
(૮) તમાકુ અને બીજા માદક પદાર્થોથી દૂર રહો; કોઈ મૂર્તિની સમક્ષ માથું ન નમાવો.'
(૯) કોઈનો જીવ ન લ્યો; કોઈને દુઃખ ન દો.
(૧૦) એકપત્નીવ્રત અને એકપતિવ્રત પાળો.
(૧૧) સાધુઓનો સત્સંગ જ તીર્થ છે.
(૧૨) કોઈ પ્રકારનો અંધવિશ્વાસ, શુકન, ગ્રહો વગેરેને ન માનો.

આ સિદ્ધાંતોમાં એ સમયના ઇસ્લામની સ્પષ્ટ અસર દેખાય છે.

**દારાશિકોહનો ગુરુ બાબાલાલ**

ઔરંગઝેબના ભાઈ દારાશિકોહનો ગુરુ બાબાલાલ પણ આવા જ વિચારો ધરાવતો હતો. 'નાદિર-ઉન-નિકાત' નામના ફારસી પુસ્તકમાં દારાશિકોહ અને બાબાલાલની એક વાતચીત આપવામાં આવી છે. બાબાલાલે પોતાના સિદ્ધાંતોના સમર્થનમાં સ્થળે સ્થળે ફારસી કવિ હાફીઝનાં પ્રમાણો ટાંક્યાં છે.

**નારાયણી સંપ્રદાય**

આ પ્રમાણે બીજા પણ કેટલાય સંપ્રદાયોએ હિંદુ અને મુસલમાનોને એક કરવાના પ્રયત્નો કર્યા હતા. નારાયણી નામના એક સંપ્રદાયમાં હિંદુ તથા મુસલમાન બંનેને લેવામાં આવતા હતા. આ લોકો પૂર્વાભિમુખ થઈને દિવસમાં પાંચ વાર ઈશ્વરપ્રાર્થના કરતા હતા; તેમનાં ઈશ્વરનાં નામોમાં એક નામ અલ્લાહ પણ હતું; તેઓ પોતાનાં શબોને દાટતા હતા.

**અન્ય સંતો**

ઔરંગઝેબના અંતકાળમાં પ્રાણનાથ અને ધરણીદાસનાં નામો પણ પ્રસિદ્ધિ પામ્યાં હતાં. 'કુલઝૂમ સરૂપ' નામના પોતાના ગુજરાતી પુસ્તકમાં પ્રાણનાથે વેદો અને કુરાનના આધારો ટાંકીને બંને ધર્મોમાં રહેલી સમાનતા બતાવવાનો પ્રયાસ કર્યો છે. જાતિભેદ, મૂર્તિપૂજા અને બ્રાહ્મણોના પ્રભુત્વનો પ્રાણનાથે સખત વિરોધ કર્યો હતો. હિંદુ તથા મુસલમાન બંને ધર્મના લોકો તેના અનુયાયીઓ હતા. અને દરેક નવા દીક્ષિતને હિંદુ તથા મુસલમાન બંનેની સાથે બેસીને ભોજન લેવું પડતું. આ જ તેમની દીક્ષા હતી. 'કયામત નામા' નામનું પ્રાણનાથનું એક ખાસ પુસ્તક છે. આમાં તેણે ચોખ્ખું લખ્યું છે કે: "તમારા બધાનો, ભલે તમે હિંદુ હો યા મુસલમાન, એક જ વિશ્વાસ હોવો જોઈએ." આ પુસ્તકમાં તેણે હિંદુ, મુસલમાન, યહુદી, ઈસાઈ બધા ધર્મોના પીર, પૈગમ્બર અને મહાત્માઓનાં જીવનચરિત્રો આપ્યાં છે અને દરેકમાં રહેલી મૌલિક સમાનતા બતાવી આપી છે. ઈશ્વરને માટે તેણે અલ્લાહ અને ખુદા બંને નામોનો ઉપયોગ કર્યો છે.

જગજીવનદાસ, બુલ્લા સાહેબ, કેશવ, ચરણદાસ, સહજો, દયાબાઈ, ગરીબદાસ, શિવનારાયણ, રામસનેહી વગેરે સંતોના ઉપદેશોમાં પણ આ જ વસ્તુ જોવામાં આવે છે. જગજીવનદાસના શિષ્યોમાં બ્રાહ્મણ, ઠાકુર, ચમાર, અને મુસલમાન બધી જાતિઓના લોકો હતા. બુલ્લા સાહેબના ઉપદેશોમાં ફારસી ભાષાના શબ્દો તથા સૂફી પરિભાષાનો છૂટથી ઉપયોગ કરેલો જોઈ શકાય છે. બુલ્લા સાહેબ અને કેશવ બંને દિલ્હીના મુસલમાન ફકીર યારી સાહેબના શિષ્યો હતા. એ દિવસોમાં હિંદુ ફકીરોના અસંખ્ય મુસલમાન શિષ્યો તથા મુસલમાન ફકીરોના અસંખ્ય હિંદુ શિષ્યો જોવા મળતા. સહજો અને દયાબાઈ બંને સ્ત્રીઓ હતી અને ચરણદાસની શિષ્યાઓ હતી. ચરણદાસે મૂર્તિપૂજાનો વિરોધ કર્યો, ગુરુનો મહિમા ગાયો અને ભક્તિનો ઉપદેશ કર્યો. ગરીબદાસ કબીરનો અનુયાયી હતો; તેનાં પદોમાં પણ ફારસી શબ્દો અને સૂફી

પરિભાષા ભરપૂર જોવામાં આવે છે. રામસનેહી સંપ્રદાયનો સંસ્થાપક રામચરણ મૂર્તિપૂજાનો સખત વિરોધી હતો. આ લોકો પણ દિવસમાં પાંચ વાર પ્રાર્થના કરતા હતા, અને પોતાના સંપ્રદાયમાં હરેક જાતિના અને હરેક ધર્મના લોકોને દાખલ થવાની છૂટ હતી. જો કોઈ શિવનારાયણી પંથનો મનુષ્ય મરતો તો તેની મરતા વખતની ઇચ્છાનુસાર તેના શબને દફનાવવામાં આવતું, અગ્નિદાહ દેવામાં આવતો અથવા તો નદીમાં વહેતું મૂકી દેવામાં આવતું. મુગલ સમ્રાટ મોહમ્મદશાહ સ્વામી નારાયણસિંહનો શિષ્ય હતો. મોહમ્મદશાહનો આશ્રય મળવાથી આ સમ્પ્રદાયની થોડા દિવસ તો બોલબાલા રહી. જોકે છેલ્લાં બસો વરસોમાં ઉપરોક્ત અનેક સંપ્રદાયોના સ્વરૂપમાં આકાશ પાતાળ જેટલો ફેર પડી ગયો છે, અને કેટલાકમાં તો તેમના અનુયાયીઓનું વર્તન અને વ્યવહાર તેમના જ સંસ્થાપકોના વર્તન અને વ્યવહાર કરતાં બરાબર વિપરીત પણ જોવામાં આવે છે. છતાં પણ સમ્રાટ મોહમ્મદશાહનો હાથનો લખેલ પરવાનો બલિયા જિલ્લામાં આવેલ શિવનારાયણીઓના મુખ્ય મઠમાં હજી મોજૂદ છે.

અઢારમી સદીમાં સહજાનંદ, દુલનદાસ, ગુલાલ, ભીકા અને પલટૂદાસનાં નામો ખૂબ જાણીતાં છે.

જગજીવનના શિષ્ય દુલનદાસે પોતાનાં પદોમાં મનસૂર, શમ્સ તબરેઝ, નિઝામુદ્દીન, હાફિઝ, બૂઅલી કલન્દર, અને ફરીદની ખૂબ પ્રશંસા કરી છે, અને ઈશ્વરને 'અલ્લાહ લા મકાં' બતાવ્યો છે. ગુલાલ, ભીકા અને પલટૂદાસનાં કેટલાંક પદો કાવ્ય, ભાવ અને ભક્તિરસ ત્રણે દૃષ્ટિએ અત્યંત ઉચ્ચ કોટિનાં છે. આ બધામાં સૂફી પરિભાષા પુષ્કળ નજરે પડે છે. આ લોકોએ ખુદાને મોટે ભાગે 'હક' તરીકે સંબોધ્યો છે. પલટૂદાસનું એક પદ આ પ્રમાણે છેઃ–

पूरब में राम है पच्छिम खुदाय है,
उत्तर औ दक्खिन कहो कौन रहता।
साहिब वह कहाँ है, कहां फिर नहीं है,
हिन्दू औ तुरुक तोफान करता॥
हिन्दू औ तुरुक मिलि परे हैं खैंचि में,
आपनी वर्ग दोउ दीन बहता।
दास पलटू कहै साहिब सब में रहै,
जुदा ना तनिक मैं साच कहता॥

અર્થાત્ તેઓ કહે છે કે રામ પૂર્વમાં છે અને ખુદા પશ્ચિમમાં છે; તો પછી ઉત્તર અને દક્ષિણમાં કોણ રહે છે? ખુદા ક્યાં છે અને ક્યાં નથી? હિંદુ અને મુસલાન તોફાન કેમ ઊભું કરે છે? હિંદુ અને મુસલમાન લડે છે અને બંને ધર્મો એકબીજાની વિરુદ્ધ થઈ જાય છે. દાસ પલટૂ કહે છે કે ખુદા બધામાં છે, તે હરગિજ વહેંચાયેલો નથી. એ જ સાચી વાત છે.

**બંગાળમાં આ ધાર્મિક મંથનની અસર**

જે રીતે ઉત્તર ભારતમાં હિંદુ અને મુસલમાનોનો ધાર્મિક મેળ સાધવાના પ્રયત્નો ચાલુ હતા તે રીતે બંગાળા અને મહારાષ્ટ્રમાં પણ તેની અસર પહોંચવા લાગી હતી. બારમી સદીના બંગાળામાં હિંદુઓ મુસલમાનોની દરગાહોમાં મીઠાઈ વહેંચે, કુરાન વાંચે અને મુસલમાનોના તહેવાર ઊજવે એ એક સામાન્ય બાબત થઈ પડી હતી. તેવી જ રીતે મુસલમાનો પણ હિંદુઓની ક્રિયાઓ તરફ ક્રિયાત્મક આદર બતાવે એ પણ એટલી જ સામાન્ય બિના થઈ પડી હતી. આ જાતના એક થવાના પ્રયાસોમાંથી જ બંગાળામાં એક નવા દેવની પૂજા શરૂ થઈ, જે દેવને 'સત્યપીર' કહેતો. હિંદુ અને મુસલમાન બંને આ સત્યપીરની પૂજા કરતા. કહેવાય છે કે ગૌડ (બંગાળા)નો બાદશાહ હુસેનશાહ આ સત્યપીર સંપ્રદાયનો સંસ્થાપક હતો. સત્યપીરની આ પૂજા એ સમ્રાટ અકબરના 'દીને ઇલાહી'નું પ્રાથમિક સ્વરૂપ હતું.

**ચૈતન્યના સમય પૂર્વેનું બંગાળા**

પંદરમી સદીના અંતમાં બંગાળામાં મહાપ્રભુ ચૈતન્યનો જન્મ થયો. દિનેશચંદ્ર સેને બંગાળી ભાષા અને બંગાળી સાહિત્યના ઇતિહાસનો એક અત્યંત મહત્ત્વનો ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથમાં તે લખે છે કે ચૈતન્યના જન્મ પૂર્વે—

• "બ્રાહ્મણોનું પ્રભુત્વ બહુ કષ્ટદાયક હદે પહોંચ્યું હતું. કુલીનતાની કડકાઈની સાથોસાથ જાતિભેદ વધારે ને વધારે સખત થતો ગયો. બ્રાહ્મણો માત્ર ઉપર ઉપરના દેખાવમાં પોતાના ધર્મના ઉચ્ચ આદર્શોના પ્રતિપાદનનો ડોળ કરતા હતા, પરંતુ જાતિબંધનને લીધે મનુષ્ય મનુષ્ય વચ્ચેનું અંતર વધતું જતું હતું. નીચી જાતિના લોકો ઉચ્ચ જાતિના લોકોના સ્વેચ્છાચાર તળે પીડાઈ થઈ રહ્યા હતા. આ ઉચ્ચ જાતિના લોકોએ નીચી જાતિના લોકો માટે વિદ્યાનાં દ્વાર સદંતર બંધ કરી દીધાં હતાં. ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરવાની પણ આ નીચી જાતિના લોકોને મનાઈ કરવામાં આવી હતી, અને નવા

પૌરાણિક ધર્મનો બ્રાહ્મણોએ ઇજારો રાખી લીધો હતો, જાણે કે તે કોઈ બજારુ ચીજ ન હોય!"[૫૨]

**ચૈતન્ય અને ભક્તિમાર્ગ**

ઇસ્લામના સરળ ધાર્મિક સિદ્ધાંતોએ તથા માનવમાત્ર પ્રત્યે સમતાના આદર્શે એ સમયના બંગાળી સમાજમાં ખળભળાટ મચાવી દીધો હતો. ચૈતન્યે આ પરિસ્થિતિનો ગંભીરતાપૂર્વક વિચાર કર્યો. તે ઘરબાર છોડીને દેશાટન કરવા લાગ્યો. અનેક સાધુઓ તથા ફકીરોના તે સમાગમમાં આવ્યો. ચૈતન્યના જીવનચરિત્રનો કર્તા કૃષ્ણદાસ લખે છે કે વૃંદાવનમાં એક મુસલમાન પીરનો ચૈતન્યને ભેટો થયો, અને પીરે પોતાના ધાર્મિક પુસ્તકના આધારે ચૈતન્યને એક ઈશ્વરની પૂજાનો ઉપદેશ આપ્યો. જદુ ભટ્ટાચાર્ય લખે છે: "ચૈતન્યના જીવનની અનેક ઘટનાઓ એવી હાથ આવે છે, જે ઉપરથી તે યવનો પ્રત્યે ઘણો પ્રેમ રાખતો હતો એ સાબિત થાય છે."[૫૩] મુસલમાનોના વિચારોએ ચૈતન્યના ઉપદેશો ઉપર ઘણી ઊંડી છાપ પાડી છે એ નિઃસંશય છે.

ચૈતન્યે ગુરુસેવા અને ભક્તિનો ઉપદેશ આપ્યો. તેણે જાતિભેદનો સખત રીતે વિરોધ કર્યો. બ્રાહ્મણોનાં બધાં કર્મકાંડોને એણે વ્યર્થ ગણ્યાં. ચૈતન્યના શિષ્યોમાં હિંદુ તથા મુસલમાન, ઉચ્ચ જાતિના લોકો તથા નીચી જાતિના લોકો, બધા જ ભળેલા હતા. તેના મુખ્ય શિષ્યોમાંના રૂપ, સનાતન અને હરિદાસ ત્રણ મુસલમાન હતા.

ચૈતન્યના સંપ્રદાયની એક શાખાનું નામ કાર્તભજ હતું. તેનો સંસ્થાપક કાર્તબાબા એક મુસલમાન ફકીરની ભવિષ્યવાણી અનુસાર જન્મ્યો હતો, અને એ ફકીરે જ તેનું પાલણપોષણ કર્યું હતું. કાર્તબાબાના બાવીશ મુખ્ય શિષ્યો 'બાઇસિ ફકીર'ના નામે પ્રખ્યાત થયા. કાર્તબાબાના ઉત્તરાધિકારીનું નામ રામદુલાલ હતું. તે આ બાવીશ શિષ્યોમાંનો એક હતો. તેના સંબંધમાં કહેવાય છે કે તેનામાં ઉપરોક્ત મુસલમાન ફકીરના આત્માએ જન્મ લીધો હતો. આ સંપ્રદાયના આચાર્યોમાં અનેક હિંદુ હતા તેમ જ અનેક મુસલમાનો પણ હતા. આ લોકો કેવળ એક ઈશ્વરને માનતા હતા, ગુરુને ઈશ્વરી અવતાર ગણતા હતા, દિવસમાં પાંચ વાર ગુરુમંત્રનો જપ કરતા હતા,

૫૨ *History of Bengali Language and Literature*, by Dinesh Chandra Sen.

૫૩ Jadu Bhattacharya: *Hindoo Castes and Sects*, p. 464.

માંસમદિરાથી દૂર રહેતા હતા, શુક્રવારને પવિત્ર દિવસ ગણતા હતા અને તેથી એ દિવસ તેઓ ધર્મચર્ચામાં ગાળતા હતા, જાતિભેદ, ઊંચનીચ અને હિંદુ મુસલમાન કે ઈસાઈમાં તેઓ કશો ભેદ ગણતા નહિ, વર્ષમાં ઓછામાં ઓછા એક બે વાર તો આ સંપ્રદાયના લોકો એકઠા થઈને સહભોજન કરતા હતા; વગેરે.

**બૌદ્ધો અને મુસલમાનોનો સંબંધ**

બંગાળામાં જે દિવસોમાં બૌદ્ધો ઉપર શૈવોના અત્યાચારો ચાલુ હતા તે દિવસોમાં અમુક રીતે બૌદ્ધોને મુસલમાનો તરફથી મદદ તથા ઉત્તેજન મળ્યાં હોય એમ જણાય છે. બંગાળાના એ સમયના 'શૂન્ય પુરાણ', 'ધર્મ-પૂજાપદ્ધતિ', 'ધર્મ ગજન', 'બાદ જનની' વગેરે બૌદ્ધ ગ્રંથોમાં તેમ જ બૌદ્ધ ગીતોમાં બ્રાહ્મણો પ્રત્યે ક્રોધ અને પ્રતિકારની ભાવના વ્યક્ત થતી જણાય છે જ્યારે મુસલમાનો, મુસ્લિમ વિચારો અને મુસલમાન ગ્રંથો પ્રત્યે પ્રેમ દર્શાવેલો જોવામાં આવે છે. આ કાવ્યો ઉપરથી કેટલીક વિચિત્ર હકીકતો મળી આવે છે. દાખલા તરીકે, એ સમયમાં બંગાળામાં જનાર ઘણા મુસલમાનો માંસનો ત્યાગ કરતા હતા. એક સ્થળે લખેલું છે :—

"ઓંકડ (?) પશ્ચિમ તરફ મુખ રાખીને ઈશ્વરની પ્રાર્થના કરે છે.

"કોઈ અલ્લાહની પૂજા કરે છે, કોઈ અલીની પૂજા કરે છે, તો કોઈ મમૂદ સાંઈની પૂજા કરે છે.

"મિયાં કોઈ જીવની હત્યા કરતો નથી, ને મુડદાલ ખાતો નથી.

"ધીમી આંચ ઉપર તે પોતાનું ભોજન પકવી રહ્યો છે.

"જાતિભેદ ધીરે ધીરે તૂટી જશે, કારણકે જુઓ, હિંદુ કુટુંબમાં એક મુસલમાન છે.

* * *

"હે ખુદા! હું જાણું છું કે તું બીજા બધા કરતાં શ્રેષ્ઠ છે. મારી તો ઘણી ઇચ્છા છે કે તારા મુખેથી કુરાન સાંભળું."

**મહારાષ્ટ્રમાં પણ નવો ભક્તિમાર્ગ**

ઉત્તર ભારતની પેઠે મહારાષ્ટ્રના હિંદુ મહાત્માઓએ પણ હિંદુ અને મુસલમાન ધર્મોને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો. પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય વિદ્વાન મહાદેવ ગોવિંદ રાનડે લખે છેઃ—

"ઇસ્લામના કઠોર એકેશ્વરવાદે કબીર, નાનક વગેરે સંતોનાં દિલ ઉપર સજ્જડ છાપ પાડી હતી. હિંદુ ત્રિમૂર્તિ દત્તાત્રયના ઉપાસકો મોટે ભાગે

પોતાના દેવની મૂર્તિને મુસલમાન ફકીરો જેવાં કપડાં પહેરાવતા હતા. આ જ પ્રભાવ મહારાષ્ટ્રની જનતાના મન ઉપર વધારે જોરથી છાપ પાડી રહ્યો હતો. ત્યાં બ્રાહ્મણ તથા અબ્રાહ્મણ બંને પ્રકારના પ્રચારકો લોકોને ઉપદેશ આપતા હતા કે રામ અને રહીમને એક ગણો, કર્મકાંડ અને જાતિભેદનાં બંધનો તોડો, ઈશ્વરમાં શ્રદ્ધા રાખો, મનુષ્ય માત્ર તરફ પ્રેમ રાખો, અને આ બધી બાબતોનો એક સમાન ધર્મ બનાવો."[૫૪]

### સંત નામદેવ

જાતિભેદ, કર્મકાંડ અને ધાર્મિક સંકુચિતતાનાં બંધનો તોડીને સ્વતંત્રતા, પ્રેમ અને ભક્તિનો ઉપદેશ આપનાર મહારાષ્ટ્રનો પહેલો સંત નામદેવ હતો. રાનડે લખે છે કે નામદેવ તથા બીજા સંતોના ઉપદેશોનું પરિણામ આ જાતનું આવ્યું–મરાઠી ભાષાના સાહિત્યની ઉન્નતિ થઈ, જાતિભેદનાં બંધનો શિથિલ થયાં, સ્ત્રીઓને ઊંચું પદ મળ્યું, ઉદારતા અને દયાળુપણાનો પ્રચાર થયો, ઇસ્લામ તથા હિંદુ મતોનો અમુક અંશે સુમેળ સધાયો, કર્મકાંડ તીર્થયાત્રા વગેરેનું મહત્ત્વ ઘટ્યું, પ્રેમનું મહત્ત્વ વધ્યું, અનેક દેવદેવીઓની પૂજા ઓછી થઈ, અને વિચાર તથા કર્મ બંને ક્ષેત્રમાં રાષ્ટ્રની ક્ષમતા વધી.[૫૫]

### ખેચર–મૂર્તિપૂજાનો વિરોધી

નામદેવના ગુરુ ખેચરે નામદેવને જે ઉપદેશ આપ્યો તેનાથી સ્પષ્ટ સમજાય છે કે ખેચર મૂર્તિપૂજાનો સખત વિરોધી હતો. તેણે કહ્યું કે—

> "પથ્થરનો દેવ જો કદી બોલતો પણ નથી, તો તે આપણા ઐહિક જીવનનાં દુઃખો દૂર કેમ કરી શકે? પથ્થરની મૂર્તિને જ લોકો ઈશ્વર માની બેઠા છે, પરંતુ સાચો ઈશ્વર તો જુદો જ છે. જો પથ્થરનો દેવ આપણી ઇચ્છાઓ પૂરી કરી શકતો હોય તો પછી તેને પાડી નાખવાથી તે તૂટી કેમ જાય છે? જે લોકો પથ્થરના બનેલા દેવની પૂજા કરે છે તેઓ પોતાની મૂર્ખાઈને લીધે બધું જ ખોઈ બેસે છે. પથ્થરનો દેવ ભક્તો સાથે વાતચીત કરે છે એમ જેઓ કહે છે તેમ જ જેઓ એમ સાંભળે છે, તે બંને મૂર્ખ છે. વગેરે."[૫૬]

૫૪ Ranade: *Rise of the Maratha power*, pp. 50, 51.
૫૫ Ibid.
૫૬ Bhandarkar: *Vaishnavism and Shaivism*.



સંત તુકારામ

નામદેવના અસંખ્ય શિષ્યો અને અનુયાયીઓમાં પુરુષ અને સ્ત્રી, હિંદુ તેમ જ મુસલમાન, બ્રાહ્મણ અને મરાઠા, કણબી, દરજી અને કુંભાર હતા; એટલું જ નહિ પણ અંત્યજ, મહાર અને ધર્મનિષ્ઠ વેશ્યાઓનો પણ તેમાં સમાવેશ થતો હતો.[૫૭]

મહાર ભક્ત ચોખામેળા

નામદેવનો એક મહાર શિષ્ય ચોખામેળા જ્યારે પંઢરપુરના મંદિરમાં પ્રવેશ કરવા લાગ્યો, ત્યારે બ્રાહ્મણ પૂજારીએ તેને અટકાવ્યો. ચોખામેળાએ આ વખતે તેને જવાબ આપ્યો:—

> "ઉચ્ચ જાતિમાં જન્મ લેવાથી શો લાભ? × × × ભલે મનુષ્ય નીચ જાતિમાં જન્મ્યો હોય પણ જો તેનું દિલ સાફ હશે, જો તે ઈશ્વર ઉપર પ્રેમ રાખતો હશે, જો બધાં પ્રાણીઓને પોતાની જ સમાન ગણતો હશે અને જો તે સત્ય બોલતો હશે, તો તેની જાતિ પવિત્ર જ છે અને ઈશ્વર તેના ઉપર પ્રસન્ન છે. જે મનુષ્ય ખરા દિલથી ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે અને મનુષ્ય ઉપર પ્રેમ કરે છે, તેને કદી જાતિનું પૂછશો નહિ. ઈશ્વર પોતાનાં સંતાનો પાસેથી પ્રેમ અને ભક્તિની આશા રાખે છે; તે તેમની જાતિની પરવા કરતો નથી."[૫૮]

બહિરં ભટ્ટ

બહિરં ભટ્ટ સત્યની શોધ કરતાં કરતાં બે વાર હિંદુમાંથી મુસલમાન તથા મુસલમાનમાંથી હિંદુ થયો હતો. આખરે તેણે કહ્યું: "હું નથી હિંદુ તેમ નથી મુસલમાન."

દક્ષિણમાં શેખ મહમ્મદ નામનો મોટો ભક્ત થઈ ગયો છે. તેના અનુયાયીઓ રમજાનના રોજા પણ પાળે છે અને એકાદશી વ્રત પણ કરે છે; મક્કાની હજ પણ કરે છે અને પંઢરપુરના મંદિરની યાત્રા પણ કરે છે.

સંત તુકારામ

સંત તુકારામ મહારાષ્ટ્રમાં સહુ કરતાં વધારે સર્વમાન્ય થયેલો ભક્ત છે. કબીરની માફક જ તુકારામ પણ જાતિભેદ, મૂર્તિપૂજા, યજ્ઞ, હવન અને બીજા એવાં કર્મકાંડોનો કટ્ટર વિરોધી હતો અને એક માત્ર હરિભક્તિનો

૫૭ Ranade: *Rise of the Maratha Power*, p. 146.
૫૮ Ibid, p. 154.

પ્રચારક હતો. દરેક પ્રાણીમાં તે હરિનાં દર્શન કરતો. હિંદુ અને મુસલમાનને એક કરવાનો તેનો પ્રયત્ન તેના એક પદ ઉપરથી સ્પષ્ટ થાય છે. તેનું ભાષાંતર આ પ્રમાણે છેઃ—

"હે વત્સ! અલ્લાહ જે ઇચ્છે છે એ જ થાય છે. તે બધાનો બનાવનાર અને બધાનો બાદશાહ છે. પશુ અને મિત્ર, બગીચા અને સંપત્તિ બધું ચાલ્યું જશે. હે બાબા! મારુ ચિત્ત તો મારા 'સાહેબ'માં ચોંટયું છે. તે જ મારો બનાવનાર છે. હું મનના ઘોડા ઉપર સવારી કરું છું અને આત્મા સવારી કરે છે. હે બાબા! અલ્લાહનું વર્ણન કરો; બધાં તેનાં જ રૂપો છે. તુકા કહે છે, જે માણસ આ વાત સમજે તે જ દરવેશ છે.

"મોટાં નામોમાં સૌથી પહેલું નામ 'અલ્લાહ' છે. તેને સદા ખેવશ્યા કરો (જપ્યા કરો), ભૂલો નહિ. ખરેખર અલ્લાહ એક જ છે, ખરેખર નબી એક છે; ત્યાં તું પણ એક છો, ત્યાં તું પણ એક છો, ત્યાં તુ પણ એક છો. ત્યાં હું પણ નથી અને તું પણ નથી."[૫૯]

**સાર્વજનિક માનવધર્મનો પાયો**

હિંદુ ધર્મ, બુદ્ધ ધર્મ અને ઇસ્લામ ધર્મના મેળથી તે કાળે ભારતના ઉત્તરથી દક્ષિણ છેડા સુધી અને પૂર્વથી પશ્ચિમ છેડા સુધી એક સુંદર સાર્વજનિક માનવધર્મનો પાયો નખાતો હતો, અને આ ધર્મનો મૂળમંત્ર એકતા અને પ્રેમ હતો.

## ૮

મુસલમાનોના સંપર્કની ઊંડી અસર જેમ ભારતના ધાર્મિક વિચારો ઉપર પડી તેવી જ ઊંડી અસર સ્થાપત્ય તથા ચિત્રકળા ઉપર પણ પડી. પ્રોફેસર જદુનાથ સરકાર લખે છે કે મુસલમાનોના સમયમાં ભારતની સ્થાપત્યકળામાં ઘણી ઉન્નતિ થઈ.

**ભારતીય સ્થાપત્ય**

ઈસુની આઠમી શતાબ્દિ સુધી ભારતની શિલ્પકળા ઉપર બૌદ્ધ મતની સ્પષ્ટ અસર હતી. આઠમીથી તેરમી શતાબ્દિ સુધીની આ કળામાં હિંદુ આદર્શોનું પ્રાધાન્ય દેખાય છે, છતાં બૌદ્ધ મતનો પ્રભાવ સ્પષ્ટપણે નજરે

૫૯ Tukaram's *Abhanga*, p. 85,86, Godbole's edition.

પડતો હતો. અમે આ વિષયની વૈજ્ઞાનિક બારીકીઓમાં ઊતરવા માગતા નથી. પણ એક બે વાતો સ્પષ્ટ છે. પ્રત્યેક દેશની કળાના આદર્શો ઉપર ભૌગોલિક પરિસ્થિતિનો પ્રભાવ જબરો પડેલો હોય છે. ભારત એ અભેદ્ય જંગલો, પ્રચંડ ઋતુઓ, મોટી મોટી નદીઓ, પહાડો તથા વનસ્પતિઓનો દેશ છે. આ જ કારણ ને લીધે ભારતીય શિલ્પકળામાં સદા વિશાળતા, સ્થૂળતા અને વિસ્તારને મહત્ત્વ આપવામાં આવે છે. ભારતનાં જંગલોમાં અગણિત પ્રકારનાં ફૂલો તથા પાંદડાંઓ નજરે પડે છે; નીચે કે ઉપર ગમે ત્યાં દૃષ્ટિ નાખો તોય એક તસુ જમીન પણ ફળ, ફૂલ કે વનસ્પતિ વગરની નજરે પડતી નથી. આ કારણને લીધે ભારતનાં મંદિરો અને મહેલોમાં, દીવાલો ઉપર અને ખૂણાઓમાં મોટે ભાગે એક ફૂટ પણ જમીન કોતરકામ વગરની ખાલી જોવામાં આવતી નથી. પુરાણા સમયનાં મંદિરોમાં પાયા ઉપર પાયો, માળ ઉપર માળ, કાંગરાં ઉપર કાંગરાં અને કળશ ઉપર કળશ આકાશ સુધી પહોંચતા દૃષ્ટિએ પડે છે, અને એની સાથે કોઈ ભાગ કે કોઈ ખૂણો પણ એવો ભાગ્યે જ દૃષ્ટિએ પડે છે જેના ઉપર મૂર્તિઓ કે ચિત્રો ન હોય. શિલ્પકળાવિશારદો એવો અભિપ્રાય આપે છે કે વિસ્તારબાહુલ્ય અને ભપકેદાર શોભામાં દુનિયાની કોઈ પણ સ્થાપત્યકળા હિંદુ સ્થાપત્યકળાની સરખામણી કરી શકે એમ નથી.

**મુસ્લિમ સ્થાપત્ય .**

આથી ઊલટું અરબસ્તાન એક વિશાળ મરુભૂમિ છે, જેમાં ઘણે લાંબે અંતરે કોઈ કોઈ જગાએ લીલોતરીવાળા ભાગો-રણદ્વીપો જોવામાં આવે છે. ઉપરાંત અરબસ્તાનની સખત ગરમી, ભોજન અને વસ્ત્ર માટે બહુ જ જૂજ પરિમિત સાધનસામગ્રી અને રેતીના ટેકરાઓ, આની ભૌગોલિક પરિસ્થિતિને લીધે સ્વાભાવિક રીતે જ મુસલમાનોની શરૂઆતની સ્થાપત્ય-કળામાં મોટા મોટા મહેલો, સાદી અને સીધી દીવાલો, ઊંચાઊંચા મિનારા અને ગુંબજો વિશેષ જોવામાં આવે છે. ઇસ્લામનો એકેશ્વરવાદ તથા મૂર્તિ-ખંડને પણ મુસ્લિમકળાના આ આદર્શને એક ખાસ વિશિષ્ટ સ્વરૂપ આપ્યું. જે માણસની આંખો પ્રાચીન હિંદુ મંદિરોનો વિસ્તાર અને તેની ખીચો-ખીચ કળાથી શ્રમિત થઈ ગઈ હોય, તેને સીધી સાદી મુસ્લિમ મસીદની સાફ દીવાલોમાં વિશ્રામ મળે એ સ્વાભાવિક છે. એ જ રીતે જે માણસ પ્રાચીન મુસ્લિમ મસીદો અને મહેલોની અભિન્નતાથી કંટાળી ગયો હોય તેને હિંદુ સ્થાપત્યકળાની પ્રચુરતા અમુક અંશે જરૂર આકર્ષક થયા વગર રહે નહિ.

**સ્થાપત્ય ઉપર અરસપરસ અસર**

એ પણ સ્પષ્ટ છે કે આ બંને આદર્શોના મિશ્રણમાંથી એક એવા પ્રકારની સ્થાપત્યકળાનું નિર્માણ થઈ શકે, જે બંને કરતાં વિશેષ સુંદર અને આકર્ષક હોય. પણ ધાર્મિક તથા કોમી પક્ષપાત આ જાતના સંમિશ્રણના માર્ગમાં રોધક બને છે. છતાં પણ એ જુદા જુદા આદર્શોના આ રીતે એક થવાથી જાણતાં કે અજાણતાં આ પ્રકારનું સંમિશ્રણ થયા વગર રહી શકતું નથી. ઉપરાંત અમે ઉપર જણાવી ગયા છીએ કે મુસલમાનો ભારતમાં આવ્યા ત્યારથી જ આ ધાર્મિક કે કોમી પક્ષપાતનો નાશ કરવા માટેનાં અનેક આંદોલનો શરૂ કરવામાં આવ્યાં હતાં. જેવી રીતે ધાર્મિક વિચારોના ક્ષેત્રમાં ભારતે નવા આદર્શોને જન્મ આપવાનું શરૂ કર્યું તેવી જ રીતે સ્થાપત્યકળા અને ચિત્રકળાના ક્ષેત્રમાં પણ નવા આદર્શોને જન્મ આપવાનું શરૂ કર્યું. આ રીતે જે નવા ધાર્મિક વિચારો તથા સ્થાપત્યકળા તેમ જ ચિત્રકળા નિર્માણ થયાં, તે જુદા જુદા આદર્શો કરતાં ઉચ્ચ હતાં અને તેનાં પરિણામો પણ વિશેષ સુંદર હતાં. આ ત્રણે પ્રકારના આદર્શોનો સાક્ષાત્કાર કરવા માટે આપણે એક બાજુથી દક્ષિણનાં પ્રાચીન મંદિરો અથવા જગન્નાથપુરીનું મંદિર, બીજી બાજુ અજમેર અને દિલ્હીની જૂની મસીદો, અને ત્રીજી બાજુ મુગલ સમયના દિલ્હીના તથા આગ્રાના શાહી મહેલો તેમ જ ભારતીય સ્થાપત્યકળાના સૌથી સુંદર અને ઉત્કૃષ્ટ નમૂના જેવા આગ્રાના તાજ તરફ નજર નાખવી પૂરતી છે. આગ્રાનો તાજ દુનિયાની સારામાં સારી ઇમારતોમાંની એક ઇમારત ગણી શકાય છે એમાં શક નથી; ભારતીય સ્થાપત્યકળાના મસ્તક ઉપર એ ઝુંમરની ગરજ સારે છે, દેશની આ પતિત અવસ્થામાં પણ દરેક ભારતવાસીને માટે સાચું અભિમાન અને ગૌરવપાત્ર છે, અને શિલ્પકળાના ક્ષેત્રમાં ઇસ્લામ પહેલાંના ભારતીય આદર્શો અને તે પછીના મુસ્લિમ આદર્શોના સંમિશ્રણનો સૌથી સુંદર નમૂનો છે.

શિલ્પકળાના પંડિતો આપણને જણાવે છે કે તેરમી સદી પહેલાંના ભારતની હિંદુ તથા મુસ્લિમ ઇમારતો બે સ્પષ્ટ જુદા જુદા આદર્શો અનુસાર બનેલી નજરે પડે છે. પણ ત્યાર પછીની હિંદુ ઇમારતો ઉપર મુસ્લિમ છાપ અને મુસ્લિમ ઇમારતો ઉપર હિંદુ છાપ પણ સ્પષ્ટતાથી જોઈ શકાય છે, અને બંનેના સૌંદર્યમાં વૃદ્ધિ કરતી જણાય છે.

દિલ્હી અને આગ્રા ઉપરાંત રાજપૂતાના અને કાશ્મીરમાં પણ આ મિશ્રિત કલાઆદર્શના પૂરતા નમૂના હજુ સુધી મોજૂદ છે. સોળમી સદીનાં

બનેલા વૃંદાવનના કેટલાક વૈષ્ણવ મંદિરો, સોનાગઢના કેટલાંક જૈનમંદિરો, વિજયનગરની અનેક ઇમારતો અને સત્તરમી સદીનો બંધાયેલ તિરૂમલાઈ નાયકનો પ્રસિદ્ધ મહેલ પણ આ જ મિશ્રિત કલાઆદર્શના નમૂના છે

**'સમાધિઓ' 'છત્રીઓ' અને બગીચા**

સોળમી સદીના અરસામાં 'સમાધિઓ' અને 'છત્રીઓ' બનાવવાનો રિવાજ હિંદુઓમાં પહેલી વાર શરૂ થયો આ રિવાજ મુસલમાનોના પ્રભાવમાથી આવ્યો છે એમાં શંકા જ નથી ઇમારતોમાં કમાનોનો ઉપયોગ, ગોળ છત, અને વર્તમાન ઉદ્યાનકળાનું શિક્ષણ પણ ભારતે મુસલમાનો પાસેથી લીધું વર્તમાન ભારતના સુંદરમાં સુંદર બગીચાઓ મુગલ સમ્રાટોના બનાવેલા છે આ બગીચાઓમાં સમ્રાટ જહાંગીરના સમયમાં કાશ્મીરમાં બનાવેલો શાલામાર બાગ હજી પણ દુનિયાના બગીચાઓમાં સૌથી સુંદર બગીચા તરીકે સ્વીકારવામાં આવે છે

**ચિત્રકળા ઉપર પણ આ ઐક્યની અસર**

સ્થાપત્યકળાની માફક જ ચિત્રકળામાં પણ બે ભિન્ન ભિન્ન આદર્શોના સંમિશ્રણથી ભારતે મુગલ સમય દરમિયાન એક વિશેષ ઉચ્ચ અને સુંદર ચિત્રકળાને જન્મ આપ્યો હુમાયૂ અકબર, જહાંગીર અને શાહજહાંના મહેલોમાં સેંકડો હિંદુ ચિત્રકારો પોતાની કળાને ઉન્નત કરવા માટે મોટા મોટા પગારો મેળવતા હતા શિરાઝ, તબ્રીઝ અને ચીનના પણ મોટા મોટા ચિત્રકારો અહીં રહેતા અને આ બધા એકબીજાની સહાયતાથી પોતપોતાની કળાને ઉન્નત બનાવતા હતા તે સમયના ફારસી પુસ્તકોમાં તેમ જ હસ્તલિખિત બીજા લખાણોમાં જયપુર, ગ્વાલિયર, ગુજરાત ને કાશ્મીરના મુગલ દરબારમાં રહેનારાવાળા અનેક હિંદુ તથા મુસલમાન ચિત્રકારોના નામો મળે છે, જેમાંના કેટલાક ચિત્રો તો હજુ પણ ચિત્રકળાવિશારદોને વિસ્મિત કરે છે દિલ્હી અને આગ્રાથી માંડીને જયપુર, જમ્મૂ, ચંબા, કાંગડા, લાહોર, અમૃતસર અને ઠેઠ દક્ષિણમાં તાન્જોર સુધી એ સમયે એક સુંદર ભારતીય ચિત્રકળા પ્રસરતી અને ઉન્નતિ કરતી જોવામાં આવતી હતી દિલ્હી અને આગ્રામાં જે આદર્શોને જન્મ આપવામાં આવતો હતો, તેનું અનુકરણ રાજપૂતાના તથા બાકીના ભારતમાં કરવામાં આવતું હતું પ્રોફેસર જદુનાથ સરકાર લખે છે —

" મુગલ સમયમાં આપણા ચિત્રકારોએ ચિત્રકળાના ક્ષેત્રમાં અસા

ધારણ ઉન્નતિ કરી હતી. " ૬૦

એ સમયના અનેક અંગ્રેજ મુસાફરો સ્વીકાર કરે છે કે જહાંગીરના ઉદાર પ્રોત્સાહનના પ્રતાપે જહાગીરના સમયની ભારતીય ચિત્રકળા દુનિયાની સૌથી વિશેષ ઉન્નત ચિત્રકળા હતી ૬૧

૯

હવે આપણે એ જોવા માગીએ છીએ કે ધાર્મિક વિચારો, શિલ્પકળા તથા ચિત્રકળા સિવાયના અન્ય ભારતીય જીવન ઉપર આગન્તુક મુસલમાનોનો શો પ્રભાવ પડ્યો ? અમે અગાઉ લખી ગયા છીએ કે મોહમ્મદ ઘોરીના સમયથી માંડીને ૩૦૦ વરસ સુધીનો કાળ એ નિરંતર થની લડાઈઓ અને નાની મોટી સલ્તનતનો કાળ હતો ત્યાર પછી દિલ્હીના મુગલ સામ્રાજ્યનો સમય આવ્યો. ખરુ જોતાં મુસલમાનોની સત્તા, તેમની સસ્કૃતિ અને તેમનો પ્રભાવ મુગલ સામ્રાજ્યના સમયમા જ પરાકાષ્ટાએ પહોચ્યો. આ મુગલ સામ્રાજ્યનું શાસન કેવા પ્રકારનું હતુ, અને એ મુગલ સામ્રાજ્ય ભારત માટે કેટલુ ઉપકારક હતું કે કેટલુ અપકારક હતું એનો વિચાર કરતા પહેલા મુગલોએ દુનિયાના બીજા ભાગો ઉપર મેળવેલા વિજય ઉપર એક દૃષ્ટિપાત કરી લેવા માગીએ છીએ.

**યુરોપ ઉપર મુગલોનાં આક્રમણો**

ઈસવી સનની તેરમી સદીની શરૂઆતમા ચગીઝખાએ પૂર્વ એશિયામાથી નીકળીને ઉત્તર ચીન, તાતાર તથા બાકીના મોટા ભાગના એશિયાખડને જીતી લીધો. ઈ.સ. ૧૨૨૭ મા તે મૃત્યુ પામ્યો. તેના ઉત્તરાધિકારીઓએ ત્યાર પછીના ૧૮ વરસ દરમિયાન કેવળ ભારતવર્ષ બાદ કરતાં બાકીનો મોટા ભાગનો એશિયાખંડ તેમ જ યુરોપખંડનો એક મોટા ભાગ મુગલ સામ્રાજ્યમા ભેળવી લીધો. તેમનો યુરોપ ઉપરનો હુમલો ઈ સ. ૧૨૩૮ મા થયો. યુરોપિયન ઇતિહાસલેખકો કહે છે કે આ પૂર્વે ઈસવી સનની આઠમી સદીમા જ્યારે આરબોએ યુરોપ ઉપર હુમલો કર્યો હતો

---

૬૦ ". . the highest genius was displayed by our artists in this field in the Mughal age "—*Mughal Administration* by J. N. Sarkar, p 123.

૬૧ *History of Jehangir*, by Dr. Beniprasad, M.A, pp. 92-94

ત્યારથી ઈ. સ. ૧૨૩૮ સુધીમાં આવી બીજી કોઈ ભયંકર આફત યુરોપખંડ ઉપર આવી પડી નહોતી. થોડાં વરસોમાં જ આખું રશિયા, પોલાંડ, બાલકન, હંગેરી અને ઉત્તરમાં બાલ્ટિક સમુદ્ર તેમ જ પશ્ચિમમાં જર્મની સુધીનો લગભગ અર્ધા કરતાં પણ વધારાનો યુરોપખંડ મુગલોને આધીન થઈ ગયો. રશિયા ઉપર બસો વરસ સુધી આ મુગલોનું શાસન ટક્યું. શરૂઆતના મુગલો બૌદ્ધ હતા. ખુદ ચંગીઝખાં બૌદ્ધ મતનો અનુયાયી હતો, અને તેની સાથે જ પોતાના દેશ મોંગોલિયાના કેટલાક પ્રાચીન ધાર્મિક વિચારોને પણ માનતો હતો. આ જ મુગલોએ મોટા ભાગનો એશિયા તથા યુરોપ જીતી લીધા. બૌદ્ધ મુગલોએ મુસ્લિમ ઇરાન તથા મુસ્લિમ ઇરાકને જીતી લીધા અને પછી ચંગીઝખાંના પુત્ર હુલાકૂખાં તથા તેની સાથેના બીજા મુગલોએ પોતાથી પરાજિત થયેલા ઇરાનીઓ તથા આરબો પાસેથી ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો.

### તૈમૂરની ચડાઈ

ભારત ઉપર સૌથી પ્રથમ મુગલોની ચડાઈ તૈમૂરની હતી. આ ચડાઈ ઈ. સ. ૧૩૯૮ માં થઈ. આ વખતે દિલ્હીના તખ્ત ઉપર મહમૂદ તુઘલખ હતો. થોડા દિવસની લૂંટફાટ અને સંહાર સિવાય આ ચડાઈની કશી અસર ભારત ઉપર રહી નથી. તૈમૂર પંદર દિવસ કરતાં વધારે વખત દિલ્હીમાં રહી શક્યો નહિ.

### બાબર આવ્યો

આ દેશ ઉપર મુગલોની બીજી ચડાઈ ઈ. સ. ૧૫૨૬ માં બાબરની આવી. આ કાળ દરમિયાન મુગલો પોતાની જન્મભૂમિ મોંગોલિયા કરતાં વિશેષ સભ્ય ઇરાનમાં રહેલા હોવાથી ચંગીઝખાં તથા તૈમૂરની સરખામણીએ વધારે સભ્ય અને સભ્યતાપ્રેમી બન્યા હતા. પાણીપતના મેદાનમાં બાબરે ઇબ્રાહીમ લોધીને હરાવ્યો અને ભારતમાં મુગલ સામ્રાજ્યનો પાયો નાખ્યો.

પાણીપતના વિજય પછી બાબરે ભારતને પોતાનું ઘર બનાવ્યું. હુમાયૂં સિવાયના તેના બીજા વંશજોનો જન્મ પણ ભારતમાં જ થયો હતો.

### એકલક્ષ્યુ શાસનની આવશ્યકતા

સમ્રાટ હર્ષવર્ધન પછી એટલે ઈસવી સનની સાતમી સદીના મધ્યથી સોળમી સદીના પ્રારંભ સુધી લગભગ ૯૦૦ વરસના સમયમાં કોઈ પણ એવી મહાન રાજનૈતિક શક્તિ પેદા થઈ શકી નહિ, જે સમસ્ત ભારતને

એક શાસન તળે આણી શકે. આ ૯૦૦ વરસનું ભારત એ અનેક નાની મોટી પ્રતિસ્પર્ધી રિયાસતોનું યુદ્ધક્ષેત્ર બન્યું હતું. આ કાળ એ ભારતીય ઇતિહાસમાં રાજનૈતિક નિર્બળતા, કુસંપ અને અવ્યવસ્થાનો કાળ હતો. આ સમયે ભારતને એક એવી પ્રધાન શક્તિની આવશ્યકતા હતી કે જે સમસ્ત ભારત ઉપર એક સમાન શાસન સ્થાપી શકે, અલગ અલગ પડી ગયેલી શક્તિઓને એકત્રિત કરી શકે અને શાંતિ તથા સુવ્યવસ્થા દ્વારા રાષ્ટ્રીય જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં દેશને અગ્રેસર બનવાની તક આપી શકે. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ઇસ્વી સનની સોળમી સદીથી અઢારમી સદી સુધી દિલ્હીના મુગલ સામ્રાજ્યે ભારતની આ ખોટ સુંદર રીતે પૂરી પાડી. બેશક રાજનીતિ, સામાજિક વ્યવસ્થા, ઉદ્યોગધંધાઓ, કળાકૌશલ્ય, સમૃદ્ધિ, કેળવણી અને સુશાસનની દૃષ્ટિએ ભારતના સમસ્ત ઇતિહાસમાં મુગલ સામ્રાજ્યનો કાળ વિશેષ ગૌરવાન્વિત હતો.

### મુગલ સમયની ભારતીય એકતા

મુગલોના આવ્યા પહેલાં ભારતમાં સમ્રાટ અશોક અને સમ્રાટ સમુદ્રગુપ્તનાં સામ્રાજ્યો સૌ કરતાં વિશેષ વિસ્તૃત સામ્રાજ્યો હતાં. પરંતુ પ્રોફેસર જદુનાથ સરકાર લખે છે કે મુગલ સામ્રાજ્ય પોતાની પરાકાષ્ઠાના કાળમાં અશોક તથા સમુદ્રગુપ્ત બંનેનાં સામ્રાજ્યો કરતાં વધારે વિશાળ હતું. ઉપરાંત અશોક તથા સમુદ્રગુપ્તના સામ્રાજ્યના સમયમાં અંદરના પ્રાંત પ્રાંત વચ્ચેનું જીવન એટલું એકબીજા સાથે સંકળાયેલું પણ નહોતું; દરેકની જુદી જુદી ભાષાઓ, જુદી જુદી શાસનપદ્ધતિ અને જુદું જુદું પ્રાંતીય જીવન હતું. જદુનાથ સરકાર લખે છે:—૬૨

"એથી ઊલટું અકબરના રાજ્યારોહણથી મોહમ્મદશાહના મૃત્યુ સુધી (૧૫૫૬–૧૭૪૯)ના મુગલ શાસનનાં આ બસો વરસોએ સમસ્ત ઉત્તર ભારત તથા મોટા ભાગના દક્ષિણને પણ એક સરકારી ભાષા, એક શાસનપદ્ધતિ, એક જાતના સિક્કા, અને હિંદુ પુરોહિતો તથા

૬૨ ". . . On the other hand, the two hundred years of Mughal rule, from the accession of Akbar to the death of Mohammad Shah (1556-1749), gave to the whole of Northern India and much of the Deccan also, oneness of the official language, administrative system and coinage and also a popu-

ગ્રામજનતાને બાદ કરતાં બીજા બધા વર્ગોને માટે એક સાર્વજનિક સર્વપ્રિય ભાષા આપી. જે પ્રાંતો ઉપર મુગલ સમ્રાટોનું રીતસરનું શાસન ચાલતું હતું (એટલે કે જેના સૂબેદારો દિલ્હી સમ્રાટ તરફથી નિમાતા હતા) તે સિવાયના બહારના હિંદુ રાજાઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં શાસનપ્રણાલિ, સરકારી પરિભાષા, દરબારી શિષ્ટાચાર અને સિક્કાની બાબતમાં મુગલોનું અનુકરણ કરતા હતા.

"મુગલ સામ્રાજ્યના વીશ સૂબા (પ્રાંત) હતા. આ બધા સૂબામાં લગભગ એક જ પ્રકારની પદ્ધતિનું શાસન ચલાવવામાં આવતું હતું; શાસનવિધિ પણ એક જ પ્રકારની હતી, અને સરકારી હોદ્દાઓ અને પદવીઓમાં પણ એકતા હતી. તમામ સરકારી વટહુકમો, ફરમાનો, સનદો, માફીપત્રો, રાહદારીના પરવાના, પત્રો અને રસીદોમાં એક જ ફારસી ભાષાનો ઉપયોગ કરવામાં આવતો હતો. આખા સામ્રાજ્યમાં એક સરખા તોલમાપના, એક સરખા મૂલ્યના, એક નામના અને એક જ જાતની ધાતુના સિક્કા પ્રચલિત હતા; માત્ર જે જુદી જુદી ટંકશાળોમાં એ સિક્કા પડ્યા હોય તે ટંકશાળનું નામ કે શહેરનું નામ તેના ઉપર કોતરવામાં આવતું. સરકારી સિપાઈઓ તથા નોકરોની બદલી

---

lar *lingua franca* for all classes except the Hindoo priests and the stationary village folk. Even outside the territory directly administered by the Mughal Emperors, their administrative system, official nomenclature, court etiquette and monetary type were borrowed, more or less, by the neighbouring Hindoo Rajas.

"All the twenty Indian *subahs* of the Mughal Empire were governed by means of exactly the same administrative machinery, with exactly the same procedure and official titles. Persian was the one language used in all office records, farmans, sanads, land-grants, passes, despatches, and receipts. The same monetary standard prevailed throughout the Empire, with coins having the same names, the same purity and the same denominations, and differing only in the name of the mint-town. Officials and soldiers were frequently transferred

મોટે ભાગે એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં થયા કરતી હતી. આ રીતે એક પ્રાંતના રહેવાસીઓ બીજા પ્રાંતમાં જઈને તે પ્રાંતને પણ પોતાના ઘર જેવો જ ગણવા લાગ્યા હતા. વેપારીઓ અને મુસાફરો અત્યંત સરળતાથી એક શહેરથી બીજે શહેર અને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં આવજા કરી શકતા હતા, અને એક સામ્રાજ્યના હાથ નીચેના આ બધા લોકો આ વિશાળ દેશની એકતાનો અનુભવ કરતા હતા."

**ઐતિહાસિક સાહિત્યનો પ્રારંભ**

મુસલમાનો આવ્યા પહેલાં હિંદુઓએ લખેલું ઐતિહાસિક સાહિત્ય મૂળ તો છે જ ઘણું ઓછું, અને જે છે તેમાં તારીખોનો મોટે ભાગે અભાવ છે. એથી ઊલટું આરબોએ લખેલા ઇતિહાસો, પ્રવાસવર્ણનો અને જીવનચરિત્રોમાં તારીખો કાયમ લખવામાં આવતી. પ્રોફેસર જદુનાથ સરકાર કહે છે કે મુસલમાનો પાસેથી ભારતવાસીઓને જે બીજો લાભ થયો તે આ દેશમાં ઐતિહાસિક સાહિત્યના પ્રારંભનો છે.

**વેપાર વધ્યો**

બૌદ્ધ યુગના અંતથી ભારતનો બહારના દેશો સાથેનો સંબંધ પણ ઘટવા લાગ્યો હતો; વેપાર ઓછો થવા લાગ્યો હતો. મુગલોના શાસનકાળમાં ભારતનો પરદેશ સાથેનો સંબંધ ફરી સ્થપાયો. મુગલ સામ્રાજ્યના લગભગ અંત સુધી અફઘાનિસ્તાન દિલ્હીના સમ્રાટોને તાબે હતો; અને અફઘાનિસ્તાનને માર્ગે બુખારા, સમરકંદ, બાલ્ખ, ખુરાસાન, ખ્વારિઝમ અને ઈરાનથી હજારો મુસાફરો તથા વેપારીઓ ભારતમાં આવતા જતા હતા. સમ્રાટ જહાંગીરના સમયમાં વેપારી માલથી ભરેલાં ચૌદ હજાર ઊંટો એકલા બોલનઘાટને રસ્તેથી જ જતાં આવતાં હતાં. એ જ રીતે પશ્ચિમમાં ઠઠ્ઠા, ભરૂચ, સુરત, ચૌલ, રાજાપુર, ગોવા અને કારવાર બંદરેથી તથા પૂર્વમાં મછલીપટ્ટમ તથા બીજાં બંદરેથી હજારો જહાજો દર વરસે અરબસ્તાન, ઈરાન, તુર્ક, મિસર, આફ્રિકા, લંકા, સુમાત્રા, જાવા, સિયામ અને ચીનમાં

from one province to another. Thus, the native of one province *felt himself almost at home* in another province; *traders* and travellers passed most easily from city to city, *subah* to *subah*, and all realised the imperial oneness of this vast country."—*Mughal Administration*, by Jadunath Sarkar, pp. 129, 130.

જતાં આવતાં હતાં. આને જદુનાથ સરકાર ભારત ઉપરના મુગલ સામ્રાજ્યનો ત્રીજો ઉપકાર ગણાવે છે.

**ધાર્મિક તથા સામાજિક આંદોલનો**

પ્રોફેસર સરકારના અભિપ્રાય પ્રમાણે ચોથો ઉપકાર ધાર્મિક તથા સામાજિક આંદોલનોનો છે, જેનું વિગતવાર વર્ણન અમે આપી ગયા છીએ. અને શિલ્પકળા તથા ચિત્રકળાની અપૂર્વ ઉન્નતિ એ પાંચમો ઉપકાર છે.

**યુદ્ધવિદ્યામાં વધારો**

યુદ્ધવિદ્યા, સૈનિક વ્યવસ્થા અને કિલ્લેબંદીનાં કામોમાં પણ જે ઉન્નતિ મુગલોના સમયમાં થઈ તેટલી એ પૂર્વે કદી થઈ નહોતી. બંદૂકો તથા તોપોનો વપરાશ મુખ્યત્વે મુગલોના સમયમાં જ આખા ભારતમાં ફેલાયો.

**રહેણીકરણી ઉપર મુસલમાની અસર**

ખાસ કરીને ઉત્તર ભારતનો પોશાક તથા રહેણીકરણીમાં મુસલમાનોનો પ્રભાવ સ્પષ્ટતાથી જોઈ શકાય છે. હિંદી, બંગાળી અને મરાઠી ભાષાઓમાં આજ સુધી પણ ફારસી, અરબી અને તુર્કી ભાષાના અસંખ્ય શબ્દો આવી ગયેલા જોઈ શકાય છે. ઉત્તર હિંદુસ્તાનની કોઈ કંદોઈની દુકાનની મીઠાઈની ચીજોનાં નામો જોશું તોપણ તેમાં બાલૂશાહી, ગુલાબજાંબુ, બરફી, હલવો, કલાકંદ વગેરે ઘણાં નામો મુસલમાની છે, અને આમાંની ઘણી મીઠાઈઓ તો મુગલ સમયની શોધો છે. હિંદુઓના વિવાહ જેવા સંસ્કારોમાં પણ અંગરખું, પાયજામો વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે.

**ગ્રામપંચાયતો ચાલુ રહી**

ભારતની પ્રાચીન ગ્રામપંચાયતો તથા તેના અધિકારોમાં મુસલમાનોએ કશો હસ્તક્ષેપ કર્યો નહિ. જદુનાથ સરકાર લખે છેઃ—

"તેમણે બુદ્ધિમત્તા વાપરીને ગ્રામશાસનની પુરાણી પદ્ધતિ તથા કર ઉઘરાવવાની હિંદુઓની જૂની રીતોને જેમની તેમ ચાલુ રાખી; એટલે સુધી કે કરવસૂલીના ખાતામાં મોટે ભાગે હિંદુઓને જ નોકરીએ રાખવામાં આવતા. પરિણામ એ આવ્યું કે રાજધાનીમાં રાજવંશોના ફેરફારો થયા છતાં આપણા કરોડો ગ્રામવાસીઓ ઉપર તેની કશી અહિતકારક અસર થઈ નહિ." ૬૩

---

૬૩ Ibid, p. 139.

રૈયત તરફ ધ્યાન

કિસાનો તથા રૈયતને મુગલ સમ્રાટોના સમયમાં ખાસ મદદ આપવામાં આવતી હતી, અને દરેક રીતે તેમનું સંરક્ષણ કરવામાં આવતું હતું. જ્યારે કોઈ નવા સૂબેદારની નિમણૂક કરવામાં આવતી ત્યારે બીજી બધી બાબતોની સાથે એમ પણ આદેશ કરવામાં આવતો કેઃ—

"રૈયત ખેતીની ઉન્નતિ કરે અને ખેતીવાડીની વૃદ્ધિમાં ખરા દિલથી કામ કરે એ માટે તેમને પ્રોત્સાહન આપવું. તેમની પાસેથી કોઈ ચીજ જબરદસ્તીથી પડાવવી નહિ. યાદ રાખવું કે રાજ્યની આવકનો એક માત્ર કાયમી ઝરો રૈયત જ છે. × × ×

"× × × બળવાન નિર્બળો ઉપર અત્યાચાર ન કરે એનું ધ્યાન રાખવું." ૬૪

નવા સૂબેદારને સલાહ

આ રીતે કોઈ પ્રાંતનો નવો સૂબેદાર નીમવામાં આવતો ત્યારે સમ્રાટનો વજીર જેને દીવાનેઆલા કહેતા તે સૂબેદારને જે સલાહ આપતો તેમાં એક આ પ્રકારની પણ હતીઃ—

"બળવાન નિર્બળો ઉપર અત્યાચાર ન કરે એની સંભાળ રાખવી. બધા અત્યાચારીઓને દબાવવા." ૬૫

દરેક પ્રાંતમાં સૂબેદાર અથવા નાઝિમ ઉપરાંત એક દીવાન પણ રહેતો. સૂબેદારનું કામ ફોજની વ્યવસ્થા, શાસનવ્યવસ્થા અને ન્યાયની વ્યવસ્થા કરવાનું રહેતું; દીવાનનું કામ મહેસૂલ વસૂલ કરવાનું રહેતું. પ્રત્યેક દીવાનને જ્યારે નીમવામાં આવતો ત્યારે તેને આપવામાં આવતી સનદમાં લખવામાં આવતું કે તેનું મુખ્ય કામ "ખેતીની અને ગામડાંની વસતીની વૃદ્ધિ કરવાનું છે." કરની વસૂલીમાં ખેડૂત ઉપર કોઈ પ્રકારની જબરદસ્તી કરવાની રજા

૬૪ "Encourage the ryots to extend the cultivation and carry on agriculture with all their hearts. Do not screw anything out of them. Remember that the ryots are permanent, that is the only permanent source of income to the State. . . .

* * *

". . . See that the strong may not oppress the weak." —Ibid, p. 85, 86.

૬૫ Ibid, p. 81.

નહોતી. દરેક સનદમાં સલાહ આપવામાં આવતી કેઃ—

"જો કોઈ આમીલના ઇલાકામાં અનેક સાલની મહેસૂલની બકાત લેણી નીકળતી હોય તો તમારે કિસાનો પાસેની એ રકમ બહુ માફકસરના હપ્તાથી વસૂલ કરવી, એટલે કે દરેક પાક વખતે બકાતના પાંચ ટકા વસૂલ કરવા." [૬૬]

આ પ્રમાણે કિસાનોને કોઈ જાતની તકલીફ ન આપવા સંબંધેની સૂચનાઓ ફોજદારો, થાણદારો, કરોડીઓ, તહેસીલદારો વગેરેને આપવામાં આવતી.

મુગલ સામ્રાજ્યના સમયના ભારતના કિસાનોની ફ્રાંસ અને આયર્લાંડના કિસાનો સાથે તુલના કરતાં જદુનાથ સરકાર લખે છેઃ—

"પણ તફાવત એ હતો કે અંગ્રેજો આવ્યા પહેલાં (મુગલ સમયમાં) કોઈ કિસાનને મહેસૂલ ન ભરવાને કારણે જમીન ઉપરથી હાંકી મૂકવામાં આવતો નહિ. કોઈ કિસાન ભૂખે મરતો નહોતો. × × × કરવસૂલી વખતે પેદાશની ચીજોમાં જ કર વસૂલ કરવામાં આવતો હોવાથી કિસાનોને ઘણો લાભ થતો હતો, કારણ કે કરની વસૂલી દરેક વરસની મૂળ પેદાશ ઉપર આધાર રાખતી. એથી ઊલટું આજે મહેસૂલ રોકડા રૂપિયામાં લેવાય છે, જેનો સંબંધ તે વરસની પેદાશની સાથે કશો જ હોતો નથી."

**કિસાનોની કાળજી**

કરની વસૂલીમાં અથવા બીજી કોઈ પણ બાબતમાં કોઈ કિસાન ઉપર જબરદસ્તી ન કરવાની તેમ જ તેની પાસેથી કોઈ પણ ગેરવ્યાજબી માલ કે રકમ ન લેવાની આજ્ઞાઓ વખતોવખત દરેક મુગલ બાદશાહ તરફથી તમામ પ્રાંતોના નોકરોને આપવામાં આવતી.

ઇતિહાસલેખક ફ્રેડરિક ઑગસ્ટસ લખે છેઃ—

"જ્યારે જ્યારે સમ્રાટની સેના ગામડાંઓમાંથી પસાર થતી ત્યારે તેમની કૂચને પરિણામે કિસાનોના માલને નુકસાન થતું કે બરબાદી થતી તો તેમને હાનિ અને બરબાદી કેટલી થઈ છે તેનો અંદાજ કાઢવા માટે વિશ્વાસપાત્ર માણસોને નીમવામાં આવતા. અંદાજ થયા પછી કાં તો તેમની પાસેથી એટલો કર ઓછો વસૂલ કરવામાં આવતો

---

૬૬ Ibid, p. 88.

ફાંસીની સજા ફરમાવત, પણ હવે તેને નોકરી ઉપરથી રજા આપવાની સજા પૂરતી છે, જેથી બીજા લોકો પણ ચેતી જાય કે આવી બેઇન્સાફીનાં કાર્યો ન કરે. હુકમ કરો કે જેટલું વધારાનું મહેસૂલ વસૂલ થયું છે તે જે જે ખેડૂતો પાસેથી લેવામાં આવ્યું હોય તેમને તત્કાળ પાછું આપે."[૬૯]

અન્યાયી કર ન લેવા

ઈ.સ. ૧૬૬૨ માં ઓરિસ્સા પ્રાંતના દીવાન મોહમ્મદ હાશિમે કેટલાક નવા 'કરોડી' (મહેસૂલ વસૂલ કરવાવાળા નોકરો) નીમ્યા. આમ કરવાનું કારણ એ હતું કે આ નવા કરોડીઓએ જૂના કરોડીઓ કરતાં વધારે મહેસૂલ એકઠું કરી આપવાનું વચન આપ્યું. સમાચાર મળતાં જ મોહમ્મદ હાશિમને નોકરી ઉપરથી ફારેગ કરવામાં આવ્યો.

ફિરોજશાહ તઘલખ (ઈ. સ ૧૩૭૫) થી માંડીને છેક સમ્રાટ અકબર (ઈ. સ. ૧૫૯૦) સુધીના કાળમાં અને ત્યાર પછીના બધા મુગલ શાસકોના કાળમાં પણ 'અબવાબ (વિશિષ્ટ પ્રકારના કરો)' ની વસૂલાતની વિરુદ્ધ વારંવાર હુકમો કરવામાં આવતા હતા.

મુગલ સમ્રાટો પોતાની વિશાળ પ્રજાના સુખદુઃખથી પણ અપરિચિત રહેતા નહિ. મુગલ સમયમાં 'વાકે નવીસ (નજરે જોયેલ ખબર આપનાર)', 'સવાને નવીસ (ઘટનાઓના સમાચાર આપનાર)', 'અખબાર નવીસ', 'ખુફિયા નવીસ (ગુપ્ત બાતમી લાવી આપનાર)' વગેરે પ્રકારના ખબરો આપનારાઓનું એક જબરદસ્ત ખાતું હતું; આ ખાતા મારફત સામ્રાજ્યના ખૂણેખૂણાના ખબરો દિલ્હીમાં સમ્રાટના કાન સુધી પહોંચતા હતા.

ભારતના લેખિત ઇતિહાસમાં કિસાનોનાં સુખ તથા સમૃદ્ધિ સાચવવાનો મુગલ સમયમાં જેટલો સારો અને વ્યવસ્થિત પ્રબંધ હતો તેટલો બીજા કોઈ પણ સમયમાં નહોતો. આ જ કારણને લીધે તે સમયે ભારતમાં આવેલા યુરોપિયન અને અન્ય મુસાફરોએ ભારતનાં ગામડાંઓની સમૃદ્ધિની મુક્તકંઠે પ્રશંસા કરી છે, અને લખ્યું છે કે દુનિયાના કોઈ પણ દેશના કિસાનોની સ્થિતિ આટલી સુંદર નહોતી.[૭૦]

---

૬૯ India Office Library, *Persian Manuscript*, No. 370, interleaf facing folio 68.

૭૦ *e. g. Bengal in 1750-57*, by S. C. Hill, vol. i.

**શરાબ અને જુગારની બંધી**

મુગલ સામ્રાજ્યમાં દરેક શહેરમાં બીજા નોકરો ઉપરાંત એક કોટવાળ પણ રહેતો, જેનાં કર્તવ્યોમાં એક કર્તવ્ય એ પણ હતું:—

"દારૂ ગાળવાનું બિલકુલ બંધ કરવાનું કામ કોટવાળનું છે. શહેરમાં કોઈ પણ વેસ્યા ન રહે એનો જવાબદાર પણ કોટવાળ છે. × × ×" ૭૧

આ વર્ણન એક વિદ્વાન યુરોપિયન મુસાફરનું છે. તેણે ઔરંગઝેબના સમયની મુગલ સામ્રાજ્યની અવસ્થા જોઈ હતી. દરેક કોટવાળની સનદમાં લખવામાં આવતું કે તમારા શહેરમાં ચોરી ન થાય, શહેરના લોકો સુરક્ષિત રહે ને શાંતિપૂર્વક પોતાનો વેપાર ચલાવે એ જોવાની તમારી જવાબદારી છે.

દરેક ઇલાકામાં એક 'મુહતસિબ' રહેતો. તેનું કામ એ હતું કે શહેરની દરેક ગલીમાં જઈને દારૂ ગાળવાનાં તથા વેચવાનાં સ્થાનો, જુગારખાનાં, વગેરે બંધ કરી દેવાં. કદાચ હિંદુ ફકીરોની પ્રથા પ્રત્યે આદર બતાવવાને માટે સૂકાં માદક દ્રવ્યો જેવાં કે ગાંજો, ભાંગ, વગેરેની એટલી કડક મનાઈ ન હોવાનો સંભવ છે. મુહતસિબને જે સૂચનાઓ અપાતી તેમાં લખવામાં આવતું કે "શહેરોમાં શરાબ વગેરે કેફી ચીજો વેચવાની રજા ન આપવી, અને તાયફાઓને—નાયકાઓને શહેરમાં વસવા ન દેવી." ૭૨

ઇતિહાસલેખક મોરલેંડ લખે છે કે સમ્રાટ અકબરના સામ્રાજ્યમાં બધા શહેરકોટવાળોને હુકમ હતો કે કોઈ પણ માણસના ઘરમાં ઘૂસ્યા વગર જ બની શકે તેટલે અંશે દારૂ બનાવવાનું બંધ કરવું. ત્યાર પછી જહાંગીરે રીતસર કાયદો કરીને દારૂ બનાવવાની બંધી કરી. પરંતુ શાહજહાંના વખતમાં આ હુકમ બહુ કડકાઈથી પળાવવામાં આવતો હતો. ૭૩ ઔરંગઝેબના સમયમાં પણ આ કડકાઈ ચાલુ રહી. ત્યાર પછીના નિર્બળ સમ્રાટોના સમયમાં આ હુકમનું યથોચિત પાલન થઈ શક્યું નહિ.

**ન્યાયશાસન**

હવે અમે મુગલ સમયના ન્યાયશાસનનું વર્ણન બહુ સંક્ષેપમાં આપવા માગીએ છીએ. અત્યંત પ્રાચીન સમયથી ભારતના પ્રત્યેક ગામ-

---

૭૧ Manucci, vol. ii, pp. 420, 421.

૭૨ *Mughal Administration*, by Jadunath Sarkar, p. 41.

૭૩ *India at the Death of Akbar*, by Moreland, p. 159.

કામાં એક ગ્રામપંચાયત રહેતી. આ ગ્રામપંચાયતોના પંચોની ચૂંટણી સંપૂર્ણ રીતે ગ્રામનિવાસીઓના હાથમાં જ હતી. આ ગ્રામપંચાયતોને માત્ર ગામના મ્યુનિસિપલ અધિકારો જ મળેલા નહોતા, પરંતુ ગામલોકોના જાનમાલનું સંરક્ષણ અને આસપાસની સડકો ઉપર જતા આવતા વેપારીઓ તથા મુસાફરોની સંભાળ રાખવાનું કામ આ ગ્રામપંચાયતોને કરવાનું હતું. દરેક ગ્રામપંચાયતોના હાથ નીચે ચોકીદારો રહેતા. આ ચોકીદારોને ગામ તરફથી વેતન મળતું અને રાજ્યનો તેમના ઉપર કોઈ પ્રકારનો અધિકાર નહોતો. ગામના ફોજદારી અને દીવાની મુકદ્દમાનો નિવેડો લાવવાનો તથા અપરાધીઓને દંડવાનો પણ આ પંચાયતોને અધિકાર હતો. આ પંચાયત જ ગામનાં બાળકોની કેળવણીની વ્યવસ્થા કરતી હતી, જેની હકીકત અમે આ પુસ્તકમાં બીજે સ્થળે આપી છે. મોટા ભાગનાં શહેરો તથા નાનાં શહેરોમાં પણ આવી પંચાયતો હતી, જેને આવી જ જાતના વિસ્તૃત અધિકારો આપવામાં આવ્યા હતા.

**ગ્રામપંચાયતો**

મુગલ સમ્રાટોએ ભારતીય ગ્રામપંચાયતોના આ પ્રાચીન અધિકારોમાં કશો હસ્તક્ષેપ કર્યો નહિ; ઊલટું તેમને જેમની તેમ ટકાવી રાખી. એટલે કે અંગ્રેજો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં રાજ્યને વાર્ષિક કર ભરવાની બાબત બાદ કરતાં બીજી બધી રીતે ભારતના ગ્રામવાસીઓ લગભગ સ્વરાજ્યના બધા અધિકારો ભોગવતા હતા.

**કાજીની નિમણૂક અને ફરજ**

આ પંચાયતોને સામાન્ય પોલિસના કામમાં મદદ કરવા માટે દરેક જિલ્લામાં એક ફોજદાર રહેતો. આ ફોજદારનું કામ મોટી ધાડ કે એવી કોઈ મોટી રંજાડ વખતે પંચાયતોને મદદ કરવાનું હતું. ન્યાયશાસનમાં પંચાયતોને મદદ કરવા તથા તેના કામને પૂરું કરવા માટે દરેક ઇલાકામાં ફોજદારી મુકદ્દમાનો નીવેડો લાવવા માટે એક 'કાજી' અને દીવાની મુકદ્દમાનો નીવેડો લાવવા માટે એક 'સદ્ર' ની નિમણૂક થતી. આખા સામ્રાજ્યના આવા જુદા જુદા કાજીઓનો ઉપરી અમલદાર 'કાજીઉલકુજ્જાત' હતો અને તે રાજધાનીમાં રહેતો. એ જ રીતે બધા સદ્રોનો ઉપરી 'સદુસ્સદૂર' કહેવાતો. દરેક કાજીની નવી નિમણૂક વખતે તેને નીચે પ્રમાણે સૂચના આપવામાં આવતી:—

"સદા ઇન્સાફ કરવો, ઈમાનદાર રહેવું અને કોઈની શરમમાં તણાવું નહિ. મુકદ્દમા કાં તો અદાલતની જગાએ અથવા સરકારી

કચેરીમાં બંને પક્ષોની હાજરીમાં ચલાવવા.

"જ્યાં તમને નીમવામાં આવે ત્યાંના કોઈ માણસ પાસેથી કોઈ જાતની ભેટનો સ્વીકાર કરવો નહિ, તેમ કોઈના જલસા વગેરેમાં જવું નહિ.

"તમારા ફેંસલા, દસ્તાવેજો વગેરે બધું અત્યંત સાવધાનીથી લખવાં, જેથી કોઈ પણ વિદ્વાન તમારી ભૂલો બતાવીને તમને શરમિંદા બનાવે નહિ.

"ગરીબી (ફક્ર) ને તમારું ગૌરવ (ફખ્ર) ગણવું." ૭૪

ચારિત્ર્યવાન અને વિદ્વાન લોકોને જ કાજી અને સદ્રની જગાએ નીમવામાં આવતા. ભારતીય મુગલ સામ્રાજ્યમાં "મોટા ભાગના નોકરો ઈમાનદાર અને યોગ્ય હતા,"૭૫ એવી ઇતિહાસલેખક ફ્રેડરિક ઑગસ્ટસ સાખ પૂરે છે.

**સમ્રાટ પોતે ફરિયાદ સાંભળતો**

મુકદ્દમાનો ફેંસલો કરતી વખતે દેશના પ્રાચીન રીતરિવાજો અને ધર્મશાસ્ત્રોનો ખ્યાલ રાખવામાં આવતો હતો. સમ્રાટ અકબરે અનેક યોગ્ય બ્રાહ્મણોને ન્યાયાધીશ બનાવ્યા હતા, અને ન્યાયાલયોમાં મનુસ્મૃતિ તથા હિંદુ ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓનું પાલન કરવું એવો હુકમ કર્યો હતો. દરેક સમ્રાટ ઓછામાં ઓછું અઠવાડિયામાં એક વાર (મોટે ભાગે મંગળવારે કે બુધવારે) ખાસ મુકદ્દમાઓ અને અપીલો જાતે સાંભળતો. પ્રજાના નાનામાં નાના માણસને પણ પોતાની ફરિયાદ સમ્રાટ સુધી પહોંચાડવાનો અધિકાર હતો. સમ્રાટ જહાંગીર પોતાના ઇન્સાફ માટે પ્રસિદ્ધ હતો. તેણે આગ્રામાં કિલ્લાની દીવાલ ઉપરથી એક સોનાની સાંકળ લટકાવી રાખી હતી, જે જમીન સુધી અડતી હતી. કોઈ પણ અદના ફરિયાદીને પણ આ સાંકળ ખેંચવાનો અને પોતાની અરજી એ સાંકળ સાથે બાંધવાનો અધિકાર હતો. અને તત્કાળ તેને સમ્રાટ પાસે લાવવામાં આવતો.

**ધાર્મિક ઉદારતા**

ધાર્મિક ઉદારતાની બાબતમાં સમ્રાટ ઔરંગઝેબને બાદ કરતાં બાકીના

---

૭૪ *Mughal Administration*, by Jadunath Sarkar, p. 37.

૭૫ ". . . the mass of the employees were both scrupulous and capable."—*The Emperor Akbar, A Contribution Towards the History of India in the 16th Century*, by Frederick Augustus, Count of Noor, translated by A. S. Beveridge, 1890, p. 293.

ભારતીય મુગલ સમ્રાટોનો સમય એક આદર્શ સમય ગણી શકાય. બાબર, હુમાયું, અકબર, જહાંગીર, શાહજહાં અને તેમના મોટા ભાગના ઉત્તરાધિકારીઓના સમયમાં હિંદુ અને મુસલમાનો પ્રત્યે રાજ્ય તરફથી એક જ પ્રકારનો વ્યવહાર રાખવામાં આવતો, બન્ને ધર્મો તરફ આદર દર્શાવવામાં આવતો, અને કોઈ પ્રકારનો પક્ષપાત કરવામાં આવતો નહિ.

સમ્રાટ જહાંગીરના શાસનકાળની અવસ્થા જોઈને અંગ્રેજ એલચી સર ટોમસ રોએ ઈ. સ. ૧૬૧૬ માં લખ્યું હતું :—

> "તૈમૂરલંગનાં સંતાનો પોતાની સાથે મોહમ્મદનો મજહબ ભારતમાં લાવ્યા, પરંતુ તેમણે વિજયના બળે કોઈને પણ જબરદસ્તીથી એ ધર્મમાં ભેળવ્યા નથી, અને ધર્મની બાબતમાં બધાને સ્વતંત્રતા આપી છે." ૭૬

ઔરંગઝેબ અને તેના ઉત્તરાધિકારીઓના સમયની (૧૬૮૮–૧૭૨૩) બંગાળાની પરિસ્થિતિનું વર્ણન કરતાં કેપ્ટન એલેકઝાંડર હેમિલ્ટન નામનો બીજો અંગ્રેજ લખે છે:—૭૭

> "અહીં સો કરતાં પણ વધારે મતમતાંતરો ધરાવનારા લોકો છે છતાં તેઓ પોતાના સિદ્ધાંતો તથા ઉપાસનાવિધિઓની બાબતમાં કદી લડતા ઝઘડતા નથી. પોતાની પદ્ધતિ પ્રમાણે ઈશ્વરની સેવા અને પૂજા કરવાની દરેક વ્યક્તિને છૂટ છે. ધર્મને નામે બીજાને યાતનાઓ આપવાનું તો અહીં કોઈ જાણતું નથી. × × ×
>
> "બંગાળાના શાસકોનો ધર્મ ઇસ્લામ છે, પરંતુ દરેક મુસલમાન

---

૭૬ "Tamerlain's offspring brought in the knowledge of Mohammad, but imposed it on none by the law of conquest, leaving consciences at liberty."—*A General Collection of the Best and Most Interesting Voyages etc.*, edited by John Pinkerton, London 1811, vol viii, p. 46.

૭૭ "There are above one hundred different sects . . . but they never have any hot disputes about their doctrine or way of worship. Every one is free to serve and worship God in their own way, and persecutions for religion's sake are not known among them."

Further, "*The religion of Bengal is established, is Mo-*

દીઠ સો કરતાં પણ વધારે હિંદુઓ છે, અને બધી સરકારી પદવીઓ તથા નોકરીઓ ધર્મના કશા પણ ભેદભાવ વગર કોઈ પણ યોગ્ય વ્યક્તિને આપવામાં આવે છે."

ડૉક્ટર બેનીપ્રસાદે લખેલા જહાંગીરના ઇતિહાસમાં લેખકે લખ્યું છે કે ભારતીય મુગલ સમ્રાટોના દરબારમાં હિંદુ તેમ જ મુસલમાન તહેવારો એક સરખા ઉત્સાહ અને ઠાઠમાઠથી ઊજવવામાં આવતા. દશેરાને દિવસે સમ્રાટના હાથી અને ઘોડાઓને ઠાઠમાઠથી સજાવીને સરઘસમાં લઈ જવામાં આવતા. રક્ષાબંધનને દિવસે બ્રાહ્મણો અને હિંદુ સામંતો સમ્રાટને કાંડે રાખડી બાંધી જતા, દિવાળીની રાતે શાહી મહેલોમાં રોશની કરવામાં આવતી અને જુગાર પણ ખેલવામાં આવતો. શિવરાત્રિએ મહેલો બધા રોનકદાર લાગતા. બરાબર આ જ રીતે મુસલમાનોની ઈદ અને શબેબરાત પણ એટલા જ ઉત્સાહથી ઊજવવામાં આવતા.[૭૮] પ્રત્યેક સમ્રાટની વર્ષગાંઠ વરસમાં બે વાર ઉજવાતી, એક મુસલમાનોની તિથિ પ્રમાણે અને બીજી હિંદુ તિથિ પ્રમાણે.

બેશક, ધાર્મિક ઉદારતા જ ભારતીય મુગલ સામ્રાજ્યની આધારશિલા હતી. સમ્રાટ બાબરે પોતાના પુત્ર હુમાયુંને જે છેલ્લો આદેશ આપ્યો તેમાં જ તેણે ધાર્મિક ઉદારતાનો પાયો નાખ્યો. હુમાયુંએ ઈમાનદારીપૂર્વક આ આદેશનો અમલ કર્યો. અકબરે તો દુનિયાના ધાર્મિક ઇતિહાસમાં અમર થઈ જાય એટલી પરાકાષ્ઠાએ આ ધાર્મિક ઉદારતાને પહોંચાડી દીધી. જહાંગીર અને શાહજહાંએ આશ્ચર્યજનક સફળતાથી એનું પાલન કર્યું.

**એ સમયના યુરોપની ધાર્મિક સંકુચિતતા**

આપણે અહીં યાદ રાખવું જોઈએ કે આ એવો સમય હતો જ્યારે સમસ્ત યુરોપમાં ધર્મના નામે અત્યાચારો અને જબરદસ્તીઓ કરવી એ તો એક બહુ સામાન્ય બાબત હતી. આયર્લાંડમાં તે કાળે કોઈ કેથોલિકને પોતાના પૂર્વજોની જાગીર મળતી નહિ, કોઈ કેથોલિક ફોજી અમલદાર થઈ શકતો નહિ, તેમ ન્યાયાસન ઉપર પણ કોઈ કેથોલિક બેસી શકતો

---

hammadan, yet for one Mommadan there are above one hundred pagans and the public offices and posts are filled promiscuously with men of both persuations."—Ibid, pp. 321, 415.

૭૮ *History of Jehangir*, by Beniprasad, M. A., D. Sc., Ph. D., p. 100.

મુગલ સમયનાં સુશાસન અને સમૃદ્ધિ

સુશાસન અને સમૃદ્ધિની દૃષ્ટિએ મુગલ સામ્રાજ્યનો સમય ભારતના ઇતિહાસનો બેશક સુવર્ણયુગ હતો. આ સંબંધમાં અનેક યુરોપિયન મુસાફરોનાં પ્રમાણો અને સમકાલીન ઐતિહાસિક ઉલ્લેખોને ટાંકી શકાય એમ છે. સમ્રાટ શાહજહાંના શાસનકાળ દરમિયાન ભારતવર્ષમાં ધનધાન્ય અને સુખ-સંપત્તિની જે રેલમછેલ જોવામાં આવતી હતી તે કદાચ દુનિયાના ઇતિહાસમાં કોઈ દેશને નસીબે લખાઈ નથી.

ઇતિહાસલેખક મોરલૅંડ લખે છે કે એ દિવસોમાં વિદેશી મુસાફરો તથા વેપારીઓ ભારતીય નગરોમાં વસતા લોકોના જાનમાલના રક્ષણનો સુંદર પ્રબંધ જોઈને ચકિત થઈ જતા હતા. અનેક મુસાફરો સાક્ષી પૂરે છે કે એક તો ચોરીઓ થતી જ બહુ ઓછી, અને જો ચોરાઈ ગયેલો માલ પાછો મળી શકતો નહિ તો કોટવાળે પોતે એટલા માલની કિંમત પોતાના ખિસ્સામાંથી ભરી આપવી પડતી.[૮૦]

હુમાયૂંના બે શાસનકાળની વચ્ચે દિલ્હીમાં શેરશાહનું રાજ્ય હતું. પણ ફ્રેડરિક ઑગસ્ટસ લખે છે કેઃ—

> "શેરશાહનું થોડા દિવસોનું શાસન પણ હિંદુસ્તાનની ઉન્નતિ માટે અહિતકર ન થયું. સડકો ઉપર આવવા જવાનો, માલની હેરવણી ફેરવણી કરવાનો અને વેપારીઓના રક્ષણનો એટલો સુંદર પ્રબંધ હતો કે જેટલો એ પૂર્વે નહોતો."[૮૧]

સમ્રાટ જહાંગીરે તખ્તનશીન થતાં જ સૌથી પ્રથમ જે ફરમાનો કાઢ્યાં તેમાં એક એ હતું કે સડકો, સડકો ઉપરના કૂવાઓ, ધર્મશાળાઓ વગેરેની મરામત કરાવવી, અને મુસાફરોની સંભાળ રાખવાનો યોગ્ય બંદોબસ્ત કરવો. બીજું ફરમાન એ હતું કે રાજ્યના કોઈ નોકર કે કોઈ જમીનદારે કોઈ પણ કારણે કોઈ પણ કિસાનની જમીન તેની ઇચ્છા વિરુદ્ધ બીજાને ન આપી દેવી.[૮૨] ત્રીજું ફરમાન એ હતું કે કોઈ પણ વેપારીનો માલ દાણ લેવા માટે સડકો ઉપર કે ચોકીઓ ઉપર ખોલીને જોવો નહિ. જહાંગીરે આખા સામ્રાજ્યમાં અનેક ધર્મશાળાઓ, મદરેસાઓ, ઇસ્પિતાલો

---

૮૦ *India at the Death of Akbar*, by Moreland, pp. 38, 39.

૮૧ *The Emperor Akbar, etc*, by Frederick Augnstus, p. 277.

૮૨ *India at the Death of Akbar*, by Moreland, p. 46 and 120.

તળાવ, કૂવા અને પૂલો બંધાવ્યા, બધાં મોટાં શહેરોમાં રાજ્યના ખરચે મોટા મોટા હકીમો અને વૈદો નીમ્યા, અને શરાબ તથા તમાકુ પીવાનું તથા બનાવવાનું કાયદાથી બંધ કરાવ્યું. દુનિયાના કોઈ દેશમાં એ કાળે રાજ્ય તરફથી પ્રજાની રીતસરની કેળવણીનો બંદોબસ્ત નહોતો. મુગલ સમ્રાટોએ આ ખોટ પૂરવા માટે આખા સામ્રાજ્યમાં હજારો વિદ્વાન પંડિતો અને મૌલવીઓને પાઠશાળાઓ અને મકતબ શરૂ કરવા તથા ટકાવી રાખવા માટે માફી જમીનો અને જાગીરો આપી.[૮૩] અનેક અંગ્રેજ મુસાફરો સ્વીકારે છે કે મુગલ સમ્રાટોના ઉદાર પ્રોત્સાહનના પ્રતાપે તે સમયે સમસ્ત ભારતમાં શિક્ષિતોની સંખ્યાનું પ્રમાણ દુનિયામાંના કોઈ પણ દેશ કરતા વિશેષ હતું.

**ઉદ્યોગધંધાઓની ઉન્નતિ–ભારતીય જહાજો**

ઉદ્યોગધંધાની બાબતમાં ભારત પોતાની બધી આવશ્યકતાઓ પોતાના જ દેશમાંથી પૂરી પાડતો હતો એટલું જ નહિ, પણ બાકીની દુનિયાની મોટા ભાગની બજારોમાં ભારતનો બનેલો માલ નજરે પડતો હતો. આજથી સવાસો વર્ષ પહેલાં જ એટલે કે ઓગણીશમી સદીની શરૂઆત સુધી ભારતમાં બનેલાં જહાજો તે સમયના ઇંગ્લાંડના તથા બીજા યુરોપિયન દેશોમાં બનેલાં જહાજો કરતાં વધારે સુંદર, વધારે મજબૂત અને વધારે ટકાઉ હતાં.[૮૪]

ઇસવી સનની પંદરમી સદીમાં યુરોપિયન મુસાફર કાઉન્ટી લખે છે કે જેટલાં મોટાં જહાજો ભારતમાં બનતાં હતાં એવડાં મોટાં યુરોપમાં કદી નજરે પણ પડતાં નહિ. મુગલ સામ્રાજ્યના શરૂઆતના દિવસોમાં જે અંગ્રેજો ભારતમાં આવ્યા તેમણે આ કરતાં પણ વધારે મોટાં અને સુંદર જહાજોનાં વર્ણનો પોતાના પ્રવાસવૃત્તાન્તોમાં આપ્યાં છે. મુગલ સામ્રાજ્યના દિવસોમાં ચીન અને જાપાનથી આફ્રિકાની દક્ષિણ સુધી જેટલાં જહાજો આવતાં જતાં હતાં તેમાંનાં મોટા ભાગનાં ભારતમાં બનેલાં અને ખાસ કરીને ગુજરાતમાં બનેલાં હતાં. બંગાળાથી સિંધ સુધીનો વેપાર કેવળ ભારતીય જહાજો મારફત જ કરવામાં આવતો. મુસાફરોને આવવાજવા માટે જેટલાં મોટાં જહાજો ભારતમાં બનતાં હતા તેવડાં મોટાં દુનિયામાં કોઈ જગાએ નજરે ન પડતાં. ભારતનો બનેલો માલ ભારતીય જહાજોમાં જ ભરાઈને પૂર્વમાં મેક્સિકો

૮૩ *History of Jehangir*, by Beniprasad, M.A., D.Sc., Ph.D., pp. 92-94.

૮૪ *Prosperous British India*, by William Digby, pp. 86-88.

સુધી અને પશ્ચિમે ઈંગ્લાંડ સુધી જતો હતો. હજ માટે જનારા ભારતીય મુસલમાનો ભારતીય જહાજોમાં બેસીને જ અરબસ્તાન સુધી જતા હતા. ૮૫

### રેશમી કાપડનો ઉદ્યોગ

બારબોસા લખે છે કે સત્તરમી સદીના પ્રારંભમાં ગુજરાતમાં બનેલું રેશમી કાપડ આફ્રિકા તથા પેગુ સુધી જતું હતું. વારથેમા લખે છે કે એ દિવસોમાં ગુજરાત "સમસ્ત ઇરાન, તાતાર, તુરકી, સીરિયા, બાર્બરી (ઉત્તર આફ્રિકા), અરબસ્તાન, ઇથિયોપિયા (એબિસીનિયા) અને બીજા કેટલાય દેશોને" પોતાને ત્યાં બનેલા "રેશમી અને સુતરાઉ વસ્ત્રોથી" ઢાંકતો હતો. એ સમયના મુસાફરો લખે છે કે એ સમયે ભારતમાં પણ કાપડની ખપત મામૂલી નહોતી. લગભગ બધી ઉચ્ચ તથા મધ્ય શ્રેણીના લોકો રેશમી કાપડ પહેરતા હતા.

ખાસ કરીને સમ્રાટ અકબરના સમયમાં રેશમના ધંધાની ઘણી ઉન્નતિ થઈ. અબુલફઝલ લખે છે કે ખુદ અકબરે જાતે રેશમના ધંધાનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કર્યો, ચીન અને બીજા દેશોમાંથી કારીગરોને બોલાવીને નોકરીએ રાખ્યા અને લાહોર, આગ્રા, ફતહપુર અને અમદાવાદમાં રાજ્યને ખર્ચે મોટાં મોટાં કારખાનાંઓ ખોલ્યાં. અકબરના સમયમાં આજકાલના વજનના હિસાબે ગણતાં એક રૂપિયાના એક મણ અને બાર શેર ઘઉં મળતા હતા, અને ચાર આનામાં તો ઊનનો સુંદર કામળો મળતો હતો. અબુલફઝલ લખે છે કે એ સમયે એકલા લાહોરમાં શાલ બનાવવાનાં એક હજાર સરકારી કારખાનાં હતાં; એ સિવાય કાશ્મીર તથા બીજા સ્થળોનાં તો જુદાં. આગ્રા અને લાહોરમાં શેતરંજી અને ગાલીચાઓનાં અનેક સરકારી કારખાનાં હતાં.

સો સવાસો વરસ પહેલાં સુધી તો ઈસ્ટ ઇંડિયા કંપનીના પ્રતિનિધિઓ વારંવાર પોતાના પત્રોમાં લખી મોકલતા કે ભારતમાં બનેલ કાપડની સરખામણીએ ઈંગ્લાંડના બનેલા કાપડની ભારતમાં બિલકુલ ખપત થતી નથી.

પોર્તુગીઝ મુસાફર પિરાર્ડ લખે છે કે સત્તરમી સદીના પ્રારંભમાં બંગાળામાં બહુ ગીચ વસ્તી હતી. આ ગીચ વસ્તીના ઘરેઘરે આ સુતરાઉ કાપડનો ધંધો પ્રસરી ગયો હતો. અને "કેપ ઑફ ગુડ હોપથી ચીન સુધીનો દરેકેદરેક માણસ પગથી માથા સુધી ભારતમાં બનેલાં કપડાં જ પહેરતો હતો." અરબસ્તાનના સોદાગરો ભારતમાં બનેલું કાપડ મિસર અને યુરોપમાં લઈ

---

૮૫ *India at the Death of Akbar*, pp. 67-71.

જઈને વેચતા હતા. લંકા, બરમા, મલાક્કા, ચીન, જાપાન, ફિલિપ્પાઈન અને મેક્સિકોમાં એ જમાનામાં ભારતની બનાવટના કાપડની બેહદ ખપત હતી. આ પુસ્તકમાં પણ 'ભારતીય ઉદ્યોગધંધાનો નાશ' નામના પ્રકરણમાં અમે અંગ્રેજો ભારતમાં આવ્યા એ પહેલાંની ઉદ્યોગધંધાની સ્થિતિ શી હતી તેનું વર્ણન આપ્યું છે.

**વસ્તી**

સમકાલીન ઇતિહાસ ઉપરથી તેમ જ તે સમયના યુરોપિયન તથા અન્ય મુસાફરોનાં વૃત્તાંતો ઉપરથી એ પણ માલૂમ પડે છે કે મુગલ સમયના ભારતની વસ્તી તે સમયના કોઈ પણ દેશો કરતાં ઘણી ગીચ હતી એટલું જ નહિ, પરંતુ વર્તમાન સમયના ભારત કરતાં પણ કેટલાક પ્રાંતોમાં વધારે ગીચ વસ્તી હતી. કલકત્તા, મુંબઈ અને કરાંચીનું તો એ સમયે નામનિશાન પણ નહોતું. પરંતુ આગ્રા, કનોજ, વિજયનગર, ગોવળકોંડા, બિજાપુર, મુલતાન, લાહોર, દિલ્હી, અલાહાબાદ, પટના, ઉજ્જેન, અમદાવાદ, અજમેર અને સૂરત અત્યંત વસ્તીવાળાં અને મોટાં શહેરો હતાં; આમાંનું દરેક શહેર તે સમયના લંડન કરતાં વધારે મોટું હતું. આજે જેમ વસ્તીગણતરીની પ્રથા ચાલુ છે એવી પ્રથા એ કાળે યુરોપમાં કોઈ દેશમાં નહોતી; છતાં ભારતમાં એ વખતે ઘરની ગણતરી ઉપરથી વસ્તીની ગણતરી કરવામાં આવતી હતી. મોરલેંડના મત મુજબ ફ્રાંસની વસ્તી આજના કરતાં તે કાળે અરધી હતી, ઇંગ્લાંડની વસ્તી આજના કરતાં તે કાળે આઠમા ભાગની હતી. કાઉન્ટી, અબુલરઝાક, પેજ અને બીજા મુસાફરો વિજયનગરના સંબંધમાં લખે છે કે ત્યાંની વસ્તી તે કાળે "એટલી બધી હતી કે તે માની શકવું પણ મુશ્કેલ છે." વિજયનગરના હિંદુ રાજાઓ પાસે વીશ લાખની ખડી ફોજ રહેતી. દક્ષિણ, ગુજરાત, પંજાબ વગેરે ભાગોની વસ્તી પણ આટલી જ ગીચ હતી એમ બતાવવામાં આવે છે. લખે છે કે આગ્રા શહેરમાંથી કોઈ પણ સમયે બે લાખ સશસ્ત્ર યોદ્ધાઓ એકઠા કરી શકાતા હતા. બંગાળાની રાજધાની ગૌડનાં મકાનોની સંખ્યા બાર લાખ હતી. એનો અર્થ એ કે તે સમયના ગૌડની વસ્તી આ સમયના લંડન કરતાં ખાસ ઓછી નહોતી. સુરતથી લાહોર સુધી, લાહોરથી આગ્રા સુધી અને આગ્રાથી ગૌડ સુધી જે જે મુસાફરોને ગીચ વસ્તીવાળાં ગામોમાંથી પસાર થવું પડતું તેઓ આશ્ચર્યચકિત થઈ જતા હતા. વસ્તી અને સુખસમૃદ્ધિની દૃષ્ટિએ મુગલ સમયનું ભારત કેવળ ચીન બાદ કરતાં દુનિયાના બીજા કોઈ પણ

દેશ કરતાં ચડિયાતું હતું.

**દેશી ભાષાઓની ઉન્નતિ**

બહારથી આ દેશમાં આવીને વસવાટ કરનારા મુગલો તથા અન્ય મુસલમાનો ઉપર પણ ભારતીય જીવન, ભારતીય રહેણીકરણી તથા ભારતીય વિચારોની છાપ પડ્યા વગર રહી નહિ. એટલે સુધી કે ભારતના મુસલમાનો બીજા દેશોના મુસલમાનો કરતાં અલગ મુસલમાનો એટલે કે ભારતીય મુસલમાનો બની ગયા. મુગલોએ ભારતવાસીઓ પાસેથી ખાણાંપીણાંનું શિક્ષણ લીધું. હિંદુસ્તાની ભાષાને તેમણે પોતાની ભાષા બનાવી. બાબર અને તેના સાથીઓ શરૂઆતમાં ઇરાની બોલતા હતા, પણ થોડા જ દિવસોમાં તેમણે પોતાનાં ઘરોમાં, કચેરીઓમાં અને દરબારોમાં હિંદુસ્તાની બોલવાનું શરૂ કર્યું. હિંદુસ્તાની ભાષા તેમની માતૃભાષા બની ગઈ, છતાં સાહિત્ય અને સરકારી પત્રવહેવારમાં ફારસી ભાષા ચાલુ રહી. ઈ. સ. ૧૭૫૦ની આસપાસ તો તેમણે સાહિત્યમાં પણ હિંદુસ્તાનીને અપનાવવા માંડી. આ હિંદુસ્તાની ભાષામાં ફારસી તથા તુરકી ભાષાના શબ્દો વિશેષ ઉમેરાતા ગયા, અને એ ભાષાનો વપરાશ જ્યારથી શાહી દરબારમાં થવા લાગ્યો ત્યારથી મુગલ શાસન દરમિયાન આજની ઉર્દૂ ભાષાનું મૂળ નખાયું. અંતિમ બાદશાહ બહાદુરશાહ ઉર્દૂનો સુંદર કવિ હતો.

મુગલ સમયમાં બીજી ભારતીય ભાષાઓની પણ સારી ઉન્નતિ થઈ. જદુનાથ સરકાર લખે છેઃ—

"અકબરના જ શાસનકાળમાં હિંદીમાં તુલસીદાસ તથા બંગાળીમાં વૈષ્ણવ લેખકોના પ્રતાપે દેશી ભાષાઓમાં એક જબરદસ્ત હિંદુ સાહિત્ય પેદા થયું. સમ્રાટ અકબરે જ એક સાચા રાષ્ટ્રીય દરબારને જન્મ આપ્યો અને તેના અમલ તળે ભારતીય બુદ્ધિશક્તિની ઘણી ઉન્નતિ થઈ."[૮૬]

**બંગાળી ભાષાની ઉન્નતિ**

મુગલ સામ્રાજ્યની સ્થાપના પહેલાં પણ બંગાળા તથા દક્ષિણના મુસલમાન શાસકોના અમલ તળે ત્યાંના દેશી સાહિત્યનો પુષ્કળ વિકાસ થયો. બંગાળી ભાષા તથા બંગાળી સાહિત્ય ઉપર દિનેશચંદ્ર સેને લખેલો ગ્રંથ પ્રમાણભૂત માનવામાં આવે છે. તે લખે છેઃ—

૮૬ *Mughal Administration*, p. 146.

"બંગાળી ભાષાને સાહિત્યની કોટિએ પહોંચાડવામાં અનેક પ્રભાવોએ કામ કર્યું છે. આમાંનો એક મહત્ત્વનો પ્રભાવ તે બંગાળાનો મુસલમાનોએ કરેલો વિજય છે. જો હિંદુ રાજાઓ સ્વતંત્ર રહ્યા હોત તો બંગાળી ભાષા રાજદરબારો સુધી મહા મુશ્કેલીએ પહોંચી શકી હોત."૮૭

બંગાળાના મુસલમાન શાસકોએ વિદ્વાન પંડિતો રોકીને રામાયણ અને મહાભારતનો સંસ્કૃતમાંથી બંગાળીમાં અનુવાદ કરાવ્યો. બંગાળાના મુસલમાન શાસક નસીરશાહે ચૌદમી સદીના પ્રારંભમાં મહાભારતનો બંગાળીમાં અનુવાદ કરાવ્યો; મૈથિલ કવિ વિદ્યાપતિએ આ માટે નસીરશાહ અને સુલતાન ગ્યાસુદ્દીનની ખૂબ પ્રશંસા કરી છે. રાજા કંસના ઉત્તરાધિકારીએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. કંસના દરબારમાં મુસલમાનોનો પ્રભાવ પુષ્કળ હતો. રામાયણના અનુવાદક કૃત્તિવાસને દરબાર તરફથી પૂરતી મદદ મળતી હતી. સમ્રાટ હુસેનશાહે મલધર વસુ દ્વારા ભાગવતનો બંગાળીમાં અનુવાદ કરાવ્યો અને એના પારિતોષિક તરીકે વસુને ગુનરાજખાંનો ખિતાબ આપવામાં આવ્યો. હુસેનશાહના સેનાપતિ પરંગલખાંએ કવીન્દ્ર પરમેશ્વર પાસે મહાભારતનો એક બીજો બંગાળી અનુવાદ કરાવ્યો. પરંગલખાંના પુત્ર ચિત્તગોંગના શાસક છોટેખાંએ શ્રીકરણ નંદી પાસે મહાભારતના અશ્વમેધ પર્વનો અનુવાદ કરાવ્યો. એક મુસલમાન અલાઉલે મલિક મોહમ્મદ જાયસીના પદ્માવત નામના હિંદી પુસ્તકનો બંગાળી અનુવાદ કરાવ્યો. અલાઉલે કેટલાંક ફારસી પુસ્તકોનો પણ બંગાળી અનુવાદ કર્યો. દિનેશચંદ્ર સેન લખે છે:— ૮૮

"મુસલમાન બાદશાહોએ તથા સરદારોએ સંસ્કૃત તથા ફારસી ગ્રંથોનો પોતાના તરફથી બંગાળીમાં અનુવાદ કરાવ્યાનાં તથા એવાં કામોમાં બીજાને મદદ આપ્યાનાં અનેક ઉદાહરણો મળી આવે છે. × × × જ્યારે બંગાળાના બળવાન મુસલમાન બાદશાહોએ દેશની ભાષાઓને પોતાના દરબારોમાં આવું ઉચ્ચ સ્થાન આપ્યું ત્યારે સ્વાભાવિક રીતે જ હિંદુ રાજાઓએ તેમનું અનુકરણ કર્યું. × × × આ

૮૭ Dinosh Chandra Sen, *History of Bengali Language and Literature*, p. 10.

૮૮ *History of Bengali Language and Literature*, by Dinosh Chandra Sen, pp. 13-14.

રીતે હિંદુ રાજાઓના દરબારોમાં બંગાળી કવિઓને નીમવાનો રિવાજ મુસલમાન બાદશાહોની દેખાદેખીથી શરૂ થયો ”

**મહારાષ્ટ્રની ભાષાનો પણ વિકાસ**

બંગાળાના મુસલમાન બાદશાહોની માફક દક્ષિણના બ્રાહ્મણી બાદશાહોએ પણ ત્યાંના સાહિત્ય અને ત્યાંની કલાની ઘણી ઉન્નતિ કરી આદિલશાહી બાદશાહોની કચેરીઓમાં મરાઠી ભાષા વપરાતી હતી, અને મરાઠાઓને મહાન તથા સેનાના ખાતાઓમા ઉચ્ચ પદે નીમવામા આવતા હતા ખુદ કુતુબશાહ મરાઠી ભાષાનો સુંદર કવિ હતો અને સારો સાહિત્યપ્રેમી હતો મરાઠી ભાષામા ફારસી તથા હિંદી ભાષાના શબ્દો ઘણા ઘૂસી ગયા છે

હિંદી, બંગાળી, ઉર્દૂ અને મરાઠી ભાષાઓ ઉપરાંત તેના જેવી જ પંજાબી અને સિંધી ભાષાઓ તથા સાહિત્યની પણ મુસલમાની સમયમાં અપૂર્વ ઉન્નતિ થઈ ખરુ જોતા આ કાળ પ્રાચીન સંસ્કૃત ભાષાઓને બદલે દેશી ભાષાઓના ઉત્થાનનો હતો હિંદુઓ તથા મુસલમાનોનુ જીવન આ બાબતમા એકબીજાની સાથે એવુ ગૂંથાઈ ગયુ હતુ કે મિશ્રબંધુઓએ પોતાના પુસ્તકમા અનેક મુસલમાન હિંદી કવિઓની યાદી આપી છે અને દિલ્હીના મુન્શી શ્રીરામે પોતાના પુસ્તકમા ઉર્દૂના અનેક હિંદુ કવિઓની યાદી આપી છે હિંદી, મરાઠી, બંગાળી વગેરે બધી ભારતીય ભાષાઓ ઉપર મુસ્લિમ શાસનનો અને ફારસી તથા તુર્કી શબ્દો તેમ જ રૂઢિપ્રયોગોનો હજી સુધી અતૂટ પ્રભાવ પડેલો જોઈ શકાય છે

**વૈદક, ગણિત અને જ્યોતિષવિદ્યાઓ**

વિજ્ઞાનના ક્ષેત્રમા પણ વૈદક, ગણિત અને જ્યોતિષની બાબતમા શરૂઆતના દિવસોમા આરબ વિચારો અને આરબ પુસ્તકો મારફત મેળવેલા યુનાની વૈજ્ઞાનિક વિચારો વડે ભારતવાસીઓએ પોતાના જ્ઞાનકોષને ઘણો સમૃદ્ધ બનાવ્યો સત્તરમી સદીના અંતમા અથવા તો અઢારમી સદીની શરૂઆતમા મહારાજા જયસિંહે હિંદુ પંચાગની સુધારણા માટે જયપુર, મથુરા, દિલ્હી અને બનારસમા જ્ઞાનમંદિર બંધાવ્યા અને 'આનમજસ્તી' નામના અરબી ગ્રંથનો સંસ્કૃત અનુવાદ કરાવ્યો હિંદુ વૈદકે આરબો પાસેથી તેજાબ અને નવા નવા કીમિયાઓની અનેક બાબતો લીધી કાગળ બનાવવા, કલઈ કરવી, ચીનાઈ માટીનાં વાસણો બનાવવા તથા ધાતુકામ કરવુ, વગેરે પ્રકારના અનેક ધંધા મુસલમાનોના સમયથી હિંદુસ્તાનમા શરૂ થયા એ જ

રીતે પોશાક, ભોજન, સંગીત, રહેણીકરણી વગેરે બાબતોમાં મુસલમાનોના સમય દરમિયાન ભારતીય જીવનમાં અનેક ઊંડાં તથા કિંમતી પરિવર્તનો થયાં.

**નવી ભારતીય સંસ્કૃતિનો ઉદ્ભવ**

વાસ્તવિક રીતે અમે ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે ભારતીય જીવનના દરેક ક્ષેત્રમાં એક નવીન અને ચોક્કસ ક્રમબદ્ધ સંસ્કૃતિનો વિકાસ થવા લાગ્યો હતો. આ સંસ્કૃતિ નહોતી હિંદુ કે નહોતી મુસલમાન, નહોતી વૈદિક કે નહોતી બૌદ્ધ; પરંતુ તે શુદ્ધ ભારતીય હતી. જુદી જુદી સંસ્કૃતિઓના મેળમાંથી તે પેદા થઈ હતી, અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિઓ તથા અરબસ્તાન અને ઇરાનની વિદેશી સંસ્કૃતિઓ બંનેના સર્વોચ્ચ ગુણોના સંમિશ્રણમાંથી તે બનેલી હતી. હિંદુઓ પોતાના પ્રાચીન જાતિભેદ, અનેક દેવદેવીઓની પૂજા, આડંબરયુક્ત કર્મકાંડ, પુરોહિતોનું પ્રભુત્વ, અનેક જાતના અંધવિશ્વાસો અને સદીઓજૂની સંકુચિતતાને તિલાંજલિ આપીને માનવ સમતા, એકેશ્વરવાદ તથા પ્રેમ અને સદાચારના મહત્ત્વ તરફ આગળ ધપતા જણાતા હતા. ભારતનો ઇસ્લામ અરબસ્તાનના શરૂઆતના ઇસ્લામથી જુદી જાતનો એક નવો સુંદર ઇસ્લામ બનતો જતો હતો અને મુસલમાન સૂફીઓ હિંદુઓના અનેક ઉચ્ચ દાર્શનિક સિદ્ધાંતો તથા યોગ અને પ્રાણાયામ જેવા વિધિને પોતાનામાં અપનાવીને તેને ઇસ્લામનું એક અંગ બનાવતા જતા હતા. કબીર, દાદૂ, નાનક અને બાબા ફરીદ જેવા સેંકડો હિંદુ તથા મુસલમાન સંત મહાત્માઓ જુદા જુદા ધર્મો તથા સંપ્રદાયોની કૃત્રિમ તથા હાનિકર દીવાલોને તોડીને મનુષ્યમાત્રને પ્રેમ તથા સાર્વજનિક ઉચ્ચતમ સાચા માનવ ધર્મનો ઉપદેશ આપતા હતા. શિલ્પ, વિજ્ઞાન, કળાકૌશલ્ય, સાહિત્ય અને સામાજિક રહેણીકરણીમાં નવા તથા ઉચ્ચતર આદર્શોનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો હતો. ભારતની જુદી જુદી પ્રાંતિક ભાષાઓ પહેલી જ વાર પોતાનામાં ઉચ્ચ અને સ્ફૂર્તિદાયક સાહિત્ય પેદા કરવા લાગી હતી. આખો દેશ સુખ, ચેન અને ખુશાલી તરફ આગળ ધપતો હતો. દેશભાવના અને રાષ્ટ્રભાવના માનવ પ્રેમથી રંગાઈ ને સમસ્ત ભારતને એક સમાન ઉચ્ચતર તથા પવિત્રતર જીવન તરફ દોરી જતી હતી.

**રાષ્ટ્રીયતાનો પહેલો પ્રચારક**

સેંકડો વરસોથી સતત વૃદ્ધિ પામતા અને પાંગરતા આ રાષ્ટ્રીય વૃક્ષનું સૌથી મહાન અને ગૌરવાન્વિત પુષ્પ સોળમી સદીના મધ્યમાં સુપ્રસિદ્ધ સમ્રાટ અકબરના રૂપમાં ભારતને પ્રાપ્ત થયું. પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન એચ.

ડૉ. વેલ્સ સમ્રાટ અકબર વિષે લખે છે —

"અકબર સમાજના ભાગલા પાડી નાખે અને મતભેદ ઉત્પન્ન કરે એવા કોઈ પક્ષપાત વગરનો, પરધર્મસહિષ્ણુ અને હિંદુ કે દ્રવિડ દરેક જાતિના લોકો પ્રત્યે સમદર્શી હતો. તે પોતાના સામ્રાજ્યમાં વસતી પરસ્પર વિરોધી જાતિઓ અને કોમોને એક કરીને ભારતને એક પ્રબળ, સંયુક્ત અને સમૃદ્ધ રાષ્ટ્ર બનાવવા માટે પેદા થયો હતો, અને આ બાબતમાં બીજાથી તે સ્પષ્ટ જુદો તરી આવતો હતો."[૮૯]

**ભારતીય સામ્રાજ્ય**

આ જ પ્રસિદ્ધ ઇતિહાસલેખક બીજે સ્થળે લખે છે —

"એક સાચા રાજકારણી પુરુષની માફક તેનામાં બધી બાબતોને એક સમ્મિલિત રૂપમાં જોવાની સ્વાભાવિક વૃત્તિ હતી. તેણે નિશ્ચય કર્યો કે મારું સામ્રાજ્ય મુસ્લિમ પણ નહિ બને તેમ હિંદુ પણ નહિ બને, રજપૂત પણ નહિ બને તેમ આર્ય પણ નહિ બને, દ્રવિડ પણ નહિ બને તેમ હિંદુ પણ નહિ બને, ઉચ્ચ જાતિના લોકોનું પણ નહિ બને તેમ માત્ર નીચલી જાતિના લોકોનું પણ નહિ બને, મારું સામ્રાજ્ય ભારતીય સામ્રાજ્ય બનશે."[૯૦]

બેશક, અકબરની પૂર્વે સેંકડો વરસોથી જે રાષ્ટ્રીય આંદોલનો ભારતમાં શરૂ થયાં હતાં અને અકબરના સમય પછી પણ જે આંદોલનોએ પોતાનું કાર્ય ચાલુ રાખ્યું હતું, એ રાષ્ટ્રીય આંદોલનોનું અકબર મૂર્તિમંત સ્વરૂપ હતો. અકબરે ધાર્મિક વિચારોમાં કબીરનાં જીવંત ઉપદેશોમાંથી શિક્ષણ અને પ્રોત્સાહન મેળવ્યું. અકબરથી સેંકડો વરસ પહેલાં સમ્રાટ હર્ષ પ્રયાગમાં શિવ,

૮૯ "Free from all those prejudices which separate society and create dissensions, tolerant to men of other beliefs, impartial to men of other races, whether Hindoo or Dravidian, he was a man obviously marked out to weld the conflicting elements of his kingdom into a strong and prosperous whole" —*The Outline of History*, by H G Wells, London, p 455

૯૦ "His instinct was the true statesman's instinct for synthesis His Empire was to be neither a Moslem nor a Mughal one, nor was it to be Rajput or Aryan or Dravidian or Hindoo, or high or low caste, it was to be Indian"—Ibid, p 454

બુદ્ધ તથા સૂર્ય ત્રણેનાં મંદિરોમાં વારાફરતી જઈને પૂજા કરતો હતો. બંગાળામાં સમ્રાટ હુસેનશાહે 'સત્યપીર'ની પૂજાનો પ્રચાર કર્યો હતો, જે પૂજા હજારો હિંદુ તથા મુસલમાન એક સરખી રીતે કરતા હતા. આ પૂજા અકબરના ધાર્મિક વિચારોનું એક પ્રારંભિક રૂપ હતું. પરંતુ અકબરનું વ્યક્તિત્વ તથા તેનું લક્ષ્ય બંને જુદાં અને મહાન હતાં.

**દીને ઇલાહી-સાર્વજનિક ધર્મ**

ધાર્મિક ક્ષેત્રમાં તેણે પોતાના 'અલ્લાહ ઉપનિષદ' અને 'દીને ઇલાહી' દ્વારા એક નવા સાર્વજનિક ધર્મની સ્થાપના કરવાનો પ્રયત્ન કર્યો. ભારતમાં હજારો વરસોથી એક પુરાણી પ્રથા ચાલતી આવતી હતી કે દરેક વિજેતા યુદ્ધકેદીઓને પોતાના ગુલામ બનાવીને રાખતો હતો. સામાજિક જીવનમાં અકબરે આ પુરાણી પ્રથાને ઈ. સ. ૧૫૭૩માં કાયદાથી બંધ કરી. જબરદસ્તીથી વૈધવ્યનું પાલન કરાવવું, બાલવિવાહ, બહુવિવાહ અને સતીની ક્રૂર પદ્ધતિ બંધ કરવાનો તેણે યથાશક્તિ પ્રયત્ન કર્યો. છતાં તેણે પોતાનો કોઈ પણ સુધારો તલવારના જોરે દાખલ કરવાની અદૂરદર્શિતા બતાવી નહિ. ફ્રેડરિક ઑગસ્ટસ લખે છે કે અકબર હમેશાં ગરીબોમાં જેટલું ભોજન તથા વસ્ત્રો વહેંચતો હતો, અને તીર્થયાત્રાઓ વખતે જેટલું દાન કરતો હતો, તેમાં સામ્રાજ્યની આવકનો એક સારો એવો હિસ્સો ખરચાતો હતો. સ્ત્રી-સ્વાતંત્ર્યનો એ સાચો પક્ષપાતી હતો. હિંદુમુસ્લિમ લગ્નો દ્વારા બંને કોમોનું સંમિશ્રણ કરી બંનેને એક કરવાનો એક જબરદસ્ત અખતરો તેણે કર્યો હતો.

**અકબરનું સ્થાન**

અકબરે એક સંયુક્ત ભારતીય રાષ્ટ્રનો પોતાની નજરે સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. ખરું જોતાં તેણે એક નવીન ભારતની રચના કરવાનું ધાર્યું હતું. પોતાનાં આ સ્વપ્નોને મૂર્તિમંત કરવામાં તે પૂરો સફળ થયો નહિ, પરંતુ "ઉદારતા અને સંશોધનની જે મહાન પ્રવૃત્તિ" તેણે વહેતી મૂકી તે પ્રવૃત્તિ હજી પણ સતત ચાલુ છે. વર્તમાન સમયમાં જે ભારતીય રાષ્ટ્રીયતા જન્માવવાનો પ્રયત્ન થઈ રહ્યો છે તેનો સૌથી પ્રથમ પ્રવર્તક તથા પ્રચારક સમ્રાટ અકબર જ હતો.

ફ્રેડરિક ઑગસ્ટસ લખે છેઃ—

"સેનાપતિ તરીકે અકબર મહાન હતો, શાસક તરીકે તે એક મહાન માનવ સમાજનો નિર્માતા હતો અને સાચા માનવ ધર્મને કૃતિમાં

મૂકનાર તથા તેના પુરસ્કર્તા તરીકે તો આજ સુધીના ઇતિહાસમાં તે અદ્વિતીય છે."૬૧

**અકબરના ઉત્તરાધિકારીઓ**

સમ્રાટ અકબરના મૃત્યુ પછી તેના બંને ઉત્તરાધિકારીઓ જહાંગીર તથા શાહજહાંએ અકબરની ઉપરોક્ત નીતિનું જ અનુસરણ કર્યું, અને આ જ રાષ્ટ્રીય પ્રગતિને સુંદરતાપૂર્વક ચાલુ રાખી. આ પ્રગતિ તથા તેનું બળ એટલી હદે વધ્યાં કે તેને પરિણામે શાહજહાંનો સમય ભારતીય ઇતિહાસમાં સૌ કરતાં અધિક સમૃદ્ધ બન્યો, તેમ જ બીજા પણ અનેક અર્થોમાં તે ભારતીય ઇતિહાસનો સુવર્ણયુગ થયો એમ કહીએ તો અયોગ્ય નથી.

**હિંદુ તથા મુસ્લિમોની સંકુચિત પ્રવૃત્તિઓ ચાલુ**

પરંતુ એકતા, સમાનતા, ઉદારતા તથા માનવ પ્રેમનાં જે આંદોલનો એ સમયે ભારતમાં કામ કરી રહ્યાં હતાં તેમણે ભારતીય જીવનનાં બધાં જ ક્ષેત્રો ઉપર સંપૂર્ણ પ્રભાવ પાડ્યો નહોતો. અલબત્ત આ આંદોલનોની શક્તિનું એ કાળે પ્રાધાન્ય હતું ખરું, અને એ પ્રાધાન્ય દિવસે દિવસે વધતું પણ જતું હતું; પરંતુ બીજી બાજુએ હિંદુ ધર્મ તથા ઇસ્લામની પુરાણી સંકુચિત પ્રવૃત્તિઓનો પૂરો અંત આવ્યો નહોતો. રામાનંદના જ શિષ્યોમાં જોઈએ તો જેમ કબીર હતો તેમ તુલસીદાસ પણ હતો. બંને મહાન હતા; બંને ઈશ્વરભક્ત હતા. પરંતુ એકની પ્રવૃત્તિ ભાવિ સાર્વજનિક માનવ ધર્મ તરફ વળેલી હતી જ્યારે બીજાની પ્રવૃત્તિ જાતિભેદવાળી, મધ્યકાલિન હિંદુ સંકુચિતતા તરફ વળેલી હતી. એક મનુષ્યમાત્રની એકતાનું પ્રતિપાદન કરતો હતો, જ્યારે બીજો હજુ પણ શૂદ્રો તથા સ્ત્રીઓને બાકીના ઉચ્ચ વર્ણના હિંદુઓની સાથે સમાનપદ આપવા તૈયાર નહોતો. વલ્લભાચાર્ય તથા સૂરદાસ જેવા તથા ખાસ કરીને શૈવ તથા વૈષ્ણવ ધર્મના આચાર્યો ભારતમાં એ વખતે મોજૂદ હતા, જેઓ રાષ્ટ્રને ભવિષ્ય તરફ દોરી જવાને બદલે હજી પણ ભૂતકાળની ગૂંચોમાં ગૂંગળાવી રાખવાના પ્રયત્નો કરતા હતા. મુસલમાનોમાં પણ એક બાજુએ શરિયત અને કર્મકાંડની પરવા

૬૧ "Akbar was great as a general, as a statesman creative, and down to the present day he is unsurpassed as a practical exponent of genuine humanity."—*The Emperor Akbar, etc*, by Frederick Augustus, p. 296.

કરનારી આ બધી શક્તિઓને સ્વાભાવિક રીતે જ નવું જીવન મળ્યું. જ્યારે ઈ. સ. ૧૬૫૮માં સમૂગઢના મેદાનમાં અનુદાર, સંકુચિત વિચારવાળા તથા અદૂરદર્શી ઔરંગઝેબે ઉદાર, વિશાળ હૃદયી તથા દૂરદર્શી દારાશિકોહ ઉપર વિજય મેળવ્યો ત્યારે ઓછામાં ઓછાં ભાવિ ત્રણુસો વરસ માટે ભારતના કિસ્મતનો ફેંસલો થઈ ચૂક્યો.

**ઔરંગઝેબની સંકુચિતતા**

સંભવ છે કે ઔરંગઝેબના સ્વભાવમાં ધાર્મિક સંકુચિતતા છુપાયેલી પડી હોય; કદાચ એમ પણ બનવા સંભવ છે કે અમે ઉપર જણાવી ગયા તે પ્રમાણે આ ધાર્મિક સંકુચિતતા તેને માટે એક રાજકીય આવશ્યકતા પણ હોય. પરંતુ આપણો વર્તમાન પ્રસંગ તથા ભારતના ભાગ્યમાં એનાથી ઝાઝો તફાવત પડતો નથી.

**મહારાજા જયસિંહનો પત્ર**

તખ્ત ઉપર બેસતાં જ ઔરંગઝેબે દેશની બધી ઉન્નતિનાશક, કટ્ટર મુસ્લિમ પ્રવૃત્તિઓને પોતાના પક્ષમાં વાળી લેવાનું શરૂ કર્યું. પહેલાંની રાષ્ટ્રીય પ્રગતિથી જેઓ પરિચિત હતા એવા સમજુ લોકોએ આનો વિરોધ કર્યો; તેમને દેખાઈ ગયું કે ઔરંગઝેબની નીતિ નવા ઘડાના રાષ્ટ્રીય જીવનના ચૂરા કરીને દેશને નાશ તરફ ઘસડી જનારી છે. આ લોકોએ ઔરંગઝેબને સમજાવવાનો પ્રયત્ન કર્યો. હિંદુ મુસલમાનોમાં ભેદ પાડનાર જજિયા કર, જે સમ્રાટ અકબરે બંધ કર્યો હતો, તેને ફરી ચાલુ કરવાનો ઔરંગઝેબે પ્રયત્ન કર્યો ત્યારે મહારાજા સવાઈ જયસિંહે ઈ. સ ૧૬૭૮ માં ઔરંગઝેબને કહ્યું હતુઃ—

"ખુદા કેવળ મુસલમાનોનો જ નથી, બલ્કે તમામ ઇન્સાનોનો છે. તેની આગળ હિંદુ અને મુસલમાન બધા સરખા છે. હિંદુઓના ધાર્મિક રિવાજોનો અનાદર કરવો એ સર્વ શક્તિમાન પરમાત્માની ઇચ્છાની મશ્કરી કરવા સમાન છે."૯૨

**દેશમાં બે વિરોધી પક્ષો**

અદૂરદર્શી ઔરંગઝેબે આ સલાહની પરવા ન કરી; એટલે સ્વાભાવિક રીતે જ રજપૂત, મરાઠા, શીખ તથા અન્ય હિંદુ રાજાઓ બધાએ એક થઈને ઔરંગઝેબની વિરુદ્ધ માથું ઊંચક્યું. ઔરંગઝેબને જેમ સંકુચિત

૯૨ *Rise of the Maratha Power*, by Ranade, p. 81.

મુસ્લિમ શક્તિઓને પોતાના પક્ષમાં ખેંચવી પડી, તેમ મરાઠા તથા શીખોને પણ હિંદુ સંકુચિતતાનો આશરો લેવો પડ્યો. આમ આખો દેશ બે વિરોધી પક્ષોમાં વહેંચાઈ ગયો. કબીર અને અકબર જેવાના મહાન પ્રયત્નો અને સદીઓની રાષ્ટ્રીય પ્રગતિનો થોડાં વરસોમાં જ વિનાશ થયો. ઔરંગઝેબ સંયમી તથા બળવાન હતો; જ્યાં સુધી તે જીવતો હતો ત્યાં સુધી બાબરથી શાહજહાં સુધીના અમલ દરમિયાન મુગલ સામ્રાજ્યે જે સંગઠિત શક્તિ પ્રાપ્ત કરી હતી તેને આધારે તેણે આ ચારે બાજુએ ફાટી નીકળતા વિદ્રોહનું દમન કર્યા કર્યું. પરંતુ જે સામ્રાજ્યનો પાયો દેશવાસીઓના હિત તથા તેમની સહાનુભૂતિ ઉપર ટકાવી રાખવામાં અને મજબૂત કરવામાં આવ્યો હતો તે સામ્રાજ્ય હવે કેવળ પશુબળના આધારે ચલાવવું પડ્યું. કમનસીબે ઔરંગઝેબનો શાસનકાળ પણ ઘણો લાંબો થયો. પરિણામે જુદી જુદી ધાર્મિક સંકુચિતતાને બંને પક્ષે પોતાનું બળ મજબૂત કરવાનો અને સમતા, ઉદારતા તથા એકતાની શક્તિઓને ચૂંથાઈ જવાનો પૂરતો સમય મળ્યો. ઔરંગઝેબના મરણથી જ સામ્રાજ્યના કટકા પડવા લાગ્યા. મુખ્ય રાજ્યસત્તા નિર્બળ થઈ એટલે તેની સાથે જ દેશના બધા ઉદ્યોગધંધાઓ, વેપાર, સાહિત્ય અને સુખસમૃદ્ધિના નાશનાં બીજ રોપાયાં.

**પાછળથી ભૂલો સુધારવાના શુભ પ્રયત્નો**

પૂરો સંભવ છે કે ઔરંગઝેબના સમય પછી ફરી દેશ પોતાની ભૂલ સમજીને તેનાં દુષ્પરિણામોને દૂર કરી દેત, અને થોડા વખતમાં જ પહેલાંની માફક ઐક્ય, સ્વસ્થતા અને ઉન્નતિના માર્ગે ગતિ કરવા લાગ્યો હોત. ઘણે અંશે દેશે એમ કર્યું પણ ખરું. ઔરંગઝેબના અનેક ઉત્તરાધિકારીઓએ ઔરંગઝેબની સંકુચિત તથા નાશકારક નીતિનો ત્યાગ કરીને ફરી ધાર્મિક ઉદારતા તથા નિષ્પક્ષતા બતાવવા માંડી. સમ્રાટ શાહઆલમે પૂનાના પેશવાને પોતાની સલ્તનતના ' વકીલ ' બનાવ્યા અને માધોજી સિંધિયાને દિલ્હી તથા આગ્રાનો સૂબેદાર નીમ્યો. શાહઆલમના પુત્ર અકબરશાહે બ્રહ્મોસમાજના જન્મદાતા પ્રસિદ્ધ રામમોહન રાયને રાજાનો ખિતાબ આપીને અને પોતાનો વકીલ બનાવીને ઇંગ્લાંડ મોકલ્યો. અંતિમ સમ્રાટ બહાદુરશાહના જીવનની અનેક ઘટનાઓ તથા તેનાં અનેક એવાં વાક્યો મળી આવે છે કે તે હિંદુ તથા મુસલમાનોને સમાન નજરે જોતો હતો, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. સામ્રાજ્યના કેન્દ્રની આ હિતકારક નીતિનો પ્રભાવ ભારતના બાકીના પ્રાંતોમાં પણ પડતો દેખાઈ આવતો હતો. પ્લાસીના યુદ્ધ પછી પણ બંગા-

બાના મુસલમાન સૂબેદારોના હાથ નીચે મોટા મોટા પ્રાંતોની દીવાની હિંદુઓ ભોગવતા, અને સૂબેદારના દરબારમાં હિંદુ તથા મુસલમાનનો ભેદભાવ ગણવામાં આવતો નહિ. સિરાજુદ્દૌલાનો સૌથી વધારે વિશ્વાસુ અનુયાયી રાજા મોહનલાલ હતો, જેણે પ્લાસીના મેદાનમાં પોતાના માલિક માટે પ્રાણ પાથર્યા હતા. મીરજાફરે પોતાના દીવાન રેઝાખાંને સ્થાને મહારાજા નંદકુમારને દીવાન બનાવવાની હઠ લીધી. ઉત્તરમાં મહારાજા રણજીતસિંહના મંત્રીઓમાં અનેક નામો મુસલમાનોનાં હતાં. હોળકર અને સિંધિયા બંનેના સેનાપતિઓ તથા ઘણી વાર તો મુખ્ય મંત્રીઓ પણ મુસલમાનો થતા. હૈદરઅલી તથા ટીપૂ સુલતાનના મુખ્ય મંત્રીઓ પૂર્ણિયા તથા કૃષ્ણરાવ હિંદુ હતા. પ્રસિદ્ધ મરાઠા રાજનીતિજ્ઞ નાના ફડનવીસ હૈદરઅલીને પોતાનો જમણો હાથ ગણતો હતો, અને બંને વચ્ચે પાકી મૈત્રી હતી. અમે પ્રસ્તુત પુસ્તકમાં આગળ ઉપર બતાવ્યું છે કે હૈદરઅલીની આખી નીતિ જ આ બાબતમાં સમ્રાટ અકબરના પ્રતિબિંબરૂપ હતી. જગદ્ગુરુ શંકરાચાર્ય તથા ટીપૂ સુલતાનમાં ઘનિષ્ટ પ્રેમ હતો. અયોધ્યાના મુસલમાન નવાબોના હાથ નીચે મોટા ભાગના તાલુકદારો અને સાધારણ રીતે તેમના મુખ્ય મંત્રીઓ સુધ્ધાં હિંદુઓ હતા. આવી જ જાતનાં અનેક ઉદાહરણો એ સમયના ઇતિહાસમાંથી આપી શકાય તેમ છે. પ્રસ્તુત પુસ્તકમાં પણ એનાં ઉદાહરણો ઠેરઠેર જોવા મળશે. જો ભારતને મોકો મળ્યો હોત તો તે ટૂંક વખતમાં જ ઔરંગઝેબની ભૂલોમાંથી નીકળી જઈને ફરી પોતાનું ગૌરવ પ્રાપ્ત કરી લેત એમાં બિલકુલ સંદેહ નથી.

**કટોકટીને સમયે અંગ્રેજોનું આગમન**

પરંતુ ભારતના કમભાગ્યે, જ્યારે ઔરંગઝેબની ભૂલનાં પરિણામો હજી તાજાં જ હતાં અને દિલ્હીની કેન્દ્રસત્તા એક વાર નિર્બળ થઈ ચૂકી હતી, ત્યારે બરાબર એ સંકટ સમયે જ એક એવી ત્રીજી શક્તિએ ભારતના રાજનૈતિક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો કે જેનું હિત દરેક રીતે ભારતવાસીઓના હિત કરતાં સ્પષ્ટ રીતે વિરુદ્ધ હતું.

## ૧૦

**ઔરંગઝેબ સુધી અંગ્રેજ વેપારીઓની દશા**

અંગ્રેજોનું ભારતમાં થયેલ આગમન અને તે સમયની ઇંગ્લાંડ તથા ભારતની અવસ્થાની હકીકત અમે ઉપર આપી દીધી છે. એ લોકોએ ભાર-

તમા શરૂઆતના સો વર્ષો દરમિયાન શા શા કરતૂકો કર્યા એનુ વિસ્તૃત વર્ણન પ્રામાણિક અગ્રેજ લેખકોના જ આધારે અમે આપ્યુ છે જે વાચકો આ પુસ્તકમાથી મેળવી શકશે આજે ભારતમા હીગ વેચવાવાળા કાબુલીની કે કાગળના પખા વગેરે રમકડા વેચનાર ચીનાઓની જે સ્થિતિ છે, તે જ સ્થિતિ ઔરગઝેબના સમય સુધી અગ્રેજ વેપારીઓની હતી ઔરગઝેબની અનુદાર અને અદૂરદર્શી રાજનીતિને લીધે થોડા જ વખતમા દેશ આખામા નાની નાની અને પ્રતિસ્પર્ધી રિયાસતો પેદા થઈ ગઈ, સામ્રાજ્યની કેન્દ્રીય શક્તિ નિર્બળ બની, અને ઢબીરથી માડીને આશરે ત્રણસો વરસના સતત પરિશ્રમને પરિણામે ઉત્પન્ન થયેલ હિદુ અને મુસલમાનોમા પરસ્પરના પ્રેમ તથા એકતાના જે અલૌકિક રાષ્ટ્રીય આદોલનો ઉત્પન્ન થયા હતા, અને જે આદોલનોને લીધે દેશ ચિરસ્થાયી સુખ તથા સમૃદ્ધિ તરફ આગળ ધપતો હતો, એ આદોલનોને અમુક સમય માટે પાછા ધકેલી દીધા

કંપનીની ખટપટોની શરૂઆત

ઔરગઝેબના મૃત્યુ પછી થોડા દિવસોમા જ મદ્રાસ અને બગાળામા ઈસ્ટ ઇડિયા કપનીની ખટપટો શરૂ થઈ ગઈ, જે આગળ વધતા વધતા ઔરગઝેબના મૃત્યુ પછી પચાસ વરસે પ્લાસીના મેદાનમા ખરા રગમા આવી સ્વાભાવિક રીતે જ અગ્રેજોનુ હિત એમા હતુ કે ભારતીય જીવનમા પેસી ગયેલી એ સમયની અવ્યવસ્થા અને કુસપને જેમ બને તેમ ચિરસ્થાયી બનાવવા, તથા રાષ્ટ્રીય એકતાની જે પ્રવૃત્તિઓ ઔરગઝેબના સમયમા અટકી ગઈ હતી તેને ફરી પુનર્જીવિત થવા ન દેવી

પણ અહી એક ગભીર પ્રશ્ન આપણી પાસે ઉત્પન્ન થાય છે કે એવા કયા કારણો હતા, જેને લીધે અધિક સસ્કૃત, અધિક બળવાન અને અધિક ઉનત ભારતવાસીઓ પોતાથી ઓછા સસ્કૃત, ઓછા બળવાન અને ઓછી ઉનતિ પામેલા ઇગ્લાડવાસીઓના પ્રપચમા પોતાનુ સર્વસ્વ ગુમાવી બેસવા જેટલી હદે ફસાઈ પડ્યા ? પ્રસ્તુત પુસ્તક વાચ્યા પછી દરેક વાચકના મનમા આ પ્રશ્ન ઊઠે એ બહુ સ્વાભાવિક છે ખરુ જોતા ઇતિહાસની આ એક વિકટ સમસ્યા છે

આપણે કેમ પરાધીન થયા ?

સૌથી પહેલા ચાણાક્ષ બુદ્ધિવાળા ફ્રેચ સેનાપતિ ડુપ્લેને સમજાયુ કે પાશ્ચાત્ય દેશોમા 'રાષ્ટ્રીયતા' અને 'દેશભક્તિ' નો જે અર્થ કરવામા આવે છે, એવા આશયવાળા ઉપરોક્ત ગુણોનો ભારતમા અભાવ હતો ડુપ્લેના

મત મુજબ ભારતવાસીઓને અંદર અંદર લડાવી મારવા એ યુરોપનિવાસીઓ માટે બહુ સરળ કામ હતું, અને એથી જ ભારત પોતાની આઝાદી ખોઈ બેઠો. અમુક અંશે દુપ્લેની આ માન્યતામાં ઘણું સત્ય છે એ વાત નિર્વિવાદ છે. પરંતુ આપણે આ વિષય ઉપર જરા વિશેષ ગંભીરતાથી વિચાર કરવો પડશે. અંગ્રેજ વિદ્વાન કર્નલ માલેસન લખે છે કે ભારતવાસીઓ પોતાની પ્રજા તરીકેની જે ત્રુટીઓને લીધે આ રીતે પરાધીન થઈ શક્યા, એમાં એક ત્રુટી એ હતી કે તેમને "સ્વભાવથી જ ઈમાનદારીથી વર્તવાની અને બીજા ઉપર ભરોસો રાખવાની આદત હતી." ૯૩ દુપ્લેની માન્યતા કરતાં કર્નલ માલેસનનું કથન સત્યની વિશેષ નજીક છે.

આપણે આ સંબંધમાં પહેલી બાબત એ સમજવી પડશે કે કોઈ એક સભ્ય પ્રજા બીજી અધિક સભ્ય પ્રજાને હરાવે અને જીતી લે એ કોઈ નવીન ઘટના નથી. દુનિયાના ઇતિહાસમાં વિશેષ સભ્ય પ્રજાઓ પોતાના કરતાં ઓછી સભ્ય પ્રજાઓનો શિકાર બનતી આવી છે. યુરોપમાં જે ગૉલ તથા વેંડાલ પ્રજાએ ઉત્તર ને પૂર્વથી ઊતરી આવીને રોમન સામ્રાજ્યને સદાને માટે છિન્નભિન્ન કરી નાખ્યું, એ પ્રજાઓ રોમન લોકો કરતાં ઘણી ઓછી સુધરેલી હતી. જે તાતાર તથા મુગલોએ આજથી દોઢ હજાર વર્ષ પહેલાં પૂર્વ અને મધ્ય એશિયામાંથી નીકળીને બગદાદ તથા ઇરાનનાં ગૌરવાન્વિત સામ્રાજ્યનો અંત આણ્યો તેઓ એ સમયના આરબો તથા ઇરાનીઓની સરખાણીએ બહુ જ ઓછા સુધરેલા હતા. મધ્ય એશિયાની આ અસભ્ય પ્રજાઓએ જ સમૃદ્ધ યુનાની સામ્રાજ્યનો અંત આણ્યો. ભારતવાસીઓને પણ પોતાના કરતાં ઓછી સુધરેલ પ્રજાઓએ હરાવી એ ઇતિહાસની આવા પ્રકારની જ એક ઘટના માત્ર હતી. આવી ઐતિહાસિક વિચિત્ર ઘટના બનવાનાં સામાન્ય રીતે બે કારણો હોય છે. એક તો અતિસંસ્કૃતિ લોકોમાં આરામપ્રિયતા પેદા કરે છે, અને અસંસ્કૃત પ્રજાઓની પ્રખર પરાક્રમશીલતા સામાન્ય રીતે તેમનામાં રહેતી નથી. બીજું અસંસ્કૃત પ્રજાઓ પોતાની પાશવી પ્રવૃત્તિઓ અને શક્તિઓનો વિના સંકોચે ઉપયોગ કરી શકે છે, જ્યારે સંસ્કૃત પ્રજાઓ પોતાના નૈતિક આદર્શો વિશેષ સ્થિર થવાને કારણે એમ કરી શકતી નથી.

ભારતની આ પ્રકારની દુર્ઘટનામાં અમને ત્રણ સ્પષ્ટ કારણો દેખાય છે.

૯૩ ". . . the trusting and faithful nature . . ."—*The Decisive Battles of India*, by Colonel Malleson, chap. i.

### 'રાષ્ટ્રીયતા'નો અભાવ

પ્રથમ તો અમારું અને આ તમારું એવી જાતની ભાવના જેને હાલ 'રાષ્ટ્રીયતા' કહેવામાં આવે છે તેણે ઉદાર ભારતવાસીઓના દિલમાં પોતાનું સ્થાન ઝાઝું જમાવ્યું નહોતું. અમે ઉપર જણાવી ગયા છીએ કે, અઢારમી સદીની શરૂઆતમાં ભારતમાં કોઈ પ્રબળ કેન્દ્રશક્તિ રહી નહોતી. અનેક શક્તિઓ એ વખતે દેશમાં પ્રાધાન્ય મેળવવા માટે ઉત્સુક હતી અને પ્રયત્નશીલ પણ હતી. પૂર્વોક્ત કારણોને લીધે ઠેરઠેર હિંદુઓમાં તેમ જ મુસલમાનોમાં પણ ભાગલા પડવા માંડ્યા હતા; આવા સંજોગોમાં બહારથી આવેલી કોઈ ત્રીજી શક્તિ ભારતવાસીઓને નિષ્પક્ષ મધ્યસ્થ જેવી લાગે એ સ્વાભાવિક છે. આ પૂર્વે બહારથી જેટલી શક્તિઓએ ભારતમાં પ્રવેશ કર્યો, તેમાંના મહમૂદ ગઝનવી અથવા નાદીરશાહ જેવા જેઓ હિંદુસ્તાનને લૂંટીને પાછા ચાલ્યા ગયા તેવા થોડાકને બાદ કરતાં બાકીના લોકોનો ભારતવાસીઓને ઝાઝો કડવો અનુભવ થયો નહિ. અમે જણાવી ગયા છીએ કે આ બીજા લોકોએ ભારતમાં વસીને ભારતને જ પોતાનું ઘર બનાવ્યું અને સમસ્ત ભારતવાસીઓની ઉન્નતિ તથા વિકાસમાં પૂરો હિસ્સો આપ્યો. આ પરિસ્થિતિમાં મારાતમારાનો ભેદભાવ ભારતવાસીઓને મન ઝાઝો અર્થવાળો લાગતો નહોતો. ભારતવાસીઓના નૈતિક આદર્શો પણ એવા પ્રકારના હતા, જેથી આવો ભેદભાવ તેમનામાં પેદા થઈ શકે નહિ. ભારતવાસીઓ દેશની જ જુદી જુદી કોમોની અંદર જે જાતના આદર અને સત્કારનો વ્યવહાર કરવા ટેવાયેલા હતા, એવો જ આદરસત્કાર સાત સમુદ્રની પેલે પારથી આવતા યુરોપનિવાસીઓનો પણ તેમણે કર્યો. આ સંયોગોમાં ભારતના રાજાઓના પરસ્પરના સંગ્રામોમાં કોઈ વાર એક પક્ષને તો કોઈ વાર બીજા પક્ષને મદદ કરવાનું તથા બધાં જ રાજ્યોમાં પોતાની પ્રપંચજાળ બિછાવવાનું અને એ રીતે ભારતની પરિસ્થિતિનો પૂરો લાભ ઉઠાવવાનું અંગ્રેજો માટે અત્યંત સરળ બન્યું.

### વેપાર નીચે છુપાયેલી રાજનૈતિક ચાલબાજી

બીજું, જોકે ભારતનો વેપાર એ દિવસોમાં ઇંગ્લાંડના વેપાર કરતાં હજારગણો વધારે હતો, છતાં યુરોપિયન અને ખાસ કરીને અંગ્રેજ કોમમાં જે સ્થાન 'વેપાર'ને આપવામાં આવતું હતું એ સ્થાન ભારતમાં કદી આપવામાં આવ્યું નહોતું. અંગ્રેજ કોમ એક વેપારી કોમ હતી; ઇંગ્લાંડના મોટા મોટા ઉમરાવોના વેપારી કંપનીઓમાં ભાગ હતા; અને ઇંગ્લાંડની

ખુદ મહારાણી પણ ગુલામોના વેપાર જેવા અત્યંત નીચ વેપારમાં પણ ભાગ લેવામાં તથા એવા વેપારમાંથી હજાર બેહજાર ગીનીની કમાણી કરવામાં કંઈ ખોટું માનતી નહોતી.[૯૪] આથી ઊલટું ભારતમાં કોઈ પણ રાજા, નવાબ કે જમીનદાર વેપારમાં કોઈ પ્રકારે ભાગ લેતો નહોતો, તેમ રાજદરબારની સાથે સંબંધ રાખવાવાળો કોઈ પણ આદમી વેપારી કંપનીમાં પોતાના પૈસા રોકતો નહોતો. વેપારમાંથી ધન મેળવવાના કાર્યને આ દેશમાં એક ગૌણ અને મામૂલી કાર્ય ગણવામાં આવતું, અને એ કાર્ય અનાદિ કાળથી એક વર્ગને સુપરત કરવામાં આવ્યું હતું. ખેતીનો ઉદ્યમ પણ વેપાર કરતાં ઉચ્ચ ગણવામાં આવતો. આથી અંગ્રેજોની સાથેના વેપારમાંથી ભાવિ રાજનૈતિક કે રાષ્ટ્રીય પરિણામો શાં આવશે એની કલ્પના કરવી એ ભારતીય રાજાઓ માટે અસંભવિત હતું.

આની સાથે સાથે બધા જ વેપારીઓનું રક્ષણ કરવું અને બની શકે તેટલી વેપારને ઉત્તેજના અને સહાય આપવી એ પ્રત્યેક રાજાનો ધર્મ છે, એમ ભારતીય રાજાઓ સમજતા હતા. પોતાના રાજ્યમાં કોઈ પણ વેપારીને નુકસાન ન થાય, એની ચિંતા મોટામાં મોટા અને નાનામાં નાના દરેક રાજાને રહેતી એ હકીકત ભારતીય ઇતિહાસમાં ખાસ જોવામાં આવે છે. આ જ કારણને લીધે મુગલ સમ્રાટ શાહજહાંએ ભારતીય રાજાઓની મર્યાદા મુજબ ઉદારતા અને દરિયાવદિલીથી અંગ્રેજ કોમનાં વેપારીઓને ભારતમાં રહેવાની તથા વેપાર કરવાની એવી સગવડો આપી કે જેવી સગવડો કોઈ પણ કોમને આપવાનો વિચાર સરખો પણ આજનો કોઈ દેશનો રાજા કરે નહિ. આ નૃપોચિત ઉદારતા એક દિવસ વધતાં વધતાં ભારતીય વેપાર, ભારતીય ઉદ્યોગધંધા અને ભારતીય સ્વાધીનતા ત્રણેના નાશનું બીજ થશે એની આછી કલ્પના પણ ભારતીય સમ્રાટને આવી શકી નહિ.

વેપારના ઓઠા નીચે છુપાયેલી રાજનૈતિક ચાલબાજી એવી વસ્તુ હતી કે જેનો અનુભવ પોતાના હજારો વર્ષોના ઇતિહાસમાં ભારતીય રાજાઓને કદી થયો નહોતો, અને કોઈ પણ ભારતીય રાજાને એ સમજવું પણ મુશ્કેલ હતું. સમ્રાટ ઔરંગઝેબ ભારતમાં સૌથી વધારે નિષ્ઠુર સમ્રાટોમાંનો એક ગણાય છે. આ જ ઔરંગઝેબે અંગ્રેજ કંપનીને તેની વિનતિ ઉપરથી કાલિકાતા (કાલિઘાટ), છૂતાનટી અને ગોવિંદપુર ત્રણ ગામો વેપાર

૯૪ *The Intellectual Development of Europe*, vol. ii, p. 244.

માટે તથા કોઠીઓ બનાવવા માટે જાગીર તરીકે આપ્યાં હતાં. થોડા જ દિવસોમાં અંગ્રેજોએ ત્યાં કિલ્લેબંદી શરૂ કરી. ઔરંગઝેબના નોકરોએ આ વિષે ફરિયાદ કરી. ઔરંગઝેબે જો ધાર્યું હોત તો એ કાળે કેવળ એક શબ્દ-માત્રથી જ એ કિલ્લેબંદી બંધ કરાવી શક્યો હોત, અથવા વિદેશી વેપારી-ઓને ભારતમાંથી બહાર હાંકી મૂક્યા હોત. એથી ઊલટું ત્યારે આ ફરિયાદ ઔરંગઝેબને કાને પહોંચી ત્યારે કિલ્લેબંદી બંધ કરવાનો હુકમ કરવાને બદલે તેણે પોતાના જ માણસોને દબડાવીને કહ્યું: "સંભવ છે કે આસપાસની આપણી દેશી પ્રજાએ દ્વેષને લીધે ફિરંગીઓની સાથે કંઈ તકરાર કરી હોય. ફિરંગીઓ પોતાના રક્ષણનો યથાશક્તિ પ્રબંધ કેમ ન કરે? એ બિચારા બહુ દૂરથી આવેલા છે અને બહુ મહેનતુ છે. હું તેમને બિલકુલ દખલ નહિ કરું." ૬૫

ભારતના વેપારીઓને પણ કદી બીજા કોઈ દેશના વેપારીઓનો બિલકુલ કડવો અનુભવ થયો નહોતો. અંગ્રેજોની પહેલાં આવેલા વિદેશી વેપારીઓ કે વિજેતા કોઈનાથી પણ ભારતવાસી વેપારીઓને નુકસાન થયું નહોતું; ઊલટું વિવિધ દેશોના વેપારીઓ સાથેના સંબંધથી અને તેમની સાથે હળીમળીને રહેવાથી એકબીજાને સદા લાભ જ થયો હતો. આથી ઈસ્ટ ઇંડિયા કંપનીથી જે વેપારીઓને સૌથી વિશેષ નુકસાન થયું, તેઓ પણ કંપનીની ખટપટોનો સામનો કરવાનો કે બધા એક થઈને વિદેશી-ઓને બહાર હાંકી મૂકવાનો પ્રયત્ન કરે એ અસંભવિત હતું. એથી ઊલટું સ્કૉટલાંડ તથા આયર્લાંડના વેપારીઓનો તાજો જ નાશ કરવાને પરિણામે અંગ્રેજ વેપારીઓ તો આ પરસ્પરનો નાશ કરવાના વિનાશક ઉપાયોમાં પૂરા અનુભવી થઈ ચૂક્યા હતા. સ્કૉટલાંડના લોકોને તો 'બિલ ઑફ સિક્યૂરિટી' નામનો કાયદો પસાર કરીને ઈંગ્લાંડના આ વિનાશક પ્રયત્નોમાંથી પોતાના વેપારનું રક્ષણ કરવાની જરૂર પડી હતી.

### વિદેશીઓ ઉપર અત્યંત વિશ્વાસ

ત્રીજું, આ સમય પહેલાં કોઈ પણ વિદેશીઓનાં વચનો ઉપર અવિ-શ્વાસ રાખવાનું કારણ ભારતવાસીઓને મળ્યું નહોતું. ભારતમાં સંધિપત્રો અને જાહેરનામાંઓને સદા પવિત્ર માનવામાં આવતાં હતાં, અને અંગ્રેજોના આગમન પહેલાંના એશિયાઈ રાજાઓનાં સંધિપત્રો અને જાહેરનામાં મોટે

૬૫ *Empire in Asia*, by Torrens, pp. 14, 15.

ભાગે સાચાં પણ હતાં ખરું જોતાં, આ બાબતમાં અંગ્રેજો તથા ભારતવાસીઓના ચારિત્ર્યમાં ઘણો તફાવત છે આ દેશમાં મરાઠાઓને હમેશા વિશેષ ચતુર રાજનીતિજ્ઞ ગણવામાં આવતા હતા મરાઠાઓએ કેટલીય વાર બંગાળા ઉપર ચડાઈઓ કરવા છતાં પણ બંગાળાના સૂબેદાર અલીવર્દીખાએ કહ્યું હતું કે મરાઠાઓએ કદી પોતાની સંધિઓનું ઉલ્લંઘન કર્યું નથી અંગ્રેજો તથા ભારતીય રાજાઓના લગભગ સો વરસના સંપર્ક દરમિયાન કદાચ એક પણ એવો પ્રસંગ નહિ બન્યો હોય કે જ્યારે કોઈ ભારતીય રાજાએ અંગ્રેજો સાથે કરેલી પોતાની સંધિનું ઉલ્લંઘન કર્યું હોય ખરી રીતે તો ભારતીય રાજાઓએ અંગ્રેજો સાથેની સંધિનું એવે પ્રસંગે પણ ઈમાનદારીથી પાલન કર્યું કે જ્યારે એ રીતે પાલન કરવામાં દેશનું સ્પષ્ટ અહિત થતું હોય અને આ જાતનું સંધિનું પાલન જ ભારતીય રાજાઓના નાશનું એક મુખ્ય કારણ હતું અમે અહીં આ વિષયના વિસ્તારમાં પડવા માગતા નથી પ્રસ્તુત પુસ્તકમાં સ્થળે સ્થળે અમારા કથનને પુરવાર કરનારા પ્રમાણો વાચકોને મળી રહેશે પરંતુ એથી ઊલટી જ જાતની અંગ્રેજોના સંધિપાલનની હકીકત મળે છે સુપ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસલેખક સર જૉન કે ઇંગ્લાંડની ઇંડિયા ઑફિસના 'રાજકારણી અને ગુપ્ત વિભાગ'નો મંત્રી હતો તે લખે છે —

> "એમ લાગે છે કે જાણે અંગ્રેજ સરકારે સંધિભંગનો ઇજારો જ રાખ્યો હતો જો ચાલુ સંધિપત્રોને તોડવાના દંડરૂપે તેનો પ્રદેશ છીનવી લેવામાં આવે તો, આ વખતે બ્રહ્મપુત્રાથી સિંધુ સુધીની એક તસુ જમીન પણ અંગ્રેજો પાસે બાકી રહી શકે નહિ " ૬

ઇંગ્લાંડની પાર્લામેન્ટ સમક્ષ વૉરન હેસ્ટિંગ્સનો મુકદ્દમો ચાલતો હતો ત્યારે એડમન્ડ બર્કે કહ્યું હતું "એવી એક પણ સંધિ નથી કે જે અંગ્રે

૬ 'It would seem as though the British Government claimed to itself the exclusive right of breaking through engagements If the violation of existing covenants ever involved *ipso facto* a loss of territory, the British Government in the East would not now possess a rood of land between the Brahmaputra and the Indus"—Sir John Kaye in the *Calcutta Review*, vol 1, p. 219.

જેએ કોઈ ભારતીય રાજા સાથે પહેલા કરી હોય ને પછી પાછળથી તેનો ભગ ન કર્યો હોય ”

**અગ્રેજો તથા ભારતવાસીઓનુ ભિન્ન ચારિત્ર્ય**

અગ્રેજો તથા ભારતવાસી બ નેના ચારિત્ર્યમા કેટલો જબરદસ્ત તફાવત હતો તે અનેક નાની મોટી ઘટનાઓ ઉપરથી જાણી શકાય છે અહી આમાના એક બે ઉદાહરણો અપ્રસ્તુત નહિ ગણાય હૈદરઅલી તથા અગ્રેજો વચ્ચે યુદ્ધ ચાલતુ હતુ ત્યારે એવા અનેક પ્રસગો બન્યા હતા કે જે પ્રસગોએ હૈદરઅલીએ પરાજિત અગ્રેજ સેનાપતિઓ તથા સૈનિકોની પાસેથી ‘ ઓછામાં ઓછુ આજથી બાર મહિના સુધી અમે તમારી સામે શસ્ત્ર ઉઠાવશુ નહિ ’ એવુ વચન લઈને તેમને મુક્ત કર્યા હતા પર તુ આ જાતના વચનો આપ્યા પછી થોડા જ દિવસોમા આ જ અગ્રેજ સેનાપતિઓ તથા સૈનિકો હૈદર-અલીની વિરુદ્ધ લડતા નજરે પડતા હતા એથી ઊલટુ, જ્યારે હૈદરઅલી એક વાર વિજય ઉપર વિજય મેળવતો મદ્રાસ તરફ આગળ ધસતો હતો ત્યારે તેણે કપનીના અગ્રેજ દૂતને વચન આપ્યુ હતુ કે મદ્રાસના દરવાજે પહોચીને હુ તમારા તરફની સુલેહની વાતચીત સાભળીશ. વિજયી હૈદર મદ્રાસના દરવાજા સુધી પહોચી ગયો જો તેણે ધાર્યુ હોત તો વાતવાતમા તે મદ્રા-સનો કિલ્લો જીતી શક્યો હોત, અને એ જ વખતે દક્ષિણ ભારતમાથી અગ્રેજોને હાકી મૂકી શક્યો હોત પરતુ મદ્રાસ પહોચતા જ તેણે પોતાનુ વચન પાળ્યુ સુલેહની વાટાઘાટ ચાલી અને વિજયી હૈદરઅલીએ પરાજિત અગ્રેજો સાથે સુલેહ સ્વીકારી પણ ખરી

સન સત્તાવનના વિપ્લવ દરમિયાન અયોધ્યામા એવા અગણિત ઉદાહરણો મળી શકે છે કે જેમા પોતાના મુલકના વિપ્લવના નેતા જેવા અયોધ્યાના તાલુકદારો તથા જમીનદારોએ મુસીબતમા સપડાયેલ અગ્રેજ પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોને પોતાના કિલ્લામા આશ્રય આપ્યો, અને તેમની વિનતિ ઉપરથી તેમને પોતાની કિસ્તીઓમા બેસાડીને અલાહાબાદ તથા બનારસ પહોચાડ્યા પરતુ થોડા જ દિવસો પછી આ જ અગ્રેજો અયોધ્યા જઈને પોતાના જ જાન બચાવનારા અયોધ્યાના તાલુકદારો તથા જમીનદારો વિરુદ્ધ લડતા નજરે પડયા હતા આ પ્રકારના બીજા અનેક ઉદાહરણો આપી શકાય એમ છે પણ આથી વિશેષ ઉદાહરણો આપવાની હવે જરૂર નથી

જે ભારતવાસીઓએ અગ્રેજો તથા ભારતના સબધમા વારવાર દેશ-ઘાતીપણુ દર્શાવ્યુ એમા પણ કદાચ કોઈ વિરલ જ એવા નીકળશે કે જેમણે

અંગ્રેજોને આપેલા પોતાનાં વચનોનું પાલન ન કર્યું હોય. સાચું તો એ છે કે મધ્યકાલીન કે અર્વાચીન યુરોપનો ઇતિહાસ જો ધ્યાનપૂર્વક તપાસવામાં આવે તો જણાશે કે દેશીયતા કે રાષ્ટ્રીયત્વની સંકુચિત ભાવના યુરોપની વિશિષ્ટ પ્રકારની સામાજિક પરિસ્થિતિનું પરિણામ છે. મધ્યકાલીન યુરોપમાં જમીનદાર તથા ખેડૂત અને ધનવાન તથા ગરીબ વચ્ચે હજારો વરસથી જબરદસ્ત વિગ્રહ ચાલતો હતો, જેને પરિણામે એ લોકોમાં અમારા તમારાનો ભેદ ઘર કરીને બેસે એ સ્વાભાવિક હતું. યુરોપમાં ધાર્મિક પક્ષપાતનું પણ સદીઓ સુધી સામ્રાજ્ય હતું, જેનાથી આ જાતની સંકુચિતતાને વધવાની વિશેષ તક મળી હતી. ઉપરાંત સમસ્ત યુરોપમાં અનેક નાના મોટા દેશો હતા, લગભગ દરેક દેશમાં ભરણપોષણ તથા પોશાકના સાધનોની તંગી હતી; અને વધારામાં વર્ગ વર્ગ વચ્ચે કલહ તથા પ્રતિસ્પર્ધા ચાલતાં આવતાં હતાં. આ બધાં કારણોને લીધે યુરોપમાં આ દેશ મારો અને આ દેશ તારો એ પ્રકારની સંકુચિત રાષ્ટ્રીય ભાવનાઓનું જોર વધતું ગયું હતું.

પણ ભારતના બે હજાર વરસના ઇતિહાસમાં આ પ્રકારનાં કોઈ કારણો ઉપસ્થિત થયાં નહોતાં. જો પ્રાંતિક રાજ્યોમાં પરસ્પર કદી કદી લડાઈઓ થતી, અથવા તો બહારથી થોડા દિવસો માટે કોઈ આક્રમણ થતું, તોપણ ભારતના કરોડો લોકોની રહેણીકરણી, તેમનું જીવન, ઉદ્યોગધંધા અને તેમની સુખસમૃદ્ધિ ઉપર આવી લડાઈઓની ખાસ અસર થતી નહિ.

**વર્તમાન રાષ્ટ્રીયતા અનિવાર્ય આપત્તિ છે**

વર્તમાન રાષ્ટ્રીયતા વર્તમાન રાષ્ટ્રોના સ્વાર્થી જીવનસંગ્રામનું ફળ છે એ નિર્વિવાદ છે. અમે સ્વીકારીએ છીએ કે આવી જાતની રાષ્ટ્રીયતાની ભાવના મનુષ્યને અમુક અંશે પોતાના વ્યક્તિગત સ્વાર્થમાંથી બહાર કાઢીને ઊંચે લાવે છે, અને રાષ્ટ્રના નામે પ્રાણાર્પણ કરવા માટે તૈયાર કરે છે. આટલી હદે આ ભાવના જરૂર મનુષ્યને ઉન્નત બનાવનારી છે; પરંતુ ઉચ્ચ માનવ પ્રેમ અને સમસ્ત માનવ જાતિના હિતની દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો એમ જરૂર ખાતરી થયા વગર રહેશે નહિ કે વર્તમાન 'રાષ્ટ્રીયતા'ની ભાવના મોટામાં મોટી અનિવાર્ય આપત્તિ છે, અને આજે પણ સમસ્ત માનવ જાતિના વિકાસમાં એક મોટામાં મોટું વિઘ્ન છે. ગમે તે હો, અંગ્રેજો આવ્યા પહેલાં ભારતમાં આ ભાવના પેદા થવાની શક્યતા નહોતી અને આ જ કારણથી ભારતવાસીઓમાં આપણું તથા પારકું એવો ભેદભાવ ક્યાંતી ધરાવતો નહોતો.

વિશ્વાસઘાત કેટલે અંશે પાપ હતુ ?

આથી જો નિ'પક્ષપણે વિચારવામાં આવે તો ઈસ્ટ ઇંડિયા કંપનીના સો વરસના ઇતિહાસમા જે લોકાએ અગ્રેજોની સાથે મળી જઈને દેશ તથા દેશવાસીઓને નુકસાન કર્યું હતુ તેમાના થોડાએકને બાદ કરતા બાકીના બધાનુ વર્તન, જેમ કોઈ બે રાજાએ ની લડાઈમા કોઈ માણુસ એકનો પક્ષ છોડીને બીજાના પક્ષમા ચાલ્યો જાય એ જેટલે અંશે પાપ કહેવાય એટલે જ અંશે પાપ હતુ અને આ જ કારણને લીધે આ પૈકી મોટા ભાગના દેશઘાતીઓએ વિદેશીઓની સાથે કરેલી પ્રતિજ્ઞાઓનુ સદા સચ્ચાઈ-પૂર્વક પાલન કર્યું હતુ

અમારે શરમ સહિત સ્વીકાર કરવો પડે છે કે આ સો વરસના ઇતિહાસ દરમિયાન આપણે પક્ષે અક્ષમ્ય વિશ્વાસઘાત તથા દેશઘાતીપણાના કેટલાય ઉદાહરણો મળે છે પરંતુ આવા ઉદાહરણો આવી પરિસ્થિતિમા કોઈ પણ દેશના ઇતિહાસમા મળે એ સ્વાભાવિક છે

ઇતિહાસ તપાસતા સ્પષ્ટતાથી જોઈ શકાય છે કે બીજા અનેક દોષો હોવા છતા પણ ભારતવાસીઓમા પોતાના વચનપાલનનો એક સામાન્ય નિયમ હતો સભવ છે કે આ નિયમને અહીંતહીં અપવાદ હોય બીજી બાજુ કપનીના અગ્રેજ પ્રતિનિધિઓમા પોતાની પ્રતિજ્ઞાઓનુ વિના સકોચે ઉલ્લઘન કરવાનો એક સામાન્ય નિયમ હતો, જેને કદાચ એક પણ અપવાદ મળવો મુશ્કેલ પડે આથી ઈ સ ૧૭૫૭થી ૧૮૫૭ સુધી વારવાર પ્રતિકૂળ અનુભવો થયા છતા પણ ભારતવાસીઓએ સદા અગ્રેજોના વચનો ઉપર ભરોસો રાખ્યા કર્યો હતો

ભારતવાસીઓની વીરતા

આ સો વરસોના ઇતિહાસ ઉપરથી એ પણ સ્પષ્ટ છે કે વીરતા, સાહસ અથવા યુદ્ધકૌશલ્યમા ભારતવાસીઓ કોઈ સ્થળે અગ્રેજોથી પાછળ પડ્યા નથી અગ્રેજોના ભારતીય સગ્રામો અગ્રેજોએ જીત્યા નથી પરંતુ ભારતવાસીઓએ અગ્રેજો માટે જીતીને પોતાના વિજયનુ ફળ અગ્રેજોને ચરણે ધરી દીધુ છે કર્નલ માલેસને 'ધી ડીસાઈસિવ બૅટલ્સ ઑફ ઇંડિયા' નામના પોતાના પુસ્તકમા સ્વીકાર કર્યો છે કે ઈ સ ૧૭૫૭ થી ૧૮૫૭ સુધી જે અસખ્ય લડાઈઓ ભારતવાસીઓ તથા અગ્રેજો વચ્ચે થઈ તેમા એક પણ લડાઈ એવી નથી થઈ કે જેમા એક બાજુએ કેવળ અગ્રેજો હોય અને બીજી બાજુ કેવળ ભારતવાસીઓ હોય, અને એવી લડાઈ-

ઓમા ભારતવાસીઓ ઉપર અગ્રેજોએ વિજય પ્રાપ્ત કર્યો હોય એક બાજુ કેવળ અગ્રેજો અને બીજી બાજુ કેવળ હિંદીઓ હોય એવી લડાઈઓ થઈ છે ખરી, પણ એ બધી લડાઈઓમા સદા અગ્રેજોને નામોશી સાથે હારીને પાછા હટવુ પડયુ છે જ્યા જ્યા કોઈ વાર આવા સગ્રામોમા અગ્રેજો જીત્યા છે, ત્યા સદા ભારતવાસીઓ બે પક્ષમા વહેચાઈ ગયેલા જોવામા આવ્યા છે, જેમા એક પક્ષ અગ્રેજોની વિરુદ્ધ હોય અને બીજો તેમના પક્ષમા હોય આ એક નિર્વિવાદ છતા નામોશીભર્યું સત્ય છે કે અગ્રેજોએ ભારતવર્ષ પોતાની તલવારથી જીત્યુ નથી, પરતુ ભારતવાસીઓએ પોતાની જ તલવારથી પોતાનો જ દેશ જીતીને વિદેશીઓના ચરણોમાં ધરી દીધો છે આમાગ આ કથનના પૂરતા પ્રમાણો વાચકને પ્રસ્તુત પુસ્તકમા મળી રહેશે

**બસો વરસમાં ભારતનુ ભયકર પતન**

બનવાનુ બની ગયુ, પણ હવે તો આપણે આ ભીષણ સત્ય ઉપર ધ્યાન આપવુ પડશે કે આપણી આ બસો વરસની સતત થયા કરતી ભૂલો અને અશક્તિએ આપણને ક્યાથી ક્યા પહોચાડી દીધા? કેવળ બસો વરસ ઉપર જ જે દેશ દુનિયામા સૌથી સમૃદ્ધ હતો અને સૌથી અધિક બળવાન ગણાતો હતો, તે જ દેશ આજે દુનિયાનો ગરીબમા ગરીબ અને અધિક નિર્બળ તથા અસહાય દેશ ગણાય છે કેવળ દોઢસો વરસ પહેલા જ જે દેશના કોઈ પણ ગામડામા લખીવાચી ન શકે એવી એક પણ વ્યક્તિ નજરે પડતી નહિ તે દેશની આજે ૯૪ ટકા વસ્તી નિરક્ષર છે કેવળ સો સવાસો વરસ પહેલા જ એટલે કે ઓગણીશમી સદીના પ્રારભકાળ સુધી જે દેશ ઉદ્યોગ ધધાઓની દષ્ટિએ કેવળ એક ચીન બાદ કરતા દુનિયામાં સૌથી અધિક ઉન્નત ગણાતો હતો, અને જે દેશ એ વખતે લગભગ અર્ધી દુનિયાના લોકોની અને ખાસ કરીને ઇગ્લાંડ તથા ફ્રાંસની કાપડ વગેરેની આવશ્યકતાઓ પૂરી પાડતો હતો, તે આજે જીવનની પ્રત્યેક આવશ્યકતા માટે—પોતાનુ શરીર ઢાકવા માટે પણ બીજાની દયા ઉપર નભે છે! આ બધી બાબતોના નિર્વિવાદ પ્રમાણો આ પુસ્તકમા ઉચિત સ્થળે આપવામા આવશે

**ભારતવાસીઓના ચારિત્ર્યનો નાશ**

દેશની રાજકીય પરાધીનતાને લીધે જે ઉપરોક્ત હાનિઓ થાય છે તે કરતા પણ ચડી જાય એવી હાનિ તો દેશના ચારિત્ર્યનાશની છે સમાજશાસ્ત્રનો પ્રસિદ્ધ અમેરિકન વિદ્વાન ઇ એ રોસ લખે છે —

"કોઈ પણ રાષ્ટ્રના ચારિત્ર્યનું અધઃપતન થવાનાં કારણોમાં પરાધીનતા એ એક મુખ્ય કારણ છે."[૯૭]

પોતાના સમયના ભારતવાસીઓના ચારિત્ર્યનું વર્ણન કરતાં યુનાની ઇતિહાસલેખક એરિયન લખે છે:—

"આ લોકોમાં અદ્‌ભુત વીરતા છે; યુદ્ધવિદ્યામાં તેઓ બધા એશિયાવાસીઓ કરતાં ચડિયાતા છે. સરળતા તથા સચ્ચાઈ માટે તેઓ વિખ્યાત છે. તેઓ એટલા સમજુ છે કે કદી કોર્ટનો આશરો તેમને લેવો પડતો નથી, અને એટલા ઇમાનદાર છે કે કદી પોતાના દરવાજાને તાળું મારવું પડતું નથી કે લેવડદેવડમાં કદી તેમને લખત કરવાની જરૂર પડતી નથી. કોઈ ભારતવાસી જૂઠું બોલનારો જોવામાં આવ્યો નથી."[૯૮]

એ સમયના ભારતવાસીઓના ચારિત્ર્યની આ વખતના ભારતવાસીઓના ચારિત્ર્ય સાથે તુલના કરતાં અત્યંત દુઃખ થાય છે. આ તુલના ઉપર ટીકા કરતાં અને મિસર, યુનાન વગેરેનાં ઉદાહરણો ટાંકીને ઇ. એ. રૉસ લખે છે:—

"જેમ કોઈ ચીજને કાટ ચડવાથી તે ચીજ ઉપર જે અસર થાય, તેવી અસર વિદેશી શાસનને પરિણામે ભારતવાસીઓના ઉચ્ચતર જીવન ઉપર થઈ છે."[૯૯]

નિઃસંદેહ છેલ્લાં પોણાબસો વરસોથી આ દેશ માનસિક, નૈતિક તથા ભૌતિક સર્વનાશ તરફ વેગપૂર્વક ધસડાતો જાય છે.

---

૯૭ "Subjugation to a foreign yoke is one of the most potent causes of the decay of national character."—Professor E. A. Ross: *Principles of Sociology*, pp. 132, 133.

૯૮ "They are remarkably brave, superior in war to all Asiatics; they are remarkable for simplicity and integrity; so reasonable as never to have recourse to a law suit and so honest as neither to require locks to their doors nor writings to bind their agreement. No Indian was ever known to tell an untruth."—The Greek Historian Arrian, as quoted in Ibid, pp. 132, 132

૯૯ ". . . the alien dominion has a blighting effect upon the higher life of the people of India."—Ibid.

## ૧૧

### ઊગરવાનો ઉપાય શો?

છેલ્લો અને ગંભીર પ્રશ્ન આપણી સામે આજે એ છે કે આ વિઘાતક વિપત્તિમાંથી ઊગરવાનો આપણી પાસે કયો ઉપાય છે? આ સંબંધમાં પ્રથમ આપણે બે બાબતોથી ખાસ સાવધાન રહેવું પડશે પહેલી એ કે માનવ જીવનના જે ઉચ્ચ અને નૈતિક સિદ્ધાંતો વગર સમસ્ત માનવ સમાજ સુખથી રહી શકવો અસંભવિત છે, અને જે સિદ્ધાંતો મનુષ્યના ઐહિક જીવનના આધ્યાત્મિક આધારસ્તંભરૂપ છે તે સિદ્ધાંતોથી આપણે ક્ષણિક ગભરાટ કે આવેશને લીધે ચ્યુત ન થઈએ. બીજી બાબત એ છે કે નિરાશા અને અકર્મણ્યતાને એક ક્ષણ પણ આપણે આપણી નજીક ફરકવા દેવી ન જોઈએ. આ બંને બાબતો પૈકી પ્રથમ અમે બીજી બાબત સંબંધે થોડુંક કહેવા માગીએ છીએ.

### પરાધીનતા લાંબા કાળની નથી

આજથી કેવળ પોણાબસો વરસ પહેલા ભારતની એક તસુ જમીન પણ અંગ્રેજોના હાથમા નહોતી આજથી કેવળ ૮૭ (હવે ૯૭) વરસ પહેલા સુધી (ઈસ ૧૮૪૨ સુધી) અંગ્રેજો દિલ્હીના સમ્રાટને પોતાનો સમ્રાટ ગણતા હતા, પોતે તેની વિનયી અને આજ્ઞાધારક પ્રજા છે એ બાબત સ્વીકારતા હતા, ઇસ્ટ ઇંડિયા કંપનીના સિક્કાઓમાં દિલ્હીના સમ્રાટનું નામ કોતરવામા આવતુ હતુ, અને કંપનીના ભારતીય મુલકના અંગ્રેજ ગવર્નર જનરલની મોહોરમાં ' દિલ્હીના બાદશાહનો ખાસ નોકર ' એ અર્થના શબ્દો કોરાયેલા હતા. બેશક, બિનઅનુભવી અને ભોળા ભારતવાસીઓ વિદેશીઓની આ ચાલબાજીમાં ફસાયા ખરા. દિલ્હી દરબારની નિર્બળતાને કારણે ભારતવાસીઓ વિશેષ અસહાય બન્યા એ પણ સાચુ. પરતુ આ નવા રાજનૈતિક પ્રપંચોના પરિણામો દેશના જુદા જુદા પ્રાંતો માટે, દેશની જુદી જુદી રિયાસતો માટે તથા દેશના જીવન માટે ઘાતક છે એવો જ્યારથી ભારતવાસીઓ અનુભવ કરવા લાગ્યા—જ્યારથી સમ્રાટ શાહઆલમના મૃત્યુ (ઈસ ૧૮૦૬) પછી કંપનીના પ્રતિનિધિઓએ સમ્રાટ અકબરશાહ તથા તેની પછીના સમ્રાટ બહાદુરશાહના પદની અવહેલના શરૂ કરી, ત્યારથી તેમની આંખો ઊઘડી ગઈ. તેમણે સન સત્તાવનમાં વિદેશી સત્તાથી સ્વતંત્ર થવાનો એક એવો જબરદસ્ત પ્રયત્ન કર્યો કે જેનાથી ઘડીભર તો અંગ્રેજી સામ્રાજ્યના પાયા હચમચી ગયા

અને એ સામ્રાજ્યનું અસ્તિત્વ ભયમાં આવી પડ્યું. સન સત્તાવનનો વિપ્લવ આપણી પરાધીનતાના ઇતિહાસની એ સમય સુધીની ઘટનાઓમાં સૌથી મહત્ત્વપૂર્ણ ઘટના હતી. એ વિપ્લવની પ્રગતિ તથા તેની અસફળતાનાં કારણોની ચર્ચા અમે આ પુસ્તકમાં યથાસ્થાને કરી છે.

**સ્વાધીનતા મેળવવાના પ્રયત્નો**

ખરું જોતાં અંગ્રેજી સત્તા ભારતવર્ષમાં ઈ. સ. ૧૮૫૮ થી જ બરાબર જામી ગણાય. આ જ સમયથી દિલ્હીના બાદશાહની પ્રજા હોવાનો બનાવટી દેખાવ કરવાવાળી વેપારી કંપનીના હાથમાંથી નહિ, બલ્કે ભારતના અંતિમ સમ્રાટ બહાદુરશાહના હાથમાંથી ભારતનો રાજ્યવહીવટ ઇંગ્લાંડની મહારાણી વિક્ટોરિયાના હાથમાં સોંપાયો. ૭૦ વરસનો કાળ કે ૧૭૦ વરસનો કાળ એ કોઈ પણ દેશના અને ખાસ કરીને ભારત જેવા પ્રાચીન અને સુસંસ્કૃત દેશના ઇતિહાસમાં બહુ લાંબો કાળ ન જ ગણાય. વિપ્લવ પછી પણ ભારતે પોતાના સ્વાધીનતાના પ્રયત્નને બિલકુલ ઢીલો કર્યો નથી. સન સત્તાવન અને પંજાબના કૂકાવિદ્રોહમાં કેવળ પંદર વરસનો જ ગાળો હતો; વિપ્લવ અને રાષ્ટ્રીય મહાસભાના જન્મ વચ્ચે અઠ્ઠાવીશ વરસનો ગાળો હતો; મહાસભાનો જન્મ તથા બંગભંગની ચળવળ વચ્ચે વીશ વરસનો, અને બંગભંગ તથા અસહકારનાં આંદોલનો વચ્ચે કેવળ પંદર વરસનો ગાળો હતો. આ આંદોલનમાં સન સત્તાવન કરતાં પણ વિશેષ ઉચ્ચતર ઉપાયો દ્વારા અંગ્રેજી રાજ્યનું અસ્તિત્વ ભયમાં આવી પડ્યું હતું, અને જે આંદોલનના સંબંધમાં તે સમયના ભારતના ગવર્નર જનરલ લૉર્ડ રીડીંગને સ્વીકારવું પડ્યું કે "એ આંદોલનની સફળતામાં કેવળ એક ઇંચનું જ છેટું રહ્યું હતું," અને "હું બિલકુલ મૂંઝાઈ ગયો હતો." ૧૦૦

**બીજા દેશોના પ્રયત્નો સાથે તુલના**

ખુદ ઇંગ્લાંડ ઉપર રોમન લોકોએ ૪૦૦ વરસ સુધી રાજ્ય કર્યું હતું; ત્યાર પછી સદીઓ સુધી નૉર્મન જાતિના લોકોએ ઇંગ્લાંડ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો. ઈંગ્લાંડના નિવાસીઓને રોમન કે નૉર્મન લોકોના રાજનૈતિક સકંજામાંથી છૂટવામાં, આયરિશ જાતિને ઇંગ્લાંડના પંજામાંથી

---

૧૦૦ 'His programme came within an inch of success.' 'I stood puzzled and perplexed.'—Lord Reading at Calcutta on the Non-Co-operation Movement of 1921.

યથી આ દેશો હજારો વર્ષો સુધી સુખશાંતિમાં રહી શક્યા અને પોતાની સાથે ઓછોવત્તો સંબંધ ધરાવનારા બીજા દેશોને પણ સુખશાંતિમાં રાખી શક્યા.

આવી સ્થિતિમાં આપણે જે વસ્તુ ઉપર ખાસ ધ્યાન રાખવાનું છે તે તો એ છે કે માનવ સમાજને માટે અધિક કલ્યાણકારી આદર્શોને ગુમાવી ન બેસીએ. માર્ગ ભૂલેલા યુરોપે જે સ્થાન વીજળી અને કૂટનીતિને આપ્યું છે તે સ્થાન આપણે માનવ પ્રેમ અને સત્યને આપવું પડશે, અને પ્રત્યેક માનવીના વ્યક્તિગત 'અધિકારો' ઉપર ભાર મૂકવાને બદલે આપણે મનુષ્ય માત્રના 'કર્તવ્યપાલન'ને વિશેષ મહત્ત્વ આપવું પડશે

**સાર્વજનિક માનવ ધર્મની આવશ્યકતા**

ત્યાર પછી આપણે આપણા સમાજને અંદરથી જ કોતરી ખાનાર સામાજિક પાપો તરફ નજર નાખવી પડશે; અને એ પાપોને આપણા રાષ્ટ્રીય જીવનમાંથી ઉખેડીને ફેંકી દેવા જેટલું સાહસ કેળવવું પડશે અસત્યને છોડી દઈને આપણે ફરી એક વાર આપણા રાષ્ટ્રીય જીવનને સત્ય ઉપર દૃઢ કરવાનો પ્રયત્ન કરવો પડશે. આપણો માર્ગ આ વિષયમાં બહુ સ્પષ્ટ છે આજથી આશરે અઢીસો વરસો પૂર્વે જે માર્ગથી વિચલિત થવાને લીધે ધીરેધીરે આપણી રાષ્ટ્રીય વિપત્તિઓની શરૂઆત થઈ, એ આપણા કલ્યાણકારી માર્ગનો આપણે ફરી અવલંબ કરવો પડશે આપણે સ્વીકારવું પડશે કે માનવ સમાજના ટુકડા ટુકડા કરવાવાળી જુદા જુદા ધર્મો તથા સંપ્રદાયોની દીવાલો કૃત્રિમ તથા હાનિકારક છે. કબીરના શબ્દો પ્રમાણે આપણે માનવું પડશે કે દુનિયામાં 'બે જગદીશ' હોઈ શકે નહિ. આપણે એ પણ બાબત સ્વીકારવી પડશે કે કોઈ દેશ, કોઈ કાળ, કોઈ જાતિ કે કોઈ ખાસ ભાષા ગમે તેટલી પ્રાચીન હોય તોપણ તેણે પ્રભુની જ્ઞાનનો ઇજારો લઈ રાખ્યો નથી. ખરી રીતે આ જાતની મૂર્ખાઈભરેલી માન્યતાઓ જ માનવ સમાજની અરધી કરતાં પણ વધારે વિપત્તિઓનું મૂળ છે આ ગંદા આપણે હિંદુ, મુસલમાન, જૈન, પારસી અને ઈસાઈના જુદા ભેદભાવો સદાને માટે તોડી નાખવા પડશે. જાતિભેદ અને અસ્પૃશ્યતા જેવી કુરિવાજોમાં રહેલી અણસમજ તથા અન્યાયનો તો આજે પણ મોટા ભાગના વિચારશીલ ભારતવાસીઓ અનુભવ કરવા લાગ્યા છે. આ બધા ભેદભાવોને સદંતર આપણા રાષ્ટ્રીય જીવનમાંથી સમૂળ ઉખેડીને ફેંકી દેવા પડશે. આ બધાને બદલે આપણે માનવસમાનતા, માનવપ્રેમ, ભાઈચારો, સ્વાર્થત્યાગ, ન્યાય અને સત્યના સાર્વજનિક ધર્મને આપણો એક માત્ર ધર્મ

બનાવવો પડશે, જે ધર્મનું ભાન આપણને મનસૂર અને કબીર જેવા અનેક સૂફીઓ અને મહાત્માઓએ કરાવ્યું છે

અલબત્ત, જો બસો વર્ષ પહેલા જ આપણે આપણા જીવનની આ સાચા પાયા ઉપર ફરી સ્થાપના કરી હોત, જો ઔરંગઝેબના કાળમા જુદા જુદા ધર્મોની ખોટી સંકુચિતતાએ આપણા દેશવાસીઓના વિચારોને માર્ગભ્રષ્ટ ન બનાવ્યા હોત, તો આજે આ દેશની આવી દશા ન હોત આ સિવાય બીજા કોઈ પણ પ્રકારનુ સામાજિક કે રાજનૈતિક પરિવર્તન મૂળ રોગના મૂળોને છોડીને ડાળપાંદડા કાપવાનુ જ કાર્ય કરી શકશે એવા પ્રકારનુ કોઈ પણ પરિવર્તન ચિરસ્થાયી નહિ હોય વાસ્તવિક જો કોઈ સત્ય હોય તો તે આ જ સત્ય છે, અને જો ભારતના તેમ જ દુનિયાના ભાવિ કલ્યાણનો કોઈ માર્ગ હોય તો તે આ જ માર્ગ છે

**સત્યાગ્રહનુ અમોઘ શસ્ત્ર**

આની સાથે જ આપણે પ્રેમ તથા સત્યના પવિત્ર સિદ્ધાંતોથી ચ્યુત ન થતા રાજનૈતિક ક્ષેત્રમા 'સત્યાગ્રહ'ની અજેયતાનો અનુભવ કરવો પડશે, અને સત્યાગ્રહના અનંત બળનો પણ આપણામા સંચય કરવો પડશે. આપણે સમજવુ પડશે કે દરેક અન્યાય અન્યાયી તથા અન્યાયપીડિત બંનેના આત્માની એક સરખી અધોગતિનુ કારણ બને છે કોઈ પણ સત્યપ્રેમી કોઈ પણ અન્યાયને પોતાની નજર સામે જોતા છતા નિષ્ક્રિય બેસી શકે નહિ ઘૃણા અને દ્વેષને બદલે પ્રેમ–સાચો અને સક્રિય પ્રેમ વિશેષ પ્રબળ છે જે મનુષ્ય કોઈ પણ અન્યાયને હઠાવવા માટે સાચા પ્રેમપૂર્વક પોતાનો સ્વાર્થ, પોતાનુ સર્વસ્વ અને પ્રાણની પણ આહુતિ આપવા માટે તત્પર થાય છે, અને હસતે મુખે કર્તવ્યપાલન ખાતર જ અનંત કષ્ટો સહન કરવા માટે મેદાને પડે છે, તેની શક્તિ તોપો અને બંદૂકોની શક્તિની સરખામણીએ અજેય છે આ શક્તિનો થોડો ઘણો અનુભવ આપણને આપણી રાષ્ટ્રીય લડતોમા મળી ચૂક્યો છે આપણા આ દુખિત દેશનો ઉદ્ધાર કરવામા આજ એક માત્ર અમોઘ શક્તિનો આશરો લેવો પડશે

**પરાધીનતાનુ કારણ આપણી મદદ છે**

ત્રીજી બાબત જે અમને સ્પષ્ટ દેખાય છે તે એ છે કે આપણી પરાધીનતાના એકેએક ક્ષેત્રમા આપણી જ શક્તિઓ આપણા વિરુદ્ધ કાર્ય કરી રહી છે વિદેશી વેપારના દરેક ક્ષેત્રમા અને વિદેશી શાસનના દરેક ખાતામ

આપણે જાતે જ આપણી બેડીઓ તૈયાર કરવાવાળા છીએ. ભારતવાસીઓની સહાયતા વગર ભારતમાં વિદેશી શાસન સ્થપાઈ શકે નહિ તેમ એક ક્ષણ ચાલી પણ શકે નહિ. જાણેઅજાણે આપણો આ સ્વાર્થ જ–આપણું આ પાપ જ દેશની બધી વર્તમાન આપત્તિઓનું મૂળ છે, અને એના ઉપર જ આ આપત્તિઓ ટકી રહી છે. ઇલાજ સ્પષ્ટ છે. આપણો જ વિનાશ કરનારાં સાધનોનો સહકાર કરવાના મહાપાપમાંથી આપણે વહેલી તકે મુક્ત થવું પડશે.

ઉજ્જવળ ભવિષ્ય

બેશક, માર્ગ સર્વથા નિષ્કંટક નથી. પરંતુ દુનિયાનું કોઈ પણ મહાન કાર્ય સ્વાર્થત્યાગ અને કષ્ટસહન વગર સિદ્ધ થઈ શકતું જ નથી. કોઈ પણ મનુષ્ય કે કોઈ પણ દેશ પોતાનાં પાછલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યા વગર ધર્મ અને કલ્યાણના માર્ગમાં આગળ વધી શકતો નથી. ભારતના ઉદ્ધારનો આ જ સમય છે અને આ જ એક માર્ગ છે. પ્રત્યેક ભારતવાસી માટે સાચા ધર્મનો અને કર્તવ્યનો આ જ એકમાત્ર રસ્તો છે.

પ્રત્યેક મનુષ્યની માફક પ્રત્યેક રાષ્ટ્ર પણ પોતાના જીવનમાં ભૂલો કરે એ સ્વાભાવિક છે, અને અનિવાર્ય છે. પોતાની આ ભૂલોનાં દુષ્પરિણામો પણ પ્રત્યેક વ્યક્તિ અથવા રાષ્ટ્રને સહન કરવાં પડે છે. પરંતુ અમારું હૃદય ભાવિ માટે આશા અને શ્રદ્ધાથી ભરેલું છે. આપણા દેશવાસીઓ જો એક વાર પોતાનું કર્તવ્ય સમજી લે તો પછી અમને તેમના સાહસ તથા તેમની શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા છે. અમને વિશ્વાસ છે કે આજકાલની આદર્શશૂન્ય અને દુઃખતપ્ત દુનિયા આ બધી બાબતોમાં સાચા માર્ગદર્શન માટે ભારત તરફ મીટ માંડીને બેઠી છે. આપણા દેશના છેલ્લા વીશ વરસના ઇતિહાસને ધ્યાનથી જોતાં નિકટવર્તી ભવિષ્યમાં જ ભારત તથા સ્વાધીન ભારત એ ભાવિ અપૂર્વ વિજય તરફ પ્રસ્થાન કરતો સ્પષ્ટ નજરે પડે છે.

# ભારતમાં અંગ્રેજી રાજ્ય

## પુસ્તક પહેલું

*

## પ્રકરણ પહેલું

## ભારતમાં યુરોપિયનોનો પ્રવેશ

### ચારસો વરસ પહેલાં ભારત તથા યુરોપનો સંબંધ

ઘણા પ્રાચીન સમયથી ભારતવર્ષ માનવ જાતિની સંસ્કૃતિ અને ઉન્નતિનું ખાસ વિશિષ્ટ કેન્દ્રસ્થાન રહ્યું છે, અને પૃથ્વીની વિધવિધ જાતિઓના વિકાસમાં તેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આજથી બસો કે ત્રણસો વર્ષ પહેલાં સુધી તો આ દેશ દરેક રીતે સ્વતંત્ર હતો અને જ્ઞાન, વિજ્ઞાન, વિદ્યા-પ્રચાર, કળા, શાસનપ્રથા વગેરેમાં દુનિયાના બધા દેશોથી ચઢી જાય એવો હતો. એ સમયે હિંદુસ્તાનની બરોબરીમાં ઊભો રહી શકે એવો કોઈ દેશ યુરોપમાં નહોતો. ધનધાન્યની દૃષ્ટિએ જોતાં એ વખતે આખી દુનિયામાં હિંદુસ્તાન બધા કરતાં વધારે ધનવાન ગણાતો હતો. ઈસ્વીસનના આઠમા સૈકા સુધી આ દેશ સમસ્ત દુનિયાના મુસાફરો માટે એક ચમત્કારિક જગા જેવો, કવિઓને માટે ઉચ્ચતમ કલ્પનાઓના વિષય જેવો, અને ધનના લાલચુ લોકો માટે એમની લાલસાના મુખ્ય પદાર્થ જેવો હતો. સેંકડો અને હજારો વર્ષો સુધી સમસ્ત યુરોપ બલકે સમસ્ત દુનિયાનાં મોટાં શહેરોની બજારોમાં હિંદુસ્તાનમાં બનેલાં સારાંમાં સારાં સુતરાઉ અને રેશમી કપડાં, ઘરેણાં, ઠામ-વાસણ અને બીજા અનેક અદ્ભુત પદાર્થો નજરે આવતા હતા. દુનિયાભરના વેપારીઓને રાતે ઊંઘમાં પણ હિંદુસ્તાનના ધન અને વૈભવનાં જ સ્વપ્નાં આવતાં હતાં; અને આ ધનની લાલચે જ યુરોપિયનો આપણા દેશમાં ખેંચાઈ આવ્યા છે. ખરું જોતાં ભારતનું આ ધન અને આ વૈભવ એ જ ભારતની ભવિષ્યની આપત્તિઓનું મૂળ કારણ બન્યું.

આજથી ચારસો વર્ષો અગાઉ ભારત તથા યુરોપનો વેપાર આરબો અને ઈરાનીઓની મારફત ચાલતો હતો. આ સાહસી સોદાગરો ભારતના

પશ્ચિમ કિનારેથી ભારતના કિંમતી માલથી પોતાનાં વહાણો ભરતા, અને પછી અરબસ્તાન અને ઇરાની અખાતમાં થઈને પોતાના દેશમાં એ માલ લઈ જતા, તથા ત્યાંથી મોટે ભાગે ઊંટ અને ગાડીઓમાં ભરીને જમીન-માર્ગે યુરોપ અને આફ્રિકાના તમામ દેશોમાં પહોંચાડતા. તે વખતે ઇટાલી દેશના જીનોઆ અને વેનિસ બંદરોની 'બજારો' યુરોપની મુખ્ય બજારો ગણાતી હતી. ભારત, ઇરાન વગેરે દેશોમાં બનેલો માલ પ્રથમ અહીં ભેગો થતો, અને પછી અહીંથી યુરોપના બીજા દેશોમાં મોકલાતો. યુરોપથી ભારતમાં આવવાનો સીધો જળમાર્ગ તે વખતે કોઈ જાણતું ન હતું. તે વખતે કોઈ યુરોપિયન પ્રજા એટલી બળવાન કે ધનવાન પણ નહોતી, તેમ તે વખતે યુરોપની બહારનો કોઈ બિનખ્રિસ્તી મુલક યુરોપની ખ્રિસ્તી પ્રજાઓને આધીન પણ નહોતો.

**ભારત પહોંચવાનો જળમાર્ગ શોધવાની અગત્ય**

ઈસવીસનની પંદરમી સદીમાં કેટલાક સાહસી યુરોપિયનોના મનમાં ભારતમાં પહોંચવાનો સીધો જળમાર્ગ શોધવાની ઇચ્છા થઈ. આ ઇચ્છા થવાનાં બે મુખ્ય કારણો હતાં: એક તો જમીનમાર્ગે માલ લઈ જવા લાવ-વામાં અનેક અગવડો વેઠવી પડતી હતી; વચ્ચે ઘણી જગાએ માલ ઉતા-રવો તથા ફરી લાદવો પડતો; કોઈ કોઈ જગાએ પૂલ ઉપર, સડક ઉપર અને બજારમાં દાણ આપવું પડતું; સડક પણ ક્યાંક સારી, ક્યાંક ખરાબ અને કેટલીક જગાએ તો હતી જ નહિ; માર્ગમાં લૂંટારા તથા જંગલી જાનવરોની બીક રહેતી; સમય પણ ઘણો લાગતો, અને દાણ વગેરેનો ખરચ એટલો બધો થતો કે એ માલ યુરોપના ઉત્તર અને પશ્ચિમના ભાગોમાં પહોંચતાં તો બહુ જ મોંઘો થઈ જતો. બીજું કારણ એ કે એ દિવસોમાં યુરોપની અંદર આવતા એશિયાઈ માલનો બધો વેપાર સામાન્ય રીતે ઇટાલીના વેપારીઓના હાથમાં હતો. એ વેપારીઓની કમાણી જોઈને ઉત્તર અને પશ્ચિમ યુરોપના વેપારીઓને તેમની ઈર્ષ્યા ઉત્પન્ન થઈ હતી ને ધનલાલસા જાગી હતી, એટલે તેઓ હરીફાઈમાં ઊતરવા માગતા હતા.

સૌથી પહેલાં સ્પેન, ત્યાર પછી પોર્ટુગાલ, પછી હોલાંડ, ઈંગ્લાંડ અને ફ્રાંસ, એમ પાંચ દેશોના લોકોએ એક પછી એક ભારતમાં જળમાર્ગે પહોંચ-વાના પ્રયત્નો કર્યા. આ પ્રયત્નો લગભગ સો વર્ષ સુધી ચાલુ રહ્યા. ભૂગોળ અને દિશાઓનું જ્ઞાન પણ એ વખતે યુરોપિયનોમાં બહુ નહોતું. ભારતમાં પહોંચવાને માટે કોઈ વીર પોતાનું વહાણ લઈને ઉત્તર તરફ જતો, કોઈ



કાલિકટના રાજા સામુરી અને વાસ્કો ડી ગામાની મુલાકાત

(From a 'Comprehensive History of India' by Henry Beveridge, vol 1)

ઉત્તર-પૂર્વ તરફ, કોઈ ઉત્તર-પશ્ચિમ તરફ, કોઈ પશ્ચિમ તરફ, તો વળી કોઈ દક્ષિણ તરફ જતો. પરિણામે આમાંના ઘણા પ્રયત્નો નિષ્ફળ ગયા. અનેકના જાન ગયા, અનેક જહાજોનું નુકસાન થયું અને પુષ્કળ પૈસો વેડફાયો. તોપણ આ કષ્ટ અને વિપત્તિઓથી યુરોપિયન સાહસિકો હિંમત હારી બેઠા નહિ. સ્પેન, પોર્ટુગાલ, હોલાંડ, ઇંગ્લાંડ અને ફ્રાંસના નાવિકોમાં ભારતનો જળમાર્ગ શોધવાની હરીફાઈ ચાલુ જ રહી.

**કોલંબસ**

સૌથી પ્રથમ આ માર્ગ શોધવાનું બીડું ઝડપનાર ઇટાલીનો રહેવાસી સુપ્રસિદ્ધ કોલંબસ હતો. સ્પેનના રાજાએ કોલંબસને સારી મદદ આપી. ભારત પહોંચવા માટે એ બરાબર યુરોપની પશ્ચિમ દિશામાં આગળ વધ્યો. એનું જહાજ ઈ. સ. ૧૪૯૨માં અમેરિકાને કિનારે પહોંચ્યું. અમેરિકા ખંડ શોધવાનું અને તેનો અર્વાચીન યુરોપની સાથે સંબંધ જોડવાનું માન કોલંબસને મળ્યું. એ સંબંધનો પ્રભાવ યુરોપ ઉપર અને પછી દુનિયાના બીજા બધા દેશો ઉપર ઘણો જ થયો. પણ ભારતમાં પહોંચવાનો જળમાર્ગ શોધવાની દૃષ્ટિએ જોતાં કોલંબસનો પ્રયત્ન બિલકુલ નિષ્ફળ નીવડ્યો. અહીં એક ખાસ વાત જાણવા જેવી છે કે કોલંબસ મરી ગયો ત્યાં સુધી તે તો એવા જ ભ્રમમાં હતો કે જે દેશ હાથ લાગ્યો તે હિંદુસ્તાન જ છે; અને એ જ ભ્રમને લીધે યુરોપિયનો આજે અમેરિકાના મૂળ વતનીઓને રેડ-ઇન્ડિયન્સ અથવા ઇન્ડિયન્સ કહે છે, અને અમેરિકાની પાસેના આ ટાપુઓને વેસ્ટ ઇન્ડીઝના નામથી ઓળખે છે.

**પોર્ટુગીઝોનો પ્રવેશ**

સૌથી પ્રથમ આ જળમાર્ગ શોધવામાં સફળતા મેળવનાર પોર્ટુગાલ દેશનો રહેવાસી વાસ્કો ડી ગામા. વાસ્કો ડી ગામાનું જહાજ આફ્રિકાની દક્ષિણે કેપ ઑફ ગુડ હોપ ફરતું ચક્કર લગાવી હિંદી મહાસાગરમાં થઈ ૨૨મી મે ૧૪૯૮ ને દિવસે હિંદુસ્તાનની પશ્ચિમે મલબાર કિનારે આવેલ કાલિકટ બંદર નજીક આવ્યું.[1] કાલિકટનો રાજા એ વખતે હિંદુ હતો, જેને સામુદ્રિક કે સામુરી અથવા ઝામોરીન કહેતા હતા. આ ઝામોરીન રાજાએ વાસ્કો ડી ગામા તથા તેના ખ્રિસ્તી સાથીઓનું બહુ જ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું, અને

૧ સ્વેઝની નહેરનો રસ્તો પ્રથમ ઈ. સ. ૧૮૬૯મા ખુલ્લો થયો. એ પહેલા તો લોકો ઘણા મહિને આવડું મોટું ચક્કર લઈને જ આવતા હતા.

તેમની ખાતરબરદાશ સારી કરી. પોર્ટુગીઝ લોકોની વિનતિથી ઝામોરીને તેમને પોતાના રાજ્યમાં રહેવાની અને વેપાર કરવાની રજા આપી. પોર્ટુગાલ સાથેનો અવરજવર વધ્યો.

ઈ. સ. ૧૫૦૦માં પોર્ટુગીઝોએ વેપાર કરવા માટે કાલિકટમાં એક કોઠી નાખી. ત્રણ વર્ષ પછી ઝામોરીનની રજાથી એ કોઠી ફરતો કિલ્લો બંધાવ્યો અને આલ્બુકર્ક નામના એક સેનાપતિને તેનો રક્ષક નીમ્યો. આલ્બુકર્કે કિનારે કિનારે ઉત્તર તરફ વધીને ૧૫૦૬માં ગોવા જીતી લીધું. ભોળા ભારતવાસીઓ હજુ સુધી આ વિદેશીઓના હેતુઓથી તદ્દન અપરિચિત હતા. ધીમે ધીમે ૧૫૧૦માં કાલિકટના રાજા સાથે પોર્ટુગીઝોને તકરાર થઈ. આ તકરારમાં પોર્ટુગીઝોએ ઝામોરીનના મહેલને આગ લગાડી અને આખા ગામને લૂંટ્યું. બાર વરસ પહેલાં જ આ વિદેશીઓ ઉપર અનુગ્રહ કરનાર નિરપરાધી તથા ઉદાર ઝામોરીનને એ ઉપકારનું આવું ફળ મળ્યું.

**એ સમયનું ભારત**

એ સમયે ભારતવર્ષમાં અનેક નાનાં નાનાં રાજ્યો હતાં. આ રાજ્યો એકબીજા સાથે બહુ ઓછો સંબંધ રાખતાં હતાં. આ બધાં રાજ્યોને તાબે રાખનાર અને એક દોરથી બધાનું સંકલિત રાજ્ય ચલાવનાર કોઈ એક મુખ્ય સત્તા તે વખતે નહોતી. જૂનાં હિંદુ સામ્રાજ્યો તો ઘણાં વર્ષો પહેલાં તૂટી ગયાં હતાં અને દિલ્હીનું મુગલ સામ્રાજ્ય પણ મજબૂત નહોતું. ભારત 'એક રાષ્ટ્ર' છે એવો વિચાર પણ કોઈના મનમાં નહિ હોય એમ જણાય છે. એ સિવાય ભારતવાસીઓ એ સમય સુધી તોપ, બંદૂક, વગેરે આગ્નેય અસ્ત્રો બનાવવાનું જાણતા હોવા છતાં તેનો ઉપયોગ કરવો એ માનવી ધર્મની વિરુદ્ધ છે એમ માનતા હતા, જ્યારે પોર્ટુગીઝ લોકો આ વિષયમાં નિપુણ હતા. આ બધા કરતાં વધારે તો ભારતવાસીઓ રાજનૈતિક બાબતોમાં અત્યંત ભોળા હતા. પરિણામે સો સવાસો વર્ષમાં પોર્ટુગીઝ લોકો ભારતીય વેપારથી એટલું બધું ધન કમાયા કે તે જોઈને બીજા યુરોપિયન લોકો આશ્ચર્યચકિત થયા. વળી ધન કમાવાની સાથોસાથ આ અરસામાં એ લોકો મેંગલોર, કોચીન, લંકા, દીવ, ગોવા અને મુંબઈ એટલા માલિક બની બેઠા; નેગાપટ્ટમ પણ તેમની માલિકી નીચે આવ્યું.

**પોર્ટુગીઝોનું વર્તન**

પોર્ટુગીઝ લોકોના એ વખતના વેપારની બાબતમાં ખાસ કરીને બે વાતો નોંધવા જેવી છે. એક વાત તો એ કે પોર્ટુગીઝોનાં થોડાંક જહાજો

ભારતના પૂર્વ તથા પશ્ચિમના કિનારાની આસપાસમાં જ ફર્યા કરતા અને કોઈ ભારતીય વહાણ ભાજુમા નીકળતું દેખે તો તેને પકડીને લૂટી લેતા. પોતાના વહાણોમા બેસી આ લોકો કિનારાની વસ્તીમા જઈ તેમને લૂટતા અને કોઈ કોઈ વાર ત્યાના સ્ત્રીપુરષોને ગુલામ બનાવી લઈ જતા હતા. બીજી વાત એ કે, આફ્રિકા તથા તેના જેવા બીજા દેશોમાથી ગુલામોને પકડીને લાવતા અને ભારતદેશના શહેરોની બજારોમા અને ખાસ કરીને જે ભાગ તેમને તાબે હતો ત્યા અત્યત સસ્તા દરે વેચી દેતા

ભારતના જે પ્રદેશો પોર્ટુગીઝ લોકોને તાબે હતા ત્યાની પ્રજાની સાથેનુ તેમનુ વર્તન અત્યત અનુદાર હતુ આ લોકો ચૂસ્ત ઈસાઈ હતા, અને જે દેશ ઉપર પોતાનુ રાજ્ય હોય ત્યાના લોકોને જોરજુલમથી વટલાવીને ઈસાઈ બનાવવામા ધર્મ સમજતા હતા ગોવામા તેમણે એક ઇન્ક્વીઝીશન કોર્ટ સ્થાપી હતી. તેમા ત્યાના ગૈરઈસાઈ પ્રજાજનોને પકડીને તેમને નાસ્તિક ઠરાવવામા આવતા અને પછી તેમને મારી નાખવામા આવતા કે જીવતા બાળી દેવામા આવતા. આ જ કારણથી આજે ગોવાની વસ્તીનો મોટો ભાગ ઈસાઈ છે પોતાની ભારતીય પ્રજાની આબાદી માટે આ પોર્ટુગીઝોએ કોઈ પ્રયત્ન કર્યો નથી

**પોર્ટુગીઝોની સત્તાનો અત**

સત્તરમી સદીની શરૂઆતમા પોર્ટુગીઝોનો વેપાર બગાળા તરફ વધવા લાગ્યો જોકે બગાળાનો કોઈ ભાગ તેમણે જીતી ન લીધો, તોપણ ત્યા તેમની લૂટ, મારફાડ, ગુલામોનો વેપાર વગેરે ચાલુ જ હતા પરતુ આ સમય દરમિયાન મુગલ સામ્રાજ્ય મજબૂત થયુ હતુ આ વખતે દિલ્હીની ગાદીએ શાહજહા હતો દિલ્હીના સમ્રાટ તરફથી એક સૂબેદાર બગાળાનુ રાજ્ય ચલાવતો હતો પોર્ટુગીઝોના વર્તન માટે સૂબેદારે તેમને ચેતવ્યા, પણ પોર્ટુગીઝોએ સૂબેદારની આ ચેતવણીની બિલકુલ પરવા ન કરી ફરિયાદ શાહજહા સુધી પહોચી તેણે તરત પોર્ટુગીઝોનુ દમન કરવા એક સેના મોકલી તેમને હરાવ્યા, તેમની હુગલીની કોઠીઓ તોડવામા આવી, તેમના વહાણો સળગાવવામા આવ્યા, અને બાકીના જે જીવતા રહ્યા તેમને આગ્રા કેદ કરીને મોકલી દેવામા આવ્યા અહીથી પોર્ટુગીઝોની ભારતીય સત્તાની પડતી શરૂ થાય છે

ભારતમા પોર્ટુગીઝોની આટલી જલદી પડતી થવાનુ એક કારણ એ બતાવવામા આવે છે કે તેઓ પુ કળ પૈસાદાર થયા અને ધીમે ધીમે વિલાસી

બન્યા. એક પોર્ટુગીઝ લેખક લખે છે:—

"પોર્ટુગીઝોએ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ક્રોસ લઈને ભારતદેશમાં પ્રવેશ કર્યો. પણ જ્યારે તેમણે અહીં ઘણું સોનું જોયું ત્યારે ક્રોસને એક બાજુ મૂકી એ હાથે તેમણે પોતાનાં ખિસ્સાં ભરવાનું શરૂ કર્યું. અને પછી ખિસ્સાં એટલાં બધાં ભરાઈ ગયાં કે એક હાથે તે સાચવી ન શકાયાં ત્યારે તેમણે તલવાર પણ મૂકી દીધી. આવી હાલતમાં એમની પછી આવનારા લોકો બહુ સહેલાઈથી તેમને હરાવી શક્યા."[૨]

પોર્ટુગીઝોની પછી સો વરસે લગભગ ૧૬મી સદીના અંતમાં હોલાંડના રહેવાસી જેઓ ડચ તરીકે ઓળખાય છે, તેઓ ભારતમાં આવ્યા. આ લોકોએ સહેલાઈથી પોર્ટુગીઝોનાં વહાણો વગેરે બાળીને બાકીની સત્તા પોતાના હાથમાં લઈ લીધી.

આજે હિંદુસ્તાનમાં પોર્ટુગીઝોનું રાજ્ય ફક્ત દીવ, દમણ અને ગોવા ઉપર રહ્યું છે.

ડચ લોકો

યુરોપમાં ડચ લોકોએ ભારતના ધનવૈભવનું વર્ણન સૌથી પ્રથમ પોર્ટુગીઝો પાસેથી સાંભળ્યું. એમના મનમાં પણ ભારતમાં જઈને ધન કમાવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. જળમાર્ગે ભારતમાં આવવાના તેમણે અનેક નિષ્ફળ પ્રયત્નો કર્યા. અંતે ૧૫૯૮માં તેમનાં વહાણો આફ્રિકાની દક્ષિણે થઈ જાવા જઈને ભારતમાં આવવા લાગ્યાં.

ડચ લોકોના લખેલા ઇતિહાસ ઉપરથી જણાય છે કે ભારતના રાજાઓએ જેવું પોર્ટુગીઝોનું પહેલાં સ્વાગત કર્યું હતું તેવું જ સ્વાગત ડચ લોકોનું પણ કર્યું હતું. ડચ લોકો પોર્ટુગીઝોના હરીફ હતા. જેમ પોર્ટુગીઝોએ આરબ લોકોની કમાણી લઈ લીધી હતી, તેમ આ ડચ લોકો હવે પોર્ટુગીઝોની કમાણી લઈ લેવા અથવા તેમાં ભાગ પડાવવા લાગ્યા. આ લોકોએ ભારતવાસીઓ પાસે પોર્ટુગીઝોની ઘણી બદબોઈ કરી. મુગલસમ્રાટે હવે તેમને વેપારને માટે કોઠી નાખવાની અને તેના રક્ષણ અર્થે કિલ્લેબંદી કરવાની રજા આપી.

સૌથી પ્રથમ પુલીકટ અને મદ્રાસમાં તેમણે કોઠીઓ સ્થાપી, અને કિલ્લા

[૨] Alfonzo-de-Souza, Governor of Portuguese India, 1545.

બાંધ્યા; પુલીકટ મદ્રાસની ઉત્તરે છે અને મદ્રાસ દક્ષિણે છે. વધતાં વધતાં ૧૬૬૩ ના અરસામાં આગ્રામાં પણ તેમની કોઠી સ્થપાઈ. અહીં જવને સડાવીને તેમાંથી દારૂ તૈયાર કરવામાં આવતો હતો. આ જાતની તેમની કોઠીઓ સૂરત, અમદાવાદ અને પટણામાં પણ હતી. ધીમે ધીમે બંગાળામાં પણ તેમનો વેપાર વધવા લાગ્યો, અને ૧૬૭૫માં ચુંચડા (ચિન્સુરા)માં તેમણે એક કોઠી સ્થાપી.

જ્યાં સુધી ડચ લોકો વેપારમાં જ પડ્યા હતા ત્યાં સુધી તેમણે ભારતમાંથી ઘણી કમાણી કરી. પણ પછી ભારતમાં રાજ્ય જમાવવાની તેમની ઇચ્છા થઈ. આ દરમિયાન અંગ્રેજો પણ ભારતમાં આવી પહોંચ્યા, અને આ દેશને જીતી લેવાના તરેહ તરેહના ઉપાયો અજમાવવા લાગ્યા. ડચ જાતિને પોતાનાથી વધારે ચતુર એવા અંગ્રેજો સાથે ટક્કર લેવી પડી. પ્લાસીના યુદ્ધ પછી બે વરસે ૧૭૫૯માં ડચ લોકોનાં સાત જંગી વહાણો ચુંચડાની પાસે આવ્યાં. અંગ્રેજોએ એ વખતે પોતાનો પ્રભાવ બરાબર જમાવ્યો હતો આથી તેમણે એ વહાણોને પોતાની કોઠી સુધી પણ પહોંચવા ન દીધાં, અને બંગાળાના નવાબની મદદથી પૂરેપૂરાં હરાવીને પાછાં હઠાવ્યાં. આ વખતથી ડચ લોકોનો ભારતીય વેપાર ઘટવા લાગ્યો. અંતે ઈ.સ. ૧૮૦૫માં અંગ્રેજોએ ચિન્સુરાના તેમ જ મલાક્કાના બદલામાં સુમાત્રા ટાપુ તેમને આપ્યો ને ડચ જાતિનું નામનિશાન આ દેશમાંથી ભૂંસી નાખ્યું.

**ભારત ઉપર અંગ્રેજોની નજર**

સોળમી સદીની શરૂઆતમાં પોર્ટુગીઝ લોકોનો ભારતીય વેપાર ખૂબ વધવાને લીધે લિસ્બન બંદરનું મહત્ત્વ તેમ જ વૈભવ દિવસે દિવસે વધતાં જતાં હતાં. અંગ્રેજોને આની ઈર્ષા થાય એ સ્વાભાવિક હતું. ઇંગ્લાંડમાં એ વખતે વેપારની દૃષ્ટિએ બ્રિસ્ટલ બંદર આગળ પડતું હતું. દરેક યુરોપિયન પ્રજા આ વખતે બીજી પ્રજાનાં માલથી ભરેલાં વહાણો પકડીને લૂંટી લેવાનો ધંધો ન્યાય્ય સમજતી હતી. ભારત તથા એશિયાઈ સમુદ્રોમાં પણ આ રીતે તેઓ ખૂબ લૂંટફાટ ચલાવતા હતા. બ્રિસ્ટલના નાવિકો તો પ્રખ્યાત ચાંચિયા ગણાતા હતા. સૌથી પ્રથમ બ્રિસ્ટલના એક વેપારીએ જ આઠમા હેનરીને ભારતનો જળમાર્ગ ખોળવાની સલાહ આપી હતી.

લગભગ પચાસ વર્ષ કરતાં પણ વધારે સમય સુધી ઇંગ્લાંડના મોટા મોટા નાવિકોએ ઉત્તર-પશ્ચિમમાં થઈને ભારતમાં પહોંચવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા. ઈ. સ. ૧૫૭૮માં ઇંગ્લાંડના એક પ્રખ્યાત નાવિક સર ફ્રાંસિસ ડ્રેક

ભારતમાંથી લિસ્બન તરફ જતા પોર્ટુગીઝ વહાણને લૂંટ્યું અને આ લૂંટમાંથી તેને ભારતમાં પહોંચવાના નકશા હાથ લાગ્યા.

**ઈસ્ટ ઇંડિયા કંપની**

ઈ સ ૧૬૦૦ માં ઈંગ્લાંડની સુપ્રસિદ્ધ રાણી એલિઝાબેથના સમયમાં ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ. હિંદુસ્તાન સાથે વેપાર કરવાની ઈચ્છા રાખનાર વેપારીઓની બનેલી આ કંપની હતી એક વાત સ્મરણમાં રાખવી જેવી છે કે જે ફરમાન રાણી એલિઝાબેથે આ વખતે જાહેર કર્યું તેમાં આ મંડળીને એવા સાહસી લોકોની મંડળી ( Society of Adventurers ) કહી છે જેઓ લૂંટ, સટ્ટો વગેરે કરવા માટે નીકળે છે, અને ધન કમાવાની બાબતમાં જેઓ ન્યાયઅન્યાય, સત્યાસત્ય અથવા ઈમાન, વગેરેની ઝાઝી પરવા કરતા નથી. કંપનીના ડાયરેક્ટરોએ પ્રથમથી જ નક્કી કર્યું હતું કે અમે "જવાબદારીવાળી જગાએ કોઈ ખાનદાન આદમીને નીમશું નહિ"[3] અને પોતાના પ્રાર્થનાપત્રમાં તેમણે જણાવ્યું હતું કે "અમને અમારો વેપાર અમારા જેવા જ આદમીઓ મારફત ચલાવવાની રજા મળવી જોઈએ. કારણકે લોકોને જરા જેટલો પણ શક જાય કે અમે અમારામાં ખાનદાન આદમીને બેસવવાના છીએ, તો અમારામાંના ઘણા સાહસિક વેપારીઓ પોતાના પૈસા પાછા ખેંચી લે"[4] આ અંગ્રેજ લોકોના અઢીસો વર્ષનાં કરતૂકો અને એમની આખી નીતિની કૂંચી છે. આ અઢીસો વર્ષમાં કંપનીના સભ્યો કે નોકરોમાં ખાનદાન કહી શકાય એવા આદમીઓ કોઈ વીરલા જ નજરે આવશે.

**ભારતમાં પહેલો અંગ્રેજ**

નકશા મળ્યા પછી ૩૦ વર્ષે એટલે કે ઈ સ ૧૬૦૮માં પહેલું અંગ્રેજ વહાણ હિંદુસ્તાન પહોંચ્યું. આ વહાણનું નામ હેક્ટર હતું. હેક્ટર એક ગ્રીક યોદ્ધાનું નામ છે; અંગ્રેજીમાં હેક્ટર શબ્દનો અર્થ 'ટંટો કરનાર' એવો થાય છે આ વહાણ સુરતમાં આવીને નાંગર્યું. સુરત એ વખતે ભારતીય વ્યાપારનું મોટું મથક હતું જળમાર્ગે આ રીતે હિંદુસ્તાનની ભૂમિ ઉપર પગ મૂકનાર

---

[3] "Not to employ any gentleman in any place of charge"
—Bruce's *Annals of the Hon'ble East India Company*, vol. I, p. 128

[4] Ibid.



બાદશાહ જહાંગીર અને સર ટૉમસ રોની મુલાકાત

(By courtesy of the Curator Victoria Memorial Calcutta)

પ્રથમે અંગ્રેજ હૉકિન્સ આ વહાણનો કપ્તાન હતો. ઇંગ્લાંડના બાદશાહ જેમ્સ પહેલા તરફથી દિલ્હીના મુગલ બાદશાહ ઉપર એ પોતાની સાથે એક કાગળ લાવ્યો હતો. આ કાગળ આગ્રા પહોંચીને તેણે બાદશાહ જહાંગીરને આપ્યો. આ બિના ફક્ત ૩૦૦ વર્ષો પહેલાંની જ છે. ક્ષેત્રફળ, આબાદી, ધન, વૈભવ, કલાકૌશલ, શાસનપ્રબંધ, વિદ્યા, બળ વગેરે કોઈ પણ બાબતમાં તે વખતના બાદશાહ જેમ્સ પહેલાના રાજ્યની દિલ્હીના મુગલ શહેનશાહના રાજ્ય સાથે સરખામણી થઈ શકે એમ નહોતું. જહાંગીરના દરબારમાં કોઈને તે સમયે ખ્યાલ પણ નહિ હોય કે દૂર આવેલી પશ્ચિમની નિર્બળ, અસભ્ય અથવા તો અર્ધસભ્ય જાતિનો જે દૂત આ વખતે જમીન પર ઘૂંટણીએ પડીને જમીન ચૂમી રહ્યો છે, તેના જ વંશજો એક વાર મુગલ સામ્રાજ્ય તૂટી ગયા પછી હિંદુસ્તાન દેશમાં રાજ્ય કરવા લાગશે. જહાંગીરે હૉકિન્સને સારી રીતે રાખ્યો. પરંતુ પોર્ટુગીઝ લોકો અગાઉથી જ કોર્ટમાં ઘૂસેલા હતા; તેમણે જહાંગીર પાસે અંગ્રેજોની ઘણી નાલેશી કરી. ઈ. સ. ૧૬૧૨ માં અંગ્રેજોએ સૂરતની પાસેનાં પોર્ટુગીઝ વહાણો ઉપર હુમલો કરીને પકડી લીધાં. ત્યારથી સૂરતમાં પોર્ટુગીઝોનો પ્રભાવ મોળો પડવા લાગ્યો અને અંગ્રેજોનો વધવા લાગ્યો.

**જહાંગીર અને અંગ્રેજો**

ઈ.સ. ૧૬૧૩ના ફેબ્રુઆરીની ૬ઠ્ઠી તારીખે જહાંગીરે એક બાદશાહી ફરમાન દ્વારા વેપાર કરવા માટે સૂરતમાં કોઠી સ્થાપવાની અંગ્રેજોને રજા આપી; ઉપરાંત મુગલ દરબારમાં અંગ્રેજ વકીલ રાખવા દેવાની પણ પરવાનગી આપી.

ઇંગ્લાંડના બાદશાહે પોતાના બાદશાહી દરબારના પ્રથમ એલચી તરીકે સર ટૉમસ રોને મોકલ્યો. ઈ.સ. ૧૬૧૫માં સર ટૉમસ રો હિંદુસ્તાનમાં આવ્યો, અને પોતાની નમ્રતા અને સૌજન્યને લીધે અંગ્રેજી વેપાર માટે બીજી કેટલીક સગવડો મેળવી શક્યો.

અંગ્રેજોને કાલિકટ તથા મછલીપટ્ટમમાં કોઠીઓ નાખવાની પરવાનગી ૧૬૧૬માં મળી. એ વખતે ભારતમાં રહેનારા અંગ્રેજો મુગલસમ્રાટની પ્રજા ગણાતા હતા, એટલે તેમનામાં કંઈ તકરાર થતી ત્યારે દેશી અદાલતોમાં તેમનો ન્યાય થતો ને ત્યાંથી જ તેમને શિક્ષા વગેરેનાં ફરમાન થતાં. પણ અંગ્રેજોની વિનતિ ઉપરથી ઈ. સ. ૧૬૨૪માં બાદશાહે એક એવું ફરમાન જાહેર કર્યું કે, પોતાની કોઠીમાં રહેનારા કોઈ અંગ્રેજને એ

ગોરીવાળા અંગ્રેજો જ ન્યાય આપીને શિક્ષા કરી શકશે. આ ઘટના ઉપર પ્રખ્યાત ઇતિહાસલેખક ટોરેન્સ લખે છેઃ—

"બાદશાહ ન્યાયશીલ અને બુદ્ધિમાન હતો. તે તેમની જરૂરિયાતો જાણતો હતો. તેમણે જે માગ્યું તે તેણે મંજુર કર્યું. તેને તે વખતે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ નાના એવા મૂળમાંથી વધતાં વધતાં એક વાર આ જ અંગ્રેજો બાદશાહની પ્રજા અને તેના વંશજોને પણ શિક્ષા કરવાનો દાવો કરવા લાગશે; અથવા તો જો અંગ્રેજોનો વિરોધ કરવામાં આવશે તો તેની પ્રજાનો સંહાર કરશે અને વંશજોને બંડખોર ગણી કેદ કરશે."[૧]

**શાહજહાં અને અંગ્રેજો**

ત્યાર પછી શાહજહાંનો સમય આવ્યો. પોર્ટુગીઝોને બંગાળામાંથી કાઢયા પછી શાહજહાંએ અંગ્રેજોને બંગાળામાં વેપાર કરવાની છૂટ આપી. ઈ. સ. ૧૬૩૯માં મદ્રાસમાં અંગ્રેજોએ પોતાની કોઠી સ્થાપી. તે દિવસોમાં અંગ્રેજોને બીજા વેપારીઓની માફક જ બંગાળામાં પોતાના માલ ઉપર દાણ આપવું પડતું અને તેમનાં વહાણો શાહી ફરમાન અનુસાર હુગલીથી નીચે આવેલા પીપલી નામના સ્થાન પાસે અટકી જતાં; હુગલી સુધી વહાણો લાવવાની તેમને છૂટ નહોતી.

ઈ. સ. ૧૬૪૦માં શાહજહાંની એક દીકરી દાઝી ને એક અંગ્રેજ ડૉક્ટરે તેની દવા કરી તેને સાજી કરી. તેના બદલાના ઇનામમાં એ અંગ્રેજ ડૉક્ટરની વિનતિ ઉપરથી આખા બંગાળાની અંદર અંગ્રેજોના વેપારી માલનું દાણ માફ કરવામાં આવ્યું, અને એ પ્રાંતમાં કોઠી નાખવાની તેમ જ હુગલી સુધી વહાણો લાવવાની તેમને રજા આપવામાં આવી. આ ફરમાનને લીધે ઈ.સ. ૧૬૪૦માં કલકત્તાની કોઠી સ્થપાઈ. આ વખતે બંગાળાનો સૂબેદાર શાહસુજા હતો. તેણે બાદશાહના ફરમાન મુજબ 'પરદેશી' અંગ્રેજોને

---

૧ "The Padishah, being a just man and wise, understood their needs, and yielded what they asked, little dreaming that the time would come, when, from such root of title, they would claim jurisdiction over his subjects and successors, and as the penalty of resistance, decimate the one, and imprison the other for life as guilty of rebellion."—Torrens' *Empire in Asia*, pp. 10, 11. Allahabad.

વેપાર જમાવવામાં સારી મદદ કરી.

**મુંબઈ ટાપુ**

ત્યાર પછી ઔરંગઝેબ બાદશાહ થયો. ઈ.સ. ૧૬૬૧માં પોર્ટુગીઝો તરફથી મુંબઈનો ટાપુ અંગ્રેજોના બાદશાહને પહેરામણીમાં મળ્યો, ને ઈ.સ. ૧૬૬૮માં ઈસ્ટ ઈંડિયા કંપનીએ એ ટાપુ ખરીદી લીધો. ઈ.સ. ૧૬૬૪ની આસપાસમાં શિવાજીનું બળ વધવા લાગ્યું. સુરતની કોઠીવાળા અંગ્રેજોએ શિવાજીની સામે ઔરંગઝેબને મદદ આપવાનું અને મુગલ સામ્રાજ્ય તરફથી સુરતની રક્ષા કરવાનું માથે લીધું. આથી ખુશ થઈ ને ઔરંગઝેબે તેમને બીજી ઘણી સગવડો આપી.

**અંગ્રેજ વેપારીઓનું ચારિત્ર્ય**

પરંતુ પ્રથમથી જ અંગ્રેજોનું વર્તન અને વહેવાર હલકો હતો. કોઈ પણ જાતિનાં માલથી ભરેલાં વહાણ પકડીને લૂંટી લેવાનું તેમને માટે સાધારણ બની ગયું હતું. ખુદ અંગ્રેજ અને બીજા યુરોપિયનોની સાથે પણ તેઓ એવી રીતે વર્તતા હતા કે જો કોઈ માણસ તેમનાથી સસ્તે ભાવે માલ વેચે કે બીજી કોઈ રીતે તેમના વેપારમાં આડે આવે તો તેઓ તેને પકડી લેતા અને કાં તો તેને કોરડાનો માર મારતા અથવા તો પોતાની કોઠીમાં પૂરીને ભૂખે મારી નાખતા.[૬]

ભારતવાસીઓ સાથેનું તેમનું વર્તન તો આથી પણ વધારે ખરાબ હતું. સુરતની કોઠીના અંગ્રેજોના સંબંધમાં ફિલિપ ઍન્ડરસન નામનો એક વિદ્વાન અંગ્રેજ પાદરી લખે છે —

> "જેમ જેમ આ સાહસિક આગંતુકોની સંખ્યામાં વધારો થતો ગયો તેમ અંગ્રેજોની નેકનામીમાં વધારો ન થયો. આમાંના ઘણા લોકો જોરજુલમ અને વિશ્વાસઘાત કરતા હતા. × × × હિંદુ અને મુસલમાન બંને કોમો આ અંગ્રેજોને ગાય ખાવાવાળા ને આગ પીવાવાળા નીચ હિંસ પશુ સમાન ગણતી હતી, અને કહેતી કે આ લોકો મોટા કૂતરા કરતાં પણ વધારે જંગલી છે, સેતાનની માફક લડે છે, પોતાના બાપને પણ દગો દેવામાં પાછી પાની કરતા નથી, અને ગોળાઓનો વરસાદ અને ભાલાનો માર અથવા માલની પોટલી ને રૂપિયાની થેલી,

૬. " . . . they made it a rule to whip to death or starve to death those of whom they wished to get rid, . . . to murder private traders."—*Mill, Wilson's note, vol. i, Chap. ii.*

ગમે તે અદલબદલ કરવા હમેશાં તૈયાર હોય છે."[૭]

અંગ્રેજોના આ વર્તનને લીધે ઈસાઈ ધર્મ સંબંધે પણ ભારતવાસીઓનો અભિપ્રાય બહુ ખરાબ થયો હતો. ઉપર કહેલ વિદ્વાન આગળ જતાં લખે છેઃ—

"પરંતુ ટેરી સાહેબ વર્ણન કરે છે કે ભારતવાસી લોકો ઈસાઈ ધર્મને બહુ હલકો માને છે. સૂરતના લોકોના મોઢે નીચે પ્રમાણેનાં વાક્યો વારંવાર સાંભળવામાં આવતાં: 'ઈસાઈ ધર્મ સેતાનનો ધર્મ છે. ઈસાઈ લોકો બહુ દારૂ પીએ છે. ઈસાઈ લોકો બહુ બદમાશી કરે છે, બહુ મારપીટ કરે છે, બીજાને બહુ ગાળો ભાંડે છે.' ટેરીએ સ્વીકાર કર્યો છે કે ભારતવાસી સાચા અને ઈમાનવાળા હતા, અને પોતાના બધા કરાર પૂરા કરવામાં દક્ષ હતા. જો કોઈ હિંદુસ્તાની વેપારી પોતાના માલની અમુક કિંમત બતાવે અને તેનાથી બહુ ઓછું લેવા માટે તેને કહેવામાં આવે, તો તે કહેતો કે શું તમે મને ઈસાઈ સમજો છો કે હું તમને દગો દઉં?"[૮]

૭ "As the number of *adventurers increased the reputation* of the English was not improved. Too many committed deeds of violence and dishonesty. . . . Hindus and Musalmans considered the English a set of cow-eaters and fire drinkers, vile brutes, fiercer than the mastiffs which they brought *with them, who would fight Eblis, cheat their* own fathers and exchange with the same readiness a broadside of shot and thrusts of boarding pikes, or a bale of goods and a bag of rupees."—*The English in Western India, by Rev. Philip Anderson, p. 22*

૮ "But, according to Terry, the natives had *formed* a mean estimate of Christianity. It was not uncommon to hear them *at Surat giving utterance to* such remarks as—*Christian* religion, devil religion, Christian much drunk, Christian much do wrong, much beat, much abuse others. Terry admitted that the natives themselves were 'very square' and exact to make good all their engagements, but if a dealer was offered much less for his articles than the price which he

જોકે સુરતમાં અંગ્રેજો સહુથી પહેલા પહોંચ્યા તોપણ બંગાળામાં તેઓ સૌથી છેલ્લે પહોંચ્યા હતા. પરંતુ ત્યાં પણ તેમનું વર્તન તો એવી જ જાતનું રહ્યું. ઇતિહાસલેખક સી. આર. વિલ્સન લખે છે:—

"બંગાળમાં પણ અંગ્રેજો પોતાના તકરારી સ્વભાવ માટે બદનામ થયા હતા. x x x ત્યાંનો બૂઢો સૂબેદાર શાઇસ્તખાં તેમને 'નીચ, તોફાની અને દગાખોરની કંપની' કહેતો હતો. અને આજનો કોઈ ઇતિહાસજ્ઞ નવાબની પાસે આ કથનનાં પ્રમાણો નહોતાં એમ કહેતો નથી. તે વખતના બધા ઉલ્લેખોને બરાબર તપાસ્યા પછી સર હેનરી યૂલના દિલમાં એવી અસર થઈ કે 'બંગાળી સમુદ્રમાં કંપનીના નોકરોની અવસ્થા ભૌતિક અને સામાજિક દૃષ્ટિએ ખરેખર ભયંકર હતી.'"૯

**ઔરંગઝેબ અને અંગ્રેજો**

થોડા જ વખતમાં ખાસ કરીને મુંબઈમાં અંગ્રેજ સોદાગરોના અત્યાચાર એટલા બધા વધી પડ્યા કે એની ફરિયાદ ઔરંગઝેબના કાન સુધી પહોંચી. તરત જ તેમની કોઠીઓ જપ્ત કરવાનો ને તેમને મારીને હિંદુસ્તાન બહાર હાંકી મૂકવાનો ઔરંગઝેબે હુકમ ફરમાવ્યો. સુરત, વિજાગાપટ્ટમ વગેરે કેટલાંય સ્થાનોની અંગ્રેજી કોઠીઓ જપ્ત કરવામાં આવી અને ત્યાંથી અંગ્રેજોને હાંકી મૂકવામાં આવ્યા; મુંબઈને ઘેરવામાં આવ્યું. પરંતુ આ લોકો બરાબર ચાલાક હતા; તેઓ તરત જ ઔરંગઝેબને નમી પડ્યા. તેઓએ

---

had named, he would be apt to say, 'What! dost thou think me a Christian, that I would go about to deceive thee?"—*Ibid.*, p. 32

૯ "The English in Bengal were equally notorious for their quarrels. . . . The old Viceroy, Shayista Khan, called them 'a company of base, quarrelling people and foul dealers;' and our great modern authority will not gainsay that the noble had good grounds for his assertion. The impression of the moral and social tone of the Company's servants in the Bay which has been left on the mind of Sir Henry Yule by his exhaustive study of the records of the time is 'certainly a dismal one.'"—Dr. C. R. *Wilson's Early Annals of the English in Bengal, vol. i, p. 66.*

જરૂર નથી. બળ, વીરતા અને સહનશક્તિમાં ભારતવાસી સૈનિકો યુરોપિયનો કરતાં ચડી જાય એવા હતા. પોતાના સરદાર તરફની વફાદારીનો ગુણ પણ હિંદીઓમાં જબરદસ્ત હતો, પરંતુ રાષ્ટ્રીયત્વ અથવા 'સ્વદેશ'નો વિચાર સરખો પણ તેમનામાં નહોતો. તેમને બહુ જ સહેલાઈથી યુરોપિયન ઢબની કવાયત શીખવી શકાય તેમ હતું, અને તે સેનાને યુરોપિયન અધિકારીઓને તાબે સહેલાઈથી રાખી શકાતી હતી. આથી વિદેશી સેનાનું આ બધું કાર્ય અહીંની હિંદી સેનાથી સુલભ રીતે ચલાવી શકાતું હતું. પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડવામાં દુપ્લેની નજરે ફક્ત એક જ મુશ્કેલી હતી, અને તે અંગ્રેજોની હરીફાઈ.

**ફ્રેંચો અને અંગ્રેજો**

એ દિવસોમાં યુરોપની અંદર પણ ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે દુશ્મનાવટ ચાલુ હતી. થોડા દિવસોમાં ત્યાં બન્ને વચ્ચે યુદ્ધ શરૂ થયું. કર્ણાટકમાં લગભગ સો વરસથી મદ્રાસની વસ્તી અંગ્રેજોને તાબે હતી, અને તે વખતના અંગ્રેજોના ભારતીય વેપારનું તે મુખ્ય મથક હતું. આ મદ્રાસ અંગ્રેજો પાસેથી પડાવી લેવાનો દુપ્લેએ વિચાર કર્યો. કર્ણાટકનો નવાબ આ વખતે દોસ્તઅલીખાંનો ઉત્તરાધિકારી અનવરૂદ્દીન હતો. દુપ્લેએ અંગ્રેજોની વિરુદ્ધ અનવરૂદ્દીનના કાન ખૂબ ભંભેર્યા. લાબોર્દોને નામના ફ્રેંચ અધિકારીના હાથ નીચે એક જળસેના મદ્રાસ જીતી લેવા માટે મોકલી, અને નવાબને સમજાવ્યું કે મદ્રાસમાંથી અંગ્રેજોને હાંકી મૂકીને એ શહેર આપને સોંપી દઈશ. લાબોર્દોનેએ મદ્રાસ જીત્યું, પરંતુ તેણે તરત જ અંગ્રેજો પાસેથી ૪૦ હજાર પાઉંડ રોકડા લઈને એ શહેર પાછું આપવાનું નક્કી કર્યું. આ પછી પોતે આપેલા વચન અનુસાર નવાબને મદ્રાસ સોંપવા માટે દુપ્લેએ કોઈ પગલાં લીધાં નહિ, અને મદ્રાસ અંગ્રેજોને પાછું સોંપી દીધું. આ વિશ્વાસઘાતની નવાબને જ્યારે જાણ થઈ ત્યારે તે મોટી સેના જમાવીને મદ્રાસ ઉપર ચઢ્યો. દુપ્લે પોતાની સેના લઈને નવાબને રોકવા માટે આગળ વધ્યો. ઈ.સ. ૧૭૪૬માં નવેમ્બરની ૪થી તારીખે દુપ્લેના લશ્કર તથા નવાબના લશ્કર વચ્ચે મદ્રાસ પાસે યુદ્ધ થયું. દુપ્લેની સેનાનો મોટો ભાગ હિંદી સૈનિકોનો હતો. આ સેના તથા તોપખાનાને જોરે તેણે વિજય પ્રાપ્ત કર્યો. ભારતીય રાજાની સામે કોઈ યુરોપિયન જીત્યો હોય એવો ઇતિહાસમાં આ પ્રથમ બનાવ. વિદેશીઓની હિંમત આ વિજયથી ખૂબ વધી ગઈ.

અંગ્રેજોને તથા કર્ણાટકના નવાબને બન્નેને ફ્રેંચોએ દગો દીધો હતો.

આથી આ બન્ને હવે ફ્રેંચોની વિરુદ્ધ એક થયાં. ઈ.સ. ૧૭૪૮માં અંગ્રેજી સેનાએ પોંડીચેરી ઉપર હુમલો કર્યો, પરંતુ ડુપ્લેની સેનાએ આ વખતે પણ અંગ્રેજોને હરાવ્યા. એટલામાં યુરોપમાં ફ્રેંચ તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ; અને મદ્રાસ ફરી અંગ્રેજોને સોંપવાનું નક્કી થયું. આ રીતે કર્ણાટકમાંથી અંગ્રેજોને હાંકી મૂકવાની ડુપ્લેની એક આકાંક્ષાને જબરો ધક્કો લાગ્યો અને ફ્રેંચોની વરસોની મહેનત ઉપર પાણી ફરી વળ્યું.

પરંતુ ડુપ્લે આટલાથી થાકે કે નિરાશ થાય એવો નહોતો. ફ્રેંચ અને અંગ્રેજ કંપની વચ્ચે હરીફાઈ ચાલુ જ હતી. આ બન્ને કંપનીઓ આ દેશમાં પોતપોતાની સેના રાખતી હતી, અને જ્યારે જ્યારે કોઈ બે ભારતીય રાજાઓ વચ્ચે યુદ્ધ થતું કે તરત જ એક કંપની એકનો પક્ષ લેતી અને બીજી બીજાનો પક્ષ લેતી, અને યુદ્ધમાં ઝુકાવતી. ભારતીય રાજાઓને મદદ કરવાને બહાને આ લોકોનો ઉદ્દેશ પોતાના યુરોપિયન હરીફને તોડવાનો હતો.

**દક્ષિણ ભારતમાં સામસામા મોરચા**

દક્ષિણ ભારતની રાજકીય સ્થિતિ આ સમયે બહુ ખરાબ હતી. મુગલ સમ્રાટ તરફથી નાસીરજંગ દક્ષિણનો સૂબેદાર હતો. નાસીરજંગનો ભત્રિજો મુઝફ્ફરજંગ પોતાના કાકાને ખસેડીને જાતે અધિકારી બનવાની ઇચ્છા રાખતો હતો; આથી નાસીરજંગે પોતાના ભત્રિજા મુઝફ્ફરજંગને કેદ કરી રાખ્યો હતો. બીજી બાજુ અનવરૂદ્દીન કર્ણાટકનો નવાબ હતો, પરંતુ ત્યાં દોસ્ત-અલીખાંનો જમાઈ ચંદાસાહેબ અનવરૂદ્દીનને ગાદીએથી ઉઠાડીને પોતે ગાદીએ આવવા માગતો હતો. તાંજોરનો રાજા શાહૂજી હતો, અને પ્રતાપસિંહ નામનો એક બીજો હકદાર તાંજોરની ગાદીએથી શાહૂજીને હઠાવીને પોતે આવવા માગતો હતો. આમાં કર્ણાટકનો નવાબ સૂબેદારનો તાબેદાર હતો, અને તાંજો-રનો રાજા કર્ણાટકના નવાબનો તાબેદાર હતો. આ ત્રણે રાજવંશોના અંદર અંદરના ઝગડામાં અંગ્રેજ, ફ્રેંચ અને મરાઠા ત્રણે પોતપોતાનો સ્વાર્થ સાધી લેવાની કોશિશ કરતા હતા. દિલ્હીના મુગલ દરબારમાં સામ્રાજ્યને દૂરને ખૂણે પડેલાં રાજ્યોના આ અંદર અંદરના ઝગડાઓ પતાવવાની અને સાચા હકદારોને ગાદીએ બેસાડવાની તાકાત રહી નહોતી. આમાં ઘણી તકરારો અને લડાઈઓ થઈ, જેમાં અંગ્રેજોએ નાસીરજંગ અને અનવરૂદ્દીનનો પક્ષ લીધો, અને ફ્રેંચોએ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબનો પક્ષ લીધો. પરંતુ આ તકરારોની શરૂઆત તો તાંજોરથી થઈ.

સૌથી પ્રથમ ચંદાસાહેબે તાંજોરની ગાદીએથી શાહૂજીને ઉઠાડીને એ

રાજ્ય પોતાને તાબે કરી લીધું. મરાઠાઓએ તાંજોર ઉપર ચડાઈ કરીને ચંદાસાહેબને ગિરફતાર કર્યો, અને પ્રતાપસિંહને ત્યાંની ગાદીએ બેસાર્યો. કહેવાય છે કે તાંજોરની પ્રજાને શાહુજી કરતાં પ્રતાપસિંહ વધારે ગમતો હતો. અંગ્રેજોએ હવે શાહુજીનો પક્ષ લીધો અને તેને ફરી ગાદી અપાવવા માટે અંગ્રેજોની એક સેના ત્યાં બરાબર વખતસર પહોંચી ગઈ. પરંતુ ત્યાં પહોંચ્યા બાદ અંગ્રેજોએ જોયું કે પ્રતાપસિંહનો પક્ષ વધારે મજબૂત છે આથી તેમણે ખરે ટાણે શાહુજીને દગો દીધો, તેનો પક્ષ છોડી દીધો અને પ્રતાપસિંહની સાથે મળી ગયા. આ કૃપાના બદલામાં પ્રતાપસિંહે દેવીકોટનો કિલ્લો તથા શહેર અંગ્રેજોને આપી દીધું; શાહુજીને કાયમને માટે પેન્શન આપવાનું ઠરાવ્યું અને પ્રતાપસિંહ તાંજોરની ગાદીએ કાયમ ટકી રહ્યો. કર્ણાટકમાં નવાબ અનવરૂદ્દીન અંગ્રેજો ઉપર ખુશ હતો જ. આથી ફ્રેંચો અનવરૂદ્દીનને બદલે ચંદાસાહેબને નવાબ બનાવવા માગતા હતા. ડુપ્લેએ ચંદાસાહેબ તરફથી મરાઠાને પૈસા આપ્યા, ચંદાસાહેબને છૂટો કર્યો અને અનવરૂદ્દીનની જગ્યાએ તેને ગાદીએ બેસારવાનો પ્રયત્ન કર્યો. ઈ. સ. ૧૭૪૯ માં ઑગસ્ટની ૩ જી તારીખે આંબૂરની લડાઈમાં અનવરૂદ્દીનને ફ્રેંચોએ માર્યો ને ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો. અહીં સુધી તો ડુપ્લેને પૂરેપૂરી સફળતા મળી.

પરંતુ તાંજોર હજી સુધી પ્રતાપસિંહના હાથમાં હતું, અને પ્રતાપસિંહ અંગ્રેજોના પક્ષમાં હતો. આ માટે તેણે દક્ષિણના સૂબેદારને જ બદલાવવાનો વિચાર કર્યો. તેણે નાસીરજંગની વિરુદ્ધ મુઝફ્ફરજંગની સાથે કારસ્થાન રચ્યું. કાકાની કેદમાંથી ભાગીને મુઝફ્ફરજંગે ફ્રેંચોની મદદથી પોતાને દક્ષિણના સૂબેદાર તરીકે જાહેર કર્યો, અને ચંદાસાહેબની સાથે મળી જઈને સૌથી પ્રથમ તાંજોર ઉપર ચડાઈ કરી. સૂબેદાર નાસીરજંગે તાંજોર તથા તેના રાજા પ્રતાપસિંહની રક્ષાને માટે એક લશ્કર મોકલ્યું. બંને પક્ષો વચ્ચે સંગ્રામ થયો અને મુઝફ્ફરજંગ ફરી કેદ પકડાયો. ચંદાસાહેબની જગાએ અનવરૂદ્દીનના પુત્ર મોહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ બનાવવામાં આવ્યો અને નાસીરજંગ સૂબેદારીના અધિકાર ઉપર કાયમ થયો. ડુપ્લેની બધી મહેનત નિષ્ફળ ગઈ. છતાં તેના પ્રયત્નો જારી રહ્યા. ખુલ્લી લડાઈમાં જ્યારે તેને જીત ન મળી ત્યારે તેણે પોતાના ગુપ્તદૂતો મારફત સૂબેદાર નાસીરજંગની કતલ કરાવી, અને ફરી એક વાર મુઝફ્ફરજંગને દક્ષિણના સૂબેદાર તરીકે અને ચંદાસાહેબને કર્ણાટકના નવાબ તરીકે જાહેર કર્યા.

પરંતુ ત્રિચિનાપલ્લીનો મજબૂત કિલ્લો મોહમ્મદઅલીના હાથમાં હતો. દક્ષિણના આ ત્રણે રાજવંશો અને ફ્રેંચ તથા અંગ્રેજો એ બધાના ભાગ્યનો નિકાલ આ ત્રિચિનાપલ્લીના અંતિમ સંગ્રામમાં જ થયો. ત્રિચિનાપલ્લી રૂપી ખડક ઉપર ડુપ્લે તથા ફ્રેંચ લોકોની બધી આશાઓ અથડાઈને ભાંગીને ભૂક્કા થઈ ગઈ. ચંદાસાહેબ અને ફ્રેંચોની સેના એક તરફ હતી, અને બીજી તરફ મોહમ્મદઅલી તથા અંગ્રેજોની સેના હતી. આ વખતે યુરોપથી પણ એક ફ્રેંચસેના ડુપ્લેની મદદ માટે મોકલવામાં આવી હતી, પરંતુ તે મોટે ભાગે તો અંગ્રેજોની યુક્તિથી રસ્તામાં જ ડૂબીને નાશ પામી. ત્રિચિનાપલ્લીના યુદ્ધમાં ફ્રેંચ લોકોના પક્ષની હાર થઈ. લાચાર થઈને ઈ.સ. ૧૭૫૪માં ફ્રાંસની સરકારે ડુપ્લેને પાછો બોલાવી લીધો. ત્યારથી ભારતના આ રાજનૈતિક ઝગડાઓમાં તટસ્થ રહેવાનું જ ફ્રેંચ લોકોએ પોતાને માટે હિતકર માન્યું. બન્ને કંપની વચ્ચે સંધિ થઈ કે હવેથી ભારતનાં "દેશી રાજ્યોના અંદર અંદરના ઝગડાઓમાં બંનેમાંનો કોઈ પક્ષ ઊતરે નહિ." ફ્રેંચ લોકોએ આ શરત પાળી, પણ અંગ્રેજોએ તો આ શરત વારંવાર તોડવાનું જ પોતાને માટે લાભદાયક માન્યું. ઈ.સ. ૧૭૬૯માં ફ્રેંચ કંપનીનો અંત આવ્યો. આજે ભારતમાં ફક્ત પોંડીચેરી, ચંદ્રનગર અને બીજાં ત્રણ નાનાં ગામો ફ્રેંચોના કબજામાં છે.

**અંગ્રેજોના રાજ્યનો પાયો**

હવે આપણે ૧૮મી સદીની અધવચ આવી પહોંચ્યા. પોર્ટુગીઝ, ડચ અને ફ્રેંચ ત્રણેમાંથી કોઈની સત્તા ભારતમાં સ્થપાઈ નહિ. હવે ફક્ત અંગ્રેજોની જ હકીકત બાકી રહે છે. હિંદુસ્તાનમાં અંગ્રેજ વેપારીઓના રાજનૈતિક પ્રભુત્વની સ્થાપના ઈ.સ. ૧૭૫૭ના પ્લાસીના પ્રસિદ્ધ યુદ્ધથી થઈ, જેનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આવશે.

# પ્રકરણ બીજું

## સિરાજુદ્દૌલા

**નવાબ અલીવર્દીખાં**

ઈ. સ. ૧૭૦૭માં બાદશાહ ઔરંગઝેબ મૃત્યુ પામ્યો. તે વખતે મુગલ સામ્રાજ્ય પોતાના બળ તથા વિસ્તારમાં ટોચે પહોંચ્યું હતું. પરંતુ સાથોસાથ સામ્રાજ્યના નાશનાં બીજ રોપાઈ ચૂક્યાં હતાં. ઔરંગઝેબની પછી દિલ્હીના શાહી દરબારનો દબદબો ઘટવા લાગ્યો હતો. ચારે તરફ નાનાં નાનાં રાજ્યો બાદશાહતથી છૂટાં થઈને સ્વતંત્ર થવા લાગ્યાં હતાં; જુદા જુદા પ્રાંતોના સૂબેદારો બાદશાહને માત્ર નામના જ આધીન રહ્યા હતા, પરંતુ ખરી રીતે તો બધા પોતાના પ્રાંતોમાં સ્વતંત્ર રાજા જેવા જ બની ગયા હતા.

નવાબ અલીવર્દીખાં આ વખતે બંગાળા, બિહાર અને ઓરિસ્સાનો સૂબેદાર હતો, અને બાદશાહનો તાબેદાર હતો. મરાઠાની શક્તિ વધવા લાગી હતી. મરાઠાઓએ બંગાળા ઉપર હુમલા કરવાનું શરૂ કર્યું. નવાબ અલીવર્દીખાંએ પોતાના પ્રાંતનું રક્ષણ કરવા માટે દિલ્હી મદદ માગી પરંતુ દિલ્હી દરબારમાંથી તેને કશી મદદ ન મળી શકી. લાચાર થઈને નવાબે દિલ્હી વાર્ષિક ખંડણી મોકલવાનું બંધ કર્યું, છતાં પણ તે પોતાની જાતને સમ્રાટનો સેવક અને તેની પ્રજા તરીકે જ લેખતો હતો અને પ્રાંતનું શાસન બાદશાહના તાબેદાર સૂબેદારની માફક જ ચલાવતો હતો.

**એ સમયનું બંગાળા**

એ વાત તો ચોખ્ખી દીવા જેવી છે કે નવાબ અલીવર્દીખાં તથા તેની પહેલાંના અધિકારીઓના અમલ દરમિયાન બંગાળાની સમસ્ત પ્રજા સુખી અને આબાદ હતી એસ. સી. હિલ નામનો એક અંગ્રેજ લેખક તે વખતના ખેડૂતોની સ્થિતિ વર્ણવતાં લખે છેઃ—

" સામાજિક ઇતિહાસના દરેક અભ્યાસીને સ્વીકારવું પડશે કે



અલીવર્દીખાં

(દ० બ० પારસનીસકૃત 'ઇતિહાસસંગ્રહ'માંથી)

# પ્રકરણ બીજું

## સિરાજુદ્દૌલા

**નવાબ અલીવર્દીખાં**

ઈ. સ. ૧૭૦૭ માં બાદશાહ ઔરંગઝેબ મૃત્યુ પામ્યો. તે વખતે મુગલ સામ્રાજ્ય પોતાના બળ તથા વિસ્તારમાં ટોચે પહોંચ્યું હતું. પરંતુ સાથોસાથ સામ્રાજ્યના નાશનાં બીજો રોપાઈ ચૂક્યાં હતાં. ઔરંગઝેબની પછી દિલ્હીના શાહી દરબારનો દબદબો ઘટવા લાગ્યો હતો. ચારે તરફ નાનાં નાનાં રાજ્યો બાદશાહતથી છૂટાં થઈને સ્વતંત્ર થવા લાગ્યાં હતાં; જુદા જુદા પ્રાંતોના સૂબેદારો બાદશાહને માત્ર નામના જ આધીન રહ્યા હતા, પરંતુ ખરી રીતે તો બધા પોતાના પ્રાંતોમાં સ્વતંત્ર રાજા જેવા જ બની ગયા હતા.

નવાબ અલીવર્દીખાં આ વખતે બંગાળા, બિહાર અને ઓરિસ્સાનો સૂબેદાર હતો, અને બાદશાહનો તાબેદાર હતો. મરાઠાની શક્તિ વધવા લાગી હતી. મરાઠાઓએ બંગાળા ઉપર હુમલા કરવાનું શરૂ કર્યું. નવાબ અલીવર્દીખાંએ પોતાના પ્રાંતોનું રક્ષણ કરવા માટે દિલ્હી મદદ માગી પરંતુ દિલ્હી દરબારમાંથી તેને કશી મદદ ન મળી શકી. લાચાર થઈને નવાબે દિલ્હી વાર્ષિક ખંડણી મોકલવાનું બંધ કર્યું, છતાં પણ તે પોતાની જાતને સમ્રાટનો સેવક અને તેની પ્રજા તરીકે જ લેખતો હતો અને પ્રાંતનું શાસન બાદશાહના તાબેદાર સૂબેદારની માફક જ ચલાવતો હતો.

**એ સમયનું બંગાળા**

એ વાત તો ચોખ્ખી દીવા જેવી છે કે નવાબ અલીવર્દીખાં તથા તેની પહેલાંના અધિકારીઓના અમલ દરમિયાન બંગાળાની સમસ્ત પ્રજા સુખી અને આબાદ હતી. એસ. સી. હિલ નામનો એક અંગ્રેજ લેખક તે વખતના ...ોની સ્થિતિ વર્ણવતાં લખે છે:—

" સામાજિક ઇતિહાસના દરેક અભ્યાસીને સ્વીકારવું પડશે કે

અઢારમી સદીના મધ્યમાં બંગાળાના ખેડૂતોની દશા યુરોપના ફ્રાંસ કે જર્મનીના તે વખતના ખેડૂતોની દશા કરતાં વધારે સારી હતી." ૧

આ એ વખતનાં ગામડાંની હાલત હતી. હવે એ વખતનાં શહેરો તરફ નજર નાખીએ. તે વખતે બંગાળાની રાજધાની મુર્શિદાબાદમાં હતી. આ નગરનું વર્ણન કરતાં ખુદ સેનાપતિ ક્લાઈવ લખે છે:—

> "લંડન શહેર જેટલું જ મુર્શિદાબાદ પણ લાંબું, પહોળું, આબાદ અને ધનવાન છે. ફેર એટલો જ છે કે લંડનના પૈસાદારમાં પૈસાદાર માણસ પાસે જેટલી સંપત્તિ હશે તે કરતાં ઘણી વધારે સંપત્તિ મુર્શિદાબાદમાં ઘણાઓની પાસે છે." ૨

હિંદુ કે મુસલમાનોની સાથેના વર્તનમાં સૂબેદાર પક્ષપાત રાખતો નહોતો. સૂબેદારના અધિકાર નીચેના ત્રણે પ્રાંતોમાં આવેલાં મોટા ભાગનાં રાજ્યોના રાજાઓ હિંદુ હતા. મુર્શિદાબાદના દરબારમાં ઊંચામાં ઊંચા અનેક અધિકારો હિંદુઓને મળ્યા હતા. એસ. સી. હિલ લખે છે કે "દેશનો વેપાર તથા ઉદ્યોગ બધો લગભગ હિંદુઓના હાથમાં હતો." ૩

**બંગાળાને લૂંટવાની યોજના**

અંગ્રેજો સૌથી પ્રથમ ભારતના પશ્ચિમ કિનારે આવ્યા, પરંતુ રાજનૈતિક સત્તાનો પાયો તો બંગાળામાં જ નખાયો. આમાં બે કારણ બતાવી શકાય તેમ છે. સૌથી પ્રથમ અને મુખ્ય કારણ તો એ કે પશ્ચિમ કિનારે મરાઠાઓની જબરદસ્ત જળસેના તે વખતે મોજૂદ હતી, અને તેના જેવી જબરી જળસેના આખી દુનિયામાં કોઈ પાસે નથી એમ મરાઠા પોતે માનતા હતા. જ્યારે મુગલોની પાસે જળસેના બિલકુલ નહોતી, અને એથી બહારથી આવનારાઓ માટે બંગાળાનો કિનારો સાવ ખુલ્લો હતો. બીજું કારણ એ કે પશ્ચિમના પ્રાંતો કરતાં બંગાળા વધારે ફળદ્રુપ અને ધનવાન હતો. કદાચ ત્રીજું કારણ એ પણ હોઈ શકે કે બંગાળી લોકો વધારે ભોળા હોવાને લીધે વિદેશીઓની જાળમાં સહેલાઈથી ફસાયા હોય.

---

૧ Bengal in 1756-57, by S. C. Hill, vol. i, p. xxiii

૨ "The city of Murshidabad is as extensive, populous, and rich as the city of London; with this difference that there are individuals in the first possessing infinitely greater property than any of the last city."—*Clive.*

૩ Bengal in 1756-57. *Introduction.*

સૌથી પ્રથમ ઈ. સ ૧૭૪૬ માં કર્નલ મિલ નામના એક અંગ્રેજે જર્મનીની સાથે મળી બંગાળા, બિહાર અને ઓરિસ્સા જીતી લેવાની એક યોજના તૈયાર કરી અને યુરોપ મોકલી. તેમાં લખ્યું હતુ કે.—

"મુગલ સામ્રાજ્ય સોનું અને રૂપાથી ઉભરાઈ જાય છે. આ સામ્રાજ્ય સદા નિર્બળ અને અરક્ષિત રહ્યુ છે. જળસેનાવાળા કોઈ યુરોપિયન બાદશાહે બંગાળા જીતી લેવાની હજી સુધી કોશિશ નથી કરી એ આશ્ચર્ય છે. બ્રાઝિલ અને પેરુ (દક્ષિણ અમેરિકાના દેશો)ની સોનાની ખાણો સાથે ઊભું રહી શકે એટલું ધન એક જ પ્રયત્નમા મળી રહે તેમ છે.

"મુગલોની રાજનીતિ ખરાબ છે; તેમની સેના વળી એથી પણ ખરાબ હાલતમા છે. જળસેના તો તેમની પાસે છે જ નહિ સામ્રાજ્યમાં કાયમ બળવા થયા જ કરે છે. અહીંની નદીઓ અને બંદરો વિદેશીઓને માટે ખુલ્લાં છે. સ્પેનિશ લોકોએ અમેરિકાના નગ્ન લોકોને જેટલી સહેલાઈથી જીતી લીધા એટલી જ સહેલાઈથી આ દેશ પણ જીતી શકાય એવો છે.

"× × × અલીવર્દીખાં પાસે ત્રણ કરોડ પાઉંડ (લગભગ ૩૦ કરોડ રૂપિયા) ખજાનામા રોકડ સિલિક છે. તેની વાર્ષિક આવક ઓછામાં ઓછી ૨૦ લાખ પાઉંડ જેટલી હશે તેના પ્રાંતો સમુદ્રની બાજુ ખુલ્લા જ છે આ કામ માટે ત્રણ વહાણો અને દોઢથી બે હજાર સૈનિકો પૂરતા થાય એમ છે. × × ×" ૪

---

૪ "The Mogul Empire is overflowing with gold and silver. She has always been feeble and defenceless It is a miracle that no European prince with a maritime power has ever attempted the conquest of Bengal. By a single stroke infinite wealth might be acquired, which would counterbalance the mines of Brazil and Peru.

"The policy of the Moguls is bad, their army is worse; they are without a navy. The Empire is exposed to perpetual revolts. Their ports and rivers are open to foreigners. The country might be conquered, or laid under contribution as easily as the Spaniards overwhelmed the naked Indians of America.

કર્નલ મિલ આ આખી યોજનાને ઇસ્ટ ઇંડિયા કંપનીથી છાની રાખવા માગતો હતો, કારણકે તેના મત મુજબ "કોઈ કંપની કોઈ વાત છૂપી રાખી શકતી નથી."

**સિરાજુદ્દૌલા વિરુદ્ધ પ્રયાસો**

જે રીતે મિલ ઇચ્છતો હતો તે રીતે બંગાળા ન જિતાયું, અને કદાચ જીતી પણ ન શકાત. પરંતુ અંગ્રેજ કંપનીનું પણ લક્ષ્ય તો એ જ હતું. કંપનીના અંગ્રેજોએ પોતાના પ્રયત્નો બરાબર ચાલુ જ રાખ્યા. વેપારના કામમાં હિંદુઓની સાથે આ લોકોને વધારે સંબંધમાં આવવું પડતું. બન્ને વાણિયા હતા. આથી એ વખતે અઢારમી સદીની મધ્યમાં કેટલાક વિદેશી ઇસાઈએ આ દેશના કેટલાક હિંદુઓની સાથે ભળીને આ જ દેશના મુસ્લમાની રાજ્યનો નાશ કરવાનાં કાવતરાં રચતા હોવાનું શરમાવનારું દૃશ્ય નજરે પડે છે. અંગ્રેજ કંપનીના મુખ્ય મદદગારોમાં સૌથી મુખ્ય મદદગાર કલકત્તાનો પંજાબી ધનવાન વેપારી અમીચંદ હતો. અમીચંદને લાલચ આપવામાં આવી કે નવાબને પૂરો કર્યા પછી મુર્શિદાબાદના ખજાનામાંથી એક મોટો ભાગ આ બધી સેવાઓના બદલામાં તેને આપવામાં આવશે. અને "ભારતમાં કદી ન થઈ હોય એટલી નામના ઇંગ્લાંડમાં થશે." કંપનીના નોકરોને અમીચંદની ખૂબ ખુશામત કરવાનો ખાસ હુકમ હતો.[૫]

અંગ્રેજ કાવતરાંખોરોમાં આ સમયે કર્નલ સ્કોટનું એક ખાસ નામ મળે છે. કર્નલ સ્કોટે બંગાળામાં ઘણાં વરસો રહીને ખૂબ ઓળખાણપિછાન કરી લીધી હતી, અને અમીચંદની મદદથી ઘણા મોટા મોટા હિંદુ રાજાઓ અને વેપારીઓને પોતાના પક્ષમાં લઈ લીધા હતા. અમીચંદના ધનથી અને

" . . . Ali Verdi Khan . . . has treasure to the value of thirty millions sterling. His yearly revenue must be at least two millions. The provinces are open to the sea. Three ships with fifteen hundred or two thousand regulars would suffice for the undertaking. . . . The East India Company should be left alone. No company can keep a secret. . . . "—Colonel Mill's letter to Francis of Lorraine in 1746. Quoted from Bolt's *Considerations of the Affairs of Bengal*, Appendix.

૫ Clive's letter to Watts.

અંગ્રેજોનાં જૂઠાં વચનોથી નવાબના અનેક દરબારીઓ અને સંબંધીઓની વફાદારી ડગમગી ગઈ હતી.

બીજી બાજુથી કલકત્તામાં અંગ્રેજો તથા ચંદ્રનગરમાં ફ્રેંચ લોકોની કિલ્લેબંદી ચાલુ જ હતી.

નવાબ અલીવર્દીખાંને કાને આ વાત થોડી ઘણી આવી; અને દક્ષિણમાં તથા કોરોમંડલ કિનારા ઉપર અંગ્રેજો તથા ફ્રેંચો કઈ જાતની કુચ્ચાઈથી પોતાના હાથપગ બરાબર આ જ વખતે લંબાવવા લાગ્યા હતા એ વાતની પણ તેને જાણ થઈ. પોતાનો સંદેહ દૂર કરવા સૌથી પ્રથમ નવાબે કર્નલ સ્કોટને પોતાના દરબારમાં બોલાવ્યો. કર્નલ સ્કોટે પ્રથમ આવવાનું વચન આપ્યું, પણ પછી એ મદ્રાસ તરફ ચાલતો થયો. નવાબે તરત જ પોતપોતાની કિલ્લેબંદી બંધ કરવાનો ફ્રેંચ તથા અંગ્રેજોને હુકમ કર્યો. તેણે અંગ્રેજ તથા ફ્રેંચ કંપનીઓના વકીલોને દરબારમાં બોલાવીને કહ્યું: "તમે વેપારી છો. તમારે કિલ્લા બાંધવાની શી જરૂર છે? મારા રક્ષણ તળે જ્યાં સુધી છો ત્યાં સુધી તમારે કોઈ દુશ્મનથી ડરવાનું કારણ નથી."

**અલીવર્દીખાંની સલાહ**

અલીવર્દીખાં પોતાની આ ઇચ્છા પૂરી કરી શકત એવો સંભવ હતો. પરંતુ આ વખતે તે બૂઢો થયો હતો. તે વધારે વખત જીવી ન શક્યો તોપણ મરતી વખતે એક દૂરદર્શી રાજનીતિજ્ઞ પુરુષની માફક તેણે પોતાના ઉત્તરાધિકારી સિરાજુદ્દૌલાને પાસે બોલાવીને આ જાતની સલાહ આપી:—

"દેશમાં યુરોપિયન જાતિઓના બળ ઉપર નજર રાખતા રહેવું. જો ખુદા મારી ઉંમર વધારે લંબાવત તો તો તને આ ડરમાંથી હું મુક્ત કરી દેત. પરંતુ બેટા! એ કામ હવે તારે કરવું પડશે. તૈલંગ દેશમાંની તેમની લડાઈઓ અને રાજનીતિથી સાવધાન રહેવું. પોતપોતાની અંદરના ઝગડાઓને બહાને આ લોકોએ સમ્રાટનો દેશ અને સમ્રાટની પ્રજાનું ધન લૂંટીને પોતાનામાં વહેંચી લીધું છે. આ ત્રણે યુરોપિયન જાતિઓને એકી સાથે નિર્બળ કરવાનો ખ્યાલ ન કરવો. અંગ્રેજોની શક્તિ વધી ગઈ છે. × × × પ્રથમ તેમને જેર કરવા. એક વાર તું અંગ્રેજોને જેર કરીશ તો પછી બાકીની બંને પ્રજાઓ તને વધારે હેરાન નહિ કરે. બેટા! તેમને કિલ્લા બાંધવાની કે ફોજ રાખવાની રજા ન આપતો. જો તું આ ભૂલ કરીશ

તો દેશ તારા હાથમાં નહિ રહે." ૬

ઈ.સ. ૧૭૫૬નાં એપ્રિલની ૧૦મી તારીખે નવાબ અલીવર્દીખાં મૃત્યુ પામ્યો, અને સિરાજુદ્દૌલા મુર્શિદાબાદની મસનદ ઉપર આરૂઢ થયો.

**સિરાજુદ્દૌલા અને બંગાળાની ગાદી**

આ વખતે સિરાજુદ્દૌલાની ઉંમર ૨૪ વરસથી વધારે ન હતી. મુગલ સામ્રાજ્ય દેદણું બની ગયું હતું; ઇસ્ટ ઇંડિયા કંપનીની આકાંક્ષાઓ ઘણી વધી ગઈ હતી. અંગ્રેજોની હિંદુસ્તાનની અંદરની રાજ્યસ્થાપનાને અને સિરાજુદ્દૌલાની સામેનાં તેમનાં કાવતરાંને બહુ નિકટ સંબંધ છે. સિરાજુદ્દૌલાને માટે બંગાળાની મસનદ એક દિવસ માટે પણ ફૂલની પથારી ન બની. અંગ્રેજ વેપારીઓ પ્રથમથી જ તેની પથારીમાં કાંટાની જેમ ભોંકાતા રહ્યા.

આજ સુધી આ અંગ્રેજ વેપારીઓ પોતાને ભારતીય રાજાની 'વિનીત અને આજ્ઞાધારક પ્રજા' કહેવરાવતા, અને સગવડો માટે અરજીઓ આપ્યા કરતા હતા. હવે પોતાના ગુપ્ત પ્રયત્નોના જોર ઉપર નવાબ સિરાજુદ્દૌલાનું દરેક રીતે તેઓ અપમાન કરવા લાગ્યા; હવે તો તેઓ ઝગડાનું કારણ જ શોધ્યા કરતા હતા.

**અંગ્રેજોનો વ્યવહાર**

સૌથી પ્રથમ સિરાજુદ્દૌલાનું અપમાન તેઓએ આ રીતે કર્યું. પ્રાચીન કાળથી એવી પ્રથા ચાલી આવતી હતી કે જ્યારે જ્યારે નવો સૂબેદાર પોતાની મસનદ ઉપર આવે ત્યારે દરેક તાબેદાર રાજાઓએ, અમીરઉમરાવે અને વિદેશી પ્રજાઓના વકીલોએ તે વખતે દરબારમાં હાજર થવું પડતું અને નવાબને નજરાણું આપવું પડતું. આમ કરવાનો અર્થ તો એટલો જ હતો કે તેઓ નવા નવાબને નવાબ તરીકે સ્વીકારે છે. સિરાજુદ્દૌલા મસનદ ઉપર આવ્યો ત્યારે અંગ્રેજ કંપની તરફથી કોઈ જાતનું નજરાણું ધરવામાં આવ્યું નહિ. ત્યાર પછી જ્યારે જ્યારે અંગ્રેજોને મુર્શિદાબાદના દરબારમાં કંઈ કામ પડતું ત્યારે ત્યારે તેઓ સિરાજુદ્દૌલા સાથે વાતચીત ન કરતા પણ પરબારી અધિકારીઓ સાથે જ વાત કરીને કામ પતાવી લેતા; તેઓ સિરાજુદ્દૌલા સાથે પત્રવહેવાર પણ ન કરતા. એક વાર તો તેમણે કાસિમબજારની કોઠીમાં સિરાજુદ્દૌલાને આવતો અટકાવ્યો. આની જાતનું અપમાન તો જરૂર કોઈ શાસક ન સાંખી લે. પરંતુ આ વ્યક્તિ-

૬ Bengal in 1756-57, vol. ii, p. 16

ગત અપમાનો કરતાં પણ બીજાં અનેક જબરાં કારણો હતાં, જે કારણોથી અંતે અંગ્રેજોની વધતી જતી શક્તિને અટકાવવાની સિરાજુદ્દૌલાને જરૂર પડી. આમાંનાં ત્રણ મુખ્ય કારણો હતાં:—

(૧) સામાન્યના કાયદા અને નવાબની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અંગ્રેજોએ એ પ્રાંતમાં કલકત્તા તથા બીજી કેટલીક જગાઓએ કિલ્લેબંદી કરી, અને કલકત્તાના કિલ્લાની ચારે બાજુ ખાઈ ખોદાવી.

(૨) દિલ્હીના બાદશાહે આ મુફલિસ વિદેશીઓ ઉપર દયા લાવીને બંગાળામાં તેમના માલ ઉપર દરેક જાતની જકાત માફ કરી હતી. એટલે કે કંપનીના પરવાનાથી ( જેને ' દસ્તક ' કહેવામાં આવતો ) કંપનીનો માલ આખા પ્રાંતમાં ગમે ત્યાં વગર જકાતે જઆવ કરતો હતો. હવે આ લોકોએ આ અધિકારનો દુરુપયોગ કરવાનું શરૂ કર્યું, અને અનેક હિંદી વેપારીઓ પાસેથી પૈસા લઈને કંપનીના દસ્તક વેચવાનું શરૂ કર્યું. આથી રાજ્યની ઊપજને જબરો ધક્કો લાગ્યો. અને આથી પણ આગળ જઈને જે બાદશાહે વિદેશી માલની જકાત માફ કરી હતી તેજ બાદશાહની પ્રજાનો કોઈ માલ આ વિદેશીઓની કોઠીઓમાં કે વસ્તીમાં જતો ત્યારે તેના ઉપર ખૂબ મોટી જકાત લેવાનું શરૂ કર્યું. આવી જકાત નાખવાનો તેમને કાયદેસર કોઈ અધિકાર ન હતો.

(૩) નવાબના જે કોઈ નોકરો દરબારી કે કોઈ જાતનો ગુનો કરતા કે બળવો કરતા, તો એવા ગુનેગારોને અંગ્રેજો કલકત્તામાં બોલાવીને આશરો આપતા હતા.

આ બધી બાબતોની ફરિયાદો વારંવાર સિરાજુદ્દૌલાને કાને આવવા લાગી. પણ એ બધા તરફ તે આંખ આડા કાન કરતો.

**તાબેદાર સામંતોને ફોડવા**

એટલામાં સિરાજુદ્દૌલાને જાણ થઈ કે અંગ્રેજો પૂર્ણિયાના નવાબ શૌકતજંગને તથા સિરાજુદ્દૌલાને લડાવીને અંતે બંગાળાની મસનદ શૌકતજંગને આપવા માગે છે. શૌકતજંગ સિરાજુદ્દૌલાનો સગો થતો હતો, તેમ જ મુર્શિદાબાદનો એક તાબેદાર સામંત હતો. સિરાજુદ્દૌલા સેના લઈને પૂર્ણિયા તરફ રવાના થયો. આ ખબર મળતાં જ શૌકતજંગ નજરાણું લઈને સ્વાગત કરવા સામો આવ્યો. શૌકતજંગે પોતે નિર્દોષ હોવાનું જણાવ્યું અને અંગ્રેજોના બધા કાગળપત્રો સિરાજુદ્દૌલાને સ્વાધીન કર્યા. આ કાગળોમાં અંગ્રેજોએ શૌકતજંગને સિરાજુદ્દૌલા વિરુદ્ધ ઉશ્કેરવાનો

પ્રયત્ન કર્યો હતો.૭

પરંતુ સિરાજુદ્દૌલાની ઉદારતા અસીમ હતી. તેણે શૌકતજંગને તેના અધિકાર ઉપર બહાલ રાખ્યો, અને અંગ્રેજોની સાથે પણ દયા અને ક્ષમાભર્યું વર્તન જારી રાખ્યું. ફક્ત તેણે ફ્રેંચો તથા અંગ્રેજોને હુકમ કર્યો કે તમારામાંથી કોઈએ હવે કોઈ નવો કિલ્લો બાંધવો નહિ અને જૂના કિલ્લાની મરામત ન કરવી. ફ્રેંચ લોકોએ નવાબની આજ્ઞા માની, પરંતુ અંગ્રેજોએ એ આજ્ઞાનું અને એ આજ્ઞાપત્ર કલકત્તે લઈ જનાર કાસદનું ખુલ્લેખુલ્લું અપમાન કર્યું.

મુર્શિદાબાદના નવાબનો એક દીવાન એ વખતે ઢાકામાં રહેતો હતો. આ વખતે રાજવલ્લભ દીવાન હતો. આ દીવાનને અંગ્રેજોએ પોતાના પક્ષમાં લઈ લીધો. સિરાજુદ્દૌલા રાજવલ્લભ ઉપર નાખુશ થયો. અંગ્રેજોએ રાજવલ્લભના દીકરા કિશનદાસને કલકત્તે બોલાવીને અમીચંદના મકાનમાં આશરો આપ્યો. રાજવલ્લભની બધી ધનસંપત્તિ પણ કિશનદાસની સાથે જ કલકત્તે આવી. કિશનદાસને પાછો સોંપવાની નવાબ સિરાજુદ્દૌલાએ અંગ્રેજોને આજ્ઞા કરી, પરંતુ અંગ્રેજોએ એ આજ્ઞા ન માની.

આટલું થયા છતાં પણ સિરાજુદ્દૌલાએ બધું કામ શાંતિથી જ પતાવવાનો વિચાર કર્યો. તેણે કાસિમબજારની કોઠીના મુખ્ય માણસ વૉટ્સને બોલાવ્યો અને તેને સમજાવ્યો કે "જો અંગ્રેજો શાંત વેપારીઓની રીતે દેશમાં રહેવા માગતા હોય તો હજી પણ ઘણી ખુશીથી તેમ રહી શકે છે. પરંતુ આ પ્રાંતના સૂબેદાર તરીકે મારો હુકમ છે કે, મારી રજા વગર જેટલા કિલ્લા તેમણે બાંધ્યા છે તે બધા તોડી નાખે." ૮

પરંતુ અંગ્રેજોની આકાંક્ષાઓ ઘણી વધી ગઈ હતી. તેમનાં કાવતરાંના ધાગા ઘણે દૂર સુધી પહોંચ્યા હતા. તેઓએ આજ્ઞાની બિલકુલ પરવા ન કરી અને કિલ્લેબંદી કરવાનું કામ વધારે જોરથી શરૂ કર્યું. હવે તેમને શિક્ષા કરીને તેમ કરતા અટકાવવા સિવાય બીજો કોઈ ઉપાય સિરાજુદ્દૌલા પાસે રહ્યો નહોતો.

**સિરાજુદ્દૌલાની અંગ્રેજો પર ચડાઈ**

લાચાર થઈને ઈ.સ. ૧૭૫૬ના મે માસની ૨૪ મી તારીખે કાસિમ-

૭ Bengal in 1756-57, vol. iii, p. 164

૮ Hastings' MSS. in the British Museum, vol. 29, p. 209

બજારની કોઠી જીતી લેવા માટે સિરાજુદ્દૌલાએ એક લશ્કર મોકલ્યું. અંગ્રેજોની મજબૂત કિલ્લેબંદી તથા તોપો છતાં પણ નવાબની સેના સામે એ કોઠી ટકી ન શકી. અંગ્રેજના મુખ્ય માણસ વૉટ્સે હાર કબૂલ કરી અને કોઠી સિરાજુદ્દૌલાને સુપરત કરી. આ વખતે વૉટ્સ અને કિલ્લાની અંદરના બીજા અંગ્રેજ બંડખોરો નવાબના હાથમાં હતા; જો નવાબે ધાર્યું હોત તો તેમને ત્યાં ને ત્યાં પૂરા કરી શકત. પરંતુ તેણે તેમના જાન બચાવ્યા અને તેમને પોતાની સાથે લઈ લીધા; કાસિમબજારની કોઠીના વેપારના માલને તેણે હાથ પણ ન લગાડ્યો. ફક્ત ત્યાંનાં હથિયાર અને દારૂગોળો જપ્ત કર્યો.

વૉટ્સ તથા બીજા પકડાયેલા અંગ્રેજોને સાથે લઈને સિરાજુદ્દૌલા ઈ. સ. ૧૭૫૬ ના જૂનની પાંચમી તારીખે કલકત્તા તરફ ઊપડ્યો. તે કાળે સૈન્યને જતાં આવતાં બહુ વાર લાગતી. રેલવેનું તો આખી દુનિયામાં નામનિશાન નહોતું; સડકો પણ દરેક જગાએ નહોતી. બંગાળાનો સખત તાપ અને ગરમીનો મહિનો ચાલતો હતો. ઉપરાંત રમજાનના દિવસો હતા, જે દિવસોમાં સૈન્યમાં લગભગ મોટા ભાગના મુસલમાન અધિકારીઓ તથા સૈનિકો રોજા પાળતા હતા. વજનદાર તોપો પણ સાથે હતી અને મુસાફરીનો કેટલોય સામાન હતો. આ બધો સામાન હાથી અને બળદ ઉપર ફેરવવામાં આવતો હતો. આવી હાલતમાં પણ સિરાજુદ્દૌલાની સેનાએ ૧૧ દિવસમાં ૧૬૦ માઈલની મુસાફરી કરી.

**તાન્નાહમાં અંગ્રેજોની હાર**

અંગ્રેજોનાં લડાયક વહાણો પૂરતા પ્રમાણમાં કલકત્તા પહોંચી ગયાં હતાં, અને તેમણે સિરાજુદ્દૌલાની સામે ખુલ્લો વિદ્રોહ શરૂ કરી દીધો હતો. હુગલીની નીચે કલકત્તાની પાસે પાંચ માઈલ દૂર તાન્નાહનો કિલ્લો હતો. આ કિલ્લાનું રક્ષણ ભારતીય સંરક્ષકોના હાથમાં હતું. ૧૩મી જૂનને દિવસે આ કિલ્લો અંગ્રેજી સેનાએ મૂઠીભર ભારતીય સૈનિકોના હાથમાંથી લઈ લીધો હતો. સિરાજુદ્દૌલાએ કલકત્તે જતા પહેલાં આ કિલ્લો પાછો જીતી લીધો. આ નાના યુદ્ધમાં નદી માંહેની અંગ્રેજોની અને કિનારા પરની સિરાજુદ્દૌલાની તોપો વચ્ચે થોડી વાર સુધી મારો ચાલ્યો, પરંતુ આખરે હારીને અંગ્રેજોને પોતાનાં વહાણો પાછાં ફેરવી લેવાં પડ્યાં.

**સિરાજુદ્દૌલાની શાંતિપ્રિયતા**

આ વખતે પણ નવાબ નાહક લોહી રેડવાની વિરુદ્ધ હતો; હજી પણ તે અંગ્રેજ વેપારીઓની સાથે શાંતિથી રહેવા તૈયાર હતો. આ મુસાફરી

દરમિયાન તેના એક દીવાને વૉટ્સને કેટલીયે વાર પોતાની પાસે બોલાવીને સમજાવ્યો કે જો અંગ્રેજો આજ દિવસ સુધીના પોતાના અપરાધોના બદલામાં દંડ બદલ થોડાક પૈસા આપે અને હવે પછીથી સમાધાનીથી અને શાંતિપૂર્વક રહેવાનું કબૂલ કરે તો હજી સુલેહ થઈ શકે એમ છે, અને વેપારની અગાઉની બધી સગવડો મળી શકે એમ છે. કલકત્તાના અંગ્રેજ ઑફિસરોને પણ આવી સૂચના આપવામાં આવી. જો તેઓ ધારત તો હજી પણ સિરાજુદ્દૌલાની સાથે સંધિ કરી શકત, પરંતુ આ લોકો તો કાવતરું રચીને સિરાજુદ્દૌલાનો નાશ કરવાની જ પેરવીમાં હતા.

**લાંચ અને ભેદનીતિ**

સચ્ચાઈપૂર્વકના યુદ્ધમાં તો તેઓ સિરાજુદ્દૌલાની સાથે સરખામણીમાં ઊભા રહી શકે એવું હતું જ નહિ. સૈન્ય અને સામાન બન્ને તેમની પાસે બહુ જ ઓછાં હતાં. લાંચ આપીને, લાલચ બતાવીને અને ખોટાં વચનો આપીને સિરાજુદ્દૌલાના માણસો તથા સૈનિકોને ફોડીને પોતાના પક્ષમાં લેવાનું એક જ મોટું હથિયાર તેમની પાસે હતું. વૉટ્સ અને તેના જે અંગ્રેજ સાથીઓના સિરાજુદ્દૌલાએ જાન બચાવ્યા હતા તેઓ જ ફોડવાનું કામ કરી રહ્યા હતા; તેમણે નવાબની સેનામાં પોતાની જાળ પાથરવા માંડી હતી.

**પાદરીઓના ફતવા**

સિરાજુદ્દૌલાની ફોજમાં અને ખાસ કરીને તોપખાનામાં અનેક યુરોપિયનો તથા ઈસાઈ નોકરો હતા. મુસલમાનોના પક્ષમાં રહીને પોતાના જ સહધર્મીઓની વિરુદ્ધ લડવું એ ઈસાઈ ધર્મની વિરુદ્ધ છે અને મહાપાપ છે, એવા અર્થવાળાં ત્રણ વ્યવસ્થાપત્રો ઈસાઈ પાદરીઓની સહીથી એક પછી એક બહાર પાડવામાં આવ્યાં. આ વ્યવસ્થાપત્રો છૂપી રીતે સિરાજુદ્દૌલાના ઈસાઈ નોકરોમાં વહેંચવામાં આવ્યાં. આ જ પત્રો મારફત સિરાજુદ્દૌલાના નોકરોને બીજી પણ લાલચ આપવામાં આવી કે જો તેઓ નવાબની સેનામાંથી નાસીને અંગ્રેજોના પક્ષમાં આવશે તો તેમને તુરત જ અંગ્રેજી સેનામાં નોકરી ઉપર રાખવામાં આવશે. આ જાતની ચાલબાજીથી સિરાજુદ્દૌલાની સેનામાં પૂરતા નિમકહરામ લોકો પેદા કરવામાં આવ્યા.

**હિંદી મદદગારો સાથેનો વ્યવહાર**

આ વખતે કલકત્તામાં અંગ્રેજોએ પોતાના હિંદી મદદગારો તરફ અત્યંત ખરાબ વર્તણૂક બતાવી. 'સિરાજુદ્દૌલાનું લશ્કર આવે છે,' એવા ખબર મળ્યા કે તરત જ આ અંગ્રેજોએ બધા હિંદુ અને મુસલમાનોને

નિરાધાર સ્થિતિમાં છોડી દીધા. આમાં કેટલાય તો કંપનીના જ દેશી નોકરો, ગુમાસ્તા, વેપારી અને મજૂરો હતા. તેમને કહી દેવામાં આવ્યું કે અંગ્રેજો તમારી રક્ષા નહિ કરે. બધા યુરોપિયનો, તમામ ઈસાઈ હિંદી સ્ત્રીપુરુષો અને તેમના ઈસાઈ ગુલામોને પણ પોતાની કોઠીની આસપાસનાં મકાનોમાં બોલાવી લીધા. અને સિરાજુદ્દૌલાની સાથે લડવા માટે આખું મેદાન સાફ થાય એટલા માટે બાકીનાં બહારનાં બધાં હિંદી મકાનોને આગ લગાડીને સળગાવી દીધાં!

આટલું જ બસ નથી; એમ જણાય છે કે આ વખતે તેઓ કોઈ હિંદીનો વિશ્વાસ કરતા નહોતા. સુપ્રસિદ્ધ અમીચંદ, તેના સાળા હજારીમલ તેમ જ દીવાન રાજવલ્લભના પુત્ર કિશનદાસને પણ કેદ કરી રાખવાનું અંગ્રેજોને યોગ્ય લાગ્યું. અમીચંદ ન હોત તો અંગ્રેજી વેપાર અને અંગ્રેજી સત્તા બન્નેમાંથી કોઈના પગ બંગાળાની ભૂમિ પર કોઈ રીતે જામી શકત નહિ. આ એ જ કિશનદાસ હતો જેને જ્યારે નવાબે પાછો માગ્યો ત્યારે અંગ્રેજોએ આપ્યો નહોતો; અંગ્રેજોનો તે શરણાગત હતો.

### જનાનખાના પર ધસારો

અંગ્રેજ સિપાઈઓ અમીચંદને પકડવા માટે જ્યારે તેના મકાને પહોંચ્યા, ત્યારે અમીચંદ તો જાતે જ કેદ પકડાઈ ગયો; પરંતુ હજારીમલ અને રાજા કિશનદાસ આ અપમાન સહન કરી શક્યા નહિ. એ બન્નેએ અંગ્રેજો ઉપર ગોળીઓ ચલાવવાનો પોતાના માણસોને હુકમ કર્યો. આ ઝપાઝપીમાં હજારીમલ વીરતાથી લડ્યો, તેનો ડાબો હાથ કપાઈ ગયો, અને અંતે ત્રણે પકડાયા. ત્યાર પછી અંગ્રેજ અમલદારોએ પોતાના ઉન્મત્ત ગોરા સૈનિકોને અમીચંદના જનાનખાના તરફ આગળ વધવાનો હુકમ આપ્યો. આ વખતે અમીચંદના વફાદાર હિંદી જમાદારનું લોહી ઊકળી આવ્યું. ગોરા સિપાઈઓનો આશય તો સ્પષ્ટ જ હતો. ઑર્મ નામનો ઇતિહાસલેખક આ ઘટનાનું વર્ણન કરતાં લખે છેઃ—

"અમીચંદનો જમાદાર ઊંચી જાતિનો હિંદુ હતો. તેણે મકાનને સળગાવી દીધું. અને કહેવાય છે કે અંગ્રેજ લોકો ઘરમાં ઘૂસીને સ્ત્રીઓની લાજ ન લૂંટે એટલા માટે પોતાના જ હાથે તેર સ્ત્રીઓને મારી નાખીને અંતે પોતે પણ મૃત્યુ પામ્યો. પરંતુ તેણે પોતા પર કરેલો ઘા બરાબર કામ ન આપી શક્યો." [૯]

૯ Orme, vol. ii, p. 60

અગ્રેજ ઇતિહાસલેખકો ફરિયાદ કરે છે કે ઘણા ભારતીય કૂલી, ખલાસી તથા નોકરોએ આ વખતે અગ્રેજ વેપારીઓનો સાથ છોડી દીધો. જો આ ફરિયાદ સાચી હોય તો ઉપર જણાવી ગયેલા અત્યાચારોનુ પૂરતુ કારણ મળી રહે છે

**વિજયી સિરાજુદ્દૌલાનો કલકત્તામાં પ્રવેશ**

૧૬મી જૂને સિરાજુદ્દૌલા કલકત્તા પહોચ્યો ૧૬ અને ૧૭ મીએ કેટલીક નાની મોટી લડાઈઓ થઈ, ૧૮ મી શુક્રવારે કપની તરફથી આજ્ઞા બહાર પડી કે શત્રુનો કોઈ માણુસ જખમી થઈને કે બીજા કોઈ કારણસર જો આશ્રયની માગણી કરે તો કોઈ જાતની દયા તેના તરફ બતાવવી નહિ એ જ દિવસે સિરાજુદ્દૌલાની સેનાએ કપનીની સેના ઉપર હુમલો કર્યો અને સિરાજુદ્દૌલાના અનેક ઇસાઈ નોકરો નિમકહરામ નીવડ્યા, છતા પણ કપનીની સેના નવાબની સેનાના ગોળીઓના માર સામે વધારે વાર ટકી ન શકી, અને અગ્રેજોને હાર સ્વીકારવી પડી

ઈ સ ૧૭૫૬ના જૂનની ૨૦મી તારીખે રવિવારે સિરાજુદ્દૌલાની વિજયી સેનાએ કલકત્તાની અગ્રેજી કોઠીમા પ્રવેશ કર્યો કોઠીના બધાય અગ્રેજોને કેદ કરવામા આવ્યા આ વખતે ત્યાના બધા વિદેશી બળવાખોરોને પકડી પકડીને પૂરા કરવાનુ કામ નવાબ માટે બહુ જ સહેલુ હતુ, તેમની કોઠીને પણ જમીનદોસ્ત કરવાનુ એટલુ જ સહેલુ હતુ પરતુ ઉદાર સિરાજુદ્દૌલા આ લોકોના કપટથી પૂરેપૂરો પરિચિત નહોતો

**સિરાજુદ્દૌલાની ઉદારતા**

સિરાજુદ્દૌલાના હુકમથી કિલ્લાની અદર એક દરબાર ભરવામા આવ્યો અહી બધા યુરોપિયન કેદીઓને નવાબની પાસે હાજર કરવામા આવ્યા કેદીઓએ નવાબ પાસે ક્ષમાની યાચના કરી ઉદાર ભારતીય નવાબે એ બધાને જીવતદાન આપ્યુ [૧૦] જેમ્સ મિલ નામનો એક અગ્રેજ ઇતિહાસલેખક લખે છે— જ્યારે (કલકત્તાની કોઠીના ઉપરી) મી હોલવેલને નવાબની સામે લાવવામા આવ્યો ત્યારે તરત જ નવાબે તેની હાથકડીઓ કાઢી લેવાનો હુકમ કર્યો, અને સિપાહીગીરીના શપથ લઈને તેને ખાતરી આપી કે તમારા કે તમારા સાથીના માથાનો વાળ પણ વાકો થશે નહિ [૧૧]

---

૧૦ Talboys Wheeler s *Early Records of British India* vol 1, p 160

૧૧ *History of India*, by James Mill, vol iii, p 1179

આ જ અંગ્રેજ લેખક સ્વીકાર કરે છે કે વિજયી હિંદી સૈનિકોએ "પરાજિત અંગ્રેજી સૈનિકોની સાથે કોઈ જાતનું ખરાબ વર્તન ચલાવ્યું નહોતું." કિલ્લાની અંદરનો તથા કોઠીની અંદરનો દારૂગોળો નવાબે જપ્ત કર્યો; પરંતુ કોઠીમાં જેટલો વેપારી માલ ભર્યો હતો તેને સિરાજુદ્દૌલા કે તેના સૈનિકોએ હાથ પણ ન અડાડ્યો; ઊલટું ત્યાં ને ત્યાં તેને સુરક્ષિત રાખવામાં આવ્યો. આવું જ વર્તન સિરાજુદ્દૌલાએ બીજી જગ્યાએ પણ અંગ્રેજ કોઠીઓ પરત્વે બતાવ્યું.

સિરાજુદ્દૌલાની સેનાએ કલકત્તામાં પ્રવેશ કર્યો તે પહેલાં જ ઘણા અંગ્રેજો કિલ્લાની પાછળના ભાગમાં થઈને વહાણમાં બેસી નાસી છૂટયા હતા. બાકીનાએ હવે નવાબ પાસે માગણી કરી કે "અમારા જાન બચાવવામાં આવે અને બંગાળા પ્રાંત છોડીને અમને અમારા સાથીઓની પાસે જવા દેવાની રજા આપવામાં આવે." સિરાજુદ્દૌલાએ હર્ષપૂર્વક આ માગણીનો સ્વીકાર કર્યો. અનેક યુરોપિયન ઇતિહાસલેખકો સાક્ષી પૂરે છે કે આ વખતની સિરાજુદ્દૌલાની શક્તિ જોઈને મોટા ભાગના યુરોપિયનો ચકિત અને ભયભીત બની ગયા હતા.

જોન કુક લખે છે કે મુસલમાની સેનાનો રાતે ન લડવાનો નિયમ હતો; સાંજ પડતાં જ તેઓ ગોળીઓનો મારો બંધ કરી દેતા. કુક એ પણ લખી જણાવે છે કે આ નિયમ ન હોત તો ૨૦મી તારીખની પહેલાં જ અંગ્રેજોની બૂરી હાલત થઈ ગઈ હોત.

આ રીતે ઈ. સ. ૧૭૫૬માં ભારતના સૌથી વધારે ફળદ્રૂપ અને સમૃદ્ધ એવા બંગાળા પ્રાંતમાંથી કંપનીના અંગ્રેજ વેપારીઓને હાંકી મૂકવામાં આવ્યા. હોલવેલે કંપનીના ડાયરેક્ટરો ઉપર ૩૦મી નવેમ્બર ઈ. સ. ૧૭૫૬ના લખેલ કાગળમાં લખ્યું છે.—"બાબા આદમથી માંડીને આજ સુધીમાં કોઈ પણ કોમના કે તેના ઉપનિવેશના ઇતિહાસમાં આવી ઘાતક અને શોકજનક આપત્તિ કદી આવી નહિ હોય."

સિરાજુદ્દૌલાએ કલકત્તાનું નામ બદલીને અલીનગર રાખ્યું, અને અલીનગર અને તેની આસપાસના મુલક ઉપર પોતાના એક દીવાન રાજા માણિકચંદને શાસક નીમ્યો.

**કલકત્તાનું કારાગૃહ**

લગભગ બધા અંગ્રેજ ઇતિહાસલેખકો પોતાની કોમની આ હારની સાથે એક ભયંકર-હત્યાકાંડનું વર્ણન કરે છે, જેને 'બ્લૅક હોલ' અથવા

બંગાળીમાં ' અન્ધકૂપ હત્યા ' તરીકે ઓળખવામાં આવે છે. કલકત્તાની અંગ્રેજોની કોઠીમાં બ્લેક હોલ નામની એક અંધારી કે કાળી કોટડી હતી. આ કોટડી અંગ્રેજ વેપારીઓએ જ બનાવી હતી. અને આ કોટડીમાં અંગ્રેજ અમલદારો હિંદી અપરાધીઓ અને કરજદારોને પૂરી રાખતા. આ અંગ્રેજ લેખકો વર્ણવે છે કે ૨૦ મી જૂનની રાતે આ ૧૮ ફીટ લાંબી અને એ કરતાં કંઈક ઓછી પહોળી એવી કોટડીમાં સિરાજુદ્દૌલાના હુકમથી ૧૪૬ યુરોપિયન કેદીને પૂરવામાં આવ્યા. એક તો જૂન મહિનો, ઓછી જગા અને તાજી હવા ન મળવાને લીધે ભોગવેલી અનેક તીવ્ર યાતનાઓને અંતે સવારે જ્યારે કોટડી ખોલવામાં આવી ત્યારે ૧૪૬ પૈકી ફક્ત ૨૩ જીવતા નીકળ્યા; અને એ પણ લગભગ અર્ધમૃત સ્થિતિમાં જ હતા.

પરંતુ એ કાળના ઇતિહાસના સંશોધકોના મનમાં હવે એ વાત તો સ્પષ્ટ થઈ ગઈ છે કે આ કારાગૃહનો કિસ્સો બિલકુલ જૂઠો છે, અને સિરાજુદ્દૌલાના ચારિત્ર્યને કલંકિત કરવા તથા અંગ્રેજોનાં તે પછીનાં કૃત્યોને ન્યાયી ઠરાવવા માટે ઘડી કાઢવામાં આવ્યો છે.

અક્ષયકુમાર મિત્ર નામના એક બંગાળી વિદ્વાને ' સિરાજુદ્દૌલા ' નામનો ગ્રન્થ લખ્યો છે. એમાં આ બનાવની વિરુદ્ધ સચોટ પુરાવા આપ્યા છે. પ્રથમ તો આટલી નાની જગ્યામાં ( ફક્ત ૨૬૭ ચોરસ ફીટ ) ૧૪૬ માણસો ચોખાના દાણાની માફક ભરી શકાય જ નહિ. એ સિવાય સય્યદ ગુલામ હુસેન કૃત ' સિયર-ઉલ-મુતાખરીન 'માં, અથવા તે સમયના કોઈ પ્રામાણિક ઇતિહાસમાં, અથવા કંપનીની ડાયરીમાં, કે મદ્રાસ કાઉન્સિલમાં થયેલ ચર્ચાની નોંધોમાં પણ આ બનાવનો કોઈ ઉલ્લેખ નથી. આ બનાવ બન્યા પછી ક્લાઈવ તથા વૉટ્સને નવાબનાં કૃત્યો તથા અંગ્રેજોની થયેલ નુકસાનીનું વર્ણન કરનારા જે કાગળો નવાબ ઉપર લખ્યા છે તેમાં પણ આ બનાવનો કોઈ જગ્યાએ ઉલ્લેખ નથી, તેમ જ અલીનગરના સંધિપત્રમાં પણ આ બિનાનો કોઈ ઉલ્લેખ નથી. ઘણા સમય પછી ક્લાઈવે કંપનીના ડાયરેક્ટરો ઉપર એક લાંબો કાગળ લખ્યો છે, તેમાં સિરાજુદ્દૌલા પ્રત્યે અંગ્રેજોએ જે ક્રૂર વર્તન ચલાવ્યું તેનાં અનેક કારણો બતાવવામાં આવ્યાં છે; તેમાં પણ આ બનાવની ગંધ નથી. અંતમાં અંગ્રેજોએ મીરજાફરની સાથે જે સંધિ કરી તેમાં કંપનીને જે જે નુકસાન થયું તેની લાંબી યાદી કરવામાં આવી છે; તેમાં પણ આ કારાગૃહમાં મૃત્યુ પામેલ ૧૨૩ માણસોનાં સગાંસંબંધીઓને કંઈ પણ પૈસા આપવા સંબંધેની કલમ નજરે આવતી નથી. જો

વિદેશીઓ કિલ્લામાંથી નાસી છૂટયા હતા, તેમની પાછળ કિલ્લામાં ૧૪૬ કદાચ જીવતા પણ નહિ રહ્યા હોય. આ પછી કેટલાક લોકોએ કિલ્લાની અંદર મૃત્યુ પામેલા ૧૨૩ જણાનાં નામોની યાદી તૈયાર કરવાનો પ્રયત્ન કર્યા છતાં તે યાદીમાં ૫૬ કરતાં વધારે નામો એકઠાં ન થઈ શક્યાં; અને આ ૫૬ પણ એ કારાગૃહમાં મૃત્યુ પામેલા નહોતા, પરંતુ લડાઈમાં થયેલ જખમોથી મૃત્યુ પામેલા હતા. તો બાકીના ૬૭ કોણ હતા? આ બધા પ્રશ્નો સહજ ઊઠે છે.

ખરી રીતે આ જૂઠો બનાવ હોલવેલ જ્યારે ૧૭૫૭માં ભારતમાંથી વિલાયત જવા માટે વહાણમાં બેઠો ત્યારે ઘડી કાઢવામાં આવ્યો. આ જ હોલવેલની હાથકડી કાઢી નાખવાનો સિરાજુદ્દૌલાએ હુકમ આપ્યો હતો. જૂઠી વાતો ફેલાવવામાં અને ખોટા બનાવોની જાળ ઊભી કરવામાં આ અંગ્રેજ મશહૂર હતો.

દાખલા તરીકે હોલવેલનાં બીજાં બધાં કાર્યો પૈકી એકનું જ વર્ણન કરવું પૂરતું થશે. જોકે આ ઘટના ઉક્ત બનાવ પછી કેટલાક વખતે બનેલી છે, પણ અહીં અપ્રાસંગિક નહિ ગણાય. સિરાજુદ્દૌલાની પછી મીરજાફરને ગાદીએ બેસારવા માટે તેણે મીરજાફરની પાસેથી એક લાખ રૂપિયાની લાંચ લીધી અને મીરજાફરનાં ખૂબ વખાણ કર્યાં. પછી જ્યારે મીરકાસમને ગાદી આપવાની જરૂર ઊભી થઈ ત્યારે મીરકાસમ પાસેથી ત્રણ લાખ રૂપિયા ખાઈ ગયો. હવે મીરજાફરને બદનામ કરવાનું કામ એને માટે જરૂરી હતું. આથી કંપનીના ડાયરેક્ટરો ઉપર તેણે એક લાંબો ખરીતો લખ્યો, જેમાં મીર-જાફરનું વર્ણન એક ઘોર અન્યાયી અને હત્યારા તરીકેનું કર્યું, અને મીરજાફરે અનેક નિરપરાધી સ્ત્રીપુરુષોને મારી નાખ્યાં છે એમ જણાવીને તેમનાં નામો પણ અંદર લખ્યાં. દરેક પુરુષના પિતાનું નામ અને દરેક સ્ત્રીના પતિનું નામ પણ એ યાદીમાં આપવામાં આવ્યું હતું. આ હત્યાઓની બારીક બારીક વિગતો પણ હોલવેલના આ કાગળમાં મોજૂદ છે. ત્યાર પછી કેટલાક વરસે ક્લાઈવ અને તેના સાથીઓએ ડાયરેક્ટરો ઉપર એક કાગળ લખ્યો, જેમાં હોલવેલે મીરજાફરના જે ગુના ગણાવ્યા છે તે પગથી માથા સુધી તદ્દન જૂઠા છે, અને મીરજાફરના હાથે માર્યા ગયેલા જે પુરુષો તથા સ્ત્રીઓની યાદી હોલવેલે આપી છે તેમાંના બે જણા સિવાય બીજા બધા હજુ જીવતા છે એમ સ્પષ્ટ જણાવ્યું છે.[૧૨]

૧૨ Letter to the Directors, dated 1st October, 1765, by Clive and others.

છતાં પણ સિરાજુદ્દૌલાને બદનામ કરવા, તેમ જ પોતાનાં દેશભાઈઓએ કરેલાં કાળાં કામો ઉપર વ્હાઈટવૉશ કરવા માટે ત્યારથી આજ સુધીના દરેક અંગ્રેજ ઇતિહાસલેખકે હોલવેલની આ કલ્પનાનો પૂરેપૂરો લાભ લીધો છે. અંગ્રેજી શાળાઓનાં પાઠ્યપુસ્તકોમાં પણ સિરાજુદ્દૌલાએ અંગ્રેજો ઉપર કરેલા એક પણ ઉપકારનું નામનિશાન નથી, જ્યારે આ કારાગૃહનો બનાવ જાણે કે ખરેખર બન્યો હોય તેમ વર્ણવવામાં આવે છે.

**સિરાજુદ્દૌલા કલકત્તાથી પાછો ફરે છે**

પોતાની વીરતા અને ઉદારતા બન્નેનો પરિચય કરાવીને સિરાજુદ્દૌલા ૨૪ મી જૂનને દિવસે કલકત્તાથી પોતાની રાજધાની તરફ પાછો ફર્યો. રસ્તામાં હુગલી ઉપર તેણે એક દરબાર ભર્યો. આ દરબારમાં ફ્રેંચ કોઠીના વકીલે સાડાત્રણ લાખ રૂપિયા અને ડચ કોઠીના વકીલે સાડાચાર લાખ રૂપિયા પોતાની રાજભક્તિ દર્શાવવા ખાતર નજરાણાના ધર્યા. સિરાજુદ્દૌલાએ તેમને વેપાર જારી રાખવાની રજા આપી. હજી સુધી સિરાજુદ્દૌલાને આશા હતી કે આ જ જાતની સમાધાની અંગ્રેજોની સાથે થશે. ઈ. સ. ૧૭૫૬ ના જુલાઈની ૧૧ મીએ સિરાજુદ્દૌલા મુર્શિદાબાદ પહોંચ્યો.

થોડા દિવસોમાં જ પૂર્ણિયાના નવાબ શૌકતજંગે ફરી પાછો બળવાનો ઝંડો ફરકાવ્યો. ઈ. સ. ૧૭૫૬ના ઑક્ટોબરની ૧૬મી એ શૌકતજંગની અને સિરાજુદ્દૌલાની સેના વચ્ચે યુદ્ધ થયું, જેમાં શૌકતજંગ મરાયો અને સિરાજ વિજયી થયો. સિરાજુદ્દૌલાએ શૌકતજંગની જગા રાજા યુગલસિંહ નામના એક હિંદુને આપી અને પોતે મુર્શિદાબાદ પાછો આવ્યો. આ વખતે તેની પ્રજાએ તેને વધાવી લીધો અને દિલ્હીના બાદશાહે તેને બંગાળ, બિહાર અને ઓરિસ્સાની સૂબેદારીનું બાદશાહી ફરમાન કાઢીને ફરી તેની મસનદ ઉપર સ્થાપ્યો. એક વાત યાદ રાખવાની જરૂર છે કે શરૂઆતમાં સિરાજ જે કંઈ કરતો હતો તે બાદશાહના નામે જ કરતો હતો; પોતે તો તેનો એક તાબેદાર સૂબેદાર છે એમ જ ગણાવતો.

**ફલ્ટામાં અંગ્રેજો**

કલકત્તાથી ભાગેલા અંગ્રેજો કલકત્તાની નીચે થોડે દૂર આવેલી ફલ્ટા નામની જગાએ રોકાયા, અને ત્યાં લગભગ ૭ માસ રહ્યા.

કંપનીના કારભારની દૃષ્ટિએ એ વખતે કલકત્તા કરતાં મદ્રાસ વધારે મહત્ત્વનું ગણાતું હતું. ફલ્ટાથી આ અંગ્રેજોએ એક તરફથી મદ્રાસના અંગ્રેજોને

નવી સેના ભેગી કરીને બંગાળા મોકલવા માટે લખ્યું, અને બીજી બાજુથી કેવળ સૈન્યની મદદથી સિરાજને જીતવાની આશા ખોટી છે એમ લાગ્યું હતું તેથી પોતાના ખાનગી જાસૂસો મારફત સાચીખોટી લાલચો બતાવીને કલકત્તાના રાજા માણિકચંદને તથા સિરાજના બીજા અનેક સેનાપતિ, નોકરો, સામંતો, વેપારીઓ, વગેરેને ફોડીને પોતાના પક્ષમાં વાળી લેવાનું કામ શરૂ કર્યું. આ મૂઠીભર નિર્બળ પરંતુ ચાલાક વિદેશી લોકો બળવાન પરંતુ અનુભવ વગરના ભારતીય નવાબને હરાવવાની આશા ભેદનીતિની આ વિસ્તૃત જાળને લીધે જ રાખતા હતા એમાં શક નથી. સ્ક્રેફ્ટન નામનો અંગ્રેજ લખે છેઃ—

"એક ભારે આશ્ચર્યની વાત તો એ લાગશે કે સૂબેદારે (નવાબે) આટલા દિવસો સુધી અમને ફલ્ટામાં શાંતિપૂર્વક કેમ રહેવા દીધા. × × × આનું એક કારણ હું ફક્ત એ બતાવી શકું છું કે તે અમને સાવ તુચ્છ ચીજ સમજતો હતો. × × × અને અમે અમારું સૈન્ય લઈને ફરી બંગાળામાં પ્રવેશ કરવાની હિંમત કરશું એમ તેને લાગતું જ નહોતું."[૧૩]

જીન લૉ નામનો લેખક લખે છેઃ—

"સિરાજુદ્દૌલા યુરોપનિવાસીઓને હલકા અને તુચ્છ માનતો હતો. તે કહ્યા કરતો કે આ લોકોને ઠેકાણે રાખવા માટે કેવળ એક જોડી ચંપલની જ જરૂર છે. × × × આથી અંગ્રેજ પોતાના સૈન્યબળથી ફરી વાર બંગાળામાં પોતાના પગ સ્થિર કરવા લાગશે એનો એને ખ્યાલ સરખોય ન હતો. અંગ્રેજો કોઈ નવી તરકીબ શોધી રહ્યા હોય એવું જો તેને લાગ્યું હોય તો તે એક જ વાતનું અનુમાન કરી શકે કે અંગ્રેજો નમ્ર બનીને એક હાથે મારી સામે નજરાણું ધરશે, અને બીજે હાથે ફરી વાર બંગાળામાં વેપાર કરવાનું મારું ફરમાન ખુશીથી સ્વીકારશે. જરૂર આ વિચારથી જ તેણે અંગ્રેજોને ફલ્ટામાં નિરાંતે રહેવા દીધા હશે."[૧૪]

### સિરાજુદ્દૌલા સાથે પ્રપંચ

ફલ્ટામાં અંગ્રેજોએ નવાબના અમલદારને જણાવ્યું કે મોસમ ખરાબ હોવાથી જ અમે અહીં રોકાયા છીએ. જળયાત્રા કરવા માટે મોસમ સારી

૧૩ "*Reflections*" by Scrafton, p. 58
૧૪ Bengal in 1756-57, vol. iii, p. 176

થશે કે તરત જ અમે મદ્રાસ ચાલ્યા જશું. બીજી બાજુથી "નવાબને દગો દેવાના સ્પષ્ટ ઇરાદાથી"[૧૫] સિરાજુદ્દૌલાની પાસે અત્યંત દીન અને નમ્ર શબ્દોમાં એવી જાતના આશયની અરજીઓ મોકલવાનું શરૂ કર્યું કે અમને ફરી વાર બંગાળામાં વેપાર કરવાની પરવાનગી આપવામાં આવે. આ વખતે પણ કોઈ જાતના સંશય વગર સિરાજુદ્દૌલાએ તેમની સાથે દયાભરી વર્તણૂક ચલાવી. ઉદાહરણ તરીકે તેને ખબર પડી કે ફલ્ટામાં અંગ્રેજો પહોંચ્યા પછી ત્યાંના લોકોએ બજારો બંધ કરી છે અને તેથી ત્યાં ગયેલા અંગ્રેજોને પૂરતા પ્રમાણમાં દાણોપાણી મેળવવાની મુશ્કેલી પડે છે, ત્યારે તેણે બજારો ખોલી દેવાનો અને "પરદેશીઓને ખાવાપીવાની કશી અડચણ ન આવે" એવી જાતનો હુકમ મોકલ્યો. ખરી રીતે તો અંગ્રેજો બધી દુષ્ટતા છોડી દઈને ફરી વાર બંગાળામાં શાંતિપૂર્વક પોતાનો વેપાર શરૂ કરે એવું સિરાજુદ્દૌલા ખરા અંતઃકરણથી ઇચ્છતો હતો. આટલા માટે જ પોતાના વિજય પછી પણ તેણે કાસિમબજાર, કલકત્તા, વગેરેની કોઠીઓના વેપારી માલને હાથ પણ નહોતો અડાડ્યો.

### સિરાજુદ્દૌલાનું દયાળુપણું

સિરાજુદ્દૌલાનો ઇરાદો આ કરતાં કોઈ જુદી જાતનો હોત, તો તો ફલ્ટામાં કે કલકત્તામાં કોઈ પણ જગાએ આ પરદેશીઓને વીણી વીણીને એક એકને જાનથી જુદા કરવાનું, અને તેની સાથે જ તેમનાં કાવતરાંઓનો અંત લાવવાનું કામ તેને માટે ઘણું જ સરળ હતું. જો કદાચ તે એમ કરત તોપણ કોઈ નિષ્પક્ષ ઇતિહાસલેખક તે માટે તેને દોષિત ન ઠરાવત. પરંતુ એ એશિયાઈ રાજા વિદેશીઓનું ચારિત્ર્ય અને તેમના કાવાદાવા પૂરેપૂરા જાણતો નહોતો. આ ભોળપણનું મૂલ્ય સિરાજને અને આખા દેશને બહુ ભારે આપવું પડ્યું.

### અંગ્રેજોનો ફરી પ્રવેશ

ઈ.સ. ૧૭૫૬ ના જૂનની ૨૦ મી તારીખે અંગ્રેજોને કલકત્તામાંથી કાઢ્યા. ૧૬મી ઑગસ્ટે કલકત્તા ખોયાની વાત મદ્રાસ પહોંચી. ઑક્ટોબરની અધવચમાં ૮૦૦ યુરોપિયન અને ૧૩૦૦ હિંદી સૈનિકોને મદ્રાસથી રવાના કરવામાં આવ્યા. જળસેનાનો અધિકાર ઍડમિરલ વૉટ્સનને અને ખુશકીસેનાનો

---

૧૫ "To deceive the Nawab . . ." S. C. Hill in *Bengal in 1756–57*, vol. i, pp. cxi, cxv.

કિલ્લાની નજીકનાં મકાનો લૂટવામાં આવ્યાં. પછીના ૧૨ થી ૧૮ સુધીના પૂરા સાત દિવસો હુગલીના અને તેની આસપાસની બધી હિંદી પ્રજાના ઘરો લૂટવામા બાળવામા આવ્યા. આ લૂટની સાથે જ હુગલીના અસંખ્ય નિ શસ્ત્ર અને નિરપરાધી હિંદી રહેવાસીઓની કતલ કરવામા આવી.

**સિરાજુદ્દૌલા આગળ વધ્યો**

સિરાજુદ્દૌલાને માલૂમ પડ્યુ કે પોતાના માણસોને ફોડીને અંગ્રેજોએ બજબજ, તાનાહ, કલકત્તા અને હુગલીના મજબૂત કિલ્લા જીતી લીધા છે. એસ સી હિલ સ્પષ્ટ લખે છે કે મુર્શિદાબાદના મુખ્ય મુખ્ય ઉમરાવોને પોતાના પક્ષમા વાળી લેવા માટે કર્નલ ક્લાઇવે તેમની સાથે બરાબર સતત ગુપ્ત પત્રવહેવાર ચાલુ રાખ્યો હતો સભવ છે કે આ ગુપ્ત પત્રવહેવારના ખબર પણ સિરાજુદ્દૌલાના કાન સુધી પહોચ્યા હોય ત્યાર પછી હુગલીની નિરપરાધી પ્રજા ઉપર અંગ્રેજોએ કરેલા અત્યાચારોના ખબર તેને મળ્યા સિરાજુદ્દૌલા સેના લઈને મુર્શિદાબાદથી નીકળ્યો અને હુગલીની નજીક આવીને તેણે અંગ્રેજ સેનાપતિ વૉટ્સનને નીચે પ્રમાણેની મતલબનો કાગળ લખ્યો —

‘ તમે હુગલી શહેર લીધુ, લૂટ્યુ અને મારી પ્રજાની સાથે યુદ્ધ કર્યું આવા કામ વપારીઓને ન શોભે ’ આ માટે હુ મુર્શિદાબાદથી હુગલી આવ્યો છુ એ જ રીતે હુ મારી સેના સહિત નદી ઊતરી રહ્યો છુ અને મારી સેનાનો એક ભાગ તમારી છાવણી તરફ આગળ વધી રહ્યો છે હજી પણ કપનીનો કારભાર પહેલાની માફક બરાબર જામી જાય અને વેપાર ચાલવા લાગે એમ જો તમે ઇચ્છતા હો, તો તમારી જરૂરિયાતો મને સમજાવી શકે અને આ બાબતમા મારી સાથે બરાબર વાતચીત ચલાવી શકે એવા કોઈ તટસ્થ માણસોને મારી પાસે મોકલો કપનીને તેની બધી કોઠીઓ પાછી સોપવામા અને જે શરતોએ તેઓ પ્રથમ અહી વેપાર કરતા હતા તે જ શરતોએ હવે વેપાર કરતા રહે એવી રજા આપવામા મને જરા પણ સકોચ નહિ થાય જે અંગ્રેજો આ પ્રાંતોમા રહે છે, તેઓ જો વેપારીઓને શોભે તેવુ વર્તન રાખશે, મારી આજ્ઞાઓનુ પાલન કરશે, અને જો કોઈ રીતે ઉપદ્રવ નહિ થાય તો વિશ્વાસ રાખજો કે તેમને થયેલ નુકસાનનો પણ હુ વિચાર કરીશ, અને તેમને સતોષીશ આપ જાણો છો કે યુદ્ધમા સિપાઈઓને લૂટતા રોકવા કેટલા મુશ્કેલ છે માટે મારી સેના મારફત તમારુ જે કઈ નુકસાન

થયું હોય, અને જો એમાંથી તમે થોડુંક જતું કરવા માગતા હો, તો તમારી મિત્રતા મેળવવા માટે અને ભવિષ્યમાં તમારી કોમ સાથે સારો સબંધ જાળવવા માટે હું આ બાબતમાં પણ સંતોષવાની કોશિશ કરીશ

"તમે ઇસાઈ છો, અને જાણો છો કે કોઈ ઝઘડાને ચાલુ રાખવા કરતા અંદર અંદર તેનો નિકાલ કરી નાખવો કેટલો વધારે સારો છે. પણ જો તમારી લડાઈ કરવાની ઇચ્છા ખાતર તમારી કંપનીનું હિત અને વ્યક્તિગત વેપારીઓનો લાભ બન્ને કુરબાન કરવાનો તમારો સંકલ્પ હોય તો તે માટે હું જોખમદાર નથી આવી જાતના નાશકારી સંગ્રામના ઘાતક પરિણામો અટકાવવા માટે હું આ પત્ર લખું છું "[૨૦]

આ કાગળ જરૂર સિરાજુદ્દૌલાની દૂરદર્શિતા, શાંતિપ્રિયતા, ઉદારતા અને પ્રજાપાલકપણુ બતાવનારો છે પરંતુ આ વિદેશી વેપારીઓ સાથેની કોઈ પણ પ્રકારની સમાધાની ક્યા સુધી સ્થાયી હોઈ શકે છે તેનો તેને પૂરો અનુભવ થયો નહોતો.

**સિરાજુદ્દૌલા સાથે સંધિ**

અંગ્રેજોએ જ્યારે નવાબને સંધિ કરવા માટે ઉત્સુક જોયો ત્યારે તેમણે નીચેની શરતો રજૂ કરી —

(૧) અંગ્રેજોને જેટલું નુકસાન થયુ છે, એ બધુ પૂરેપૂરું ભરપાઈ કરવામા આવે

(૨) બંગાળામા કંપનીને જે સગવડો મળી હતી તે બધી પૂરેપૂરી ફરી મળે

(૩) પોતાની વસ્તીની આસપાસ પોતાની મરજી મુજબ કિલ્લેબંદી કરવાની અંગ્રેજોને રજા મળે.

(૪) કલકત્તામા કંપનીને પોતાની એક ટંકશાળ ખોલવા દેવામા આવે

ચોથી શરતનો સ્વીકાર કરવાનુ તો સિરાજુદ્દૌલાના અધિકાર બહાર હતું. આખા સામ્રાજ્યમા કોઈ જગાએ ટંકશાળ ખોલવાનો કે કોઈને ખોલવાની રજા આપવાનો અધિકાર કેવળ દિલ્હીના બાદશાહના હાથમા હતો. પહેલી ત્રણે શરતો સિરાજે મંજૂર કરી, ચોથીની બાબતમા પત્રવહેવાર ચાલુ હતો. આ

૨૦ Ive's Voyages, p. 103

પત્રવહેવારમાં અંગ્રેજો નવી નવી શરતો ઉમેરવા લાગ્યા તેમનો મૂળ ઉદ્દેશ સિરાજુદ્દૌલાની સાથે સંધિ કરવાનો હતો જ નહિ તેમનો ઉદ્દેશ તો તેને દગો દઈને બંગાળાના રાજ્યશાસનમાં ક્રાંતિ કરવાનો હતો. આ લોકોએ સિરાજને કલકત્તા આવવાની પ્રાર્થના કરી, અને ત્યાં પહોંચીને સંધિની શરતો નક્કી થશે એવી આશા બતાવવામાં આવી

**વિશ્વાસઘાત**

આ વખતે અંગ્રેજો દગાથી સિરાજુદ્દૌલાને કલકત્તા લઈ જઈ તેના ઉપર અચાનક હુમલો કરવા માગતા હતા સિરાજના મુખ્ય સેનાપતિઓમાંનો એક સેનાપતિ સુપ્રસિદ્ધ મીરજાફર આ વખતે તેની સાથે જ હતો

એસ સી હિલ લખે છે કે સિરાજુદ્દૌલાને "પોતાની આ મુસાફરીમાં કળી ગયો કે મારા ઘણા સિપાઈઓ તથા કેટલાએક અમલદારો પણ મારો પક્ષ લેવા માટે તૈયાર નથી "[21]

ઇતિહાસલેખક સ્ક્રેફ્ટન લખે છે કે "પોતાના કેટલાક મુખ્ય અમલદારોમાં અને ખાસ કરીને આ આખા મામલામાં જેનું વર્તન રહસ્યભર્યું નજરે પડતું હતું એવા મીરજાફરમાં વિદ્રોહનાં ચિહ્નો સિરાજુદ્દૌલાની નજરે પડ્યાં હતાં "[22]

ઈસ ૧૭૫૭ના ફેબ્રુઆરીની ૪થી તારીખે સિરાજુદ્દૌલા કલકત્તા પહોંચ્યો કલકત્તામાં અંગ્રેજોએ તેને હર્ષપૂર્વક અમીચંદના બાગમાં ઉતારો આપ્યો સુલેહની વાતચીત બરાબર જારી રહી તા ૫મીની સવારે છાની રીતે સિરાજ ઉપર અચાનક હુમલો લઈ જવો, એવી અંગ્રેજોની યોજના હતી ઇતિહાસલેખક ડ્રેન લો લખે છે —

> "જે દિવસે અંગ્રેજો હુમલો કરવાના હતા તેની આગલી રાતે સિરાજુદ્દૌલાને ભ્રમમાં રાખવા અને તેના તંબૂની જગ્યા સારી રીતે જોઈ લેવા માટે તેમણે તેની પાસે પોતાના બે વકીલો મોકલ્યા એ લોકોને હુકમ કરવામાં આવ્યો હતો કે તેમણે નવાબની સાથે સુલેહની

---

૨૧ Ibid vol 1, p cxlvii.

૨૨ Sirajuddaula "*discovered some appearance of disaffection* in some of his principal officers, particularly in Mir Jaffar, whose conduct in this affair had been very mysterious"—*Reflections p. 66.*

વાતો કરવી. પરંતુ સુલેહની જે શરતો તેમણે મૂકી તેનાથી નવાબે જાણવું જોઈતું હતું કે આ તો શત્રુઓની એક ચાલ માત્ર છે." ૨૩

જે બે અંગ્રેજ વકીલોને ક્લાઈવે આ વખતે નવાબની પાસે મોકલ્યા હતા, અને જેઓ ખરેખરા તો જાસૂસ હતા, તે બન્નેનાં નામો અનુક્રમે વોલ્શ અને સ્ક્રૅફ્ટન હતાં. એક બીજો હિંદી દેશદ્રોહી રાજા નવકૃષ્ણ સિરાજના લશ્કરમાં અંગ્રેજોના જાસૂસ તરીકે કામ કરતો હતો; અને નવાબ શું કરે છે તેની પળેપળની બાતમી આ જાસૂસ અંગ્રેજોને પહોંચાડતો હતો.

નવાબના તંબૂની પાસે જ અંગ્રેજ વકીલોના તંબૂઓ ઊભા કરવામાં આવ્યા. પ્રથમથી જ જે જાતની સૂચનાઓ આપવામાં આવી હતી એ રીતે ૪ થી તારીખે રાતે આ બંને દૂતો સિરાજુદ્દૌલાની સાથે વાતચીત કરીને પોતાના તંબૂમાં પાછા આવ્યા. પછી સૂઈ જવાને બહાને પોતાના તંબૂની બત્તી ઓલવી નાખી અને અંધારામાં ત્યાંથી ભાગીને આ લોકો અંગ્રેજો પાસે પહોંચી ગયા. ત્યાર પછીની ઘટના સંબંધમાં જીન લૉ લખે છે.—

> "બીજે દિવસે ૫ મી ફેબ્રુઆરીની સવારે ચાર કે પાંચ વાગે કર્નલ ક્લાઈવે પોતાની સેના સહિત નવાબના લશ્કર ઉપર હુમલો કર્યો. અને આગલી રાતે જે તંબૂમાં અંગ્રેજી વકીલોએ નવાબની મુલાકાત લીધી હતી, બરાબર તે જ તંબૂ ઉપર તૂટી પડ્યા. × × × સદ્‌ભાગ્યે નવાબ તે વખતે એ તંબૂમાં નહોતો. તેના એક દીવાનને અંગ્રેજ વકીલો ઉપર પ્રથમથી જ શક આવ્યો હતો અને તેથી તેણે નવાબને તે રાત બીજા તંબૂમાં પસાર કરવાની સલાહ આપી હતી."

જ્યારે એક બાજુથી સુલેહની વાતો ચાલતી હોય ત્યારે અંગ્રેજો બીજી બાજુથી વિશ્વાસઘાત કરશે એવી સિરાજુદ્દૌલાને કલ્પના નહોતી. આ વખતે સિરાજ અને અંગ્રેજો વચ્ચે જે લડાઈ થઈ તેનું વર્ણન રેનાલ્ટ પોતાના ૪ થી સપ્ટેમ્બરના એક પત્રમાં લખે છે —

---

૨૩ "To deceive him (Siraj) more completely and examine the position of his camp the English sent deputies the day before the attack they meditated. These deputies were ordered to propose an accommodation, but the very conditions must have shown the Nawab this was only a ruse on the part of his enemy."—Jean Law, Ibid vol. iii, p. 182

"જોકે અંગ્રેજોએ પોતાની બધી પુરાકીસેના અને સાથેસાથ તરીસેનાના બધા સૈનિકોને મોકલ્યા, અને આ બધા સૈનિકો સૂતેલા મુસલમાનો ઉપર તૂટી પડ્યા, છતાં પણ અંગ્રેજોએ જેટલા લાભની આશા રાખી હતી એટલો લાભ ન થયો. શરૂઆતમાં તો તેઓ શત્રુને થોડાક હઠાવી શક્યા, પણ સિરાજુદ્દૌલાએ પોતાની સેનાનો થોડોક ભાગ એકઠો કર્યો કે તરત જ અંગ્રેજોને પાછા હઠવું પડ્યું. અંગ્રેજ સેના અવ્યવસ્થિત થઈને પાછી ભાગી અને પોતાના કિલ્લાની દીવાલોની નીચે તોપોની સુરક્ષિત ઢાલ પાછળ પહોંચી શકી એ જ એનાં સદ્ભાગ્ય. આ લડાઈમાં અંગ્રેજોના લગભગ ૨૦૦ માણસો મરાયા."[૨૪]

હજી પણ અંગ્રેજોને તેમના વિશ્વાસઘાતનો પૂરતો બદલો વાળી આપવાની તાકાત સિરાજુદ્દૌલામાં હતી એમાં શક નથી. પરંતુ આગળ ચાલતાં રેનાલ્ટ લખે છે:—

"નવાબના મંત્રીઓમાંના લગભગ ઘણા અંગ્રેજોના પક્ષમાં હતા, અને કેવળ સુલેહ કરી લેવા માગતા હતા. તેઓએ આ અવસરનો લાભ લઈને નવાબને સુલેહ કરવા માટે ખૂબ સમજાવ્યો. બીજી બાજુ પોતાના સેનાપતિઓના વિશ્વાસઘાતથી લાચાર બનીને × × × નવાબે જોયું કે સુલેહ કરવા માટે તૈયાર થયા સિવાય બીજો કોઈ ઇલાજ નથી. તેને અત્યંત આકરી શરતો સ્વીકારવી પડી."

**અલીનગરની સંધિ**

આ સ્થિતિમાં નવાબ સિરાજુદ્દૌલાએ ઈ. સ. ૧૭૫૭ ના ફેબ્રુઆરીની ૯મી તારીખે અંગ્રેજોની સાથે સંધિ કરી. આ સંધિ 'અલીનગરની સંધિ' ને નામે પ્રખ્યાત છે. આ સંધિની સાત શરતો નીચે મુજબ હતી:—

(૧) દિલ્હીના બાદશાહે અંગ્રેજોને જે સગવડો કરી આપી હતી, તે બધી ફરી મંજૂર કરી આપવામાં આવે.

(૨) બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં જે કોઈ માલની સાથે કંપનીના દસ્તક હોય, તેને વગર જકાતે જવાઆવવા દેવામાં આવે.

(૩) કંપનીની કોઠીઓ, તથા કંપની, તેના નોકરો અને બીજા આસામીઓનો જે માલ નવાબે જપ્ત કરી લીધો હતો તે બધો પાછો સોંપી દેવામાં આવે; અને નવાબના માણસોએ જે માલ લૂંટી લીધો હતો તેના બદલામાં

૨૪ Ibid, vol. iii, p. 246.

અમુક રોકડ રકમ આપવામા આવે

(૪) અગ્રેજોને મરજી પડે તે રીતે તેઓ કલકત્તાની કિલ્લેબદી કરે

(૫) અગ્રેજોને સિક્કા પાડવાની પરવાનગી આપવામા આવે

(૬) નવાબ અને તેના મુખ્ય અધિકારી તથા મત્રી આ સધિપત્ર ઉપર સહી કરે

(૭) અગ્રેજ કોમ અને કપની તરફથી ઍડમિરલ વૉટ્સન અને કર્નલ ક્લાઈવ એવી જાતની બાંહ્યધરી કરે કે 'જ્યા સુધી નવાબ આ શરતોનુ ઉલ્લઘન ન કરે ત્યા સુધી અમે નવાબના રાજ્યમા શાતિપૂર્વક રહેશુ.'

આ સમયમા ભારતમા ફ્રેંચો તથા અગ્રેજો વચ્ચેની હરીફાઈ પૂર જોસમા ચાલુ હતી આથી સિરાજુદ્દૌના નિરપરાધી ફ્રેંચો ઉપર હુમલો કરીને તેમને આ દેશમાથી હાકી મૂકે એવી એક શરત આ સધિપત્રમા ઉમેરનાનો અગ્રેજોએ ખૂબ આગ્રહ કર્યો પરતુ સિરાજુદ્દૌનાએ આ શરત સ્વીકારવાની ચોખ્ખી ના કહી.

આ સધિની સાથોસાથ મુર્શિદાબાદના દરબારમા અગ્રેજોનો એક એલચી રાખવાની પરવાનગી પણ અગ્રેજોએ લઈ લીધી અને જ્યારે જ્યારે લડાઈ વગેરેમા નવાબને જરૂર હોય અને તે આજ્ઞા કરે ત્યારે ત્યારે અગ્રજો પોતાની સેના અને ધન બન્નેની મદદ કરે એમ પણ ઠરાવવામા આવ્યુ

**સધિ તોડવાના પ્રયત્નો**

આ સધિની શાહી હજી તો પૂરી સુકાઈ પણ નહોતી એટલામા ક્રાતિ કરવાના મૂળ ઉદ્દેશવાળા અગ્રેજોએ તરત જ તે સધિ તોડવાના ઉપાયો શોધવાનુ શરૂ કર્યું દરબારમા અગ્રેજ વકીલ રાખવાની શરત કરીને નવાબે એક નવી બલા સ્વીકારી લીધી હતી ૯ ફેબ્રુઆરીને દિવસે સધિપત્ર ઉપર સહીઓ થઈ અને ૧૨ મીએ કલાઈવ તેમ જ તેના સાથીઓએ સિલેક્ટ કમિટિ આગળ પોતાની આ ઇચ્છા રજૂ કરી —

' હજી બીજી ની સગવડો નવાબ પાસે માગી શકાય એમ છે × × × અને દેશી ભાષા તેમ જ રિવાજ બરાબર સમજવાવાળા એક એલચીને જો નવાબના દરબારમા મોકલવામા આવે તો નવી શરતો મજૂર કરી લઈ શકાય, એટલુ જ નહિ પણ પત્રવહેવારથી જે કેટલાક ગુપ્ત કે પ્રગટ કામો થઈ ન શકે તે બધા કામો કરવામા એ માણસ ઉપયોગી નીવડે "

મુર્શિદાબાદના દરબારમા કાવાદાવાની જાળ પૂરી પાથરવાનુ કામ

અંગ્રેજો માટે હવે વધારે સરલ થયું. આ કામ માટે કાસિમબજારની કોઠીના ઉપરી વૉટ્સને મુર્શિદાબાદમાં એલચી તરીકે નીમવામાં આવ્યો. આ વૉટ્સના જાન એક વાર સિરાજુદ્દૌલાએ બચાવ્યા હતા. ૧૬ મી ફેબ્રુઆરીના પત્રમાં કંપનીએ વૉટ્સને ૯ મી તારીખના સંધિપત્રથી જુદી એવી નવી ૧૦ શરતો સિરાજુદ્દૌલા પાસે મૂકવાનું લખ્યું. આ નવી શરતોમાં આ જાતની શરતો પણ સામેલ હતીઃ—નવાબનો કોઈ જકાતી અમલદાર અંગ્રેજોના કોઈ દસ્તકી માલ ઉપર દાણ માગે તો નવાબને ફરિયાદ કર્યા વગર જ અથવા તો સરકારી અદાલતોમાં ગયા વગર જ અંગ્રેજો જાતે જ તેને સજા કરી શકે; કંપની પાસે કે કોઈ અંગ્રેજ પાસે કોઈ ભારતવાસીનું લેણું નીકળતું હોય તો નવાબ પોતે એ લેણું ચૂકવી આપે. અંગ્રેજો પોતાના તરફથી જે ન્યાયની અદાલતો ખોલે તેમાં ભારતવાસીઓને સજા કરવાનો અને ફાંસીએ લટકાવવા સુધીનો અધિકાર મળે; નવાબને નજરાણું આપવાને વખતે અંગ્રેજોને કોઈ જાતનું નજરાણું ભરવાની જરૂર ન રહે; કલકત્તાની નીચે નદીથી એક માઈલની અંદર નવાબ કોઈ જાતની કિલ્લેબંદી ન કરે; વગેરે વગેરે.

આ શરતોનો અર્થ તો નવાબનો રાજ્ય કરવાનો અધિકાર જ પડાવી લેવા જેવો થતો હતો, એટલે અંગ્રેજો સારી પેઠે સમજતા હતા કે સિરાજુદ્દૌલા આ શરતો કોઈ વાતે સ્વીકારનાનો નથી. પોતાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે સુપ્રસિદ્ધ અમીચંદને તેની થેલીઓ સહિત વૉટ્સના મદદગાર તરીકે મુર્શિદાબાદ મોકલવામાં આવ્યો. વૉટ્સ પોતાના 'મેમોઇર્સ ઑફ ધી રેવોલ્યુશન' માં સ્વીકારે છે કે પોતાના કાવાદાવાને સફળ બનાવવા માટે તેણે મુર્શિદાબાદના દરબારમાં લાંચરુશવતનું કામ ધમધોકાર ચાલુ રાખ્યું હતું.

**સિરાજુદ્દૌલા તથા વૉટ્સન વચ્ચે પત્રવ્યવહાર**

બીજી બાજુ અલીનગરની સંધિની વિરુદ્ધ તેની કશી પણ પરવા કર્યા વગર, અંગ્રેજોએ સૌથી પ્રથમ ફ્રેંચોની ચંદ્રનગરની કોઠી ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો. હજી સિરાજુદ્દૌલા કલકત્તાથી પાછો ફરીને પોતાની રાજધાનીમાં પણ પહોંચ્યો નહોતો ત્યાં તો રસ્તામાં જ અંગ્રેજોના આ ઇરાદાના સમાચાર તેને મળ્યા. તેણે તરત જ ૧૯ ફેબ્રુઆરીના રોજ ઍડમિરલ વૉટ્સન ઉપર નીચેના આશયનો પત્ર લખ્યોઃ—

"મારો દેશ તથા મારા રાજ્યની અંદર લડાઈઓ બંધ કરવા માટે મેં અંગ્રેજોની સાથે સંધિ કરવાનું કબૂલ્યું હતું, જેથી પ્રથમની

જેમ જ વેપાર ચાલું રહે. × × × એ જ મુજબ તમે પણ તમારી સહીથી આ જ આશયનું કરારનામું મોકલ્યું છે કે જેથી મારા દેશની શાંતિમાં ભંગ ન થાય પણ હવે જણાય છે કે હુગલીની પાસેની ફ્રેંચ કોઠી જીતી લેવાની તેમ જ તેમની સાથે યુદ્ધ શરૂ કરવાની તમે તૈયારી કરી રહ્યા છો. તમારા ઘરના ઝઘડા અને દુશ્મનાવટને મારા દેશમાં ઘુસાડો એ તો કોઈ પણ કાયદો કે રિવાજની વિરુદ્ધ છે. × × × જો હવે તમે ફ્રેંચોની કોઠી લેવાનો વિચાર કરશો તો મારી સત્તા અને બાદશાહ તરફની મારી ફરજ બન્નેને લીધે મારે ફ્રેંચોને મદદ કરવાની જરૂર પડશે. એમ જણાય છે કે હજી તો હમણાં જ જે સંધિ આપણી વચ્ચે થઈ છે તે તમે તોડવા માગો છો. આ પહેલા મરાઠાઓએ આ દેશ ઉપર હુમલા કર્યા હતા અને વરસો સુધી લડાઈઓ ચાલુ હતી; પરંતુ એક વાર ઝઘડો પત્યા પછી અને સંધિની શરતો નક્કી થયા પછી તેમણે કદી એ શરતોનું ઉલ્લંઘન કર્યું નથી, અને ભવિષ્યમાં તેઓ એ શરતોનું ઉલ્લંઘન કરવાના પણ નથી; જે સંધિ સાચા દિલથી કરવામાં આવે છે, તેની દરકાર કર્યા વગર તોડવી એ રીત ખરાબ તેમ જ ખોટી છે. જરૂર તમારી ફરજ છે કે તમારે પાળવાની શરતો તમે બરાબર પાળતા રહો અને મારા શાસન તળેના પ્રાંતોમાં કોઈ પણ જાતના ઝઘડા ન કરો, અથવા તો તમારા તરફથી ઝઘડાનું કોઈ કારણ ઊભું ન કરો. મારા પક્ષે મે જે કબૂલાત આપી છે તે હું બરાબર વખતસર પાળીશ. × × ×"૨૫

આ કાગળની ભાષા અત્યંત સરળ અને નિષ્કપટ છે. પરંતુ બીજે દિવસે સિરાજુદ્દૌલાને નીચેના આશયનો કાગળ લખવો પડ્યો —

"હું અનુમાન કરું છું કે ગઈ કાલે મેં જે કાગળ તમને લખ્યો છે તે મળ્યો હશે. ત્યાર પછી ફ્રેંચ વકીલે મને ખબર આપ્યા છે કે તમારાં પાંચ કે છ નવાં જંગી વહાણો હુગલીમાં પહોંચી ગયાં છે, અને બીજાં આવવાની વકી છે. ફ્રેંચ વકીલ એ પણ જણાવે છે કે વરસાદ પૂરો થતાં જ તમે મારી સાથે તેમ જ મારી પ્રજાની સાથે ફરી યુદ્ધ શરૂ કરવાની તજવીજ કરી રહ્યા છો. જેણે કદી પોતાનું વચન નથી તોડ્યું એવા સાચા અને આબરૂદાર માણસને આવું

૨૫ Ive's *Voyages*, pp. 119, 120.

વર્તન શોભાસ્પદ નથી. તમે મારી સાથે જે સંધિ કરી છે એ સંધિ બરાબર પાળવી હોય તો, તમારાં એ જંગી જહાજ નદીની બહાર મોકલી દો અને તમારી શરતો બરાબર પાળો. હું મારા તરફથી સંધિનું પાલન કરવામાં ચૂકીશ નહિ. આટલી સચ્ચાઈથી સંધિ કર્યા પછી તરત જ ફરી યુદ્ધ શરૂ કરવું એ ઉચિત છે? એ ઇમાનદારી છે? મરાઠા કોઈ ધાર્મિક બંધનથી બંધાયેલા નથી છતાં પણ તેઓ પોતાની સંધિનું બરાબર પાલન કરે છે. એટલે જેમને સ્વર્ગની રોશની હાથ આવી છે એવા તમે ઈસાઈ લોકો તમારી સંધિ ન પાળો—જે સંધિ ખુદા અને ઇસામસીહની સાખે મંજૂર રાખી છે—એ બહુ આશ્ચર્ય ઉપજાવે તેવી અને અવિશ્વસનીય વાત લાગે છે."

આ કાગળ ૨૩ મી ફેબ્રુઆરીએ વોટ્સનને મળ્યો અને ૨૫ મીએ તેણે સિરાજુદ્દૌલાને આ જાતનો જવાબ લખ્યોઃ—

"× × × એક નજીવી બાબત સંબંધે કોઈ હલકા આદમીએ આપને આવીને જણાવ્યું કે હું શાંતિનો ભંગ કરી રહ્યો છું, અને એ વાત આપે માની લઈને મારા ઉપર આરોપ મૂક્યો એનાથી મને કેટલું લાગી આવ્યું છે તે કઈ રીતે હું આપને સમજાવું તેની મને ખબર પડતી નથી × × × જનાબ! જે હલકટ માણસે મારા ઉપર આરોપ મૂકવાનું અને આપને દગો દેવાનું સાહસ કર્યું, તેને આપ યોગ્ય સજા ફરમાવશો એવી હું ઉમેદ રાખું છું. દરમિયાન મેં ફ્રેંચો પાસે તેના વકીલના આ વહેવારની ફરિયાદ કરી છે, અને જે આરોપ મારા ઉપર મૂકવામાં આવ્યો છે તે ખોટો છે એવું આપને લખી મોકલવાની તેમણે મને કબૂલાત આપી છે. આપ વિશ્વાસ રાખજો કે હું મારો ધર્મ બરાબર સમજીને સુલેહને કાયમ જાળવી રાખીશ. × × ×"

જરૂર આ કાગળ જૂઠાણું અને કપટથી ભરેલો છે. સિરાજુદ્દૌલાએ સીધી વાત લખી હતી કે "પાંચ કે છ વહાણો હુગલીમાં આવી પહોંચ્યાં છે." તેનો આખા પત્રમાં જવાબ સરખો પણ આપવાની કોશિશ જણાતી નથી. ખરી રીતે તો આ વખતે અંગ્રેજોએ સિરાજુદ્દૌલા તેમ જ ફ્રેંચો બંને સાથે લડાઈ કરવાનો નિશ્ચય કરી લીધો હતો. ચૂપચાપ તૈયારીઓ ચાલી રહી હતી, અને ફક્ત તકની જ રાહ જોવાની હતી. અંત સુધી તેઓ સિરાજુદ્દૌલાને છેતરવા માગતા હતા.

### બાદશાહ અને સિરાજુદ્દૌલા

લગભગ આ જ અરસામાં દિલ્હીના શાહી દરબાર અને સિરાજુદ્દૌલા વચ્ચે અણબનાવ થયો. સમ્રાટની સેના બંગાળા ઉપર ચડી આવે છે એવા સમાચાર મળ્યા. એની સામે થવા માટે સિરાજુદ્દૌલાએ પટણા તરફ આગળ વધવાનો નિશ્ચય કર્યો. ૯ મી ફેબ્રુઆરીની સંધિમાં ઠરાવવામાં આવ્યું હતું કે જરૂર પડ્યે અંગ્રેજો ધન અને લશ્કર બંનેની પૂરતી મદદ કરશે. સિરાજે વૉટ્સનને લશ્કર મોકલવા માટે લખ્યું અને સાથે જ એ પણ લખ્યું કે જ્યાં સુધી અંગ્રેજ સેના મારી પાસે રહેશે ત્યાં સુધી તેના ખર્ચ બદલ માસિક એક લાખ રૂપિયા હું આપીશ. આવી જાતની માગણી કરવામાં અંગ્રેજો આ બહાને વળી બીજી કોઈ દુષ્ટતા ન કરી શકે એ પણ એક ઉદ્દેશ હોવાનો સંભવ છે. આ દરમિયાન તેણે ફ્રેંચોને પણ એક કાગળ લખ્યો કે તમે અંગ્રેજોની સાથે સંધિ કરીને મારા રાજ્યમાં શાંતિથી અને સમાધાનીથી રહો.

પરંતુ અંગ્રેજો પાસેથી લશ્કર માગવામાં સિરાજુદ્દૌલાને હાથે ભયંકર ભૂલ થઈ. વૉટ્સને સિરાજુદ્દૌલાના કાગળનો ગોળગોળ જવાબ આપ્યો, અને આ કાગળ અંગ્રેજી સેનાને કલકત્તાથી આગળ વધવા માટે બહાના રૂપ થયો. સેના કલકત્તાથી આગળ વધી ખરી પણ સિરાજુદ્દૌલાને મદદ કરવા નહિ; પ્રથમ ફ્રેંચની ચંદ્રનગરની કોઠી જીતી લેવા, અને પછી સિરાજુદ્દૌલા ઉપર હુમલો કરવા.

### ચંદ્રનગર ઉપર હુમલાનો વિચાર

અંગ્રેજોનો પ્રથમ ઉદ્દેશ આ વખતે બંગાળાની અંદર પોતાના યુરોપિયન હરીફ ફ્રેંચોનો પ્રભાવ નષ્ટ કરવાનો હતો. ક્લાઈવ અને વૉટ્સન બન્નેએ નક્કી કરી લીધું હતું કે ગમે તે બહાને પણ સિરાજુદ્દૌલાની સાથે લડતા પહેલાં ફ્રેંચોની ચંદ્રનગરની કોઠી ઉપર હુમલો કરી તે કબજે કરી લેવી. પણ આમ કરવું એ તો ૯મી ફેબ્રુઆરીની સંધિનું ઉલંઘન કરવા સમાન હતું. સિરાજુદ્દૌલાએ પણ આ વાત તેમને જણાવી દીધી હતી.

આ સિવાય ફ્રેંચ લોકો પણ અંગ્રેજો સાથે લડવા માગતા ન હતા. તેમને સિરાજુદ્દૌલાનો કાગળ મળ્યો. ત્યાર પછી તરત જ અંદર અંદર તકરાર પતાવી દેવાની નવાબની ઇચ્છા અનુસાર તેમણે પોતાના વકીલો અંગ્રેજો પાસે મોકલ્યા; અને ત્યાં સુધી વાત આવી કે સંધિની શરતો પણ લખાઈ ગઈ અને બન્ને પક્ષોએ સ્વીકારી લીધી. નવાબ પણ આ સમા-

ધાનીના પાલનની જવાબદારી પોતાને માથે લેવા તૈયાર થયો. ફક્ત સમાધાનીના કાગળ ઉપર વૉટ્સનની સહી લેવાનું બાકી હતું.

પરંતુ આ જાતની સમાધાનીથી અંગ્રેજોનો મૂળ હેતુ બર આવે એમ નહોતું. ક્લાઇવ અને વૉટ્સન બન્નેએ ફ્રેંચો ઉપર હુમલો કરવાનો નિશ્ચય કરી લીધો હતો. આથી ખરે ટાણે વૉટ્સને સમાધાનીના કાગળ ઉપર સહી કરવાની ના પાડી. ચંદ્રનગર ઉપર હુમલો કરવાની ઇચ્છા તો ક્લાઇવ અને વૉટ્સન બન્નેની હતી, પરંતુ હુમલો કેમ કરવો તે બાબતમાં બન્ને વચ્ચે મતભેદ પડ્યો. વૉટ્સનનો વિચાર એવો હતો કે સિરાજુદ્દૌલાને પૂછ્યા વગર કે જણાવ્યા વગર જ ચંદ્રનગર ઉપર હુમલો કરવો. પરંતુ ક્લાઇવ આ વિચારથી વિરુદ્ધ હતો. ચંદનગર ઉપર અંગ્રેજો હુમલો કરે એમાં સંમતિ દર્શાવતો કોઈ પત્ર લાંચ આપીને કે બીજી કોઈ યુક્તિ લડાવીને સિરાજુદ્દૌલા પાસે લખાવવો, એ પત્ર પોતાની પાસે રાખવો અને પછી ચંદનગર ઉપર હુમલો કરવો, એવો ક્લાઇવનો ઇરાદો હતો. આ હકીકતનું ખરું સ્વરૂપ ઈ. સ. ૧૭૫૭ના માર્ચની ૪થી તારીખે સિલેક્ટ કમિટિ ઉપર લખેલા તેના પત્ર ઉપરથી સમજાશે. ક્લાઈવે લખ્યું હતું:—

"મહાશય! જરા વિચાર કરો કે અમારા આ જાતના કારભારના સંબંધમાં દુનિયા શું વિચારશે? "અમે ગંગા પ્રાંતની અંદર તમારી સાથે સુલેહશાંતિથી રહેવા ખુશી છીએ" એવા આશયનો એક પત્ર ચંદ્રનગરના ગવર્નર તેમ જ તેની કાઉન્સિલ તરફથી આવ્યો. અમે તેના જવાબમાં એવી ઇચ્છા બતાવી કે તમે તમારો વકીલ અમારી પાસે મોકલો. તેમ જ તેમને લખી દીધું કે અમે તમારી સાથે ખુશીથી સમાધાની કરવા તૈયાર છીએ. તો શું અમે આવો જવાબ આપીને એક રીતે સુલેહ સ્વીકારી લીધી એમ નથી થતું? ઉપરાંત ફ્રેંચ વકીલ આવ્યા પછી બંનેને સંતોષજનક એવી શરતો શું અમે ઘડી કાઢી નથી? અને શું અમે એ પણ નથી સ્વીકારી ચૂક્યા કે દરેક શરત ઉપર બંને પક્ષોની સહીઓ થાય, બંનેની મહોરો થાય અને એના પાલનની બન્ને પ્રતિજ્ઞા કરે? નવાબ શું વિચારશે? જો આપણે આપણા તરફથી નવાબની સાથે સંધિ કરી ચૂક્યા છીએ અને નવાબે એ કરારના પાલનની જોખમદારી પોતાને માથે લીધી છે, તો પછી જરૂર આખી દુનિયા એમ જ માનશે કે આપણે હલકા અને ઘડી ઘડીમાં લડી પડનારા લોકો છીએ, અથવા તો એમ માનશે કે આપણે કોઈ સિદ્ધાંતમાં

"માનતા જ નથી. × × ×"

**ક્લાઈવની લુચ્ચાઈ**

ખરી રીતે તો વૉટ્સન કરતાં લુચ્ચાઈમાં ક્લાઈવ ક્યાંય ચઢી જાય એવો હતો. તે તો મુર્શિદાબાદના દરબારમાંના અંગ્રેજ એલચી વૉટ્સ મારફત કંઈક કાવાદાવા કરીને નવાબની પરવાનગી મેળવવાની તજવીજમાં ગુપચુપ લાગી ગયો હતો.

નવાબના મંત્રીઓને લાંચ આપીને તા. ૧૦ મી માર્ચે નવાબ તરફથી વૉટ્સન ઉપર એક પત્ર મોકલાવ્યો, જેના અંતમાં આ વાક્ય હતું:—

"તમે સમજુ અને ઉદાર છો. જો તમારો શત્રુ સરલ હૃદયથી તમારો આશરો માગે તો તમે તેનો જાન બચાવો. પરંતુ તમને તેના શુભ હેતુની પૂરેપૂરી ખાતરી થવી જોઈએ. જો એમ ન હોય, તો તમને જેમ યોગ્ય લાગે તેમ કરો."

આ કાગળની મૂળ ફારસી નકલ મળતી નથી. અને ઉપર જે લખવામાં આવ્યું છે તે તો મૂળ ફારસી ઉપરથી વૉટ્સને કરેલ અંગ્રેજી ભાષાંતરનું ભાષાંતર છે.

વૉટ્સનનો સાથી સ્ક્રેફ્ટન લખે છે કે ઉપરનો કાગળ લખાવી લેવા ખાતર નવાબના મંત્રીઓને લાંચ આપવામાં અંગ્રેજોએ પૂરતા પૈસા ખરચ્યા છે. [૨૬] ઇતિહાસલેખક જીન લૉ લખે છે કે વૉટ્સને મુર્શિદાબાદમાં લાંચરુશવત અને ખોટાં વચનો એટલાં બધાં વાપર્યાં હતાં કે,

"નવાબની સેનાના બધા મુખ્ય અમલદાર મીરજાફર અલીખાં, ખુદાદાદખાં લટ્ટી અને બીજા ઘણા, × × × જૂના દરબારના બધા વજીરો × × × લગભગ બધા મંત્રીઓ, દરબારના હમાલ અને ઠેઠ જનાનખાનાના ખોજા સુધીના બધા માણસો અંગ્રેજોના પક્ષમાં હતા. × × ×" [૨૭]

ઉપર જણાવેલા કાગળના સંબંધમાં જીન લૉને સંપૂર્ણ ખાતરી છે કે વૉટ્સને નવાબના મંત્રીને જરૂર લાંચ આપી છે. [૨૮] તે એ પણ લખે છે

૨૬ *Reflections*, p 70

૨૭ *Bengal Records*, vol III, p. 191.

૨૮ "......The Secretary must have been bribed to write in a way suitable to the views of Mr. Watts"—M. Jean Law, in his *Memoirs*.

કે "નવાબ જે કાગળો લખાવતો તે પોતે કદી વાંચતો નહિ. એ ઉપરાંત મુસલમાન (શાસક) કદી પોતાને હાથે સહી નથી કરતા. જ્યારે કવર બરાબર બંધ કરવામાં આવે છે ત્યારે મંત્રી નવાબની પાસેથી તેની મહોર (સીલ) માગે છે અને નવાબની સન્મુખ કવર ઉપર સીલ કરે છે. કોઈ કોઈ વાર બનાવટી મહોર પણ હોય છે."

આ બધા કારભારમાં મુર્શિદાબાદના બે જૈન જગતશેઠોનો પ્રભાવ અને અમીચંદના ધનની અંગ્રેજોને ખૂબ મદદ મળી હતી.

**ચંદ્રનગર લીધું**

સિરાજુદ્દૌલાને મદદ પહોંચાડવાને બહાને ૩ જી માર્ચે ક્લાઈવે પોતાની સેનાની સરદારી સંભાળી. ૭ મી માર્ચે તેણે સિરાજુદ્દૌલાને લખી મોકલ્યું કે હું સેના લઈને આવી પહોંચું છું. અંગ્રેજોની તૈયારી પૂરતી હતી. આ દરમિયાનમાં મુંબઈથી પણ કેટલુંક અંગ્રેજી સૈન્ય ક્લાઈવને મદદ કરવા માટે આવી પહોંચ્યું હતું. ક્લાઈવ ચંદ્રનગર તરફ વધ્યો. આ રીતે ક્લાઈવને સૈન્ય સહિત પોતા તરફ આવતો જોઈને ફ્રેંચોએ તેનું કારણ પૂછ્યું. કપટી ક્લાઈવે ૯ મી માર્ચે ફ્રેંચોને એક પત્ર મારફત ખાતરી આપી કે—"તમારી સાથે આ વખતે લડાઈ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી." ૧૦ મી માર્ચે સિરાજુદ્દૌલાનો પેલો કપટપૂર્વક તૈયાર કરાયેલો પત્ર મુર્શિદાબાદથી રવાના થયો. કહેવાય છે કે આ પત્રમાં નવાબે અંગ્રેજોને ચંદ્રનગર જીતી લેવાની પરવાનગી આપી હતી. ૧૧મીએ બીજા કાગળ મારફત ક્લાઈવે ફ્રેંચો ઉપર એક નવો આરોપ મૂક્યો કે તમે અંગ્રેજી સેનામાંથી નાસી છૂટેલા કેટલાક ભાંડખોરોને સંતાડી રાખ્યા છે. યુદ્ધ માટે આ બહાનું પૂરતું હતું. ૧૨ મી એ ચંદ્રનગરથી બે માઈલ દૂર ક્લાઈવનું લશ્કર આવી પહોંચ્યું. આ વખતે વૉટ્સન પણ પોતાની સેના લઈને આવી પહોંચ્યો હતો. ૧૪મી માર્ચે ચંદ્રનગર ઉપર મારો શરૂ થયો અને ૨૩મી માર્ચે ચંદ્રનગર અંગ્રેજોએ જીતી લીધું. બંગાળાની ફ્રેંચોની બાકીની કોઠીઓના સંબંધમાં આ વખતે અંગ્રેજો સાથે એક કાયમી સંધિ થઈ ગઈ.

**ચંદ્રનગરના બે વિશ્વાસઘાતીઓ**

ચંદ્રનગરનો વિજય આટલી સરળતાથી મેળવવામાં અંગ્રેજોએ જેટલી વીરતા વાપરી છે, તે કરતાં કૂટનીતિ વધારે વાપરી છે. આ ઘેરાના ઇતિહાસમાં બે વિશ્વાસઘાતીઓનાં નામ નજરે પડે છે. પહેલો એક ફ્રેંચ અમલદાર લેફ્ટેનન્ટ ડી તેરાનો. તેણે ધન લઈને દરિયા તરફનો રસ્તો અંગ્રેજો,

માટે મોકળો કર્યો. અને બીજું નામ હુગલીના હિંદી ફોજદાર દીવાન મહારાજા નંદકુમારનું. આ નંદકુમારને સિરાજુદ્દૌલાએ મોટી સેના સહિત ફ્રેંચોની મદદ માટે તથા ભારતીય પ્રજાના રક્ષણ માટે યુદ્ધના સમાચાર મળતાં જ અગાઉથી હુગલી રવાના કરી દીધો હતો, પણ ખરે વખતે અમીચંદના પૈસાથી તે અગ્રેજોના પક્ષમાં ભળી ગયો. વિશ્વાસઘાતી ફ્રેંચ અમલદારના સંબંધમાં બ્લોકમન નામનો યુરોપિયન લેખક લખે છે:—

"આ વિશ્વાસઘાત કરવાને માટે જે બદનામ બન્યો હતો, અને જેનું મુખ કાળું ગણાતું હતું તે તેરાનોને, તેની આ કૃતઘ્નતાના બદલામાં અગ્રેજો તરફથી ખૂબ ધન મળ્યું. આ ધનનો એક ભાગ તેણે પોતાના વૃદ્ધ અને બલહીન પિતા ઉપર ઘેર મોકલાવી આપ્યો. પણ પિતાએ જ્યારે તેના આ લજ્જાસ્પદ વ્યવહારની હકીકત સાંભળી ત્યારે એ ધન પાછું ઠેલ્યું. આથી તેરાનો ખૂબ જ શરમાયો. તેને એટલી બધી શરમ લાગી કે પોતે મકાન વાસી લીધું, અને થોડા દિવસો પછી તેનું શબ મકાનના દરવાજે લટકતું જોવામાં આવ્યું. તેણે આત્મહત્યા કર્યાનું જાહેર થયું." [૨૯]

ભારતીય વિશ્વાસઘાતીના સંબધમાં સ્ક્રેફ્ટન તેમ જ ઑર્નટન બન્નેએ સ્પષ્ટ લખ્યું છે કે અગ્રેજોએ અમીચંદની મારફત તેને લાંચ આપી. પરિણામે જ્યારે અંગ્રેજી સેના ત્યા પહોચી ત્યારે ફ્રેંચ પ્રજા તથા ભારતીય પ્રજા બન્નેને નિરાધાર છોડીને નંદકુમાર પોતાની બધી સેના લઈને ત્યાથી ખસી ગયો. સિલેક્ટ કમિટિના ૧૦ મી એપ્રિલ ઈ. સ ૧૭૫૭ ના રિપોર્ટમાં અમીચંદ અને નંદકુમાર બન્નેને ધન્યવાદ દેતા લખવામા આવ્યું છે કે—"જો દીવાન નંદકુમારની સેનાને ખસેડી લેવામાં ન આવી હોત તો અગ્રેજોને વિજય મળવો મુશ્કેલ હતો."

ચંદ્રનગરની જીત અગ્રેજો માટે અત્યંત ઉપયોગી થઈ પડી આથી બંગાળામાં ફ્રેંચોનુ બળ નાશ પામ્યું, અને નવાબની સાથેના અંતિમ ઝઘડાનો નિકાલ લાવવા માટે રસ્તો વધારે સરળ થયો.

### સિરાજુદ્દૌલાને ધમકી

ઉપર જણાવેલા ૨૫ મી ફેબ્રુઆરીના પત્રમા વૉટ્સને સિરાજુદ્દૌલાને

---

૨૯ Notes on Sirajuddowla, Journal of the Asiatic Society, 1867.

લખ્યું હતું કે "આપ ખાતરી રાખજો કે હું સદા મારો ધર્મ સમજીને શાંતિ સાચવીશ." આ જ કાગળમાં તેણે એ પણ લખ્યું હતું કે અંગ્રેજો ફ્રેંચોની વિરદ્ધ યુદ્ધ કરવાના છે એ અફવા સાફ જૂઠી છે. પરંતુ આ પછી થોડા જ દિવસે જ્યારે સિરાજુદ્દૌલાએ અલીનગરની સંધિ મુજબ વૉટ્સન પાસે લશ્કરની માગણી કરી ત્યારે પોતાની તૈયારીની આ બરાબર તક છે એમ જોઈને જવાબમાં આ જાતનો કાગળ મોકલ્યો:—

"થોડાક દિવસ અગાઉ ગયા મહિનાની ૨૦મી તારીખે મેં આપના કાગળનો જવાબ આપી દીધો છે. ધારું છું કે એ જવાબ આપને મળી ગયો હશે. અને એથી મારો વિચાર શાંતિભંગ કરવાનો છે એમ જે ફ્રેંચ વકીલે કહ્યું છે તે બિલકુલ જૂઠું છે, એની આપને ખાતરી પણ થઈ ગઈ હશે. × × ×."

"× × × પરંતુ હવે સાચી વાત જણાવવાનો સમય આવી ગયો છે. જો આપ ખરેખરી રીતે આપના દેશમાં શાંતિ જાળવવા માગતા હો, અને આપના દેશને આપત્તિ અને બરબાદીમાંથી બચાવવા માગતા હો, તો આજથી દસ દિવસની અંદર સંધિની બધી શરતો તમે પૂરી કરી આપો, જેથી આપની સામે ફરિયાદ કરવાનું મારે કોઈ કારણ ન રહે. નહિ તો યાદ રાખજો કે જે પરિણામ આવશે તેના જોખમદાર આપ છો. × × × હું થોડા જ દિવસોમાં × × × હજી વધારે વહાણો તેમ જ સેના મગાવીશ અને આપના દેશને એવો સળગાવી મૂકીશ કે જે આગ ગંગાના સઘળા પાણીથી પણ બુઝાશે નહિ. × × ×"

**સિરાજુદ્દૌલાની સચ્ચાઈ**

હવે વૉટ્સને પોતાનું અસલી સ્વરૂપ ધારણ કર્યું. ૯મી ફેબ્રુઆરીની સંધિમાં સિરાજુદ્દૌલાએ વચન આપ્યું હતું કે, અંગ્રેજોની બધી કોઠીઓ અને માલ પાછો આપવામાં આવશે, અને અંગ્રેજોને જે નુકસાન થયું હશે તે રાજ્ય તરફથી ભરી દેવામાં આવશે. આ જ શરતોને વૉટ્સને દસ દિવસની અંદર પૂરી દેવાનો તકાદો કર્યો હતો. સાધારણ કોર્ટોના હુકમોને અમલમાં મૂકતાં પણ થોડીક વાર તો લાગે છે. ક્લાઈવે ખુદ પોતે લખેલ પત્ર ઉપરથી એ પણ સ્પષ્ટ જણાય છે કે સિરાજુદ્દૌલા પૂરી ઈમાનદારીથી અને બની શકે એટલી ઉતાવળે પોતાના વાયદા પૂરા કરી રહ્યો હતો. ૩૦ મી માર્ચે ચંદનગરથી લખેલ એક સરકારી પત્રમાં ક્લાઈવે લખ્યું હતું:—

"આપણી સાથે સિરાજુદ્દૌલાએ જે સધિ કરી હતી તેમાંથી લગભગ ઘણા ભાગની શરતો તેણે પૂરી કરી છે તેણે આપણને ત્રણ લાખ રૂપિયા આપ્યા છે, અને આપણા તાબાની કોઠીઓમા ઘણો માલ અને ધન તેણે જમા કરાવી દીધુ છે હવે મને એ વાતનો બિલકુલ શક નથી કે નવાબ બધી શરતો બરાબર વખતસર પૂરી કરી દેશે "૩૦

ઉપરાંત અમુક સમયની અદર આ શરતોનુ પાલન થઈ જવુ જોઈએ એવી એક પણ શરત એ સધિપત્રમા લખેલી નથી એટલે જ્યારે વૉટ્સને દસ દિવસની અદર બધી શરતો ભરપાઈ કરી દેવાનુ લખ્યુ ત્યારે એ લડાઈ શરૂ કરવાનુ એક માત્ર બહાનુ શોધવા જેવુ જ હતુ વળી બીજી બાજુથી સિરાજુદ્દૌલાએ સેનાની જે મદદ માગી એનો તો જવાબ પણ આપ્યો નહોતો.

સિરાજુદ્દૌલાએ સાચી ગભીરતાપૂર્વક વૉટ્સનને જવાબ વાળ્યો કે—

"તમે મને જે કાગળ લખ્યો હતો, તેનો જવાબ કેટલાક દિવસ અગાઉ મે આપી દીધો છે (દિલ્હીના સમ્રાટની બાબતમા) મે જે કઈ લખ્યુ છે, તેનો વિચાર કરીને કૃપા કરી મને જલદી જવાબ આપો આપણા બન્ને વચ્ચે જે સધિ થઈ છે એને બરાબર વળગી રહેવાનો મે નિશ્ચય કર્યો છે પણ હોળીની રજાઓમા માગ વાણિયા મહાજનો કામ ઉપર ચડતા ન હોવાથી એ શરતોની ભર પાઈ કરવાનુ મુલતવી રાખવુ પડ્યુ હતુ હોળી પૂરી થતા જ, જે જે બાબતો કરવાનુ મે કબૂલ કરીને મારી સહી કરી છે તે બધી બરાબર પૂરી કરી દઈશ તમે સમજી શકો છો કે આટલુ મોડુ થવામા બીજો કોઈ ઉપાય નહોતો × × × એક વાર હુ જે સધિ કરુ છુ, તેને તોડવાનો મારે ત્યા રિવાજ નથી આવી આપ વિશ્વાસ રાખજો કે જે સધિ મે તમારી સાથે કરી છે એને તોડવાનો પ્રયત્ન હુ

૩૦ "He (Surajuddowlah) has fulfilled most of the articles of the treaty made with us The three lack of rupees are already paid and goods and money to a considerable amount delivered up to us at our several subordinates, and I make little doubt but that all his engagements will be duly executed"—Clive's letter to the Select Committee, dated, 30th March 1757—*Bengal Records*, vol ii, p 308.

નહિ કરું × × ×

"× × ×

"તમે વિશ્વાસ રાખજો કે જો કોઈ તમારી સાથે લડવાની કોશિશ કરશે કે શત્રુતાથી વર્તશે તો હું ખુદાના કસમ ખાઈ ચૂક્યો છું કે તમને મદદ કરીશ ફ્રેંચ લોકોને મે એક કોડી પણ કદી આપી નથી, અને જે સેના મે હુગલી મોકલી છે તે ત્યાના ફોજદાર નદકુમાર પાસે મોકલી છે ફ્રેંચ લોકો કદી તમારી સાથે લડાઈ કરવાનું સાહસ કરશે નહિ અને મને વિશ્વાસ છે કે જૂના રિવાજ મુજબ ગંગા પ્રાંતમા અથવા તો જે પ્રાંતોનો હું સૂબેદાર છુ તેમાં તમે પણ કદી કોઈ રીતે લડાઈ ઊભી નહિ કરો "[31]

**અંગ્રેજી સેનાના અત્યાચારો**

આ પછી જ્યારે સિરાજુદ્દૌલાને ખબર પડી કે પોતાને સહાય કરવાને બહાને અંગ્રેજી સેના કલકત્તાથી રવાના થઈને ચન્દ્રનગર ઉપર હુમલો કરવા જાય છે, ત્યારે તરત તેણે અંગ્રેજોને લખી મોકલ્યુ—"મારે હવે આપની મદદની જરૂર નથી" છતા નવાબની આ હુકમ અને અલીનગરની સંધિ બન્નેને ન ગણકારતા અંગ્રેજી સેના નવાબના પ્રદેશમા થઈને, એ પ્રદેશને રોળતી, ચન્દ્રનગર તરફ ગઈ રસ્તામા અનેક જગાએ સિરાજુદ્દૌલાની ભારતીય પ્રજા ઉપર મનમાન્યો અત્યાચાર ચલાવ્યો બીજી બાજુ અંગ્રેજ એલચી વૉટ્સ મુર્શિદાબાદમા બેઠો બેઠો હમેશા નવી નવી શરતો સિરાજુદ્દૌલા સામે મૂકતો રહ્યો જ્યારે અંગ્રેજી સેનાના અત્યાચારોના સમાચાર સિરાજુદ્દૌલાના કાને પહોચ્યા ત્યારે તેણે દુખી થઈને ૨૨મી માર્ચે નીચે મુજબનો કાગળ એડમિરલ વૉટ્સન ઉપર લખ્યો—

**સિરાજુદ્દૌલાની મહાશાઓ**

"મે જે કરાર કર્યો છે અને સહી કરી છે, તેને હુ બરાબર વળગી રહીશ, અને કોઈ ઉપાયે હું તેને તોડીશ નહિ. વૉટ્સન સાહેબની બધી ઇચ્છાઓ, અને તેણે જે કંઈ મને કહ્યુ તે બધુ મે પૂરુ કર્યું છે, અને જે કંઈ બાકી રહ્યુ છે તે હુ આ મહિનાની ૧૫ દરમી પહેલા પૂરુ કરી આપીશ વૉટ્સ સાહેબે આ બધી હકીકતો આપને જણાવી જ હશે પરંતુ આ બધુ કર્યા છતા, અનેક હકીકતો ઉપરથી

31 Ivo's *Journal*, pp 124-126

અને લાગે છે કે, તમે મારી સાથે કરેલી સધિને તોડવા માગો છો. હુગલી, ઇંગલી વર્ધમાન અને નદિયાના પ્રાંતોને તમારી સેનાએ વેરાન કરી નાખ્યા છે આ બધુ શા માટે? આ ઉપરાંત ગોવિંદરામ મિત્રે રામદીન ઘોષના પુત્રની મારફત (હુગલીના ફોજદાર) નદકુમારને લખી મોકલ્યુ છે કે કાલીઘાટનો ઇલાકો કલકત્તા જિલ્લામા સામેલ છે, તેથી તે ગોવિંદરામને સોંપી દેવો આનો શો અર્થ છે? x x x તમારા વચનો ઉપર વિશ્વાસ રાખીને મે સધિ કરી હતી, જેથી દેશનુ ભલુ થાય અને બન્ને તરફની સેનાઓને લીધે શાહી ઇલાકાઓની બરબાદી ન થાય પ્રજા પગ નીચે કચડાય અને સરકારી મહેસૂલમા અડચણ આવે એટલા માટે એ સધિ નહોતી કરી

'જે મૈત્રી અમારા તમારા વચ્ચે બધાઈ છે તે દિનપ્રતિદિન વધતી જાય ને મજબૂત થતી જાય, એવી જાતના તમારે પ્રયત્નો કરવા જોઈએ x x x'

**વૉટ્સનુ કાવતરુ**

એક તરફથી ભોળો સિરાજુદ્દૌના આ રીતે હજી સુધી વિદેશીઓની સાથે સમાધાની કરવાના સ્વપ્ના સેવી રહ્યો હતો ત્યારે બીજી તરફથી ક્લાઈવ અને વૉટસનની સલાહથી મુર્શિદાબાદના દરબારમા બેઠેલો વૉટ્સ સિરાજુદ્દૌલાને બગાળાની મસનદ ઉપરથી ઉતારીને બીજા કોઈને બેસારવાના અને દેશમા ક્રાંતિ કરવાના કાવતરામા પડ્યો હતો ઇતિહાસલેખક એસ. સી હિલ લખે છે —

'અગ્રેજ એલચીની થેલી વધારે ઊંડી હતી એટલે તે દરબારના મુખ્ય માણસો ઉપર જ નહિ પરતુ નવાબના મત્રીઓ ઉપર પણ પોતાનો પ્રભાવ જમાવી શક્યો અને ચતુર તથા દૂરદેશી અમીચદની તેને ખૂબ મદદ મળી" ૩૨

ખરી રીતે તો અમીચદની થેલી જ આ વખતે અંગ્રેજોની હતી જે ભારતીય દેશદ્રોહીઓએ અગ્રેજોના આ કાવતરામા તેમને મદદ

---

૩૨ "The British agent, having the deeper purse, was able to influence not only the leading men at court, but also the secretaries, and was much assisted by the foresighted cunning of Aminchand . " *Bengal Records*, vol 1, p clxxvii

આપી તેમાંના મુખ્ય એ જૈન શેઠો, રાજા માણિકચંદ, રાજા રાજવલ્લભ, રાજા દુર્લભરામ અને મીરજાફર હતા. આમાંનો દરેક પોતાનો વ્યક્તિગત સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખતો હતો. જૈન શેઠ બે ભાઈઓ હતા. તેઓ શાહી ખજાનચી, દરેક સૂબાના સરકારી સાવકાર અને શાહી ટંકશાળોના ઇજારદાર હતા. આ લોકો પોતાના કોઈ નીચ સ્વાર્થ ખાતર સિરાજુદ્દૌલાના એક નોકર યારલુત્ફખાંને મસનદ ઉપર બેસાડવા માગતા હતા. પરંતુ મીરજાફર અલીવર્દીખાંનો બનેવી થતો હતો. તેનો પ્રભાવ વધારે હતો. આથી અંગ્રેજો તેને નવાબ બનાવવા માગતા હતા. ૨૬ એપ્રિલ સુધીમાં વૉટ્સે મીરજાફરને તૈયાર કરીને ક્લાઈવને કાગળ લખ્યો કે "નવાબને મસનદ ઉપરથી ઉતારવામાં મીરજાફર અને તેના સાથીઓ અંગ્રેજોને મદદ આપવા તૈયાર છે." અને એમ પણ લખ્યું કેઃ—

> "પહેલાં જે યુક્તિ હું બતાવી ચૂક્યો છું તે કરતાં આ યુક્તિ આપને પસદ પડે તો વધારે સહેલી છે. અને તો તમારે કેટલું ધન જોઈએ તેમ જ કેટલી જમીન જોઈએ, તથા સંધિની કઈ કઈ શરતો માગો છો એ બધું લખી મોકલો એમ મીરજાફર ઇચ્છે છે."[૩૩]

ક્લાઈવ આ વખતે ફરી બેવડી ચાલ ચાલ્યો. એક બાજુથી સિરાજુદ્દૌલાને કંઈ શક ન પડે એટલા માટે એક અત્યંત પ્રેમપૂર્ણ કાગળ લખ્યો, અને બીજી બાજુથી વૉટ્સને મીરજાફરની બાબતમાં જવાબ આપ્યો. પ્રસિદ્ધ ઇતિહાસલેખક મેકોલે લખે છે—

> "ક્લાઈવે સિરાજુદ્દૌલાને એવો પ્રેમપૂર્ણ પત્ર લખ્યો કે એ શબ્દોમાં ફસાઈને તે નિર્બળ નરેશ કેટલોક વખત સુધી તો પોતે નિઃશંક થયો છે એમ માનવા લાગ્યો. ક્લાઈવ પોતાના આ પત્રને 'સાંત્વના આપનારો પત્ર' કહે છે. જે હલકારો આ કાગળ સિરાજને પહોંચાડવા ગયો હતો, તે જ વૉટ્સ ઉપરનો પત્ર પણ લઈ ગયો હતો. તેમાં લખ્યું હતું કે 'મીરજાફરને કહો કે કોઈ વાતથી

---

૩૩ "If you approve of this scheme, which is more feasible than the other I wrote about, he (Mir Jaffir) requests you will write your proposals of what money, what land you want or what treaties you will engage in."—Watts' letter to Calcutta, dated 26th April, 1757.

'ન ડરે જેમણે કદી પાછી પાની નથી કરી એવા ૫૦૦ સિપાહીઓ લઈને હુ તેને મળીશ તેને ખાતરી આપો કે હુ રાતદિવસ ચાલીને પણ તેની મદદે પહોચીશ અને મારી પાસે એક પણ માણસ જીવતો હશે ત્યા સુધી તેનો સાથ નહિ છોડુ ' "૩૪

**ફ્રેચો સાથેની સધિનુ ઉલ્લઘન**

તોપણ જ્યારથી ચદ્રનગર અગ્રેજોના હાથમા આવ્યુ હતુ ત્યારથી સિરાજુદ્દૌલાના મનમા સદેહ ઉત્પન્ન થયો હતો ચદ્રનગરના વિજય પછી અગ્રેજો તથા ફ્રેચો વચ્ચે જે સધિ થઈ તેનાથી વિરુદ્ધ સિરાજુદ્દૌલાની પાસે અગ્રેજોએ એક નવી માગણી રજૂ કરી કે કાસિમબજાર, ઢાકા, પટના, જૂદા અને બાલેશ્વર વગેરે જગાએ ફ્રેચોની જેટલી કોઠીઓ છે અને જેટલા ફ્રેચ લોકો તમારા રાજ્યમા છે એ બધાને અમને સોપી દો જે રીતે અગ્રેજોને દિલ્હીના સમ્રાટ તરફથી બગાળામા વેપાર કરવાની રજા મળી હતી, એ જ રીતે ફ્રેચોને પણ દિલ્હીના બાદશાહ તરફથી જ વેપાર કરવાની રજા મળી હતી આજ સુધી ફ્રેચ લોકોએ નવાબની કે બાદશાહની એક પણ આજ્ઞાનો ભગ કર્યો નહોતો, તેમ જ કોઈ રીતે તેમને હરકત પણ કરી નહોતી આથી અગ્રેજોની આ અનુચિત માગણીના જવાબમા ૧૪મી એપ્રિલે સિરાજુદ્દૌલાએ વૉટ્સનને પત્ર લખ્યો —

"હુ તમને અગાઉ લખી ચૂક્યો છુ, અને હવે ફરી લખુ છુ કે જો અગ્રેજો પોતાનો વેપાર કાયમ ચલાવવા માગતા હોય તો આપણી સધિને અનુકૂળ ન હોય એવી એક પણ વાત તમારે મને ન લખવી × × × જો તમે મારી સાથે લડાઈ ન કરવા માગતા હો તો મારી સહીસિક્કાવાળી સધિ તમારી પાસે છે. જો કદી કાગળ

૩૪ "He (Clive) wrote to Sirajuddowla in terms so affectionate that they for a time lulled that weak prince into perfect security The same courier who carried this ' Soothing letter' as Clive calls it, carried to Mr Watts a letter in the following terms 'Tell Mir Jafar to fear nothing I will join him with five thousand men who never turned their backs Assure him, I will march night and day to his assistance, and stand by him as long as I have a man left ' '—Macaulay's *Essay on Clive*

લખવો હોય તો એ જોઈ જઈને પછી તે અનુસાર લખવો. × × ×"

"જો તમે શાંતિ સાચવવા માગતા હો તો સંધિપત્રની વિરુદ્ધ કોઈ વાત ન લખતા."[૩૫]

**મીરજાફર સાથે ગુપ્ત સંધિ**

પરંતુ આ વખતે વૉટ્સન, ક્લાઇવ, વૉટ્સ તથા મીરજાફરનું કાવતરું લગભગ પૂરું ઘડાઈ ચૂક્યું હતું. ઈ. સ. ૧૭૫૭ના જૂનની ૪ થી તારીખે અર્ધી રાત વીત્યા પછી જનાનખાનાની ડોળીમાં બેસીને ચોરીછૂપીથી વૉટ્સે મીરજાફરના મહેલમાં પ્રવેશ કર્યો. આ જ રાતે મીરજાફરે અંગ્રેજોની સાથેના એક ગુપ્ત સંધિપત્ર ઉપર સહી કરી. આ સંધિપત્રની ૧૩ શરતોનો સાર આ જાતનો છે:—

સિરાજુદ્દૌલાએ અંગ્રેજોને જે અધિકારો આપ્યા હતા તે બધા અધિકાર મીરજાફરે નવાબ થયા પછી અંગ્રેજોને આપવા. અંગ્રેજો કે મીરજાફર બન્નેમાંથી એકને કોઈ ત્રીજા સાથે લડાઈ થાય તો બીજાએ મદદ કરવી. બધા ફ્રેંચ લોકો તેમજ તેમની કોઠીઓ અંગ્રેજોને સોંપવાં, અને ફ્રેંચ લોકોને બંગાળામાં વસવાની રજા ન આપવી. કલકત્તાના ઘેરાથી થયેલ નુકસાનીના બદલામાં તેમ જ ખર્ચના બદલામાં મીરજાફરે કંપનીને એક કરોડ રૂપિયા આપવા. આ સિવાય વ્યક્તિગત નુકસાની પેટે કલકત્તાના અંગ્રેજોને ૫૦ લાખ, હિંદુ વસ્તીને ૨૦ લાખ અને આર્મિનિયન વસ્તીને ૭ લાખ રૂપિયા આપવા. કલકત્તાની ખાઈની અંદર અને બહાર ૬૦૦ ગજ સુધીની જમીન અંગ્રેજોને આપવી. તે સાથે જ કલકત્તાની દક્ષિણે હુગલી નદી અને મીઠાના અગરની વચ્ચે કાલપી (બંગાળા) સુધીના બધા ઇલાકાની જમીનદારી અંગ્રેજોને આપવી. જ્યારે નવાબને પોતાના રક્ષણ માટે અંગ્રેજી સેનાની જરૂર પડે ત્યારે નવાબે એ લશ્કરનો ખર્ચ આપવો. હુગલીની નીચે દરિયા ઉપર નવાબે કોઈ જાતની કિલ્લેબંદી કરવી નહિ. મસનદ ઉપર બેઠા પછી ત્રીશ દિવસની અંદર મીરજાફરે આ શરતો પૂરી અદા કરવી. જ્યાં સુધી તે આ સંધિ અનુસાર ચાલશે, ત્યાં સુધી તેના શત્રુનું દમન કરવામાં કંપની તેને મદદ કર્યા કરશે.

**સેનાઓની કૂચ**

કાવતરું હવે બરાબર પાકું થઈ ગયું હતું. પરંતુ વૉટ્સ અને બીજા

૩૫ Ive's Voyages, p. 142.

કેટલાક અંગ્રેજો હજી મુર્શિદાબાદમાં મોજૂદ હતા. લડાઈની જાહેરાત કરતા પહેલાં તેમને ત્યાંથી ખસેડવાની જરૂર હતી. ૩૬

૧૨ મી જૂનની સાંજે 'બાગમા હવા ખાવા' માટે વૉટ્સ અને તેના અગ્રેજ સાથીઓએ નવાબની રજા લીધી અને એ બહાને ગતોગત તેઓ મુર્શિદાબાદથી નાઠા. બીજે દિવસે સિરાજુદ્દૌલાને જ્યારે આ કપટના ખબર મળ્યા ત્યારે તેણે ક્લાઈવ અને વૉટ્સનને આ બનાવની ખબર આપતાં દુ ખની સાથે લખ્યું કે—

" x x x આથી ચોખ્ખો દગો સાબિત થાય છે, અને સ ધિ તોડવાનો ઇરાદો જાહેર થાય છે x x x

" ખુદાની મહેરબાની છે કે સંધિનો ભંગ મારા તરફથી નથી થયો. ખુદા અને રસૂલને હાજર રાખીને આપણે સ ધિ કરી હતી, જે કોઈ એનું પ્રથમ ઉલ્લઘન કરશે, તે પોતાના કર્યાનુ ફળ ભોગવશે "

સિરાજુદ્દૌલા અને તેના દુશ્મનોના ચારિત્ર્યમા આસમાન જમીનનું અંતર હતું. ભોળા સિરાજુદ્દૌલાએ ક્લાઈવના 'પ્રેમપૂર્ણ' પત્રો ઉપર વિશ્વાસ રાખીને અત્યાર સુધીમાં પોતાની અર્ધી સેના વીખેરી નાખી હતી.

૧૨મી જૂને મીરજાફર તરફથી કલકત્તા કાગળ પહોચ્યો. તેમા લખ્યું હતું કે "અહીં બધુ બરાબર તૈયાર છે." બીજે દિવસે ૧૩મી જૂને અગ્રેજી સેનાએ કલકત્તાથી કૂચ કરી.

હવે સિરાજુદ્દૌલાને બહુ ઝપાટાબધ પોતાની સેના મેદાનમા ઉતારવી પડી એમા શક નથી કે સિરાજુદ્દૌલાની આટલી બેપરવાઈ અને આત્મ-વિશ્વાસ ખોટો નહોતો સિરાજુદ્દૌલાની સેના હજી પણ ક્લાઈવ અને તેની સમસ્ત સેનાને થોડા વખતમા જ નિર્મૂળ કરવા માટે પૂરતી હતી પરંતુ આ જ મીરજાફર સિરાજુદ્દૌલાનો મુખ્ય સેનાપતિ હતો જૂના રિવાજ મુજબ સિરાજ જાતે મીરજાફરના મહેલમા પહોચ્યો અને તેની પાસે પોતાની પાછલી તમામ ભૂલો માટે ક્ષમા માગીને પ્રેમની પ્રાર્થના કરી મીરજાફરે કુરાન હાથમા લઈ ને સિરાજુદ્દૌલાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરી હવે સિરાજુદ્દૌલાને અવિશ્વાસ લાવવાનુ કોઈ કારણ નહોતુ

**પ્લાસીનું યુદ્ધ**

મુર્શિદાબાદથી ૨૦ માઈલ દૂર ખાખરાના ઝાડનુ વન છે તેને પલાશી

---

૩૬ Ivo's Voyages, p. 145.

બાગ પણ કહેતા. તે જ વનની પાસે પ્લાસી નામના ગામમાં ૨૩ જૂન ૧૭૫૭ ના રોજ બંને સેનાઓ સામસામે આવી. મુખ્ય સેનાપતિ મીરજાફર સિવાય બીજા ત્રણ સેનાપતિઓ સિરાજુદ્દૌલાની સેનામાં હતા: યારલુતફખાં, રાજા દુર્લભરામ, અને મીર મુઇઉદ્દીન, જેને મીરમદન પણ કહે છે. મીરજાફર, યારલુતફખાં અને રાજા દુર્લભરામના અધિકારમાં ૪૫૦૦૦નું લશ્કર હતું. મીરમદનને તાબે ૧૨૦૦૦ હતું. સિરાજુદ્દૌલાનો પ્રેમપાત્ર મોહનલાલ પણ મીરમદનની સાથે હતો. થોડા જ વખતના યુદ્ધમાં ક્લાઈવની કાયરતા તથા અકુશળતા બંને ઝળકવા લાગ્યાં! વિજય સ્પષ્ટ સિરાજુદ્દૌલાનો જ દેખાતો હતો. બરાબર અણીને વખતે મીરજાફરનો મોરચો બદલાતો દેખાયો. કર્નલ માલેસન લખે છે કે, ખબર મળતાં જ સિરાજુદ્દૌલાએ પોતાનો સંદેહ દૂર કરવા મીરજાફરને પોતાની પાસે બોલાવ્યો. તેણે મીરજાફરને તેના તથા પોતાના સંબંધની તેમ જ અલીવર્દીખાંની યાદ આપી, અને ત્યાર પછી સિરાજે મીરજાફરની સામે માથેથી પોતાની પાઘડી ઉતારીને જમીન ઉપર ધરી દીધી અને કહ્યું: "મીરજાફર! આ પાઘડીની લાજ તારા હાથમાં છે." મીરજાફરે બહુ આદરપૂર્વક પાઘડી ઉપાડીને સિરાજુદ્દૌલાના હાથમાં આપી, અને પોતાના બંને હાથ છાતી ઉપર મૂકીને બહુ ગંભીરતાપૂર્વક ફરી એક વાર નમીને સિરાજુદ્દૌલા તરફની વફાદારીના સોગંદ લીધા. જરૂર આ વખતે મીરજાફર પોતાના આત્માને તેમ જ સિરાજને બંનેને છેતરતો હતો. તેણે વિશ્વાસઘાત કરવા માટે કમર કસી હતી. સિરાજુદ્દૌલાની પાસેથી દૂર થતાં વાર જ તેણે એક કાગળ લખીને આ બિના ક્લાઈવને જણાવી.

સિરાજુદ્દૌલાની સેનામાં મીરજાફર એકલો જ વિશ્વાસઘાતી નહોતો. ખરી રીતે તેની આખી સેના આવા વિશ્વાસઘાતીઓથી ભરેલી હતી. રાજા દુર્લભરામ અને યારલુતફખાં પણ શત્રુઓના હાથમાં વેચાઈ ચૂક્યા હતા. બરાબર અણીને વખતે જ્યારે સિરાજુદ્દૌલાને જીત મળવાની પૂરી તૈયારી હતી ત્યારે મીરજાફર, રાજા દુર્લભરામ અને યારલુતફખાં પોતાની ૪૫૦૦૦ સેના સહિત અંગ્રેજોને જઈ મળ્યા. સિરાજુદ્દૌલાનો એક જ વફાદાર સેનાપતિ મીરમદન રહ્યો હતો; તે પણ થોડા વખત પછી લડાઈમાં ખપી ગયો. કર્નલ માલેસન લખે છે કે, મીરમદન જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી પોતાની ૧૨૦૦૦ ની સેનાથી પણ ત્રણે વિશ્વાસઘાતીઓના પ્રયત્નોને નિષ્ફળ કરતો હતો. તેના જીવમાં જીવ હતો ત્યાં સુધી અંગ્રેજો તેની સામે પોતાના પગ ખોડી શકે એ અસંભવિત હતું. પરંતુ મીરમદનના મૃત્યુથી સિરાજુ-

દ્દૌના લાચાર બન્યો. તેનું દિલ ભાંગી ગયું. આજ સુધી પ્લાસીના લોકો મીરજાફરના દગાનું અને મીરમદનની વફાદારીનું અત્યંત કરુણાભર્યા શબ્દોમાં વર્ણન કરે છે.

બહુ જ ઓછા રક્તપાતે ૨૩મી તારીખે સાંજે અસહાય સિરાજુદ્દૌલાને પોતાના હાથી ઉપર ચડીને મુર્શિદાબાદ તરફ નાસી જવું પડ્યું. ક્લાઈવ અને મીરજાફર જીત્યા.

સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક કર્નલ માલેસન એ દિવસના સંગ્રામને વિષે લખે છે —

"જ્યારે વિશ્વાસઘાત પોતાનું કામ કરી ચૂક્યો, જ્યારે વિશ્વાસઘાતે નવાબને મેદાનની બહાર ધકેલી દીધો, જ્યારે વિશ્વાસઘાત નવાબની સેનાને ઊંચા અને દુર્જેય સ્થાનેથી હઠાવી શક્યો, ત્યારે જ ક્લાઈવ આગળ વધી શક્યો. એથી પહેલાં જો ક્લાઈવ આગળ વધ્યો હોત તો તેમાં તેનો તથા તેની સેનાનો નાશ અવશ્ય હતો."[૭]

**મીરજાફરનું પાપ**

ક્લાઈવે પોતાની સેના સહિત દાદપુર નામના પાસેના ગામમાં ગત ગુજરી શુક્રવાર તા૦ ૨૪મીની સવારે મીરજાફરને પોતાના તંબૂમાં બોલાવ્યો. મીરજાફર પોતાના પુત્ર સાથે ક્લાઈવના તંબૂમાં ગયો. એમ લાગે છે કે મીરજાફરનું પાપ આ વખતે તેની છાતીએ ચડી બેઠું હતું. ક્લાઈવ પોતાને પણ દગો દેશે એવો ડર તેના મનમાં હોય, એ સંભવિત છે. ક્લાઈવની સામે પહોંચતાં જ મીરજાફર એકદમ ગભરાઈ ગયો. તેનો ચહેરો કાળોમશ પડી ગયો. ક્લાઈવે તરત જ તેને ભેટીને 'બંગ પ્રાંતના સૂબા' કહીને તેને સંબોધ્યો. મીરજાફર જરા સ્વસ્થ થયો. ક્લાઈવે તેને ખાતરી આપી કે અંગ્રેજો પોતાનો ધર્મ સમજી પોતાના વચનો પૂરાં પાળશે ત્યાર પછી ક્લાઈવે તેને સિરાજુદ્દૌલાની પાછળ પડવાની સલાહ આપી. મીરજાફર ત્યાંથી તરત જ કૂચ કરીને ૨૫મી તારીખે સવારે મુર્શિદાબાદ પહોંચ્યો.

૭ "It was only when treason had done her work, when treason had driven the Nawab from the field, when treason had removed his army from its commanding position, that Clive was able to advance without the certainty of being annihilated."
—Colonel Malleson in *Decisive Battles of India*, p. 73

બાગ પણ કહેતા. તે જ વનની પાસે પ્લાસી નામના ગામમાં ૨૩ જૂન ૧૭૫૭ ના રોજ બન્ને સેનાઓ સામસામે આવી મુખ્ય સેનાપતિ મીરજાફર સિવાય બીજા ત્રણ સેનાપતિઓ સિરાજુદ્દૌલાની સેનામાં હતા યારલુત્ફખાં, રાજા દુર્લભરામ, અને મીર મુદ્દીન, જેને મીરમદન પણ કહે છે મીરજાફર, યારલુત્ફખાં અને રાજા દુર્લભરામના અધિકારમાં ૪૫૦૦૦નું લશ્કર હતું. મીરમદનને તાબે ૧૨૦૦૦ હતું સિરાજુદ્દૌલાનો પ્રેમપાત્ર મોહનલાલ પણ મીરમદનની સાથે હતો થોડા જ વખતના યુદ્ધમાં કલાઈવની કાયરતા તથા અકુશળતા બન્ને ઝળકવા લાગ્યા ! વિજય સ્પષ્ટ સિરાજુદ્દૌલાનો જ દેખાતો હતો બરાબર અણીને વખતે મીરજાફરનો મોરચો બદલાતો દેખાયો કર્નલ માલેસન લખે છે કે, ખરેખર મરતા જ સિરાજુદ્દૌલાએ પોતાનો સંદેહ દૂર કરવા મીરજાફરને પોતાની પાસે બોલાવ્યો તેણે મીરજાફરને તેના તથા પોતાના સંબંધની તેમ જ અલીવર્દીખાંની યાદ આપી, અને ત્યાર પછી સિરાજે મીરજાફરની સામે માથેથી પોતાની પાઘડી ઉતારીને જમીન ઉપર ધરી દીધી અને કહ્યું "મીરજાફર ! આ પાઘડીની લાજ તારા હાથમાં છે" મીરજાફરે બહુ આદરપૂર્વક પાઘડી ઉપાડીને સિરાજુદ્દૌલાના હાથમાં આપી, અને પોતાના બન્ને હાથ છાતી ઉપર મૂકીને બહુ ગંભીરતાપૂર્વક ફરી એક વાર નમીને સિરાજુદ્દૌલા તરફની વફાદારીના સોગંદ લીધા જરૂર આ વખતે મીરજાફર પોતાના આત્માને તેમ જ સિરાજને બન્નેને છેતરતો હતો તેણે વિશ્વાસઘાત કરવા માટે કમર કસી હતી સિરાજુદ્દૌલાની પાસેથી દૂર થતાં વાર જ તેણે એક કાગળ લખીને આ સઘળું કલાઈવને જણાવી

સિરાજુદ્દૌલાની સેનામાં મીરજાફર એકલો જ વિશ્વાસઘાતી નહોતો ખરી રીતે તેની આખી સેના આવા વિશ્વાસઘાતીઓથી ભરેલી હતી રાજા દુર્લભરામ અને યારલુત્ફખાં પણ શત્રુઓના હાથમાં વેચાઈ ચૂક્યા હતા. બરાબર અણીને વખતે જ્યારે સિરાજુદ્દૌલાને જીત મળવાની પૂરી તૈયારી હતી ત્યારે મીરજાફર, રાજા દુર્લભરામ અને યારલુત્ફખાં પોતાની ૪૫૦૦૦ સેના સહિત અંગ્રેજોને જઈ મળ્યા સિરાજુદ્દૌલાનો એક જ વફાદાર સેનાપતિ મીરમદન રહ્યો હતો, તે પણ થોડા વખત પછી લડાઈમાં ખપી ગયો કર્નલ માલેસન લખે છે કે, મીરમદન જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી પોતાની ૧૨૦૦૦ ની સેનાથી પણ ત્રણે વિશ્વાસઘાતીઓના પ્રયત્નોને નિષ્ફળ કરતો હતો તેના જીવમાં જીવ હતો ત્યાં સુધી અંગ્રેજો તેની સામે પોતાના પગ ખોડી શકે એ અસંભવિત હતું પરંતુ મીરમદનના મૃત્યુથી સિરાજુ-

દ્દૌલા લાચાર બન્યો. તેનું દિલ ભાંગી ગયું. આજ સુધી પ્લાસીના લોકો મીરજાફરના દગાનું અને મીરમદનની વફાદારીનું અત્યંત કરુણાભર્યાં શબ્દોમાં વર્ણન કરે છે.

બહુ જ ઓછા રક્તપાતે ૨૩મી તારીખે સાંજે અસહાય સિરાજુદ્દૌલાને પોતાના હાથી ઉપર ચડીને મુર્શિદાબાદ તરફ નાસી જવું પડ્યું. ક્લાઇવ અને મીરજાફર જીત્યા.

સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક કર્નલ માલેસન એ દિવસના સંગ્રામને વિષે લખે છે:—

"જ્યારે વિશ્વાસઘાત પોતાનું કામ કરી ચૂક્યો, જ્યારે વિશ્વાસઘાતે નવાબને મેદાનની બહાર ધકેલી દીધો, જ્યારે વિશ્વાસઘાત નવાબની સેનાને ઊંચા અને દુર્જેય સ્થાનેથી હઠાવી શક્યો, ત્યારે જ ક્લાઇવ આગળ વધી શક્યો. એથી પહેલાં જો ક્લાઇવ આગળ વધ્યો હોત તો તેમાં તેનો તથા તેની સેનાનો નાશ અવશ્ય હતો."[૩૭]

**મીરજાફરનું પાપ**

ક્લાઇવે પોતાની સેના સહિત દાદપુર નામના પાસેના ગામમાં રાત ગુજારી. શુક્રવાર તા૦ ૨૪મીની સવારે મીરજાફરને પોતાના તબુમાં બોલાવ્યો. મીરજાફર પોતાના પુત્ર સાથે ક્લાઇવના તંબૂમાં ગયો. એમ લાગે છે કે મીરજાફરનું પાપ આ વખતે તેની છાતીએ ચડી બેઠું હતું. ક્લાઇવ પોતાને પણ દગો દેશે એવો ડર તેના મનમાં હોય, એ સંભવિત છે. ક્લાઇવની સામે પહોંચતાં જ મીરજાફર એકદમ ગભરાઈ ગયો; તેનો ચહેરો કાળોમશ પડી ગયો. ક્લાઇવે તરત જ તેને ભેટીને 'ત્રણ પ્રાંતના સૂબા' કહીને તેને સંબોધ્યો. મીરજાફર જરા સ્વસ્થ થયો. ક્લાઇવે તેને ખાતરી આપી કે અંગ્રેજો પોતાનો ધર્મ સમજી પોતાનાં વચનો પૂરા પાળશે. ત્યાર પછી ક્લાઇવે તેને સિરાજુદ્દૌલાની પાછળ પડવાની સલાહ આપી. મીરજાફર ત્યાંથી તરત જ કૂચ કરીને ૨૫મી તારીખે સવારે મુર્શિદાબાદ પહોંચ્યો.

---

૩૭ "It was only when treason had done her work, when treason had driven the Nawab from the field, when treason had removed his army from its commanding position, that Clive was able to advance without the certainty of being annihilated."
—Colonel Malleson in *Decisive Battles of India*, p. 73

### સિરાજુદ્દૌલા ફકીરવેશમાં

એક દિવસ અગાઉ ૨૪ મીની સવારે જ સિરાજુદ્દૌલા મુર્શિદાબાદ પહોંચી ગયો હતો. ખજાનો ભરપૂર ભરેલો હતો. પાણીની જેમ ધન ખરચીને ફરી વાર તેણે એક સેના ઊભી કરવાનો અને નસીબ અજમાવી જોવાનો પ્રયત્ન કર્યો. પરંતુ પ્લાસીના પરાજયના વર્તમાન વીજળીવેગે આખા દેશમાં પ્રસરી ગયા હતા. સિરાજુદ્દૌલાનો સૂર્ય આથમવા લાગ્યો હતો. અને આથમતા સૂરજની પૂજા કોણ કરે? સિરાજુદ્દૌલાએ જોઈ લીધું કે હવે કોઈ મારો સાથ દેવા તૈયાર નથી. તેના કેટલા દરબારીઓએ સલાહ આપી કે હવે હાર સ્વીકારીને વિદેશીઓની સાથે સંધિ કરી લો. પરંતુ એ વીરે આ સલાહને ઘૃણાપૂર્વક તિરસ્કારી. અને દેશદ્રોહી મીરજાફરના આવવાના સમાચાર સાંભળતા જ બીજો કોઈ ઇલાજ નથી એમ જાણીને ૨૪ મી જૂને મધરાતે સિરાજુદ્દૌલા પોતાના ત્રણ અનુચરો સહિત મહેલની એક બારી વાટે ફકીરને વેશે બહાર પડ્યો અને ભગવાનગોલા નામના નગર તરફ નાઠો.

૨૫ મી જૂનની સવારે મીરજાફર મુર્શિદાબાદ પહોંચ્યો. તેની પાછળ પાછળ ક્લાઇવ પોતાની સેના સહિત ૨૬ મીએ મુર્શિદાબાદ આવી પહોંચ્યો, પણ ત્રણ દિવસ સુધી મુર્શિદાબાદથી લગભગ ૬ માઈલ દૂર આવેલી સય્યદાબાદની ફ્રેંચ કોઠીમાં રોકાયો. તેના પત્ર ઉપરથી જણાય છે કે તુરતાતુરત મુર્શિદાબાદમાં પ્રવેશ કરતાં તે ડરતો હતો.

મીરજાફરની સાથે સમય નક્કી કરીને ૨૯ની તારીખે ૨૦૦ ગોરા અને ૫૦૦ હિંદી સિપાઈઓ સહિત ક્લાઇવે મુર્શિદાબાદમાં પ્રવેશ કર્યો. કેટલાક દિવસો પછી પાર્લમેંટની કમિટિની સામે જુબાની આપતાં તેણે કહ્યું હતું —

> "નગરના લોકોની સંખ્યા જે આ વખતે આ ખેલ જોઈ રહી હતી, તે લાખોની હશે. જો તેઓ ધારત તો લાકડી તથા પથરાઓથી જ અમને ઠાર કરી શકત."[૩૮]

જો મુર્શિદાબાદના શહેરીઓએ એ વખતે ઉપર કહ્યા મુજબ કર્યું

---

૩૮ 'That the inhabitants, who were spectators upon that occasion, must have amounted to some hundred thousands, and if they had an inclination to have destroyed the Europeans, they might have done it with sticks and stones.'—Clive's Evidence before the Parliamentary Committee.

હોત તો લાગ ૫છીનો ભારતનો ઇતિહાસ કંઈક જુદો જ લખાત એમ અનુમાન કરવુ હવે નિરર્થક છે ક્લાઈવે તે વખતે નવાબ મીરજાફરના એક મદદગાર તરીકે જ મુર્શિદાબાદમા પ્રવેશ કર્યો એ વાત નિર્વિવાદ છે નગરવાસીઓએ એ વખતે ક્લાઈવને બરાબર ઓળખ્યો હોત, આ ક્લાઈવ તથા તેના સાથીઓ આ બધી ચાલ મારફત ભારતની આઝાદી લઈ લેવાનો પ્રયત્ન કરી રહ્યા છે એ વાત જો તેઓ જાણતા હોત, તો સભવ છે કે ક્લાઈવ તરફનુ તેમનુ વર્તન કોઈ જુદી જ જાતનુ હોત પણ હજી તો વિશ્વાસઘાતી મીરજાફરની આખો ખૂલવાને પણ વાર હતી.

**ત્યારનુ અને આજનુ મુર્શિદાબાદ**

એ વખતના મુર્શિદાબાદનુ વર્ણન ક્લાઈવ કરે છે કે—' લડન શહેર જેટલુ જ મુર્શિદાબાદ લાબુ, પહોળુ, આબાદ અને ધનવાન છે ફેર એટલો જ કે લડનના ધનવાનમા ધનવાન માણસ પાસે જેટલી સપત્તિ હશે તે કરતા કેટલાય ગણી વધારે સપત્તિ મુર્શિદાબાદમા અનેક માણસો પાસે છે"

આજે ભાગીરથીને કિનારે આવેલા આ મુર્શિદાબાદની વસ્તી ૩૫૦૦૦ ની છે તેની આબાદી દર વર્ષે ઓછી થતી જાય છે, અને હવે તેમા મુસાફરોને જોવા માટે પુરાણા મહેલના ખડિયેરો અને કેટલીક કબરો બાકી છે હજી સુધી પણ ઉદ્યોગધધામા રેશમી વસ્ત્રોનુ વણાટ, હાથીદાતનુ કામ, અને જરીભરતના કામ માટે આ સ્થળ સુપ્રસિદ્ધ છે હવે તો એ ધધા પણ મરી જવા લાગ્યા છે

**મીરજાફરને ગાદીએ બેસાડવામા આવે છે**

મીરજાફરને ગાદીએ બેસાડવા માટે ૨૮મી તારીખનો ત્રીજો પહોર નક્કી થયો હતો માનતા મુજબ તેનો આત્મા અદરથી અશાત હતો ખરે વખતે તેણે સિરાજુદ્દૌલાની મસનદ ઉપર બેસવાનો ઇનકાર કર્યો તેને હાથ પકડીને ગાદીએ બેસાડવા પડ્યો પ્રથમ ક્લાઈવે નવાબની સામે અદબ કરી, અને પછી બાકીના દરબારીઓએ દસ્તૂર મુજબ સલામી આપી ૭

**મુર્શિદાબાદની લૂટ**

મુર્શિદાબાદના ખજાનામાથી પોતપોતાના ખિસ્સા ભરી લેવાનો હવે કપની અને તેના મદદગારોને મોકો મળ્યો ખજાનો તપાસવા માટે એક દિવસ મુકરર કરવામા આવ્યો આ કામ બને જૈન જગતશેઠોને સોપવામા

૭ Clive's Letter to the Select Committee, dated30th June 1757

આવ્યું. પહેલાં જેવી સાબળી હતી તેવી હાલત હવે મુર્શિદાબાદના ખજાનાની નથી એમ જ્યારે ક્લાઈવ તથા તેના સાથીઓને લાગ્યું ત્યારે મીરજાફરે જેટલું ધન આપવાનો કરાર કર્યો હતો તેનો અર્ધો ભાગ અત્યારે ભરી આપે અને બાકીનો અર્ધો ત્રણ વરસમાં ત્રણ હપ્તે ભરી આપે, એવી જાતની સમાધાની કરવા તેઓ તૈયાર થયા. ક્લાઈવનો પરમ મિત્ર અંગ્રેજ ઇતિહાસ લેખક ઓર્મ લખે છે —

"× × × ૬ ઠ્ઠી જુલાઈ ૧૭૫૭ સુધીમાં (કલકત્તાની અંગ્રેજ) કમિટિ પાસે ૭૨,૭૧,૬૬૬ રૂપિયાના ચાંદીના સિક્કા પહોંચી ગયા. આ ખજાનો ૭૦૦ પેટીઓમાં ભરવામાં આવ્યો અને સો કિસ્તીઓમાં લાદવામાં આવ્યો. સૈનિકોના પહેરા વચ્ચે આ કિસ્તીઓ નદિયા પહોંચી. ત્યાંથી જંગી (અંગ્રેજી) વહાણોની બધી કિસ્તીઓ તથા બીજી કિસ્તીઓ સાથે લઈને ઝંડા ફરકાવતી વાજતેગાજતે એ કિસ્તીઓ આગળ વધી × × × આ અગાઉ આટલું બધું રોકડ ધન કદી પણ અંગ્રેજોને એકીસાથે મળ્યું નહોતું."[૪૦]

**અમીચંદને છેતર્યો**

વહેંચણી વખતે નાનામાં નાના અંગ્રેજ અમલદારને ઓછામાં ઓછા ૪૫૦૦૦ રૂપિયા મળ્યા. પરંતુ પોતાના હિંદી મદદગારોની સાથે ફરી એક વાર ક્લાઈવે દગો કર્યો. આ બધા કાવતરામાં શરૂથી અંત સુધી અમીચંદનો ભાગ બહુ મોટો હતો. અમીચંદની મદદ ન હોત તો ન તો બંગાળામાં અંગ્રેજોનો વેપાર વધી શકત, ન તો તેઓ ચંદ્રનગર જીતી શકત કે ન તો સિરાજુદ્દૌલાને મસનદ ઉપરથી ઉતારી શકત. આ જ દિવસની આશામાં તેણે સિરાજુદ્દૌલાના દરબારીઓ અને નોકરોને લાંચ આપીને ફોડવામાં પોતાના

૪૦ "The committee by the 6th of July 1757 received, in coined silver 7,271,666 rupees. This treasure was packed up in 700 chests and laden in 100 boats, which proceeded under the care of soldiers to Nadiya from whence they were escorted by all the boats of the squadron and many others, proceeding with banners displayed and music sounding, of a triumphal procession. … Never before did the English nation at one time obtain such a prize in solid money."—Orme's *History of Indostan*, vol ii, pp. 187, 188

આત્માને, પોતાના રાજા તથા માલેકને અને પોતાની કોમને છેતરી, પરંતુ અંગ્રેજોની સાથેના વહેવારમાં તે બગાબર સત્યનિષ્ઠ રહ્યો કહેવાય છે કે ચોર લોકો અંદર અંદર તો બહુ પ્રામાણિક હોય છે પરંતુ કલાઈવ અને વોટ્સનનો અમીચંદની સાથેનો વહેવાર આ નિયમથી વિપરીત હતો.

અંગ્રેજોએ મીરજાફરની સાથે જે સંધિ કરી તેમાં ૧૩ શરતો હતી. તેમાં અમીચંદ સંબંધે ઉલ્લેખ નહોતો આ સંધિ સફેદ કાગળ ઉપર લખેલી હતી આની સાથે જ ૧૪ શરતોવાળી લાલ કાગળ ઉપર લખેલી કપટી સંધિ અમીચંદને બતાવવામાં આવી આ ૧૪મી શરત એવી હતી કે મીરજાફરને ગાદી મળ્યા પછી અમીચંદને ૩૦ લાખ રૂપિયા રોકડા અને નવાબના બધા ખજાનાના પાંચ ટકા આપવા આ કપટી સંધિ ઉપર સહી કરવાની વોટ્સને ના પાડી, પરંતુ કલાઈવે એક બીજા માણસ મારફત વોટ્સનના ખોટા હસ્તાક્ષરવાળી નકલી સહી કરાવી લીધી

મીરજાફર નવાબ થયો તે પછી એક દિવસે જગતશેઠના મકાનમાં અમીચંદને પહેલી વાર જ્યારે સંધિપત્ર સંભળાવવામાં આવ્યું ત્યારે તે ચકિત થઈ ગયો અને બોલી ઊઠ્યો "જે સંધિ મેં જોઈ હતી તે આ નથી તે તો રાતા કાગળ ઉપર હતી" આના જવાબમાં કલાઈવે કહ્યું: "ઠીક છે, અમીચંદ! પણ આ સંધિ તો સફેદ કાગળ ઉપર લખેલી છે" ૪૧

અમીચંદના મન ઉપર આની ભારે અસર થઈ પછી શરીરસ્વાસ્થ્ય સુધારવા માટે કલાઈવે તેને તીર્થયાત્રા કરવાની સલાહ આપી તે તીર્થયાત્રા માટે ગયો, પરંતુ આ આઘાતને પરિણામે દોઢ વર્ષમાં જ મૃત્યુ પામ્યો.

એ વખતે આની જાતનું કપટ કરવા માટે ઇંગ્લાંડમાં પ્રાણદંડની સજા હતી. પરંતુ પાર્લામેન્ટની કમિટિ પાસે કલાઈવે આનું વર્ણન ખૂબ અભિમાન પૂર્વક કરી બતાવ્યું એના બદલામાં કલાઈવને લોર્ડની પદવી આપવામાં આવી, અને તેનું બહુ સન્માન કરવામાં આવ્યું.

**સિરાજુદ્દૌલાની હત્યા**

થોડા દિવસમાં જ સિરાજુદ્દૌલાને પકડવામાં આવ્યો પોતાના વીર તથા શાહી શત્રુની સાથેનું કંપનીનું વર્તન શરમ ઉપજાવે તેવું હતું તેને ૨૭ જુલાઈએ મુર્શિદાબાદ લાવવામાં આવ્યો કહેવાય છે કે તેને આદરપૂર્વક નજરકેદમાં રાખવાનો મીરજાફરનો વિચાર હતો. પરંતુ એ જ રાતે મોહમ્મદ

૪૧ Clive's Evidence before the Parliamentary Committee

બેગ નામના એક માણસે સિરાજુદ્દૌલાનું ખૂન કર્યું. બીજે દિવસે તેના કપાયેલા મસ્તકને હાથી ઉપર રાખીને મુર્શિદાબાદમાં ફેરવવામાં આવ્યું.

'રિયાજુસ્સલાતીન' નામના ગ્રંથનો મુસલમાન લેખક લખે છે કે "અંગ્રેજ સરદારો તથા જગતશેઠના કપટથી સિરાજુદ્દૌલાનું ખૂન કરવામાં આવ્યું."

સિરાજુદ્દૌલાની હત્યા પછી બે દિવસે ક્લાઈવે સિલેક્ટ કમિટિ ઉપરના એક કાગળમાં ગર્વથી સૂચના કરી કેઃ—

"મહાશય! સિરાજુદ્દૌલાનો ખેલ ખલાસ થયો. નવાબ તેને જીવતો રાખવા માગતો હતો, પરંતુ તેના પુત્ર મીરન તથા બીજા 'મોટા લોકો'ને દેશની શાંતિ માટે તેને મારી નાખવાનું આવશ્યક લાગ્યું. કારણકે તે શહેરની નજીક આવતાં જ જમીનદારો બળવો કરવા લાગ્યા હતા."

જરૂર આ 'મોટા લોકો'માં ક્લાઈવ સૌથી મુખ્ય હતો!

**સિરાજુદ્દૌલાનું ચારિત્ર્ય**

ક્લાઈવ અને તેના સાથીઓનાં આ દુષ્કૃત્યો ઉપર પડદો નાખવા માટે અંગ્રેજ ઇતિહાસલેખકોએ અનેક સાચીજૂઠી વાતો લખીને સિરાજુદ્દૌલાના ચારિત્ર્યને કલંકિત કરવાનો પૂરતો પ્રયાસ કર્યો છે. પરંતુ સિરાજુદ્દૌલાની સચ્ચાઈ, વીરતા, યોગ્યતા અને વફાદારી સંબંધે કશી પણ શંકા ઉઠાવી શકાય એમ નથી. ખરી રીતે તો સિરાજુદ્દૌલા યોગ્ય હતો માટે જ ઇંગ્લાંડના ઇસાઈ વેપારીઓએ પોતાના તથા પોતાની કોમના ભાવિ હિત ખાતર તેનો નાશ આવશ્યક ગણ્યો. ચાંદી, સોનું અને ઝવેરાતથી ભરેલો તેનો ખજાનો પણ અંગ્રેજોને માટે લાલચ રૂપ હતો. તેનામાં દોષો હતા ખરા, પણ એ દોષ તે વિદેશીઓના કાવાદાવાને ન સમજવાના, તેમના ઉપર વિશ્વાસ અને દયા દાખવવાના, અને વારંવાર તેમની સાથે સમાધાનીથી રહેવાના દોષો હતા. એક બાજુ સિરાજુદ્દૌલાના આ વ્યક્તિગત દોષો અને બીજી બાજુ ભારતીય જનતાનું રાજકારણનું અજ્ઞાન, તથા તેમાંથી ઉત્પન્ન થતા દેશપ્રેમ અને રાષ્ટ્રીયતાનો અભાવ, અને ત્રીજી બાજુ ઉચ્ચ કોમના ભારતીય લોકોના ચારિત્ર્યની લજ્જાસ્પદ સ્વાર્થપરાયણતા અને વિશ્વાસઘાતીપણું—આ ત્રણેએ મળીને નવાબ સિરાજુદ્દૌલાનો જ ઘાત કર્યો એટલું જ નહિ, પરંતુ સિરાજુદ્દૌલાની લાશની સાથે ભારતીય આઝાદીને પણ સદીઓ માટે દફનાવી દીધી.

ખૂન વખતે સિરાજુદ્દૌલાની ઉંમર ૨૫ વરસની પણ નહોતી. બધા અંગ્રેજલેખકોમાં ફક્ત કર્નલ માલેસન જ એવો છે કે જેણે સિરાજુદ્દૌલાને ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે. તે લખે છે—

"સિરાજુદ્દૌલામાં બીજા ગમે તે દોષો ભલે હોય, પરંતુ તેણે નથી પોતાના માલેકનો વિશ્વાસઘાત કર્યો કે નથી પોતાના દેશને વેચ્યો એટલું જ નહિ પરંતુ કોઈ નિષ્પક્ષ અંગ્રેજ લેખક ૯ મી ફેબ્રુઆરી અને ૨૩ મી જૂન સુધીના બનાવો ઉપર તટસ્થતાથી વિચાર કરીને ન્યાય તોળવા બેસે તો ખાનદાનીની બાબતમાં ક્લાઈવ કરતા સિરાજુદ્દૌલા ઘણો ચડિયાતો છે એ વાત કબૂલ કર્યા વગર તેને છૂટકો નથી એ કરુણાન્ત નાટકના મુખ્ય પાત્રોમાં એક સિરાજુદ્દૌલા જ એવો હતો કે જેણે કોઈને દગો દેવાનો પ્રયત્ન નથી કર્યો" ૪૨

પલાશીના બાગનો અંત

આ પરિસ્થિતિમાં અને આવા ઉપાયો દ્વારા પ્લાસીના સુપ્રસિદ્ધ રણમેદાનમાં હિંદુસ્તાનના અંગ્રેજી સામ્રાજ્યનો પાયો નખાયો. આ સ્થાપનાનું મુખ્ય શ્રેય ક્લાઈવને જ ઘટે છે એમાં શક નથી. બનતા લગી એ લજ્જાસ્પદ દિવસની સ્મૃતિને અટકાવવા માટે જ થોડા દિવસો પછી "પલાશી બાગ"ના એકેએક ઝાડનું ઠૂંઠું અને તેના મૂળિયાં સુદ્ધા ઇંગ્લાંડ પહોંચાડવામાં આવ્યાં હતાં!

૪૨ "Whatever may have been his faults, Sirajuddowla had neither betrayed his master nor sold his country. Nay more, no unbiassed Englishman, sitting in Judgment on the events which passed in the interval between the 9th February and the 23rd June can deny that the name of Sirajuddowla stands higher in the scale of honor than does the name of Clive. He was the only one of the principal actors in that tragic drama who did not attempt to deceive."—*Decisive Battles of India*, p. 71.

# પ્રકરણ ત્રીજું

## મીરજાફર

### હિંદુમુસ્લિમ પક્ષપાતનો પ્રારંભ

વિશ્વાસઘાત કરનારાઓમાં કોઈ જાતના માનસિક કે નૈતિક ઉચ્ચ ગુણોનો સામાન્યતઃ અભાવ હોય છે. એટલે શાસક તરીકે મીરજાફર અયોગ્ય, નિર્બળ અને અદૂરદર્શી નીવડે એમાં આશ્ચર્ય નથી. ઉપરાંત આ વખતે તે ક્લાઈવ અને તેના અંગ્રેજ સાથીઓના હાથનું પૂતળું હતો. ક્લાઈવની ઇચ્છા વિરુદ્ધ એક પણ કામ તે કરી શકતો નહિ. મુર્શિદાબાદના એક હાજરજવાબી દરબારીએ તેને ' કર્નલ ક્લાઈવનો ગદ્ધો ' એવું ઉપનામ આપ્યું હતું અને આ ઉપનામ મીરજાફરના મૃત્યુ સુધી વપરાયું. દિલ્હીના બાદશાહની સત્તા આ કાળે સાવ ભાંગી પડી હતી; તોપણ સિરાજુદ્દૌલાના મૃત્યુ પછી મીરજાફરને બાદશાહ તરફથી રીતસરની સૂબેદારીની સનંદ મળી હોય એમ જણાય છે.

અલીવર્દીખાં સમજતો હતો કે પ્રજાનું સુખ અને સંપત્તિ વધારવાં, તથા ધર્મ વગેરેનો વિચાર કર્યા વગર યોગ્ય મનુષ્યોને રાજ્યની ઊંચી પદવીઓ પર નીમવા એ રાજાનો ધર્મ છે. અને આ ધર્મના પાલનથી જ રાજ્યનાં મૂળ ઊંડાં ઊતરે છે. આથી પોતાની સૂબેદારીમાં તેણે લગભગ બધી ઊંચી પદવીઓ ઉપર હિંદુઓને નીમ્યા હતા. સિરાજુદ્દૌલા પણ પોતાના અત્યંત અલ્પ શાસનકાળમાં, અને તેયે એવો શાસનકાળ કે જેમાં રાત-દિવસ દુશ્મનોની કપટજાળની સામે ચવું પડતું હતું તેમાં પણ, અલીવર્દીખાંની આ નીતિનું પાલન કરતો હતો. અલીવર્દીખાં તેમ જ સિરાજુદ્દૌલા બન્ને પોતાની હિંદુ તેમ જ મુસલમાન પ્રજાને સમાન દૃષ્ટિએ જોતા હતા, અને એક જ પ્રકારનું વર્તન બન્ને સાથે રાખતા હતા. પણ બંગાળામાં અંગ્રેજોની દખલગીરી શરૂ થતાં જ ત્યાંના મુસલમાન શાસકોની આ નીતિ બદલાઈ ગઈ, એ બનાવ નોંધવા જેવો છે. નવાબ મીરજાફરઅલીખાંએ

મસનદ ઉપર બેસતાં જ બધી ઊંચી જગ્યાએથી હિંદુઓને ખસેડીને ત્યાં પોતાના સહધર્મીઓને નીમ્યા. આ નીતિ મીરજાફર તેમજ તેની પ્રજાને માટે અહિતકર હતી, પરંતુ અંગ્રેજોને માટે હિતકર હતી. અને ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે આ બાબતમાં ક્લાઈવની સૂચનાથી મીરજાફર બધું કામ કરતો હતો, અને અંગ્રેજોની સંગીનોના બળે જ બધા ખેલ ખેલતો હતો.

સૌથી પ્રથમ આ લોકોએ મુર્શિદાબાદની સૂબેદારી નીચે આવતા બધા મોટા મોટા પ્રાંતોમાંથી હિંદુ શાસકોને હઠાવીને તેમની જગાએ મુસલમાનોને નીમવાનું શરૂ કર્યું.

**રાજા રામનારાયણ ઉપર હુમલો**

પ્રથમ બિહાર પ્રાંતના શાસક રાજા રામનારાયણને મીરજાફર તથા ક્લાઈવ બંનેએ મળીને પદચ્યુત કરવાનું નક્કી કર્યું. રામનારાયણ અલીવર્દીખાંના ખાસ મનુષ્યો પૈકી એક હતો, અને અલીવર્દીખાંએ જ તેને આગળ વધાર્યો હતો. રામનારાયણ સદા અલીવર્દીખાં તથા સિરાજુદ્દૌલાને વફાદાર રહ્યો હતો. સિરાજુદ્દૌલાની વિરુદ્ધના કાવતરામાં એ સામેલ ન હતો. પરંતુ જ્યારે સિરાજુદ્દૌલા મરાયાની અને મીરજાફર નવાબ થયાની વાત સાંભળી ત્યારે તેણે મીરજાફરની સૂબેદારી સ્વીકારી લીધી.

ફ્રેંચ લોકોને પોતાને ત્યાં આશરો આપ્યાનો તેમ જ અયોધ્યાના નવાબ-વજીરની સાથે મળીને મીરજાફર વિરુદ્ધ કાવતરું રચવાનો, એવા બે આરોપો રાજા રામનારાયણ ઉપર મૂકવામાં આવ્યા. આ બધી હકીકત તેને બિહારની ગાદીએથી ઉડાડવા માટે જ ઊભી કરવામાં આવી હતી એમાં શક નથી.

૬ ઠ્ઠી જુલાઈ ૧૭૫૭ ના રોજ ક્લાઈવની આજ્ઞાનુસાર મેજર કૂટ ૨૩૦ ગોરા ને ૩૦૦ હિંદી સિપાઈઓને લઈને મુર્શિદાબાદથી પટના તરફ રવાના થયો. પ્રથમ એ બહાનું બનાવવામાં આવ્યું કે આ સેના ફ્રેંચ લોકોનો પીછો પકડવા માટે મોકલવામાં આવે છે. પરંતુ ૧૨ મી ઑગસ્ટના રોજ મેજર કૂટને ક્લાઈવનો એક કાગળ મળ્યો, જેમાં તેને સલાહ આપવામાં આવી હતી કે તમે પટના પહોંચો અને મીરજાફરના એક ભાઈ મહમૂદ અમીનખાંની સાથે મળી રામનારાયણને ગાદીએથી ખસેડવાનો પ્રયત્ન કરો.

કૂટ પટના પહોંચ્યો. પરંતુ એટલી ઓછી સેનાથી રામનારાયણને હઠાવવાનું કામ અસંભવિત હતું. મેજર કૂટ ઉપર ક્લાઈવે લખેલા પત્રના સમા-

ચાર પણ રાજા રામનારાયણને મળી ગયા. તેણે ધીરજથી કામ લીધું. સમાધાનીની વાતચીત શરૂ કરી. ૨૨ મી ઑગસ્ટના રોજ રામનારાયણના મહેલમાં સભા થઈ. જેટલા આરોપો રામનારાયણ ઉપર મૂકવામાં આવ્યા હતા તે બધા ખોટા છે એમ તેણે શાંતિપૂર્વક સાબિત કરી બતાવ્યું. કૂટ અને મહમૂદ અમીનની સાથે મીરજાફરનો જમાઈ મીરકાસિમ પણ હાજર હતો. અંતે એક બ્રાહ્મણને બોલાવીને રાજા રામનારાયણે એ બધાની હાજરીમાં મીરજાફરને પોતાના સૂબેદાર તરીકે સ્વીકારી લીધો, તેમ જ તેને વફાદાર રહેવાના કસમ ખાધા. મીરકાસિમ અને મહમૂદ અમીને કુરાન હાથમાં ઉઠાવીને પોતાનાં દિલ સાફ હોવાનું સાબિત કર્યું. પછી એ ત્રણે અને મેજર કૂટ એકબીજાને ભેટ્યા. મેજર કૂટ પોતાની સેના સાથે ત્યાંથી ૭ મી સપ્ટેમ્બરે ઊપડ્યો અને સાત દિવસમાં મુર્શિદાબાદ પાછો પહોંચી ગયો. પરંતુ ક્લાઈવની ઇચ્છા હજી પૂરી થઈ નહોતી. રામનારાયણ એક મોટો રાજા હતો; ક્લાઈવનો મૂળ ઉદ્દેશ તેનું બળ ઓછું કરવાનો હતો. આથી રામનારાયણ ઉપર હજી પણ મુસ્કેલીઓ આવવાની બાકી રહી ગઈ હતી.

**રાજા રામરમસિંહ ઉપર હુમલો**

હવે ઓરિસ્સાના રાજા રામરમસિંહ ઉપર ક્લાઈવ તથા મીરજાફરની નજર પડી. ઓરિસ્સા પ્રાંત પણ બિહારની માફક બંગાળાના સૂબેદારને તાબે હતો. ક્લાઈવ જ્યારે મુર્શિદાબાદમાં હતો, ત્યારે મીરજાફરે રાજા રામરમસિંહને પોતાના પ્રાંતની મહેસૂલનો હિસાબ સમજવા માટે મુર્શિદાબાદ બોલાવ્યો. રામરમસિંહને શક પડ્યો. તે જાતે ન આવ્યો, પરંતુ તેણે પોતાના એક ભાઈ તેમ જ એક ભત્રિજાને હિસાબના ચોપડા લઈ મુર્શિદાબાદ મોકલ્યા. મુર્શિદાબાદ પહોંચતાં જ આ બન્નેને કેદ કરવામાં આવ્યા. રાજા રામરમસિંહને જે શક પડ્યો હતો તે સાચો ઠર્યો. તે સાહસિક હતો. તે એમ પણ સમજતો હતો કે મુર્શિદાબાદના કારભારની ખરી લગામ ક્લાઈવના હાથમાં છે. મીરજાફરની સામે ફરિયાદ કરતાં તેણે તરત જ ક્લાઈવને લખ્યુંઃ—"મેં એક મોટી સેના એકઠી કરી છે, તેમાં ૨૦૦૦ સવાર અને ૫૦૦૦ પાયદળ છે. જો નવો નવાબ મને પકડવા કે દબાવવા માટે લશ્કર મોકલશે તો જરૂર કરશે સો. રોકી સામે થવાનું મારામાં પૂરતું સામર્થ્ય છે. પરંતુ જો આપ મધ્યસ્થ થઈને મારી સલામતીની બાંહેધરી લેતા હો તો હું જાતે મીરજાફરની પાસે આવીને એક લાખ રૂપિયાનું નજરાણું ધરવા તૈયાર છું."

ક્લાઈવ સમજી ગયો કે રામરમસિંહની સાથે અત્યારે ટંટો ઊભો

કરવામાં માલ નથી. ક્લાઈવના કહેવાથી રામરમસિંહના બન્ને સંબંધીઓને મુક્ત કરવામાં આવ્યા અને ઓરિસ્સાની ગાદી ઉપર રામરમસિંહને બહાલ રાખવામાં આવ્યો.

**રાજા યુગલસિંહ ઉપર હુમલો**

ત્રીજો હિંદુ રાજા જેનું બળ તોડવાનો ક્લાઈવ તથા મીરજાફરે વિચાર કર્યો, તે પૂર્ણિયાનો રાજા યુગલસિંહ હતો. સિરાજુદ્દૌલાએ પોતાના સંબંધી શૌકતજંગના મૃત્યુ પછી આ પ્રાંતના સૂબેદાર તરીકે યુગલસિંહની નિમણૂક કરી હતી. યુગલસિંહની જગાએ મીરજાફર પોતાના એક બીજા સંબંધી ખુદામહુસેનને બેસારવા માગતો હતો. યુગલસિંહ યુદ્ધ કરવા તૈયાર થયો. કંપની અને સૂબેદાર બન્નેની સેના એકઠી થઈ અને પૂર્ણિયા ઉપર ચડાઈ કરી; યુગલસિંહ પકડાયો અને ખુદામહુસેનને પૂર્ણિયાની ગાદી આપવામાં આવી.

**રાજા દુર્લભરામ ઉપર હુમલો**

ત્યાર પછી મીરજાફરે પોતાના વર્તમાન મદદગાર રાજા દુર્લભરામને હઠાવવા પ્રયત્ન કર્યો. રાજા દુર્લભરામ આ કાળે મુર્શિદાબાદના દરબારમાં એક મોટો અમલદાર હતો. મીરજાફર ઉપર તેણે અનેક ઉપકારો કર્યા હતા; સિરાજુદ્દૌલાની વિરુદ્ધના કાવતરામાં તેણે અંગ્રેજ અને મીરજાફરને સારી મદદ કરી હતી; પરંતુ તેનું બળ તથા પ્રભાવ ખૂબ વધી ગયાં હતાં. આથી તેના નાશની યોજનાઓ રચાઈ. તે પણ કમર કસીને યુદ્ધ માટે તૈયાર થયો. અંગ્રેજો તેના પ્રભાવથી ડરી ગયા. તરત જ વૉટ્સન જાતે વચ્ચે પડ્યો, અને મીરજાફર તેમ જ રાજા દુર્લભરામ બન્ને વચ્ચે સમાધાન કરાવ્યું.

આ બધી ધમાલ અને તકરારો ઊભી કરવામાં ક્લાઈવના ત્રણ ઉદ્દેશો હતા. બંગાળાના બધા પુરાણા વંશોનો નાશ કરવો; મીરજાફરને તેની પ્રજામાં અપ્રિય બનાવવો; અને આખી સૂબેદારીમાં અંગ્રેજોના બળનો તથા પ્રભાવનો ધાક બેસારવો.

**રાજા રામનારાયણ ઉપર ચડાઈ**

એક વિશાળ સેના ભેગી કરીને રામનારાયણ ઉપરી ફરી વાર ચડાઈ કરવાની યોજના ઘડી કાઢવામાં આવી. રામનારાયણને મદદ કરવા માટે અલીવર્દીખાંની વૃદ્ધ વિધવાએ અયોધ્યાના નવાબ-વજીર ઉપર કાગળ લખ્યો છે એવી અફવા ફેલાવવામાં આવી.

થોડા જ માસ પહેલાં કરેલ સંધિ અને બન્ને પક્ષોએ લીધેલા કસમ

ઉપર પાણી ફેરવીને હવે રામનારાયણ ઉપર ચડાઈ કરવાનું અને તેને જેર કરવાનું કામ મીરજાફર તથા ક્લાઈવ માટે આવશ્યક થઈ પડ્યું. આ બહાને ક્લાઈવે ૫૦,૦૦૦ નું લશ્કર એકઠું કર્યું. મીરજાફરને ડરાવીને તેની પાસેથી ધન પડાવવાનો પણ આ અપૂર્વ અવસર છે એમ ક્લાઈવને લાગ્યું. પરંતુ મીરજાફરની આર્થિક અવસ્થા આ વખતે અત્યંત કરુણાજનક હતી. પ્રથમ તો પ્લાસીના યુદ્ધ પહેલાં મુર્શિદાબાદની તિજોરીની જે કલ્પના કરી રાખી હતી, તે કલ્પના ખરેખરી તિજોરી જોતાં ખોટી પડી. આ ખજાના ઉપર વિશ્વાસ રાખીને જ તેણે કંપનીને તેમજ ક્લાઈવ વગેરે બીજા અંગ્રેજોને વ્યક્તિગત મોટી મોટી રકમો આપવાનું કબૂલ કર્યું હતું, જેમાંની મોટા ભાગની રકમ તો તે આજ સુધીમાં આપી ચૂક્યો હતો. બીજું આ આપવાની રકમોને લીધે તેની આર્થિક સ્થિતિ એટલી બધી ખરાબ થઈ ગઈ હતી કે, તેના લશ્કરના ઘણા મહિનાના પગાર ચડી ગયા હતા, અને એ કારણે ફોજમાં અસંતોષ વધતો જતો હતો.

**ધનની વસૂલાત**

લાચાર થઈને કંપનીનું જે કંઈ દેવું હોય તેમાં કંઈક ઘટાડો કરવામાં આવે એવી પ્રાર્થના મીરજાફરે કરી. એમ જણાય છે કે આ સંબંધે ક્લાઈવે તેને કંઈક આશા પણ આપી હતી. આ જ ઉદ્દેશથી મીરજાફરે કેટલીય રકમો ક્લાઈવને લાંચમાં આપી. ઈ. સ. ૧૭૭૩ માં પાર્લામેન્ટની કમિટિ પાસે જુબાની આપતાં ક્લાઈવ આ રકમોની બાબતમાં કહે છે— 'નવાબ દરિયાવ દિલનો હોવાથી સહજમાં હું ધનવાન બની ગયો છું.'[1]

પરંતુ આ પ્રમાણે દેવું ઓછું કરવાનું તો એક બાજુએ રહ્યું, ઊલટું એક બાજુથી જ્યારે બિહાર ઉપર ચડાઈ કરવાનો બરાબર સમય આવ્યો ત્યારે અણીને વખતે કંપનીની પાઈએ પાઈ જ્યાં સુધી ચૂકવવામાં ન આવે ત્યાં સુધી એક ડગલું પણ આગળ ભરવાની ક્લાઈવે ના પાડી. પાછલી રકમો સિવાય બીજી પણ અનેક રકમો આ વખતે મીરજાફર પાસે માગવામાં આવી. અત્યાર સુધીમાં ક્લાઈવનું બળ ખૂબ વધી ગયું હતું. મીરજાફરને કચડી નાખવા માટે તેની પાસે ૫૦,૦૦૦નું લશ્કર તૈયાર હતું. મીરજાફરને અનેક જાતના ડર બતાવવામાં આવ્યા. તેને લાચાર થઈને નમવું પડ્યું.

1 "The Nawab's generosity has made his fortune easy."
—Clive before the Parliamentary Committee in 1777.

ક્લાઈવના જીવનચરિત્રનો કર્તા માલ્કમ લખે છે —

"લશ્કરના અસાધારણ ખર્ચ માટે એક મોટી રકમ વસૂલ કરવામા આવી કંપનીને આપવામા આવેલી જમીનના પરવાના કાયદેસર રીતે આપવામા આવ્યા પહેલા ૭ મહિના પેટેનુ દેવુ તરત જ ચૂકવી આપવાના હુકમો થયા અને નવાબ બાકીનુ દેવુ ભરી ન આપે ત્યા સુધી એ દેવા પેટે બર્દ્વાન, નદિયા અને હુગલીની મહેસૂલ કંપનીએ લેવી એમ ઠરાવ્યુ ક્લાઈવ ૮ મી ફેબ્રુઆરીએ કંપનીના ડાયરેક્ટરોને કાગળમા લખે છે —' આથી આપણુ કરજ પતાવવાનુ કામ નવાબના હાથમા હવે રહ્યુ નથી × × ×"[2]

આપણે એટલુ યાદ રાખવાની જરૂર છે કે આ 'કરજ' મા કંપનીએ મીરજાફરને આપેલી એકે રકમ ન હતી, પણ ખરી રીતે મસનદ લેતી વખતે જે રકમ આપવાનો મીરજાફરે કરાર કર્યો હતો તે જ રકમ હતી, અને આ રકમને જ તેઓ 'કરજ' તરીકે ગણાવતા હતા

**રાજા રામનારાયણ સાથે સમાધાની**

હવે ક્લાઈવ અને મીરજાફર ૫૦,૦૦૦ સેના લઈને પટના તરફ ઊપડ્યા ચાર મહિના કરતા થોડા વધારે વખત સુધી આ સેના મેદાનમા રહી એનો બધો ખર્ચ મીરજાફરને માથે પડ્યો પરતુ બદૂકનો એક પણ અવાજ થયો નહિ એમ જણાય છે કે ક્લાઈવ આ વખતે બરાબર મીરજાફરને છેતરતો હતો રામનારાયણ જેવા માણસને કાયમ ખાતે શત્રુ બનાવવો એ કંપનીના હિતમા નહોતુ ક્લાઈવનો ઉદ્દેશ તો રામનારાયણને કંપનીનુ બળ બતાવવુ, મીરજાફરના સબધમા તેને શકિત કરવો, તેની પાસેથી ધન વસૂલ કરવુ

---

૨ "A supply of money was procured for the extraordinary expenses of the army, the perwannah, or grant of lands yielded to the Company, was passed in all its forms, orders were issued for the immediate discharge of all arrears on the first six months of the Nawab's debt, and the revenues of Burdwan, Nuddea and Hugli assigned over for payment of the rest —' So that,' says Clive, writing [ 8th February, 1758 ] to the Court of Directors, 'the discharge of the debt is now become independent of the Nawab . '" —Malcolm's *Life of Clive* vol 1, 338.

પ્રભાવ પૂરો જામી ગયો હતો. ક્લાઈવ કેટલાંક વર્ષો પૂર્વે ફક્ત ક્લાર્ક તરીકે જ હિંદુસ્તાનમાં આવ્યો હતો, તે આ વખતે ઘણું ખરું આખી દુનિયાનો સૌથી વધારે ધનવાન અંગ્રેજ બની ગયો હતો. આ રીતે પોતાનો ઉદ્દેશ પાર પાડીને ઈ.સ. ૧૭૬૦ના ફેબ્રુઆરીમાં તે પોતાની જન્મભૂમિ ઇંગ્લાંડ જવા ઊપડ્યો.

પરંતુ ક્લાઈવની મહત્ત્વાકાંક્ષાઓ બેહદ વધી ગઈ હતી. ભારતમાં અંગ્રેજી રાજ્ય સ્થાપવા માટે તેનું મગજ કઈ જાતના વિચાર કરતું હતું તે નીચે આપેલા કાગળ ઉપરથી જણાય છે. ઈ.સ. ૧૭૫૯ના જાનેવારીની ૭મીએ તે વખતના ઇંગ્લાંડના વડા પ્રધાન વિલિયમ પિટ ઉપર ક્લાઈવે નીચે મુજબનો કાગળ લખ્યો:—

"અહીં અંગ્રેજ સૈન્ય મારફત જે ક્રાંતિ ઘડાઈ છે ને જે ક્રાંતિને પરિણામે થયેલ સંધિમાં કંપનીને પુષ્કળ લાભ મળ્યો છે, તે બધાથી મને લાગે છે કે આપણા લોકોની નજર ખેંચાઈ છે. અને જો કંપની પોતાની અત્યારની સંપત્તિ અને ભાવિ આશાઓને અનુરૂપ એવા પ્રયત્નો કર્યા કરે તો યોગ્ય અવસર પ્રાપ્ત થતાં આથી ઘણું વધારે મેળવી શકાય એમ છે. હિંદુસ્તાનની અંદર પોતાની સંપત્તિ વધારવાનો સૌથી પ્રથમમાં પ્રથમ અવસર સાધી લેવા માટે ત્યાંથી જરૂરી સેના મોકલવી જોઈએ અને અહીં જ રાખવી જોઈએ, એ બાબતમાં મેં કંપનીને આગ્રહપૂર્વક જણાવ્યું છે. અને મારા બે વરસના કાર્યથી અને અનુભવથી અહીંની રાજસત્તાનું તેમ જ લોકોનું જે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એને આધારે હું હિંમતપૂર્વક જાહેર કરી શકું છું કે આવો અવસર બહુ જ થોડા સમયમાં આવશે. અત્યારનો રાજકર્તા સૂબેદાર × × × વૃદ્ધ છે, અને તેનો જુવાન પુત્ર એટલો ક્રૂર અને નકામો છે અને અંગ્રેજોનો એટલો ખુલ્લો દુશ્મન છે કે અત્યારના નવાબની પછી તેને મસનદ ઉપર આવવા દેવો આપણે માટે જોખમકારક છે. આ બંને બાજુએથી સહીસલામતી મેળવવા માટે કેવળ બે હજાર યુરોપિયનોની સેના પૂરતી છે. અને જો કોઈ આપણને ઉપદ્રવ કરવાનો પ્રયત્ન કરશે તો આટલા નાના સૈન્યથી આખું રાજ્ય આપણા હાથમાં લઈ શકીશું.

"હિંદુસ્તાનના લોકોને પોતાના રાજાઓ પ્રત્યે બિલકુલ પ્રેમ નથી. એટલે આ જાતનું કામ કરવામાં આપણને ઘણી સરળતા થશે. × × ×

"પરંતુ સંભવ છે કે, આવડું મોટું રાજ્ય વેપારી કંપનીને માટે બહુ ભારે થઈ પડશે અને મને ડર છે કે અંગ્રેજ પ્રજાની મદદ વગર એકલી કંપની આવડા વિસ્તૃત રાજ્યને સાચવી નહિ શકે. × × × વિચારવા જેવી બાબત છે કે આપણા દેશને બિલકુલ પૈસાનો ખર્ચ ન થાય ને છતાં પાર પાડી શકાય એવી આ આખી યોજના છે. અમેરિકામાં તો આપણું રાજ્ય કાયમ કરવા માટે આપણે બેહદ ખરચ કરવો પડ્યો હતો. ઇંગ્લાંડનું થોડું જ લશ્કર બસ થશે, કારણકે અહીંના કાળા લોકોનું ગમે તેટલું લશ્કર ગમે ત્યારે ઉભું કરી શકાય છે એની પૂરતી ખાતરી છે. × × × હવે આપને એટલું જ કહીશ કે તમારા વગર આ વાત મેં કોઈને કહી નથી, અને આપની પાસે આપણી કોમના લાભની કોઈ યોજના મૂકવામાં આવે તો આપ તરત જ એ સ્વીકારી લેશો એવો મને વિશ્વાસ ન હોત તો આપને પણ હું આ બાબતમાં તકલીફ ન આપત."[૪]

૪ "The great revolution that has been effected here by the success of the English arms, and the vast advantages gained to the Company by a treaty concluded in consequence thereof, have, I observe, in some measure engaged the public attention; but more may yet in time be done, if the Company will exert themselves in the manner, the importance of their present possessions and future prospects deserves. I have represented to them in the strongest terms the expediency of sending out and keeping up constantly such a force as will enable them to embrace the first opportunity of further aggrandising themselves; and I dare pronounce, from a thorough knowledge of the Country Government, and of the genius of the peoples acquired from two years' application and experience, that such an opportunity will soon occur. The reigning Soubah . . . is advanced in years; and his son is so cruel, worthless a young fellow, and so apparently an enemy to the English, that it will be almost unsafe trusting him with the succession. So small a body as two thousand Europeans will secure us against any apprehensions from either the one or the other, and in case

બંગાળામાં અથવા તો સામાન્યતઃ ભારતવર્ષમાં અંગ્રેજોની એ વખતની યોજનાઓનું આ ખાસું સુંદર ચિત્ર છે. આ પત્રથી એક બીજી વાત પણ સાબિત થાય છે કે મીરજાફર અને મીરન બન્નેની વિરુદ્ધ અંગ્રેજો બંગાળામાં એક બીજી રાજ્યક્રાંતિ કરવાનો નિશ્ચય કરી ચૂક્યા હતા.

**મીરનની દૂરદર્શિતા**

મીરન સમજુ યુવક હતો. આ વખત દરમિયાન અંગ્રેજોના કાવાદાવા અને યોજનાઓને એ કળી ગયો હતો. મીરજાફર પણ આ લોકોની દોસ્તીથી હેરાન થવા લાગ્યો હતો. ખાસ કરીને મીરન પોતાના બાપને વારંવાર સલાહ આપ્યા કરતો હતો કે ગમે તે રીતે આ વિદેશી લોકોના પંજામાંથી છટકી જવું જોઈએ. આ જ કારણથી ક્લાઈવ મીરનને ગાદીએ બેસાડવામાં જોખમ જોતો હતો.

ક્લાઈવની પછી બ્લેક હોલના કિસ્સાનો કર્તા મશહૂર ગપ્પી હોલવેલ કલકત્તાનો ગવર્નર નિમાયો. પાંચ મહિના પછી જુલાઈ ૧૭૬૦માં વાનસીટાર્ટ

---

of their daring to be troublesome, enable the company to take the sovereignty upon themselves

"There will be less difficulty in bringing about such an event, as the natives themselves have no attachment whatever to particular princes . . .

"But so large a sovereignty may possibly be an object too extensive for a mercantile company, and it is to be feared they are not of themselves able, without the nation's assistance, to maintain so wide a dominion . . . *It is well worthy consideration, that this project may be brought about without draining the mother country, as has been too much the case with our possessions in America.* A small force from home will be sufficient, as we always make sure of any number we please of black troops. . . I shall only further remark, that I have communicated it to no other person but yourself, nor should I have troubled you, Sir, but *from a conviction that you will give a favourable reception to any proposal intended for the public good*"
—Malcolm's *Life of Clive*, vol ii, pp 119 et seq.

તેની જગાએ આવ્યો. બંગાળામાં કંપનીની સેનાના સેનાપતિ તરીકે કેલો ( Cailaud ) નિમાયો.

સમ્રાટ શાહઆલમની બંગયાત્રા

ઈ. સ. ૧૭૫૯ના અંતમાં શાહજાદા અલીગૌહરે બીજી વાર બિહાર ઉપર ચડાઈ કરી. આ સમય સુધીમાં બંગાળાની શોકજનક અવસ્થાના સમાચાર અને અનેક ફરિયાદો મોગલ દરબારમાં પહોંચ્યાં હતાં. આ સિવાય બંગાળા હજી સમ્રાટને આધીન હતો, છતાં પણ અનેક રાજ્યક્રાંતિઓને લીધે બંગાળામાંથી દિલ્હી દરબારમાં ઘણાં વર્ષોથી ખંડણી જતી નહોતી. શાહજાદાની ચડાઈનું કારણ આ ફરિયાદો દૂર કરવાનું અને શાહી ખંડણી વસૂલ કરવાનું હતું.

હજી તો શાહજાદો બિહાર પ્રાંતમાં પગ મૂકતો હતો ત્યાં સમ્રાટ આલમગીર બીજાના મૃત્યુના સમાચાર તેને મળ્યા. શાહજાદા અલીગૌહરે હવે શાહઆલમ બીજાનું નામ ધારણ કર્યું, બાદશાહ થયો, અને શાહજાદા તરીકે નહિ પરંતુ બાદશાહ તરીકે બિહારમાં પ્રવેશ કર્યો. શાહઆલમ આ વખતે મોગલ સામ્રાજ્યનો અધિપતિ હતો. દરેક સૂબેદાર, ભારતીય પ્રજા, અને વિદેશી વેપારીઓ તેના તાબેદાર હતા. પરંતુ અંગ્રેજોની નીતિ તેના પ્રત્યે રહસ્યપૂર્ણ રહી. એક બાજુથી તેમણે મીરન તથા મીરજાફરને પોતપોતાની સેના સહિત પટના પહોંચીને શાહઆલમની સામે થવાનો આગ્રહ કર્યો, તથા સમ્રાટની સેનાએ જ્યારે બિહારમાં પ્રવેશ કર્યો ત્યારે તુરત જ કર્નલ કેલો કલકત્તાથી મુર્શિદાબાદ ગયો ને ત્યાંથી મીરનની થોડીક સેના લઈને ઈ. સ. ૧૭૬૦ના ફેબ્રુઆરીની ૧૮ મીએ સમ્રાટની સેનાની સામે થવા પટના રવાના થયો. બીજી બાજુથી નવાબ તથા મીરન બંનેને ન ખબર પડે તેમ શાહઆલમની સાથે તેણે ગુપ્ત વાતચીત પણ શરૂ કરી.

ખુલ્લો વિદ્રોહ

અંગ્રેજો શાહઆલમની સામે લડે એટલે અંગ્રેજ ઇતિહાસલેખક મિલના શબ્દોમાં કહીએ તો એ 'ખુલ્લો વિદ્રોહ'[૫] જ ગણાય. ગવર્નર હૉલવેલ એમ પણ લખે છેઃ—"શાહઆલમે અંગ્રેજોની બધી શરતો મંજૂર કરવાની તૈયારી બતાવી છે."[૬] આ કઈ શરતો હતી અને તેમનો અંત શો આવ્યો એ જાણવામાં નથી.

---

૫ "To oppose him was undisguised rebellion." Mill, vol. iii, p. 202.

૬ Ibid.

કેલો જે રીતે ઇચ્છતો હતો એ રીતે મીરને સમ્રાટની વિરુદ્ધ મદદ નથી આપી એવી ફરિયાદ કર્નલ કેલો પોતાના પત્રમાં કરે છે. ખરી રીતે મીરજાફર અને મીરન બંને શાહઆલમની સાથે લડવાની જ વિરુદ્ધ હતા. પરંતુ કેલો તેમને લડાવવા માગતો હતો. આથી અંગ્રેજો અને તે બંને વચ્ચે મતભેદ થયો. આ પહેલાંથી જ મીરન તથા અંગ્રેજો વચ્ચે અંદર અંદર વૈમનસ્ય વધતું જતું હતું.

ગમે તે હો, પણ મુર્શિદાબાદની સેના આવી પહોંચે એ પહેલાં જ 'અંગ્રેજોનો સાચો હિતસાધક' રામનારાયણ શાહઆલમની સામે થવા પોતાની સેના સહિત પટનાની બહાર નીકળ્યો. સમ્રાટની સેનાએ તેને હરાવ્યો, જખમી કરીને પાછો હઠાવ્યો, તથા પટના ઘેરી લીધું. ૧૫મી ફેબ્રુઆરીએ કેલો તથા મીરનની સેનાઓ પટના પહોંચી. સમ્રાટ અને અંગ્રેજો વચ્ચે ગુપ્ત પત્રવહેવાર ચાલુ જ હતો. સમ્રાટની સેનાએ ઘેરો ઉઠાવી લીધો. ૨૨મી ફેબ્રુઆરીએ મુર્શિદાબાદની સેના તથા બાદશાહની સેના વચ્ચે થોડીક લડાઈ પણ થઈ જેમાં મીરન થોડોક જખમી થયો. અંગ્રેજોએ સમ્રાટને શું સમજાવ્યું એ ખબર નથી, પણ સમ્રાટની સેના ત્યાંથી પાછી ફરીને મુર્શિદાબાદ તરફ ઊપડી. આ વખતે સમ્રાટની સેનાની પાછળ પડવું એવી ઇચ્છા મીરનની ન હતી. છતાં ૨૯મી ફેબ્રુઆરીએ પટના છોડવાનો તેને આગ્રહ કરીને પટના છોડાવ્યું. મીરન અને મીરજાફર બંનેને અંગ્રેજો કહે એમ જ કરવું પડતું હતું. ચોથી એપ્રિલે કેલો ને મીરનની સેના મીરજાફરની સેનાને મળી. ૬ ઠ્ઠી એપ્રિલે જ્યારે દિલ્હી અને બંગાળાની સેના પાસેપાસે આવી ગઈ, ત્યારે સમ્રાટની સેના ઉપર હલ્લો કરવા કેલોએ નવાબને આગ્રહ કર્યો. પરંતુ મીરન તથા મીરજાફરે તેમ કરવા ના પાડી. ત્રણ દિવસ પછી સમ્રાટની સેના એ જ રસ્તે બિહાર પાછી ફરી.

કંપનીના ડાયરેક્ટરોના એક પત્રમાં લખ્યું છે કે, આ વખતે ગુપ્ત રીતે બાદશાહને મરાવી નાખવાનો પ્રયત્ન કેલોએ કર્યો હતો પણ એ સફળ ન થયો, એવો આરોપ કેટલાક અંગ્રેજોએ કર્નલ કેલો ઉપર મૂક્યો હતો.

**શાહઆલમની અનિશ્ચિતતા**

કર્નલ કેલો પોતે મીરજાફર તથા મીરનની સેનાઓની સાથે જ તેમના તંબૂઓમાં રોકાયો, અને કેપ્ટન નોક્સને તેણે થોડી સેના લઈને પટના તરફ રવાના કર્યો. આ બધું વૃત્તાંત કર્નલ કેલોના વર્ણનને આધારે જ અપાયું છે. મીરન તથા મીરજાફર બંનેને આ રીતે નજરકેદ રાખવાનું



મીરજાફર અને મીરન

(From A History of Murshidabad District by Major Walsh)

એક કારણ એ હતું કે આ લોકો અંગ્રેજો વિરુદ્ધ શાહેનશાહને મળી જાય એવો ડર અંગ્રેજોને લાગતો હતો. અને સમ્રાટની સાથેની વાતચીત મીરન કે મીરજાફર ન જાણી જાય એમ અંગ્રેજો ઇચ્છતા હતા. સમ્રાટની સેના પાસે પણ કાં તો પ્રથમથી કોઈ નિશ્ચિત કાર્યક્રમ નહોતો, અથવા રાજધાની ખાલી હોવાથી દિલ્હી તરત જ પહોંચવાની શાહઆલમને જરૂર હતી; ગમે તે હોય. બે વાર પટના ઉપર ચડાઈ કર્યા પછી કેપ્ટન નોક્સ ત્યાં પહોંચ્યો કે તરત જ બાદશાહ તથા અંગ્રેજો વચ્ચે શી વાતચીત થઈ પ્રભુ જાણે, પણ બાદશાહની સેના ઘેરો ઉઠાવી લઈ દિલ્હી પાછી ચાલી ગઈ.

**મીરનની હત્યા**

ત્યારથી બે વર્ષ પહેલાં યુગલસિંહની જગાએ મીરજાફરે પૂર્ણિયાના નવાબ તરીકે નવાબ ખુદામહુસેનને નીમ્યો હતો. આ નવાબ પોતાની સેના લઈને આ વખતે મીરજાફરની વિરુદ્ધ સમ્રાટને મદદ કરવા આવતો હતો એમ કહેવાય છે. કેલો ને મીરન તેની સામે થવા ઊપડ્યા. અંગ્રેજો મીરનને પૂર્ણિયાના નવાબની સાથે લડાવીને તે નવાબનો પણ નાશ કરવા માગતા હતા. પરંતુ મીરન પૂર્ણિયાના નવાબની સાથે લડવા માગતો નહોતો. કંપનીની સેના અને પૂર્ણિયાની સેના વચ્ચે થોડી લડાઈ થઈ, પરંતુ કેલો કહે છે કે મીરનની મદદ ન મળવાથી અંગ્રેજો પૂર્ણિયાના નવાબને જીતી ન શક્યા. ૨ જી જુલાઈ સુધી કેલો તથા મીરનની સેના પૂર્ણિયાના નવાબની સેનાની પાછળ પાછળ ચાલતી હતી. ખુદામહુસેન ઉપર બીજી વાર હુમલો કરવાની કેલોની હિંમત ચાલતી નહોતી, અને મીરન આ કામમાં તેને મદદ આપવા રાજી નહોતો. ૨ જી જુલાઈની મધરાતે મીરજાફરના પુત્ર ને મુર્શિદાબાદના યુવરાજનું શબ પથારીમાંથી હાથ આવ્યું. મીરન ઉપર વીજળી પડી એમ જાહેર કરવામાં આવ્યું. સુપ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન એડમન્ડ બર્કે પાર્લામેંટ સમક્ષ બહુ જ સુંદરતાથી બતાવી આપ્યું કે આ વીજળી કેવા પ્રકારની હતી! જે તંબૂમાં મીરન સૂતો હતો તેના ઉપર કે તેના કપડા ઉપર વીજળીની બિલકુલ અસર ન થઈ; ફક્ત તેની નીચે સૂતેલા મીરન ઉપર જ આ વીજળી પડી! વીજળી પડે છે ત્યારે સાધારણ રીતે તો મોટો અવાજ થાય છે અને માઇલો સુધી સંભળાય છે. પરંતુ જે વીજળી મીરન ઉપર પડી એના અવાજથી મીરનના તંબૂની આસપાસ સૂતેલા લાખો સિપાઈઓમાંથી એક પણ ન જાગી ઊઠ્યો. ખરી રીતે તો મીરન અંગ્રેજોના રસ્તામાં કાંટારૂપ હતો. મીરનને મારી નાખવામાં

આ પો છે એમા કાંઈ શક નથી અને આ ખૂનમા કેનોનો હાથ હોવાની બાબતમા પણ શકાને સ્થાન નથી આ હત્યા થયા પછી એક મહિને ક્લાઇવે નવા ગવર્નર વાસીગર્ટને લખ્યુ —

"દરબારમા નવાબના પુત્ર મીરન તથા રાજા રાયદુર્લભના નેતૃત્વ નીચે એક નવો પક્ષ ઊભો થયો આ લોકો અંગ્રેજોની ધોસરીને પોતાને માથેથી ઉતારી નાખવાના ઉપાયો રોજ વિચાર્યા કરતા હતા અને નવાબને કાયમ આ વાત જોરપૂર્વક કહ્યા કરતા કે જ્યા સુધી આમ નહિ થાય ત્યા સુધી નવાબની હકૂમત એ ખાલી નામની જ હકૂમત રહેશે " ૭

બધી સેનાને પટના પાછી લાવવામા આવી, અને પછી જ મીરનના મૃત્યુના સમાચાર તેની સેનાને આપવામા આવ્યા ત્યા સુધી એ સમાચાર છુપાવી રાખ્યા હતા

બંગાળાની દુર્દશા

બંગાળા અને ત્યાની પ્રજાની દશા આ વખતે અસંત કરુણાજનક હતી મુસલમાન ઇતિહાસલેખક મૌ બદરુદ્દીન અહમદ આ વખતનુ વર્ણન કરતા લખે છે કે —

' કંપની અને તેના મોટા મોટા નોકરોને વ્યક્તિગત જે મોટી મોટી રકમો આપવાનો કરાર કરવામા આવ્યો હતો તેને પરિણામે નાઝિમ ( મીરજાફર )ની તિજોરીનો એકએક સિક્કો ખરચાઈ ચૂક્યો હતો બંગાળે દેવાળુ કાઢ્યુ હતુ, અને તે દેશ અરાજકતા તરફ પૂર પાટ ઘસડાતો હતો શાહજાદાની ચડાઈથી ત્યાની દશા વળી વધારે ખરાબ થઈ આ લડાઈને પરિણામે નવાબની અસહાયતા બહાર જણાઈ આવી, અને અંગ્રેજોને ખાતરી થઈ ચૂકી કે બહારના હુમલા વખતે પોતાનુ રક્ષણ કરવા માટે આપણી મદદ વગર નવાબને ચાલે તેમ નથી " ૮

૭ ' A party was soon raised at the Durbar, headed by the Nawab's son, Miran, and Raja Rajebullab, who were daily planning schemes to shake off their dependence on the English, and continually urging to the Nawab, that until this was effected his government was a name only, —*First Report 1772*, Appendix 9, p 225

૮ *Calendar of Persian correspondence*, vol III, p VIII.

કંપનીનો વેપારનો જુલમ

બંગાળાની તિજોરીનો પૈસો એ બંગાળાની પ્રજાના પરસેવાથી પ્રાપ્ત કરેલો ધનસંચય હતો. તેઓ પોતાની નજર સામે ખુલ્લી આંખે એ ધન વિદેશીઓના હાથમાં ઘસડાઈ જતું જોતા હતા. આ બધા સંગ્રામો અને તેને લીધે સૈન્યની થયેલ હેરવણીફેરવણીને પ્રતાપે દેશની ખેતી ઉપર પાણી ફરી વળ્યું હતું, અને દેશના ઉદ્યોગધંધાઓનો નાશ થવા લાગ્યો હતો. ઉપરાંત દેશના દરેકેદરેક વેપાર ઉપર કંપની ધીમે ધીમે જબરદસ્તીથી પોતાનો અધિકાર જમાવતી જતી હતી દાખલા તરીકે મીઠું, સોપારી, ઇમારતી લાકડાં, તમાકુ, સૂકી માછલી, વગેરેનો વેપાર તો પ્રજાની આજીવિકાનું અને નવાબની આવકનું એક મુખ્ય સાધન હતું. આથી પ્રથમથી જ વિદેશીઓને માટે આ વસ્તુઓના વેપારની બંધી કરવામાં આવી હતી; આ બાબત સંધિની સ્પષ્ટ આજ્ઞાઓ મોજૂદ હતી પરંતુ પ્લાસીના યુદ્ધ પછી તરત જ આ બધી વસ્તુઓનો વેપાર અંગ્રેજોએ પોતાના હાથમાં લેવા માંડ્યો, અને તે પણ જોરજુલમથી. મસનદ ઉપર બેઠા પછી એક મહિને આ જબરદસ્તીને માટે મીરજાફરે કલાઇવને ફરિયાદ કરી. થોડા કાળ માટે આ વેપાર અટકાવવાનો ઢોંગ પણ અંગ્રેજોએ કર્યો પરંતુ અંતે કોઈએ પરવા ન કરી સુરોખારનો ઇજારો તો કંપનીને મળી ચૂક્યો હતો જ. આ બધા કારણોથી રાજ્યની આવક તો અત્યંત ઘટી ગઈ એટલું જ નહિ, પણ પ્રજાનું દુખ, ગરીબી અને અસંતોષ ખૂબ વધવા લાગ્યાં. વળી, જ્યારે જ્યારે મીરજાફર દેશની આર્થિક, સૈનિક કે બીજી કોઈ બાબતમાં સુધારા કરવાનો પ્રયત્ન કરતો તો તરત જ તેને તેમ કરતો અટકાવવામાં આવતો. ખરી રીતે તો ગાદીએ બેઠા પછી થોડા દિવસમાં જ તેને પોતાની અસહાય દશાનું ભાન થવા લાગ્યું હતું, અને તેને અનુભવ થવા લાગ્યો હતો કે અંગ્રેજોની નવી મૈત્રી પોતાને તથા પોતાના દેશને એક સર્પની માફક ભરડો લઈ રહી છે, જેમાંથી છૂટવાની આશા ફોગટ છે. સિરાજુદ્દૌલાની સાથે વિશ્વાસઘાતનું ફળ હવે મીરજાફરને તથા તેની પ્રજાને ભોગવવું પડ્યું.

બીજી ક્રાન્તિની તૈયારી

સિરાજુદ્દૌલાની હત્યાને હજી ત્રણ વરસ પણ પૂરા થતા નહોતા મીરજાફરે અંગ્રેજોની સાથે જે શરતો કરી હતી તે તેણે બધી અક્ષરશ પૂરી કરી હતી સંધિની બહારની પણ અનેક માગણીઓ મીરજાફર પાસે

કરવામાં આવી હતી, અને તેની પાઈએ પાઈ વસૂલ કરવામાં આવી હતી. દેશ તથા પ્રજાની આ હાલત હતી. આ સ્થિતિમાં હવે બંગાળાને વધારે ચૂસી શકાય એટલા માટે પોતાના સાચા મિત્રને લાત મારીને ગાદીએથી ઉઠાડવા તથા બંગાળામાં બીજી રાજ્યક્રાંતિ કરીને નવા નવાબને મસનદ ઉપર બેસાડવા કંપનીના અંગ્રેજ નોકરો ઘાટ ઘડી રહ્યા હતા. આ બાબતનો ઇશારો પણ ક્લાઈવના એક પત્રમાં આવી ગયો છે.

મીરજાફર એક બહુ મોટી રકમ કંપનીના ગવર્નર હૉલવેલને અગાઉથી જ આપી ચૂક્યો હતો, છતાંય પહેલા દિવસથી જ હૉલવેલ નવી ક્રાંતિ કરવાની ધૂનમાં હતો. ઈ. સ. ૧૭૬૦ના મે માસમાં હૉલવેલ તથા સેનાપતિ કર્નલ કેલોની વચ્ચે આ નવી ક્રાંતિ કરવા માટેનો ગુપ્ત પત્રવ્યવહાર શરૂ થઈ ચૂક્યો હતો. જુલાઈ માસમાં જ્યારે વાંસીટાર્ટ ગવર્નર થયો ત્યારે આ કાવતરાએ વિસ્તૃત રૂપ ધારણ કર્યું. હૉલવેલ તથા કેલોનાં કરેલાં વર્ણનોમાં મીરનના મૃત્યુના ચોખ્ખાં વર્ણનો આવે છે, જેના ઉપરથી સમજાય છે કે મીરનનું ખૂન એ આ કાવતરાનો જ એક ભાગ હતો. ઈ. સ. ૧૭૬૦ના સપ્ટેમ્બરમાં આ કાવતરાનું અંતિમ સ્વરૂપ પ્રગટ કરવા અને મીરજાફરની સાથે તકરાર ઊભી કરવાનું બહાનું શોધવા માટે વાંસીટાર્ટના પ્રમુખપણા નીચે કલકત્તામાં સભાઓ ભરવાનું શરૂ થયું.

**ધન અને ધરતીની ભૂખ**

૧૧ મી સપ્ટેમ્બરની સભાના અહેવાલમાં લખેલું છે કેઃ—

"કર્નલ ક્લાઈવે કરેલી ક્રાંતિને લીધે આજ સુધી વખતોવખત આપણો પ્રભાવ વધતો ગયો છે, અને એ પ્રભાવને કાયમ ટકાવી રાખવા માટે આપણે પણ વખતોવખત સૈન્યબળમાં વધારો કરવો પડ્યો છે. આજે આપણી પાસે ૧૦૦૦ કરતાં વિશેષ યુરોપિયન સિપાઈઓ અને ૫૦૦૦ હિંદી સિપાઈઓ છે. આ લશ્કરનો ખર્ચ તેમ જ કેટલોક લશ્કરી આકસ્મિક ખર્ચ એટલો બધો વધી ગયો છે કે અત્યારની આપણી વાર્ષિક આવકના પ્રમાણમાં એ ખર્ચ કોઈ વાતે પૂરો પાડી શકાય એવું નથી. × × ×

"કંઈ વધારે આવક થાય એવી સગવડ કરી આપવા આપણે હવે નવાબને કહેવું જોઈએ. અને આ કામ બરાબર પાર પાડવા માટે એવા કેટલાક જિલ્લાનો કુલ અધિકાર આપી દેવા પણ આપણે કહેવું જોઈએ. આ જિલ્લા એવા હોય જેની વ્યવસ્થા આપણે સહેલાઈથી

કરી શકીએ. × × × અમે સમજીએ છીએ કે અમારી આ જાતની વ્યવસ્થામાં જેટલી બની શકે એટલી અડચણો નાખવામાં આવશે. × × ×

"× × × આ સંબંધીની આપણી તમામ ઇચ્છાઓ પૂરી થઈ શકે એવો એક સરસ મોકો અત્યારે પ્રાપ્ત થયો છે, કે જેવો મોકો ફરી કદી આપણને નહિ મળે. આ અવસર સાધી લઈએ તો સત્તા અને અધિકાર બંને આપણને મળી શકે એવું છે.

"બીજી જે વસ્તુ ચાલુ કાર્યપદ્ધતિ બંધ લાવવાને માટે આપણને ફરજ પાડે છે તે ધનની કમીના છે. અને આ ધન અમને જ ઓછું પડે છે એવું નથી, પરંતુ તેના ઉપર નીચેની બાબતો પણ આધાર રાખે છે—

" સમુદ્ર ઉપરની સૈનિક તૈયારીઓ,

" પોંદીચેરીનો વિજય અને

" આવતે વર્ષે (મુંબઈ, મદ્રાસ અને કલકત્તા) ત્રણે બંદરેથી માલ ભરીને મોકલવાનાં વહાણો માટે પ્રથમથી જ જોઈતું ધન." ૯

---

૯ "Our influence increasing from time to time since the revolution brought about by Colonel Clive, so have we been obliged to increase our force to support that influence. We have now more than a thousand Europeans, and five thousand Sepoys, which, with the contingent expenses of an army, is far more than the revenues allotted for their maintenance. . .

* * * *

"It must therefore be proposed to the Nawab, to assign to the Company a much larger income, and to assign it in such a full and ample manner, by giving to the Company the sole right of such districts, as lay most convenient for our management . . . it is to be supposed, that such a proposal would meet with all the difficulties that could possibly be thrown in our way. . . .

". . . There seems now to offer such an opporrunity of securing to ourselves all we could wish in this respect, as likely may never happen again; an opportunity that will give us both power and right.

**મીરજાફર પાસે નવી માગણીઓ**

મીરજાફર ઉપર તો કોઈ પણ જાતનું દોષારોપણ અંગ્રેજો ન મૂકી શક્યા પણ કંપનીની વધતી જતી ધનની તેમ જ ધરતીની તરસ છિપાવવાની જરૂર હતી કંપની તરફથી અનેક નવી માગણીઓ આ માટે મીરજાફર પાસે રજૂ કરવામાં આવી જેના સંબંધમાં ઇતિહાસલેખક મિલ લખે છે કે—

"મીરજાફરની હાલત શરૂઆતથી જ દયાજનક હતી ખજાનો ખલાસ થયો હતો, દેશ પણ ખાલી થઈ ગયો હતો,* તેની સમક્ષ મોટાં મોટાં અનિવાર્ય કામો તો પડ્યાં જ હતાં, અને આ બધા ઉપરાંત આકરામાં આકરી માગણીઓ પૂરી પાડવા માટે તેના ઉપર દબાણ લાવવામાં આવતું હતું " ૧૦

મૌલવી બદરૂદ્દીન અહમદ લખે છે કે જે માગણીઓ આ વખતે મીરજાફર પાસે રજૂ કરવામાં આવી તેમાં એક એવી પણ માગણી હતી કે શ્રીહટ (સિલહટ) અને ઇસ્લામાબાદના ઇલાકાની ફોજદારી કંપનીને આપવામાં આવે આટલી હદે પહોંચવા મીરજાફર તૈયાર નહોતો આ બાબતમાં વાતચીત કરવા પોતાના વિશ્વાસુ જમાઈ યુવાન મીરકાસિમને તેણે કલકત્તા મોકલ્યો

**મીરકાસિમ સાથે ગુપ્ત સંધિ**

ઈ સ ૧૭૬૦ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખની ગુપ્ત સભામાં ઠરાવ

---

* "Another principal motive, that urges us to think of changing our system, is the want of money, a want that is not confined to ourselves alone, but on which greatly depend—

"The operations on the coast,

"The reduction of Pondicherry, and

"The provision of an investment for loading home the next year's ships at all the three presidencies "—Proceedings at Fort William, 11th September 1760 *First Report, 1772,* pp 228, 229

૧૦ "The situation of Jafir was deplorable from the first With an exhausted treasury and exhausted country, and vast engagements to discharge, he was urged to the severest ..."—Mill, vol iii, pp 213, 214.

વામાં આવ્યું કે મીરકાસિમ તથા દુર્લભરામ બંનેને આ નવા કાવતરામાં સામેલ કરવા, અને સાથેસાથ રાજા દુર્લભરામ મારફત શાહઆલમ બાદશાહને પણ પોતાના પક્ષમાં લેવો. વળી એ પણ નક્કી થયું કે બીજા કેટલાક સામાન્ય લોકોને પણ નોકરીઓ વગેરે આપવાના કરાર કરીને આપણા પક્ષમાં લઈ લેવા ને તેમની પાસેથી આ વખતે ધન લેવું. મીરકાસિમની સાથે વાતચીત કરવા માટે ગવર્નર વાંસીટાર્ટને નીમવામાં આવ્યો અને રાજા દુર્લભરામની સાથે વાતચીત કરવા માટે હોલવેલને નીમવામાં આવ્યો. એ જ રાતે જુદી જુદી વાતચીતો પણ થઈ ગઈ. બીજે દિવસે ગુપ્ત સભામાં બંનેએ પોતાની સફળતાની વાત કહી સંભળાવી. લગભગ દસ દિવસો શરતો નક્કી કરવામાં ગયા. ઇતિહાસલેખક કર્નલ માલેસન લખે છે કે ૨૭મી સપ્ટેમ્બરે કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલ અને મીરકાસિમ વચ્ચે એક ગુપ્ત સંધિ થઈ; જેમાં ઠરાવવામાં આવ્યું કે મીરકાસિમને મુર્શિદાબાદનો વજીર–આજમ બનાવવામાં આવે, સૂબેદારીના બધા અધિકાર મીરકાસિમને આપવામાં આવે, મીરજાફર ફક્ત નામનો સૂબેદાર રહે અને પોતાનો ખર્ચ ચલાવવા માટે અમુક રકમ જિંદગીભર મીરજાફરને મળતી રહે, અંગ્રેજો અને મીરકાસિમ વચ્ચે કાયમી દોસ્તી બંધાય અને ટકે, મીરકાસિમને જરૂર પડે ત્યારે અંગ્રેજો લશ્કરની મદદ આપે, અને આ મદદના બદલામાં મીરકાસિમ બર્દવાન, મિદનાપુર અને ચિત્તગોંગ એ ત્રણ પ્રાંતો કાયમને માટે કંપનીને આપી દે, મીરજાફરે જે ઝવેરાત કંપનીની પાસે ગીરો મૂક્યું છે તે મીરકાસિમ રોકડા પૈસા આપીને છોડાવી જાય, અંગ્રેજ કે મીરકાસિમમાંથી ગમે તે કોઈ પરસ્પરની સલાહ લીધા વગર બાદશાહ શાહઆલમની સાથે સમાધાની ન કરે, ત્રણેમાંથી એકે પ્રાંતમાં બાદશાહની સત્તા જામવા ન દે અને સિલહટ જિલ્લામાં ચૂનો ખરીદવાની ખાસ સગવડો કંપનીને આપે. આ ઉપકારના બદલામાં ગાદીનો અધિકાર મળે કે તરત જ મીરકાસિમ વાંસીટાર્ટને પાંચ લાખ રૂપિયા, હોલવેલને બે લાખ સત્તર હજાર રૂપિયા, અને એ જ મુજબ કાઉન્સિલના બીજા સભાસદોને કોઈ ને અઢી લાખ, કોઈને બે લાખ, એમ કુલ વીસ લાખ રૂપિયા આપે. અને એ ઉપરાંત કંપનીને પાંચ લાખ રૂપિયા કરજ તરીકે આપે. ગવર્નર વાંસીટાર્ટ, તેની કાઉન્સિલના બીજા સભાસદો અને મીરકાસિમની સહીઓ સંધિ ઉપર થઈ ગઈ. આ જ મીરકાસિમને મીરજાફરે પોતાનો ખાસ વિશ્વાસુ માણસ ગણીને કંપનીની સાથે પોતાના તરફથી વાતચીત કરવા મોકલ્યો હતો.

**મીરજાફરના મહેલ ઉપર અચાનક હુમલો**

૩૦મી સપ્ટેમ્બરે આ સોદો નક્કી કરીને મીરકાસિમ કલકત્તાથી મુર્શિદાબાદ ઊપડ્યો. ૨૦મી ઑક્ટોબરે મીરજાફરને દબાવવા માટે ગવર્નર વાંસીટાર્ટ અને તેના કેટલાક સાથીઓ ઊપડ્યા. ભાગીરથી નદીની એક તરફ મુર્શિદાબાદ અને બીજી તરફ કાસિમબજારની કોઠી. ૧૫, ૧૬ અને ૧૮મી તારીખે મીરજાફર અને વાંસીટાર્ટ વચ્ચે વાતચીત ચાલી. અંગ્રેજોની નવી નવી યોજનાઓ અને મીરકાસિમનો આશય સાંભળીને મીરજાફર ગભરાઈ ગયો. મીરકાસિમના હાથમાં શાસનનો અધિકાર સોંપવાની તેણે ના પાડી. હવે આટલી હદ સુધી આવ્યા પછી પાછા હઠવું એ અંગ્રેજો તેમ જ મીરકાસિમ માટે અશક્ય હતું. ૨૦મી ઑક્ટોબરની સવારે, હજી તો મીરજાફર પોતાના મહેલમાં સૂતો હતો, સૂર્ય ઊગવાને પણ કેટલાક કલાકની વાર હતી, ત્યાં જ કંપનીની સેનાએ મીરજાફરના મહેલને ઘેરી લીધો.

**મીરજાફરનું દુઃખ અને પશ્ચાત્તાપ**

આ સમયની મીરજાફરની માનસિક સ્થિતિ ચીતરવાનો સુંદર પ્રયાસ કર્નલ માલેસને કર્યો છે. તે લખે છેઃ—

"જરૂર, પ્રભાતની આ મહત્ત્વપૂર્ણ ઘડીએ તે બુઢ્ઢા નવાબને આજથી ત્રણ વર્ષ પૂર્વનો દિવસ યાદ આવ્યો હશે, જે દિવસે, જેવી રીતે આજે તેનો એક સંબંધી પોતાના હાથમાંથી મસનદ પડાવી લે છે તે જ રીતે પોતે અંગ્રેજોની સાથે મળીને, ગુપ્ત તરકટ રચીને પોતાના સંબંધી તથા માલેક સિરાજુદ્દૌલાનો પ્લાસીના મેદાનમાં વિશ્વાસઘાત કર્યો હતો. મીરજાફર જરૂર તે વખતે વિચારતો હશે કે 'જે સત્તા મેં આવા નીચ અને કલંકિત ઉપાયથી પ્રાપ્ત કરી તેનાથી મને શો લાભ મળ્યો? મેં સિરાજુદ્દૌલાનો મહેલ પડાવી લીધો. આ મહેલમાં ત્રણ વરસ નવાબી ભોગવી.-પણ આ ત્રણ વર્ષમાં મેં જે યાતના ભોગવી છે તેની સામે, એ પહેલાંનાં મારાં ૫૮ વરસની યાતનાઓ કંઈ હિસાબમાં નથી. જેના હાથમાં મેં મારો દેશ વેચી દીધો, તેઓ આજે મને ડરાવે છે. જ્યારે સિરાજુદ્દૌલાએ પોતાની પાઘડી ઉતારીને અત્યંત કરુણ શબ્દમાં એ પાઘડીની લાજ રાખવાની પ્રાર્થના કરી, ત્યારે એ મારા બાલસ્નેહીને હું વફાદાર રહ્યો હોત તો આજે શી દશા હોત? તો આજે, જે ઉદ્ધત વિદેશીઓ પ્લાસીથી માંડીને આજ સુધી મારા ઉપર હુકમ ચલાવ્યા કરે છે અને

આજે મને મસનદ ઉપરથી ઉતારી પાડવાની ધમકી આપે છે, તેમનો નાશ કરવાના મુખ્ય સાધન રૂપ જો તે પ્લાસીને દિવસે હું બન્યો હોત તો, આજે ખરી રીતે મારા જ હાથમાં બધી સત્તા હોત, મારા નામને કલંક ન લાગત, અને મારો દેશ આ સર્વ નાશમાંથી બચી જાત! પરંતુ આજે—આજે મારી બારીમાંથી બહાર નજર નાખું છું ત્યાં જ લાલરંગી પોશાકવાળા અંગ્રેજ સિપાઈઓ નજરે પડે છે. અને એ બધા લોકો મારા જ એક સંબંધી બળવાખોરની સરદારી નીચે ભેગા થયા છે. મેં જેટલી દયા સિરાજુદ્દૌલા પ્રત્યે બતાવી હતી એ કરતાં વધારે દયા મીરકાસિમ મારા પ્રત્યે શા માટે બતાવે? મારે હવે મીરકાસિમ પાસે દયા માગવાનો શો અધિકાર છે? મારાં જ કર્યાં મને જ વાગે છે.' જરૂર મીરજાફરે પોતાના સંબંધી સિરાજુદ્દૌલાની સાથે જે કપટવહેવાર ચલાવ્યો હતો તે આજે તેની આંખ આગળ ચિત્રપટની માફક દેખાતો હશે. × × × [૧૧]

૧૧ "Well, indeed, on that eventful morning, might the thoughts of the old man have carried him back to a period lititle more than three years distant, when, on the field of Plassy, he too, in secret compact with these same English, had betrayed his kinsman and master to obtain the seat which another kinsman was now by similar means wresting from him. What to him had been the power thus basely and dishonourably obtained? All the agonies of the preceding fifty eight years of his life paled before those which he had suffered during the three years he had ruled as Nawab in the usurped palace of Sirajuddowlah. He could not but contrast his position, threatened by the men to whom he had sold his country, with that which he would have occupied if, at Plassy, he had been loyal to the boy relative who had, in the most touching terms, implored him to defend his turban. With the prestige of having been the main factor in the destruction of the insolent foreigners who had since dictated to him, and who now threatened to dethrone him, he would have wielded a real power; his name would have been honoured, his country would have been secure. But now—a

મીરજાફરને પદભ્રષ્ટ કર્યો

પ્રથમ તો એક વાર અંગ્રેજોની સામે થવાની ધમકી મીરજાફરે આપી, પરંતુ પોતાની અસહાય દશાનું તેને તરત જ ભાન થયું. તેનું દિલ ભાંગી ગયું. પોતે પોતાની જાતે મીરકાસિમને સોંપાઈ જવાનો ઇનકાર કર્યો. તે જ દિવસે સવારે મીરજાફરને મસનદ ઉપરથી ઉતારીને કલકત્તા રવાના કરવામાં આવ્યો, અને તેની જગાએ મીરકાસિમને સૂબેદાર બનાવવામાં આવ્યો.

મીરજાફરની ઉંમર આ વખતે ૬૦ વર્ષની હતી, અને મીરકાસિમની ઉંમર ૪૦ વર્ષની હતી.

વાંસીટાર્ટ અને કેલોએ આ ઘટનાનું વર્ણન કરતો એક કાગળ ૨૧મી ઑક્ટોબરે સિલેક્ટ કમિટિને લખ્યો, જેનો સાર તેમના જ શબ્દોમાં નીચે પ્રમાણે છે:—

"૧૫મી ઑક્ટોબરે નવાબ મીરજાફર ગવર્નર વાંસીટાર્ટને મુલાકાત આપવા માટે કાસિમબજાર આવ્યો. બીજે દિવસે વાંસીટાર્ટ અને કેલો નવાબને મળવા મુર્શિદાબાદ ગયા. એ દિવસ સામાન્ય વાતચીત થઈ. ૧૮મી તારીખે અંગ્રેજોની જૂની ફરિયાદો અને નવી માગણીઓનો વિચાર કરવા માટે નવાબ ફરી પાછો કાસિમબજાર આવ્યો. આ બધી ફરિયાદો અને માગણીઓ પ્રથમથી જ ત્રણ પત્રો દ્વારા લખવામાં આવી હતી. આ પત્રો વાતચીતની શરૂઆતમાં જ વાંસીટાર્ટે મીરજાફરને આપ્યા.

"મીરજાફર પત્રો વાંચીને ખૂબ ગભરાયો. તેણે પોતાના મહેલે પાછા જવાની, ખાણું લેવાની અને વિચાર કરવાની તક માગી. પરંતુ અહીં જ ખાણું મગાવીને ખાઈ લેવાની, તેમ જ તરતાતરત આ બધાનો નિકાલ લાવવાની અંગ્રેજોએ ઉતાવળ કરી. અંતે બુઢ્ઢો મીર-

glance from the window of his palace showed him the red-coated English soldiers rallying round the standard of his kinsman in revolt against himself. Would Mir Kasim show him more mercy than he had shown to Sirajaddowlah? The recollection of the fate to which he had abandoned his kinsman and master must have passed through his mind . . ." —*The Decisive Battles of India* by Colonel Malleson, pp. 131, 132.

જાફર એટલો બધો થાકેલો માલૂમ પડ્યો કે તેને પોતાનાં મહેલમાં આરામ માટે જવા દેવાની અંગ્રેજોને ફરજ પડી. અંગ્રેજોને એ પણ ખબર પડી ગઈ કે બળપ્રદર્શન કર્યા વગર મીરજાફર મીરકાસિમના હાથમાં રાજ્યની લગામ સોંપશે નહિ. મીરજાફર ગયા પછી બે કલાકે મીરકાસિમ ત્યાં પહોંચ્યો. આ વખતે મીરકાસિમ મીરજાફરની સામે જતાં ડરતો હતો. ૧૯મી તારીખ મીરજાફરને વિચાર કરવા માટે આપવામાં આવી. પરંતુ એ દિવસે મીરજાફર તરફથી કંઈ જવાબ આવી શક્યો નહિ. તરત જ વાંસીટાર્ટ અને તેના સાથીઓએ બલપ્રદર્શન કરવાનો નિશ્ચય કર્યો. ૧૯મી રાતે કોઈ તહેવાર હતો તેથી બધા થાકીને સવારે સૂતા હતા. આ સરસ તક છે એમ અંગ્રેજોને લાગ્યું. ચુપચાપ રાતોરાત ૩ વાગે કર્નલ કેલો ત્રણ ટુકડી ગોરા સિપાઈઓની અને ૭ ટુકડી દેશી સિપાઈઓની લઈને નદી ઊતરી ગયો અને પો ફાટતાં તો મીરકાસિમ અને તેના કેટલાક માણસોને સાથે લઈને મીરજાફર મહેલમાં સૂતો હતો ત્યારે જ ઘેરી લીધો. આ બધો કારભાર સરસ રીતે ગુપ્ત રાખવામાં આવ્યો હતો. મહેલની અંદરનું ફાટક બંધ હતું એટલે બહારના ફળીમાં જ કેલોએ પોતાના સિપાઈઓને ખડા કરી દીધા. મીરજાફરની પાસે વાંસીટાર્ટનો કાગળ મોકલવામાં આવ્યો. પ્રથમ તો કાગળ વાંચીને મીરજાફર ક્રોધે ભરાયો. તેણે સામે થવાનો નિશ્ચય જાહેર કર્યો. લગભગ બે કલાક સુધી સંદેશા ચાલ્યા કર્યા. પરંતુ અંતે પોતાની નિરાધારતાનો બરાબર અનુભવ થતાં મીરજાફરે મીરકાસિમને બોલાવ્યો અને મસનદ તેને સોંપવાની ઇચ્છા દર્શાવી.

"મીરકાસિમે શાસનનો બધો ભાર પોતાને માથે લઈ લીધો અને પોતાની સેનાનો ચડત પગાર તેમ જ બાદશાહને મોકલવાની ખંડણી બરાબર આપવાનું વચન આપ્યું. આ રીતે ૨૦મી ઑક્ટોબરની સવારે મીરજાફરને ગાદીએથી દૂર કરવામાં આવ્યો અને તેની જગાએ કાસિમઅલીખાંના નામની નોબત ગડગડવા લાગી." ૧૨

અંગ્રેજ દુભાષિયા લશિંગ્ટનના કથન અનુસાર અંતે મીરજાફરે કેલોને જે કહ્યું તે આ:—

"આપે જ મને મસનદ ઉપર બેસાર્યો હતો. આપ ચાહો તો

૧૨ *First Report 1772*, p. 231.

મને ઉતારી પણ શકો છો. તમને તમારા કરારો તોડવાનું ઠીક લાગ્યું હશે. મેં મારા કરારો તોડ્યા નથી. અગર જો, મારા મનમાં પણ એમ કરવાનું હોત, અથવા તો એમ કરવા હું ઇચ્છત તો, ૨૦,૦૦૦નું લશ્કર એકઠું કરી શકત, અને તમારી સાથે લડાઈ કરી શકત. મારા પુત્ર મીરને મારી પાસે આ બધી વસ્તુઓની અગાઉથી જ આગાહી કરી હતી." ૧૩

બંગાળાની આ બીજી ક્રાંતિનો બધો વૃત્તાંત તે ક્રાંતિના કરતાહરતા અગ્રેજોના જ શબ્દોમાં આપ્યો છે.

**મીરજાફર ઉપર જૂઠા આરોપ**

મીરજાફરની સાથેના આ અન્યાય ભરેલા વર્તનને ન્યાયી ઠરાવવા માટે તેના ઉપર કોઈ ને કોઈ આરોપ મૂકવાની જરૂર હતી. ૧૦મી નવેમ્બર ૧૭૬૦માં કલકત્તામાં અગ્રેજ અમલદારોની એક સભા ભરાઈ. જેમાં પ્રસિદ્ધ કપટી હોલવેલે કંપનીના ડાયરેક્ટરો ઉપર લખેલ પત્ર વાંચવામાં આવ્યો, જેની હકીકત અગાઉ એક જગાએ આવી ગઈ છે. તે પત્રમાં લખ્યું હતું:—

"નવાબ જાફરઅલીખાં (મીરજાફર) ક્રૂર અને લાલચુ હતો. સાથોસાથ આળસુ પણ હતો. તેની આસપાસના લોકો હલકા, ગુલામ અને ખુશામતિયા હતા, અથવા તો તેની નીચ વૃત્તિઓને પોષક વૃત્તિવાળા હતા. એવા અનેક દાખલા મોજૂદ છે કે, તેણે દરેક વર્ગના લોકોમાંથી ઘણાનાં વિનાકારણે ખૂન કરાવ્યાં હતાં." ૧૪

આ જ પત્રમાં આગળ ચાલતાં અનેક સ્ત્રીપુરુષોની એક મોટી યાદી આપવામાં આવી છે, અને તે યાદીમાં તેમના પિતા, પતિ વગેરેનાં નામો પણ આપવામાં આવ્યાં છે. અને આ બધા નામવાળાને મીરજાફરે વિના-

---

૧૩ Malcolm's *Life of Clive*, vol. ii, p. 268.

૧૪ "The Nawab Jaffir Ali Khan, was of a temper extremely tyrannical and avaricious, at the same time very indolent, and the people about him being either abject slaves and flatterers, or else the base instruments of his vices; . . . numberless are the instances of men, of all degrees, whose blood he has spilt without the least assigned reason."—Holwell's Address to the proprietors of the East India Stock, p. 46.

કારણ મારી નાખ્યા એમ કહેવામા આ યુ છે પરતુ મીરજાફરના મૃત્યુ પછી ૧ ઓક્ટોબર ૧૭૬૫ ને દિવસે ક્લાઈવ અને તેના સાથીઓએ કપનીના ડાયરેક્ટરો ઉપર એક બીજો કાગળ લખ્યો આ કાગળમા લખ્યુ છે —

"x x x આપને જણાવવાની અમારી ફરજ છે કે, મી હોલ વેલે x x x જે ભયકર ખૂનો કરાવવાનો આરોપ મીરજાફર ઉપર મૂક્યો છે, તે એ નરેશના ઉમદા ચારિત્ર્ય ઉપરનુ અન્યાયભરેલુ કલક છે. એ આરોપોમા બિલકુલ સત્ય નથી (હોલવેલના એ પત્રમા) જે શ્રીપુરુષોની નામાવલિ આપવામા આવી છે, અને મીરજાફરે જેમને મરાવી નાખ્યા એમ કહેવામા આ યુ છે, તેમાના બે જણા સિવાય બધા હજી જીવતા છે. x x x"[૧૫]

સિરાજુદ્દૌલાના સબધમા તથા મીરજાફરના સબધમા કોણ જાણે આવી કેટલીયે ખોટેખોટી બિનાઓ હશે જે ઇતિહાસમા સત્ય તરીકે ચાલી આવતી હશે, તે પ્રભુ જાણે !

મીરજાફરને મસનદ ઉપરથી ઉતારીને કલકત્તામા નજરકેદ રાખવામા આવ્યો દર માસના બે હજાર રૂપિયા તેના ખર્ચ માટે નક્કી કરવામા આવ્યા. કહેવાય છે કે આ પછી મીરજાફરે કરબના જવાની રજા માગી, અને ખર્ચ માટે માગણી કરી, પરતુ તેને કરબના જવાની રજા પણ ન મળી શકી

**અગ્રેજોને થયેલ લાભ**

હવે ફક્ત એટલુ જ જોવાનુ બાકી રહે છે કે મીરજાફરની સાથે કરેલા આ વિશ્વાસઘાતના બદલામા અગ્રેજોને શો લાભ થયો

સૌથી પ્રથમ બર્દવાન (વર્ધમાન), મિદનાપુર (મેદિનીપુર) અને

---

૧૫ " In Justice to the memory of the late Nawab Mir Jafir, we think it incumbent on us to acquaint you that the horrible massacres wherewith he is charged by Mr. Holwell, in his 'Address to the Proprietors of Last India Stock' (p 46), are cruel aspersions on the character of the prince, which have not the least foundation in truth The several persons there affirmed and who have been generally thought to have been murdered by his order, are all now living, except two, . . "—Letter addressed to the Hon'ble Court of the Directors by Clive and others 1st October 1765.

ચિત્તગોંગ (ચટ્ટગ્રામ) એ ત્રણ પ્રાંતો કંપનીને સોંપવામાં આવ્યા આ ત્રણે પ્રાંતોની કુલ આવક આખા બંગાળાની આવકના ત્રીજા ભાગ જેટલી હતી. આ ત્રણે પ્રાંતો માટે મુર્શિદાબાદના દરબારમાંથી કંપનીને જુદી જુદી સનદો આપવામાં આવી બર્દવાનની સનદમાં લખવામાં આવ્યું કે ત્યાંના જમીનદાર અને ખેડૂતો બંને પ્રથમની માફક જ કાયમ રહેશે, ફક્ત આજ સુધી સૂબેદારના અમલદારો સરકારી મહેસૂલ વસૂલ કરતા હતા અને મુર્શિદાબાદ મોકલતા હતા, તેને બદલે હવે કંપનીના નોકરો એ વસૂલ કરશે અને કલકત્તાની અંગ્રેજ તિજોરી ઉપર મોકલશે, અને આ પૈસાના ખર્ચથી કંપની સામ્રાજ્યની રક્ષા માટે અને જ્યારે જરૂર પડે ત્યારે સમ્રાટ અને સૂબેદારને મદદ કરવા માટે ૫૦૦ યુરોપિયન સવાર, ૨૦૦૦ યુરોપિયન પાયદળ અને ૮૦૦૦ હિંદી સિપાઈઓની સેના રાખશે આવી જ જાતની સનદો મિદનાપુર અને ચિત્તગોંગની પણ હતી

આ ઉપરાંત વાંસીટાર્ટ અને કૈલોએ કલકત્તાની કમિટિને લખ્યું કે આ ક્રાંતિથી —

> "જરૂર, કંપનીને ખૂબ ફાયદો થયો છે ××× પટનાની ફોજને આપવા માટે કર્નલ સાથે આમાંથી પૈસા મોકલી શકાશે, અને અમને એમ પણ આશા છે કે આ ઉપરાંત કલકત્તા મોકલવા માટે આપણને ત્રણથી ચાર લાખ રૂપિયા મળી જશે, જેના વડે કંપનીની ત્યાંની અને મદ્રાસની આ વખતની જરૂરિયાતો પૂરી પડશે "[૧૬]

**કંપનીની ટંકશાળ**

એક વાર સિરાજુદ્દૌલાએ કંપનીને પોતાની જુદી ટંકશાળ ખોલવાની રજા નહોતી આપી અને કેટલી શરતે રજા આપવી પડી પરંતુ તે છતાં સિરાજુદ્દૌલાના અમલ દરમિયાન કંપનીની ટંકશાળ બંગાળામાં સ્થિર થઈ

૧૬ "The advantages to the Company are great indeed A supply of the money will be sent with the Colonel for the payment of the troops at Patna, and we have even some hopes of obtaining three or four lacks besides to send down to Calcutta, to help out the Company in their present occasions there and at Madras . '—Vansittart and Caillaud in their letter to the Select Committee at Fort William dated 21st October, 1760

શકી નહોતી. ઇતિહાસલેખક ઓર્મ લખે છે કે પ્લાસીના યુદ્ધ પછી કલકત્તામાં કંપનીની ટંકશાળ સ્થપાઈ અને ઈ. સ. ૧૭૫૭ ની ૧૯મી ઑગસ્ટે કંપનીના નામના પહેલા સિક્કા પાડવામાં આવ્યા; તે છતાં પણ ત્રણ વરસ સુધી કંપનીને આ ટંકશાળથી લાભ થવાને બદલે નુકસાન થતું રહ્યું, કારણકે મુર્શિદાબાદના રૂપિયા આખા બંગાળામાં ચાલતા હોવાથી કંપનીના નામના સિક્કા કોઈ સ્વીકારતું નહોતું. હવે આ અડચણ દૂર કરવાનો અવસર કંપનીને મળ્યો. ૨૦ મી ઑક્ટોબરે ગાદીએ બેસતાં જ મીરકાસિમે એક ફરમાન કાઢ્યું, જેમાં મુર્શિદાબાદની ટંકશાળની સરકારી અશરફી અને રૂપિયાના તોલની જેટલા જ તોલની અશરફી અને રૂપિયા પાડવાની કંપનીને રજા આપવામાં આવી અને સાથોસાથ "એવું કડક ફરમાન કાઢ્યું કે કોઈ શરાફ અથવા વેપારીએ કલકત્તાના સિક્કા લેવાની ના ન પાડવી, તેમ જ કંપનીના સિક્કા ઉપર વટાવ ન માગવો."

નવાબ અને તેની પ્રજાને આ એક મોટો અન્યાય હતો. આથી સરકારી આવકનું એક મોટું સાધન ભાંગી પડ્યું, અને મુર્શિદાબાદની સરકારની આર્થિક તેમ જ રાજનૈતિક સ્થિતિને વધારે ધક્કો લાગ્યો. આ બધો લાભ તો કંપનીને થયો. આ ઉપરાંત મીરકાસિમ તરફથી વાંસીટાર્ટ તથા તેના સાથીઓને નજરાણા બદલ વીશ લાખ રૂપિયા મળ્યા એ તો વધારામાં–દાન ઉપર દક્ષિણા!

મીરજાફરની સાથે અંગ્રેજોએ કરેલા આ વિશ્વાસઘાતના સંબંધમાં અનેક અંગ્રેજ ઇતિહાસલેખકોએ બહુ કડક ટીકા કરી છે. દાખલા તરીકે ઇતિહાસલેખક ટોરેન્સ લખે છે:—

> "યુરોપિયનોને ભલું મનવવા માટે જે લેખકોએ એશિયાની અંદરનાં યુરોપિયનોનાં કરતૂકોને વ્હાઈટવૉશ કરવાની જોખમદારી પોતાને માથે લીધી છે તેઓ પણ આ અન્યાયને ક્ષમ્ય નથી ગણતા. મીરજાફર × × × અને કંપની વચ્ચે દોસ્તીના સોગંદ લેવાયા હતા અને એ દોસ્તી લોહીથી પાકી કરવામાં આવી હતી. જો ઈમાનદારીની ઉપરછલી શરમ પણ રાખવાની કોઈ અશરાફ આદમી માટે જરૂર હોય, તો આ મામલામાં કંપની તથા તેના ગવર્નરે શરમ રાખવાની જરૂર હતી. પરંતુ આટલું છતાં પણ અકિંચન મળેલા એ બે લાખ પાઉંડના બદલામાં (વીશ લાખ રૂપિયાના બદલામાં) અને કંપનીને

જે ત્રણ પ્રાંતો મળ્યા તેના બદલામાં આ લોકોએ એક એવા સહાયક અને મિત્રને દગો દીધો કે જે કંપની ઉપર હદ કરતાં જાદે વિશ્વાસ રાખતો હતો."[૧૭]

---

૧૭ "The iniquity of this transaction finds few apologists even among those who have taken upon themselves to dress and to enamel Oriental deeds for European view. The treaty with Mir Jaffir still subsisted, . . . He was the sworn and bloodknit ally of the Company, and if ever men were bound by decency to maintain at least the forms of good faith, the Governor and Council of Calcutta were so bound. Yet being so, for the sum of £s 200,000 to them privately paid, and for the cession of three rich and populous provinces, they sold their too confiding friend and ally." —*Empire in Asia* by W. M. Torrens M.P. p 12.

# પ્રકરણ ચોથું

## મીરકાસિમ

**બંગાળાની હાલત**

મુર્શિદાબાદનો દરબાર અને બંગાળાની દશા બગડેલી તો હતી જ; તેમાં પણ જ્યારથી મસનદ ઉપર મીરકાસિમ આવ્યો ત્યારથી વધારે દુર્દશા થતી ગઈ. સૌથી પ્રથમ મીરકાસિમે જોયું કે રાજ્યની આર્થિક અવસ્થા અત્યંત ખરાબ થઈ ગયેલી હતી, સરકારી મહેસૂલ બરાબર વસૂલ થઈ શકતું નહોતું, ખજાનો લગભગ ખાલી થઈ ગયો હતો, વાર્ષિક આવક કરતાં ખરચ વધી ગયો હતો, અને લશ્કરના ઘણા મહિનાના પગારો ચડી ગયા હતા. હવે મીરજાફરની જેમ જ મીરકાસિમને પણ લાગ્યું કે અંગ્રેજોને જેટલા પૈસા આપવાનો કરાર કર્યો હતો એ બધી મોટી રકમો આપવાનું કામ સહેલું નથી. આ બધા કરારો તથા બીજી અંગ્રેજોની અનેક નવી માગણીઓને પહોંચી વળવા માટે મીરકાસિમે અંગ્રેજ સિપાઈઓ મારફત જ પોતાના જમીનદારો તથા પ્રજાના બીજા માણસોને બોલાવવાનું અને તેમની પાસેથી જબરદસ્તીથી પૈસા પડાવવાનું શરૂ કરી દીધું. આમ કરવા છતાં પણ જ્યારે પૂરતા પૈસા પેદા ન થયા ત્યારે તેણે જગતશેઠ પાસેથી કરજે પૈસા લીધા. અને આખરે તો અંગ્રેજોને પૂરા પૈસા આપવા માટે પોતાના રાજ્યનું ઝવેરાત વેચીને અને મહેલના સોનાચાંદીના વાસણોને ગાળીને તેના પણ સિક્કા પાડવા પડ્યા!

**કંપનીના ખોટા સિક્કા**

કલકત્તામાં કંપનીની ટંકશાળ નખાઈ ગઈ હતી. છતાં મીરકાસિમની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરીને પણ પ્રજાએ વટાવ વગર કલકત્તાની ટંકશાળના સિક્કા સ્વીકારવાની ના પાડી. આથી અંગ્રેજોએ મીરકાસિમને વિનતિ કરી કે જે સિક્કા અમે કલકત્તામાં પાડીએ તેના ઉપર મુર્શિદાબાદનું નામ અને મુર્શિદાબાદના જ સિક્કાઓની છાપ પાડવાની રજા આપવામાં આવે. મીર-

કાસિમે આ કપટી કામની રજા ન આપી. પરંતુ અંગ્રેજોને સંતુષ્ટ રાખવા તેણે જે જે લોકો કે જમીનદારો કે વેપારીઓ કલકત્તાની ટંકશાળના સિક્કા લેવાનો ઇનકાર કરતા હતા કે વટાવ માગતા હતા તેમને બોલાવી બોલાવીને શિક્ષા ફરમાવવાનું શરૂ કર્યું. આ સખતાઈથી અનેક જમીનદારો મીરકાસિમ ઉપર નારાજ થઈ ગયા; અને આ અસંતોષ એટલો બધો વધી પડ્યો કે કોઈ કોઈ જગાએ બળવાની તૈયારીઓ પણ થવા લાગી.

**વર્ધમાનમાં કંપનીના અત્યાચારો**

કંપનીનું દેવું ચૂકાવી આપવા માટે કેટલાક વરસ અગાઉ મીરજાફરે વર્ધમાન (બર્દવાન) પ્રગણાની જમીનમહેસૂલ ઉઘરાવવાનો અધિકાર કંપનીને આપી દીધો હતો. આ સમયથી જ બર્દવાન પ્રગણું અંગ્રેજોના અધિકાર નીચે આવ્યું હતું. તેનો વહીવટ અંગ્રેજો કરતા હતા. આ પ્રગણામાં કંપનીના સિપાઈઓએ (જેમાંનો મોટો ભાગ મદ્રાસના દેશી સિપાઈઓનો હતો.) ખૂબ લૂંટફાટ મચાવી હતી. સિપાઈઓના આ અત્યાચારોના સંબંધમાં બર્દવાન પ્રગણાના રાજા તિલકચંદે ઈ. સ. ૧૭૬૦ ના સપ્ટેમ્બરમાં અંગ્રેજ કમિટિને લખ્યું:—

"અનેક તિલંગી સિપાઈઓએ મંડલઘાટ, માનકર, જહાનાબાદ, ચિતવર, બરસાત, બલુગુરી અને ચોમહન પ્રગણાંમાં તથા બીજાં અનેક સ્થાનોમાં ઘૂસીને ત્યાંના લોકોને લૂંટી લીધા છે, અને તેમના ઉપર એવા એવા જુલમો ગુજાર્યા છે કે જેને પરિણામે અનેકના જાન પણ ગયા છે. આ જુલમોથી ત્રાસીને ત્યાંના લોકો ભાગી ગયા છે, અને એ ગામોમાં લગભગ બેથી ત્રણ લાખ રૂપિયાનું નુકસાન થયું છે." [1]

છતાં પણ આ સિપાઈઓની લૂંટફાટ તો ચાલુ જ રહી, અને અંતે થોડા સમય પછી રાજા તિલકચંદને પાછું લાચાર થઈને લખવું પડ્યું:—

"મદ્રાસીઓના વર્તનથી પ્રજા અત્યંત દુઃખી થઈ રહી છે અને રૈયત અંતે લાચાર થઈને ઘરબાર પડતાં મૂકીને ભાગી જાય છે."[1]

પરંતુ કંપનીએ આ બધી ફરિયાદો ઉપર જરાય ધ્યાન ન આપ્યું. લખવામાં આવ્યું છે કે બર્દવાનમાં ઘણાં પ્રગણાં આ વખતે વેરાન બની ગયાં હતાં.

હવે મીરકાસિમે આ બધા ઇલાકા કાયમને માટે કંપનીને સોંપી દીધા

1. Long's *Records* p. 236.

અને ત્યાંના જમીનદારોને અંગ્રેજોને આધીન કરી દીધા. જ્યારે આ નવો પરવાનો રાજા તિલકચંદની પાસે પહોંચ્યો ત્યારે સ્વાભાવિક રીતે જ તેને દુઃખ થયુ. તેણે ગવર્નર વાન્સીટાર્ટને પોતાની જમીનદારીની દુર્દશાના ખબર આપ્યા, અને પોતાની મહેસૂલનો બધો હિસાબ મોકલી દીધો.

**વર્ધમાન અને વીરભૂમ ઉપર કંપનીનો અધિકાર**

વાંસીટાર્ટે તેને કોઈ જાતની મદદ ન આપી અને કંપનીના સિપાઈઓના અત્યાચાર પણ બંધ ન પડ્યા. તિલકચંદને હવે કોઈ આરો ન રહ્યો. આખરે તેણે વીરભૂમના રાજાની સાથે મળી અંગ્રેજો તથા મીરકાસિમની સામે લડવા માટે સેના એકઠી કરવાનું શરૂ કર્યું આથી કલકત્તાની કાઉન્સિલે બર્દવાન અને મિદનાપુર કબજે કરવાના આશયથી કેપ્ટન વ્હાઇટની સરદારી નીચે એક લશ્કર બર્દવાન મોકલ્યુ. રાજા તિલકચંદના એક કાગળ ઉપરથી સમજાય છે કે આ સેનાએ પણ રસ્તામાં અસહાય નિર્દોષ ગામડિયાઓ ઉપર અનેક જાતના જુલમો કર્યા, ખૂબ લૂટ્યા અને ખૂબ લોહી રેડ્યું.

ઈ સ ૧૭૬૦ ના ડિસેમ્બરની ૨૮ મી તારીખે કેપ્ટન વ્હાઇટની સેના અને બર્દવાનના રાજાની સેના વચ્ચે લડાઈ થઈ, જેમા રાજાનુ લશ્કર હાર્યુ. અંગ્રેજી સેનાના એક ભાગને વીરભૂમની રાજધાની નાગોર કબજે કરવા માટે મોકલી દેવામા આવ્યો. ત્યાનો રાજા રાજધાની છોડીને પહાડોમાં નાસી ગયો અને કંપનીએ બર્દવાન અને નાગોર બંને કબજે કરી લીધા.

વારંવાર થતા પરિવર્તનને કારણે બંગાળાના શાસનની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી બંગાળામા કંપનીનો વેપારની બાબતનો જોરજુલમ ઝપાટાબંધ વધતો જતો હતો. મીરકાસિમની સહાયતા માટે અને પ્રજા-જનનું રક્ષણ કરવાને બહાને લગભગ ૪૦ હજાર જેટલી જે નવી સેના કંપનીએ જમાવી હતી, અને જે સેનાના ખર્ચ પેટે મીરકાસિમ પાસેથી ત્રણ મોટા મોટા જિલ્લા પડાવવામા આવ્યા હતા, તે જ રક્ષણ માટે રાખેલી સેના હવે તે જ પ્રજાના ઉપર જોરજુલમ કરવાના કામમા વાપરવામા આવતી હતી.

**જકાતમાફી અને દુરુપયોગ**

પ્રાચીન ભારતીય રાજ્યોને પોતાની આવકની મોટી આબત વેપારી માલ ઉપરની જકાત હતી ખાસ કરીને મુગલ સમ્રાટોના સમયમાં ઈરાન, અફઘાનિસ્તાન, મિસર, ઇટાલી, સ્પેન, પોર્તુગાલ, ઇંગ્લાંડ, બ્રહ્મદેશ, ચીન, જાપાન વગેરે બહારના મુલકોની સાથેનો વેપાર, તેમ જ ખુદ ભારતની અંદર

અંદરનો જ વેપાર ખૂબ વધી પડ્યો હતો. આ બધા વેપારીઓને એક સ્થાનેથી બીજે સ્થાને માલ લઈ જતાં સરકારી જકાત ભરવી પડતી હતી. ફક્ત મુગલ સમ્રાટે ખુશ થઈને ઇસ્ટ ઇંડિયા કંપનીની જ આ જકાત માફ કરી હતી. આ માફીનો અર્થ એ હતો કે કંપની જે માલ વિલાયતથી લાવીને ભારતમાં વેચવા માગે, અથવા તો અહીંથી જે માલ ખરીદીને વિલાયત લઈ જવા માગે તેના ઉપરની જકાત ન લેવાય. કંપનીના નોકરો કે બીજા કોઈ અંગ્રેજો જે પોતાનો ખાનગી વેપાર ચલાવે, તો તેમના માલની જકાતમાફીનો નિર્દેશ શાહી ફરમાનમાં નહોતો, ફક્ત કંપનીના માલની જકાત જ માફ કરવામાં આવી હતી. અને તેમાંય કંપનીને દેશની અંદરના સાધારણ વેપારમાં વગર જકાતે ભાગ લેવાનો અધિકાર નહોતો એટલું જ નહિ, પરંતુ પાછલા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તે મુજબ મીઠું, સોપારી, તમાકુ, ઇમારતી લાકડું, સૂકી માછલી, વગેરે ઘણી ચીજોનો વેપાર કરવાની જ બંધી કોઈ પણ યુરોપનિવાસીઓને માટે પ્રથમથી કરવામાં આવી હતી.

સૌથી પ્રથમ મીરજાફરના વખતમાં અંગ્રેજોએ જબરદસ્તીથી આ નિયમ તોડ્યો અને મીઠું વગેરેનો વેપાર કરવાનું શરૂ કરી દીધું. આ હકીકત અગાઉ આવી ગઈ છે. મીરજાફરે બહુ ફરિયાદો કરી, ધમપછાડા માર્યા પરંતુ તેનું કંઈ ન ચાલ્યું. અંગ્રેજોનું આ બધું વર્તન શાહી ફરમાનથી વિરુદ્ધનું હતું.

હવે મીરકાસિમને નવાબ બનાવ્યા પછી કંપનીના નોકરો તથા બીજા અંગ્રેજો કંપનીનો પાસ (દસ્તક) લઈને કોઈ પણ જાતની વ્યાજબી જકાત ભર્યા વગર જ આખા બંગાળામાં વેપાર કરવા લાગ્યા; અને જો કોઈ નવાબનો નોકર આ બાબતનો વિરોધ કરતો કે જકાત માગતો તો કંપનીના નવા સિપાઈઓ મારફત તેને સીધો કરવામાં આવતો. ઇતિહાસલેખક મિલ લખે છે:—

> "આ રીતે કંપનીના નોકરોનો માલ વગર જકાતે એક જગાએથી બીજી જગાએ જતો આવતો, જ્યારે આ જ દેશના વેપારીઓને પોતાના માલ ઉપર ખૂબ જકાત આપવી પડતી. પરિણામ એ આવ્યું કે દેશનો બધો વેપાર ઝપાટાબંધ કંપનીના અંગ્રેજ નોકરોના હાથમાં આવવા લાગ્યો, અને રાજ્યની આવક એકદમ ઘટવા લાગી. જો જકાત વસૂલ કરનારો કોઈ સરકારી નોકર કંપનીના આ દસ્તકના દુરુપયોગનો વિરોધ કરતો અને માલ અટકાવતો, તો એને તરત જ હાથકડી પહેરાવીને પાસેની અંગ્રેજી કોઠીમાં પહોંચાડવા માટે

લશ્કરની એક ટુકડી મોકલવામાં આવતી."[૨]

**વેપાર સંબંધી અત્યાચાર**

અંગ્રેજોના આ વ્યક્તિગત વેપારની સાથે જ જે જોરજુલમ અને અત્યાચારો ગુજારવામાં આવતા હતા તેની સાક્ષી તો અનેક અંગ્રેજ લેખકોના વર્ણન ઉપરથી જ મળી રહે છે. જ્યાં જ્યાં કોઈ એકાદ અંગ્રેજ બેઠો બેઠો આ જાતનો વેપાર ચલાવતો, ત્યાં ત્યાં અંગ્રેજી વાવટો તેમ જ કંપનીના કેટલાક સિપાઈઓ હાજર જ રહેતા. વોરન હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૭૬૨ ના એપ્રિલની ૨૫ મીના એક કાગળમાં લખે છેઃ—

"જ્યાં જ્યાં હું ગયો છું ત્યાં ત્યાં અંગ્રેજી વાવટા ફરકતા જોઈને વિસ્મિત થયો છું. × × × ભલે ગમે તે અધિકારની રૂએ આમ થયું હોય, પરંતુ ઠેરઠેર આ વાવટાઓની હાજરીથી નવાબની આવક, દેશની શાંતિ અને આપણી આબરૂ ત્રણેમાંથી એકેને લાભ નથી થતો. × × × રસ્તામાં મારી પાસે આપણા સિપાઈઓના વર્તન વિરુદ્ધ અનેક ફરિયાદો આવી છે. અમે કોઈ જગાએ પહોંચતા કે તરત જ તે ગામ અને ધર્મશાળાઓ છોડીછોડીને લોકો નાસી જતા અને દુકાનો બંધ કરી દેતા હતા. કારણકે આપણા સિપાઈઓની જેવું જ અમે પણ વર્તન ચલાવશું એવો તેમને ડર હતો."[૩]

---

૨ "The Company's servants, whose goods were thus conveyed entirely free from duty, while those of all other merchants were heavily burdened, were rapidly getting into their own hands the whole trade of the country, and thus drying up one of the sources of the public revenue. When the Collectors of these tolls, or transit duties, questioned the power of Dustuck, and stopped the goods, it was customary to send a party of Sepoys to seize the offender and carry him prisoner to the nearest factory."—Mill's *History of India*, vol. iii, pp. 229, 230.

૩ "I have been surprised to meet with several English flags flying in places which I have passed; . . . By whatever title they have been assumed, I am sure their frequency can bode no good to the Nawab's revenues, the quiet of the country, or the honor of our nation . . . Many complaints

વેરેલ્સ્ટ નામનો અંગ્રેજ આ બાબતમાં એક નવી વાત આપણને બતાવે છે. તે લખે છે —

"એ વખતે અનેક હિંદી વેપારીઓ પોતાને લાભ અને સગવડ મળે એટલા માટે કંપનીના કોઈ જુવાન કારકુનને પૈસા આપીને તેનુ નામ ખરીદી લેતા અને તે નામના દસ્તકને આધારે લોકોને હેરાન કરતા તેમ જ તેમને અન્યાય કરતા આ રીતના વેપારમાં એટલી બધી આવક થવા લાગી કે કેટલાક નવજુવાન (અંગ્રેજ) કારકુનો ૧૫થી ૨૦ હજાર રૂપિયા દર વર્ષે ખરચી શકતા હતા, ઊંચામાં ઊંચા કપડાં પહેરી શકતા હતા અને હમેશ સારામાં સારો ખોરાક ખાઈ શકતા હતા" વળી આગળ ચાલતા તે લખે છે —"વગર જકાતે વેપાર ચલાવવામાં આવતો હતો અને એ વેપારને ટકાવી રાખવા અનંત અન્યાય કરવામાં આવતો હતો × × × આથી જ મીરકાસિમની સાથે લડાઈ થઈ"[૪]

ઈ સ ૧૭૬૪ના ૮મી ફેબ્રુઆરીના એક કાગળમાં કંપનીના ડાયરેક્ટરોએ પણ કબૂલ કર્યું છે કે કંપનીના નોકર, ગુમાસ્તા અને એજન્ટોનો અને બીજાઓનો આ ખાનગી વ્યક્તિગત વેપાર ગેરકાયદેસર છે, 'દસ્તકનો

against them (Sepoys) were made me on the road, and most of the petty towns and serais were deserted at our approach and the shops shut up from the apprehensions of the same treatment from us "—Warren Hastings in a letter to the *President*, dated Bhagalpur 25th April, 1762

૪ " At this time many black merchants found it expedient to purchase the name of any young writer, in the Company's Service, by loans of money, and under this sanction harassed and oppressed the natives So plentiful a supply was derived from this source that many young writers were enabled to spend £s 1,500 and £s 2,000 per annum, were clothed in fine linen, and fared sumptuously everyday "

* * *

" A trade was carried on without payment of duties, in the prosecution of which infinite oppressions were committed . . This was the immediate cause of the war with Mir Casim " —Verelst's *View of Bengal*, pp 8 and 16

લજ્જાજનક દુરુપયોગ' છે, 'દરેક રીતે અન્યાયી' છે અને નવાબ તથા તેની 'કુદરતી પ્રજાની' સામેનો 'બેવડો અન્યાય' છે. પરંતુ ડાયરેક્ટરોના આ કાગળ પછી પણ અન્યાયમાં કોઈ જાતનો ઘટાડો ન થયો.

નવાબના જ પૈસે રાખેલા સિપાઈઓને હાથે નવાબની જ પ્રજા ઉપર જે જે જાતના અત્યાચાર ગુજારવામાં આવતા હતા તેનું કંઈક અનુમાન બાકરગંજના અધિકારીએ ઈ. સ. ૧૭૬૨ ના માર્ચની ૨૫ મીએ મીરકાસિમ ઉપર લખેલા નીચેના પત્ર ઉપરથી થઈ શકશે. તે લખે છેઃ—

"× × × આ જગા પ્રથમ મોટું વેપારનું મથક હતું. પરંતુ નીચે લખેલી હકીકતોને લીધે હવે એ વેપાર ભાંગી પડ્યો છે. એક અંગ્રેજ પોતાના કોઈ ગુમાસ્તાને માલ ખરીદવા કે વેચવા મોકલે છે. આ ગુમાસ્તો અહીં આવતાં વાર જ એ વાત નક્કી કરી લે છે કે અહીંના કોઈ પણ વેપારીને માલ વેચવાનો કે કોઈની પાસેથી જબરદસ્તીથી માલ ખરીદવાનો મને સંપૂર્ણ અધિકાર છે. કદાચ આ માણસમાં વેચવાનું કે ખરીદવાનું સામર્થ્ય ન હોય તો તરત જ કાં તો તેને કોરડાનો માર મારવામાં આવે છે કે કેદ કરી લેવામાં આવે છે. જો આ રીતે એ માણસ (કંપની કહે તેમ કરવા) તત્પર થાય તોપણ એટલું પૂરતું નથી થતુ. એક બીજી પણ જબરદસ્તી કરવામાં આવે છે કે આ લોકો અનેક વસ્તુઓના વેપારનો ઇજારો પોતે લઈ લે છે. એટલે કે જે જે વસ્તુઓનો વેપાર અંગ્રેજો કરે છે તે વસ્તુઓનો બીજા કોઈને વેપાર કરવા દેવામા આવતો નથી, તેમ બીજા પાસેથી કોઈને ખરીદવા દેવામા પણ આવતી નથી, × × × અને પછી અગ્રેજો માને છે કે અમે ઓછામાં ઓછું એટલું તો કરી શકીએ છીએ કે, બીજો કોઈ વેપારી જે ભાવે કોઈ ચીજ ખરીદે છે તેની પાસેથી અમે ઓછા પૈસા આપીને ચીજ ખરીદી શકીએ છીએ. ઘણી વાર તો આ લોકો પૈસા આપવાની જ ના પાડે છે અને જો હું વચ્ચે પડું છું તો તરત જ મારા વિરુદ્ધ ફરિયાદ કરે છે."[૫]

**વેપારને નામે લૂંટ**

૧૮ મી સદીના ઉત્તરાર્ધમાં બંગાળામાં આ જે જબરદસ્ત અને વ્યાપક અત્યાચાર ચાલી રહ્યો હતો, તેના સંબંધમાં ઈંગ્લાંડના પ્રસિદ્ધ રાજ-

૫ Vansittart's Narrative. vol. ii, p. 112.

નીતિજ્ઞ અને વક્તા એડમન્ડ બર્કના શબ્દો અમે ટાંકીએ છીએ. બર્કે અંગ્રેજ પાર્લામેન્ટની સમક્ષ કહ્યું હતું કે:—

"જે વેપાર દુનિયાના બધા દેશોને ધનવાન બનાવે છે એ જ વેપાર આજે બંગાળાનું સત્યાનાશ વાળી રહ્યો છે. જ્યારે કંપનીને આ દેશમાં કોઈ જાતની રાજસત્તા પ્રાપ્ત થઈ નહોતી, ત્યારે તેને પોતાના દસ્તક કે પરવાનાને અંગે ઘણા અધિકાર મળ્યા હતા. તેનો માલ વગર જકાતે દેશ આખામાં આવજા કરતો. (ધીરે ધીરે) કંપનીના નોકરો પોતાના વ્યક્તિગત ખાનગી વેપારમાં આ પાસ-દસ્તકનો ઉપયોગ કરવા લાગ્યા. જ્યાં સુધી આ પ્રમાણે બહુ ઓછું ઓછું ચાલતું ત્યાં સુધી તો દેશની સરકારે ચાલવા દીધું; પણ જ્યારે બધા લોકો આ જાતનો વેપાર કરવા લાગ્યા ત્યારે તો તેને વેપારનું નામ આપવાને બદલે લૂંટનું જ નામ આપવું યોગ્ય ગણાય.

"આ વેપારીઓ દરેક જગાએ પહોંચી જતા, પોતાની મરજી પડે એ ભાવે માલ વેચતા અને પોતાની મરજી પડે એ ભાવે જ સામા માણસ પાસેથી જબરદસ્તીથી માલ ખરીદતા. એમ જ જાણે લાગતું કે વેપારને બહાને એક મોટી ફોજ જ લોકોને લૂંટવા નીકળી પડી હોય! દેશી અદાલતોમાં લોકો રક્ષણ મેળવવાની આશા રાખતા હતા, પરંતુ વ્યર્થ! અંગ્રેજ વેપારીઓની આ સેના પોતાની કૂચના માર્ગમાં તાતાર લૂંટારા કરતાં પણ વધી જાય એવી લૂંટફાટ અને બરબાદી કરતી હતી. × × × આ રીતે બેવડા અન્યાયથી આ દેશ રહેંસાઈ રહ્યો હતો." [૧]

---

૧ "Commerce, which enriches every other country in the world, was bringing Bengal to total ruin. The Company, in former times, when it had no sovereignty or power in the country, had large privileges under their Dustuck or permit; their goods passed without paying duties through the country. The servants of the Company made use of this dustuck for their own private trade, which, while it was used with moderation, the native Government winked at in some degree; but when it got wholly into private hands, it was more like robbery than trade. These traders appeared every where; they sold

તે દિવસોમાં બંગાળામાં કોનું શાસન ચાલતું હતું તે જ સમજાતું નથી. ખરી રીતે મુગલ સમ્રાટનું શાસન પણ નહોતું, તેમ જ મુર્શિદાબાદના નવાબનું પણ શાસન નહોતું; પણ વિદેશીઓની કપટનીતિ, અરાજકતા અને દેશના દુર્ભાગ્યનું શાસન હતું. અને આ બધું પરિણામ હતું ભારતવાસીઓના લજ્જાસ્પદ વિશ્વાસઘાતનું. ઉપર કહેવાઈ ગયું છે તેમ જે લશ્કર મારફત આખા બંગાળામાં આ ભયંકર નાદીરશાહી ચાલતી હતી તે લશ્કરનો પગાર બર્દ્વાન, મિદનાપુર અને ચિત્તેગોંગની મહેસૂલમાંથી અપાતો હતો. ખરી વાત તો એ છે કે આને નાદીરશાહીનું નામ આપવું એ નાદીરશાહને અન્યાય કરવા જેવું છે. નાદીરશાહ જોકે બીજા મુલકમાં જઈને પોતાના સિપાઈઓને ઘડીભર માટે કત્લેઆમ ચલાવવાનો હુકમ આપી શકતો હતો, પરંતુ પોતાના એક જ શબ્દ માત્રથી શાંતિ પણ સ્થાપી શકતો હતો, અને ક્ષમા અને ઉદારતાની શક્તિ પણ તેનામાં અપાર હતી. વાસ્તવિક રીતે અઢારમી સદીના ઉત્તરાર્ધમાં બંગાળાની અંદર અંગ્રેજોએ જે અત્યાચારો ગુજાર્યા છે, તેવા અત્યાચારો દુનિયા આખીના ઇતિહાસને પાને જડવા મુશ્કેલ છે.

**મીરકાસિમની ફરિયાદો**

બંગાળા તથા બિહારમાં બધે આ વખતે કંપનીની કોઠીઓ ફેલાઈ ગઈ હતી. મીઠાથી માંડીને ઇમારતી લાકડા સુધીનો લગભગ બધો વેપાર અંગ્રેજોના હાથમાં આવી ગયો હતો. ખેડૂતોના માલ ઊભા હોય ત્યાં જ કંપનીના અંગ્રેજ નોકરો મરજી પડે એ ભાવે એ ખરીદી લેતા હતા. દેશના હજારો અને લાખો વેપારીઓની રોજી તૂટી ગઈ હતી, અને ખેડૂતોની દુર્દશા તો એથી પણ વધારે કરુણાજનક હતી. નવાબના નોકરોને કંપનીના ગુમાસ્તા અને એજન્ટોની સાથે દરરોજ ઠેરઠેર તકરારો થતી. કંપનીના

---

at their own prices, and forced the people to sell to them at their own prices also. It appeared more like an army going to pillage the people, under pretence of commerce, than anything else. In vain the people claimed the protection of their own Country Courts. This English army of traders, in their march, ravaged worse than a Tartarian Conqueror. . . . Thus this miserable country was torn to pieces by the horrible rapaciousness of a double tyranny."—Burke in his impeachment of Warren Hastings.

ગુમાસ્તા અનેક સાગીરજૂદી ફરિયાદો દરરોજ કલકત્તા મોકલ્યા કરતા અને ત્યાંથી પેલા ફોજી સિપાઈઓને નવાબના અમલદારોને તથા સ્વાભિમાની પ્રજાને સીધા દોર કરવા માટે ઠેકઠેકાણે મોકલવામા આવતા આખા બંગાળામા નવાબની જનાત વસૂલ કરવાની જેટલી ચોકીઓ હતી, ત્યા એક પાઈ પણ ભરાની નહોતી આ બધી વસ્તુઓની ફરિયાદો અત્યત કરુણાજનક શબ્દોમા મીરકાસિમે ગવર્નર વાસીટાર્ટને કરી પણ આ બધાનું બયાન આગળ ઉપર કરવામા આવશે

**રાજા નદકુમારનો દેશપ્રેમ**

આ બધા અપમાનોમાથી બંગાળાનુ રક્ષણ કરવાનો અને દેશને ભવિષ્યમા આવનારી આપત્તિઓમાથી બચાવવાનો એક જ રસ્તો હતો દેશમા આ વખતે એવી એક જ શક્તિ હતી, જેના વાવટા નીચે બાકીની બધી શક્તિઓ એકત્ર થઈ શકે તે શક્તિ એ દિલ્હીના મુગલ સમ્રાટની જે કઈ થોડીઘણી શક્તિ બચી હતી એ હતી ઉપાય ફક્ત એટલો જ હતો કે દિલ્હીના બાદશાહના વાવટા નીચે આખા દેશની બધી હિંદુ તથા મુસલમાન પ્રજાને એક કરવામા આવે, અને આ એકત્રિત પ્રયત્નો મારફત વિદેશીઓને બંગાળા તેમ જ ભારતવર્ષમાથી હાકી મૂકવામા આવે

અને આશ્ચર્યની વાત તો એ છે કે, જેણે ઈ સ ૧૭૫૭ મા અમીચદના પૈસના લોભમા ફસાઈ પોતાના સ્વામી સિરાજુદ્દૌલા, ભારતીય પ્રજા તથા ફ્રેચ લોકોની સાથે વિશ્વાસઘાત કર્યો હતો, તે રાજા નદકુમારને આ ઉપાય સૂઝ્યો પોતાનો દેશ અગ્રેજોના હાથમા વેચાતો જોઈને તેમ જ પ્રજા ઉપર થતા તેમના જુલમો જોઈને હવે પોતાની ભૂલનો તેને પસ્તાવો થયો હોય એમ લાગે છે રાજા નદકુમારે તનતોડ પ્રયત્નો શરૂ કર્યા બાદશાહ શાહઆલમ હજી પણ બિહારમા જ હતો તેણે બાદશાહ તથા મરાઠા સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો, તેના પ્રયત્નોને પરિણામે મીરકાસિમ તથા અગ્રેજોની વિરુદ્ધ બાદશાહ તરફથી બંગાળા ઉપર હુમલો કરવાનુ મરાઠાઓએ કબૂલ કર્યું બર્દવાન, વીરભૂમ તથા બીજી અનેક જગાના જમીનદારો આ કામ માટે બાદશાહના વાવટા નીચે એક પછી એક આવવા લાગ્યા

આ બધા પ્રયત્નો ચાલુ હતા એટલામા એક એવી ઘટના બની ગઈ કે જેની અસર ભારતવર્ષમા બ્રિટિશ રાજ્યની સ્થાપના ઉપર ભારે જબરી થઈ પરતુ આ ઘટનાના મહત્ત્વપૂર્ણ પ્રભાવ ઉપર ભારતીય ઇતિહાસલેખકોએ હજી સુધી બરાબર ધ્યાન નથી આપ્યુ આ ઘટના તે ઈ સ. ૧૭૬૧ ના

**જાનેવારીની ૬ ઠ્ઠીએ થયેલ પાણીપતનું ત્રીજું યુદ્ધ**

**મુગલ સામ્રાજ્યની નિર્બળતા**

ભારતનું રાજશાસન આ સમયે બહુ જ ખરાબ હાલતમાં હતું. ઔરંગઝેબની સંકુચિત રાજનીતિ અને તેનો અવિશ્વાસુ સ્વભાવ, તેમ જ તેની પછીના બાદશાહોની વિલાસપ્રિયતા અને અયોગ્યતાને લીધે મુગલ સામ્રાજ્ય ખોખરું બની ગયું હતું. અયોધ્યાનો નવાબ અને દક્ષિણનો સૂબેદાર નિઝામ સિવાયના બીજા અનેક નાના મોટા રાજાઓ પોતપોતાના પ્રાંતોના સ્વતંત્ર શાસકો બની બેઠા હતા. બંગાળા હજી સુધી ખાલી નામનો જ દિલ્હીને આધીન હતો, પરંતુ કેટલાં વર્ષોથી બંગાળામાંથી મોકલાતી ખંડણી બંધ થઈ ગઈ હતી અને એ જ કારણથી શાહઆલમ બીજાને બિહાર ઉપર ચડાઈ કરવી પડી હતી. ખુદ રાજધાની દિલ્હીની પાસે જ ભરતપુરનો જાટ રાજા અને રામપુરનો રોહિલા નવાબ બન્ને પોતપોતાનું સ્વતંત્ર રાજ્ય ચલાવવા લાગ્યા હતા. મરાઠાની શક્તિ દિવસે દિવસે વધતી જતી હતી. દિલ્હીનો સમ્રાટ હજી સુધી ભારતનો સમ્રાટ કહેવાતો, પરંતુ નામનો જ. પશ્ચિમમાં સિંધ અને પંજાબના પ્રાંતો અફઘાનિસ્તાનના રાજા અહમદશાહ અબદાલીને તાબે થઈ ચૂક્યા હતા અને પૂર્વમાં બંગાળા તથા બિહાર પ્રાંતોમાં અંગ્રેજોની કારભાર સફળતાપૂર્વક પથરાયે જતી હતી.

ખરી રીતે આ વખતે ભારતના સ્વામિત્વ માટે અફઘાન, મરાઠા અને અંગ્રેજો એ ત્રિપુટી વચ્ચે સંગ્રામ ચાલુ હતો, જેમાં અફઘાન અને મરાઠાઓ પોતાના યુદ્ધબળ ઉપર અને અંગ્રેજો પોતાની રાજનીતિના બળ ઉપર આધાર રાખતા હતા. આવે વખતે દેશને આ વિપત્તિમાંથી બચાવવાનો એક જ ઉપાય હતો. તે ઉપાય રાવ નંદકુમારને સૂઝ્યો હતો અને દિલ્હી તથા પૂનાના કેટલા રાજનીતિજ્ઞ પુરુષો પણ નંદકુમારના વિચાર સાથે સહાનુભૂતિ ધરાવતા હતા.

**મરાઠાઓનું નેતૃત્વ**

બાદશાહ બીજા આલમગીરના સમયમાં વજીર ગાજીઉદ્દીને બાદશાહને મદદ કરવા માટે મરાઠાને દિલ્હી બોલાવ્યા. તે વખતના પેશવાએ પોતાના ભાઈ રઘુનાથરાવને (રાઘોબા) બાદશાહની આજ્ઞાનું પાલન કરવા માટે મોટી સેના સહિત દિલ્હી મોકલ્યો. બાદશાહ તથા પેશવા વચ્ચે પ્રેમ બંધાયો, રાઘોબાએ દિલ્હીથી આગળ વધીને અહમદશાહ અબદાલીના નાયબના હાથમાંથી પંજાબ પ્રાંત જીતી લીધો અને એક મરાઠા સરદારને બાદશાહનો

આધીન સૂબેદાર નીમ્યો. રાઘોબા દક્ષિણમાં પાછો ફર્યો. મરાઠાઓની શક્તિ આ વખતે ટોચે પહોંચી હતી. પરંતુ આ અંતિમ ઘટનાએ અહમદશાહ અબદાલીનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો અને ઈ. સ. ૧૭૫૯ માં પંજાબ ઉપર ફરી પોતાનો અધિકાર જમાવવા તેમ જ મરાઠાઓનો વિધ્વંસ કરવા એક મોટી જબરદસ્ત સેના લઈને અફઘાનિસ્તાનમાંથી નીકળ્યો.

સદાશિવરાવ ભાઉ ૨૦,૦૦૦ ઘોડેસવાર ને ૧૦,૦૦૦ પાયદળ લશ્કર તેમ જ તોપખાનું લઈને અહમદશાહની સામે થવા પૂનાથી નીકળ્યો. પેશવાનો પુત્ર વિશ્વાસરાવ પણ આ વખતે સદાશિવરાવની સાથે હતો. રસ્તામાં હોળકર તથા સિંધિયાનાં લશ્કરો પણ આવી મળ્યાં. રજપૂત રાજાઓએ પોતપોતાના સવારો મદદ માટે મોકલ્યા. ભરતપુરનો જાટ રાજા ૩૦,૦૦૦નું લશ્કર લઈને જાતે સદાશિવરાવને આવી મળ્યો. સામ્રાજ્યની રાજધાની દિલ્હીમાં સદાશિવરાવનું ભારે દબદબાથી સ્વાગત થયું; અયોધ્યાનો નવાબ શુજાઉદ્દૌલા પોતાની તથા સમ્રાટની સેના સહિત સદાશિવરાવ ભાઉને મદદ કરવા તૈયાર થયો. એક વાર હિંદુ તથા મુસલમાન બંને જાતિઓ વિદેશીઓના હાથમાંથી પોતાના દેશનું રક્ષણ કરવા માટે કમર કસીને ઝેરવેર ભૂલી જઈને રણમેદાને ચડી હોય એમ લાગતું હતું.

**મરાઠા સેનાપતિની અદૂરદર્શિતા અને પરાજય**

પરંતુ આખરે અણીને વખતે રાજનૈતિક બાબતોમાં સદાશિવરાવ ભાઉ અયોગ્ય નીવડ્યો. તેણે ભૂલ કરી. ગર્વથી એની દૂરદર્શિતા ઢંકાઈ ગઈ; તેને અહંકારે ઘેરી લીધો. રસ્તામાં જ પોતાના અયોગ્ય વહેવારથી તેણે કેટલાય મરાઠા સરદારોને નારાજ કર્યા; ભરતપુરના રાજાને પણ એ સંતુષ્ટ રાખી ન શક્યો. દિલ્હીનું તેનું વર્તન એથી પણ વધારે ખરાબ ગણાયું. કિલ્લામાં પ્રવેશ કરતાંવેંત જ ઘણો બાદશાહી સામાન તેણે પોતાને કબજે કરી લીધો. દીવાને ખાસની સુંદર ચાંદીની છત તેણે ઉખેડી નંખાવી ને તેને ગળાવીને ૧૭ લાખ રૂપિયા પાડ્યા. એમ પણ કહેવાય છે કે આ વખતે તે વિશ્વાસરાવને દિલ્હીના તખ્ત ઉપર બેસારવા માગતો હતો. સદાશિવરાવની આ સંકુચિત અને ઘાતક નીતિનું પરિણામ એ આવ્યું કે તેના મુસલમાન મિત્રો તેનાથી નારાજ થયા. અયોધ્યાના નવાબ–વજીરને શંકા આવી, અને જે ઉત્સાહથી તે મરાઠાઓને મદદ કરવા માગતો હતો તે ન કરી શક્યો.

ઈ. સ. ૧૭૬૧ ના જાનેવારીની ૬ ઠ્ઠી તારીખે પાણીપતના એ ઐતિહાસિક રણમેદાનમાં અત્યંત ખૂનખાર લડાઈ થઈ. બંને તરફના લાખો

માણસો મરાયા. ખરે વખતે સદાશિવરાવના વર્તનથી અસંતુષ્ટ થઈને ભરતપુરનો રાજા પોતાની સેના સહિત પાછો ફર્યો. હોળકર તટસ્થ રહ્યો. સદાશિવરાવ તથા વિશ્વાસરાવ બંને યુદ્ધમાં ખપી ગયા. વિજય અહમદશાહને મળ્યો. નવાબ શુજાઉદ્દૌલાએ લાચારીથી અહમદશાહ સાથે સમાધાની કરી લીધી. પરંતુ અહમદશાહને પણ પોતાના વિજયની બહુ ભારે કિંમત આપવી પડી. તેના એટલા બધા માણસો યુદ્ધમાં મરાયા ને ઘાયલ થયા કે આગળ વધવાનો વિચાર માંડી વાળીને તે તરત જ અફઘાનિસ્તાન પાછો ફર્યો. પાછા ફરતા પહેલાં તેણે શાહઆલમ બીજાને ભારતના બાદશાહ તરીકે સ્વીકાર્યો અને ગાઝીઉદ્દીનને વજીરાત ઉપરથી દૂર કરીને નવાબ શુજાઉદ્દૌલાને દિલ્હીની સલ્તનતનો વજીર બનાવ્યો. સદાશિવરાવની સંકુચિતતા ને અદૂરદર્શિતાને લીધે જ પાણીપતના રણમેદાનમાં મરાઠાની ચડતી શક્તિ ભાંગીને ભુક્કા થઈ ગઈ, અને તેની સાથે જ દિલ્હીનું સામ્રાજ્ય તથા ભારતની રાષ્ટ્રીય સ્વાધીનતાની આશા થોડા વખત માટે ધૂળ ભેગી થઈ ગઈ.

પ્રોફેસર સિડની ઓવને સાચું કહ્યું છેઃ—

"પાણીપતની લડાઈની સાથે જ ભારતીય ઇતિહાસનો ભારતીય યુગ સમાપ્ત થયો કહી શકાય; હવે પછીનો ઇતિહાસ પશ્ચિમમાંથી દૂર દેશાવરથી આવતા વેપારી શાસકોની ઉન્નતિની સાથે સંકળાયેલો છે."૭

**પાણીપતનું પરિણામ**

ઉપર ગણાવેલી ત્રણ શક્તિઓ પૈકી અફઘાનો હવે આગળ વધીને દિલ્હીના નિર્બળ બાદશાહના હાથમાંથી ભારતીય સામ્રાજ્યની લગામ પોતાના હાથમાં લે એવી તેમનામાં તાકાત રહી નહોતી. મરાઠાઓની તો કેડ જ ભાંગી ગઈ હતી, અને તેઓ હવે બંગાળામાં વધતી જતી અંગ્રેજ શક્તિને રોકવા જેટલા સામર્થ્યવાન રહ્યા નહોતા. આ રીતે નંદકુમાર તેમ જ તેના સાથીઓની આકાંક્ષાઓ ઉપર પાણીપતના ત્રીજા યુદ્ધે પાણી ફેરવ્યું.

એક અંગ્રેજ લેખક લખે છેઃ—

---

૭ "With the battle of Panipat, the native period of Indian History may be said to end. Henceforth the interest gathers round the progress of the Merchant Princes from the far West."—*India on the Eve of the British Conquest*, by Professor Sydney Owen.

"પાણીપતની આ લડાઈને લીધે મરાઠા મંડળને થોડા વખત માટે જે ધક્કો લાગ્યો, તેથી તેઓ બંગાળા ઉપર હુમલો કરતા અટકી ગયા. આ હુમલામાં કદાચ શુજાઉદ્દૌલા તથા શાહઆલમ સામેલ થાત. અંગ્રેજ સત્તા હજી કમજોર હતી અને અનેક કઠિનાઈઓ તેની આસપાસ ખડી હતી, એવે વખતે આ એકત્રિત લોકો અંગ્રેજ કંપનીની આવી કમજોર સત્તાને મૂળતાથી ઉખેડીને ફેંકી દેત."૮

આ પછી કેવળ અંગ્રેજોને જ મારી ગયા જુદા જુદા પ્રાંતોના નિર્બળ તથા અદૂરદર્શી શાસકોને અંદર અંદર લડાવીને પોતાની સત્તા સ્થાપવાનો માર્ગ હવે તેમને માટે બહુ સરળ થઈ ચૂક્યો હતો.

**શાહઆલમ અને અંગ્રેજો**

હવે આપણે ફરી પાછા મૂળ વાત ઉપર આવીએ. હજી સુધી બાદશાહ શાહઆલમ બીજો બિહાર પ્રાંતમાં જ હતો. ઈ. સ. ૧૭૬૦ના સપ્ટેમ્બરમાં જ શાહઆલમને પોતાના પક્ષમાં લેવાનો અંગ્રેજો નિશ્ચય કરી ચૂક્યા હતા. આ વખતે બંગાળા, બિહાર અને ઓરિસ્સાના અનેક જમીનદારો આ નવી ક્રાંતિની વિરુદ્ધ હતા. અને તેવા જમીનદારો એક પછી એક બાદશાહના ઝંડા નીચે આવવા લાગ્યા હતા. ગમે તે રીતે પણ આ મામલો બિહારમાં જઈને ઝટ પતાવવો એ જ સલાહભરેલું છે એમ અંગ્રેજોને લાગ્યું. કર્નલ કેલોની જગાએ મેજર કાર્નાક બંગાળાની સેનાનો સેનાપતિ થયો હતો. ઈ. સ. ૧૭૬૧ના જાનેવારીમાં કાર્નાક પટના પહોંચ્યો. કંપનીની સેના ઉપરાંત કાર્નાકની સાથે આ વખતે રાજા રામનારાયણ તેમ જ મુર્શિદાબાદની સેનાઓ પણ હતી. ગયા શેરપુર પાસે બંને સેનાઓનો ભેટો થયો, અને અંતે સમાધાનીની વાતો શરૂ થઈ.

કાર્નાકને સાથે લઈને બાદશાહ શાહઆલમ પટના આવ્યો. મીરકાસિમ પટનામાં હાજર હતો. તે બાદશાહ સમક્ષ રજૂ થયો અને પાછલી બાકી ખંડણીના બદલામાં બાદશાહને એક બહુ મોટી રોકડ રકમનું નજરાણું ધર્યું. ઉપરાંત પોતાની ટંકશાળમાં શાહઆલમ બીજાના નામના સિક્કા પાડવાનો પણ કરાર કર્યો. આવો જ કરાર કલકત્તાની ટંકશાળના સંબંધમાં અંગ્રેજોએ પણ કર્યો. મીરકાસિમે ત્રણે પ્રાંતોની આવકમાંથી દર વર્ષે ૨૪ લાખ રૂપિયા દિલ્હીના બાદશાહને મોકલવાનું કબૂલ કર્યું. ઈ. સ. ૧૭૬૧ના માર્ચ માસમાં

૮ H. C Keen's *Madhava Rao Sindhia*, p 16

બાદશાહે મીરકાસિમને નામે ત્રણે પ્રાંતોની સૂબેદારીના પરવાનાનું ફરમાન કાઢ્યું. અંગ્રેજોનો મુખ્ય ઉદ્દેશ સફળ થયો. આની સાથેસાથ જે રીતે ત્રણ પ્રાંતની સૂબેદારીનો પરવાનો મીરકાસિમને મળ્યો, એ જ રીતે અંગ્રેજ કંપનીના હસ્તક જે પ્રાંતો હતા તેનો પણ બાદશાહી પરવાનો કંપની માટે જુદો મેળવવાની અંગ્રેજોએ કોશિશ કરી, પરંતુ શાહઆલમે આ માગણી ન સ્વીકારી. એક બીજી પ્રાર્થના પણ અંગ્રેજોએ આ વખતે કરી કે ત્રણે પ્રાંતોનો સૂબેદાર ભલે મીરકાસિમ રહે, પરંતુ આ ત્રણે પ્રાંતોની દીવાની મીરકાસિમના હાથમાંથી લઈને અંગ્રેજ કંપનીને સોંપવામાં આવે. દીવાનીનો અર્થ એ હતો કે સૂબેદારના અધિકાર નીચેના આ ત્રણે પ્રાંતોનું મહેસૂલ વસૂલ કરીને, તેનો હિસાબ બાદશાહ તથા નવાબને પહોંચાડવાનું તથા વસૂલાતનો ખર્ચ કાપી લઈને બાકી બધું ધન સૂબેદારને આપવાનું કામ અંગ્રેજ કંપની કરે; અને એ બાકીના રહેલા સૂબેદારના ધનમાંથી સરકારી લશ્કર રાખવાનું, ત્રણે પ્રાંતોનું બાકીનું બધું કામકાજ ચલાવવાનું, અને બાદશાહને વાર્ષિક ખંડણી પહોંચાડવાનું કામ સૂબેદાર કરે.

શાહઆલમ પોતે આ વખતે દિલ્હી પાછો જવા માટે આતુર હતો. રાજધાનીમા સિંહાસન માટે બીજો કોઈ હકદાર ઊભો થઈને સિંહાસને ચડી બેસે એવો સંભવ હતો. બાદશાહને લાગ્યું કે અંગ્રેજો પોતાની સેના સહિત તેની સાથે દિલ્હી આવે તો ઠીક. આ કાર્યના બદલામાં તે કંપનીને ઉપર કહ્યા ત્રણે પ્રાંતોના દીવાન બનાવવા પણ તૈયાર હતો. પરંતુ આ કાર્ય માટે અંગ્રેજો પાસે એ વખતે પૂરતું લશ્કર નહોતું. ખુદ બંગાળામાં તેઓ ઘણા શત્રુઓ પેદા કરી ચૂક્યા હતા. આથી બાદશાહની આ ઇચ્છાનો લાભ આ વખતે તેઓ ન ઉઠાવી શક્યા. અને બાદશાહ ઈ. સ. ૧૭૬૧ના જૂનમાં પટનાથી દિલ્હી પાછો ફર્યો.

**રાજા રામનારાયણ સાથે વિશ્વાસઘાત**

હવે અંગ્રેજોને મરાઠાનો ડર રહ્યો નહોતો. શાહઆલમ સાથે તો જેમ તેમ કરીને પતાવટ કરી લીધી. હવે ફરી પાછું બંગાળાનું મેદાન કંપનીના નોકરોની લૂંટફાટ અને જોરજુલમો માટે ખુલ્લું થઈ ગયું. આ વખતે તેમણે પહેલો ઘા રાજા રામનારાયણ ઉપર કર્યો. અંગ્રેજોના વર્ણન અનુસાર રામનારાયણ અત્યંત યોગ્ય શાસક હતો. તે ખૂબ ધનવાન અને મશહૂર હતો, અને પ્રથમથી જ અંગ્રેજોનો 'સાચો હિતસાધક' હતો. પરંતુ હવે મીરકાસિમ અને અંગ્રેજો બંનેને રૂપિયાની જરૂર હતી. પોતાની સેનાના જોરે

લોકોને પકડી પકડીને મીરકાસિમ પાસે હાજર કરવા અને તેમની પાસેથી પૈસા પડાવવા એ તો અંગ્રેજોનો એક ખાસ ધંધો થઈ પડ્યો હતો. સૂબેદારની લેણી રકમ રામનારાયણે નથી આપી અને બાકી નીકળે છે, એવો આરોપ રામનારાયણ પર મૂકીને ગવર્નર વાસીટાર્ટે તેને કપટથી કેદ કર્યો અને મીરકાસિમને સોંપી દીધો. આ બનાવ પહેલાં થોડા જ દિવસ ઉપર ગવર્નર વાસીટાર્ટે મેજર કાર્નાક ઉપર લખી મોકલ્યું હતું કે તમારે નવાબના અત્યાચારોમાંથી દરેક રીતે રામનારાયણની રક્ષા કરવી જોઈએ. ઈ. સ. ૧૭૭૨ માં પાર્લામેન્ટની સિલેક્ટ કમિટિ પાસે જુબાની આપતાં કાર્નાકે કહેલું કે રાજા રામનારાયણ ઉપર બાકી લેણી રકમનો આરોપ પાયા વગરનો હતો. જરૂર વાસીટાર્ટ અને તેના સાથીઓનું આ કાર્ય સર્વથા નિઃસ્વાર્થ નહોતું, તેમાં તેમનો સ્વાર્થ હતો. ઈ. સ. ૧૭૬૧ ના જુલાઈની ૧૭ મીએ કર્નલ કૂટે ગવર્નર અને કાઉન્સિલ ઉપર એક પત્ર લખ્યો. તેમાં સ્પષ્ટ લખ્યું હતું કે મીરકાસિમ આ કાર્ય માટે સાડા સાત લાખ રૂપિયાની લાંચ આપવા તૈયાર છે. ઇતિહાસલેખક મિલ વાસીટાર્ટની નિંદા કરતા લખે છે —

"મિસ્તર વાસીટાર્ટની આ ભયંકર ભૂલ હતી. કારણ આ કાર્યને લીધે ઉચ્ચ દરજ્જાના હિંદીઓના દિલમાં અંગ્રેજોના રક્ષણ માટે જે વિશ્વાસ હતો તે ટળી ગયો. આ મામલામાં જે જબરદસ્ત અન્યાય કરવામાં વાસીટાર્ટે સમ્મતિ આપી, તેનાથી લોકોને એમ લાગ્યું કે વાસીટાર્ટ પોતાની કમઅક્કલથી અથવા તો લાંચ લઈને ગમે તે પક્ષનું સમર્થન કરવા તૈયાર થઈ શકે છે × × ×"[૯]

નિર્દોષ રામનારાયણને હાથકડી પહેરાવીને મુર્શિદાબાદમાં રાખવામાં આવ્યો, તેની પાસેથી ખૂબ ધન પડાવવામાં આવ્યું, અને તેની જગ્યાએ પટનામાં બીજા નાયબને નીમવામાં આવ્યો.

**મીરકાસિમનું ચારિત્ર્ય અને શાસન**

મીરકાસિમ સામાન્ય માણસ નહોતો. તેનામાં અને મીરજાફરમાં બહુ

---

૯ "This was the fatal error of Mr. Vansittart's administration; because it extinguished among the natives of rank all confidence in the English protection, and because the enormity to which, in this instance, he had lent his support, created an opinion of a weak or a corrupt partiality, . . ."—Mill, iii, p. 251



મીરકાસિમ

કનકગઢના શ્રી મહારાજ રવિસિંહજી સિંધિયાના સૌજન્યથી તત્કાલીન ચિત્ર ઉપરથી)

અંતર હતુ મીરજાફર અયોગ્ય, નિર્બળ, સ્વાર્થી, અદૂરદર્શી તથા ભીરુ હતો પરંતુ મીરકાસિમ દૂરદર્શી હતો તેની યોગ્યતા, તેનુ બળ, તેની વીરતા અને શાસક તરીકેના ગુણોને લીધે તેનામા સારી કાર્યકુશળતા આવી હતી, અને લગભગ બધા ઇતિહાસલેખકોએ આ બાબતમા તેની મુક્તકંઠે પ્રશસા પણ કરી છે દાખલા તરીકે કર્નલ માલેસન મીરકાસિમના “યુક્તિ-કૌશલ, તેની યોગ્યતા, × × × તેનો દૃઢ સકલ્પ, શીઘ્ર નિર્ણય કરવાની તાકાત, ઉદાર વિચાર, × × નિર્મળ મગજ અને પ્રબળ ચારિત્ર”ની જગાએ જગાએ પ્રશસા કરે છે[૧૦] બીજો એક અગ્રેજ ઇતિહાસલેખક લખે છે — “મીરકાસિમમા એક યોદ્ધાની વીરતા અને એક રાજનીતિજ્ઞની દૂરદૃષ્ટિ બને હતા[૧૧] મીરકાસિમને મીરજાફરની સાથે દેશઘાતકોની શ્રેણીમા મૂકવામા મીરકાસિમને અન્યાય કરવા જેવુ છે આ વિદ્વાન લેખક લખે છે કે “મીરકાસિમનો ઇરાદો મીરજાફરનો વિશ્વાસઘાત કરવાનો નહોતો મીરકાસિમને પોતાના વૃદ્ધ સસરાની નિર્બળતા, ભીરુતા અને અયોગ્યતાનો સારો એવો અનુભવ થઈ ચૂક્યો હતો બગાળાનો એક સૂબેદાર વિદેશીઓના હાથમા રમકડા જેવો થઈ રહે, એ જોઈને તેનો આત્મા અદર ને અદર બળતો હતો અને આ બધી બાબતોને લીધે જ બગાળાની સૂબેદારની સત્તા જેમ બને તેમ ટકાવી રાખવાનો તેણે સકલ્પ કર્યો[૧૨] મીરકાસિમ અને અગ્રેજો વચ્ચે જે ખાનગી સમાધાની થઈ હતી તે તો એટલી જ હતી કે મીરકાસિમ મીરજાફરનો પ્રધાન બને, અને મીરકાસિમને આશા હતી કે પ્રધાન તરીકે કામ કરીને પોતે સૂબેદારની સત્તા બરાબર સાચવી શકે પણ આ બધી વાત મીરજાફર પાસે રજૂ કરવામા આવ્યા પછી, અને મીરજાફરને હવે કોઈ રીતે મીરકાસિમ ઉપર વિશ્વાસ બેસે તેમ લાગતુ ન હોવાથી, હવે પાછા હઠવુ એ મીરકાસિમ માટે અસભવ હતુ મીરકાસિમે મસનદ ઉપર બેસીને તરત જ બગાળાની દશા સુધારવાનો તનતોડ પ્રયત્ન

૧૦ “ . . . a man of great tact and ability . . . of iron will, quick decision, large views . . . of clear head and strong character” —*The Decisive Battles of India*, by Colonel Malleson, pp 137, 140

૧૧ “He united the gallantry of the soldier with the sagacity of the statesman —*Transactions in India from 1757 to 1783*

૧૨ *The Decisive Battles of India*, p 128.

કર્યો, અને તેના આ પ્રયત્નમાં તે ઘણે અંશે સફળ પણ થયો એમાં શક નથી.

**મીરકાસિમના સુધારા**

તેણે માલ અને ખજાનાની બાબતમાં ઘણો સુધારો કર્યો. ઈ.સ. ૧૭૬૨ સુધીમાં તેણે ફોજનો ચડત પગાર બધો ચૂકવી દીધો, અને અંગ્રેજોની પણ એકેએક પાઈ ચૂકવી આપી. એટલું જ નહિ પરંતુ પોતાના રાજ્યનો એટલો સરસ બંદોબસ્ત કર્યો કે વાર્ષિક ખર્ચ કરતાં વાર્ષિક આવક ખૂબ વધી ગઈ. પ્રથમથી જ તેને અંગ્રેજો ઉપર વિશ્વાસ ન હતો. છતાં પણ અંગ્રેજોને આપેલાં વચનો તેણે અક્ષરશઃ પાળ્યાં. મુર્શિદાબાદની રાજધાનીમાં વિદેશીઓનો પ્રભાવ ખૂબ વધી ગયો હતો. આથી મીરકાસિમે મુર્શિદાબાદથી રાજધાની બદલી અને મોંઘીરમાં રાજધાની બનાવી. તેણે મોટે ભાગે મોંઘીરમાં જ રહેવાનું શરૂ કરી દીધું. તેણે મોંઘીરની સરસ કિલ્લેબંદી કરી. ત્યાં ૪૦ હજારનું સૈન્ય એકઠું કર્યું. એ સેનાને યુરોપિયન હથિયારો વાપરતાં શીખવવા માટે અનેક યોગ્ય યુરોપિયનો નોકરીમાં રાખ્યા. તોપો ઢાળવાનું એક મોટું કારખાનું નાખ્યું. આ કારખાનાની તોપો યુરોપની બનેલી તોપો કરતાં દરેક રીતે ચડિયાતી હતી એમ કહેવાય છે. મીરકાસિમની બધી પ્રજા તેનાથી સંતુષ્ટ હતી, અને તેના ઉપર પ્રેમ રાખતી હતી.

**મીરકાસિમની સામે કાવતરું**

પરંતુ મીરકાસિમ અને તેની પ્રજાને થોડોક પણ શ્વાસ લેવાનો-છુટકારાનો દમ ખેંચવાનો વારો આવ્યો ત્યાં તો મીરકાસિમને પણ ગાદીએથી ઉતારી મૂકવાની તૈયારીઓ ચાલુ થઈ ગઈ. કર્નલ માલેસન સ્પષ્ટ લખે છે કે "અંગ્રેજોને આપેલાં વચન તેણે બરાબર પાળ્યાં હતાં છતાં લાલચુ અંગ્રેજોને પોતાની પૈસાની તરસ છિપાવવાનો એક જ સર્વોત્તમ ઉપાય એ દેખાયો કે મીરકાસિમનો નાશ કરીને નવા રાજાને ગાદીએ બેસારી તેની સાથે વળી નવો સોદો કરવો."[13]

જે રીતે મીરજાફર સામેના કાવતરામાં અંગ્રેજોએ મીરકાસિમને કેન્દ્ર

૧૩ "Mir Kassim performed his covenant. But . . . men greedy of gain. . . . deeming that the shortest road to their end lay in compassing the ruin of Mir Kassim, in order to make a market of his successor."—*The Decisive Battles of India*, p. 131.

બનાવ્યો હતો, તેમ જ હવે ઊલટું મીરકાસિમની સામેના કારસ્થાનમાં અંગ્રેજોએ વૃદ્ધ મીરજાફરને કેન્દ્ર બનાવ્યો. મીરકાસિમની વિરુદ્ધ બધી સામગ્રી તૈયાર કરવા માટે કલકત્તાની સિલેક્ટ કમિટિના કેટલાક સભ્યોએ ઈ.સ. ૧૭૬૨ ના માર્ચની ૧૧ મીએ કંપનીના ડાયરેક્ટરો ઉપર એક લાંબો કાગળ લખ્યો. આ કાગળમાં મીરકાસિમ ઉપર અનેક સાચાજૂઠા આક્ષેપો મૂકવામાં આવ્યા. મીરજાફરનાં ખૂબ વખાણ કર્યાં. આ અગાઉ મીરજાફર ઉપર જે દોષો મૂકવામાં આવ્યા હતા તે બધા જૂઠા હોવાનું સ્વીકાર્યું; અને કબૂલ કર્યું કે, મીરજાફરને મસનદ ઉપરથી ઉતારવામાં ભૂલ થઈ છે તેમ જ તેને અન્યાય થયો છે. ઉપરાંત લખ્યું:—

"જ્યારથી આ (મીરકાસિમ) સૂબેદાર થયો છે ત્યારથી તેના જુલમો તેમ જ લૂંટના અમે અગણિત દાખલા આપી શકીએ તેમ છીએ. પરંતુ એ બધું લખતાં આ કાગળ બેહદ લાંબો થઈ જાય. × × × અમે તો ફક્ત એક રામનારાયણની જ હકીકત લખશું, જેને તેણે પટનાની નાયબી ઉપરથી દૂર કર્યો છે. એ વાત તો ચોખ્ખી છે કે રામનારાયણ પોતાનું વચન પાળવામાં દક્ષ છે. એથી તેના નાયબ-પદનું રક્ષણ કરવું એ અમારી ફરજ છે એમ અમે સદા માનીએ છીએ. આજકાલ રામનારાયણ મીરકાસિમની કેદમાં છે, અને તેની પાસેથી હદ કરતાં વધારે ધન નહિ ચૂસાય ત્યાં સુધી તેના હાથની હાથકડીઓ દૂર થવાની નથી. એ પત્યા પછી તેને પૂરો કરી નાખવામાં આવશે એમાં પણ શક નથી. જે જે લોકોએ અંગ્રેજોને મદદ કરી હતી તે બધા પાસેથી નહિ તો તેમાંના મોટા ભાગના લોકો પાસેથી ભારે ભારે રકમો વસૂલ કરવામાં આવી છે; તેમની પાસેથી પૈસા પડાવવા માટે તેમને એટલા બધા પીડવામાં આવ્યા છે કે કેટલાક તો તે ત્રાસથી મરી પણ ગયા છે. બાકીનાને કાં તો ક્રૂરતાથી મારી નાખવામાં આવ્યા છે, કે સામાન્ય રીતે હિંદીઓમાં બને છે તેમ બેઆબરૂ થવામાંથી બચવા ખાતર તે લોકોએ જાતે આત્મહત્યા કરી લીધી છે. × × ×"

**મીરકાસિમ ઉપર જૂઠા આરોપ**

મીરકાસિમને વગોવવામાં હવે આ લોકોએ કોઈ વાતે બાકી ન રાખી. અંગ્રેજોને પૈસા આપવા માટે જ પોતાના અનેક આશ્રિતોને દુઃખી કરવાની ફરજ મીરકાસિમ માથે પડી હતી. ઇતિહાસ જાહેર કરે છે કે અંગ્રેજો જ

આ રીતે અનેક અભાગી લોકોને મારી કાપીને મીરકાસિમને સોંપતા હતા. અંગ્રેજોએ જ [illegible] પોતાના સાચા મિત્ર અને નિર્દોષ રામનારાયણને કપટથી પકડીને મીરકાસિમને હવાલે કરી દીધો હતો, અને હવે અંગ્રેજો જ આ બધા અન્યાય માટે મીરકાસિમને દોષી ઠરાવે એ પણ [illegible] છે।

મીરકાસિમ ઉપરનો એક આરોપ એ પણ હતો કે તે પોતાની ફોજમાં વધારો કરે છે, તે ફોજને યુરોપિયન કવાયત અને યુરોપિયન હથિયારોનો ઉપયોગ શીખવે છે, અને તે નવી [illegible] કરે છે (!)

આ જ કાગળમાં તેમણે લખ્યું કે, ગવર્નર વન્સીટાર્ટે મીરજાફર ઉપર જે જે આરોપો મૂક્યા હતા તે બધા જૂઠા છે એ બધા આરોપ મૂકવાનો ઉદ્દેશ તો ' લોકોના મન મીરજાફરની વિરુદ્ધ કરવાનો હતો " અને એમ પણ લખ્યું હતું કે મીરજાફરને મસનદ ઉપરથી ઉતારીને મીરકાસિમને બેસાડવામાં સમસ્ત પ્રજા બહુ અસંતુષ્ટ થઈ છે કમિટિના ૭ સભ્યોની સહી આ કાગળ ઉપર છે આ કાગળ વાંચ્યા પછી એક બાબતની ખાતરી તો થયા વગર રહેતી જ નથી કે તે વખતના કંપનીના નોકરોના એક પણ વર્ણન અથવા કાગળ ઉપર વિશ્વાસ રાખવો એ ભૂલ છે

**અંગ્રેજોની લૂંટફાટ**

વેપાર અને મહેસૂલ સંબંધના અત્યાચારો આજ સુધીમાં આખા બંગાળામાં ફેલાઈ ચૂક્યા હતા, અને વધતા જતા હતા આ અત્યાચારોના સંબંધમાં કર્નલ માલેસન લખે છે —

> ' આ લજ્જાસ્પદ અને અન્યાયની પદ્ધતિનું પરિણામ એ આવ્યું કે આબરૂદાર દેશી વેપારીઓ બરબાદ થઈ ગયા, આખા જિલ્લાના જિલ્લા નિર્ધન બની ગયા, દેશનો બધો વેપાર વીખાઈ ગયો અને એનાથી નવાબને જે આવક થતી હતી તેમાં ધીરે ધીરે પરંતુ સતત ખોટ આવવા માંડી મીરકાસિમે વારંવાર આ બધા જુલમો તેમ જ અન્યાયોની સામે ફરિયાદો કરી પણ વ્યર્થ "[૧૪]

૧૪ 'The results of this shameful and oppressive system were that the respectable class of native merchants were ruined, whole districts became impoverished, the entire native trade became disorganised and the Nawab's revenue from that source

અને આ બધી અગણિત ફરિયાદોના જવાબમાં આ બધા મામલાને પતાવવા માટે ઈ. સ. ૧૭૬૨ના નવેમ્બરની ૩૦ મીએ ગવર્નર વાંસીટાર્ટ અને વૉરન હેસ્ટિંગ્સ નવાબની મુલાકાત લેવા મોંઘીર પહોંચ્યા. આ વખતે વાંસીટાર્ટની સમક્ષ જે જે ફરિયાદો મીરકાસિમે રજૂ કરી, તેમાં એક આ પણ હતી:—

"જ્યારે સૂબેદાર (મીરકાસિમ) બિહાર તરફ ગયો હતો, અને બંગાળામાં કોઈ શાસક રહ્યો નહોતો ત્યારે અંગ્રેજોએ પોતાના અત્યાચારોથી દરેક જિલ્લો અને દરેક ગામને તોબા પોકરાવી હતી; પ્રજાનો રોજનો રોટલો પણ છીનવી લેવામાં આવ્યો હતો; અને સરકારી જકાત તથા જમીનમહેસૂલ બિલકુલ બંધ થઈ ગઈ હતી. આથી સૂબેદારને લગભગ ૧ કરોડ રૂપિયાનું નુકસાન થયું. × × ×"૧૫

**મોંઘીરની સંધિ**

ઈ.સ. ૧૭૬૨ના ડિસેમ્બરની ૧૫ મીએ વાંસીટાર્ટ તેમ જ મીરકાસિમ વચ્ચે એક સંધિ થઈ, જે મોંઘીરની સંધિના નામે પ્રખ્યાત છે. બીજી બધી બાબતોની સાથે આ સંધિમાં એ પણ નક્કી થયું કે અંગ્રેજોએ હવેથી મીઠું, તમાકુ અને સોપારી વગેરે વસ્તુઓ ઉપર નવ ટકા જકાત આપવી, અને હિંદી વેપારીઓએ આ બધી વસ્તુઓ ઉપર ૨૫ ટકા જકાત ભરવી. આમાં ભારતીય વેપારીઓને ચોખ્ખો અન્યાય દેખાય છે. તથાપિ શાંતિ રાખવાના ઇરાદાથી મીરકાસિમે આ સંધિ સ્વીકારી લીધી.

વાંસીટાર્ટ અને હેસ્ટિંગ્સ બંનેએ આ સંધિપત્ર ઉપર સહી કરી, અને બંનેએ ૧૫મી ડિસેમ્બરે કલકત્તાની કાઉન્સિલ ઉપર કાગળ લખ્યો,

---

suffered a steady and increasing declension. In vain did Mir Kassim represent, again and again, these evils on the Calcutta Council."—*The Peasne Battles of India*, p. 136.

૧૫ "When His Excellency went to 'Bihar, Bengal being left without a ruler, every village and district in that province was ruined through the oppression of the English, the subjects of the Sarkar were deprived of their daily bread, and the collection of the revenues was entirely stopped, so that His Excellency lost nearly a crore of rupees . . . ."—*Calendar of Persian Correspondence*, p. 194. No. 1695.

જેમાં આ સંધિનું 'ન્યાયીપણું' અને 'ઉદારતા' તથા મીરકાસિમની 'સચ્ચાઈ'ની તારીફ કરી છે વંસીટાર્ટે મીરકાસિમની સાથે કરાર કર્યો હતો કે કલકત્તા પહોંચીને તરત જ પોતે કંપની તથા નવાબ સરકારની સાથેના બધા ઝઘડા પતાવી દેશે પરંતુ કલકત્તા પહોંચતાંની સાથે જ 'બધા ઝઘડા પતાવવા' ને બદલે વાસીટાર્ટે કંપની તથા તેના આદમીઓનાં ધિંગાણાને પૂર્વવત જારી રાખવા માટે દરેક જગાએ નવી નવી ફોજો રવાના કરી દીધી અને સાથોસાથ કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે તરત જ બધી અંગ્રેજ કોઠીઓના ગુમાસ્તાઓને સ્પષ્ટ સૂચનાઓ આપી દીધી કે મોંઘીરની શરતોનો કોઈએ અમલ ન કરવો, અને જો નવાબનો કોઈ અમલદાર શરતોનો અમલ કરાવવા જાવે તો તેને સીધો કરવો એમ પણ કહેવામા આવ્યુ કે મોંઘીરની આ સંધિ ઉપર સહી કરવા માટે વાંસીટાર્ટે નવાબ મીરકાસિમ પાસેથી સાત લાખ રૂપિયા લાંચ લીધી હતી ગમે તે હો, પરંતુ હજી સંધિપત્રની શાહી સુકાઈ પણ નહોતી, એટલામા તો સંધિ તોડવામા આવી નવાબના અમલદારો જો કાંઈ બોલતા કે જકાત માગતા તો પહેલાની માફક જ તેમના ઉપર માર પડતો હતો ઈ સ ૧૭૬૩ના માર્ચની ૫ મીના એક કાગળમા મીરકાસિમે વાંસીટાર્ટને લખ્યું "ત્રણ વરસથી અંગ્રેજો તરફથી સરકારને એક પાઈ પણ મળી નથી, કે નથી કોઈ ચીજ મળી, એથી ઊલટું સરકારના અમલદારો પાસેથી અંગ્રેજો દંડ અને નુકસાનભરપાઈ લેવા લાગ્યા છે."

**મીરકાસિમે જકાત ઉઠાવી લીધી**

મીરકાસિમે વારંવાર ફરિયાદો કરી, પણ તેનું પરિણામ કશું આવ્યું નહિ વિદેશીઓનો બિનજકાતી વેપાર તેમ જ દેશી વેપારીઓ પાસેથી ખૂબ જકાતની વસૂલાત, બંને બરાબર જારી હતા આ ઘોર અન્યાયને લીધે દેશી વેપારીઓ તૂટવા લાગ્યા હતા અને મીરકાસિમ લાચાર થયો દેશી વેપારીઓને જીવતા રાખવાનો કોઈ બીજો ઉપાય ન રહ્યો ત્યારે ઈ સ ૧૭૬૩ના માર્ચની ૨૨ મીએ તેણે પોતાના પ્રાંતમાની દરેક જગાની જકાત વસૂલ કરવાની ચોકીઓ ઉઠાવી લીધી, અને ફરમાન કાઢ્યું કે હવેથી બે વરસ સુધી કોઈ પણ જાતના વેપારી માલ ઉપર કોઈ શખ્સ પાસેથી કોઈ જાતની જકાત લેવામા નહિ આવે આ હુકમથી મીરકાસિમની વાર્ષિક આવકને તો જરૂર જબરદસ્ત ધક્કો લાગ્યો, પરંતુ દેશી વેપારીઓને અન્યાયમાથી બચાવવાનો અને તેમને જીવતા રાખવાનો આ સિવાય

બીજો કોઈ ઉપાય નહોતો આ આજ્ઞાથી મીરકાસિમની લાચારી તેમ જ પ્રજાપાલકપણુ બને જણાય છે.

**બગાળામાં ફરી સુખસમૃદ્ધિ**

અસખ્ય હિંદી વેપારીઓને આ ફરમાનથી લાભ થયો તેઓ અગ્રેજો કરતા ઓછા ખરચે છૂટી શકતા હતા, અને તેથી પોતાનો માલ સસ્તો વેચીને કમાણી કરી શકતા હતા વેપારનુ દ્વાર એક વાર તો ખુલ્લુ થઈ ગયુ આથી ચારે તરફથી વેપારીઓ બગાળામા વેપાર માટે આવવા લાગ્યા દેશનો વેપાર તેમ જ ખેતી બને ઝપાટાબધ વધવા લાગ્યા સ્વાર્થપરાયણ અગ્રેજો દેશીઓની આ ઉન્નતિ કેમ સહી શકે? તરત જ કલકત્તાની કાઉન્સિલમા ચર્ચા ચાલવા લાગી નક્કી થયુ કે નવાબની આ નવી આજ્ઞા ખોટી છે, અને તે જ સભામા એમ પણ નક્કી કરવામા આવ્યુ કે પોતાની આજ્ઞા પાછી ખેચી લઈને દેશી વેપારીઓ પાસેથી અગાઉની જેમ જ જકાત વસૂલ કરવાની નવાબને ફરજ પાડવી મોઘીર જઈને નવાબને મળી આ બધી બાબતોની નવેસરથી ચોખવટ કરવા માટે આમયાટ તથા હે નામના બે અગ્રેજોને નીમવામા આવ્યા

**બીજો સૂબેદાર ઊભો કરવાની તજવીજ**

બગાળાની પ્રજા ઉપર જુલમો તથા બગાળાના શાસક ઉપરની આ જબરદસ્તીનો પ્યાલો હવે ભરાઈ ચૂક્યો હતો મીરકાસિમને એક નવી વાતની પણ ખબર પડી કે બગાળા, બિહાર તથા ઓરિસ્સા એ ત્રણે પ્રાતોની દીવાની મેળવવા માટે અગ્રેજો સીધો દિલ્હીના બાદશાહની સાથે ગુપ્ત પત્રવહેવાર ચલાવે છે આ વખતે મીરકાસિમ તથા ગવર્નર વાસીટાર્ટ વચ્ચે જે પત્રવહેવાર ચાલ્યો તે વાચવા જેવો છે મીરકાસિમે વારવાર પોતાના નોકરો તથા પ્રજા ઉપર અગ્રેજોને હાથે ગુજરતા જુલમોની ફરિયાદો કરી અત્યત કરુણ શબ્દોમા તેણે લખ્યુ —"સમ્રાટ તથા સરકારની સહાયને અર્થે કપનીના જે તિલગ સિપાઈઓ રાખવામા આવ્યા છે, અને જે સહાયના બદલામા તે સિપાઈઓના ખર્ચ બદલ પચાસ લાખ રૂપિયાની જમીનદારી હુ કપનીને આપી ચૂક્યો છુ, તે જ સિપાઈઓનો હવે આખા દેશમા મારી સામે અને મારા માણસો સામે ઉપયોગ થઈ રહ્યો છે" અતિ તેણે એક કાગળમા લખી જણાવ્યુ કે "મને જણાય છે કે કેટલાક અગ્રેજો નવો સૂબેદાર ઊભો કરવા માગે છે × × × દરેક આદમી હવે તો જાહેર રીતે બોલે છે કે યુરોપિયનોનો વિશ્વાસ રાખી શકાય નહિ"

મીરકાસિમ સાથેના અંગ્રેજોના આ વખતના વહેવાર સંબંધે લખતાં કર્નલ માલેસન લખે છેઃ—

"મીરજાફરને દૂર કર્યા પછીનાં ત્રણ વરસોમાં કલકત્તાની અંગ્રેજ ગવર્મેંટે જે કારસ્તાન કર્યાં હતાં એ કરતાં વધારે અનુચિત, અધિક નીચ અને અધિક બેશરમ વર્તન બીજા કોઈ દેશના ઇતિહાસને પાને લખાયાં નથી." ૧૬

માલેસન એ પણ લખે છે કે "મીરકાસિમનો જો કોઈ ગુનો હોય તો તે એટલો જ કે તેણે યુરોપનિવાસીઓના અત્યાચારોમાંથી પોતાની પ્રજાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો." ૧૭ તે છતાં પણ "મીરકાસિમ પોતાની સ્વતંત્રતા અને પ્રજાના સુખનો નાશ કર્યા સિવાયના બીજા કોઈ ભોગે અંગ્રેજોની સાથે સમાધાન કરવા માટે ઉત્સુક હતો." ૧૮

પરંતુ મીરકાસિમની વિરુદ્ધનું કાવતરું હજી પરિપક્વ થયું નહોતું. આથી તેના છેલ્લા પત્રના જવાબમાં ગવર્નર વાંસીટાર્ટે લખ્યું કે "અંગ્રેજો બીજો નાઝિમ ઊભો કરવા માગે છે એ કપટી લોકોની કપોલકલ્પિત વાત છે. × × ×"

**મીરકાસિમ પાસે નવી નવી માગણીઓ**

આની પછી જ્યારે વાંસીટાર્ટે મીરકાસિમને લખ્યું કે આમયાટ તેમ જ હે નામના બે અંગ્રેજોને નવી સંધિ કરવા માટે મોંઘીર મોકલવામાં આવ્યા છે ત્યારે મીરકાસિમે જવાબમાં લખ્યું કે "દર વરસે નવી નવી સંધિ કરવી એ કાયદા વિરુદ્ધ છે; કારણકે મનુષ્યની સંધિઓને કંઈક તો આવરદા હોવી જોઈએ!" તેણે એમ પણ લખ્યું કે "એક તરફથી

૧૬ "The annals of no nation contain records of conduct more unworthy, more mean, and more disgraceful, than that which characterised the English Government of Calcutta during the three years which followed the removal of Mir Jaffar."—*The Decisive Battles of India*, p. 133.

૧૭ "Whose only fault . . . was his endeavour to protect his subjects from European extortion."—Ibid, p. 136.

૧૮ "Mir Kassim, still anxious for peace at any price short of sacrificing his own independence and the happiness of his people."—Ibid, p .140.

આપ ચારે બાજુ લશ્કરો મોકલો છો અને બીજી બાજુએથી મારી સાથે વાતચીત કરવા માટે માણસો મોકલો છો."

ખરી રીતે તો આમયાટ અને હેનું-મોંઘીર આવવું એ કેવળ એક ચાલ હતી. બંગાળામાં ત્રીજી ક્રાંતિ કરવા માટે અંગ્રેજો જોસભેર તૈયારી કરી રહ્યા હતા.

એટલામાં મીરકાસિમને માલૂમ પડયું કે પોતાની વિરુદ્ધ પોતાની જ રાજધાનીમાં વિદેશીઓની કપટજાળ બરાબર પ્રસરી ચૂકી છે. જે જગતશેઠ આજથી ૭ વરસ પૂર્વે સિરાજુદ્દૌલાને ગાદીએથી ઉઠાડવામાં અંગ્રેજો સાથે ભળી ગયો હતો તે જ જગતશેઠ આજે પણ આ નવા કાવતરામાં સામેલ હતો. આ બાબતની ખબર પડતાં જ મીરકાસિમે જગતશેઠ અને તેના ભાઈ સ્વરૂપચંદને મોંઘીર બોલાવ્યા અને નજરકેદ કરી લીધા. આ બંને ભાઈઓ મીરકાસિમના જ પ્રજાજનો હતા; આ બાબતમાં નારાજ થવાનું અંગ્રેજોને કોઈ કારણ નહોતું. પરંતુ વાંસીટાર્ટ આથી પણ નારાજ થયો.

આ સમય દરમિયાન આમયાટ તથા હે બંને દૂતો મોંઘીર પહોંચી ગયા. ઈ. સ. ૧૭૬૩ ના મેની ૨૫ મીએ આ બંનેએ કંપની તરફથી ૧૧ માગણીઓ મીરકાસિમ પાસે રજૂ કરી, જેમાંની અગત્યની નીચે મુજબ હતી:—

(૧) અંગ્રેજ કાઉન્સિલે વેપારી જકાત અને એજન્ટોના સંબંધમાં જે કંઈ નક્કી કર્યું છે, તે બધું અક્ષરશઃ નવાબ સ્વીકારી લે.

(૨) નવાબ પોતાની પ્રજા ઉપર એટલે કે દેશી વેપારીઓ ઉપર નવેસરથી જકાત નાખે અને અંગ્રેજોનો બિનજકાતી વેપાર ચાલુ રહે.

(૩) નવાબની નવી આજ્ઞાને કારણે અંગ્રેજો તથા તેના જે જે માણસોને વેપારનું નુકસાન થયુ છે, તે બધું નવાબ ભરી આપે.

(૪) અંગ્રેજો કહે તે પોતાના બધા નોકરોને નવાબ બરાબર દંડ કરે.

**શસ્ત્રથી ભરેલી હોડીઓ**

કોઈ પણ સ્વાભિમાની શાસક આવી શરતો જરૂર ન સ્વીકારે. આમયાટનું નવાબની સાથેનું વર્તન પણ અપમાનકારક અને ઉદ્ધતાઈ ભરેલું હતું. એટલે સુધી કે મીરકાસિમની ફરિયાદો સાંભળવાની પણ તેણે ચોખ્ખી ના સંભળાવી. ખરી રીતે અંગ્રેજો યુદ્ધ કરવા માગતા હતા, અને યુદ્ધની પૂરી તૈયારીઓ પણ થઈ ગઈ હતી. ઇ. સ. ૧૭૬૩ના એપ્રિલની ૧૪મી તારીખે જ અંગ્રેજોએ પોતાની સેનાને તૈયાર થઈ જવાનો હુકમ આપી

દીવો હતો પટનામાં એલિસ નામનો એ અંગ્રેજ કંપનીના એજન્ટ તરીકે કામ કરતો હતો એલિસે ત્યાંના નાયબ નાઝિમનું અપમાન કરવાનું અને તેના ઉમેદવારને અવગણવાનું શરૂ રી દીધું હતું એલિસના આ વર્તન સંબંધે મીરકાસિમે વાન્સીટાર્ટને અનેક વાર લખી જણાવ્યું, પરંતુ વ્યર્થ હવે તાથી એલિસ ઉપર આજ્ઞા છૂટી કે હુકમ મળતાં જ તમારે પટના કબજે કરવાનું છે માટે તૈયાર રહેવું પ્રથમથી જ પૂરતા પ્રમાણમાં કંપનીની સેના પટના પહોંચી ચૂકી હતી એક બાજુ આમયાટ સાહેબ સુલેહ કરવા માટે મોંઘીરમાં બેઠા હતા, અને બીજી બાજુ હથિયારોથી ભરેલી અંગ્રેજી હોડીઓ ત્યાંથી પટના તરફ એલિસની મદદે જતી હતી જ્યારે આ હોડીઓ મોંઘીરની પાસે થઈને નીકળી ત્યારે એ દેખીને નવાબ ચોંક્યો તેણે હોડીઓને આગળ વધતી અટકાવી, અને ઈ સ ૧૭૬૩ના જૂનની ૨૭ તારીખે વાન્સીટાર્ટને લખ્યું કે "કંપનીની નવી માગણીઓ જૂની સંધિઓની વિરુદ્ધ છે × × × પટનાની અંગ્રેજી સેનાને માટે તો કલકત્તા પાછી બોલાવી લો અથવા તો મોંઘીરમાં રાખો નહિ તો હું નિઝામતનો ત્યાગ કરીશ "

આના જવાબમાં આમયાટ સાહેબે મીરકાસિમને સમજાવી દીધું કે પટનાની ફોજને પાછી તો બોલાવી લેવામાં નહિ જ આવે ઊલટું ફોજમાં વધારો કરવામાં આવશે કલકત્તાની કાઉન્સિલ હવે તો કૂમા બહાનું જ શોધતી હતી મોંઘીરમાં હોડીઓ અટકાવી છે એના ખબર મળતાં જ આમયાટ અને હેને કલકત્તા પાછા આવવાનો હુકમ મળ્યો અને એલિસને ફરમાવ્યું કે તમે તુરત જ પટના ઉપર હુમલો કરો અને શહેરનો કબજો લો

**પટના ઉપર અચાનક હુમલો**

યુદ્ધનો પ્રારંભ થઈ ચૂક્યો ૨૪મી જૂનની રાતે અચાનક હુમલો કરીને એલિસે પટના જીતી લીધું મીરકાસિમની ધીરજ આ હદ હતી ઇતિહાસલેખક એલ્ફિન્સ્ટન લખે છે – અગણિત કારણો મળ્યા છતાં પણ મીરકાસિમે ધીરજથી કામ લીધું [૧૯] પરંતુ હવે એલિસની સામે સેના મોકલવાની તેને ફરજ પડી મીરકાસિમની સેનાએ પટના પહોંચીને

૧૯ He conducted himself under innumerable provocations with temper and forbearance, —*Rise of the British Power in India* by Elphinstone, pp 3 0, 391

એ શહેર અંગ્રેજો પાસેથી પાછું મેળવી લીધું. આ લડાઈમાં ૩૦૦ યુરોપિયનો અને ૨,૫૦૦ હિંદી સિપાઈઓ મરાયા. એલિસ અને તેના બીજા કેટલાક સાથીઓને કેદ કરીને ૧લી જુલાઈએ મોંઘીર મોકલવામાં આવ્યા.

**આમયાટનું મૃત્યુ**

આમયાટ ચૂપચાપ હોડીમાં બેસીને કલકત્તા તરફ રવાના થઈ ગયો; મીરકાસિમે હેને મોંઘીરમાં રોકી લીધો. એમ જણાય છે કે મીરકાસિમે આમયાટને પણ અટકાવી કેદ કરીને મોંઘીર પાછો રવાના કરવાનો પોતાના માણસોને હુકમ આપી દીધો હતો. કાસિમબજારની લગભગ આમયાટ પહોંચ્યો ત્યારે ત્યાં રહેતા નવાબના અમલદાર મોહમ્મદ તકીખાંએ પોતાના નોકરને મોકલીને ખાણું લેવાના બહાને કિનારા ઉપર આવવાની આમયાટને પ્રાર્થના કરી. આમયાટે ઇનકાર કર્યો અને હોડીઓ મધધારમાં ચાલતી રહી. બીજા એક ઉચ્ચ દરજ્જાના નોકરને મોકલવામાં આવ્યો. તેણે કિનારે ઊભા રહીને જ જણાવ્યું કે ખાણું તૈયાર છે, અને જો આપ સેનાપતિ મોહમ્મદ તકીખાંની પ્રાર્થનાનો સ્વીકાર નહિ કરો તો તેમને દુઃખ થશે. આમયાટે ફરી ઇનકાર કર્યો. ત્યાર પછી કિનારા ઉપર ઊભેલા અમલદારે હોડીઓ રોકવાનો સ્પષ્ટ હુકમ કર્યો. જવાબમાં હોડીમાંથી જ આમયાટે કિનારા ઉપર ગોળીઓનો વરસાદ વરસાવ્યો. નવાબના આદમીઓએ હોડીઓ સુધી પહોંચીને આનો બદલો લીધો. આ હત્યાકાંડમાં આમયાટ સાહેબ બિચારા ત્યાં જ ખપી ગયા!

**પ્રજા ઉપર જુલમ અને જબરદસ્તી**

૨૮મી જૂને મીરકાસિમે વાંસીટાર્ટ તથા તેની કાઉન્સિલ ઉપર નીચે મુજબ કાગળ લખ્યોઃ—

"× × × રાતના લૂંટારાની માફક મિસ્ટર એલિસે પટના ઉપર હુમલો કર્યો, ત્યાંની બજાર તેમ જ તમામ વેપારીઓ અને નગરના લોકોને લૂંટ્યા અને સવારના ત્રીજા પહોર સુધી આ લૂંટ અને કતલ ચાલુ રહી. × × × આપ લોકોએ અન્યાય અને જુલમ કરીને શહેરને રોળી નાખ્યું છે, લોકોને બરબાદ કર્યા છે, અને લાખોનો માલ લૂંટી લીધો છે. માટે પ્રથમ કલકત્તામાં થયું હતું તેમ હવે ન્યાયની દૃષ્ટિએ તમારે પટનાના ગરીબ લોકોને થયેલું નુકસાન ભરી દેવું જોઈએ. તમે ઈસાઈ લોકો ભારે વિચિત્ર દોસ્તો નીકળ્યા! તમે સંધિ કરી, અને એના ઉપર ઈસામસીહના નામના

કસમ ખાધા તમારી સેના સદા મને મદદ કરશે એ શરતે તમે તમારી સેનના ખર્ચ પેટે મારી પાસેથી મુલક લીધો પરંતુ ખરી રીતે તો તમે મારો જ નાશ કરવા માટે મારા પોતાના જ ખર્ચે સેના રાખતા હતા, કારણકે એ જ ફોજને હાથે આ બધા કામ અહીં થાય છે × × × ઉપરાંત કંપનીના વસોથી અંગ્રેજ ગુમાસ્તાઓએ મારી નિઝામતની અંદર જે જે જુલમ અને જબરજસ્તી કરી છે, જે જે ભારે રકમો મારા લોકો પાસેથી પડાવી છે, અને જે નુકસાન કર્યું છે તે બધાની નુકસાનભરપાઈ હવે કંપની કરી દે એમાં ન્યાય છે હવે તમારે એટલી જ તકલીફ લેવાની છે કે, બર્દવાન અને બીજા જે ઇનામ મે તમને સોંપી દીધા હતા, તે બધા મહેરબાની કરીને મને પાછા સોંપી દેવા '[20]

મીરકાસિમે હવે કડક થવાનો નિશ્ચય લાચારીથી કરી લીધો હતો

**મીરજાફર સાથે ફરી કાવતરુ**

૭મી જુલાઈએ આ કાગળ કલકત્તા પહોંચ્યો તે જ દિવસે કલકત્તાની કાઉન્સિલે મીરકાસિમની સામે લડાઈ જાહેર કરી આ યુદ્ધઘોષણામાં જાહેર કરવામાં આવ્યું કે મીરકાસિમની જગાએ નવાબ મીરજાફરને ફરી બંગાળાની મસનદ ઉપર બેસારવામાં આવે છે મીરજાફરના નામે જ આખા બંગાળામાંથી સેના એકઠી કરવામાં આવી પ્રજાને મીરજાફરના નામે અંગ્રેજ સેનાને મદદ આપવાનું કહેવામાં આવ્યું પરંતુ આ કાર્યક્રમની ગોઠવણ થતા પહેલા જ પટના જીતી લેવામાં આવ્યું હતું, અને ફરી પાછું ખોયું પણ હતું અહીં એ કહેવાની આવશ્યકતા જ નથી કે બંગાળાની મસનદ ઉપરથી કોઈને ઉઠાડીને બીજાને બેસારવાનો અધિકાર કોઈએ કંપનીને આપેલો નહોતો

આ વખતે મીરજાફરની સાથે જે જાતની સંધિ કરવામાં આવી તેનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે

**નાની નાની લડાઈઓ**

યુદ્ધ જાહેર કર્યા પહેલા બે દિવસે કંપનીની સેના મેજર એડમ્સની સરદારી નીચે કલકત્તાથી મુર્શિદાબાદ તરફ રવાના થઈ મીરકાસિમની સેના સિપાહસાલાર મોહમ્મદ તકીખાના અધિકાર નીચે મોંઘીરથી રવાના થઈ

૨૦ Long's *Selections*, pp 325, 326

તકીખાં એક વીર અને યોગ્ય સેનાપતિ હતો. પણ કહેવાય છે કે તકીખાં જે કંઈ તજવીજ કરતો તેમાં મુર્શિદાબાદનો નાયબ નાઝિમ સય્યદ મોહમ્મદખાં વારંવાર અડચણો નાખ્યા કરતો. અને આ સય્યદ મોહમ્મદખાં અંગ્રેજોનો મળતિયો હતો એ તો હવે જાહેર વાત છે. ખુદ તેની પોતાની સેનામાં જ અંગ્રેજોએ વિશ્વાસઘાતનાં બીજ સફળતાપૂર્વક રોપી દીધાં હતાં. બને પક્ષો વચ્ચે ત્રણ જગાએ નાની નાની લડાઈઓ થઈ. આ લડાઈઓનું વૃત્તાંત 'સીઅરૂલ-મુતાખરીન' નામના ગ્રંથમાં આપવામાં આવ્યું છે. આ ગ્રંથમાં એક ખાસ દેશઘાતી મીરજા ઈરિજખાંનું વર્ણન આવે છે. આ માણસે મુસલમાન સેનાની અંદર રહીને જ અંગ્રેજો સાથે ભળી જઈ મીરકાસિમ અને મોહમ્મદ તકીખાંને દગો દીધો. નવાબની સેનામાં યુરોપિયનો જુદા જુદા અધિકાર ઉપર તેમ જ ખાસ કરીને તોપખાનાના અધિકાર ઉપર હતા. તેમાંના ૨૦૦ જણા ખરે અણીને પ્રસંગે શત્રુને એટલે કે અંગ્રેજોને જઈ મળ્યા. સારાંશ કે આ લડાઈઓમાંની એકમાં મોહમ્મદ તકીખાંને પણ મારી નાખવામાં આવ્યો. આ લડાઈઓના સબંધમાં માલેસન લખે છે:—"અંગ્રેજોને સફળતા મળવામાં ભારતીય નેતાઓ તથા રાજાઓની અંદર અંદરની ઈર્ષાની જેટલી સહાય મળી છે તેટલી બીજી કોઈ વસ્તુની મળી નથી." ૨૧

**ઉદવાનાલામાં મોરચા**

મીરકાસિમની સેનાએ ઉદવાનાલા નામના ઐતિહાસિક સ્થાન પાસે પોતાનો અંતિમ પડાવ નાખ્યો. કુદરતી રચના અને મીરકાસિમની દૂરદર્શિતા એ બને વસ્તુઓ એકઠી થવાથી આ સ્થાન અત્યંત સુરક્ષિત અને અભેદ્ય બન્યું હતું. એક બાજુ ગંગા નદી, બીજી બાજુ ઉદવાનાલા નામની ગંગાને મળનારી બીજી ઊંડી નદી, ત્રીજી બાજુ રાજમહાલના દુર્ગમ પહાડો અને ચોથી બાજુએ મીરકાસિમે ખોદાવેલી ખાઈઓ અને ઊભી કરેલી કિલ્લેબંદી હતી. આ કિલ્લેબંદી ઉપર સો ઉપરાંત મજબૂત તોપો ગોઠવવામાં આવી હતી. પહાડોની તળેટીમાં ખાઈઓની ઉપલી બાજુ એક તળાવ અને એક તથા પાણીવાળી એક લાંબી પહોળી દલદલ હતી. આ દલદલમાં થઈને

૨૧ "Few things have more contributed to the success of the English than the action of jealousy of each other of the native princes and leaders of India."—Ibid, p. 150.

કિલ્લામાંથી બહાર આવવા જવા માટે એક વાંકોચૂંકો ગુપ્ત રસ્તો હતો આ રસ્તો કોઈ રીતે અંગ્રેજી સેના શોધી શકતી નહોતી એક મહિના સુધી મીરકાસિમની સેના કિલ્લાની અંદર પડી રહી, અને અંગ્રેજોની સેના કિલ્લાની બહાર પડી રહી આ અંગ્રેજી સેનાની સાથે બુઢ્ઢો મીરજાફર પણ હતો એક મહિનો બહાર પડી રહ્યા છતાં અંગ્રેજી સેના ન તો પોતાની તોપોના ગોળાથી સંગીન કિલ્લેબંદી ઉપર અસર કરી શકી, કે ન અંદરની સેનાને જરા જેટલીય હાનિ પહોંચાડી શકી બીજી બાજુ મીરજા નજફખાં નામનો એક બાહોશ મુસલમાન સેનાપતિ દરરોજ રાતના પાછલા પહોરે પેલી ચક્કરવાળે રસ્તેથી બહાર આવતો, અંગ્રેજી સેના ઉપર હુમલો કરતો, અનેકોને મારતો, છાવણી લૂંટી લેતો, અને લૂંટનો માલ લઈને તે જ રસ્તે થઈ પાછો આવી જતો છતાં અંગ્રેજી સેના કોઈ રીતે તેનો પીછો પકડી શકતી નહોતી યુદ્ધની સામગ્રી પણ અંગ્રેજોના કરતાં મીરકાસિમની પાસે વધારે ઉત્તમ હતી અંગ્રેજ ઇતિહાસલેખક બ્રૂમ લખે છે કે મીરકાસિમની પાસે ભારતવર્ષમાં જ બનેલી જે બંદૂકો હતી તે અંગ્રેજોની ઇંગ્લાંડમાં બનેલી બંદૂકો કરતાં ધાતુ, બનાવટ, મજબૂતી અને ઉપયોગિતા વગેરે બધી બાબતોમાં ક્યાંયે ચડી જાય એવી હતી[22] જો ઈમાનદારીથી લડાઈ લડવામાં આવી હોત તો અંગ્રેજો કોઈ રીતે મીર કાસિમને હરાવી શકત નહિ એ ચોખ્ખું હતું

**નિમકહરામ ઈસાઈ અમલદારો**

મીરકાસિમે પોતાની સેનામાં અનેક યુરોપિયનો તેમ જ આરમીનિયન ઈસાઈઓને મોટા મોટા અધિકાર ઉપર નીમ્યા હતા, એ તેની એક મોટી ભૂલ હતી અને એ ભૂલ જ અંતે ઘાતક નીવડી ઈસવીસનની પંદરમી સદીથી આજ સુધી એટલે કે જ્યારથી યુરોપની કેટલીક ઈસાઈ શક્તિઓએ એકત્ર થઈને પહેલી વાર મુસલમાનો પાસેથી જેરુસલેમ લઈ લેવા માટે ત્યારથી આજ સુધીમાં હઝરત ઈસા અને હઝરત મોહમ્મદના અનુયાયીઓમાં લગભગ સતત યુદ્ધ થતાં આવ્યાં છે ઈસાઈ શક્તિઓએ અનેક વાર મુસલમાન રાજ્યોની સ્વતંત્રતા છીનવીને પોતાની ધૂંસરી તેમના માથે નાખી છે ઈસાઈઓ અને મુસલમાનોના આ ઝઘડાઓના વિરોધને બાજુએ ગણીએ તોપણ કોઈ યુરોપિયન કોમ પોતાની જ કોમની સાથે લડાઈ

૨૨ *History of the Bengal Army*, by Broome, p 3'1

ચાલુ હોય તેવે પ્રસંગે પોતાના એશિયાઈ માલેકને વફાદાર રહી શકે એ તદ્દન અસંભવિત છે. અને આ વસ્તુ સમજી ન શકવાને લીધે જ અનેક ભારતીય શાસકો તેમ જ એશિયાઈ શાસકોનો ઘાત થયો છે.

આ વખતે કલકત્તામાં આરમીનિયાનો એક પ્રખ્યાત ઈસાઈ વેપારી ખોજા પેતરૂસ રહેતો હતો. આ સોદાગરનો ભાઈ ગ્રેગરી મીરકાસિમની સેનામાં એક અમલદાર હતો. આ સિવાય પણ કેટલાક આરમીનિયન ઈસાઈઓ મીરકાસિમની સેનામાં હતા. મેજર એડમ્સે ખોજા પેતરૂસની મારફત ગુપ્ત પત્રવહેવાર ચલાવીને આ બધા ઈસાઈ નોકરોને ફોડ્યા.

**વિશ્વાસઘાતી અંગ્રેજ**

આ ઉપરાંત મીરકાસિમની સેનામાં એક અંગ્રેજ સૈનિક પણ એવો હતો કે જે થોડા જ સમય અગાઉ અંગ્રેજી સેના છોડીને નવાબની સેનામાં ભરતી થયો હતો. આ અંગ્રેજને પોતાની સેનામાં ભરતી કર્યો એ જ મીરકાસિમના નાશનું મૂળ કારણ સાબિત થયું. તેણે મીરજા નજફખાંના આવવા જવાના રસ્તાને ધીમે ધીમે બરાબર જાણી લીધો. અને જ્યારે કિલ્લાની અંદરના ઈસાઈ તથા બીજા વિશ્વાસઘાતીઓની સાથે બધી યોજના બરાબર નક્કી થઈ ચૂકી ત્યારે એક દિવસે ૪થી સપ્ટેમ્બરની રાતે લગભગ દસ વાગે આ આદમી નવાબની સેનામાંથી ભાગીને અંગ્રેજોને જઈ મળ્યો અને પેલે છૂપે રસ્તે અંગ્રેજી સેનાને લઈ જઈને રાતોરાત અચાનક નવાબની સેના ઉપર તૂટી પડ્યો. કિલ્લાની અંદરના અનેક અમલદારો અંગ્રેજોને મળી ગયા હતા, તેમ અનેક અમલદારો પોતાના સ્થાનની અભેદ્યતા અને શત્રુની અશક્તિ ઉપર વધારે ભરોંસો રાખીને અસાવધાન થઈ ગયા હતા. આવી સ્થિતિમાં સેના મૂંઝાઈ જાય એ તદ્દન સ્વાભાવિક હતું. પરિણામે મીરકાસિમના ૧૫૦૦૦ સૈનિકો એ રાતની લડાઈમાં ખપી ગયા.

આ અંગ્રેજ વિશ્વાસઘાતીના કાર્ય સંબંધે કર્નલ માલેસન લખે છેઃ—"કેવળ આ એક વ્યક્તિના કાર્યથી જ અંગ્રેજો નિરાશામાંથી આશામાં આવી ગયા; અને આ કાર્યના પરિણામે મીરકાસિમની સેનાને આત્મવિશ્વાસમાંથી નિરાશામાં ધકેલી દીધી. આ વ્યક્તિએ આ વખતે અંગ્રેજી સેના માટે તો ઈશ્વરનું કામ કર્યું." [૨૩]

૨૩ "It was the act of a single individual which converted the despair of the English into confidence; it was the consequence

"જનરલ એડમ્સે મીરકાસિમની સેના ઉપર જીત મેળવી એટલું જ નહિ, પણ તેનો સંહાર કરી નાખ્યો." [૨૪] આ યુદ્ધમાં મીરકાસિમની લગભગ ૪૦૦ તોપો અંગ્રેજોના હાથમાં આવી.

**ઉદવાનાલાનો પરાજય**

વિદેશી વેપારીઓની સામે બંગાળાના ભારતીય સૂબેદારોની અંતિમ આશાનો આધાર ઉદવાનાલા ઉપર હતો. ૪થી સપ્ટેમ્બર ૧૭૬૩ની રાતે એ આશા સદાને માટે તૂટી પડી. સિરાજુદ્દૌલાને માટે જેવુ પ્લાસી તેવું જ મીરકાસિમ માટે ઉદવાનાલા હતું. અને બંને જગાએ લગભગ એક જ જાતના ઉપાયોથી અંગ્રેજ વેપારીઓએ બંગાળાની સેના ઉપર જીત મેળવી.

ઉદવાનાલાના પરાજયનું એક એ પણ કારણ બતાવવામાં આવે છે કે એ રાતે મીરકાસિમ પોતે એ કિલ્લામાં હાજર નહોતો. અંગ્રેજ ઇતિહાસલેખક બોલ્ટસનો મત છે કે તે રાતે જો મીરકાસિમ પોતે પોતાના અમલદારોને સાવધાન રાખવા અને સૈનિકોને ઉત્સાહ આપવા હાજર હોત તો—"કદાચ નહિ પણ જરૂર વધારે સંભવ છે કે તે દિવસથી અંગ્રેજ કંપનીની પાસે આ પ્રાંતોમાં એક તસુ જમીન પણ રહેત નહિ." [૨૫]

**કેટલાક ખાસ વિશ્વાસઘાતીઓ**

ઉદવાનાલાના પરાજયથી મીરકાસિમને બહુ આઘાત લાગ્યો. છતાં તેણે વિદેશીઓની તાબેદારી ન સ્વીકારી અને એકદમ હિંમત પણ ન હારી બેઠો. ઉદવાનાલા પછી તેણે મોંઘીરનો કિલ્લો સાચવવાનું ઠરાવ્યું. આ કિલ્લો પણ અત્યંત મજબૂત હતો. તેની રક્ષાનો યોગ્ય બંદોબસ્ત કરીને તે પોતે અઝીમાબાદ (પટના) રવાના થયો. 'સીઅરુલ-મુતાખરીન' ઉપરથી જણાય છે કે મીરકાસિમના ચાલ્યા ગયા પછી તરત જ મોંઘીરના કિલ્લેદાર અરબઅલીખાંએ નગદ નાણાંની લાંચ લઈને પોતાનો કિલ્લો ચૂપચાપ અંગ્રે-

---

of that act which changed the confidence of Mir Kasim's army into despair. The individual on this occasion performd the divine function for the English army."—Ibid, p. 157.

૨૪ Ibid, p. 160.

૨૫ " . . . it is more than probable that, the English Company would have been left, from that day, without a single foot of ground in these Provinces "—*Consideration on Indian Affairs*, by Bolts, p. 43.

જોને હવાલે કરી દીધો. અંગ્રેજો મોંઘીર કબજે કરીને હવે મીરકાસિમની પાછળ પડયા. મહારાજા કલ્યાણસિંહના પુસ્તક 'ખુલાસતુલ તવારીખ' માં લખ્યું છે કે અઝીમાબાદ (પટના) ના કિલ્લાના સંરક્ષક મીર મોહમ્મદઅલીખાંએ પણ કંપની પાસે પોતાનું ૫૦૦ રૂપિયાનું માસિક પેન્શન મંજૂર કરાવીને વગર વિરોધે કિલ્લો શત્રુને સોંપી દીધો.

મીરકાસિમને પોતાની ચારે બાજુ જ્યાં નજર નાખે ત્યાં દગા સિવાય બીજું કંઈ જ દેખાતું નહોતું. અંગ્રેજોને કેવળ બે વાતની હવે ચિંતા હતી. એક તો એલિસ વગેરે આદમીઓ જેઓ હજી સુધી મીરકાસિમની કેદમાં હતા તેમને મુક્ત કરવાનું, અને બીજું હરકોઈ ઉપાયે મીરકાસિમને કેદ પકડવાનું. ઈ. સ. ૧૭૬૩ના સપ્ટેમ્બરની ૧૯ મીએ એડમ્સ અને કાર્નાકે મીરકાસિમના એક ફ્રેંચ નોકરને નીચેના આશયનો કાગળ લખ્યોઃ—

"મુસલમાનો જ્યારે કંઈ પણ કરવાની તાકાત હોય છે ત્યારે ખારથી હમેશાં આપણા સહધર્મીઓ પ્રત્યે અને યુરોપનિવાસીઓ પ્રત્યે ક્રૂરમાં ક્રૂર પશુતાનો વહેવાર ચલાવે છે. કોઈ પણ ઈસાઈ માટે મુસલમાનોની નોકરી કરવી એ લજ્જાસ્પદ છે. અમે એમ પણ અનુમાન કરીએ છીએ કે કોઈ જબરદસ્ત જરૂરિયાતને લીધે જ આપે આવી અપમાનભરી નોકરીનો સ્વીકાર કર્યો હશે. હવે આવી કષ્ટકર ગુલામીમાંથી ઊગરવાનો અને અમારી સાથે મિત્રતા પ્રાપ્ત કરવાનો બહુ સરસ અવસર આવ્યો છે. આપ એ વાતનો ઇનકાર નહિ કરી શકો કે (જ્યારે અમારી તેમ જ તમારી જાતિ વચ્ચે અત્યારે સુલેહ છે ત્યારે) અમારી પ્રત્યે આપે બહુ અયોગ્ય વર્તન કર્યું છે. જો આપ અમારા લોકોને કાસિમઅલીના હાથમાંથી છોડાવીને અમને સોંપી શકો, તો આપ અંગ્રેજોની કૃતજ્ઞતા ઉપર પૂરતો વિશ્વાસ રાખી શકશો; અને અમે આપને પચાસ હજાર રૂપિયા તરત જ આપવાનું વચન આપીએ છીએ." ૨૬

---

૨૬ "We are persuaded also that it must have been the most absolute necessity only which could have engaged you in so dishonourable a service to a Christian as that of the Moors, who always treat with the grossest brutality those of our religion and Europeans when it is in their power to do it

### મીરકાસિમને પકડવાની યોજના

'સીઅરૂલ-મુતાખરીન'માં લખ્યું છે કે આ પછી હરકોઈ રીતે મીરકાસિમને કેદ કરવાની અંગ્રેજોને ચિંતા થઈ. વાંસીટાર્ટ અને વૉરન હેસ્ટિંગ્સે કલકત્તાના ઈસાઈ સોદાગર ખોજા પેતરૂસ પાસે તેના ભાઈ ખોજા ગ્રેગરી ઉપર આ બાબત એક કાગળ લખાવ્યો. અચાનક એક દિવસ રાતે એક વાગે મીરકાસિમના વિશ્વાસુ જાસૂસે તેને જગાડીને ખબર આપ્યા કે— "આપ પથારીમાં કેમ પડ્યા રહ્યા છો? આપનો સેનાપતિ ગુરઘિનખાં (ગ્રેગરી) આપને ફિરંગીઓના હાથમાં વેચી રહ્યો છે. કેટલાક બહારના લોકો સાથે અને બનતા સુધી અંદરના એટલે કે આપના કેદીઓની સાથે તેણે કાવતરું કર્યું જણાય છે."

હજુ સુધી એલિસ અને તેના અંગ્રેજ સાથીઓની સાથે મીરકાસિમ ઉદારતાપૂર્વક વર્ત્યો હતો. આ ખુલ્લા રાજદ્રોહીઓને કેદ કરવાને બદલે તે ત્રણ મહિનાથી આદરપૂર્વક તેમને પોતાની સાથે રાખતો હતો, અને ખવરાવતો પિવરાવતો હતો. પરંતુ 'જ્યારે તેણે જોયું કે આ બધા લોકો હજી પણ પોતા સાથે કપટ કરી રહ્યા છે, અને બહારથી હથિયાર વગેરેની છૂપી વ્યવસ્થા પણ કરે છે, ત્યારે અંતે પટનામાં ખોજા ગ્રેગરીને, એલિસને અને તેના બીજા સાથીઓને (કેવળ એક અંગ્રેજ ડૉક્ટર ફૂલરટન નહિ), જગતશેઠ અને તેના ભાઈ સ્વરૂપચંદને, એટલે કે જેઓ આ કાવતરામાં સામેલ હતા તે બધાને કતલ કરવાની તેને ફરજ પડી' કહેવાય છે કે આ બધા કાવતરાનો કર્તાહર્તા ખોજા ગ્રેગરી હતો.

---

with impunity. A favourable opportunity now offers to enable you to rid yourself of so irksome a slavery and to reconcile yourself with our nation, towards which you can not deny but you have acted very improperly (and which is now at peace with yours) If you can contrive means for the delivery of our gentlemen from the power of Cossim Ally Khan and will convey them to us, you may place a firm reliance on the gratitude of the English, and we promise you fifty thousand Rupees immediately "—Letter dated 19th September 1763, from Adams and Carnac to one Monsieur Gentil in the employ of Meer Kassim—*Long's Records*, pp 332, 333.

## મીરકાસિમના શાસનનો અંત

ત્યાર પછી અંગ્રેજો પટના તરફ આગળ વધ્યા એટલે મીરકાસિમે કર્મનાસા નદી પાર કરીને થોડુંક તોપખાનું અને થોડીક સેના સહિત ઈ. સ. ૧૭૬૩ના ડિસેમ્બરની ૪થીએ પોતાની સરહદ ઓળંગી નવાબ શુજાઉદ્દૌલાના મુલક અયોધ્યામાં પ્રવેશ કર્યો. ત્રણ વરસ સુધી એ બંગાળાનો સૂબેદાર રહ્યો. તેનો બધો શાસનકાળ આપત્તિઓથી ભરપૂર હતો. હવે આ રીતે તેના શાસનનો અંત આવ્યો. મીરકાસિમના બાકીના પ્રયત્નો અને તેના મૃત્યુનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આવશે. જરૂર એ યોગ્ય, વીર, તથા પોતાનો દેશ અને પ્રજાનો સાચો હિતચિંતક હતો એમાં શક નથી. સિરાજુદ્દૌલાની માફક એ પણ વિશ્વાસઘાતનો ભોગ થઈ પડ્યો. તેના શાસનકાળ અને, પતનનો બધો વૃત્તાંત વાંચતાં તથા તેના વિરોધીઓના કપટી વર્તનની સાથે સરખામણી કરતાં દરેક નિષ્પક્ષ માણસના દિલમાં તેના પ્રત્યે દયા, પ્રેમ અને સહાનુભૂતિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. વસ્તુતઃ બંગાળાની સ્વતંત્રતાની રક્ષા કરવા માટે તનતોડ પ્રયત્ન કરનાર અને પોતાના પ્રયત્નોમાં જ પોતાની જાતને ખપાવી દેનાર એ છેલ્લો વીર હતો.

# પ્રકરણ પાંચમું

## ફરી મીરજાફર

**અંગ્રેજોનું જાહેરનામું**

ઈ. સ. ૧૭૬૩ ના જુલાઈની ૭ મી તારીખે કલકત્તાના અંગ્રેજોએ બંગાળા, બિહાર તથા ઓરિસ્સામાં એવું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે 'મીર મોહમ્મદ કાસિમઅલીખાં' ના જુલમોને લીધે તેને સૂબેદારીની મસનદ ઉપરથી ઉતારીને તેની જગાએ 'મીર મોહમ્મદ જાફરઅલીખાં બહાદુર' ને ફરી મસનદ ઉપર બેસાડવામાં આવે છે. આ જ જાહેરાતમાં બધા સરકારી નોકરો તેમ જ પ્રજાને અપીલ કરવામાં આવી કે તમે બધા 'મીર મોહમ્મદ જાફરઅલીખાં બહાદુરની મદદ માટે તેના વાવટા નીચે એકત્ર થાઓ, જેથી મીર મોહમ્મદ જાફરઅલીખાં બહાદુર મીર કાસિમઅલીખાંના પ્રયત્નોને નિષ્ફળ કરીને પોતાની સૂબેદારી મેળવી શકે."

**મીરજાફર સાથે નવી સંધિ**

૭ મી જુલાઈ પહેલાં જ મીરજાફરની સાથે એક સંધિ કરી લેવામાં આવી હતી, જેના વિષે ઇતિહાસલેખક એલ્ફિન્સ્ટન લખે છે —

"જોકે મોટા ભાગના અંગ્રેજો એમ કહેતા હતા કે મીરજાફરને ફરી વાર મસનદ ઉપર બેસાડવામાં તેના ન્યાય્ય અધિકારો તેને પાછા સોંપવાનું જ છે, છતાં પણ તેની પાસે નવી અને કડક શરતો કબૂલ કરાવતાં તેઓ જરા પણ અચકાયા નહિ."[1]

બર્દવાન વગેરે ત્રણ જિલ્લા જે મીરકાસિમે કંપનીને આપ્યા હતા, તે બધા આ નવી સંધિમાં મંજૂર રાખવામાં આવ્યા. એલ્ફિન્સ્ટન લખે છે કે હવેથી એમ નક્કી કરવામાં આવ્યું કે નવાબે પોતાની પાસે ૬૦૦૦ સવાર અને ૧૨૦૦૦ પાયદળથી વધારે લશ્કર ન રાખવું. બધા હિંદી વેપા-

---

1 *Rise of British Power in India*, p 397.

રીઓ પાસેથી પહેલાની માફક ૨૫ ટકા જ લેવી; અંગ્રેજ વેપારીઓએ મીઠા ઉપર ૨॥ ટકા મહેસૂલ આપવી, અને બાકીના દરેક માલનો વેપાર અંગ્રેજોને આ દેશમા વગર જકાતે કરવા દેવો મીરજાફરે અંગ્રેજોને લડાઈના ખર્ચ બદલ ૩૦ લાખ, અંગ્રેજી ખુશકીસેના માટે ૨૫ લાખ, ને તરીસેના માટે ૧૨॥ લાખ રૂપિયા આપવા, અને મીરકાસિમના વખતમા દેશી વેપારીઓને જે નુકસાન થયુ છે તે બધુ મીરજાફરે હવે ભરી આપવુ સધિ વખતે કહેવામા આવ્યુ હતુ કે આ વ્યક્તિગત નુકસાનભરપાઈની રકમ પાચ લાખ કરતા વધારે નહિ થાય, પરતુ પાછળથી આ પાચ લાખની જગાએ ત્રેપન લાખ વસૂલ કરવામા આવ્યા સધિની આ શરતોના સબધમા કર્નલ માલેસન લખે છે —"મીરકાસિમે દેશભક્તિને કારણે જે જે બાબતોનો ઇનકાર કર્યો હતો, તે બધુ મીરજાફરે પોતાના નીચ સ્વાર્થને કારણે અંગ્રેજોને આપી દીધુ " ૨

ઇતિહાસલેખક સ્ક્રૅફ્ટન લખે છે —"નવાબ એક બૅક જેવો થઈ ગયો, જેમાથી કપનીના નોકરો મરજી પડે એટલી રકમ મરજી પડે એટલી વાર લઈ શકતા હતા "

**બંગાળાની દુર્દશા**

મીરકાસિમની વિરુદ્ધ મીરજાફર અંગ્રેજોના હાથમાં એક ઉપયોગી હથિયાર રૂપ હતો એના જ નામે મીરકાસિમના અનેક માણસોને ભભેરી પોતાના તરફ ફોડી લીધા ઉદવાનાલાની લડાઈમા મીરજાફર અંગ્રેજી સેનાની સાથે હતો તે છતા મીરજાફર તરફ કૃતજ્ઞતા બતાવવાને બદલે અંગ્રેજોએ તેને હવે વધારે દબાવવાનુ શરૂ કર્યું એટલે સુધી આ દબાવવાનુ કામ આવ્યુ કે ખીજી વારની સૂબેદારીમા પહેલા કરતા તેની તથા તેની પ્રજાની અવસ્થા વધારે કરુણાજનક થઈ પડી ઈ સ ૧૭૬૪ના સપ્ટેબરમા મીરજાફરે કલકત્તાની કાઉન્સિલ ઉપર એક કાગળ લખ્યો આ કાગળમા તેણે તેર ફરિયાદો મૂકી આ ફરિયાદો સક્ષિપ્તમા નીચે મુજબ છે, જેના ઉપરથી તે વખતની બગાળાની દુર્દશાનો બરાબર ખ્યાલ આવી શકે છે —

(૧) પટનામા કર્નલગજ અને મારૂગજ નામની બે બજારો કપનીએ

---

૨ "Having obtained from the low ambition of Mir Jaffir the advantages which the patriotism of Mir Kasim had refused to them '—Ibid p 145.

ઉઘાડી છે. ત્યાંના અંગ્રેજ અમલદારો જૂની સરકારી બજારોના વેપારીઓને જબરદસ્તીથી પકડી પકડીને પોતાની બજારમાં લઈ જાય છે, તેથી મારી બધી બજારો ઉજ્જડ થઈ ગઈ છે, અને મને એક લાખનું નુકસાન થાય છે.

(૨) પટના અને મુર્શિદાબાદની કચેરીઓની એવી હાલત થઈ ગઈ છે કે ત્યાંના બધા વેપારીઓ કંપનીની કોઠીઓનો આશરો લઈને સરકારી મહેસૂલ ભરવાની ના પાડે છે.

(૩) ઠેકઠેકાણે અંગ્રેજ ગુમાસ્તા સરકારના દ્રોહીઓ અને ગુનેગારોને પોતાને ત્યાં આશરો આપે છે.

(૪) ટંકશાળના અધિકારનો દુરુપયોગ થાય છે.

(૫) કાસિમબજારની કોઠીના ગુમાસ્તાઓએ જબરદસ્તીથી દમદમા, શિવપુર અને બામનઘાટ એ ત્રણ ગામો કબજે કર્યાં છે, અને જમીન-મહેસૂલની એક પાઈ પણ આપતા નથી.

(૬) અંગ્રેજ ગુમાસ્તા તમાકુ અને પોતાનો બીજો માલ તાલુકદારો તથા રૈયતને માથે જબરદસ્તીથી લાદે છે. આથી મુલક વેરાન થવા લાગ્યો છે, અને સરકારી આવકને બહુ ભારે નુકસાન થાય છે.

(૭) પટના, મોંઘીર, વગેરે કિલ્લાઓમાં અંગ્રેજોના માણસો જબર-દસ્તીથી ઘૂસી ગયા છે, અને મારું કંઈ જ માનતા નથી.

(૮) બંગાળાની બજારોમાં કેટલાય અંગ્રેજો જબરદસ્તીથી અનાજ ખરીદે છે અને મરજીમાં આવે તેમ વેચે છે. એટલી હદ સુધી કે મારા ફોજદારોની ફોજની જરૂરિયાત જેટલું પણ અનાજ મળતું નથી.

(૯) પટનામાં લગભગ ૪૦ મકાનો મુસાફરો માટે બનાવવામાં આવ્યાં છે, તે અંગ્રેજોએ કબજે કર્યાં છે. અને મને તથા મારા સગાસંબંધીઓને પણ તેમાં ઊતરવાની જગા નથી મળી શકી.

(૧૦) પૂર્ણિયાની લાકડીબજારમાંથી મને દરવરસે ૫૦ હજારની આવક થતી. હવે તે અંગ્રેજોના હાથમાં ગઈ છે, અને એક પાઈ પણ મળતી નથી.

(૧૧) એવો કાયદો કરો કે જેથી કોઈ અંગ્રેજ મારા નોકરોને કે માણસોને ભંભેરે નહિ, તેમ જ તેમને આશરો પણ આપે નહિ.

(૧૨) કંપનીની કોઠીઓમાંથી જે સિપાઈઓ આખા દેશમાં મોકલ-વામાં આવે છે તેઓ ગામનાં ગામ ઉજ્જડ કરી મૂકે છે, અને તેમના જુલ-મોને લીધે રૈયત ગામ છોડીને ચાલી જાય છે.

(૧૩) આ મુલકના ગરીબ લોકો કાયમ તમાકુ, મીઠું અને સોપારીનો

વેપાર કરતા હતા. હવે યુરોપનિવાસીઓએ તેમની આ રોજી પડાવી લી છે, જેનાથી કંપનીને કશો લાભ નથી જ્યારે મારી તિજોરીને મોટું ન સાન થાય છે.[3]

આ બધી ફરિયાદો દૂર કરવામાં આવે એવી મીરજાફરે પ્રાર્થના ક પરંતુ કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલે બિલકુલ ધ્યાન આપ્યું નહિ.

**મીરકાસિમના અંતિમ પ્રયત્નો**

આ બાજુ મીરકાસિમ હજી થાક્યો નહોતો. પોતાની સરહદમાં બહાર ગયા પછી વિદેશીઓનું બળ તોડવાનો તે છેલ્લો પ્રયત્ન કરવા લાગ હતો. મીરકાસિમને બાદશાહ તરફથી સૂબેદારીની સનદ મળી ચૂકી હ જ્યારે મીરજાફરને બાદશાહની રજા વગર જ અંગ્રેજોએ જબરદસ્તીથી સૂ દાર બનાવ્યો હતો. બાદશાહ હજી સુધી અલાહાબાદ જ હતો. અયોધ્યા નવાબ શુજાઉદ્દૌલા આ વખતે બાદશાહનો પ્રધાનમંત્રી તથા સંરક્ષક હ બાદશાહ તથા શુજાઉદ્દૌલા બંનેને મીરકાસિમ મળ્યો અને બંગાળાની બ વાત કહી શુજાઉદ્દૌલાની માને તેણે મા કહીને અને શુજાઉદ્દૌલાને ભ કહીને સંબોધન કર્યું. શુજાઉદ્દૌલાએ કુરાન હાથમાં લઈને અંગ્રેજોને દંડવા અને મીરકાસિમને ફરી બંગાળાની મસનદ ઉપર બેસારવાની પ્રતિજ્ઞા ક

બુંદેલખંડનો રાજા ઘણાં વરસોથી વિદ્રોહ કરતો હતો; તેણે દિ ખંડણી મોકલવાનું બંધ કરી દીધું હતું. બાદશાહ તરફથી શુજાઉદ્દૌ તેના ઉપર ચડાઈ કરવાની તૈયારી કરતો હતો. મીરકાસિમે આ તક સાધ બાદશાહ અને શુજાઉદ્દૌલાની રજા લઈને તે પોતે પોતાની સેના ત તોપખાના સહિત બુંદેલખંડ ઉપર ચડ્યો, અને ત્યાંના રાજાને તરત જીતી લીધો. રાજાએ પાછલી બધી ખંડણી ભરી આપવાનો કરાર ક મીરકાસિમ પાછો અલાહાબાદ આવ્યો. મીરકાસિમની આ સેવાથી બાદશા તથા વજીર એટલા બધા ખુશ થયા કે તેમણે તરત જ અંગ્રેજોની વિર બંગાળા ઉપર ચડાઈ કરવાની તૈયારી કરી. બાદશાની આ ચડાઈનો સ્પ ઉદ્દેશ મીરકાસિમને ફરી મસનદ ઉપર બેસારવાનો હતો.

**અંગ્રેજો ઉપર શુજાઉદ્દૌલાનો પત્ર**

પરંતુ ચડાઈ કરતા પહેલાં અંગ્રેજોને આ બાબતની સૂચના આપ તેમનો જવાબ માગવો વાજબી ગણ્યું. આથી નવાબ-વજીર શુજાઉદ્દૌલા

3 Long's *Selections*, pp. 356-358.

ઉધાડી છે ત્યાંના અગ્રેજ અમલદારો જૂની સરકારી બજારોના વેપારીઓને જબરદસ્તીથી પકડી પકડીને પોતાની બજારમા લઈ જાય છે, તેથી મારી બધી બજારો ઉજ્જડ થઈ ગઈ છે, અને મને એક લાખનુ નુકસાન થાય છે

(૨) પટના અને મુર્શિદાબાદની કચેરીઓની એવી હાલત થઈ ગઈ છે કે ત્યાના બધા વેપારીઓ કપનીની કોઠીઓના આશરો લઈને સરકારી મહેસુલ ભરવાની ના પાડે છે.

(૩) ઠેકઠેકાણે અંગ્રેજ ગુમાસ્તા સરકારના દ્રોહીઓ અને ગુનેગારોને પોતાને ત્યા આશરો આપે છે

(૪) ટકશાળના અધિકારનો દુરુપયોગ થાય છે

(૫) કાસિમબજારની કોઠીના ગુમાસ્તાઓએ જબરદસ્તીથી દમદમા, શિવપુર અને બામનવાર એ ત્રણ ગામો કબજે કર્યા છે, અને જમીન-મહેસૂલની એક પાઈ પણ આપતા નથી

(૬) અગ્રેજ ગુમાસ્તા તમાકુ અને પોતાનો બીજો માલ તાલુકદારો તથા રૈયતને માથે જબરદસ્તીથી લાદે છે આથી મુલક વેરાન થવા લાગ્યો છે, અને સરકારી આવકને બહુ ભારે નુકસાન થાય છે.

(૭) પટના, મોઘીર, વગેરે કિલ્લાઓમા અગ્રેજોના માણસો જબર-દસ્તીથી ઘૂસી ગયા છે, અને મારુ કઈ જ માનતા નથી

(૮) બગાળાની બજારોમા કેટલાય અગ્રેજો જબરદસ્તીથી અનાજ ખરીદે છે અને મરજીમા આવે તેમ વેચે છે. એટલી હદ સુધી કે મારા ફોજદારોની ફોજની જરૂરિયાત જેટલુ પણ અનાજ મળતુ નથી

(૯) પટનામા લગભગ ૪૦ મકાનો મુસાફરો માટે બનાવવામા આવ્યા છે, તે અગ્રેજોએ કબજે કર્યા છે અને મને તથા મારા સગાસબધીઓને પણ તેમા ઊતરવાની જગા નથી મળી શકી

(૧૦) પૂર્ણિયાની લકડીબજારમાથી અને દરવર્ષે ૫૦ હજારની આવક થતી હવે તે અગ્રેજોના હાથમાં ગઈ છે, અને એક પાઈ પણ મળતી નથી

(૧૧) એવો કાયદો કરો કે જેથી કોઈ અગ્રેજ મારા નોકરોને કે માણસોને ભભેરે નહિ, તેમ જ તેમને આશરો પણ આપે નહિ

(૧૨) કપનીની કોઠીઓમાથી જે સિપાઈઓ આખા દેશમા મોકલવામા આવે છે તેઓ ગામના ગામ ઉજ્જડ કરી મૂકે છે, અને તેમના જુલમોને લીધે રૈયત ગામ છોડીને ચાલી જાય છે.

(૧૩) આ મુલકના ગરીબ લોકો કાયમ તમાકુ, મીઠું અને સોપારીના



નવાબ વઝીર શુજાઉદ્દૌલા

(ભાવનગરના શ્રી વાસુદેવભાઈ સૂબેદારના સૌજન્યથી)

વધારે સગવડ આપશે કોઈ ઉચ્ચ દરજ્જાના માણસને તમારા વકીલ તરીકે અહીં મોકલો તે મને બધી હકીકતોથી વાકેફ કરે, જેથી એ બધાનો હું ઘટિત વિચાર કરી શકું અગર જો (ખુદા એવું ન કરે) તમે માથાભારે રહેશો અને હકૂમતને ગણકારશો નહિ તો ઇન્સાફની તલવાર વિદ્રોહીઓના માથા ભરખી જશે તમે શહેનશાહનો ખોફ વહોરી લેશો અને બાદશાહનો ખોફ એ તો ખુદાના કેરનો એક નમૂનો છે પછી તમે તમારી ભૂલો કબૂલ કરશો કે માફી માગશો તો તેથી કંઈ નહિ વળે, કારણકે પ્રથમથી જ તમારા ઉપર બાદશાહ પૂરતી મહેરબાની કરતા આવ્યા છે આથી મે આપને લખ્યુ છે તમને જેમ યોગ્ય લાગે તેમ કરશો અને મને જલદી જવાબ આપશો "

મુગલ સામ્રાજ્યના એક વઝીર તરીકે શુજાઉદ્દૌલાએ લખેલો આ કાગળ જરૂર યોગ્ય, ઉદાર તથા ન્યાયાનુસાર હતો પરંતુ આ કાગળ ઉપરથી જણાય છે કે ભારતીય રાજાઓ પાશ્ચાત્ય કૂટનીતિથી અજ્ઞાત હતા

આ પત્ર મળતા જ, અને બાદશાહ તથા શુજાઉદ્દૌલાને લઈને મીરકાસિમ બિહાર પાછો ફરવાનો છે એવા ખબર સાભળતા જ અગ્રેજો ડરી ગયા. 'સીઅરૂલ-મુતાખરીન'મા લખ્યુ છે —

"શુજાઉદ્દૌલાના બળની ખ્યાતિ તેમ જ તેની સેનાની સખ્યા અને વીરતાના સમાચાર મળતા જ તેઓ ડરી ગયા અને તેમણે પોતે જ પોતાને શુજાઉદ્દૌલાની સામે થવા માટે નાલાયક ગણ્યા."

મીરકાસિમે બગાળા છોડ્યા પછી અગ્રેજોએ અઝીમાબાદથી આગળ વધીને સોણ નદી પાર કરીને બકસરમા પોતાની છાવણી નાખી હતી હવે તરત જ તેઓ બક્સરની છાવણી ઉપાડીને, અને સોણ નદી પાછી પાર કરીને અઝીમાબાદના (પટનાના) કિલ્લાની દીવાલો પાછળ ભરાઈ ગયા.

જ્યારે ઉપર લખેલા કાગળનો સતોષકારક જવાબ ન મળ્યો ત્યારે બાદશાહ તથા મીરકાસિમ સહિત શુજાઉદ્દૌલાએ આવીને પટના ઘેરી લીધુ.

**શુજાઉદ્દૌલાને ફોડવાનો પ્રયત્ન**

આ વખતે બગાળાના અગ્રેજોને માથે મોટુ સકટ હતુ પરંતુ તેમની જૂની કપટનીતિએ આ સમયે પણ તેમને મદદ કરી સૌથી પ્રથમ તેમણે સમ્રાટ અને શુજાઉદ્દૌલાને એકબીજાની વિરુદ્ધ ભભેરીને ફોડવાની તરકીબ રચી 'સીઅરૂલ-મુતાખરીન'નો લેખક સૈય્યદ ગુલામહુસેન આ

વખતે પોતાના પિતાની સાથે બાદશાહની સેનામાં હાજર હતો. તે કબૂલ કરે છે કે પોતે લોભને વશ થઈને અંગ્રેજોના પક્ષમાં ભળી ગયો. તેની મારફત અંગ્રેજોએ શાહઆલમને ખાતરી આપી કે "અમે તમારા સાચા વફાદાર અને હિતચિંતક છીએ." અંગ્રેજોએ શાહઆલમ સાથે એ પણ કરાર કર્યો કે અમે શુજાઉદ્દૌલાને જોર કરીને તેનો બધો પ્રાંત તમને સોંપી દેશું. આ બધી ચાલબાજી રચીને તેમણે બાદશાહને લડાઈમાં ઉદાસીન બનાવી દીધો. શાહઆલમની આસપાસ દિલ્હીમાં આ વખતે દુશ્મનો ઘણા જાગ્યા હતા, અને તેમનાથી પોતાનું રક્ષણ કરવા માટે તેને કોઈકની મદદની જરૂર હતી. આવે વખતે તેની કમજોરી અને અદૂરદર્શિતાનો અંગ્રેજોએ પૂરતો લાભ લીધો.

**શુજાઉદ્દૌલાની સેનામાં વિશ્વાસઘાતી**

એક બીજો વિશ્વાસઘાતી રાજા કલ્યાણસિંહ હતો. એ મહારાજા સિતાબરાયનો પુત્ર હતો, અને શુજાઉદ્દૌલાની સેનામાં ઊંચા અધિકાર ઉપર હતો. આ માણસ નવાબની સેનાની સંખ્યા, સામાન, હિલચાલ વગેરે બધી બાબતોના સમાચાર અંગ્રેજોને પૂરા પાડ્યા કરતો હતો. તેણે પોતાના એક લેખમાં સ્વીકાર્યું છે:—

"મહારાજા સિતાબરાય એ વખતે અઝીમાબાદમાં હતા. તેમનો એક મુનશી રાય સાધોરામ ફૂલવાડીમાં મને મળવા આવ્યો. × × × મેં તેને કહ્યું કે હું તમારા જ પક્ષનો છું, અને બરાબર તક મળશે ત્યારે આખી લડાઈ તમારા પક્ષમાં જિતાય એવી જાનની કોશિશ કરીશ એવી ખાતરી અંગ્રેજ અમલદારોને તેમ જ મીર મોહમ્મદ જાફરઅલીખાંને આપજો. રાય સાધોરામે મારો સંદેશો પહોંચાડ્યો અને પાછા આવીને મને ખબર આપ્યા કે તમારો સહાનુભૂતિ અને આશાનો સંદેશો સાંભળીને અંગ્રેજો તથા નવાબ બંને તમારા ઉપર ખુશ થયા છે. તમારા ઉપર તેમનો સંપૂર્ણ ભરોસો છે." ૪

જૈનુલ આબદીન નામના એક ત્રીજા દેશઘાતી અને વિશ્વાસઘાતીનો એક કાગળ ૨૨મી સપ્ટેમ્બર ૧૭૬૪ને દિવસે કલકત્તા પહોંચ્યો. આ કાગળમાં લખ્યું હતું:—

"અસદખાં બહાદુર મારફત આપનો મૈત્રી દર્શાવતો કાગળ

૪ J. B. & O. R. S. vi, pp. 148, 149.

મળ્યો, જેનાથી મારી આબરૂ વધી. એ કાગળમાં આપે ઇચ્છા પ્રગટ કરી છે કે જેટલા વધારે મજબૂત અને હથિયારબંધ મુગલ, તુરાની તથા અન્ય સવારો આવી શકે તેટલા લઈને હું આપને મળું.

"જનાબ! કોઈ પણ શખ્સ માટે ખરે વખતે પોતાના માલિકને છોડીને તેના દુશ્મનને જઈને મળવામાં અત્યંત લજ્જા છે, છતાં કોઈ પ્રસંગો એવા પણ આવે છે કે જ્યારે એમ કરવું યોગ્ય હોય છે. × × ×"[૫]

ભારતીય રાજાઓની અંદર અંદરની ઈર્ષા આ વખતે બહુ હદ સુધી વધી ગઈ હતી.

આ વખતે ચોમાસું શરૂ થઈ ચૂક્યું. વરસાદને લીધે તેમ જ આ બધી બાબતોથી લાચાર થઈને શુજાઉદ્દૌલાએ પટનાનો ઘેરો ઉઠાવી લીધો અને બક્સર પાછો આવ્યો. બક્સરમાં જ તેણે ચોમાસું ગાળવાનો નિશ્ચય કર્યો.

**નંદકુમાર ઉપર જબરદસ્તી**

બીજી વાર મસનદ ઉપર બેઠા પછી તરત જ મીરજાફરે મહારાજા નંદકુમારને પોતાનો દીવાન નીમ્યો. નંદકુમાર સત્યનિષ્ઠ અને વફાદાર નીકળ્યો. અંગ્રેજોને તે પૂરેપૂરી રીતે પારખી ગયો હતો. નંદકુમારની સલાહથી બાદશાહ તથા શુજાઉદ્દૌલાને પ્રસન્ન કરીને સૂબેદારીનું શાહી ફરમાન મેળવી લેવાની કોશિશ કરવાનો મીરજાફરે વિચાર કર્યો. મીરજાફરની આ ઇચ્છા જરૂર ઉચિત અને નિયમ મુજબની હતી. પણ બાદશાહ અને મીરજાફર એક થાય એમાં અંગ્રેજોનું હિત નહોતું, નુકસાન હતું. આથી સમાચાર મળતાં જ અંગ્રેજોએ જબરદસ્તીથી નંદકુમારને દીવાનના પદેથી ઉતારી મૂક્યો, અને મીરજાફરને પટનાથી કલકત્તા બોલાવી લીધો. પૂતળા જેવા બની ગયેલા અપંગ મીરજાફરને અંગ્રેજોની આજ્ઞા માન્યા વગર છૂટકો નહોતો.

**મનરોએ રોહતસ કિલ્લો લીધો**

મેજર કાર્નાકની જગાએ પટનાની સેનાના સેનાપતિ તરીકે મેજર મનરો નિમાયો. તે જુલાઈ માસમાં પટના પહોંચ્યો. જો લડાઈ વધારે લંબાય તો મરાઠા તથા અફઘાનોની સેના શુજાઉદ્દૌલાની મદદે આવે એવો સંભવ હોવાથી અંગ્રેજો ડરતા હતા. આથી શુજાઉદ્દૌલાની સેના ઉપર તરત હુમલો કરી લડાઈનો ઝપાટાબંધ અંત લાવવાની મેજર મનરોને આજ્ઞા આપવામાં આવી.

૫ Long's *Selections*, pp. 358, 359.

મેજર મનરો આવ્યો કે તરત જ મીરજાફર ઉપરની અંગ્રેજોની શિરજોરીને લીધે કંપનીના કેટલાક હિંદી સિપાઈઓએ-બળવો કર્યાનું જણાય છે. મેજર મનરોએ કોઈ પણ જાતની તપાસ કર્યા વગર આ બધા બળવાખોરોને એક-દમ તોપને મોંએ ઉડાવી દીધા.

ત્યાર પછી મેજર મનરોએ રોહતસનો કિલ્લો જીતી લીધો. આ કિલ્લાના સંબંધમાં સૈયદ ગુલામહુસેન લખે છે કે મેજર મનરોએ આવતાં વેંત ડૉક્ટર ફૂલરટનની મારફત પોતાને કાગળ લખ્યો કે—"જો તમે રોહતસનો કિલ્લો અંગ્રેજોને સોંપાઈ જાય એવી કંઈ તદબીર કરી શકો તો તમે અંગ્રેજોની દોસ્તી અને કૃતજ્ઞતાના હકદાર થશો." સય્યદ ગુલામહુસેન લખે છે.—"આ સૂચના મળ્યા પછી મેં રાજા સાહૂમલની સાથે વાતચીત શરૂ કરી." રાજા સાહૂમલ રોહતસનો કિલ્લેદાર હતો. તે ગુલામહુસેનની વાતોમાં લોભાઈ ગયો. તેણે પોતાની શરતો રજૂ કરી. અંગ્રેજોએ એ શરતો કબૂલ કરી લીધી અને ચૂપચાપ તેની મદદથી કિલ્લો તાબે કરી લીધો. પરંતુ પાછળથી સાહૂમલની એક પણ શરત અંગ્રેજોએ પાળી નહિ. રાજા સાહૂમલે ગુલામહુસેનને ફરિયાદ કરી, પરંતુ વ્યર્થ.

એમ પણ કહેવાય છે કે આ સમયે શુજાઉદ્દૌલાનું મીરકાસિમ પ્રત્યેનું વર્તન જેવું હોવું જોઈએ તેવું રહ્યું નહોતું.

**બકસરનું સુપ્રસિદ્ધ યુદ્ધ**

ઈ. સ. ૧૭૬૪ના સપ્ટેંબરની ૧૫ મીએ બંને સેના વચ્ચે બકસરમાં યુદ્ધ થયું.

શાહઆલમના મન ઉપર અંગ્રેજોના પ્રપંચની પૂરી અસર થઈ હતી. આ કાર્યમાં 'સીઅરૂલ-મુતાખરીન'નો કર્તા અંગ્રેજોનો ખાસ મદદગાર હતો. તે લખે છેઃ—

"પરંતુ શાહઆલમ જે અંદરથી વજીરની (શુજાઉદ્દૌલા) વિરુદ્ધ અસંતુષ્ટ હતો × × × તેણે કેટલાંય બહાનાં કાઢીને સમય વિતાવવાનું યોગ્ય ધાર્યું. કારણ એ હતું કે તેણે કેટલાક સમય અગાઉથી જ અંગ્રેજોના પક્ષમાં ભળી જવાનો વિચાર કરી લીધો હતો, કેમકે અંગ્રેજોએ કંઈક એવો સંદેશો તેને પહોંચાડયો હતો જેને પરિણામે બાદશાહ અંગ્રેજોને મળી જવા માટે આતુર થયો હતો, અને તેમની મદદનો લાભ મેળવવાનો નિશ્ચય કરી ચૂક્યો હતો."

જ્યાં ખુદ ભારતવર્ષના બાદશાહની આ સ્થિતિ હતી ત્યાં પછી કેટલા

ભારતીય સેનાપતિઓએ સક્રિય કે નિષ્ક્રિય રૂપમાં શત્રુને મદદ કરી હશે, પ્રભુ જાણે! પરિણામ એ આવ્યું કે આખા દિવસના ધમસાણમાં પાંચછ હજાર માણસો ખપી ગયા અને શુજાઉદ્દૌલાને પાછા હઠવું પડ્યું. કહેવાય છે કે આ પીછેહઠમા ગગાની દલદલમા તેના હજારો માણસો સપડાઈ ગયા

**મીરકાસિમનો અંત**

મીરકાસિમ જાણતો હતો કે જો કદાચ પોતે અંગ્રેજોના હાથમાં સપડાઈ જાય તો સિરાજુદ્દૌલાના જે ભોગ થયા તે કરતા વધારે સાગ ભાવિની આશ અગ્રેજો પાસેથી રાખવી ફોગટ છે, તેની દશા તેજ પોતાની દશા પણ થવાની. આથી તે બક્સરથી નાસીને અલાહાબાદ પહોચ્યો; સાવી નાસીને બરેલીમાં જગ રોકાયો અને ૧૨ વરસ પછી ઘરબાર વિનાના માણસની માફક ઠેકઠેકાણે અનેક મુસીબતો વેઠતા વેઠતા ઈ સ. ૧૭૭૭ માં દિલ્હીમાં મરણ પામ્યો. ભારતીય સ્વાધીનતાને ખાતર જાન આપી દેનારાના નામમાં મીરકાસિમનુ નામ ચિરસ્મરણીય રહેશે

લડાઈ પૂરી થતા જ બાદશાહ શાહઆલમે શુજાઉદ્દૌલાનો પક્ષ છોડી દીધો અને પોતાનો તબૂ અગ્રેજોની છાવણી પાસે નાખ્યો. અંગ્રેજોએ તેની સમક્ષ હાજર થઈ વિધિપુરઃસર તેનુ સ્વાગત કર્યું અને તેને પોતાનો સમ્રાટ ગણીને સલામ ભરી તેની સાથે અગ્રેજોએ ગગા નદી ઓળગી અને ત્યાથી શુજાઉદ્દૌલાના દીવાન બેણીબહાદુરને બોલાવીને શુજાઉદ્દૌલા સાથે સંધિ કરવાની કોશિશ કરી હિંદુસ્તાનમા હવે વધારે નવા ઇલાકા ન જીતવા એવી જાનની કપનીએ પોતાના નોકરોને આજ્ઞા કર્યાની ખાતરી બેણીબહાદુરને આપવાનો અગ્રેજોએ પ્રયત્ન કર્યો છતા આ વખતે અગ્રેજો તથા શુજાઉદ્દૌલા વચ્ચે સધિ ન થઈ શકી

એમ જણાય છે કે બાદશાહ બક્સરથી અલાહાબાદ તરફ ગયો શુજાઉદ્દૌલા ફરી વાર લડાઈ કરવાના ઇરાદે પાછો હઠયો અને અગ્રેજો શુજાઉદ્દૌલાની પાછળ પડવા આગળ વધ્યા

**ચુનારગઢમાં અગ્રેજોનો પરાજય**

રસ્તામા અગ્રેજોએ ચુનારગઢને ઘેર્યો 'સીઅરૂલ-મુતાખરીન' માં લખ્યુ છે કે અગ્રેજ સેનાપતિએ કપનીના નામનો એક બાદશાહની સહીવાળો પરવાનો કિલ્લેદાર મોહમ્મદ બશીરખાની સામે ધર્યો, પરતુ કિલ્લાની અદરની ભારતીય સેનાએ એ પરવાનાની જરા જેટલી પણ દરકાર ન કરી. સેનાએ જ્યારે જોયુ કે કિલ્લેદાર પણ ડગુમગુ થઈ રહ્યો છે, ત્યારે તેણે તેને

કિલ્લાની બહાર હાંકી કાઢયો ને વીરતાથી વિદેશીઓના હુમલા સામે કિલ્લાનું રક્ષણ કરવાની શરૂઆત કરી. અંગ્રેજોએ પોતાની તોપો માંડી. કેટલાક દિવસોના તોપોના મારાને અંતે કિલ્લાની દીવાલમાં એક નાનું ગાબડું તેઓ પાડી શક્યા. પરંતુ જ્યારે એક દિવસે અંધારી રાતે અંગ્રેજી સેનાએ આ ગાબડામાંથી કિલ્લામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે અંદરની ભારતીય સેનાએ પોતાની બંદૂકો વતી તેમનામાંના ઘણાને તે દીવાલ ઉપર જ ખડકી દીધા. લાચાર થઈને અને ખૂરી રીતે હાર ખાઈને અંગ્રેજોએ ચુનારનો ઘેરો ઊઠાવી લીધો અને અલ્લાહાબાદને રસ્તે ચલતી પકડી. ખરી રીતે તો કપટજાળ અને લાંચરુશવતનો ઉપયોગ કર્યા વગર કોઈ પણ જગાએ અંગ્રેજી સેના ભારતીય સેનાને હરાવી શકી નથી.

**અલ્લાહાબાદ અંગ્રેજોના હાથમાં**

અલ્લાહાબાદનું રક્ષણ કરવા માટે રાખેલી સેનાએ પણ અંગ્રેજોની સામે બરાબર મોરચા માંડયા. પરંતુ અંગ્રેજોના સુભાગ્યે આ અણીને વખતે નઝફખાં અંગ્રેજોને મળી ગયો. ઉદવાનાલાની લડાઈમાં આ નઝફખાંએ જ અંગ્રેજોને હેરાન કર્યા હતા. નઝફખાં અલ્લાહાબાદના કિલ્લામાં ઘણો વખત રહ્યો હતો, અને બધાં રહસ્યો તે જાણતો હતો. પણ ઉદવાનાલામાં અંગ્રેજોને તોબા પોકરાવનાર નઝફખાં આજે અંગ્રેજોનો જ દોસ્ત થયો. કિલ્લાની દીવાલો તોડી પાડવા માટે અંગ્રેજી સેનાની પાસે જે સારામાં સારી તોપ હતી તે આપણા જ દેશમાં બનાવેલી હતી અને શુજાઉદ્દૌલાના તંબૂઓમાંથી મળેલી લૂંટમાં હાથ આવી હતી. નઝફખાંએ કિલ્લાના બધા રસ્તા અંગ્રેજોને બતાવી દીધા અને આ તોપની પણ તેમને સારી મદદ મળી. અંતે થોડી લડાઈ થયા પછી અંગ્રેજી સેનાએ અલ્લાહાબાદના કિલ્લામાં પ્રવેશ કર્યો. કિલ્લા ઉપર હુમલો કરવામાં તેમ જ અંદરના માણસો સાથે સંધિની શરતો નક્કી કરવામાં મહારાજા સિતાબરાયની ફોજ આગળ હતી, પણ જ્યારે કિલ્લાનો કબજો લેવાનો હતો ત્યારે કંપનીની સેના આગળ હતી.

**શુજાઉદ્દૌલા સાથે સંધિ**

હવે શુજાઉદ્દૌલા ભાગીને બરેલી પહોંચ્યો. ત્યાંથી પાછા ફરી મલ્હારરાવ હોળકરની સેનાની સહાય લઈને તેણે કરા પાસે અંગ્રેજી સેના ઉપર હુમલો કર્યો. એકબે નાની મોટી લડાઈઓ થઈ. અંતે મહારાજા સિતાબરાયે વચ્ચે પડીને નીચે લખી શરતોએ કંપની તથા શુજાઉદ્દૌલા વચ્ચે સંધિ કરાવી:—

(૧) યુદ્ધના ખર્ચ પેટે શુજાઉદ્દૌલાએ કંપનીને પચોસ લાખ રૂપિયા આપવા; પચીશ લાખ અત્યારે જ આપવા અને બાકીના હપ્તે હપ્તે આપવા.

(૨) અલ્લાહાબાદની આસપાસનો પ્રાંત, જે આજ સુધી અયોધ્યાને તાબે હતો તે બાદશાહના ઉપયોગ માટે જુદો કરવો. અલ્લાહાબાદ શહેર તથા કિલ્લો બાદશાહના નિવાસ માટે રાખવો અને બાદશાહનું રક્ષણ કરવા માટે કિલ્લાની અંદર અંગ્રેજી સેના રહેવા દેવી.

(૩) ગાઝીપુર અને તેની આસપાસનો ઇલાકો કંપનીને આપવો.

(૪) અંગ્રેજોનો એક વકીલ શુજાઉદ્દૌલાના દરબારમાં રાખવો; પરંતુ નવાબના રાજકારભારમાં તેણે કોઈ જાતની દખલ ન કરવી.

(૫) હવેથી બંને પક્ષોએ બીજા પક્ષના શત્રુ કે મિત્રને પોતાનો પણ શત્રુ અને મિત્ર સમજવો.

અયોધ્યાના નવાબ વજીરની સાથે અંગ્રેજોની આ પ્રથમ સંધિ હતી. અયોધ્યાની નવાબીની શરૂઆત દિલ્હીની બાદશાહીની નબળાઈના સમયમાં ઈ. સ. ૧૭૨૦ની લગભગ થઈ હતી. દિલ્હીના બાદશાહે પહેલા નવાબ સઆદતખાંને અયોધ્યાના સૂબેદાર તરીકે મોકલ્યો હતો. ત્યાર પછી સઆદતખાંના ભત્રીજા બીજા નવાબ સફદરજંગે નાદીરશાહને બે કરોડ રૂપિયા નજરાણું આપીને પોતાની નવાબી સાચવી રાખી હતી. પ્રથમ સફદરજંગને જ બાદશાહે સામ્રાજ્યની વજીરાત આપી અને ત્યારથી અયોધ્યાના નવાબો નવાબ વજીર કહેવાવા લાગ્યા. શુજાઉદ્દૌલા સફદરજંગનો પુત્ર હતો.

શુજાઉદ્દૌલાએ અંગ્રેજોની સામે સારી ટક્કર લીધી; અને જો ખુદ શાહઆલમ બાદશાહ અને તેના બીજા સાથીઓ અંગ્રેજોના પક્ષમાં ભળી ન ગયા હોત તો બક્સરના રણમેદાનમાં શુજાઉદ્દૌલા અંગ્રેજોની વધતી જતી શક્તિને કાયમને માટે નામશેષ કરી નાખત એમાં શક નથી. પણ શાહઆલમની અયોગ્યતાએ શુજાઉદ્દૌલાને પંગુ બનાવી દીધો. પરંતુ શુજાઉદ્દૌલાની પછી ઈ. સ. ૧૮૫૬ સુધીમાં ભારતીય નરેશો અને કંપનીની વચ્ચેની તકરારોમાં ભારતવાસીઓને અયોધ્યાના નવાબ તરફથી કોઈ જાતનો ફાયદો થયો નથી. એથી ઊલટું અંગ્રેજોની સત્તા આ દેશની અંદર સ્થાપીને સ્થિર કરવામાં અયોધ્યાના નવાબો કંપનીના કાવતરામાં સદા ઉપયોગી સાધન નીવડ્યા છે. કંપનીની હિંદી સેનાના સિપાઈઓનો મોટો ભાગ અયોધ્યામાંથી જ ભરતી થતો હતો, અને અંગ્રેજી અમલદારોને જ્યારે

જ્યારે રૂપિયાની જરૂર પડતી ત્યારે ત્યારે ડરીને અથવા તો મૂર્ખાઈને લીધે પણ અયોધ્યાના ખજાનાએ જ સદા કામધેનુની ગરજ સારી છે

**મીરજાફરનો અંત**

અંગ્રેજોએ પોતાની મહત્ત્વાકાંક્ષાને શિખરે ચડવામાં મીરજાફરનો એક સીડી તરીકે ઉપયોગ કર્યો, અને એક વાર ઇષ્ટ સ્થાને પહોંચ્યા પછી તેને લાત મારીને દૂર ધકેલી દીધો એમ કરવામાં તેમને જરાય સંકોચ પણ ન થયો મીરજાફરના અંતિમ દિવસો બહુ દુ ખમય બની ગયા ઈ સ ૧૭૬૪ના ઑક્ટોબરમાં, દર માસે કંપનીને પાંચ લાખ આપવાનો કરાર મીરજાફર પાસે કરાવી લેવામાં આવ્યો આથી પોતાની જિંદગીના અંત સુધી તે પૈસાની ખેંચમાં રહ્યો અને કાયમ ફિકરમાં ડૂબી રહ્યો, અને આ ઉપરાંત સંધિની બહારની એવી ઘણી નવી નવી અને મોટી મોટી માગણીઓ તેની પાસે કરવામાં આવતી આ બધી જબરદસ્તીઓને લીધે તેના સ્વાસ્થ્ય અને આવરદા પર અસર થઈ પ્રસિદ્ધ ઇતિહાસલેખક સર વિલિયમ હંટર લખે છે —

> "મીરજાફર ઈ સ ૧૭૬૫ના જાનેવારીમાં મૃત્યુ પામ્યો અને કહેવાય છે કે કલકત્તાના અંગ્રેજોએ પોતાના વ્યક્તિગત નુકસાનોની ભરપાઈ કરવાની માગણીઓ એવી અયોગ્ય રીતે કરી કે જેને પરિણામે તેનું મોત વધારે જલદી થયું "[૧]

ખરી રીતે મીરજાફરનું મોત ઈ સ ૧૭૬૫ના ફેબ્રુઆરી માસની શરૂઆતમાં મુર્શિદાબાદના મહેલમાં થયું તેની આવરદા આ વખતે ૬૫ વરસની હતી અંત વખતે મીરજાફરની ઇચ્છા મુજબ તેના અનેક સાથીઓ અને પુત્રો હોવા છતાં, તેના ચિરમિત્ર મહારાજા નંદકુમારે એક હિંદુ મંદિરમાંથી ગંગાજળ લાવીને મીરજાફરના મુખમાં મૂક્યું, અને એ જ પાણીથી પોતાના જ હાથે મીરજાફરને આખરી સ્નાન કરાવ્યું

---

૧ "His death took place in January 176[5], and is said to have been hastened by the unseemly importunity with which the English at Calcutta pressed upon him their private claims to restitution —Sir W W Hunter, in *Statistical Account of Bengal* vol ix, p 191



નજમુદૌલા

(From A History of Murshidabad District By Major Walsh)

# પ્રકરણ છઠ્ઠું

## મીરજાફરના મૃત્યુ પછી

**નવાબ નજમુદ્દૌલા**

મીરજાફરના મોટા પુત્ર મીરનની હત્યાનો અહેવાલ અગાઉ આ
ગયો છે. મીરજાફરનો બીજો પુત્ર નજમુદ્દૌલા હવે બંગાળાની મસનદ ઉપ
બેઠો. પરંતુ અંગ્રેજો આવો એક અવસર લાભ ઉઠાવ્યા વગર જવા દે ત
તે અંગ્રેજો શાના? કલકત્તાનો અંગ્રેજ ગવર્નર તે વખતે બંગાળાના 'ફો
વિલિયમ કિલ્લાનો ગવર્નર' કહેવાતો હતો. ગવર્નર અને કાઉન્સિલની પા
મુર્શિદાબાદના નવાબ કરતાં વધારે સેના હતી. આ ગવર્નર અને કાઉ
ન્સિલની અનુમતિ વગર કોઈ સૂબેદાર પોતાની જાતને સાચો સૂબેદાર ગણ
શકતો નહોતો. વાંસીટાર્ટ પછી સ્પેન્સર ગવર્નર થયો હતો. નજમુદ્દૌ
એક નવી સંધિ ઉપર સહી ન કરે ત્યાં સુધી તેને સૂબેદાર તરીકે ગણવા
ગવર્નર સ્પેન્સરે તથા તેની કાઉન્સિલે ઇનકાર કર્યો. આ નવી સંધિ
મુખ્ય શરતો આ હતીઃ—

(૧) નવાબ નજમુદ્દૌલા નાયબ સૂબેદારની એક નવી જગા ઉઘાડે. શાસ
સંબંધેનું બધું કામકાજ નવાબ સૂબેદારના નામે આ નાયબ સૂબેદાર
કરે, અને અંગ્રેજોના એક ખાસ માણસ મોહમ્મદ રેઝાખાંને આ ન
અધિકાર ઉપર નીમવામાં આવે.

(૨) વેપાર વિભાગમાં કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલની રજા વગર નવા
કોઈને રજા ન આપે કે કોઈ નવા માણસને નીમે નહિ.

(૩) કંપનીની ફોજને માટે મુર્શિદાબાદના ખજાનામાંથી દર માસે પાંચ લા
રૂપિયા કંપનીને મળ્યા કરે.

(૪) સરકારી જમીનમહેસૂલ ઉઘરાવવા માટે અને નવાબના દરબારનો ઠાઠમ
તથા માનમરતબો જાળવવા માટે જેટલી સેનાની જરૂર હોય એ કર

વધારે એક પણ સિપાઈ નવાબ પોતાની પાસે ન રાખે.

(૫) દેશમાં દરેક જાતના વેપાર ઉપરની જકાત અંગ્રેજોને માટે માફ કરવામાં આવે.

આ શરતો સ્વીકાર્યા પછી નજમુદ્દૌલાની સત્તા માત્ર નામની રહી એ કહેવાની જરૂર નથી. નજમુદ્દૌલાને આ બધી શરતોનો સ્વીકાર કરવાની ફરજ પડી, અને એ ઉપરાંત સ્પેન્સર તથા તેના સાથીઓને વીશ લાખ રૂપિયા રોકડા લાંચના આપવા પડ્યા. આ વીશ લાખની રકમ ગવર્નર તથા કાઉન્સિલના સભ્યોએ વહેંચી લીધી.

નવા નવાબે મહારાજા નંદકુમારને પોતાનો દીવાન બનાવવાની ઇચ્છા દર્શાવી પરંતુ અંગ્રેજો નંદકુમારથી બરાબર ચેતી ગયા હતા; તેમણે તેને દીવાન નીમવાની રજા તો ન જ આપી, પરંતુ નવાબ પોતે નિરાધાર છે એનું તેને પૂરેપૂરું ભાન કરાવવા માટે મહારાજા નંદકુમારને કેદ કરી જબરદસ્તી પૂર્વક મુર્શિદાબાદથી કલકત્તા લઈ ગયા.

**ક્લાઈવનું પુનરાગમન**

કંપનીનો કારભાર હવે ખૂબ વધી પડ્યો હતો. તેની આકાંક્ષાઓ બહુ આગળ ગઈ હતી. ક્લાઈવ આ વખતે 'લૉર્ડ ક્લાઈવ' બન્યો હતો. કારભારની સુવ્યવસ્થા માટે અને આકાંક્ષાઓને પૂરી પાડવા માટે કંપનીના ડાયરેક્ટરોએ ક્લાઈવને ફરી વાર હિંદુસ્તાનમાં મોકલવાનું જરૂરી માન્યું. ક્લાઈવ ફરી એક વાર 'ફૉર્ટ વિલિયમનો ગવર્નર' નિમાયો. ઇંગ્લાંડથી પાછા ફરતાં મદ્રાસની અંદર તેણે મીરજાફરના મોતના સમાચાર સાંભળ્યા. આ વખતે બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દીવાનીનો અધિકાર બાદશાહ શાહઆલમ પાસેથી મેળવવાનો ક્લાઈવનો ખાસ મનોરથ હતો. ઇતિહાસલેખક વ્હીલર લખે છે:—

"મીરજાફરના મોતના સમાચાર સાંભળી ક્લાઈવ ખૂબ ખુશી થયો. પોતે સાત વરસ પહેલાં ઇંગ્લાંડના પ્રધાનમંત્રી પીટ પાસે બંગાળાના શાસન સંબંધે જે પદ્ધતિનું સૂચન કર્યું હતું તે પદ્ધતિ મુજબ રાજશાસન ચલાવવા માટે તે ઉત્સુક હતો. તે ઇચ્છતો હતો કે એક એવા નવાબને ઊભો કરવો જે શૂન્યમાત્ર જ હોય, બધો શાસનનો કારભાર હિંદી નોકરોના જ હાથમાં રહે, ખરા માલેક અંગ્રેજ થાય, તેઓ જ જમીનમહેસૂલ વસૂલ કરે, બહારના હુમલા અને અંદરના બળવાથી ત્રણે પ્રાંતોનું રક્ષણ કરે, લડાઈ કરે અને

સધિ પણ કરે. પરતુ અગ્રેજેની આ જાતની બાદશાહી સામાન્ય જનસમૂહથી છૂપી રહે, એટલા માટે તેઓ નવાબને નામે બાદશાહે આપેલા અધિકારથી શાસન કરે "૧

**ક્લાઇવની યોજના**

અત્યાર સુધી ક્લાઈવ જાણતો નહોતો કે અગ્રેજેએ નજમુદ્દૌલાને નવાબ તરીકે સ્વીકાર્યો છે તેની તજવીજ એવી હતી કે મીરજાફરના ૭ વર્ષના એક પૌત્રને મસનદ ઉપર બેસારીને તેના નામે પોતાનુ ધાર્યું પાર પાડવુ.

ઈસ ૧૭૬૫ના મે માસમા ક્લાઇવ કલકત્તા પહોચ્યો અહી આવીને જ્યારે તેણે સાભળ્યુ કે સ્પેન્સર અને તેના સાથીઓએ નવાબ નજમુદ્દૌલાને નવાબ તરીકે સ્વીકાર્યો છે, અને આ સોદામા તેઓએ જાતે વીસ લાખ રૂપિયા રોકડા ખિસ્સામા મૂક્યા છે, ત્યારે તે બહુ ક્રોધે ભરાયો છતા તરત જ તે પોતાની પૂર્વોક્ત યોજનાના પ્રયત્નમા લાગી ગયો.

બાદશાહ શાહઆલમ હજી સુધી અલાહાબાદમા જ હતો, અને સમ્રાટ તથા નવાબ વજીર શુજાઉદ્દૌલા બને અગ્રેજેથી આ વખતે દબાયેલા હતા બગાળા વગેરે ત્રણે પ્રાંતોની દીવાની બાદશાહ પાસેથી મેળવી લેવાનો પ્રયત્ન આ અગાઉ પણ કપનીએ કરી જોયો હતો આ જ વાત ક્લાઈવની ઉપર લખેલ યોજનામા પણ છે તેણે આ કાર્ય માટે હવે સીધા અલાહાબાદ પહોચવાનો વિચાર કર્યો

---

૧ " . was delighted at the news He was anxious to introduce the new system for the Government of the Bengal provinces which he had unfolded to Pitt more than seven years before He would set up a new Nawab who should be only a cypher He would leave the administration in the lands of native officials The English were to be the real masters, they were to take over the revenues, defend the three provinces from invasion and insurrection, make war and conclude peace But the sovereignty of the English was to be hidden from the public eye They were to rule only in the name of the Nawab and under the authority of the Moghul Emperor '—Wheeler's *Early Records of British India,* pp 329, 330

**શુજાઉદ્દૌલા સાથે નવી સંધિ**

સૌથી પ્રથમ રસ્તામાં ક્લાઈવ મુર્શિદાબાદ રોકાયો. ત્યાં મોહમ્મદ રેઝાખાંની સહાયથી નજરાણા તરીકે નવાબ નજમુદ્દૌલા પાસેથી ક્લાઈવે પાંચ લાખ રૂપિયા રોકડા પડાવ્યા અને એવો બંદોબસ્ત કર્યો કે જેથી હવેથી બંગાળાની બધી ખરી સત્તા અંગ્રેજોના હાથમાં આવી અને સૂબેદાર તો માત્ર નામનો જ રહ્યો. ત્યાંથી નીકળી ક્લાઈવ બનારસમાં જનરલ કાર્નાકની પાસે પહોંચ્યો. શુજાઉદ્દૌલા પણ આ વખતે બનારસમાં જ હતો. હજી હમણાં જ શુજાઉદ્દૌલા તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ હતી ર જી ઑગસ્ટે ક્લાઈવે શુજાઉદ્દૌલાની મુલાકાત લીધી. તે જ દિવસે ચાલુ સંધિની જરા પણ દરકાર કર્યા વગર જ ફરી લડાઈ કરવાની શુજાઉદ્દૌલાને ધમકી આપીને એક નવી સંધિ કરાવી લીધી. આ સંધિ અનુસાર શુજાઉદ્દૌલાએ હવે અલાહબાદ તેમ જ કરા બંને પ્રાંતો બાદશાહને માટે ( ? ) કંપનીને આપ્યા; અને લડાઈના ખર્ચ પેટે અગાઉની સંધિમાં જે ૫૦ લાખ રૂપિયા ઠરાવવામાં આવ્યા હતા તે વધારીને ૬૦ લાખ રૂપિયા કંપનીને આપવાનો કરાર કરવામાં આવ્યો.

**કંપનીને દીવાની મળે છે**

બનારસથી આગળ ક્લાઈવ અલાહાબાદ પહોંચ્યો. ૯મી ઑગસ્ટને દિવસે તેણે બાદશાહની મુલાકાત લીધી. તે જ દિવસે નિર્બળ તથા અદૂરદર્શી બાદશાહ શાહઆલમે કંપનીને બંગાળા, બિહાર તથા ઓરિસ્સાની દીવાનીનો અધિકાર આપી મુર્શિદાબાદની સૂબેદારી તથા મુગલ સામ્રાજ્યના મોતના પરવાના ઉપર પોતાની સહી મૂકી. આનો અર્થ એ કે હવેથી ત્રણે પ્રાંતોનું જમીનમહેસૂલ તથા બીજો રાજ્યકર વસૂલ કરવાનું, તેમાંથી ૨૬ લાખ રૂપિયા બાદશાહને ખંડણી તરીકે દિલ્હી મોકલતા રહેવાનું, અને મુર્શિદાબાદના દરબારનો જે કંઈ ખર્ચ થાય તે પૂરો કરવાનું કામ કંપનીને સોંપાયું. બાકીનો શાસનપ્રબંધ સૂબેદારના હાથમાં રહ્યો, અને આ ઉપર જણાવેલો ખર્ચ બાદ કરતાં ત્રણે પ્રાંતોની જે ઉપજ સિલિક રહે એ કંપનીની સંપત્તિ થઈ. આ વખતે બંગાળામાં બે જુદી જુદી રાજસત્તાઓ સ્પષ્ટ દેખાવા લાગી હતીઃ એક મુર્શિદાબાદની ભારતીય સત્તા, અને બીજી કલકત્તાની વિદેશી અંગ્રેજ સત્તા.

આ સંધિ ઉપર સહી કરાવી લેવામાં અંગ્રેજોએ બળનો પણ ઉપયોગ કર્યો હતો, એમાં સંદેહ નથી. 'સીઅરૂલ-મુતાખરીન'માં લખ્યું છે,

કે બાદશાહ અને વજીર બનેને "પોતાની ઇચ્છા વિરુદ્ધ-આ શરતોનો સ્વીકાર કરવાની ફરજ પડી"

હવે ક્લાઈવ પોતાની મનોકામના પૂરી કરીને અલાહાબાદથી પાછો કલકત્તા આવ્યો

**નજમુદ્દૌલાની હત્યા**

ક્લાઈવ મુર્શિદાબાદથી બનારસ જવા નીકળ્યો કે તરત જ નવાબ નજમુદ્દૌલાનુ ખૂન થયુ જે હાલતમા આ મૃત્યુ થયુ એ સદેહ ઉપજાવે તેવી હતી 'સીઅરૂલ મુતાખરીન' ઉપરથી જણાય છે કે નજમુદ્દૌલા અને મોહમ્મદ રેઝાખા બને મુર્શિદાબાદની બહાર ક્લાઈવને વળાવવા એક બાગ સુધી આવ્યા ક્લાઈવ રવાના થઈ ગયા પછી જ્યારે બને પોતપોતાના મહેલે પાછા ફર્યા ત્યારે રસ્તામા જ આ નવયુવાન નવાબના પેટમા સખત દર્દ થવા લાગ્યુ અને મહેલે પહોચતા પહોચતા જ તે મૃત્યુ પામ્યો સામાન્ય લોકોની તો એવી જ પાકી સમજણ બધાઈ હતી કે મોહમ્મદ રેઝાખાએ નવાબને મરાવી નાખ્યો

મોહમ્મદ રેઝાખા અગ્રેજોનો ખાસ માણસ હતો વેરેલ્સ્ટ નામના એક અગ્રેજના કાગળ ઉપરથી જણાય છે કે નજમુદ્દૌલાના આ આકસ્મિક મૃત્યુ પાછળ ક્લાઈવ તથા તેના બીજા અગ્રેજ સાથીઓનુ કાવતરુ હતુ એવી જબરદસ્ત અફવા કલકત્તામા પ્રચલિત હતી [૨]

ક્લાઈવ નજમુદ્દૌલાને નવાબી આપવાની વિરુદ્ધ હતો એમા શક નથી પાચ લાખ રૂપિયા નગદ ગણી લીધા પછી તેણે ડાયરેક્ટરો ઉપર એક કાગળ લખ્યો હતો— નજમુદ્દૌલાના હાથમા સત્તા સોપવી અને સુખશાતિથી રહેવુ એ અસભવિત છે [૩] આ કરતા બીજુ નીચમા નીચ કામ કોઈ ન હોઈ શકે કે જે પોતાની ઇષ્ટસિદ્ધિને માટે કરવા ક્લાઈવ તૈયાર ન થાય નજમુદ્દૌલાના મૃત્યુથી કપનીને એક વધારે લાભ મળ્યો 'દીવાની' મળ્યા પછી દેશની આવકમાથી દર વરસે નવાબના સૈન્યખર્ચ માટે વાર્ષિક ૫૫ લાખ રૂપિયા આપવાનુ કપનીએ કબૂલ્યુ હતુ હવે આ રકમ ઘટાડીને

૨ *Third Report 1773*, p 375

૩ "It is impossible, therefore, to trust him with power, and be safe"—Clive's letter to the Court of Directors, dated 30th September 1765

૪૧ લાખ ૮૧ હજારની કરવામાં આવી.

નજમુદ્દૌલાના મૃત્યુ સાથે મુર્શિદાબાદની રહી સહી સત્તાનો પણ લોપ થાય છે. જોકે માત્ર નામ અને દેખાવ ખાતર એક નવા નવાબને એટલે નજમુદ્દૌલાના નાના ભાઈને મસનદ ઉપર બેસારવામાં આવ્યો, અને આ દોઅમલી વૉરન હેસ્ટિંગ્સના સમય સુધી ચાલુ રહી; પરંતુ ખરી રીતે તો સૂબેદાર હવે માત્ર નામનો જ હતો. ત્રણે પ્રાંતોનું શાસન અંગ્રેજોએ નીમેલા ત્રણ નાયબોના હાથમાં ગયું, અને સમસ્ત બંગાળામાં કેવળ 'અંગ્રેજ સરકાર'ની જ બોલબાલા થવા લાગી. ત્યાર પછીનો બંગાળાનો ઇતિહાસ સ્વતંત્ર ઇતિહાસ નથી રહેતો, પણ ગવર્નરોના કાર્યોના ઇતિહાસ સાથે ભળી જાય છે.

### ભયંકર લૂંટ અને દોઅમલી

ઇસ્ટ ઇંડિયા કંપનીના બધા નાના મોટા નોકરોમાં ધનનો લોભ તથા દુરાચાર એટલી હદ સુધી વધી પડ્યાં હતાં કે ઇમાની કે બેઇમાની અથવા ન્યાય કે અન્યાયનો વિચાર તો એક બાજુએ રહ્યો, પણ પોતાના વ્યક્તિગત સ્વાર્થ આગળ તેઓ કંપનીના હિતઅહિતની પણ પરવા કરતા નહોતા. ઈ. સ. ૧૭૬૫ ના સપ્ટેમ્બરની ૩૦મીએ ક્લાઈવે ડાયરેક્ટરો ઉપર એક લાંબો પત્ર લખ્યો. આ કાગળ ઉપરથી તે વખતના અંગ્રેજો કેવા હતા તેનો સારો ખ્યાલ આવે છે. આ કાગળમાં ક્લાઈવ લખે છેઃ—

"× × × આ લોકો (કંપનીના અંગ્રેજ નોકરો) પોતપોતાના વ્યક્તિગત તાત્કાલિક લાભ પાછળ એટલી ઉત્સુકતાથી આગળ વધતા જાય છે કે તેમનામાંથી આબરૂનો ખ્યાલ, તેમ જ પોતાના માલિક તરફની કર્તવ્યબુદ્ધિનો ખ્યાલ ચાલ્યો ગયો છે. તેમની પાસે એકાએક દોલત વધી ગઈ છે, અને ઘણાએ તો એ અન્યાયી રીતે મેળવેલી છે. એથી એશઆરામે એમનામાં ઘર કર્યું છે. આ એશઆરામી બહુ નાશકારક હદે પહોંચી ગઈ છે. × × × ખરાબી ચેપી રોગની માફક એ એકબીજાને ચોંટતી ગઈ છે અને દીવાની તથા ફોજી કચેરીઓમાં તેમ જ વેપારી, કારકુનો વગેરે સુધી ફેલાઈ ગઈ છે. × × ×

"આ લોકો કયે કયે રસ્તે ધન કમાય છે એ તો હજી હું જાણી પણ શક્યો નહોતો, દરમિયાનમાં તો હું એ દેખીને ચકિત થઈ ગયો કે આ લોકો એટલા ઝપાટાબંધ ધનવાન થયા છે કે અહીં અંગ્રેજોમાં ભાગ્યે જ કોઈ એવો અંગ્રેજ હશે જેણે બહુ જ થોડા સમયમાં

પોતાની મોટી ધનની પૂંજી લઈને ઇંગ્લાંડ પાછા જવાનો નિશ્ચય નહિ કર્યો હોય "

એ દિવસોમા કંપનીના અંગ્રેજો માટે ધન કમાવાનો એક ખાસ ઉપાય લૂંટ-ધાડ હતી ઇતિહાસલેખક ટૉરેન્સ લખે છે કે "આ લોકો બગાળા તથા બીજા ભાગોમાં નિર્ભય થઈને લૂટ કરવા માટે નીકળી પડતા" અને "વારવાર પોતાની દુકાનો છોડી ટોળીઓમાં ગોઠવાઈને જ્યા ત્યા ધાડો પાડતા. × × × તે દિવસોમા કપનીના દરેક નોકરનું એક જ કામ હતુ કે જેટલા બની શકે તેટલા જલદી ભારતવાસીઓ પાસેથી દસવીશ લાખ રૂપિયા લૂટીને પાછા ઇંગ્લાંડ પહોચી જવુ."*

આગળ ચાલતા ક્લાઈવ ઉપરોક્ત કાગળમા લખે છે —

"× × × દોલત વ્યવસ્થાની શત્રુ છે જ. આ દોલતને લીધે દિન પ્રતિદિન આપણી સેના બરબાદ થતી જાય છે. × × × ત્યારે અગ્રેજી ફોજ કોઈ પણ શહેર તાબે કરે છે, ત્યારે ત્યાંની તમામ લૂટનો માલ, દડના રૂપિયા અને સામાન આખી ફોજ અંદર અદર ખુશીથી વહેચી લે છે × × × હુ આપને ખાતરીપૂર્વક કહી શકુ છુ કે બનારસમા પણ આમ જ બન્યુ. એથી પણ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે થોડા વરસ પહેલા આપની સ્પષ્ટ આજ્ઞા આવી ચૂકી હતી કે લૂટના માલનો અર્ધો ભાગ કંપનીને મળવો જોઈએ, છતા બનારસની લૂંટ વખતના ગવર્નરે અને કાઉન્સિલે એમ કરવાને બદલે × × × બધો માલ અને રૂપિયા વિજય કરનારા સૈનિકોને આપી દીધા × × ×

"એશઆરામ ને લાચનું જોર × × ખૂબ વધ્યું છે × ×"

**દુનિયાના ઇતિહાસમાં અપૂર્વ અન્યાય**

એ વખતે અગ્રેજો હિંદી લોકો ઉપર જે જાતનો જુલમ ગુજારતા

* "The razzias made with impunity in Bengal and elsewhere . . . the counting house was deserted continually for marauding expeditions, . . During this period the business of a servant of the Company was simply to wring out of the natives a hundred or two hundred thousand pounds as speedily as possible, that he might return home . . ."—Torren's *Empire in Asia*, pp 82, 83

હતા તે સંબંધે ક્લાઇવ લખે છે:—

"કંપનીના નોકરોના અધિકાર નીચે જે યુરોપિયન એજન્ટો કામ કરે છે તેમણે, તેમ જ કંપનીના જ નોકરોના અધિકાર નીચે કામ કરતા કાળા એજન્ટો અને સબએજન્ટોએ અન્યાય અને પ્રજાપીડનની જે રીતો દાખલ કરી છે, તે મને બીક છે કે આ દેશમાં અંગ્રેજોના નામ ઉપર કાયમનું કાળું કલંક બની જશે. x x x હું જોઉં છું કે મહત્ત્વાકાંક્ષા, તેમાં મળતી સફળતા, અને એશઆરામ, આ ત્રણેએ મળીને એક નવી જ જાતની રાજનીતિ શરૂ કરી છે જેનાથી અંગ્રેજ જાતિની આબરૂ, કંપની ઉપરનો વિશ્વાસ અને સાધારણ ન્યાય તેમ જ માણસાઈ, બધાનું ખૂન થઈ રહ્યું છે."[૫]

૫ " . . . men, whose sense of honor, and duty to their employers, *had been estranged by the too eager pursuit* of their own immediate advantage. The sudden, and among many, the *unwarrantable acquisition of riches*, had introduced luxury in every shape, and in its most pernicious excess . . . the evil was contagious, and spread among the Civil and Military, down to the writer, the ensign, and the free merchant . . .

" Before I had discovered these various sources of wealth, I was under great astonishment to find individuals so suddenly enriched, that there was scarce a gentleman in the settlement who had not fixed upon a very short period for his return to England with affluence.

" . . . riches, the *bane of discipline*, were daily promoting the ruin of our army . . . they are suffered, without control, to take possession, *for themselves, of the whole beoty*, donation money, and plunder, on the capture of a city. This I can assure you, happened at Benares; and, what is more surprising, the then Governor and Council, so far from laying in a claim to the moiety which ought to have been reserved for the Company, agreeable to those positive orders from the Court of Directors a few years ago, . . . gave up

ક્લાઈવના આ કાગળના જવાબમાં ઈ. સ. ૧૭૬૬ ના મે માસમાં ડાયરેક્ટરોએ લખ્યું:—

" અમે એ સમજીએ છીએ કે દેશના આંતરિક વેપારમાં આ લોકોએ પોતાના ખાનગી વેપારથી જે મોટી મોટી પૂંજી એકઠી કરી છે, તે એવી જાતના જબરદસ્ત અન્યાય તેમ જ અત્યાચારથી મેળવી છે કે જેનાથી વધારે અન્યાય અને અત્યાચાર કોઈ પણ જમાનામાં અને કોઈ પણ દેશમાં જાણવામાં કે સાંભળવામાં આવ્યો નથી." [૬]

ઉપરનો લાંબો કાગળ ખુદ ક્લાઈવનો જ લખેલો છે. અને આ ક્લાઈવ પોતે કેવો હતો અને શું કરતો હતો? પોતે જ હદ ઉપરાંત લાલચુ અને લાંચિયો હતો; પોતે જ બીજી વાર અહીં આવીને લાખો રૂપિયા અયોગ્ય રીતે કમાઈને વિલાયત લઈ ગયો હતો; અને પોતે પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે ન્યાયઅન્યાય અથવા પાપપુણ્યનો જરા જેટલો પણ વિચાર કરતો નહોતો. આ જ કાગળમાં તે એક જગાએ દર્શાવે છે કે "ભારતવાસીઓ અંગ્રેજોના કુદરતી દુશ્મન છે." અને તેમનાથી ચેતતા રહેવાના ઉપાયો બતાવ્યા છે. પરંતુ ક્લાઈવ જેટલો સ્વાર્થી હતો તેટલો જ ચતુર અને ઘડા-

the whole to the captors . . .

" . . . the rage of luxury and corruption. . . .

" The sources of tyranny and oppression, which have been opened by the European agents acting under the authority of the Company's servants, and the numberless black agents and subagents acting also under them, will, I fear, be a lasting reproach to the English name in this country. . . . . Ambition, success, and luxury, have, I find, introduced a new system of politics, at the severe expense of English honor, of the Company's faith, and even of common justice and humanity."—Clive's letter to the Directors, dated 30th September 1765.

૬ " . . . we think the vast fortunes acquired in the inland trade have been obtained by a scene of the most tyrannic and oppressive conduct that ever was known in any age or country."—Letter from the Court of Directors to Lord Clive, dated May 1766.

ચેલો હતો. એના કેટલાય પત્રો ઉપરથી જણાય છે કે જરૂર પડતાં તે બહારથી ન્યાયપ્રેમી અને સદાચારી હોવાનો દેખાવ પણ ધારણ કરી શકતો હતો. આ ઉપરાંત તે વખતે અંગ્રેજોનો વ્યક્તિગત લોભ એટલો બધો વધી ગયો હતો કે જો તેને મર્યાદિત કરવામાં આવ્યો ન હોત તો ખુદ કંપની જ દેવાળું કાઢે એવો ડર હતો. અને આ ડર જ ક્લાઈવે લખેલા લાખા કાગળના કારણ રૂપ હતો.

**મીઠાવેરો**

વેપારી માલ ઉપર જકાત વસૂલ કરવાનો અધિકાર હવે કંપનીને મળી ચૂક્યો હતો છતા પણ કંપનીના નોકરોના વેપાર સંબંધી અન્યાયને રોકવાને બદલે મનુષ્યજીવન માટે અત્યંત આવશ્યક એવા મીઠા જેવા પદાર્થનો ઇજારો પણ કંપનીના નોકરોને ક્લાઈવે આપી દીધો, અને તેના ઉપર કંપની તરફથી ૩૫ ટકા જકાત નાખી. આ જકાતને લીધે પ્રજા ઉપરનો અન્યાય વધારે દુઃખદાયી થઈ પડ્યો. એ જ મુજબ પાન, તમાકુ વગેરે ચીજોનો વેપાર આખા બંગાળામાં અંગ્રેજો અને તેમના માણસોના હાથમાં સોંપાઈ ગયો. ક્લાઈવની એવી સ્પષ્ટ નીતિ હતી કે મીઠ જેવી જરૂરી વસ્તુ ઉપર કર વધારે રાખવો, અને પાન તમાકુ જેવી બિનજરૂરી વસ્તુઓ ઉપર કર ઓછો રાખવો. આ કર ઉઘરાવનાર તો અંગ્રેજ કંપની જ રહે

ક્લાઈવના જીવનનું એક પણ કાર્ય એવું નથી કે જેને ભારતીય પ્રજા કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે.

**ક્લાઈવનું વ્યક્તિગત ચારિત્ર્ય**

તેનું વ્યક્તિગત ચારિત્ર્ય પણ અત્યંત પતિત હતું. કેરેક્કોલીએ ક્લાઈવનું જીવનચરિત્ર લખ્યુ છે. તેમાં તેણે તેના પાપી કૃત્યોના અનેક દાખલા આપ્યા છે, જે દાખલા આ જગાએ આપવા વ્યર્થ અને અશિષ્ટ ગણાય તે લખે છે –

"આખા બંગાળામાં હિંદી તથા યુરોપિયન બંને જાતિની સ્ત્રીઓના એવા ઘણાયે પ્રસંગો છે જેમા ક્લાઈવના પ્રેમદર્શનનો તે સ્ત્રીઓએ તિરસ્કારપૂર્વક અસ્વીકાર કર્યો હોય અને આખી દુનિયા સમક્ષ તેને હાસીને પાત્ર બનાવ્યો હોય "[૭]

---

૭ " There were several instances of both white and black women in Bengal who rejected his offer with disdain and exposed him to the ridicule of the world."—*Life of Clive*, by Caraccioli, vol i.

આમાંની ઘણી સ્ત્રીઓ વિવાહિત પણ હતી.

ઈ. સ. ૧૭૬૭માં ક્લાઈવે કાયમ માટે ભારત છોડયું અને ઇંગ્લાંડમાં એક ભારતીય 'નવાબ'ના ઠાઠમાઠથી રહેવાનું શરૂ કર્યું. અંતે તેણે આત્મહત્યા કરી. ઇંગ્લાંડના ઘણા લોકોએ તેની આ આત્મહત્યાનું કારણ એ બતાવ્યું છે કે અમીચંદની સાથે દગાબાજી કરીને ભારતમાં બ્રિટિશ રાજ્ય સ્થાપવાનું પાપ, સિરાજુદ્દૌલા અને નજમુદ્દૌલાની હત્યા કરાવવાનું પાપ અને અનેક ઇસાઈ મિત્રોની સ્ત્રીઓને ભોળવીને તેમના ગૃહસુખનો નાશ કરવાનું પાપ, વગેરે પાપોની સ્મૃતિએ ક્લાઇવના આત્માને ચેન આવવા દીધું નહિ.

**ક્લાઈવની પછી**

ક્લાઈવની પછી વેરેલ્સ્ટ બંગાળાનો ગવર્નર નિમાયો. વેરેલ્સ્ટના એક કાગળ ઉપરથી જણાય છે કે બાદશાહ શાહઆલમને દિલ્હી જતો રોકવામાં તેમ જ તેને બહુ વાર સુધી અલાહાબાદ જ રોકી રાખવામાં અંગ્રેજોનો પૂરો હાથ હતો. વેરેલ્સ્ટ કંપનીના હિત ખાતર બાદશાહને બંગાળામાં લાવવા માગતો હતો. પરંતુ સાથોસાથ તે એમ પણ ઇચ્છતો હતો કે તેને બંગાળા બોલાવવો ન પડે, પણ શાહઆલમ પોતે તેમની સાથે બંગાળા આવવાની ઇચ્છા પ્રગટ કરે એવી કોઈ તરકીબ રચાય તો ઠીક. ઈ. સ. ૧૭૬૯માં વેરેલ્સ્ટની જગાએ કાર્ટિયર ગવર્નર નિમાયો. સ્કોલફીલ્ડ આ અંગ્રેજ ગવર્નરના સબંધમાં લખે છે:—

> "× × ઘણા પત્રો ફોર્ટ વિલિયમના ગવર્નર તરફથી મોકલાયેલા કે તેના નામ ઉપર આવેલા છે. પરંતુ આ જાતની દગાબાજી, કાવતરાં અને પ્રતિકાવતરાં તથા શંકાઓની જંજાળમાં આ ગવર્નરનું વ્યક્તિત્વ બહુ ચમકતું દેખાતું નથી."[૮]

આ લખાણ ઉપરથી તે વખતના ગવર્નરોનું કાર્ય શું હતું, તેનો ખ્યાલ પૂરેપૂરો આવી શકે છે.

---

૮ "From the tangle of plot and counterplot, of intrigue and suspicion, the personality of the Governor of Fort William in Bengal, to whom most of the letters in this volume are addressed or in whose name they were issued, does not emerge with any great distinctness."—A. F. Scholfield, in the preface to the Third Volume of *Calendar of Persian Correspondence.*

ઈ. સ. ૧૭૭૨માં કાર્ટિયરની જગાએ વોરન હેસ્ટિંગ્સ ગવર્નર નિમાયો. ક્લાઈવના ગયા પછી અને વોરન હેસ્ટિંગ્સ ગવર્નર નિમાયો ત્યાં સુધીમાં ઉત્તર ભારતમાં કોઈ મહત્ત્વની રાજનૈતિક ઘટના બની નથી.

તે દિવસોમાં બંગાળાના ત્રણે પ્રાંતોમાં સિતાબરાય, મોહમ્મદ રેઝાખાં અને જસારતખાં કંપનીના નાયબો તરીકે કેવી રીતે બધું કામકાજ ચલાવતા હતા, તેમની પાસે બેસીને તથા દરેક જિલ્લાના નાનામાં નાના અધિકારીની પાસે બેસીને અંગ્રેજો બધું કામ કેવી રીતે શીખતા હતા, દેશના રીતરિવાજો કેવી રીતે જાણી લેતા હતા અને કઈ રીતે એ દેશી અધિકારીઓ પાસેથી બધું કામ શીખીને તેમના ઉપર ચડી બેસતા હતા અથવા તો તેમને ખસેડીને તેમની જગાએ આવી જતા હતા, એ બધું 'સીઅરૂલ-મુતાખરીન'માં લખેલું છે.

## દો-અમલીથી બંગાળાનો નાશ

આ દો-અમલીએ ત્રણે પ્રાંતોનું સત્યાનાશ વાળ્યું. ચારે તરફ અરાજકતા હતી. દરેક સમયે દરેકને પોતાના જાન તથા માલનો ડર હતો. દરેક જાતના વેપાર ઉપર અંગ્રેજોનો અધિકાર હતો. થોડાં વર્ષો ઉપર જ દેશના જે ધંધાઓ આખી દુનિયાને ચકિત કરતા હતા, તે બધા ધંધાઓને તોડીપાડીને ધૂળધાણી કરવામાં આવ્યા હતા. સોનું, ચાંદી, ઝવેરાત, રૂપિયા અને અશરફીઓ દેશમાંથી ઉલેચાવા લાગ્યાં; અને એટલી હદ સુધી આ કામ ચાલ્યું કે દેશમાં રૂપિયા જેવી વસ્તુ દેખાવી ભારે થઈ પડી. અંગ્રેજોએ બંગાળાની ફાલીફૂલી કારીગરીનો કઈ રીતે નાશ કર્યો તેનું સરસ વર્ણન બોલ્ટસે કર્યું છે.[૯] તેના આ અપરાધની શિક્ષા તરીકે તેને ભારતમાંથી પાછો મોકલવામાં આવ્યો હતો.

ગવર્નર વેરેલ્સ્ટના એક કાગળ ઉપરથી જણાય છે કે બંગાળાનો અધિકાર અંગ્રેજોના હાથમાં ગયા પહેલાં બંગાળામાં બનેલી ચીજો ભારતના ખૂણે ખૂણે, તથા પશ્ચિમમાં ઈરાન તથા અરબસ્તાનના સમુદ્રોમાં થઈને તેમ જ પૂર્વે ચીન વગેરેના સમુદ્રોમાં થઈને દૂરદૂરના દેશોમાં પહોંચતી હતી, અને "હજારો રસ્તે ધન ખેંચાઈ ખેંચાઈને" બંગાળામાં આવતું હતું. હવે એ બધા રસ્તા બંધ થઈ ગયા. યુરોપની કંપનીઓ દરસાલ પોતાનાં વહાણોમાં ભરી ભરીને જે ભારતીય માલ પોતાના દેશોમાં લઈ જતી હતી, તેના બદલામાં

૯ *Consideration of the Affairs of the East India Company*, by Bolts.

યુરેપથી એક પાઈ પણ આવતી નહોતી. આ માલનું બધું મૂલ્ય બંગાળામાંથી જ વસૂલ કરવામાં આવતું હતું. ભારતના બીજા પ્રાંતો તથા ઠેઠ ચીનમાં વસતા અંગ્રેજોનો ખર્ચ પણ અંગ્રેજો બંગાળામાંથી જ વસૂલ કરતા હતા. વ્હીલર નામનો એક અંગ્રેજ લેખક લખે છે:—

"ત્રણ વરસમાં ૫૦ લાખ પાઉંડ (એટલે પાંચ કરોડ રૂપિયા) થી પણ વધારે કિંમતની સોનાચાંદી બંગાળામાંથી પરદેશ ગઈ, જ્યારે પરદેશમાંથી દેશમાં લગભગ પાંચ લાખ પાઉંડ (એટલે ૫૦ લાખ રૂપિયા)ની સોનાચાંદી આવી."[૧૦]

**ગરીબી, દુકાળ અને મહામારી**

'સીઅરૂલ-મુતાખરીન'માં વર્ણન છે કે:—

"આ વખતે એમ જણાયું કે બંગાળામાંથી રૂપિયા ઓછા થતા જતા હતા. × × × દર સાલ વહાણો ભરીને રોકડ નાણું ઈંગ્લાંડ મોકલવામાં આવતું હતું. દર વરસે પાંચ, ૭ કે એ કરતાં પણ વધારે અંગ્રેજોને મોટી મોટી પૂંજી-કમાણી લઈને પોતાને વતન ઇંગ્લાંડ વળતા જોવા એ તો સાવ સામાન્ય વાત હતી. આથી લાખો રૂપિયા આ દેશમાંથી બહાર ચાલ્યા ગયા જેનો હિસાબ કરવો મુશ્કેલ છે. × × × સરકારી ફોજ, જમીનદારોની ફોજો, ઉમેદવારો અને તેના નોકરો, બધા મળીને લગભગ ૭૦ થી ૮૦ હજાર હિંદી સવારો પહેલાં બંગાળા તથા બિહારના મેદાનોમાં હતા. અને હવે બંગાળામાં ઉનકા (દુષ્પ્રાપ્ય પક્ષી) પક્ષીની જેમ એક પણ આવો સવાર મળવો મુશ્કેલ છે. દરેક પ્રાંતમાંથી પેદાશ ઘટવા માંડી છે. અસંખ્ય માણસો દુકાળ અને મહામારીથી મરવા માંડ્યાં છે. દેશ આખો નિર્જન થવા લાગ્યો છે. પરિણામે ઘણી જમીન વાવ્યા વગરની જ અણખેડી પડી છે, અને જે જમીનમાં વાવેતર થયું છે તેના નિકાશની બજાર નથી. જો અંગ્રેજો આ દેશમાંથી-બંગાળા અને બિહારમાંથી સુરોખાર,

૧૦ " During three years the exports of bullion from Bengal exceeded five millions sterling, whilst the imports of bullion were little more than half a million. Meantime the rupee rose to an exchange value of two and six pence."—*Early Records of British India*, by Wheeler, p. 375.

અફીણ, કાચુ રેશમ અને સફેદ કપડાંના થાન ન ખરીદતા હોત તો પારસમણિ જેમ દુર્લભ હોય છે તેમ જ ઘણાને તો અશરફી કે રૂપિયો પણ અલભ્ય થઈ જાત અને એક એવો વખત પણ આવશે કે જ્યારે ઘણા નવા માણસો રૂપિયો શી ચીજ હતી, અને અશરફી એટલે શું તે પણ જાણતા નહિ હોય"[11]

બંગાળાના કમનસીબે આ જ અરસા ઉપર બંગાળ દુકાળ પડ્યો. પરંતુ જો કંપનીના માણસો અનીતિ ચાલુ ન રાખત તો આ દુકાળ પણ બંગાળામાં ભારે ન પડત

કંપનીના સરકારી કાગળપત્રોમાં લખ્યું છે કે આ દુકાળ વખતે—

"કેટલાક એજન્ટોએ ચોખાની વખારો ભરી રાખવાની સગવડ તક લીધી તેમણે પોતાની વખારો ભરી કાઢી તેઓ જાણતા હતા કે હિંદુઓ ભૂખ્યા મરી જશે, પણ માંસ ખાઈને ધર્મભ્રષ્ટ કદી પણ નહિ થાય આથી મરવાને બદલે પોતાનું જીવન ટકાવી રાખવા માટે પોતાનું સર્વસ્વ આપી દઈને મોંઘામાં મોંઘી કિંમતે પણ ચોખા ખરીદ્યા સિવાય તેમને ચાલે એમ નથી દેશની પ્રજા મરી ફીટી જમીન એમણે જાતે ખેડીને વાવેતર કર્યું હતું, પેદાશ પણ થઈ હતી પણ એમની નજર સામે જ—એમના દેખતા જ એ પેદાશ બીજાના હાથમાં ચાલી ગઈ તેમણે સાશંક હૃદયે બી વાવ્યા પણ અનાવૃષ્ટિ થઈ એથી તો (ચોખાના વેપારનો) ઇજારો પોતાને માટે રાખી લેવાનુ (અંગ્રેજો માટે) ઘણુ સહેલું થઈ પડ્યું મહામારી ફાટી નીકળી કેટલાય જિલ્લાઓમાંથી જીવતા, પરંતુ અધમૂઆ લોકો પોતાના અસંખ્ય સગાવહાલાના મુડદાને દાટ્યા વગર જ છોડીછાડીને ચાલ્યા ગયા"[12]

11 *Seir ul Mutakherin*, vol III, p 32, Calcutta Reprint

12 " Some of the agents saw themselves well situated for collecting the rice into stores, they did so They knew the gentoos (Hindoos) would rather die than violate the principles of their religion by eating flesh The alternative would therefore be between giving what they had, or dying The inhabitants sunk, they had cultivated the land, and saw the harvest at the disposal of others, planted in doubt— scarcity ensued Then the *monopoly* was easier managed—sickness

અનાજનો દુકાળ અને મહામારી વચ્ચે બહુ ગાઢો સબંધ છે આ વખતે બગાળામા કોલેરાનો રોગ ફાટી નીકળ્યો અને એ રોગમાથી ન કોઈ બાળક બચ્યુ કે ન કોઈ વૃદ્ધ બચ્યો, ન કોઈ સ્ત્રી બચી કે ન કોઈ પુરુષ બચ્યો પરતુ અગ્રેજોએ ધગર ચોખાનો ઇજારો છોડ્યો નહિ, તેમ જ પોતાની મોમાગી કિમતમા જરા જેટલુ પણ ઓછુ કર્યું નહિ

ઈ સ ૧૭૭૧ ના ડિસેમ્બરની ૧૮ મી તારીખના કપનીના ડાયરેક્ટરોના એક પત્રમા તેઓએ સ્વીકાર કર્યો છે કે આ અવસર ઉપર કપનીના નોકરોએ ચોખા અને બીજા અનાજનો બધો વેપાર પોતાના જ હાથમા લઈ લીધો હતો, તેથી દેશમા ચારે તરફ અનાજની ખોટ જણાતી હતી

**રક્તનાં આસુ**

બગાળામા ઇસ્ટ ઇડિયા કપનીની સત્તાની આ રીતે શરૂઆત થઈ કલકત્તાના વિક્ટોરિયા મેમોરિયલ હોલમા સત્તરમી સદીમા બનેલા સગમૂસાનુ તખ્ત હજી પણ હયાત છે આ તખ્ત ઉપર મુર્શિદાબાદના નવાબો બેસતા હતા આ જ તખ્ત ઉપર બેસીને અલીનદીખા તથા સિરાજુદ્દૌલાએ શાસન ચલાવ્યુ હતુ પ્લાસીના સગ્રામ પછી ક્લાઈવે આ જ તખ્ત ઉપર મીરજાફરને બેસારીને ત્રણે પ્રાતોના સૂબેદાર તરીકે તેને સલામ ભરી હતી અને મીરકાસિમે આ જ તખ્ત ઉપર બેસીને બગાળાની સ્વતત્રતાનુ રક્ષણ કરવાના છેલ્લા પ્રયત્નો કર્યા હતા

વિક્ટોરિયા મેમોરિયલના સૂચિપત્રના ૪૦મા પાના ઉપર લખેલુ છે કે આ તખ્તના કોઈ કોઈ ભાગમાથી કોઈ કોઈ વાર લોહીના જેવા રગના રાતા ટીપા ટપકે છે વૈજ્ઞાનિકોનો એવો મત છે કે એ પથ્થર જ કોઈ એવા રસાયનિક પ્રકારનો છે, કે જેને લીધે એ પથ્થરમાથી રાતા ટીપા ટપકે છે પરતુ બગાળામા તો બધા એમ જ માને છે કે ભારતીય નવાબીનુ પતન અને અગ્રેજ કપનીની સત્તાના પ્રારભ ઉપર મુર્શિદાબાદનુ આ સૂનુ અને નિર્જીવ તખ્ત હજી સુધી લોહીના આસુ સારે છે ગમે તે હો, પરતુ નવાબીના પતનની સાથેસાથ બગાળા તથા તેની પ્રજાની આ હૃદયવિદારક અવસ્થા જોતા ઉપર કહેલી કિવદન્તીમા કઈ આશ્ચર્ય નથી લાગતુ.

---

ensued In some districts the languid living left the bodies of their numerous dead unburied "—*Short History of the English Transactions in the East India*, p 145

# પ્રકરણ સાતમું

## વૉરન હેસ્ટિંગ્સ

[ ૧૭૭૨–૧૭૮૫ ]

### દો-અમલીનો અંત

ઈ. સ. ૧૭૭૨ માં ઇસ્ટ ઈંડિયા કંપનીએ વૉરન હેસ્ટિંગ્સને કલકત્તાના ફૉર્ટ વિલિયમ કિલ્લાનો ગવર્નર નીમ્યો.

વૉરન હેસ્ટિંગ્સ બહુ ઓછું ભણ્યો હતો. આશરે ઈ. સ. ૧૭૫૦ માં તે એક મામૂલી કારકુન તરીકે હિંદુસ્તાનમાં આવ્યો અને ઘણા વખત સુધી ૭૦ રૂપિયાના પગારદાર તરીકે મુર્શિદાબાદના દરબારમાં રહેતા અંગ્રેજ વકીલની પાસે કામ કર્યું. મુર્શિદાબાદમાં રહી ક્લાઇવની દેખરેખ નીચે કપટનીતિના દાવપેચ તથા ભારતવાસીઓના રીતરિવાજ શીખીને તે પારંગત થયો. ધીમે ધીમે આ નીતિમાં તો તે ક્લાઇવને પણ ટપી ગયો. ન્યાયઅન્યાય તેમ જ પાપપુણ્યની તો તે ક્લાઇવ કરતાં પણ ઓછી દરકાર કરતો.

અત્યાર સુધીમાં કંપનીને બંગાળાની અંદર થોડાક ઇલાકા, બંગાળા બિહાર અને ઓરિસ્સા એ ત્રણ પ્રાંતોની દીવાની, અને મદ્રાસ તથા મુંબઈ તરફ થોડાથોડા ભાગ મળી ચૂક્યો હતો. મુર્શિદાબાદનો મસનદનશીન નવાબ એ તો એક અધિકારશૂન્ય રમકડું જ બની ગયો હતો. ઉક્ત ત્રણે પ્રાંતોનો કારભાર પટનામાં મહારાજા સિતાબરાય, મુર્શિદાબાદમાં મોહમ્મદ રેઝાખાં અને ઓરિસ્સામાં જસારતખાં નામના ત્રણ નાયબોના હાથમાં હતો; અને આ ત્રણે નાયબો પણ અંગ્રેજોના હાથમાં રમકડાં જેવા હતા.

પ્રથમના બે નાયબોએ કંપની ઉપર ખૂબ ઉપકાર કર્યા છે. અંગ્રેજો તથા શુજાઉદ્દૌલાને જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે સિતાબરાયે ડગલે ને પગલે અંગ્રેજોને મદદ કરી, અને અંગ્રેજોનું કામ તે મદદને લીધે ઘણું સરળ થયું. 'સીઅરૂલ-મુતાખરીન 'માં લખ્યું છે કે આ દિવસોમાં ગમે તે એકાદ

અંગ્રેજોને કંપનીના નોકરો સિતાબરાય પાસે મોકલતા, અને કશા પણ કારણ વગર ભલામણ કરતા કે આને અમુક આટલી આટલી રકમ આપશો આવા અંગ્રેજોને રકમો આપવા માટેના રૂપિયા મેળવવાના અનેક ઉપાયો સિતાબરાયે યોજી રાખ્યા હતા, જેમાંનો એક ઉપાય આ જાતનો હતો આવે વખતે તે પોતાના ખાસ ખાસ જાગીરદારો તથા માફીદારોને બોલાવતો, અને સાથે તેમના જાગીરના પટ્ટા તથા સનદોના કાગળ સહિત આવવાનું લખતો પછી "તમારા કાગળો અમુક અંગ્રેજ જોવા માગે છે." એવું બહાનું કાઢીને પટ્ટા તથા સનદના કાગળો તેમની પાસેથી લઈ લેતો, અને અમુક માગી રકમ તેમની પાસેથી પડાવી લેવામાં ન આવે ત્યાં સુધી આ કાગળો તેમને પાછા આપતો નહિ અને આવી રકમો એકઠી કરીને આવેલ અંગ્રેજને આપવામાં આવતી [1]

વૉરન હેસ્ટિંગ્સના સમયમાં કંપનીને કોઈ મુલક વધારે ન મળ્યો છતાં પણ તેની કારકિર્દી બ્રિટિશ ભારતના ઇતિહાસમાં અત્યંત મહત્ત્વની ગણવામાં આવે છે કારણકે કલાઈવે ભારતવર્ષમાં બ્રિટિશ રાજ્યનો જે પાયો નાખ્યો હતો, તે પાયાને વૉરન હેસ્ટિંગ્સે ભારતની અન્ય રાજસત્તાઓને વધારે ને વધારે કમજોર બનાવીને મજબૂત કર્યો

એમ જણાય છે કે આટલા સમય સુધીમાં અંગ્રેજો ભારતીય શાસનનો બધો કારભાર બરાબર શીખી ચૂક્યા હતા વૉરન હેસ્ટિંગ્સે સૌથી પ્રથમ લૉર્ડ ક્લાઈવે સ્થાપેલી દ્વૈઅમલીનો અંત લાવવાનું કર્યું આ માટે તેણે મોહમ્મદ રેઝાખાં અને સિતાબરાય એ બંને નાયબો ઉપર બનાવટી આરોપો મૂકી તેમને કેદ કરી લીધા મોહમ્મદ રેઝાખાંને ફસાવવા માટે વૉરન હેસ્ટિંગ્સે રાજા નંદકુમારને પોતાના પક્ષમાં લીધો રેઝાખાંની જગાએ તમને નાયબ બનાવવામાં આવશે એવી લાલચ મહારાજા નંદકુમારને આપવામાં આવી આ લાલચમાં ફસાઈ મોહમ્મદ રેઝાખાંને દોષિત ઠરાવવાના કાર્યમાં તેણે અંગ્રેજોને ખૂબ મદદ કરી '*સીઅરૂલ-મુતાખરીન*'માં લખ્યું છે કે મહારાજા સિતાબરાયને પણ દગાથી જ પકડવામાં આવ્યો હતો

કલકત્તા લાવ્યા પછી આ બન્ને શાસનકર્તાઓનો કેસ ચાલ્યો રાજા નંદકુમારે પોતે વર્ણન લખ્યું છે તે મુજબ વૉરન હેસ્ટિંગ્સે બન્ને પાસેથી લાખો રૂપિયા લાંચના લીધા, અને પછી બંનેને નિર્દોષ ઠરાવીને છોડી મૂક્યા

[1] *Sar*, vol III, pp 65, 66 Calcutta Reprint

પરંતુ તે બન્નેનું પૂરેપૂરું અપમાન કરવામાં આવ્યું અને તેમના અધિકાર તેમની પાસેથી લઈને કંપનીને સોંપવામાં આવ્યા. મુર્શિદાબાદના નવાબને દરસાલ ખર્ચ માટે જે પૈસા આપવામા આવતા હતા તેમાં એક વાર તો ઘટાડો થયો જ હતો, હવે વળી પાછો વૉરન હેસ્ટિંગ્સે ઘટાડો કર્યો અને દીવાની તથા ફોજદારીની સદર અદાલતો મુર્શિદાબાદમાંથી ફેરવીને કલકત્તા લાવવામા આવી. આ રીતે દોઅમલીનો પણ અંત આવવા લાગ્યો, અને ત્રણે પ્રાંતો ઉપર કંપનીની રાજસત્તા વધારે સ્પષ્ટ રૂપે દેખાવા લાગી મુકદ્દમો પૂરો થયા પછી નંદકુમારને ખબર પડી કે નામ કાઢી લેવા માટે જ તેને બંગાળાની નાયબીની જૂઠી લાલચ આપવામા આવી હતી

૧૭૬૫ સુધી ક્લાઇવે કરેલી સંધિ અનુસાર કંપની શાહઆલમને દર વર્ષે ૨૬ લાખ રૂપિયા ખંડણીના ભરતી હતી ઈ સ ૧૭૭૧મા બાદશાહ શાહઆલમ અલાહાબાદથી દિલ્હી ચાલ્યો ગયો વૉરન હેસ્ટિંગ્સે ગવર્નર થતા જ બાદશાહને ખંડણી મોકલવાનું બંધ કર્યું ક્લાઇવે અલાહાબાદ તથા કરા પ્રાંતો બાદશાહ ખાતર શુજાઉદ્દૌલા પાસેથી પડાવ્યા હતા, હવે વૉરન હેસ્ટિંગ્સે શુજાઉદ્દૌલા પાસેથી પચાસ લાખ રૂપિયા લઈને બન્ને પ્રાંતો તેને જ વેચી દીધા, પરંતુ અલાહાબાદના કિલ્લામા કંપનીની સેના રાખવાનું ચાલુ જ રહ્યું.

વૉરન હેસ્ટિંગ્સના આ બધા કાર્યોને 'સુધારા' કહેવામા આવે છે. આમ કરવાનો ઉદ્દેશ તો બંગાળાના રાજકારભારમા ધીરે ધીરે જેટલો ભારતીય અંશ હોય તે બધો બંધ કરી દેવાનો હતો

**નિર્દય રોહિલાનો સંહાર**

કંપનીના ડાયરેક્ટરો હવે વૉરન હેસ્ટિંગ્સ ઉપર વારંવાર દબાણ કરતા હતા કે જેટલું વધારે ધન ભારતમાથી ઇંગ્લાંડ મોકલી શકાય તેટલું મોકલો લૉર્ડ મેકોલેના શબ્દોમા કહીએ તો વૉરન હેસ્ટિંગ્સે પણ "ઈમાનીથી કે બેઈમાનીથી હરકોઈ ઉપાયે ધન લૂટવાનો નિશ્ચય કર્યો હતો "[૨] દેશની પરિસ્થિતિનું તેને બરાબર જ્ઞાન હતું, અને સૂઝ પણ કંઈ ઓછી નહોતી

સૌથી પ્રથમ વૉરન હેસ્ટિંગ્સની નજર રોહિલખંડ ઉપર પડી અયો-

---

૨ "The object of Mr Hastings' diplomacy was at this time simply to get money . by some means, fair or foul " —*Critical and Historical Essays* by Lord Macaulay, vol III, p. 244

ધ્યાની ઉત્તર-પશ્ચિમ સરહદ ઉપર રોહિલા પઠાણોનું એક સ્વતંત્ર રાજ્ય હતું. ઇતિહાસલેખક મિલ લખે છે:—

"આખા એશિયાખંડમાં જે જે દેશોનું શાસન ઉત્તમ ગણાતું હતું તેમાંનો એક રોહિલખંડ હતો. ત્યાંની પ્રજા સુરક્ષિત હતી, અનેક ઉદ્યોગધંધાઓને રાજ્ય તરફથી મદદ મળતી હતી, અને દેશનું સુખ અને સમાધાન વધતાં જતાં હતાં. આ ઉપાયો દ્વારા તેમ જ પાડોશના લોકોને જીતી લેવાને બદલે પ્રયત્નપૂર્વક સલાહસંપથી રહીને તેમણે પોતાની સ્વતંત્રતા સાચવી રાખી હતી." ૩

અયોધ્યાના નવાબ સાથે રોહિલાઓને અગાઉ સંધિ થઈ ચૂકી હતી, અને એ સંધિ આ લોકો બરાબર પાળતા હતા. અંગ્રેજોની સાથે રોહિલા લોકોને કોઈ જાતની તકરાર નહોતી. અને "અંગ્રેજો તકરારનું એક નાનામાં નાનું બહાનું પણ શોધી શકતા નહોતા." ૪ આમ છતાં વૉરન હેસ્ટિંગ્સે ઈ. સ. ૧૭૭૩ માં નવાબ શુજાઉદ્દૌલા સાથે રોહિલા લોકોની વિરુદ્ધ સંધિ કરી લીધી. આ સંધિમાં એમ નક્કી કરવામાં આવ્યું કે કોઈ યોગ્ય કારણ મળી જતાં કંપની તથા નવાબની સેનાએ એકત્ર થઈને રોહિલખંડ ઉપર ચડાઈ કરવી, 'રોહિલા જાતિને નિર્મૂળ" ૫ કરીને તેમનો દેશ શુજાઉદ્દૌલાને સોંપી દેવો, અને આ ઉપકારના બદલામાં યુદ્ધનો બધો ખરચ તથા ચાળીશ લાખ રૂપિયા રોકડા શુજાઉદ્દૌલાએ કંપનીને આપવા. મિલના ઇતિહાસ ઉપરથી જણાય છે કે શુજાઉદ્દૌલાએ પોતાની ઇચ્છા વિરુદ્ધ લાચારીથી આ સંધિનો સ્વીકાર કર્યો હતો. ઇતિહાસલેખક ટૉરેન્સ લખે છે:— "ઈ. સ. ૧૭૭૪ ના એપ્રિલની ૪ થી તારીખે આ જબરદસ્ત અન્યાયમાં એકબીજાને

૩ "Their territory was one of the best governed in Asia; the people were protected, their industry encouraged, and the country flourished steadily By these cares, and by cultivating diligently the arts of neutrality, and not by conquering from their neighbours, they provided for thir independence."—Mill's *History of India*, Book v Chap. i.

૪ "We had not the slightest pretence of quarrel with the Rohillas."—Torrens' *Empire in Asia*, p 111.

૫ "The Rohillas should be exterminated."—Warren Hastings' letters

મદદ કરવાવાળી બન્ને સેનાઓએ રોહિલખંડમાં પ્રવેશ કર્યો રોહિલા શૂરવીર હતા, પરંતુ તેમની સંખ્યા બહુજ નાની હતી તેમણે મહેરબાની માટે પ્રાર્થના કરી, પરંતુ વ્યર્થ " અને તેઓ શૂરવીરતા પૂર્વક સામે થયા પણ શું થઈ શકે? આખરે ૨૩મી એપ્રિલે રામપુરની પ્રખ્યાત લડાઈમાં તેમના કિસ્મતનો ફેસલો થયો તેમનો નેતા નવાબ ફૈજુલ્લાખાં પહાડોમાં નાસી ગયો "રોહિલા નામ ધરાવતો એકેએક આદમી કાં તો પોતાનો દેશ છોડીને નાસી ગયો, અથવા તો એકેએકને વીણી વીણીને મારી નાખવામાં આવ્યો"[૧] ધનધાન્યથી ભરપૂર દેશને લૂટીને ઉજ્જડ વેરાન બનાવી દેવામાં આવ્યો રોહિલખંડની લૂટમાંથી કંપનીને ૪૦ લાખ રૂપિયા રોકડા મળ્યા, અને બે લાખ રોકડા વૉરન હેસ્ટિંગ્સના ખિસ્સામાં પડ્યા

રામપુર અને તેની આસપાસનો થોડોક મુલક નવાબ ફૈજુલ્લાખાને જાગીર તરીકે પાછો આપવામાં આવ્યો, રોહિલખંડનો બાકીનો બધો મુલક શુજાઉદ્દૌલાને આપવામાં આવ્યો પરંતુ વીર રોહિલા જાતિ તથા તેમની સ્વતંત્રતાનો તો સદાને માટે નાશ જ થયો

**વૉરન હેસ્ટિંગ્સને ઇનામ**

અત્યાર સુધી વૉરન હેસ્ટિંગ્સ ફક્ત ફોર્ટ વિલિયમના કિલ્લાનો તથા બંગાળાના મુલકનો ગવર્નર કહેવાતો હતો, મદ્રાસ અને મુંબઈ ઇલાકાનો વહીવટ બે જુદા જુદા ગવર્નરો ચલાવતા હતા, બંનેને જુદી જુદી કાઉન્સિલ આપવામાં આવી હતી રોહિલાયુદ્ધ પછી બીજે વરસે વૉરન હેસ્ટિંગ્સને સમસ્ત ભારતીય રાજ્યનો 'ગવર્નર જનરલ' નીમવામાં આવ્યો, અને મુંબઈ તથા મદ્રાસના ગવર્નરો તથા તેમની કાઉન્સિલને ગવર્નર જનરલને અધીન બનાવવામાં આવી

**મહારાજા નંદકુમારને ફાંસી**

ઉપર એક જગાએ કહેવાઈ ગયું છે કે મોહમ્મદ રેઝાખાની વિરુદ્ધ કામ કાઢી લેવા માટે બંગાળાની નાયબી આપવાનું જૂઠું વચન મહા-

૧ " On the 17th April the allies in iniquity entered Rohilkhund In vain the brave but out-numbered people sued for mercy Seldom, if ever, have what are calculated the rights of victory been more inhumanly abused. Every man who bore the name of Rohilla was either put to death or forced to seek safety in exile "—Torrens' *Empire in Asia*, p 110.

રાજા નંદકુમારને આપવામાં આવ્યું હતું. પરંતુ નંદકુમાર પણ અંગ્રેજોની આંખોમાં કણાની માફક ખટકતો હતો. એ તકરાર પછી નંદકુમારે એક લાંબી અરજી લખીને કલકત્તાની કાઉન્સિલને આપી આ અરજીમાં બંગાળાની રૈયત તથા જમીનદારો પાસેથી લાંચ લેવાનો, જબરદસ્તીથી ધન પડાવવાનો, મુર્શિદાબાદના નવાબની મા મુન્ની બેગમ પાસેથી પણ ધન લેવાનો, લોકોને દગો દેવાનો, વગેરે અનેક આરોપો વૉરન હેસ્ટિંગ્સ ઉપર નંદકુમારે મૂક્યા હતા. નંદકુમારની આ અરજીમાં આ બધા ધનના આંકડાઓ તથા તે લોકોનાં ઠામઠેકાણાં પણ મોજૂદ હતા. તેણે શાહેદો લાવીને આ રીતે પોતાના બધા આરોપો સાબિત કર્યા

કાઉન્સિલના સભ્યોએ નંદકુમારે કરેલા બધા આરોપો સાચા ઠરાવ્યા.[૭] પરંતુ હેસ્ટિંગ્સને કંઈ શિક્ષા ન થઈ શકી. કાઉન્સિલને ગવર્નરની વિરુદ્ધ કોઈ જાતની ફરિયાદ સાભળવાનો અધિકાર જ નથી એમ તેણે કહ્યું. નંદકુમારના આક્ષેપોના જવાબ આપવાને બદલે ઊલટું વૉરન હેસ્ટિંગ્સે નદકુમાર ઉપર એક નવો આરોપ મૂક્યો. આજથી પાંચ વરસ પહેલાં એટલે ઈ. સ. ૧૭૭૦ મા નદકુમારે કોઈ બનાવટી કાગળ ઉપર સહી કરી છે એવો એ આરોપ હતો. ઈ. સ ૧૭૭૩મા કંપની તરફથી કલકત્તામાં એક નવી અદાલત (સુપ્રીમ કૉર્ટ) સ્થપાઈ હતી સર ઇલિજા ઇંપી આ કૉર્ટનો વડો ન્યાયાધીશ હતો અને તે વૉરન હેસ્ટિંગ્સનો બાળપણનો દોસ્ત હતો. સર ઇલિજા ઇંપી પાસે નદકુમાર ઉપરનો આ કપટી મુકદ્દમો ચલાવવામાં આવ્યો. મિલના ઇતિહાસ ઉપરથી તેમ જ બીજા ઇતિહાસો ઉપરથી એ વાત તો હવે સિદ્ધ થઈ છે કે નદકુમાર ઉપર મૂકવામા આવેલ એ આરોપ તદ્દન જૂઠો હતો તથાપિ ઘણા ખોટા સાક્ષીઓ ઊભા કરવામા આવ્યા; બીજા પક્ષની હકીકતોની સચ્ચાઈની દરકાર પણ કરવામા ન આવી ભારતમાં એ વખતે દેશી કે અંગ્રેજી કાયદામા બનાવટી દસ્તાવેજના ગુના બદલ મોતની સજા કરવાનો એકે કાયદો પણ નહોતો, છતાય હેસ્ટિંગ્સના દોસ્ત ઇલિજા ઇંપીએ તરત જ મહારાજા નદકુમારને દોષિત ઠરાવીને હજારો ભારતવાસીઓની આંખો સામે ઈ સ ૧૭૭૬ના ઑગસ્ટની ૫મી તારીખે કલકત્તામાં ફાંસીને લાકડે લટકાવવામા આવ્યો.

કપટ કરીને જ ક્લાઈવે ભારતમા બ્રિટિશ રાજ્યની સ્થાપના કરી,

૭ Minute of Council, 11th April, 1775.

અને સ્પષ્ટ શબ્દોમાં આ કપટ કર્યાનો તેણે અભિમાનપૂર્વક સ્વીકાર કર્યો છતાં એ કપટના બદલામાં તેને 'લૉર્ડ' નો ઇલ્કાબ આપવામાં આવ્યો. ત્યારે એ જ ક્લાઈવના ઉત્તરાધિકારીના સમયમાં એક સ્વતંત્ર ભારતીય શાસકને જૂઠો દસ્તાવેજ કર્યાનો બનાવટી આરોપ મૂકીને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યો !

વૉરન હેસ્ટિંગ્સ ત્રણ વરસ ગવર્નર અને દસ વરસ ગવર્નર જનરલ રહ્યો તેની આખી કારકિર્દી ભારતીય પ્રજા અને ભારતીય રાજાઓ પર કરેલા ઘોરતમ અન્યાયોથી ભરપૂર છે મરાઠાઓ તથા હૈદરઅલીની સાથે કરેલી લડાઈઓનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવશે બંગાળા તથા ઉત્તર હિંદુસ્તાનમાં કરેલા તેના બધા અત્યાચારોનું વર્ણન કરવું અહીં અસંભવિત છે. એથી ઉત્તર હિંદુસ્તાનના તેના બે જ્વલંત કામોનું વર્ણન જ અહીં ટૂંકમાં કરશું.

**બનારસની સમૃદ્ધ રિયાસત**

પ્રથમ ઘટના બનારસની છે. બનારસની સમૃદ્ધ રિયાસત તે વખતે અયોધ્યાના નવાબને આધીન હતી પરંતુ બનારસના મહારાજા પાસેથી વાર્ષિક ખંડણી વસૂલ કરવા સિવાય અયોધ્યાના નવાબો બનારસના આંતર વહીવટમાં હાથ નાખતા નહિ

ઇતિહાસલેખક ટૉરેન્સ લખે છે — "બનારસનો મહારાજા બળવંતસિંહ ઉત્તમ શાસક હતો × × × તેની પ્રજા સુખી હતી, અને દેશ સંપત્તિવાન હતો × × × ખેડૂતોને કોઈ અન્યાયી માગણીનો કે ઉઘરાણીની જબરદસ્તીનો ડર નહોતો તેઓ બગીચાની માફક ખેતરોનું વાવેતર કરતા, અને આ પોતાના અથાગ પરિશ્રમને અંતે જે પેદાશ થતી તેનાથી સંતુષ્ટ હતા આ લોકોની વસ્તી લગભગ પાંચ લાખ કરતાં પણ વિશેષ હતી એવું અનુમાન કરવામાં આવે છે"[૮]

બનારસનો મહારાજા આસપાસના રાજાઓમાં સૌથી વધારે ધનવાન તરીકે મશહૂર હતો.

૮ " Bulwant Singh was an excellent ruler, . . . his people were happy, and the country prosperous . . the peasantry, fearless of unjust or personal wrong, cultivated their fields like gardens, and throve on the fruits of their unwearied industry Their numbers were estimated at more than half a million, . . . Torrens' *Empire in Asia*, p. 124.

ઈ સ. ૧૭૭૬મા અયોધ્યાના નવાબે બનારસ કંપનીને સોંપી દીધુ. કંપનીએ પોતાના તરફથી એક નવી સનદ કરીને બલવંતસિંહના પુત્ર ચૈતસિંહને તેના પિતાના બધા અધિકારો આપ્યા બનારસના દરબારમાં એક અંગ્રેજ રેસિડન્ટ રહેવા લાગ્યો અને મહારાજા ચૈતસિંહ અંગ્રેજ કંપનીનો મિત્ર ગણાયો.

**બનારસના મહારાજા સાથે તકરાર**

અંગ્રેજો તથા ફ્રેંચ લોકો વચ્ચે લડાઈ શરૂ થઈ વૉરન હેસ્ટિંગ્સે મહારાજા ચૈતસિંહને દર વર્ષે પાંચ લાખના ખર્ચે પોતાને ત્યાં ત્રણ પલટનો રાખવાનો હુકમ કર્યો ચેતસિંહની પ્રજા તેનાથી સંતુષ્ટ હતી; તેને આ સેનાની જરા પણ જરૂર નહોતી, વાર્ષિક પાંચ લાખનો ખરચ પણ તેને માટે બહુ ભારે હતો તેણે નારાજી બતાવી, પરંતુ કોઈએ દાદ ન દીધી, અંતે વૉરન હેસ્ટિંગ્સનો હુકમ માનવો પડ્યો આ પલટનોના અમલદાર અંગ્રેજ જ હોય, અને એ પલટનો ઉપરનો બધો અધિકાર કંપનીનો જ હોય એ જરૂરી ગણવામા આવ્યુ હતુ એ નવાઈની વાત છે

બે વરસ બાદ મહારાજા ચૈતસિંહને હુકમ મળ્યો કે આ જ રીતે સવારની પલટન પણ વધારામા રાખો આ વખતે તેણે ના પાડી. વૉરન હેસ્ટિંગ્સ તો કેવળ બહાનુ જ શોધતો હતો તેણે તરત સેના સહિત બનારસ ઉપર ચડાઈ કરી ચૈતસિંહે આગળ આવીને બકસરમા વૉરન હેસ્ટિંગ્સની મુલાકાત લીધી, અને પોતે તાબેદાર છે એ બાબતનો સ્વીકાર કરવા ખાતર તેણે પોતાની પાઘડી ઉતારીને વૉરન હેસ્ટિંગ્સના પગ આગળ ધરી છતા વૉરન હેસ્ટિંગ્સ અટક્યો નહિ તેણે તો સીધા બનારસ પહોચી ચૈતસિંહના મહેલને ઘેરી લીધો અને ચૈતસિંહને કેદ કરવાની અંગ્રેજ રેસિડન્ટને આજ્ઞા કરી

બનારસની પ્રજા આ જોઈને ઉશ્કેરાઈ ત્યાના લોકોમા હજી જીવન હતુ. તેઓ કંપનીની સેના ઉપર તૂટી પડ્યા, તરત જ એકેએક અંગ્રેજ સિપાઈની કતલ કરવામા આવી બદલો લેવા માટે એક નવી સેના વધારે મોકલવામા આવી ખૂબ યુદ્ધ મચ્યુ

રાતે જ્યારે ચેતસિંહના નોકરોને લાગ્યુ કે કિલ્લો પડશે ત્યારે તેઓએ પોતાની પાઘડીઓ એક બીજા સાથે બાંધીને તેનુ લાબુ દોરડુ તૈયાર કર્યું, અને તે મારફત મહેલની એક બારીએથી મહારાજા ચૈતસિંહને નીચે ઉતાર્યો. ગંગાની બીજી બાજુ રામનગરના કિલ્લામા ચૈતસિંહનો ખજાનો હતો ચૈત-

સિંહ પોતાની માતા તથા સ્ત્રી સહિત ભાગીને ત્યાં પહોંચ્યો. અંતે રામનગરનો કિલ્લો પણ શત્રુના હાથમાં ગયો અને ચૈતસિંહ ત્યાંથી પણ ભાગ્યો; અને ઘરબાર વિનાના ભટકતા માણસ તરીકે ગ્વાલિયરમાં તેણે પોતાનું બાકીનું જીવતર વિતાવ્યું.

**બનારસની લૂંટ અને બરબાદી**

હેસ્ટિંગ્સે તેની જગાએ તુરત જ તેના જ કુળના એક ૧૯ વરસના છોકરાને બનારસની ગાદીએ બેસાર્યો. કંપનીએ ખંડણી વધારીને વાર્ષિક રકમ ૨૦ લાખની ઠરાવી, અને અનેક અધિકારો મહારાજા પાસેથી લઈ અંગ્રેજ રેસિડન્ટને સોંપવામાં આવ્યા. રાજ્યવ્યવસ્થા અને નોકરચાકરોમાં મોટા ફેરફારો કરવામાં આવ્યા. હવે પ્રજા ઉપર રોજ નવા નવા અત્યાચારો થવા લાગ્યા. દુઃખિત અને નેતા વગરની આ પ્રજાએ અનેક વાર આ અત્યાચારો સામે બળવા કર્યા, સત્યાગ્રહ કર્યા, પરંતુ અંતે તો 'મારે તેની તલવાર !' લૂંટફાટ અને નવી અમલદારીનું પરિણામ એ આવ્યું કે "થોડા જ દિવસો અગાઉ જે જગાએ સુખ અને શાંતિ વિરાજમાન હતી, ત્યાં તેની જગા દુઃખ અને અસંતોષે લીધી." બે વરસ પછી જ્યારે વૉરન હેસ્ટિંગ્સ ફરી બનારસ ગયો, ત્યારે બનારસ સાવ ઉજ્જડ થઈ ગયેલું તેણે જોયું. વસ્તી ઘટતાં ઘટતાં ઈ. સ. ૧૮૨૨ માં ફક્ત બે લાખની રહી. [૯]

**અયોધ્યાની બેગમો ઉપર અત્યાચાર**

પરંતુ ઇંગ્લાંડથી ધનની માગણી વધતી જ ગઈ. વૉરન હેસ્ટિંગ્સની વ્યક્તિગત ધનપિપાસા પણ બનારસની લૂંટથી છીપી નહિ. બનારસથી પાછા ફરતાં જ તેણે અયોધ્યા ઉપર નજર નાખી. બનારસનું વર્ણન ઇંગ્લાંડની પાર્લમેંટના એક સભ્ય ઇતિહાસલેખક ટોરેન્સના 'એમ્પાયર ઇન એશિયા' નામના પુસ્તકમાંથી લીધું છે. અયોધ્યાની દુઃખમય કહાણી પણ એ જ પુસ્તકમાંથી નીચે ઉતારવામાં આવે છે. કંપનીએ અનેક વાર અયોધ્યાના નવાબ પાસે વગર કારણે મોટી મોટી રકમો માગી હતી, અને જબરદસ્તીથી વસૂલ કરી હતી. પરંતુ આ વખતે—

---

૯ "Misery and distraction took the place which had recently been occupied by comfort and content . . . two years later, when Hastings revisited the scene . . . he found it one of desolation."—Torrens' *Empire in Asia*, p 125.

" નવાબ આસફઉદ્દૌલાએ પોતે ગરીબ બની ગયો છે, માટે માફી માગી. આ નિર્ધનતાનું એક કારણ તેણે એ પણ બતાવ્યું કે પોતાને કંપનીનું જે સહાયકારી લશ્કર સાચવવું પડે છે તે બદલ બહુ ભારે રકમ કંપનીને આપવી પડે છે. આ કારણ બેશક સાચું હતું. ત્યાર પછી (બનારસની માફક) ગવર્નર જનરલ ક્યાંઈક લખનૌ આવી ન પહોંચે એ બીકે ખુદ આસફઉદ્દૌલા પોતે હેસ્ટિંગ્સને મળવા તથા પોતાની સ્થિતિ સમજાવવા સામો ગયો. ચુનારગઢના કિલ્લામાં બંને વચ્ચે વાતચીત થઈ. અહીં એક એવી અદ્દભુત યુક્તિ રચવામાં આવી જેનાથી કલકત્તાનો ખજાનો પણ ભરાઈ જાય, અને છતાં લખનૌનો ખજાનો ખાલી ન કરવો પડે. લૉર્ડ મેકોલેએ લખ્યું છેઃ–' યુક્તિ ફક્ત એ હતી કે ગવર્નર જનરલ તથા નવાબ બંને ભેગા થઈને ત્રીજી વ્યક્તિને લૂંટે. અને જે ત્રીજી વ્યક્તિને લૂંટવાનો નિર્ણય કર્યો તે ત્રીજી વ્યક્તિ બીજી કોઈ ત્રાહિત નહિ પણ આ બંને લૂંટારાઓ પૈકી એકની માતા થતી હતી.' નવાબ શુજાઉદ્દૌલા મરતી વખતે પોતાની માતા તથા વિધવા બેગમને ખૂબ ખજાનો આપતો ગયો છે એમ માનવામાં આવતું હતું. ફૈઝાબાદનો મહેલ પણ તે તેમને આપતો ગયો હતો. અને આ બેગમો પોતાના અસંખ્ય સંબંધીઓ, ગુલામો અને નોકરો સહિત પોતાના આ પ્યારા મહેલોમાં રહેતી હતી. આ લુચ્ચાઈનો માર્ગ સુઝાડનાર માનનીય ગવર્નર જનરલ હતો. આસફઉદ્દૌલા આ સાંભળીને શરમથી કંપી ઊઠ્યો. × × × અંતે × × × સોદો નક્કી થઈ ગયો, અને આ દગાબાજીને પાર પાડવા પાછળ બંને લાગી ગયા. × × × ફૈઝાબાદમાં રહેવાવાળી વૃદ્ધ ઓરતો ઉપર અંગ્રેજોની વિરુદ્ધ કાવતરું કરવામાં ચૈતસિંહને સાથ આપ્યાનો આરોપ મૂકવાનું નક્કી કરવામાં આવ્યું. જો આ આરોપ સાબિત થઈ શકે તો જપ્તી કે હરકોઈ જાતનો દંડ ન્યાયપુરઃસરનો ગણાય. આથી આ વાત સાબિત કરવાની, અને તે પણ કાયદાની રીતે સાબિત કરવાની ખાસ જરૂર હતી. જ્યારે લોકોને ખબર પડી કે અંગ્રેજો શું કરવા માગે છે, ત્યારે ખોટા શાહેદો તૈયાર થઈ ગયા. × × × બેગમો તરફથી કોઈ શાહેદી આપવા તૈયાર ન થયો, તેમ જ તેમનો કોઈ વકીલ પણ નહોતો. × × × બેગમોના મહેલના ફાટકના દરવાજા તોડીને અંગ્રેજી સેના મહેલમાં ઘૂસી શકે તે પહેલાં એક મુશ્કેલી હતી–લોકાચારના

શિષ્ટતાના રેશમી બંધનને તોડવાનું આ બંધન એ હતું કે શુજાઉદ્દૌલા મરતી વખતે પોતાની આ માતા તથા બેગમોને અંગ્રેજોના હાથમાં સંરક્ષણ માટે સોંપતો ગયો હતો અને જોકે હવે સ્થિતિ બદલાઈ ગઈ હતી, છતાં તે વખતે તો અંગ્રેજોએ આ સંરક્ષણની જવાબદારી પોતાને માથે લીધી હતી × × × સર ઇલિજા ઇમ્પી પ્રથમ પણ આવી જ જાતના કામોમાં મદદ કરી ચૂક્યો હતો. આ સમયના વખતે એણે ફરી પાછી વૉરન હેસ્ટિંગ્સની દોસ્તી અદા કરી × × × પોતાની પાલખીમાં બેસીને અને ગૈરઈસાઈ લોકોને ભોઈઓ બનાવીને તેમની ખાંધે ચડી ઇલિજા ઇમ્પી લખનૌ જવા કલકત્તાથી રવાના થયો × × × એક માનનીય વાઇસરૉયની આજ્ઞાથી પોતાને આ ધાડમાં મદદ આપવા ઈસાઈ વડા ન્યાયાધીશને પૂર્ણ ઝડપથી પોતાની કાંધ ઉપર લઈ જવામાં ગૈરઈસાઈ હિંદુઓનો ઉપયોગ કરવામાં આવ્યો. અંધકારમાં ડૂબેલી જનતાને યુરોપિયન પ્રજાનો વહેવાર અને તેમના સદાચારનો આ કરતાં વધારે શ્રેષ્ઠ બીજો દાખલો મળી શકે? અયોધ્યાની રાજધાનીમાં પહોંચ્યા પછી આ વડા ન્યાયાધીશે ત્યાં ઘણાની જુબાનીઓ લીધી, અને એ દ્વારા આરોપ ઘડી કાઢવામાં આવ્યો કે ચૈતસિંહના સાચા માલેક અંગ્રેજોની વિરુદ્ધના કાવતરામાં આ બેગમો ચૈતસિંહની સાથે સામેલ હતી. આ બધી લેખિત જુબાની ન તો ઇલિજા ઇમ્પીએ જાતે વાંચી કે ન બીજા પાસે વંચાવીને પોતે સાંભળી. આની ભાષા એવી હતી કે જે ભાષા ઇલિજા ઇમ્પી સમજી શકતો નહોતો, અને બીજા પાસે તરજૂમો કરાવીને સમજવા જેટલી તેને ફુરસદ પણ નહોતી. એશિયાતી અંદર પ્રધાન ન્યાયાધીશ તરીકે તેણે આ લેખિત જુબાનીઓ લીધી, અને પોતાના 'ઉચ્ચ અધિકારનો ઘૃણિત દુરુપયોગ' પૂરો કરીને ફરી પાલખીમાં બેસી કલકત્તા પાછો ફર્યો × × × ફૈઝાબાદના મહેલોને અંગ્રેજી સેનાએ ઘેરી લીધા. બેગમોને કહેવામાં આવ્યું કે તમે કેદી છો, અને તમારી પાસે જે કંઈ ઝવેરાત, સોનું, ચાંદી હોય તે બધું આપી દો. જ્યારે બેગમોએ ના પાડી ત્યારે મહેલની આબદાર ઓરતોને ભૂખી રાખવામાં આવી અને તેમના નોકરોને બહુ ત્રાસ આપવામાં આવ્યો. બેગમો જ્યારે પોતાના નોકરોના રડવાનો અવાજ સહન ન કરી શકી ત્યારે તેમણે પેટીઓ પર પેટીઓ અને તિજોરીઓ ઉપર તિજોરીઓ આપ

વાનું શરૂ કર્યું. લૂંટની કુલ રકમ લગભગ એક કરોડ વીશ લાખ રૂપિયાની થઈ. જ્યાં સુધી આટલી રકમ પૂરી અપાઈ ન રહી ત્યાં સુધી પેલા નોકરો ઉપર રહેમ કરવામાં ન આવી. એ ભયાનક હકીકતની આ તો રૂપરેખા માત્ર છે. આ ચિત્રમાં જે હકીકતોથી રંગ પુરાય એવું હતું તે વાતો ઉપર વિસ્મૃતિનો પડદો પડી ગયો છે, જે પડદો હવે ઊંચકી શકાય એમ નથી." ૧૦

૧૦ "Asafuddoula pleaded poverty, and named, with some truth, that amongst its causes was the annual contribution he was obliged to pay for the maintenance of the subsidiary force. Dreading a visit from the Viceroy, he went to meet him; and at the fortress of Chunar the negotiations took place which resulted in the memorable device for replenishing the exchequer of Calcutta without exhausting that of Lucknow. 'It was,' says Lord Macaulay, 'simply this, that the Governor-General and the Nawab-Vizier should join to rob a third party, and the third party whom they determined to rob was the parent of one of the robbers.' The mother and the widow of the late Vizier were supposed to have derived, under his will, vast treasures. They dwelt with a numerous retinue at the favourite palace of Fyzabad, which he had bequeathed to them. Asaf-ddoula shrank in shame from the villany suggested by his Right Honourable Accomplice. . . . The confederates, having ratified the bargain, parted, and each went his way to prepare the formalities of fraud. A conspiracy to aid Chait Singh in his resistance to intolerable exaction was to be imputed to the withered women who dwelt at Fyzabad. If such a breach of friendship could be proved, it would justify any penalty or forfeiture; therefore it must be proved and proved in a regular respectable way. When it was known what was wanted, false witnesses rose up, . . . against the undefended Princesses of Oudh, . . . no advocate . . . Still there was a difficulty: a silken cord of conventional decency had to be snapped before the palace gates of the

આ બધા અત્યાચારોને લીધે, અયોધ્યાના નવાબ ઉપરની કંપનીની નવી વધતી જતી માગણીઓને લીધે, અને ત્યાંના રાજદરબારમાં અંગ્રેજોની કાયમી દખલગીરીને લીધે આસફઉદ્દૌલા કેમ મૃત્યુ પામ્યો, અયોધ્યાના લોકોની હિંમતને કેમ કચડી નાખવામાં આવી, અને ઉત્તર હિંદુસ્તાનના એ ભર્યા બગીચાને કેવી રીતે ઉજ્જડ વેરાન બનાવી દેવામાં આવ્યો એનું વર્ણન ઉપરની હકીકત લખ્યા પછી ટોરેન્સ પોતાના પુસ્તકમાં કરે છે.

---

Begums could be forced open by English troops. The dying Vizier had placed these members of his family under the special protection of the British Government, and for reasons apparently good at the time, but good no longer, that Government had accepted the trust . . . Not for the first time Sir Elijah Impey proved himself to be a friend in need . . . Sir Elijah got into his palanquin, and posted to Lucknow, by relays of pagan bearers;—for were not pagans made to bear Christian Chief Justices on their shoulders, when at full speed to aid in the Commission of robbery at the command of a Right Honorable Viceroy? What could more clearly prove to a soul-darkened population the superiority of European manners and morals? Arrived in the capital of Oudh, the Chief Justice took a number of affidavits which accused the Begums of complicity with Chait Singh, in his supposed conspiracy against his lawfull masters, the Company. Sir Elijah did not read the affidavits, or hear them read. They were in a dialect he did not understand, and he had no time to wait for an interpretor. So he took them as Chief Magistrate of England in the East; and this "scandalous prositution of his high authority" being completed, he got into his palanquin again, and returned to Calcutta. . . . The farce concluded, tragic scenes began. The palace of Fyzabad was surrounded by English troops. The *princesses were told that they were captives*, and *required to deliver up their gold and jewels*. On their refusal, their ladies were subjected *to semi-starvation* and their servants to torture. Unable to endure their groans

**શાસનને નામે દેશવ્યાપી લૂંટ**

તે દિવસોમાં કંપનીના લગભગ બધા અંગ્રેજ નોકરો કંપનીના લાભની સાથેસાથ પોતાના વ્યક્તિગત લાભનો પણ ખાસ ખ્યાલ રાખતા હતા. વૉરન હેસ્ટિંગ્સ પણ જે જે રાજનૈતિક રમતો ખેલતો તેમાં પોતાનો વ્યક્તિગત લાભ કદી પણ ચૂકતો નહિ. નજરાણાં અને લાંચરુશવતનો કોઈ સુમાર નહોતો. ઇતિહાસલેખક જે. ટૉલબૉયઝ વ્હીલર લખે છે:—

"હેસ્ટિંગ્સે કબૂલ કર્યું કે તેણે પોતે ઈ. સ. ૧૭૮૨ માં આસફઉદ્દૌલા પાસેથી ૧૦ લાખ રૂપિયા લીધા. આથી અનુમાન કરી શકાય છે કે તેણે ઈ. સ. ૧૭૭૩ માં પણ આટલી જ રકમ શુજાઉદ્દૌલા પાસેથી લઈને ચૂપચાપ ખીસામાં મૂકી હતી. જે નોકરોને કંઈક રાજનૈતિક અનુભવ હશે, તેઓને તો આ બાબતમાં શક નહિ જ રહે કે જો આ પહેલાં આસફઉદ્દૌલાના બાપ શુજાઉદ્દૌલાએ આટલી જ રકમ હેસ્ટિંગ્સને ન આપી હોત, અને વૉરન હેસ્ટિંગ્સે જો તે સ્વીકારી ન હોત તો હરગિજ આસફઉદ્દૌલા દસ લાખ રૂપિયા જેટલી રકમ વૉરન હેસ્ટિંગ્સને ભેટ ન ધરત." ૧૧

---

and tears, the Begums gave up casket after casket, and store after store, until the sum of spoil was reckoned at £s 12,00, 000. Then, and not till then, their wretched menials were let go. Such are the bare outlines of the dreadful tale. Over all that could furnish forth the true coloring of the picture, the veil of oblivion has fallen, and it can not now be raised. . . . Asafuddowlla . . . lost influence and power. . . . the desolation that overspread the country, . . . "—Torrens' *Empire in Asia*, pp. 126–128.

૧૧ " Hastings acknowledged to having taken a hundred thousand pounds from Asafuddoula in 1782. The inference follows that in 1773 he received a like sum from Shujauddoula and silently pocketed the money. Officers of any political experiences would be satisfied that Asafuddoula would never have offered the hundred thousand pounds to Hastings, unless a like sum had been previously offered by his father, Shujauddoula, and accepted by Hastings. "—J. Talboys Wheeler in his *Short History of India, etc.*

ઈ સ ૧૭૭૫ના એપ્રિલની ૧૧ મી તારીખની કલકત્તાની કાઉન્સિલના રિપોર્ટમાં લખેલુ છે કે પોતાના અમલના પહેલા ત્રણ વરસમા જ વોરન હેસ્ટિંગ્સ આ બધા ઉપાયો દ્વારા "૪૦ લાખ રૂપિયા ઉપરાત" કમાઈ ચૂક્યો હતો વસ્તુત હેસ્ટિંગ્સની સામેની ન કહુમારની ફરિયાદો જૂઠી નહોતી આપણે એ પણ યાદ રાખવુ જોઈએ કે આજથી દોઢસો વરસ ઉપર ભારતવર્ષના ૪૦ લાખ રૂપિયાની કિંમત આજના ૮ કરોડ રૂપિયા જેટલી થતી, અને આજે ૮ કરોડ રૂપિયાની મૂડીવાળા હિંદુસ્તાનમા જેટલા ઓછા માણસો દેખાય છે, તેટલા જ તે વખતે ૪૦ લાખની મૂડીવાળા ઈંગ્લાડમા ઓછા હતા

વોરન હેસ્ટિંગ્સ જેમ લાચરુશવત લેતો હતો, તેમ જ દેતો અને દેવરાવતો પણ હતો તેના અનેક નાના તેમ જ મોટા અને કાળા તેમ જ ગોરા દલાલો કપનીના મુલ્કની બધી કચેરીઓમા વેરાઈ ગયેલા હતા, અને આ લોકો દેશી રાજાઓ તેમ જ ભારતીય પ્રજાને અનેક રીતે લૂટતા હતા અને અનેક પ્રકારના જુલમો ગુજારતા હતા

ગોરખપુરના અત્યાચાર

ક્રાલબ્રૂક નામના એક અંગ્રેજે ઈ સ ૧૭૮૮ ના જુલાઈની ૨૮ મી એ ભારતથી ઇંગ્લાડ પોતાના પિતા ઉપર એક કાગળ લખ્યો આ કાગળમા તેણે લખ્યુ —

"મિસ્ટર હેસ્ટિંગ્સે આ દેશમા એવા કલેક્ટરો અને ન્યાયાધીશો ભર્યા છે કે જેઓનુ લક્ષ્ય માત્ર ધન કમાવા તરફ જ હોય છે આ લોકોને આ મુલક ઉપર છોડતા વાર જ તેમણે ક્યાંઇક કઇક બહાનું કાઢીને અને ક્યાંક તો કશા પણ બહાના વગર જ દેશવાસીઓને લૂટવાનુ શરૂ કરી દીધુ × × × જે પક્ષ ન્યાયાધીશને સૌથી વધારે પૈસા આપે તેના લાભમા ન્યાયાધીશ ચુકાદો આપે છે આ ચોર લોકો તો નિર્વિઘ્ને ધાડ પાડી શકે માટે તેમને રીતસરની વાર્ષિક પરવણી જ ભરે છે"

વળી આગળ ચાલતા કોલબ્રૂક લખે છે —

"વોરન હેસ્ટિંગ્સની કૂટનીતિ અને તેના બેશરમ વિશ્વાસઘાતનો પ્રભાવ કેવળ રાજાઓ અને મોટા લોકો ઉપર જ પડ્યો એમ નથી જમીનદારોની જમીનદારી છીનવી લેવી, બેગમોને લૂટવી, રોહિલાઓને નિર્મૂળ કરવા, આ બધુ તો ભૂલી શકાય પરંતુ જે અત્યાચાર તેણે

ગોરખપુરમા કર્યા છે તે તો સદા બ્રિટિશજાતિના નામ ઉપર કલકરૂપ રહેવાના "૧૨

ગોરખપુરના આ અત્યાચારોના સબધમા જેમ્સ મિલ લખે છે કે ઈ. સ ૧૭૭૮ મા વૉરન હેસ્ટિગ્સે પોતાના એક હૅનેવે નામના અમલદારને કપનીની નોકરીમાથી કાઢી અયોધ્યાના નવાબને ત્યા મોકલ્યો. નવાબને દબાવીને બહરાઈચ અને ગોરખપુર જિલ્લાની દીવાની તથા ફોજદારીનુ શાસન કર્નલ હૅનેવેના હાથમા સોપ્યુ મિલ લખે છે —" આ આખો ભાગ નવાબના શાસન-કાળમા અત્યત સુખી હતો પરતુ કર્નલ હૅનેવેના અત્યાચારોને પ્રતાપે ત્રણુ જ વર્ષમા એ આખો ભાગ વેરાન બની ગયો " લખ્યુ છે —" હૅનેવેએ કેટલો કર ઉઘરાવવો તે કઈ નક્કી નહોતુ કરી રાખ્યુ પણ પોતાની મરજી મુજબ મરજી પડે તે જમીનદાર કે રૈયત પાસેથી મરજી પડે તેટલુ ધન પોતાના કલેક્ટરો મારફત તે વસૂલ કરતો જે લોકો આવો કર ભરવા અસમર્થ નીવડતા તેમને કેદ અને કોરડાની સજા એ તો સામાન્ય સજા થઈ પડી હતી લોકો પોતાના ઘરબાર અને ગામ છોડીછોડીને ભાગી ગયા કેટલાકને તો એટલી હદ સુધી હેરાન કર્યા કે તેમને પોતાના છોકરા પણુ વેચી દેવા પડયા " ૧૩

---

૧૨ "It was Mr Hastings who filled the country with Collectors and Judges who adopted one pursuit—a fortune These harpies were no sooner let loose upon the country, than they plundered the inhabitants with or without pretences . Justice was dealt out to the highest bidders by the Judges, and thieves paid a regular revenue to rob with impunity . . .

" Nor did his crooked politics and shameless breach of faith affect any but the princes and great men, the depositon of zemindars the plundering of Begums, the extermination of the Rohillas may be forgotten, but the cruelties acted in Gorukhpore will for ever be quoted to the dishonor of the British name "—Colebrooke in a private letter to his father, dated 28th July 1788.

૧૩ " the country, from a very flourishing state . . . had been reduced to misery and desolation, that taxes were

[મિલ લખે છે કે કંપનીનો એક નોકર કેપ્ટન એડવર્ડ્ઝ ઈ. સ. ૧૭૮૦ માં આ પ્રદેશ જોવા ગયો હતો. તેણે જોયું કે દેશના બહુ ઓછા ભાગમાં ખેતી કરવામાં આવી હતી. વસતી બહુ ઘટી ગઈ હતી. અને જે ગણ્યાગાંઠ્યા ખેડૂતો જિલ્લામાં રહી ગયા હતા તે બધા બહુ જ દુ:ખી જણાતા હતા. મિલ એમ પણ લખે કે જે વખતે કર્નલ હેનેવે નવાબની પાસે જઈને નોકરીએ રહ્યો ત્યારે તેના માથે ભારે દેવું હતું. પરંતુ ત્રણ વર્ષમાં જ આ દેવું પતાવ્યા ઉપરાંત તેની પાસે લગભગ ૪૫ લાખ રૂપિયા રોકડા એકઠા થયા હતા.

આ અત્યાચારોના ખબર સાંભળીને નવાબે ઈ. સ. ૧૭૮૧ માં કર્નલ હેનેવેને નોકરીમાંથી રજા આપી. ત્યાર પછી જ્યારે તેણે જાણ્યું કે વોરન હેસ્ટિંગ્સ કર્નલ હેનેવેને ફરી પાછો પોતાને માથે લાદવા માગે છે, ત્યારે નવાબે હેસ્ટિંગ્સને લખી મોકલ્યું:–"હું હઝરત મોહમ્મદના કસમ ખાઈને કહું છું કે જો મારે ત્યાં કોઈ પણ કારણે કર્નલ હેનેવેને નીમવામાં આવશે તો હું તરતજ સલ્તનત છોડીને ચાલતો થઈશ." [૧૪]

કમનસીબે તે સમયના કંપનીના શાસનનો સાચો અને વિસ્તૃત ઇતિહાસ કોઈ ભારતવાસીએ લખ્યો નથી.

**મહેસૂલ વધાર્યું**

હવે ફરી પાછા ઉપરોક્ત કોલબ્રૂકના પત્ર ઉપર આવીએ. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે આ સમયે કંપની જ બંગાળા, બિહાર અને ઓરિસ્સામાંથી જમીનમહેસૂલ ઉઘરાવતી હતી. આ કર જે રીતે ઉઘરાવવામાં આવતો હતો તે સંબંધે કોલબ્રૂક લખે છે:—

"જે રીતે આ દેશમાં અંગ્રેજી પ્રાંતોનું શાસન ચલાવવામાં આવે છે તેની અસર દેશની સુખશાંતિ ઉપર બહુ ખરાબ થાય છે. × × ×

levied, not according to any fixed rule, but according to the pleasure of the Collector; that imprisonments and scourgings, for enforcing payment, were common in every part of the country; that emigrations of people were frequent; and that many of them were so distressed as to be under the necessity of selling their children."—Mill, Book v, Chapter 8.

[૧૪] Mill, Book v, Chapter 8.

મીઠું અને અફીણના ઇજારાનું તેમજ જે રીતોથી કંપની પોતાની પૂંજી વધાર્યા કરે છે તે રીતોનું વર્ણન પડતું મૂકીને હું કેવળ જમીન મહેસૂલનું જ વર્ણન કરીશ જેટલો વધારી શકાય તેટલો જમીન ઉપરનો કર વધારી દેવામાં આવ્યો છે મુગલ સરકારના વખતમાં કોઈ જમીનદાર પોતાની જમીનદારીની આવકનો અર્ધો ભાગ પણ સરકારને આપતા નહિ, અને નાના જમીનદારો તો તે કરતા પણ ઓછી રકમ આપતા હતા ઉપરાંત દરેક જમીનદારને પેન્શન તરીકે અમુક રકમ પોતાને ખાતે જમા કરવાનો અધિકાર હતો, અથવા તો એ પેન્શન બદલ અમુક વાર કેટલીક માફી જમીનો પણ મળતી હતી આથી ઊલટું કંપનીના વખતમાં કંપનીએ જમીનદારો પાસે ફક્ત જમીનદારીની વાર્ષિક આવકના દસ ટકા જ રહેવા દીધા છે ××× અત્યારે પ્રજા સાથે જે રીતે વર્તવામાં આવે છે તેનાથી તેઓ સદા યાદ રાખશે કે કોઈ દિવસ કોઈ પણ વિજેતાએ પોતાની પરાજિત પ્રજાને માથે આની જાતની ભારે ધૂસરી લાદી નથી"[૧૫]

**વોરન હેસ્ટિંગ્સ ઉપર મુકદ્દમો**

વોરન હેસ્ટિંગ્સના અત્યાચારોની કેટલીક સંગીન ફરિયાદો ઇગ્લાંડની

---

૧૫ "The system upon which the British dominions have been governed in the East has affected the happiness of the people ... not to mention monopolies of salt and opium, or the principles upon which the Company's investment has been provided, I may confine myself to the stretching the land rents to the utmost sum they can produce A proprietor of an estate under the Mogul Government, seldom paid half of the produce of his estate, and in small properties much less, he was further allowed to take credit for a certain sum by way of pension or held rent free lands in lieu there of Under the Company, a landholder is allowed ten per cent of the net produce as his share

'The treatment of the people has been such as will make them remember the yoke as the heaviest that ever conquerors put upon the necks of conquered nations"—Colebrooke in the above letter.

પાર્લામેંટના કેટલાક સભ્યો પાસે પહોંચી પાર્લામેંટમાં કેટલાક ન્યાયપ્રેમી સભાસદો પણ હતા તેમના તરફથી પાર્લામેંટમાં વૉરન હેસ્ટિંગ્સ ઉપર લાંચનો અને બીજા ઘોર અન્યાયો કર્યાનો આરોપ મૂકીને મુકદ્દમો ચલાવવામાં આવ્યો સુપ્રસિદ્ધ વિદ્વાન એડમંડ બર્કે પોતાનાં અમર ભાષણો મારફત કંપની તથા વૉરન હેસ્ટિંગ્સના તે વખતના કાળાં કરતૂકોની ઘણી પોલ ઉઘાડી પાડી બ્રિટિશ ભારતીય ઇતિહાસ શીખનાર દરેક અભ્યાસી માટે આ ભાષણોનો અભ્યાસ આવશ્યક છે સાત વરસ સુધી આ મુકદ્દમો ચાલ્યો પરંતુ ખરી રીતે હરાકની સામે પ્રશ્ન ન્યાયઅન્યાયનો નહોતો, પ્રશ્ન હતો અંગ્રેજ જાતિનું હિત તથા અંગ્રેજી રાજ્યનો વૉરન હેસ્ટિંગ્સે જે કંઈ કર્યું તે બધું પોતાની જાતિના હિતને માટે અને ભારતમાં અંગ્રેજી રાજ્ય મજબૂત કરવા માટે કર્યું હતું, આથી અંતે બ્રિટિશ પાર્લામેંટે તેને નિર્દોષ જાહેર કર્યો

આ આખા મુકદ્દમામાં વૉરન હેસ્ટિંગ્સના લગભગ ૧૦ લાખ રૂપિયા ખરચાયા આ રૂપિયા ભારતમાં જ કરેલી કમાણીના હતા એમાં કોઈ શક છે જ નહિ કંપનીના માલેકોએ તરત જ નુકસાની બદલ વૉરન હેસ્ટિંગ્સને ૨૮ વરસ સુધી દરસાલ ૪૦ હજાર રૂપિયાનું પેન્શન આપવાનો ઠરાવ કર્યો, જેમાંના મોટા ભાગની રકમ તો તેને અગાઉથી જ આપવામાં આવી વૉરન હેસ્ટિંગ્સે તો આ કરતાં અનેક ગણો લાભ કંપનીને કરી આપ્યો હતો એ નિ:સંદેહ છે

સર ઇલિજા ઇમ્પી ઉપર પણ "રુશવત લેવાનો, જૂઠી જુબાની આપવાનો, જૂઠી જુબાનીઓ વડી કાઢવાનો," ૧૬ વગેરે બાબતોનો મુકદ્દમો ચલાવવામાં આવ્યો પરંતુ "તેના ઉપરના આરોપો પ્રગટ થયા એ જ તેને માટે પૂરતું છે" એમ કહીને હરાકના શાસકોએ તેને મુક્ત કર્યો

આ રીતે ભારતમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો મજબૂત કરવામાં આવ્યો

---

૧૬ "Gross corruption, positive injustice, . intentional violation of the Acts under which he held his powers, . . having suborned evidence and given to falsehood the sanctity of an affidavit."—Impeachment of Sir Elijah Impey, December 12th, 1787



છત્રપતિ શિવાજી

(Major Basu's Rise of the Christian Power in India —from an old Painting in the Bibliotheque Nationale Paris)

# પ્રકરણ આઠમું

## પ્રથમ મરાઠા વિગ્રહ

**મરાઠામંડળ**

છત્રપતિ શિવાજી મહારાજના મૃત્યુ પછી લગભગ ૭૫ વરસની અંદર ૧૮ મી સદીના મધ્યમાં મરાઠાની સત્તા શિખરે પહોંચી હતી. એ સમયે મુગલ સામ્રાજ્ય જર્જર અવસ્થામાં હતું, અને લગભગ ૨૫૦ વર્ષના એ પુરાણા સામ્રાજ્યનાં ખંડેરોમાંથી મરાઠા સામ્રાજ્ય એક વાર આખા ભારતમાં ફેલાતું નજરે આવતું હતું. ખુદ દિલ્હી અને દિલ્હીનો બાદશાહ બંને મરાઠાઓના હાથમાં હતા. રઘુનાથરાવની મરાઠાસેનાએ પાટનગરથી આગળ વધીને લાહોરનો વિજય કરી લીધો હતો અને પરાજિત અફઘાન સેનાને અટકની પેલી પાર હાંકી મૂકીને પંજાબ પ્રાંતને મરાઠા સામ્રાજ્યમાં ભેળવી લીધો હતો.

પેશવાની ગાદીએ એ વખતે બાલાજી બાજીરાવ હતો. શિવાજીના અયોગ્ય વંશજો સાતારાના કિલ્લામાં પેશવાની સેનાના સંરક્ષણ નીચે હજી સુધી પોતાની નામની ગાદી સાચવી રાખતા હતા. પરંતુ સમસ્ત શાસન-પ્રબંધ પેશવાના યોગ્ય અને પ્રબળ હાથમાં હતો. પેશવા સિવાય મરાઠા સામ્રાજ્યના ચાર મુખ્ય સ્તંભ અથવા 'મહારાષ્ટ્રમંડળ'ના ચાર મુખ્ય સભાસદો સિંધિયા, હોળકર, ગાયકવાડ અને ભોંસલે હતા. આ ચારે જણા ચાર મોટાં મોટાં રાજ્યોના શાસકો હતા; પરંતુ બધા પેશવાને પોતાનો અધિરાજ ગણતા હતા, તેને ખંડણી બરાબર આપતા હતા, અને દરેક લડાઈમાં હુકમ મળતાં પોતપોતાનું લશ્કર લઈને પેશવાને મદદ કરવા હાજર થઈ જતા હતા. પ્રથમ પેશવા બાલાજી વિશ્વનાથે દિલ્હીના બાદશાહ ફરૂખશાયરના દરબારમાં હાજર થઈને પ્રસિદ્ધ દેશહિતૈષી સૈયદ ભાઈઓ સય્યદ અબ્દુલ્લા અને સય્યદ હુસેનઅલીની મદદથી બાદશાહ પાસેથી મરાઠા રાજ્ય માટે 'સ્વરાજ્ય'નો પરવાનો પ્રાપ્ત કર્યો. સમ્રાટે એમ પણ ફર-

માન કાઢ્યું કે આ મરાઠાઓ 'સ્વરાજ્ય' સિવાયના દક્ષિણના સૂબેદારના બધા મુલકમાંથી 'ચોથ' લે. પેશવાએ બાદશાહને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરી, અને પોતાની સેનાથી સામ્રાજ્યની રક્ષા કરતા રહેવાનું કબૂલ કર્યું. ખરી રીતે આ 'ચોથ' આપવાનો પણ એ જ ઉદ્દેશ હતો કે એ પૈસાથી દક્ષિણના ભાગનું રક્ષણ કરવા માટે પેશવા સૈન્ય રાખી શકે ત્યાર પછી દરેક પેશવા તથા તેના તાબાના બધા મરાઠા રાજાઓ દિલ્હીના બાદશાહને સમસ્ત ભારતનો સમ્રાટ તથા પોતાનો મહારાજાધિરાજ માનતા હતા રઘુનાથરાવે દિલ્હીના બાદશાહને નામે જ અફઘાનો પાસેથી પંજાબ જીતી લીધું, અને જે મરાઠા સરદારને ત્યાંનું શાસન ચલાવવા રાખ્યો તેને પણ દિલ્હીના સમ્રાટના સૂબેદાર તરીકે જ નીમ્યો હતો તોપણ દિલ્હી દરબારની નિર્બળતાને લીધે એ સમયની મરાઠાની સત્તા એ સ્વતંત્ર સત્તા હતી, અને પેશવા જ ભારતના ઉત્તરથી દક્ષિણ સુધી અને પૂર્વથી પશ્ચિમ સુધી એટલે કે અટકથી કર્ણાટક સુધી અને બંગાળાની સરહદથી ખંભાતના અખાત સુધી ફેલાયેલ વિશાળ મરાઠા સામ્રાજ્યના ખરા બાદશાહ હતા

**મરાઠા સામ્રાજ્યની અવનતિ**

પરંતુ આ મરાઠા સામ્રાજ્ય થોડો વખત પણ પોતાનો આ વૈભવ સાચવી ન શક્યું એમ જણાય છે કે સામ્રાજ્યના વધવાની સાથોસાથ જ મરાઠા સરદારોમાં પરસ્પર ઈર્ષા અને હરીફાઈ પણ વધવા લાગ્યા તેઓ નિર્બળ પરંતુ નિરપરાધી અને ગરીબ પરોપકારી દિલ્હી સમ્રાટને પણ ગાદીએથી ઉતારીને તેની જગા લેવાના મોહમાં પડ્યા હતા તેમનામાંના કેટલાક પોતાના કે પોતાના વંશજોના લાભ ખાતર પોતાના દેશવાસીઓ વિરુદ્ધ, એટલું જ નહિ પણ ખુદ પેશવાની વિરુદ્ધ પણ વિદેશીઓને મળી જતા જરાય અચકાયા નહિ એક પાછળના પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે આ આંતરિક દોષોને લીધે જ મરાઠાની સત્તાને પહેલો જબરદસ્ત ધક્કો ઈ.સ. ૧૭૬૧માં લાગ્યો આ ધક્કો તે પાણીપતના ઐતિહાસિક મેદાનમાં અહમદશાહ અબદાલીની સેનાએ મરાઠાની સંયુક્ત સેનાને પરાસ્ત કરીને તેમને ઉત્તર હિંદુસ્તાનમાંથી કાયમને માટે બહાર કાઢી મૂક્યા તે ત્યારથી દિલ્હીના બાદશાહ ઉપરનો મરાઠાનો પ્રભાવ દૂર થયો, અને ત્યારથી જ ધીરે ધીરે ગાયકવાડ, ભોંસલે, હોળકર અને સિંધિયા, દરેક પેશવાની આધીનતામાંથી મુક્ત થઈને પોત પોતાને સ્વતંત્ર માનવા લાગ્યા

પાણીપતના યુદ્ધ પછી થોડાં અઠવાડિયામાં પેશવા બાલાજી બાજીરાવ

મૃત્યુ પામ્યો બાલાજીનો નાનો બાળ માધવરાવ પેશવાની મસનદ ઉપર બેઠો અને તેનો કાકો રઘુનાથરાવ, અથવા ઇતિહાસમાં જે રાઘોબાના નામે પ્રખ્યાત છે અને જેની સેનાએ અફઘાનો પાસેથી પંજાબ પ્રાંત જીતી લીધો હતો તે રાઘોબા પોતાના ભત્રીજા માધવરાવ પેશવાનો સંરક્ષક નિમાયો રાઘોબા અત્યંત વીર પરંતુ અદૂરદર્શી હતો તે મહત્ત્વાકાંક્ષી પણ હતો, અને આ મહત્ત્વાકાંક્ષાએ તેની નીતિમત્તાને ઢાંકી દીધી હતી આથી જ્યારે અંગ્રેજોએ પોતાનો સ્વાર્થ સાધવા માટે મરાઠાની સત્તાનો નાશ કરવાનો વિચાર કર્યો, ત્યારે રાઘોબા બહુ જ સહેલાઈથી તેમના હાથમાં સપડાયો.

**દક્ષિણમાં કંપનીની નીતિ**

એ દિવસોમાં ભારતમાં કંપનીની સત્તા દિવસે દિવસે વધતી જતી હતી. મરાઠા જેવી પ્રબળ ભારતીય શક્તિનું અસ્તિત્વ અંગ્રેજોની ઉન્નતિમાં અંતરાય રૂપ હતું એમ તેઓ માનતા હતા એટલે નિઃસંદેહ તો આ બે મહાન શક્તિઓની ટક્કર સાવ સ્વાભાવિક હતી

પ્રસિદ્ધ ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે —

"મરાઠાની વધતી જતી સત્તાને ગમે તે ઉપાયે ધક્કો લાગે એમ કંપનીના ડાયરેક્ટરો ઇચ્છતા હતા અને જો દેશની બીજી સત્તાઓ એક થઈને મરાઠા ઉપર હુમલો કરત તો એ જોઈને તેમને જરૂર બહુ સંતોષ થાત "[1]

આ ઇચ્છાને પૂરી કરવા માટે અંગ્રેજોએ રાઘોબાને ભરમાવવાનું શરૂ કર્યું તેને એમ ભરમાવ્યો કે દક્ષિણનો સૂબેદાર નિઝામુલ્મુલ્ક મરાઠાઓ ઉપર હુમલો કરવાનો છે

રાઘોબાની અદૂરદર્શિતાને લીધે પેશવા માધવરાવ અને મુંબઈના અંગ્રેજ ગવર્નર વચ્ચે એક સંધિ થઈ કે જો મરાઠાઓ ઉપર નિઝામ હુમલો કરે તો અંગ્રેજો પોતાની સેના અને સામાન સહિત મરાઠાઓને મદદ આપે, અને આ મદદના બદલામાં પશ્ચિમ કિનારે સાષ્ટીનો ટાપુ અને વસાઈનો

૧ "The Court of Directors, were desirous of seeing the Marhattas checked in their progress, and would have beheld combinations of the other native powers against them with abundant satisfaction "—*History of the Mar'attas*, by Grant Duff.

દિલ્લી બંને પેશવા તરફથી અંગ્રેજોને આપવામાં આવે

જોકે આ સંધિ થયા પછી નિઝામે ન મરાઠાઓ ઉપર હુમલો કર્યો, ન મરાઠાને અંગ્રેજોની મદદની જરૂર પડી, કે ન સાષ્ટી અને વસાઈ અંગ્રેજોને હવાલે કરવામાં આવ્યાં તોપણ આ સંધિના વખતથી જ પેશવાના દરબારની અંદર અંગ્રેજોનો પગપેસારો થઈ ચૂક્યો તેઓ મરાઠાની આંતરિક કમજોરીઓ કયાં ક્યાં છે તે જાણી ગયા, અને ત્યારથી મરાઠા સામ્રાજ્યની અંદર પોતાની કપટજાળ પાથરવાની તક તેમને મળવા લાગી

દક્ષિણ હિંદુસ્તાનના સંબંધમાં આ વખતે કંપનીની નીતિના ત્રણ પાસા હતા, અથવા તો તેમની ત્રણ મુખ્ય ઇચ્છા હતી આ ત્રણે ઇચ્છાઓ ડાયરેક્ટરો અને ગવર્નર જનરલ વચ્ચે ચાલેલા પત્રવહેવાર ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે આ ત્રણ પાસા આ જાતના છે —

( ૧ ) દક્ષિણમાં ત્રણ મુખ્ય સત્તાઓ હતી નિઝામ, હૈદરઅલી અને પેશવા આ ત્રણે સત્તાઓ જો અંદર અંદર એક થઈ જાય તો દક્ષિણ હિંદુસ્તાનમાં અંગ્રેજોનું અસ્તિત્વ રહી શકે નહિ, એ ત્રણે શક્તિઓ બહુ જ સહેલાઈથી અંગ્રેજોને દક્ષિણમાંથી હાંકી કાઢે આથી આ ત્રણે શક્તિઓને અંદર અંદર લડાવી રાખવાની ખાસ જરૂર છે

( ૨ ) આ ત્રણ શક્તિઓ પૈકી મરાઠાઓ સૌ કરતાં વધારે મહત્ત્વાકાંક્ષી અને સામ્રાજ્યપ્રેમી હતા આથી એમને તો અંદર અંદરના ઘરના કંકાસમાં એવી રીતે સંડોવી દેવાની જરૂર હતી કે જેથી બંગાળા અને ઉત્તર હિંદુસ્તાનમાં વધતા જતા અંગ્રેજસત્તાના પ્રભાવમાં અડચણ કરવાની તેમને ફુરસદ ન રહે

( ૩ ) ભારતના પશ્ચિમ કિનારે ધીમે ધીમે પોતાના પગ લંબાવવા માટે સાષ્ટી ટાપુ, વસાઈનો કિલ્લો અને થોડાએક ગુજરાતના ભાગની કંપનીને આવશ્યકતા હતી

## સાષ્ટી અને વસાઈ ઉપર નજર

કંપનીના ડાયરેક્ટરોએ મુંબઈના ગવર્નર તથા તેની કાઉન્સિલ ઉપર ઈ સ ૧૭૬૮ ના માર્ચની ૧૮ મીએ લખેલ પત્રમાં લખ્યું છે —

'અમે, જેટલા ભારપૂર્વક બની શકાય તેટલા ભારપૂર્વક ખાસ ભલામણ કરીએ છીએ કે જ્યારે જ્યારે તક મળે ત્યારે આ સ્થાનો (સાષ્ટી અને વસાઈ) મેળવવાનો પ્રયત્ન કર્યા કરવો એમાં આપણને

બહુ લાભ મળે તેમ છે."[૨] ત્યાર પછી ઈ. સ. ૧૭૬૯ના માર્ચની ૩૧ મીના કાગળમાં ફરી પાછું આવે છે કે "સાષ્ટી અને વસાઈ, તથા તેની આસપાસનો મુલક તેમ જ સૂરત પ્રાંતનો મરાઠાનો ભાગ × × × આ વસ્તુઓને તમારે તમારી તમામ સંધિઓમાં, પત્રવ્હેવારમાં અને લડાઈઓમાં નજર સમક્ષ રાખવી જોઈએ. અને તેમને લઈ લેવાની તક શોધવા અને સાધી લેવા કાયમ તૈયાર રહેવું જોઈએ."[૩]

ઇતિહાસલેખક મિલ લખે છે કેઃ—

"આ જ મનોરથને વધારે જોસપૂર્વક પાર પાડવા માટે અને પેશવા માધવરાવની સાથે વાતચીત કરવા માટે ખાસ સૂચનાઓ આપીને ડાયરેક્ટરોએ મિસ્ટર મોસ્ટિનને હિંદુસ્તાન મોકલ્યો."[૪]

ઈ. સ. ૧૭૭૨ માં ડાયરેક્ટરોએ પાઠવેલો આ ખાસ દૂત હિંદુસ્તાન આવ્યો, અને તરત જ મુંબઈની કાઉન્સિલનો વકીલ બનાવીને તેને પેશવાના દરબારમાં રવાના કરવામાં આવ્યો.

ઇતિહાસલેખક ગ્રાંટ ડફ સ્પષ્ટ શબ્દોમાં લખે છેઃ—

"મુંબઈ સરકારે મિસ્ટર મોસ્ટિનને એ ઇરાદાથી પૂના મોકલ્યો

---

૨ "We recommend to you, in the strongest manner, to use your endeavours, upon every occasion that may offer, to obtain these places, which we should esteem a valuable acquisition." —Directors' letter to the President and Council of Bombay, dated 18th March, 1768.

૩ 'Salsette and Bassein, with their dependencies, and the Marhatta's portion of the Surat provinces . . . These are the objects you are to have in view, in all treaties, negotiations, and military operations,—and that you must be ever watchful, to obtain."—Directors' letter, dated 31st March, 1769.

૪ "In more earnest prosecution of the same design, Mr. Mostyn arrived from England, in 1772, with instructions from the Court of Directors, that he should be sent immediately to negotiate with Madho Rao the Peshwa . . . for the cession of the island and peninsula of Salsette and Bassein . . ." —Mill, vol. iii, p. 423, 424.

કે તે × × × મરાઠાઓને અંદર અંદર જ લડાવીને અથવા તો બીજી જે રીતે બની શકે તે રીતે એવો પ્રયત્ન કરે કે મરાઠાઓ હૈદરની સાથે અથવા તો નિઝામની સાથે ભળી ન જાય." ૫

ગંગાની ઉત્તરમાં કેટલાક ભાગ ઉપર આ વખતે મરાઠાઓએ પોતાનો કબજો કરી લીધો હતો, અને મિલના ઇતિહાસ ઉપરથી સમજાય છે કે જો ઈ. સ. ૧૭૭૩ માં અંદર અંદરનો ઘરકંકાસ મરાઠાને બહાર જતા ન અટકાવત તો તેઓ અલાહાબાદ, કરા, અયોધ્યા અને રોહિલખંડ ઉપર હુમલો કરવાના હતા. ૬

આ રીતે કંપનીની ત્રણ મુરાદો મહત્વપૂર્ણ અને સ્પષ્ટ હતી.

**નાના ફડનવીસની દૂરદર્શિતા**

મોસ્ટિને પૂના પહોંચીને ખૂબ હોશિયારીથી પોતાનું કામકાજ શરૂ કરી દીધું. સ્વાર્થાંધ રાઘોબાની તેને આ કામમાં ખૂબ મદદ મળી. પરંતુ પેશવાના દરબારમાં રાઘોબાની સ્વાર્થપરાયણતા અને અંગ્રેજોની ચાલબાજીને બરાબર કળી જાય એવો એક દૂરદર્શી નીતિજ્ઞ મોજૂદ હતો. આ નીતિજ્ઞ તે સુપ્રસિદ્ધ નાના ફડનવીસ. ઈ. સ. ૧૮૫૦માં, નાનાના મૃત્યુ પછી કેટલાંય વરસે, તેની યોગ્યતાનો સ્વીકાર કરતાં જે. સલીવાન નામના અંગ્રેજે કર્નલ બ્રિગ્સ ઉપર એક કાગળ લખતાં લખ્યું:—

"નાના ફડનવીસ કે તેની જેવા માણસો અમને આપો. ભારતના શાસકોની સાથેની સરખામણીમાં – અને તેયે નાના ફડનવીસ જેવા શાસકોની સરખામણીમાં અમે તો અહીંના શાસકો તરીકે વેંતિયા લાગીએ છીએ!"૭

૫ " Mr. Mostyn was sent to Poona by the Bombay Government, for the purpose of . . . using every endeavour, by fomenting domestic dissensions or otherwise, to prevent the Marhattas from joining Hyder or Nizam Ally."—*Grant Duff's History of the Marhattas*, p. 340.

૬ Mill's *History of British India*, vol. iii, p. 221.

૭ " Give us Nana Fadnavis and such like What poor pigmies we are as Indian Administrators when compared with natives of that stamp ! ! !"—J. Sullivan's letter to Colonel Briggs, 1850.



નારાયણરાવ પેશવા

(ચિત્રશાળા પ્રેસ–પૂના ના સૌજન્યથી)

મુમ્બઈની કાઉન્સિલને નારાયણરાવના મોતના ખબર મળ્યા પોતાની ઇચ્છા પાર પાડવા માટે તેમણે આ તક સુગમ ગણી ૩૦મી ઑગસ્ટે પૂનામા નારાયણરાવની હત્યા થઈ અને ૧૭મી સપ્ટેમ્બરે મુમ્બઈની કાઉન્સિલે મોસ્ટિનને કાગળ લખ્યો —

"આ વખતે સાષ્ટી અને વસાઈ આપણને મળે એ માટે જેટલી જેટલી યોગ્ય જણાય તે બધી બાબતો ખૂબ પરિશ્રમપૂર્વક કરવી, અને ગમે તે થાય તોપણ મરાઠાની રાજધાની પૂના છોડીને ક્યાયે જવુ નહિ" ૧૧

વિદ્રોહી રાઘોબા અને અગ્રેજો

નારાયણરાવ પછી રાઘોબા પોતે પેશવા બન્યો મોસ્ટિન અને તેના સાથીઓએ પેશવા બનવામા રાઘોબાને ખૂબ મદદ કરી પેશવા નારાયણરાવના સ્વભાવના વખાણ કરતા ગ્રાંટ ડફ લખે છે —

'તેના શત્રુઓ સિવાય બધા તેના ઉપર પ્રેમ રાખતા હતા" ૧૨

પરતુ હવે અગ્રેજોએ નારાયણરાવની નિદા અને રાઘોબાના ખૂબ વખાણ કરવાનુ શરૂ કરી દીધુ

પૂનાના મોટા ભાગના દરબારીઓ તથા તેની પ્રજા બધા રાઘોબાની વિરુદ્ધ હતા રાઘોબા દરેક રીતે મોસ્ટિનના હાથનુ રમકડુ હતો મોસ્ટિને રાઘોબાને અટપટ સમજાવીને નિઝામ અને હૈદરઅલીની સાથે યુદ્ધની જાહેરાત કરાવી, અને આ યુદ્ધ કરવા માટે સેના સહિત તેને પૂનાથી રવાના કરી દીધો પરતુ આ યુદ્ધમા કષ્ટ અને અપમાન સિવાય બીજુ કશુ રાઘોબા પામી શક્યો નહિ

નાના ફડનવીસ તથા તેના સાથીઓ જોઈ રહ્યા હતા કે રાઘોબા કઈ રીતે વિદેશીઓનો નચાવ્યો નાચે છે, અને મરાઠા સામ્રાજ્યના પાયા ખોદે છે તેમણે રાઘોબાની આ ગેરહાજરીનો લાભ ઉઠાવીને પોતાનુ બળ વધાર્યું.

---

૧૧ " to improve diligently every circumstance favourable to the accomplishment of that event (the possession of Salsette and Bassein) and on no account whatever to leave the Marhatta Capital '—Mill, vol. iii, p 42.

૧૨ " all but his enemies loved him '—Grant Duff, *History of the Marhattas*

આ બળ એટલું બધું વધ્યું કે રાઘોબા પૂના આવવાની હિંમત કરી ન શક્યો તે જીવ લઈને ગુજરાત તરફ નાઠો.

નારાયણરાવની વિધવા સ્ત્રી નારાયણરાવના મૃત્યુ વખતે ગર્ભવતી હતી. તેને આ સમય દરમિયાન ઈ. સ. ૧૭૭૪ના એપ્રિલની ૧૮ મીએ પૂનામાં એક પુત્ર અવતર્યો પૂનાની મંડળીએ એકમતે તરત જ આ બાળકને પેશવા ઠરાવ્યો, અને એ પેશવા નિમાયાનું જાહેર કર્યું. પ્રજાએ આ પ્રસંગે ખુશાલી મનાવી

**પ્રથમ મરાઠા યુદ્ધનું મૂળ**

પરંતુ રાઘોબા પેશવા થાય એમાં જ અંગ્રેજોનું હિત હતું તેમણે રાઘોબાને પોતાની પાસે સુરત બોલાવ્યો. ઈ. સ. ૧૭૭૫ ના માર્ચની ૬ ઠ્ઠીએ રાઘોબા અને અંગ્રેજો વચ્ચે એક સંધિ થઈ. આ સંધિમાં સાષ્ટી, વસાઈ અને સુરત પ્રાંતનો થોડોએક ભાગ અંગ્રેજોને આપવાનું રાઘોબાએ કબૂલ કર્યું અને એના બદલામાં મુંબઈની અંગ્રેજ કાઉન્સિલે રાઘોબાને અંગ્રેજી સેના સાથે પૂના મોકલવાનું અને તેને પેશવાની મસનદ ઉપર બેસાડવાનું વચન આપ્યું

આ અયોગ્ય સંધિ જ પ્રથમ મરાઠા વિગ્રહનું મૂળ હતું

**અંગ્રેજોની પ્રથમ હાર**

રાઘોબાને જબરદસ્તીથી પેશવાની ગાદીએ બેસાડવા માટે કર્નલ કીટીંગની સરદારી તળે કંપનીની સેના તથા રાઘોબાની સેના એકઠી થઈને પૂના તરફ ચાલી બીજી બાજુ પૂનાની સરકારે હરિપંત ફડકેની સરદારી નીચે એક સેના બંડખોર રાઘોબાને દબાવવા માટે ગુજરાત તરફ રવાના કરી આરાસ નામની જગા પાસે ઈ સ ૧૭૭૫ ના મેની ૧૮ મીએ બંને બાજુ વચ્ચે લડાઈ થઈ આ લડાઈમાં રાઘોબા તથા તેના મદદગારો હાર્યા, અને અંગ્રેજોની ઘણી સેના તથા અનેક અમલદારો માર્યા ગયા

પરંતુ ચોમાસું માથે આવતું હતું, આથી બંડખોરોની પાછળ પડીને તેમનો નાશ કર્યા વગર જ હરિપંત ફડકેને પોતાની સેના સહિત પૂના પાછા ફરવું પડ્યું

પરિણામે રાઘોબા અને અંગ્રેજોને ગુજરાતમાં પોતાની કપટજાળ ફેલાવવાનો સરસ લાગ મળ્યો

**અંગ્રેજોની ગાયકવાડ સાથે સંધિ**

ભારતવર્ષના રાજાઓની પરસ્પરની ઈર્ષાને લીધે આવી જાતનાં કપટ

કરવાનો પૂરતો અવકાશ દરેક પ્રાંતમાં તે વખતે મળી શકતો હતો ઈ સ ૧૭૬૮ માં ગુજરાતમાં દામાજી ગાયકવાડનુ મૃત્યુ થયુ તેને ત્રણ રાણીઓ હતી, અને તેમના ચાર પુત્રો હતા – સયાજી, ગોવિંદરાવ, માણેકજી ને ફતેહ-સિંહ સયાજી અને ગોવિંદરાવની વચ્ચે કેટલાક વરસોથી ગાદી માટે તકરારો ચાલતી હતી આ ચારેમા ફતેહસિંહ ચાલાક હતો ને સયાજીના પક્ષમા હતો

કર્નલ કીર્ટીંગ જ્યારે રઘોબાની મદદ માટે સેના લઈને મુંબઈથી ગુજરાતમા આવ્યો, ત્યારે તેણે ગોવિંદરાવની વિરુદ્ધ સયાજીની સાથે સધિ કરવાની કોશિશ કરી ઈ સ ૧૭૭૫ના એપ્રિલની ૨૭મીએ તેણે પોતાના એક દૂતને ફતેહસિંહ પાસે વાતચીત કરવા મોકલ્યો પરંતુ નવજુવાન ફતેહ સિંહે અંગ્રેજોની સાથે સધિ કરવાની ના પાડી અને તિરસ્કારપૂર્વક તેને પોતાને ત્યાથી કાઢી મૂક્યો

મુંબઈની કાઉન્સિલને જ્યારે આ સમાચાર સાભળ્યા ત્યારે તેણે પોતાના આવા કામમા કુશળ એવા મોસ્ટિનને કીર્ટીંગને મદદ કરવા દૂત તરીકે પૂનાથી ગુજરાત મોકલ્યો આ સમયે ફડકેની વિજયી સેના પૂના પાછી પહોચી ગઈ હતી મોસ્ટિન હવે પૂનાથી ગુજરાતમા આવ્યો અને ત્યા તેણે પોતાની જાળ પાથરવા માડી અંતે અંગ્રેજો તથા ફતેહસિંહ ગાયકવાડ વચ્ચે સધિ થઈ ગઈ

આ સધિ અનુસાર ભરૂચ ચિખલી વરિયાવ અને કોરલના ત્રણ પરગણા વગર લડાઈએ અંગ્રેજોને મળી ગયા આની ઊપજ દરસાલ કેટલાય લાખની હતી સયાજી ગાયકવાડ અંગ્રેજોની મદદથી વડોદરાની ગાદીએ બેઠો ગાયકવાડનુ રાજકુળ આજ સુધી પેશવાને પોતાના અધિરાજ ગણતુ હતુ, પરંતુ હવે ગાયકવાડ કાયમ માટે મરાઠામડળમાથી છૂટા પડ્યા અને ગુજ-રાતમા અંગ્રેજો જામી ગયા

સુરતની સધિ મુજબ અંગ્રેજોએ સાષ્ટી અને વસાઈ કબજે કર્યા પરંતુ પેશવા સરકારે સુરતની સધિનો સ્વીકાર કર્યો નહોતો, અને બડખોર રાઘોબાને પેશવાની ગાદીએ બેસારવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને અંગ્રેજોએ પૂના સરકારની સાથે શત્રુતા ઊભી કરી હતી

ખરી રીતે અંગ્રેજોની સામે એક ભારે ગુંચવણ ઊભી થઈ હતી રઘોબા પેશવા બની શકે એવો સભવ બહુ ઓછો હતો, અને બડખોર રાઘોબાને મદદ આપ્યા પછી હવે શુ મોઢુ લઈને પૂના સરકાર સાથે સધિ કરવી? પોતાનો ગુપ્તચર મોસ્ટિન હવે ફરી પૂનામા પગ મૂકી શકે

એવી તો આશા જ નહોતી

**વૉરન હેસ્ટિંગ્સની બેવડી ચાલબાજી**

આ વખતે વૉરન હેસ્ટિંગ્સને એક મજાની યુક્તિ સૂઝી. તેણે સીધા કલકત્તાથી પોતાના એ. ખાસ અપ્ટન નામના દૂતને પૂના મોકલ્યો. વૉરન હેસ્ટિંગ્સે એવું વલણ બતાવ્યું કે મુંબઈની કાઉન્સિલે રાઘોબાની સાથે જે સંધિ કરી છે અને તેને જે થોડીઘણી મદદ આપી છે તેનાથી પોતે વિરુદ્ધ છે એટલું જ નહિ, પરંતુ તે સંધિ પોતાની રજા વગર કરવામાં આવી છે આથી તે ખોટી સંધિ છે, અને અંગ્રેજ સરકાર બદખોર રાઘોબાને મદદ કરવા માગતી નથી, તેમ જ પેશવા સરકાર સાથે લડવા પણ માગતી નથી.

વૉરન હેસ્ટિંગ્સે મુંબઈ સરકારને હુકમ કર્યો કે પેશવા દરબારની સાથે યુદ્ધ બંધ કરો, અને કર્નલ કીટીંગ અને તેની સેનાને પાછી બોલાવી લો. આ હુકમ મળતાં જ મુંબઈ સરકારે કીટીંગ અને તેની સેનાને પાછા બોલાવી લીધા. આ વખતે પેશવા દરબારના મંત્રીઓ પુરંધરમાં રહેતા હતા આથી કર્નલ અપ્ટન ઈ. સ. ૧૭૭૫ના ડિસેમ્બરની ૨૮ મીએ ત્યાં પહોંચ્યો.

સખારામ બાપુ આ વખતે પેશવાનો મુખ્ય મંત્રી હતો. કર્નલ અપ્ટનનો પૂના જવાનો જાહેર ઉદ્દેશ તો એ હતો કે મુંબઈ સરકારના બધા કામને ખોટા ઠરાવીને કંપની તરફથી ખેદ પ્રદર્શિત કરવો, અને પેશવા દરબાર સાથેની કંપનીની મિત્રતા તેમ જ વફાદારી પ્રગટ કરવી. પરંતુ કર્નલ અપ્ટનની પાસે વૉરન હેસ્ટિંગ્સની સહીવાળા બેવડા પત્રો હતા. એક હતો ઉપરના આશયવાળો સખારામ બાપુ ઉપરનો પત્ર. તથા બીજો હતો રાઘોબા ઉપર લખેલો પત્ર. બીજા પત્રમાં વૉરન હેસ્ટિંગ્સે રાઘોબા સાથેની મૈત્રી પ્રગટ કરી હતી. અને મુંબઈ સરકારના બધા કામોનું સમર્થન કર્યું હતું. અપ્ટનને સલાહ આપવામાં આવી હતી કે કોઈ કારણે રાઘોબાના પક્ષની જીત થઈ હોય તો રાઘોબાનો પત્ર તેને આપવો. સાથે જ જે કાગળ સખારામ બાપુ ઉપર લખેલો હતો. તેમાં મૈત્રી પ્રગટ કરવા સાથે પેશવા દરબારને પ્રાર્થના કરી હતી કે સાષ્ટી અને વસાઈ અંગ્રેજો પાસે જ રહેવા દેવા.

**મરાઠાઓની શંકા**

પેશવા દરબારના મંત્રીઓ કાચાપોચા નહોતા. તેમનામાં સખારામ બાપુ અને નાના ફડનવીસ જેવા રાજનીતિનિપુણ પુરુષો હતા. તેઓ આ બધી બાબતો બરાબર સમજતા હતા. કર્નલ અપ્ટને વૉરન હેસ્ટિંગ્સ ઉપર ઈ. સ. ૧૭૭૬ ના ફેબ્રુઆરીની બીજી તારીખે પત્ર લખ્યો —

"તેઓ મને હજારોવાર પૂછ્યા કરે છે કે તમે વફાદારીના આટલા બધા કસમ શા માટે ખાઓ છો? મુંબઈ સરકારે જાહેર કરેલી લડાઈને એક બાજુથી ખોટી ગણાવો છો અને બીજી બાજુથી એ લડાઈને લીધે મળેલો મુલક તમારી પાસેજ રાખવા માગો છો; આ બધો મામલો શો છે?"૧૩

પેશવા દરબારે જીદ લીધી કે અંગ્રેજો તુરત જ સાષ્ટી અને વસાઈ ખાલી કરે. આખરે નાઈલાજ થઈને અપ્ટને ઈ. સ. ૧૭૭૬ ના ફેબ્રુઆરીની ૭ મીએ વોરન હેસ્ટિંગ્સને લખ્યું કે "પૂના દરબારને આપણી શરતો રુચતી નથી."

**યુદ્ધની તૈયારી**

વોરન હેસ્ટિંગ્સે જોયું કે સુલેહથી કામ પતે એમ નથી, એટલે અપ્ટન પૂના હતો ત્યાં જ મોટા પાયા ઉપર જંગની તૈયારી શરૂ કરી દીધી. પૂના મોકલવા માટે કલકત્તા તથા મદ્રાસમાં સેનાઓ એકઠી થવા લાગી. સિંધિયા, ભોંસલે તથા હોળકરને પોતાના પક્ષમાં વાળી લેવાની કોશિશ હેસ્ટિંગ્સે શરૂ કરી. હૈદરઅલી અને નિઝામની સાથે પણ ગુપ્ત પત્રવહેવાર શરૂ કર્યો, ને એવો પ્રયત્ન કર્યો કે જો હૈદરઅલી અને નિઝામ પેશવા વિરુદ્ધ અંગ્રેજોને મદદ ન કરે, તો તેઓ ઓછામાં ઓછું તટસ્થ રહે, પણ મરાઠાના પક્ષમાં તો ન જ ભળે.

પૂનાના દરબારમાં આ બધા ખબરો મળ્યા કરતા હતા. એવી કઈ વસ્તુ હતી કે જેથી ડરીને અથવા નાઈલાજ થઈને નાના ફડનવીસ જેવા રાજનીતિજ્ઞ પુરુષે પોતાના વિચારો બદલાવી નાખ્યા એ ઇતિહાસ ઉપરથી હાથ લાગતું નથી. પણ કર્નલ અપ્ટન જ્યારે નિરાશ થઈને પુરંધરથી બંગાળા જવા માટે તૈયાર થયો ત્યારે કહેવાય છે કે પેશવાના મંત્રીઓએ તેને રોકી લીધો.

**પુરંધરની સંધિ**

ઈ. સ. ૧૭૭૬ ના જૂનની ૩ જી તારીખે પુરંધરમાં પેશવા તથા કંપની વચ્ચે સંધિ થઈ. સુરતવાળી સંધિને ગેરકાયદેસર ઠરાવીને રદ કરવામાં આવી. અંગ્રેજોએ કબૂલાત આપી કે હવે કદી રાઘોબાને મદદ ન કરવી, વસા-

૧૩ "They ask me a thousand times, why we make such professions of honor? How disapprove the war entered into by the Bombay Government, when we are so desirous of availing ourselves of the advantages of it?"—Colonel Upton to Warren Hastings, 2nd Feb. 1776.

ઈનો કિલ્લો પૂના દરબારને પાછો આપવો અને પૂના દરબારની સાથે અંગ્રેજોએ સદા દોસ્તી રાખવી. પૂના દરબારે રાઘોબાના ગુજરાન માટે પ્રબંધ કર્યો, અને દોસ્તી દાખલ કંપનીને વસાઈનો ટાપુ, ભરૂચ શહેરનું મહેસૂલ તથા તેની આસપાસની ત્રણ લાખ રૂપિયા ઊપજની જાગીર આપી. કંપનીનો એક વકીલ પેશવાના દરબારમાં રહે એમ પણ નક્કી થયું. પૂના દરબારને આશા હતી કે આટલી ઉદારતા પછી હવે વિદેશીઓની સાથે સુખસમાધાનીથી રહી શકાશે. પણ આ આશા વ્યર્થ ઠરી. પૂનાના ચતુર બ્રાહ્મણો પણ કૂટનીતિમાં અંગ્રેજોની–વિદેશીઓની સામે ટક્કર ન લઈ શક્યા. ખરી રીતે તો બંનેના નૈતિક આદર્શો જુદા જુદા હતા. આ નવી સંધિના ખબર જ્યારે કંપનીના ડાયરેક્ટરોને મળ્યા, ત્યારે તરત જ તેમણે વૉરન હેસ્ટિંગ્સને લખ્યું:—

> "અમે ઇચ્છીએ છીએ કે રાઘોબાની સાથે જે સંધિ થઈ હતી તે મુજબ કંપનીને જેટલો મુલક મળ્યો હતો, તે ગમે તે ઉપાયે તાબે રાખવો. અને આપને આજ્ઞા કરીએ છીએ કે તેને કબજે રાખવા તથા તેની રક્ષા કરવા માટે જે પગલાં લેવાં પડે તે તુરત જ લેવાં." ૧૪

**કંપનીના ડાયરેક્ટરોનું કપટ**

મુંબઈની કાઉન્સિલ, કલકત્તાની કાઉન્સિલ તથા કંપનીના ડાયરેક્ટરો વચ્ચે આ વખતે જે પત્રવહેવાર ચાલ્યો તે ઉપરથી ઇતિહાસલેખક મિલે ડાયરેક્ટરોનો દંભ અને તેમની લોલુપતાને સરસ રીતે પ્રગટ કર્યાં છે. ડાયરેક્ટરોએ એ પત્રમાં ચોખ્ખું લખ્યું છે કે વસાઈ જેવા મહત્ત્વપૂર્ણ મુલકને છોડી દેવો એ મૂર્ખાઈ છે. પોતાની મદ્રાસની કાઉન્સિલને યુદ્ધ માટે તૈયાર રહેવાની અને વખત પડ્યે વૉરન હેસ્ટિંગ્સને મદદ કરવાની આજ્ઞા કરી. ભારતના તમામ અંગ્રેજ અમલદારોને ભલામણ કરી કે તમારે રાઘોબાનો સાથ છોડવો નહિ. અને ગમે તે ઉપાયે પુરંધરની સંધિ તોડીને, અથવા તો મરાઠાઓને ઉશ્કેરીને તેમની પાસે એ સંધિ તોડાવીને રાઘો-

૧૪ "We approve, under every circumstance, of the keeping of all the territories and possessions ceded to the Company by the treaty concluded with Ragh oba; and direct that you forth with adopt such measures as may be necessary for their preservation and defence."–Court of Directors to the Government of Bengal, Mill, p. 436.

આને ફરી પાછો પેશવા સામે ઊભો કરવો, વગેરે.

વૉરન હેસ્ટિંગ્સ તથા તેના અનુયાયીઓ માટે આટલી સલાહ પૂરતી હતી

**સંધિ તોડવાના પ્રયત્નો**

પુરંધરની સંધિ તો થઈ ચૂકી હતી. તેના ઉપર રીતસર કંપનીની મહોર લાગી ગઈ હતી છતાં આ સંધિની શરતો પૂરી કરવામાં અંગ્રેજો વિલંબ કરવા લાગ્યા. તેમણે રઘોબાનો સાથ પણ ન છોડ્યો અને વસાઈનો કિલ્લો પણ ખાલી ન કર્યો કર્નલ અપ્ટન સંધિ કરીને કલકત્તા પાછો ગયો, અને જ્યારે સંધિ મુજબ પૂનામાં વકીલ મોકલવાનો પ્રસંગ ઊભો થયો ત્યારે ફરી પેશ્વા પ્રસિદ્ધ દૂત મોસ્ટિનને મુંબઈથી પૂના મોકલવામાં આવ્યો

પેશવા દરબારના નીતિજ્ઞો મોસ્ટિન અને તેના કારસ્થાનોથી સુપરિચિત હતા તેઓ જાણતા હતા કે અંગ્રેજો તથા મરાઠાની વચ્ચેની આ આપત્તિઓના મૂળમાં મોસ્ટિન જ છે તેમણે મોસ્ટિન જેવા માણસને પોતાના દરબારમાં મોકલવા સામે નાખુશી બતાવી, પરંતુ કંપનીના અધિકારીઓએ કંઈ ધ્યાન ન આપ્યું, અને ઈ સ ૧૭૭૭ના માર્ચમાં મોસ્ટિન કંપનીના વકીલ તરીકે પૂના પહોંચી ગયો

**પૂના દરબારમાં મોસ્ટિનની કામગરી**

આ વખતે મોસ્ટિને પોતાની કપટકળાથી ધીરે ધીરે પેશવાના એક મંત્રી મોરોબાને ફોડ્યો તેણે મોરોબાને નાના ફડનીસ સાથે લડાવ્યો, તેમ જ નાના ફડનીસ તથા સખારામ બાપુની વચ્ચે પણ ભેદ પડાવ્યો. આ તકરારો એટલી હદે પહોંચી કે નાનાની જગા મોરોબાને મળી અને નાના દરબારના કામકાજમાંથી ફારેગ થઈને પુરંધર ચાલ્યો ગયો નાનાની ગેરહાજરીમાં મોસ્ટિનની સૂચનાનુસાર મોરોબાએ મુંબઈની કાઉન્સિલ ઉપર ખાનગી કાગળ લખ્યો કે તમે તત્કાળ રઘોબાને પેશવાની ગાદીએ બેસારવા માટે પૂના લઈ આવો મુંબઈની કાઉન્સિલ તો ફક્ત રાહ જ જોતી હતી તેણે તરત જ પુરંધરની સંધિ વિરુદ્ધ તૈયારીઓ શરૂ કરી દીધી વૉરન હેસ્ટિંગ્સે પણ આ ખબર મળતા જ મુંબઈ કાઉન્સિલને મદદ કરવા માટે એક વિશાળ સેના બંગાળામાંથી પૂના મોકલવાનો હુકમ કર્યો

કર્નલ અપ્ટન તથા તે વખતના બીજા અંગ્રેજોના વર્ણનો ઉપરથી સાફ જણાય છે કે પૂનાની સરકાર પુરંધરની સંધિને સચ્ચાઈથી વળગી રહેવા માગતી હતી, પરંતુ વૉરન હેસ્ટિંગ્સ તથા તેના સાથીઓને ઇંગ્લાંડથી જ વિશ્વાસઘાત કરવાના હુકમો મળી ચૂક્યા હતા.

કંપનીની સેનાઓ હજી તો પૂના પહોંચી પણ નહોતી, એટલામાં પૂનાના મંત્રીમંડળમાં ફરી પરિવર્તન થયાના સમાચાર કલકત્તા પહોંચ્યા એમ જણાય છે કે મોરોબાએ અંગ્રેજો ઉપર જે ગુપ્ત કાગળ લખ્યો હતો તેની હકીકત ફૂટી ગઈ હતી મોરોબાને અહમદનગરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો, નાના ફડનવીસ પેશવાનો મુખ્ય મંત્રી નિમાયો સખારામ બાપુ અત્યંત વૃદ્ધ હતો ને હવે દરબારના કામોથી અલગ રહેતો હતો, છતાં તેનામાં અને નાનામાં હવે પાછો મેળ થઈ ગયો હતો પૂના દરબારમાં હવે હવાલા રાઘોબાના પક્ષમાં કોઈ પણ નહોતું તથાપિ કંપનીની દોરંગી નીતિ તો ચાલુ જ રહી એક તરફથી પૂના દરબારમાં રહેતો રેસિડન્ટ નાના ફડનવીસ તથા તેના સાથીઓને ખાતરી આપ્યા કરતો હતો કે અંગ્રેજો પુરંદરની સંધિને વળગી રહેવા માગે છે, અને ટૂંક વખતમાં જ તેની બધી શરતો પૂરી કરી દેશે બીજી બાજુથી વૉરન હેસ્ટિંગ્સ પુરંદરની આ સંધિની વિરુદ્ધ રાઘોબાને પેશવા બનાવવા માટે મુંબઈ, મદ્રાસ અને કલકત્તાથી સેના મોકલવાની જબરદસ્ત તૈયારીઓ કરતો હતો

**કલકત્તાથી અંગ્રેજી સેનાનું પ્રસ્થાન**

વૉરન હેસ્ટિંગ્સે કલકત્તામાં જે સેના તૈયાર કરી હતી તે ઈ સ ૧૭૭૮ના મે માસમાં બંગાળાથી કર્નલ લેસ્લીની સરદારી નીચે રવાના થઈ આ સેનાને સિંધિયા, હોળકર, ભોંસલે વગેરે કેટલાય ભારતીય રાજાઓના મુલકમાં થઈને પસાર થવાનું હતું, આમાંના ભોંસલે, સિંધિયા તથા હોળકર ત્રણે તો મરાઠામંડળના સભ્યો હતા અંગ્રેજી સેનાના મૂળ ઉદ્દેશની જો આ રાજાઓને ખબર પડી હોત તો તો આ સેનાનું પૂના સુધી પહોંચવું જ અસંભવિત હતું આથી આ ત્રણેને દગો દેવા માટે વૉરન હેસ્ટિંગ્સે તેમની સાથે છાનો પત્રવહેવાર શરૂ કર્યો

સૌથી પ્રથમ આ ત્રણે રાજાઓને તેણે એમ જાહેર કર્યું કે ફ્રાંસની સેના હિંદુસ્તાનના પશ્ચિમ કિનારે હુમલો કરવાની છે, આથી પોતાના મુલકોનું રક્ષણ કરવા માટે જ કંપની બંગાળામાંથી પોતાની સેના મોકલે છે આ સેના મોકલવાનો ઉદ્દેશ કોઈ પણ ભારતીય રાજા સાથે યુદ્ધ કરવાનો નથી આ સિવાય વરાડના રાજા મુધોજી ભોંસલે સાથે તો તેણે મજાની યુક્તિ કરી તાજેતરમાં જ સાતારાના રાજાનું મોત થયું હતું, તેને કોઈ વારસ નહોતો ભોંસલે કુળની ઉત્પત્તિ શિવાજીમાંથી જ થઈ હતી વૉરન હેસ્ટિંગ્સે મુધોજીને ચડાવ્યો કે આપ સાતારાની ગાદી ઉપર આપનો હક્ક

જમાવે, કંપની આપને મદદ આપશે વૉરન હેસ્ટિંગ્સનો ઉદ્દેશ એ હતો કે સાતારાની અધિકારશૂન્ય ગાદી ઉપર એક પ્રબળ રાજાને બેસાડીને પેશવા દરબારોના અધિકારો તોડી પાડવા, મરાઠામંડળમા ભેદ ઊભો કરવો, અને અયોધ્યાના નવાબ વજીરની માફક મુધોજી ભોસલેને પણ પોતાના હાથમા રમાડવો

**વરાડના રાજાને ફોડવાનો પ્રયત્ન**

આ કાર્ય પાર પાડવા માટે અગ્રેજ દૂત ઇલિયટને વરાડના રાજાની પાસે મોકલવામા આવ્યો એક અગ્રેજ ઇતિહાસલેખક લખે છે —

'વરાડના રાજાને મળીને મરાઠામંડળમાથી તેને ફોડવા માટે ઇલિયટને નીમવામા આવ્યો ઇલિયટ મારફત વરાડના રાજા સાથે વાતચીત કરવામા આવી ગવર્નર જનરલ પોતાની બધી શક્તિ ખરચીને સાતારાના રાજાનો બધો મુલક તથા પેશવાની પદ્વી આપને અપાવવા માટે તૈયાર છે, એમ કહેવા સુધીનો અધિકાર ઇલિયટને આપવામા આવ્યો" ૧૫

પરંતુ કોઈ પણ કારણે મુધોજીએ વૉરન હેસ્ટિંગ્સની સલાહ ન માની વૉરન હેસ્ટિંગ્સની મરી બરાબર ફાવી નહિ પણ આ પત્રવહેવારને પરિણામે એક લાભ તો અવશ્ય થયો કે બગાળાની સેના શાંતિપૂર્વક વરાડમાથી પસાર થઈ શકી

હોળકર અને સિંધિયા તને ફ્રેચોનો હુમલો થવાનો છે એ વાતમા ફસાયા હોય એમ લાગે છે વળી તે બને આ વખતે પૂનામા હતા આથી તેમણે આ સેનાને પોતાના મુલકમાથી પસાર થવાની પરવાનગી આપી

બરાબર આવી જ રીતે નાના ફડનવીસને છેતરવાનો પણ વૉરન હેસ્ટિંગ્સનો ઇરાદો હતો આથી તેણે પેશવાના મુલકમાથી કંપનીની સેનાને પસાર થવા દેવાની રજા માગી પરંતુ નાના ફડનવીસ વૉરન હેસ્ટિંગ્સને પામી

૧૫ Overtures were made to the Raja of Berar through Mr Elliot, who was deputed with the view of detaching him from the confederacy, and who was empowered to offer him the full support of the Governor General in his claims to the possessions of the Raja of Sattara and to the situation of Peshwa '—*Origin of the Pindaries etc* by an Officer in the service of the Honourable East India Company, 1818

ગયો તેણે કંપનીની સેનાને આગળ વધવા દેવા સામે વિરોધ ઉઠાવ્યો, પણ આ વિરોધનું કંઈ પરિણામ ન આવ્યું અંગ્રેજી સેના તો આગળ વધતી જ ગઈ આથી નાનાએ નાઈલાજ થઈને યુદ્ધની તૈયારી શરૂ કરી દીધી

રસ્તામાં આ સેનાને કેટલીક નાની મોટી અડચણો નડી બુંદેલખંડના અનેક રાજાઓએ આ સેનાને પોતાના મુલકમાંથી જતી રોકી પરંતુ કોઈ સાથે લડીને, કોઈને પોતાનામાં મેળવી લઈને, કોઈને છેતરીને તો ભોપાળના નવાબ જેવા કોઈને પૈસા આપીને શાંત કરતી કરતી કંપનીની સેના આગળ વધતી ગઈ રસ્તામાં ઈ સ ૧૭૭૮ના ઑક્ટોબરની ૩ જીએ કર્નલ લેસ્લી મૃત્યુ પામ્યો, અને કર્નલ ગોડાર્ડ તેની જગાએ સેનાપતિ નિમાયો

**મુંબઈની સેનાનું પ્રસ્થાન**

મુંબઈના અમલદારોએ આ સેના પહોંચતાં સુધી રાહ ન જોઈ તેમણે રાઘોબાને ખર્ચ માટે એક મોટી રકમ કરજે આપી તથા તેને માટે તેની પાસેથી પટો લખાવી લીધો, અને ઈ સ ૧૭૭૮ના નવેમ્બરની ૨૨ મીએ રાઘોબા તથા કર્નલ ઇજર્ટનને આધીન એક મોટી સેના રાઘોબાને પેશવાની મસનદ ઉપર બેસાડવા માટે મુંબઈથી પૂના તરફ રવાના કરી આ સેના જેમ જેમ રાઘોબાને નામે આગળ વધતી ગઈ તેમ તેમ રસ્તામાં જાહેરાતો વહેંચાતી જતી હતી, જેમાં મહારાષ્ટ્રની પ્રજાને રાઘોબાને મદદ કરવા માટે પ્રાર્થના કરવામાં આવી હતી

દરમિયાન પૂનામાં મોસ્ટિન માંદો પડ્યો, તેને મુંબઈ આવવું પડ્યું અને ઈ સ ૧૭૭૯ના જાનેવારીની ૧લી તારીખે તેનું મૃત્યુ થયું

ખંડાળા સુધી મુંબઈની સેનાને કોઈએ અટકાવી નહિ પરંતુ નાના અસાવધાન નહોતો તેના જાસૂસોની વ્યવસ્થા એટલી સુંદર હતી કે પૂનામાં બેઠા બેઠા તે આખા ભારતની રાજ્યનૈતિક હાલત બરાબર જાણી શકતો હતો સિંધિયા અને હોળકર બંને આ વખતે પૂનામાં હતા નાનાએ તેમને સેનાપતિ નીમ્યા, અને અંગ્રેજોની સામે થવા માટે એક સેના રવાના કરી

**તળેગાવનું યુદ્ધ**

મરાઠા યુદ્ધકળામાં અત્યંત નિપુણ હતા તેઓ ધીરે ધીરે પાછા હઠતા હઠતા અંગ્રેજી સેનાને પૂનાથી લગભગ ૧૮ માઈલ જેટલે દૂર આવેલ તળેગાવના મેદાન સુધી લઈ આવ્યા ઈ સ ૧૭૭૯ના જાનેવારીની ૯ મીએ અંગ્રેજી સેના તળેગાવ પહોંચી ત્યાં પહોંચતાં જ અંગ્રેજોને માલૂમ

પડયું કે એક વિશાળ મરાઠા સેના ત્રણ બાજુએ ઘેરીને પડી છે. આથી તેઓ એટલા ભયભીત બની ગયા કે તરત જ પાછા હઠવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

**અંગ્રેજોનો ફરી પરાજય અને સંધિ**

૧૧ મી જાનેવારીની રાતે ૧૧ વાગે અંગ્રેજી સેનાએ પાછા હઠવાનું શરૂ કર્યું. તેમણે પોતાના મોટા ભાગના દારૂગોળાને આગ લગાડીને સળગાવી મૂકયો અને વજનદાર તોપોને એક તળાવમાં ફેંકી દીધી હવે મરાઠા સેનાપતિઓએ આગળ વધીને સામેથી શત્રુને રોકીને ચારે તરફથી ઘેરી લીધા. ઘનઘોર યુદ્ધ થયું. અંગ્રેજી સેનાને બીજી વાર સંપૂર્ણ હાર ખાવી પડી. મરાઠાઓએ તેમનાં તમામ અસ્ત્રશસ્ત્રો પડાવી લીધાં. પેશવાની સેનાએ જો તે વખતે ધાર્યું હોત તો રાઘોબાને તથા તેના એકેએક દેશી તથા વિદેશી મદદગારોને તેઓ પૂરા કરી શકત. પરંતુ અંગ્રેજોએ પોતાની હાર સ્વીકારીને દયાની ભીખ માગી. ૧૩ મી જાનેવારીએ અંગ્રેજોનો એક દૂત સંધિ માટે મરાઠા પાસે પહોંચ્યો. મરાઠાઓએ શરણાગત શત્રુને છોડી દીધો. બન્ને પક્ષોમાં ફરી સંધિ થઈ. તેમાં અંગ્રેજોએ કબૂલ કર્યું કે—

(૧) રાઘોબાને તુરત જ પૂના દરબારને હવાલે કરવામાં આવશે.

(૨) ભરૂચ, સૂરત તથા બીજા જે મરાઠાના મુલકો કંપનીએ જીતી લીધા હશે તે બધા તરતજ પૂના દરબારને પાછા સોંપવામાં આવશે.

(૩) જે અંગ્રેજી સેના બંગાળામાંથી આવે છે તેને પાછી ફેરવવા માટે અંગ્રેજ અમલદાર એક સ્પષ્ટ સંદેશો મોકલશે; અને આ સંદેશો પૂના દરબારના એક વકીલ મારફત મોકલવામાં આવશે.

(૪) જ્યાં સુધી અંગ્રેજો આ શરતો પૂરી ન કરે ત્યાં સુધી બે અંગ્રેજ અમલદારો મરાઠાઓની પાસે બાંહેધરીમાં રહેશે

સંધિ ઉપર બંને બાજુઓના સેનાપતિઓની રીતસર સહીઓ થઈ ગઈ, અને કંપની તથા પેશવા દરબાર બંનેની મહોરો લાગી ગઈ. રાઘોબા અને બે અંગ્રેજો મરાઠાને હવાલે કરવામાં આવ્યા. કર્નલ ગોડાર્ડ ઉપર પત્ર લખીને પૂના દરબારના એક વકીલને સોંપવામાં આવ્યો. નાના ફડનવીસે રાઘોબા તથા તેની સાથેના બે અંગ્રેજોને માધોજી સિંધિયાના કબજામાં સોંપ્યા.

**બીજી સંધિનું ઉલ્લંઘન**

પરંતુ હજી અંગ્રેજો પોતાના કપટથી થાક્યા નહોતા. અત્યારની સંધિ મુજબ મરાઠા વકીલની મારફત કર્નલ ગોડાર્ડ ઉપર જે પત્ર રવાના કરવામાં

આવ્યો હતો, તે પત્રને રદ કરાવવા માટે તેમણે મુંબઈ પહોંચતાં જ એક બીજો છૂપો કાગળ મોકલ્યો. અને એમાં લખ્યું કે જેટલી ઉતાવળે બની શકે તેટલી ઉતાવળે મુંબઈ આવી પહોંચો.

મુંબઈની સેનાની હારના ખબર સાંભળીને કર્નલ ગોડાર્ડ પ્રથમ સુરત તરફ આગળ વધ્યો. ૯ મી ફેબ્રુઆરીએ પૂના દરબારનો વકીલ અંગ્રેજ સેનાપતિનો પેલો પત્ર લઈને ગોડાર્ડને મળ્યો. વકીલે પત્ર આપીને બંગાળા પાછા ફરવા માટે ગોડાર્ડને આગ્રહ કર્યો. કર્નલ ગોડાર્ડે જૂઠો જવાબ આપ્યો કે મારો ઉદ્દેશ પેશવા સરકાર સાથે લડવાનો નથી પરંતુ તેમની સાથે દોસ્તી રાખવાનો અને ફ્રેંચોની સાથે લડવાનો છે. અને એમ એક બાજુથી જૂઠું બોલતો ગયો અને સાથેસાથ આગળ વધતો ગયો. ઈ.સ. ૧૭૭૯ ના ફેબ્રુઆરીની ૨૬ મીએ તે પોતાની વિશાળ સેના સહિત સુરત પહોંચી ગયો.

વોરન હેસ્ટિંગ્સે મુંબઈની સેનાના આ અપમાનજનક પરાજયના અને નવી સંધિના ખબર સાંભળ્યા કે તરત જ તેણે ગોડાર્ડને લખી મોકલ્યું કે એ સંધિની બિલકુલ પરવા કર્યા વગર આગળ વધ્યે જાઓ.

**સિંધિયા અને હોળકરની ઉત્પત્તિ**

મરાઠામંડળના પાંચ મુખ્ય સ્તંભોમાંથી એક મહારાજા ગાયકવાડને તો અંગ્રેજોએ પોતાના પક્ષમાં લઈ લીધા હતા. વરાડના મહારાજા ભોંસલેએ જોકે હજી સુધી વોરન હેસ્ટિંગ્સની સલાહનો સ્વીકાર કર્યો નહોતો, છતાં પોતાની ચતુરાઈ વાપરીને વોરન હેસ્ટિંગ્સે તેને આ યુદ્ધમાં તટસ્થ રાખ્યો હતો. પેશવાની મદદમાં હવે ફક્ત હોળકર અને સિંધિયા જ રહ્યા હતા.

માળવા, જેને મધ્યભારત કહે છે, તે પ્રાંત ૧૮ મી સદીની શરૂઆત સુધી મુગલ સામ્રાજ્યનો એક ભાગ ગણાતો હતો, અને નિઝામની સૂબેદારીમાં લેખાતો હતો. ઈ. સ. ૧૭૨૧ માં નિઝામે બંડ કર્યું ત્યારે દિલ્હીના બાદશાહે નિઝામને બદલે એક ગિરિધરરાય નામના હિંદુ રાજાને માળવાનો સૂબેદાર નીમ્યો. થોડા સમય પછી પેશવાએ રાજા ગિરિધરરાય પાસેથી માળવા જીતી લઈને તેનો ઉત્તરનો ભાગ રાણોજી સિંધિયા નામના પોતાના એક અનુચરને આપ્યો, અને દક્ષિણનો ભાગ મલ્હારરાવ હોળકર નામના બીજા અનુચરને આપ્યો. આ બંને રાજકુળોની આ ઉત્પત્તિ હતી.

**મહારાણી અહલ્યાબાઈ**

જે સમયનો ઇતિહાસ અમે લખીએ છીએ તે સમયે દક્ષિણ માળવાનું શાસન પ્રાતઃસ્મરણીય મહારાણી અહલ્યાબાઈના હાથમાં હતું. તેની બુદ્ધિ-



મહારાણી અહલ્યાબાઈ હોળકર

(ચિત્રશાળા પ્રેસ-પૂના ના સૌજન્યથી)

KUMAR PR N ERY A ME AB D

મત્તા, યોગ્યતા, ન્યાયશાસન, ચારિત્ર્ય અને આદર્શ રાજપ્રબંધનાં વખાણ અનેક ભારતીય તથા વિદેશી ઇતિહાસલેખકોએ મુક્તકંઠે કર્યાં છે. તેની ગાઢ ધાર્મિકતાને લીધે ઉત્તરથી દક્ષિણ સુધી હિંદુમુસલમાન બને રાજાઓ તેના ઉપર શ્રદ્ધા રાખતા અને તેને આદરણીય ગણતા. અને આજે પણ તેનું નામ ભારતને ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે ગવાઈ રહ્યું છે. વિદેશીઓની દોસ્તી અથવા તો પોતાના રાજ્યની અંદરની તેમની દખલ એકયને અહલ્યાબાઈ પસંદ કરતી નહોતી. આથી વૉરન હેસ્ટિંગ્સને એકલા સિંધિયાની સાથે કાવતરું કરવાની ફરજ પડી.

**માધોજી સિંધિયાને જૂઠાં વચનો**

એ સમયે માધોજી સિંધિયા પેશવાના અત્યંત યોગ્ય અને વિશ્વાસપાત્ર સેનાપતિઓમાંનો એક હતો. વૉરન હેસ્ટિંગ્સે જોઈ લીધું કે નાનાને પાંગળો બનાવી દેવાનો એક માત્ર ઉત્તમ માર્ગ માધોજીને ફોડવાનો છે. અદૂરદર્શી માધોજી વિદેશીઓની વાતોમા ફસાયો અને પેશવા દરબારને દગો દેવા તત્પર થયો. તળેગાવમાં જ માધોજી અને અંગ્રેજો વચ્ચે ગુપ્ત,વાતચીત શરૂ થઈ ગઈ. યુરોપિયન અમલદારો અને યુરોપિયન પદ્ધતિના શસ્ત્રો બનાવનારાની મદદથી તમારી પાસે એક જબરદસ્ત સેના તૈયાર કરી દેવામા આવશે, અને એ સેના દ્વારા તમે મહારાષ્ટ્રમા તો શું પરંતુ સમસ્ત ભારતવર્ષમા મહા પ્રભાવશાળી થશો, તમારી સત્તા સર્વોપરી થશે, વગેરે લાલચો માધોજીને આપવામા આવી અંગ્રેજો આવી લાલચ આપીને પોતાના બે અંગ્રેજ અમલદારોને–જે મરાઠાની બાહેધરીમા હતા તેને છૂટા કરવા માગતા હતા.

**સિંધિયા તથા રાઘોબા સાથે ગુપ્ત સંધિ**

અંતે માધોજી, રાઘોબા અને અંગ્રેજો વચ્ચે સંધિ થઈ ચૂકી. આમાં નક્કી થયુ કે પાંચ વરસની ઉંમરના બાળક માધવરાવ નારાયણને પેશવાની મસનદ ઉપર કાયમ રાખવો, રાઘોબાના ચાર વરસના પુત્ર બાજીરાવને પેશવાનો દીવાન નીમવો, આ સગીર ઉંમરના દીવાનને બદલે માધોજી રાજનો બધો કારભાર ચલાવે; પેશવાના દરબારમાથી ૧૨ લાખ રૂપિયાનુ પેન્શન રાઘોબાને આપવામા આવે અને રાઘોબા ઝાંસી જઈને રહે આ ઉપરાંત અંગ્રેજોએ માધોજીને ભરૂચ પ્રગણું તથા તેના માણસોને ૪૧,૦૦૦ રૂપિયા રોકડા આપવાનુ કબૂલ કર્યું સ્વાર્થાંધ માધોજીએ પોતાના માલેક પેશવાને દગો દઈને રાઘોબા તથા બને અંગ્રેજ અમલદારો જેઓ બાહેધરીમા હતા તેમને ચૂપકીથી છૂટા કરી દીધા રાઘોબા પાછો અંગ્રે-

જોને મળી ગયો. આ પછી જોકે થોડા જ દિવસોમાં અંગ્રેજોએ જે જાતનું વર્તન બંગાળામાં અમીચંદથી માંડીને મીરજાફર સુધી બધા સાથે બતાવ્યું હતું તેવું જ વર્તન માધોજીની સાથે પણ કર્યું તોપણ તે સમયે ભારતવર્ષમાં કંપનીની સત્તા જમાવવામાં માધોજીએ બહુ જબરી મદદ કરી

અંગ્રેજોના આશયોનો નાના ફડનવીસને જ્યારે પત્તો લાગ્યો ત્યારે, અને જ્યારે તેણે જાણ્યું કે ગોડાર્ડની સેના ગુજરાત પહોંચી ગઈ છે ત્યારે, તેણે ગુજરાતમાંથી અંગ્રેજોને હાંકી મૂકવા એક તરફથી માધોજી સિંધિયાને લશ્કર લઈને ગુજરાત રવાના કર્યો અને બીજી બાજુથી ૩૦ હજારની સેના લઈને બંગાળા ઉપર તુરત જ ચડાઈ કરવા નાગપૂરના રાજા મૂધોજી ભોસલેને હુકમ કર્યો નાનાની આ યોજના જબરદસ્ત હતી એમાં શક નથી પણ નાના ફડનવીસ આ વખતે જાણતો નહોતો કે માધોજી સિંધિયા અને અંગ્રેજો વચ્ચે ગુપ્ત સંધિ થઈ ગઈ છે, અને મૂધોજી ભોસલે પણ વૉરન હેસ્ટિંગ્સની સાથે ભળી ગયો છે માધોજીનું બાકીનું વર્ણન આગળ ઉપર આપવામાં આવશે નાનાને છેતરવા માટે મૂધોજીએ ૩૦,૦૦૦ ની સેના લઈને બંગાળા ઉપર ચડાઈ તો જરૂર કરી પરંતુ તેણે ચડાઈ કરતા પહેલાં જ હેસ્ટિંગ્સને એક કાગળ લખ્યો કે "હું આ ચડાઈ કેવળ નાના ફડનવીસ તથા બીજા મરાઠાઓને ખુશી કરવા જ કરું છું, આ તો દેખાવ માત્ર છે રસ્તામાં હું જાણી જોઈને જ એટલું મોડું કરીશ કે વરસાદ પહેલાં હું બંગાળાની સરહદ સુધી ન પહોંચી શકું અને પછી વરસાદનું બહાનું કાઢીને વરાડ પાછો આવીશ ' મૂધોજી ભોસલેએ હેસ્ટિંગ્સને આપેલું પોતાનું આ વચન પાળ્યું ટૂંકમાં બન્ને મરાઠા સેનાપતિઓએ પોતાના માલિક તથા દેશની સાથે વિશ્વાસઘાત કર્યો

## સિંધિયાનો વિશ્વાસઘાત

કર્નલ ગોડાર્ડ સૂરતમાં બેઠો બેઠો એક તરફથી નાના ફડનવીસ ઉપર સંધિના કાગળો મોકલતો હતો અને બીજી બાજુથી પૂના ઉપર ચડાઈ કરવાની જબરદસ્ત તૈયારી કરતો હતો ગોડાર્ડના પત્રોના જવાબમાં નાના ફડનવીસે જવાબ આપ્યો કે સુલેહની વાતચીત કરવા માટેની પ્રથમ શરત તો એ છે કે અગાઉની સંધિ મુજબ સાષ્ટી ટાપુ અને બડોચ ગામો બન્ને પેશવાને હવાલે કરવા પરંતુ સાષ્ટી ઉપર તો અંગ્રેજોની પ્રથમથી જ નજર હતી, અને આ બધા રમતોમાં રાખેલા તો ફક્ત રૂપ હતો

આ સમય દરમિયાન ગોડાર્ડે ગુજરાતમાં હુમલાઓ કરવાનું શરૂ કરી

દીધું, ત્યાંની પ્રજાને ખૂબ લૂંટી અને હેરાન કરી. માધોજી સિંધિયા નાનાને દેખાડવા ખાતર પોતાની સેના લઈને ગુજરાતમાં પહોંચી ગયો હતો અને આ વખતે ગુજરાતમાં જ હતો; પરંતુ ખોટી આશાઓ આપીને અંગ્રેજોએ તેને સફળતાપૂર્વક નિષ્ક્રિય બનાવી મૂક્યો હતો. નાના ફડનવીસે પ્રજાની બરબાદી અને માધોજી સિંધિયાની અકર્મણ્યતાના સમાચાર સાંભળીને હવે હોળકરને સેના સહિત ગુજરાતમાં મોકલ્યો. પરંતુ ગાયકવાડ મરાઠામંડળમાંથી જુદો પડી ગયો હતો; માધોજી સિંધિયા વિદેશીઓ રમાડે તેમ રમતો હતો; મૂધોજી ભોંસલે વૉરન હેસ્ટિંગ્સની ચાલબાજીમાં ફસાઈને પેશવાની સાથે દગો કરી ચૂક્યો હતો. આવી પરિસ્થિતિમાં કર્નલ ગોડાર્ડની સેનાને હાથે થતી ગુજરાતની બરબાદી હોળકર એકલે હાથે રોકી ન શક્યો.

ઈ. સ ૧૭૮૦ ના માર્ચની ૧૬ મી એ માધોજી સિંધિયાએ પોતાનો એક વકીલ ગોડાર્ડની પાસે મોકલ્યો. અને વિનતિ કરી કે તળેગાંવની ગુપ્ત સંધિ મુજબ રાઘોબાને ઝાંસી મોકલી દો, જેથી હું રાઘોબાના પુત્ર બાજીરાવને લઈને પૂના તરફ રવાના થાઉં. પરંતુ ગોડાર્ડને જે કામ કાઢી લેવું હતું તે તો પૂરું થઈ ચૂક્યું હતું. હવે તે રાઘોબાને પોતાના હાથમાંથી જવા દેવા તૈયાર નહોતો. તેણે તળેગાંવની ગુપ્ત સંધિ સ્વીકારવાની ના પાડી.

આ વખતે માધોજી બહુ નિરાશ અને દુ:ખી થયો. આવી હાલતમાં સિંધિયા વધારે વાર સુધી ગુજરાતમાં રહે એ ગોડાર્ડને ઠીક ન લાગ્યું. થોડા જ દિવસમાં તેણે અચાનક માધોજીની સેના ઉપર હુમલો કર્યો; માધોજીની સેનાને તૈયારી કરવાનો પણ સમય ન મળ્યો. જે રીતે પેશવાના સૈન્યમાંથી માધોજી અંગ્રેજોને મળી ગયો હતો, તે મુજબ માધોજીની સેનામાંથી કોણ જાણે કેટલાય ગોડાર્ડને મળી ગયા હશે! અને ગોડાર્ડે માધોજી અને તેની સેનાને ગુજરાતમાંથી નસાડી મૂકી. હવે પૂના ઉપર ચડાઈ કરવાનું જ માત્ર કર્નલ ગોડાર્ડને કરવાનું હતું.

**બધા ભારતીય રાજાઓને એક કરવાનો પ્રયત્ન**

માધોજીની કર્તવ્યવિમુખતા, હોળકરની અસફળતા અને અંગ્રેજોના આશયોની જાણ જ્યારે દૂરદર્શી નાના ફડનવીસને થઈ ત્યારે તેણે વિદેશીઓની વિરુદ્ધ સમસ્ત ભારતવર્ષના લગભગ બધા રાજાઓને એક કરવાના જબરદસ્ત પ્રયત્નો શરૂ કર્યા. હૈદરાબાદનો નિઝામ, અર્કોટનો નવાબ, મ્હૈસૂરનો સુલતાન હૈદરઅલી અને દક્ષિણના બીજા કેટલાયે નાના મોટા હિંદુ તેમ જ મુસલમાન રાજાઓને તેણે આ સંબંધે કાગળો લખ્યા. નાના, નિઝામ

અને હૈદરઅલીએ મળીને નક્કી કર્યું કે દરેકે પોતાના રાજ્યની આસપાસના અંગ્રેજી મુલકો ઉપર એકી સાથે ચઢાઈઓ કરીને અંગ્રેજોને હિંદુસ્તાનની બહાર હાંકી કાઢવા નાના તરફથી ૩૦ હજારની સેના સહિત મુધોજી ભોંસલેને બંગાળામાંથી અંગ્રેજોને હાંકી મૂકવા માટે રવાના કરવામાં આવ્યો હતો નિઝામ અને હૈદરઅલીએ કરેલા પ્રયત્નોની હકીકત આગળ ઉપર આપવામાં આવશે દિલ્હીનો બાદશાહ આખા ભારતવર્ષનો સમ્રાટ છે એમ ખાલી ઉપચાર તરીકે પણ પેશ્વા સ્વીકારતા હતા, એટલે એ અનુસાર પેશ્વાનો એક વકીલ સમ્રાટના દરબારમાં રહેતો હતો નાનાને ખબર મળ્યા કે વૉરન હેસ્ટિંગ્સ દિલ્હીના બાદશાહને પોતાના પક્ષમાં લેવા માગે છે અને તે મુજબના પ્રયત્નો તેણે શરૂ કરી દીધા છે

દિલ્હીના બાદશાહ ઉપર પત્ર

આથી ઈ સ ૧૭૮૦ ના મે માસની તા ૬ ઠ્ઠીએ નાનાએ દિલ્હીમાં રહેતા પોતાના વકીલ પુરુષોત્તમ મહાદેવ હિંગણે ઉપર નીચેની મતલબનો એક કાગળ લખ્યો —

"અહીં ખબર મળ્યા છે કે કલકત્તાના અંગ્રેજો દિલ્હીના સમ્રાટની સાથે પત્રવહેવાર ચલાવીને તેને પોતાના તરફ વાળી લેવા માગે છે તેથી તમારે સમ્રાટ તથા નજફખાં બનેને આ રીતે સમજાવવાના કે—

" આ ટોપીવાળાઓ (યુરોપનિવાસી) ની રીતો બેવફા અને કપટી છે. તેમની આદત એવી છે કે પ્રથમ તેઓ કોઈ એક હિંદી રાજાને ખુશ કરે છે, તેને પોતાની સાથે સંધિ કરવામાં થતા લાભ બતાવે છે, અને પછી તેને કેદ કરીને પોતે જાતે જ તેના રાજ્યને કબજે કરી લે છે ઉદાહરણ તરીકે શુજાઉદ્દૌલા, મોહમ્મદઅલીખાં, અર્કાટનો સુબેદાર તથા તાંજોરનો રાજા વગેરેની હાલત જુઓ. આથી આ ટોપીવાળાનું દમન કરવાની આપની ફરજ છે એમ કરવાથી જ આ દેશના રાજાઓની આબરૂ ટકી શકવાની છે નહિ તો વિદેશી ટોપીવાળા આપણા દેશના દરેકેદરેક રાજાનું રાજ્ય પડાવી લેશે, અને આખા દેશ ઉપર સત્તા જમાવશે આમ થાય એ ઠીક નથી, અને ભવિષ્યમાં બધા રાજાઓ માટે હાનિકર થશે સમ્રાટ સમસ્ત પૃથ્વીના સ્વામી છે આથી આ બાબતના ઉપર ધ્યાન આપવાની તેમની પવિત્ર ફરજ છે દક્ષિણના બધા રાજાઓ એક થયા છે. નવાબ, નિઝામ-

અલીખાં, હૈદરનાયક અને પેશવા, એ ચારે વચ્ચે સંધિ થઈ ગઈ છે. તેમણે ચારે બાજુએથી અંગ્રેજોનું દમન કરવાનો નિશ્ચય કરી લીધો છે, અને પોતપોતાના પ્રાંતોમાં યુદ્ધ માટે ફોજ, તોપખાનું, દારૂગોળો, અસ્ત્રશસ્ત્રો વગેરેની તૈયારી પણ કરી લીધી છે.

"ઉત્તર ભારતમાં પણ બાદશાહ અને નઝફખાં બધા રાજાઓને એક કરીને અંગ્રેજોનું દમન કરે એ ઇષ્ટ છે. આમ કરવાથી સામ્રાજ્યની કીર્તિ અને માન બંનેમાં વૃદ્ધિ થશે."

વૉરન હેસ્ટિંગ્સ અને નાના ફડનવીસ એ બને ખરેખરા સમોવડિયા હતા. નાનાની દૂરદૃષ્ટિ અને દેશભક્તિ બંને અપૂર્વ હતાં. આ કાગળ વાંચીને એમ જ લાગે કે જાણે ઈ.સ. ૧૮૫૭ માં પ્રસિદ્ધ થયેલ નાના ધોંડોપંતના હાથનો જ તે લખેલો હોય. નાના ફડનવીસ જે કરવા માગતો હતો તે ન બની શક્યું; છતાં તેના પ્રયત્નો તદ્દન નિષ્ફળ ન ગયા.

**અંગ્રેજોની ત્રીજી હાર**

કર્નલ ગોડાર્ડ પોતાની વિશાળ સેના સહિત પૂના તરફ આગળ વધ્યો. રસ્તામાં કલ્યાણ, વસાઈ અને કોંકણનાં બીજાં કેટલાંય સ્થળોને બરબાદ કર્યાં. પરંતુ હજી તો તે મરાઠાસામ્રાજ્યના કેન્દ્રસ્થાન પૂનાની પાસે પણ પહોંચ્યો નહોતો ત્યાં ભોરઘાટ ઉપર જ હરિપંત ફડકે, પરશુરામ ભાઉ અને હોળકરની સરદારી નીચે પેશવાની સેનાએ તેને ઘેરી લીધો. બરાબર યુદ્ધ મચ્યું. પરંતુ ત્રીજી વાર પણ વિજય મરાઠાનો જ થયો, અને ઈ.સ. ૧૭૮૧ ના એપ્રિલની આખરમાં પૂનાનાં દર્શન પણ કર્યા વગર પોતાના જાનમાલની ખૂબ હાનિ સહન કરીને કંપનીની આ વિશાળ સેનાને નામોશી સાથે પાછા ભાગવું પડ્યું. રહ્યાસહ્યા માણસો જાન બચાવીને અવશ્ય મુંબઈ પહોંચી ગયા. પરંતુ આ લજ્જાજનક પરાજયને લીધે મરાઠાની વીરતા તેમ જ યુદ્ધકુશળતાનો બરાબર પરચો અંગ્રેજોને મળી ગયો; અને થોડી વાર તો તેઓ હિંમત હારી બેઠા.

**ગોહદના રાણાને ફોડ્યો**

દરમિયાન ભારતના બીજા ભાગોમાં પણ વૉરન હેસ્ટિંગ્સની કપટજાળ પથરાતી જતી હતી. માધોજી સિંધિયાને તો અંગ્રેજોની દગલબાજીનો પૂરો અનુભવ મળી ચૂક્યો હતો. તેની હાલત આ વખતે અર્ધમૃત સાપ જેવી હતી. સૌથી પ્રથમ તેને જ કચરી નાખવાનું વૉરન હેસ્ટિંગ્સે ઉચિત માન્યું. સિંધિયાનો મુખ્ય કિલ્લો ગ્વાલિયર હતો. સિંધિયાના ખંડિયા રાજા ગોહદના

રાજાને વૉરન હેસ્ટિંગ્સે ફોડીને પોતાના તરફ વાળી લીધો કૅપ્ટન પોફામની સરદારી નીચે કંપનીની એક સેના ગ્વાલિયર મોકલવામાં આવી અને ગોહદના રાણાની મદદથી ઈ સ ૧૭૮૦ના ઑગસ્ટની ૪ થી તારીખે ગ્વાલિયરનો કિલ્લો માધોજી સિંધિયા પાસેથી છીની લઈને ગોહદના રાણાને આપવામાં આવ્યો આજના ધોળપુરના જાટ રાજા આ જ ગોહદના રાણાના વંશજ છે ત્યાર પછી વૉરન હેસ્ટિંગ્સની આજ્ઞાથી કર્નલ કાર્નાક ઈ સ ૧૭૮૧ ના ફેબ્રુઆરી અને માર્ચમાં અનેક જગાએ સિંધિયાને દગા દો, લૂંટ્યો અને જેર કર્યો.

કરેલા વિશ્વાસઘાતની પૂરેપૂરી સજા માધોજીને મળી ચૂકી હવે વૉરન હેસ્ટિંગ્સે માધોજીનો સમૂળ નાશ કરવા માટે રજપૂતાનાના રાજાઓને તેની વિરુદ્ધ ઉશ્કેરવાનું ધાર્યું, પરંતુ માધોજીના સદ્‌ભાગ્યે વૉરન હેસ્ટિંગ્સને એ કાર્યમાં સફળતા ન મળી

એટલામાં હેસ્ટિંગ્સને સમાચાર મળ્યા કે અંગ્રેજો વિરુદ્ધ નાના ફડનવીસ, નિઝામ અને હૈદરઅલી વચ્ચે સલાહ થઈ છે હેસ્ટિંગ્સની કપટબાજી અને મૂધોજીના દગાથી મૂધોજી ભોંસલેનો બંગાળા ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો હતો ફક્ત બે પ્રબળ શક્તિઓ રણમેદાનમાં હવે બાકી હતી નિઝામ અને હૈદરઅલી હેસ્ટિંગ્સે આ બંનેને ફોડવાનો પૂરતો પ્રયત્ન કર્યો નિઝામની બાબતમાં તે સંપૂર્ણ સફળતા મેળવી શક્યો, પરંતુ હૈદરઅલીને તે પોતાના પક્ષમાં લઈ ન શક્યો વસ્તુત નિઝામ અને હૈદરઅલીના ચારિત્ર્યમાં બહુ તફાવત હતો

હૈદરઅલી અને નિઝામની તુલના

હૈદરઅલી એક નિર્ધન વંશમાં જન્મ્યો હતો કેવળ પોતાની વ્યક્તિગત વીરતા અને યોગ્યતાને લીધે સાધારણ સિપાઈમાંથી ચડતા ચડતા તે એક વિશાળ રાજ્યનો માલિક બન્યો હતો તે પ્રજાપાલક હતો, અને પ્રજા તેને ચાહતી હતી તેણે પોતાનો દેશ તેમ જ દેશવાસીઓનો કદી પણ વિશ્વાસઘાત કર્યો નથી હૈદરઅલીનું ચારિત્ર્ય તથા અંગ્રેજોની સાથે કરેલી લડાઈઓનું વર્ણન હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે આથી ઊલટું હૈદરાબાદના રાજકુળનો સંસ્થાપક નિઝામુ'લ્મુલ્ક દિલ્હીનો એક દરબારી હતો, તે કેવળ કપટથી જ આગળ વધ્યો હતો, અને પોતાના માલિક દિલ્હીના બાદશાહનો દ્રોહ કરીને પોતાનું સ્વતંત્ર રાજ્ય જમાવ્યું હતું સમ્રાટ અકબરે 'જજિયા' વેરો રદ કર્યો હતો, પણ ઔરંગઝેબ બાદશાહે ફરી પાછો આ વેરો ચાલુ

કર્યો હતો આ વેરો રદ કરીને અને બીજા ઉપાયોથી મુગલ સામ્રાજ્યનો નાશ અટકાવવાના પ્રયત્નો જ્યારે બને સુપ્રસિદ્ધ સય્યદ ભાઈઓ–સય્યદ અબ્દુલ્લા અને સય્યદ હુસેનઅલી કરતા હતા ત્યારે તેમની વિરુદ્ધ કાવતરાં કરીને તેમની સત્તાનો આ નિઝામુ'મુલ્કે નાશ કર્યો હતો નિઝામુ'મુલ્કે જ મરાઠાઓને ઉશ્કેરીને મુગલ સામ્રાજ્ય ઉપર તેમની પાસે હુમલાઓ કરાવ્યા હતા નિઝામુલ્મુલ્કે જ ઇરાનથી નાદીરશાહને બોલાવીને ભારત તથા ભારત-સમ્રાટ બનેને અપમાનિત કરાવ્યા હતા પોતાનો પ્રાંત સ્વતંત્ર કરીને સામ્રાજ્યના કટકા પાડવાની પ્રથમ શરૂઆત કરનાર આ નિઝામુલ્મુલ્ક જ હતો, અને આમ કરીને બીજા સૂબેદારોને તેણે રસ્તો કરી આપ્યો હતો. અને ભારતની અંદર પોતાનું રાજ્ય જમાવવામાં અંગ્રેજોને વખતોવખત આ નિઝામ વંશે ઠીક ઠીક મદદ આપ્યા કરી છે

**નિઝામનો વિશ્વાસઘાત**

વૉરન હેસ્ટિંગ્સે તે સમયના નિઝામને ભડકાવ્યો કે દિલ્હીસમ્રાટ તમને દક્ષિણની સૂબેદારી ઉપરથી દૂર કરીને હૈદરઅલીને તમારી જગા આપવા માગે છે થોડા વખત પહેલાં અંગ્રેજોએ જ નિઝામ પાસેથી ગતૂર પ્રગણું પડાવીને કર્ણાટકના નવાબને આપ્યું હતું હવે હેસ્ટિંગ્સે એ પ્રગણું પાછું નિઝામને અપાવ્યું આ રીતે હેસ્ટિંગ્સે નિઝામને પોતાના પક્ષમાં લઈ લીધો પરંતુ હૈદરઅલી ઉપર અંગ્રેજોની કોઈ કારી ફાવી નહિ તેણે નાનાનો સંદેશો મળતાં જ પોતાની આજુબાજુના અંગ્રેજી મુલક ઉપર હુમલો કર્યો તેના વિજયોની હકીકત હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે અહીં કર્નલ ગોડાર્ડની સેનાના પરાજયના સમાચાર હેસ્ટિંગ્સને મળ્યા. આ પરાજયના સમાચાર સાંભળીને હેસ્ટિંગ્સ હિંમત હારી ગયો એક બાજુ હૈદરઅલીના ભયંકર હુમલા અને બીજી બાજુ ગોડાર્ડનો પરાજય, બંનેથી ગભરાઈને તેણે પેશ્વા દરબારની સાથે સંધિ કરી લેવામાં જ પોતાની સલામતી માની

**સંધિની કોશિશ**

નાના ફડનવીસ અને અંગ્રેજો વચ્ચે સંધિ કરાવી આપવા હવે વૉરન હેસ્ટિંગ્સે નાગપુરના મૂધોજી ભોંસલેને વિનંતિ કરી પરંતુ મૂધોજીએ તો નાનાને દગો દીધો હતો, તે હવે ફરી નાના સામે જવાનું સાહસ ન કરી શક્યો અંતે લાચાર થઈને ઈ. સ ૧૭૮૧ ના ઓક્ટોબરની ૧૩ મીએ

હેસ્ટિંગ્સે ફરી માધોજી સિંધિયા સાથે શુભ સંધિ કરી, અને તેની જ માર-ફત પેશવા સાથે સંધિની વાટાઘાટ શરૂ કરી

ઈ સ ૧૭૮૧ ના સપ્ટેમ્બરની ૧૧ મીએ મદ્રાસની અંગ્રેજ કાઉન્સિલે પણ હૈદરઅલીને હાથે પરાજય પામીને એક પત્ર મારફત નમ્રતાપૂર્વક નાનાને સુલેહ માટે પ્રાર્થના કરી, જેમા તેમણે ખુદા અને ઈસામસીહ ઉપરાંત ઇંગ્લાંડનો બાદશાહ, અંગ્રેજ કોમ અને કંપની ત્રણેના કસમ ખાધા કે હવે જે સંધિ થશે તે અમે પૂરેપૂરી રીતે પાળશુ

**સાલબાઈની સંધિ**

પત્રવહેવાર કેટલાએક મહિના સુધિ ચાલ્યો અને ઈ સ ૧૭૮૨ ના મેની ૧૭ મીએ સાલબાઈ નામના સ્થાનમા પેશવા દરબાર અને કંપની વચ્ચે ત્રીજી વાર સંધિ થઈ આ સંધિ મુજબ—

(૧) શરૂઆતથી અત્યાર સુધીમા છળથી કે બળથી પેશવાનો જે મુલક અંગ્રેજ કંપનીએ જીત્યો હતો તે બધો પેશવાને પાછો આપવામા આવ્યો

(૨) ઈ સ ૧૭૭૫થી એટલે કે અંગ્રેજો ઘૂસ્યા ત્યાર પહેલા ગાયકવાડના મુલક તથા ગુજરાતની જે સ્થિતિ હતી તે જ કાયમ રાખવામા આવી

(૩) રૂપિયા ૨૫,૦૦૦નુ માસિક પેન્શન લઈને એક જગાએ રહેવાની રઘોબાને રજા આપવામા આવી

(૪) વૉરન હેસ્ટિંગ્સે ગોહદના રાણા સાથે જે સંધિ કરી હતી તે રદ ઠરાવવામા આવી, માધોજી સિંધિયાને ગ્વાલિયર પાછુ સોંપાયુ. અને જે ગોહદના રાણાએ પોતાના માલિક માધોજી સિંધિયાને દગો દઈને અંગ્રેજોને મદદ કરી હતી, જે રાણાની મદદ વગર કેપ્ટન પોફામ માધોજીને વશ ન કરી શકત, અને જે માધોજીને વશ કર્યા સિવાય પેશવા દરબાર સાથે અંગ્રેજો આ સંધિ પણ ન કરી શકત, તે ગોહદના રાણાને પોતે કરેલ વિશ્વાસઘાતનો દંડ ભોગવવા માધોજીને હવાલે કરવામા આવ્યો

સંધિપત્ર ૧૭મી મેએ લખાયુ, પરંતુ ત્યાર પછી સાત મહિને નાનાએ તેના ઉપર સહી કરી કારણકે નાનાનો સાચો મિત્ર અને અંગ્રેજોનો કટ્ટો શત્રુ હૈદરઅલી હજી સુધી અંગ્રેજો વિરુદ્ધ લડતો હતો નાનાની આશા હજી તૂટી નહોતી સિવાય જ્યા સુધી હૈદરઅલી અંગ્રેજોની સામે લડતો હોય ત્યા સુધી નાના સંધિ કરે તો હૈદરઅલીને દગો દીધો ગણાય અને ડિસેમ્બરમા નાનાએ હૈદરઅલીના મોતના સમાચાર સાભળ્યા, એટલે

અંગ્રેજોને ભારતવર્ષમાંથી હાંકી મૂકવાની નાનાની આશાઓ ભાંગી પડી. ત્યાર પછી નાનાએ સાલબાઈના સંધિપત્ર ઉપર સહી કરી.

**પ્રથમ મરાઠાયુદ્ધનો અંત**

આ રીતે કંઈક આપલે કરીને પ્રથમ મરાઠા વિગ્રહનો અંત લાવવામાં આવ્યો. આ યુદ્ધને પરિણામે અંગ્રેજોને આપણા દેશમાં જરા પણ વધારે મુલક ન મળ્યો, તેમ જ વીરતા, યુદ્ધકુશળતા અને ઈમાનદારી સંબંધમાં તેમની કીર્તિમાં પણ વધારો ન થયો. એથી ઊલટું મરાઠાઓની વીરતા, યુદ્ધકુશળતા અને નાના ફડનવીસની નીતિકુશળતા આ યુદ્ધમાં ઉચ્ચ કોટિનાં ગણાયાં. જો ગાયકવાડ, સિંધિયા અને ભોંસલે ત્રણેએ પેશવા દરબારને દગો ન દીધો હોત, અથવા તો ખરે ટાણે હૈદરઅલીનું મોત ન નીપજ્યું હોત તો હિંદુસ્તાનમાં જે વિદેશી સત્તાનાં મૂળ નખાયાંને હજી વીશ વરસ પણ પૂરાં નહોતાં થયાં તે વિદેશી સત્તા સમૂળગી ઊખડી જાત. પરંતુ જે નીતિ અને દૂરદૃષ્ટિ નાનામાં હતી તે બીજા મરાઠા રાજાઓમાં નહોતી; અને આ દેશને પણ પુનર્જન્મની પ્રસવવેદનામાંથી પસાર થવાનું આવશ્યક હતું.

# પ્રકરણ નવમું

## હૈદરઅલી

**હૈદરઅલીનો જન્મ**

પાછલા પ્રકરણમા હૈદરઅલી અને અગ્રેજો વચ્ચેના સગ્રામનો નિર્દેશ આવી ગયો છે વસ્તુત હૈદરઅલી કરતા વધારે બહાદુર હોશિયાર અને ભયકર કોઈ શત્રુ અગ્રેજોને મળ્યો નથી જેમ નાના ફડનવીસે અગ્રેજોને ભારતવર્ષમાથી હાકી કાઢવા માટે પોતાની બુદ્ધિથી સતત પ્રયત્ન કર્યો તેમ જ હૈદરઅલીએ પણ અગ્રેજોને ભારતવર્ષમાથી હાકી મૂકવા પોતાની તરવારથી જીવન પર્યંત પ્રયત્ન કર્યો આથી હૈદરઅલી અને અગ્રેજોની વચ્ચે થયેલા સગ્રામનુ વર્ણન કરતા પહેલા તેના અદ્ભુત ચરિત્રનુ વર્ણન આવશ્યક છે

હૈદરઅલીનો જન્મ કોઈ રાજવશમા થયો નથી તેનો પ્રપિતામહ વલી મોહમ્મદ એક સાધારણ મુસલમાન ફકીર હતો તે ગુલબર્ગામા સુપ્રસિદ્ધ મુસલમાન સાધુ હઝરત બન્દા નવાઝ ગેસુદરાજની દરગાહમા રહેતો હતો પોતાના ખર્ચ માટે આ દરગાહમાથી વલી મોહમ્મદને માસિક અમુક રકમ મળતી હતી પ્રાચીન ભારતીય ઋષિઓની માફક આ સમયના અનેક મુસલમાન ફકીરો અત્યત સરળ કૌટુમ્બિક જીવન વ્યતીત કરતા હતા વલી મોહમ્મદને એક પુત્ર હતો, તેનુ નામ શેખ મોહમ્મદઅલી હતુ તેને લોકો

૧ પણ કહેતા શેખઅલી પોતાના બાપની જેમ ફકીર ગણાતો હતો ત થોડાક દિવસ બિજાપુરમા રહ્યો અને પછી કર્ણાટકમા આવેલ કોલાર નામના ગામમા જઈને વસ્યો કોલારનો હાકેમ શાહ મોહમ્મદ દક્ખિણી શેખઅલીનો પરમ ભક્ત હતો શેખઅલીને ચાર પુત્રો હતા ખર્ચની તગીને લીધે પુત્રોએ પિતાને પ્રાર્થના કરી કે અમને બીજે કોઈ ઠેકાણે નોકરી કરીને ધન અને આબરૂ મેળવવા જવાની રજા આપો પરતુ શેખઅલીએ પુત્રોને સમજાવ્યા કે —

નકશો નંબર ૧, પૃષ્ઠ ૨૧૨




## મ્હૈસૂર વિગ્રહો

હૈદરઅલી તથા ટીપૂ સુલતાન સાથેના અંગ્રેજોના વિગ્રહો વખતની રાજકીય પરિસ્થિતિ આ નકશો દર્શાવે છે. વિગ્રહની શરૂઆત વખતે મ્હૈસૂરનો વિસ્તાર કેટલો હતો તે આ નકશા ઉપરથી જોઈ શકાય છે, અને નકશો નંબર ૨ (પૃષ્ઠ ૨૮૭) તથા ૩ (પૃષ્ઠ ૫૫૪) જોતાં આ વિસ્તાર કેમ ઘટતો ગયો એ જાણી શકાય છે. હૈદરના વખતમાં દક્ષિણ હિંદમાં ચાર મોટી સત્તાઓ હતી એ પણ આમાંથી બરાબર સમજી શકાય છે.

મારી નાખવાની પેરવી કરી. આ વાતની જ્યારે ફતહમોહમ્મદને ખબર પડી ત્યારે પોતાના જીવનની પરવા કર્યા વગર તેણે બાળકનો પક્ષ લીધો. આ રીતે હૈદરઅલી જીવતો રહ્યો; માતાપિતાએ તેને પ્રેમથી પોષ્યો.

શહબાજ અને હૈદરઅલીના જન્મ પહેલાં જ ફતહમોહમ્મદે અર્કાટના નવાબની નોકરી છોડીને મ્હૈસૂરની નોકરી લીધી, અને પછી ત્યાંથી પણ છૂટા થઈને સૂબા સીરાના નવાબ દરગાહ કુલીખાંને ત્યાં નોકરી સ્વીકારી. ત્યાં તેને બાલાપુર કિલ્લાનો કિલ્લેદાર બનાવવામાં આવ્યો. થોડા દિવસો પછી દક્ષિણના રાજાઓની અંદર અંદરની લડાઈઓમાંની એકમાં ફતહ- મોહમ્મદ ખપી ગયો. પિતાના મૃત્યુ વખતે શહબાજની ઉંમર લગભગ આઠ વરસની હતી, અને હૈદરઅલીની ઉંમર ત્રણ વરસની હતી. વિજયી નવાબ અબ્બાસકુલીખાંએ ફતહમોહમ્મદની વિધવા અને તેના નાના પુત્રોનો માલઅસબાબ જપ્ત કરી લીધો, અને તેમના સંબંધીઓ પાસેથી વધારે ધન પડાવવા માટે શહબાજ તથા હૈદરઅલીને એક નગારામાં પૂર્યા ને પછી તેને રીવી લઈને તેના ઉપર દાંડીઓ પિટાવવાનું શરૂ કર્યું.

**મ્હૈસૂરની સેનામાં જોડાયો**

શેખ ઇલિયાસ જે હૈદરઅલીનો કાકો થતો હતો તેના એક પુત્રનું નામ પણ હૈદરસાહબ હતું. તે આ વખતે મ્હૈસૂરના રાજાને ત્યાં નાયક હતો. હૈદરની માતાએ પોતાના પુત્રોની આ વિપત્તિના ખબર હૈદરસાહબને આપ્યા. હૈદરસાહબે પૈસા આપીને શહબાજ, હૈદરઅલી અને તેમની માતાને છોડાવ્યાં, તેમને શ્રીરંગપટ્ટણમાં બોલાવ્યાં અને પ્રેમપૂર્વક પોતાને ત્યાં રાખ્યાં. અહીં પ્રથમથી જ શહબાજ અને હૈદરઅલી બંનેને ઘોડેસવારી, નિશાનબાજી, શસ્ત્રોનો ઉપયોગ અને યુદ્ધકળાનું બધું શિક્ષણ આપવામાં આવ્યું. જ્યારે તેઓ ઉંમરલાયક થયા ત્યારે બંને ભાઈઓ મ્હૈસૂરની સેનામાં જોડાયા.

મ્હૈસૂરનું હિંદુ રાજ્ય દિલ્હીના બાદશાહની આજ્ઞાનુસાર મરાઠાને 'ચોથ' આપતું હતું પરંતુ આ એક બાબત સિવાય બીજી બધી રીતે પોતાના આંતર વહીવટમાં સ્વતંત્ર હતું. દક્ષિણના મુગલ સૂબેદાર નિઝામુલ્મુલ્કનો કોઈ રીતે આ મ્હૈસૂરના રાજ્ય ઉપર ક્રિયાત્મક અધિકાર નહોતો.

ઈ. સ. ૧૭૪૮ માં હૈદરાબાદનો નિઝામ મરણ પામ્યો. મરણ પહેલાં નિઝામે પોતાના પુત્ર મુઝફ્ફરજંગને પોતાનો વારસ નીમ્યો. અંગ્રેજોએ નાસીરજંગ નામના એક બીજા વારસને ઊભો કર્યો, અને તેનો પક્ષ લઈને લડવાનું શરૂ કર્યું. ફ્રેંચ લોકો અને મ્હૈસૂરના દરબારે મુઝફ્ફરજંગનો પક્ષ

"આપણા બાપદાદા ઈશ્વરથી ડરનાર અને સંયમી હતા તેઓ દુનિયામા પોતાનું નામ કાઢી શકે એટલા સમર્થ હતા, છતા દુનિયાના બંધનો અને સસર્ગથી સદા અળગ રહેવાના પ્રયત્નો કરતા હતા કારણકે દુનિયાની લાલસાથી મનની શાતિ જતી રહે છે અને સાચા સુખની શોધ કરવાનો શોખ બંધ પડે છે આથી આપણા પૂર્વજો જે રસ્તે ચાલ્યા એ જ રસ્તે તમે પણ જાઓ, અને આ દુનિયાની અંધકારી વસ્તુઓમા ન ફસાઓ. × × × એ સિવાય મનગી અને સ્વતંત્ર સ્વભાવના લોકો પોતાની સાસારિક સ્થિતિ ઊતરતી હોવાથી કદી દુખી થતા નથી અને જો કદાચ તેમને દુનિયાના સબંધ અટકાવતા હોય તોપણ તેઓ એ સબંધોને છોડી દેનામા જ અભિમાન સમજે છે." ૧

જરૂર હૈદરઅલીના પિતામહ અને પ્રપિતામહ સાચા ફકીર હતા જ્યા સુધી શેખઅલી જીવતો હતો ત્યા સુધી તેના પુત્રો તેની સાથે જ રહ્યા ઈ સ ૧૬૯૫મા શેખઅલી મૃત્યુ પામ્યો. મોટો પુત્ર શેખ ઇલિયાસ પોતાના પિતાનો ઉત્તરાધિકારી થયો સૌથી નાના પુત્રનુ નામ ફતહમોહમ્મદ હતુ. પોતાના મોટા ભાઈની ઇચ્છા વિરુદ્ધ ફતહમોહમ્મદ અર્કાટના નવાબ સઆદતઉલ્લાખાની સેનામા જમાદાર થયો. તાંજોરના એક ફકીર પીરજાદા બુરહાનુદ્દીનની પુત્રી સાથે ફતહમોહમ્મદે લગ્ન કર્યું. આ સ્ત્રીથી તેને બે પુત્રો થયા, એક શહબાજ અને બીજો હૈદરઅલી હૈદરઅલીનો જન્મ ઈ સ ૧૭૨૨ના અરસામા થયો

આજથી બસો વરસ પહેલા હિંદુસ્તાનના મોટા ભાગમા હિંદુ અને મુસલમાનોનુ જીવન વિચિત્ર રીતે પરસ્પર ગૂથાયેલુ હતુ હૈદરઅલીના એક ફારસી જીવનચરિત્ર ઉપરથી સમજાય છે કે તેની જન્મપત્રિકા હિંદુ જ્યોતિષીઓએ તૈયાર કરી હતી હૈદર સિહ રાશિમા જન્મ્યો હતો, આથી આ જ્યોતિષીઓએ તેનુ નામ હૈદર(શેર)અલી રાખવાનો અભિપ્રાય આપ્યો. જ્યોતિષીઓએ ભવિષ્ય એવુ ભાખ્યુ હતુ કે આ હૈદર એક દિવસ રાજસિહાસન ઉપર બેસશે, પરતુ તેના જન્મ પછી થોડા જ દિવસોમા તેનો પિતા મૃત્યુ પામશે આથી ફતહમોહમ્મદના સગાવહાલાઓએ આ બાળકને

૧ *History of Hyder Naik*—by Mir Hussain Ali Khan Kirmani, translated by Col. W. Miles, p 5.

મારી નાખવાની પેરવી કરી. આ વાતની જ્યારે ફતહમોહમ્મદને ખબર પડી ત્યારે પોતાના જીવનની પરવા કર્યા વગર તેણે બાળકનો પક્ષ લીધો. આ રીતે હૈદરઅલી જીવતો રહ્યો; માતાપિતાએ તેને પ્રેમથી પોષ્યો.

શહબાઝ અને હૈદરઅલીના જન્મ પહેલાં જ ફતહમોહમ્મદે અર્કોટના નવાબની નોકરી છોડીને મ્હૈસૂરની નોકરી લીધી, અને પછી ત્યાંથી પણ છૂટા થઈને ચુબા સીરાના નવાબ દરગાહ કુલીખાંને ત્યાં નોકરી સ્વીકારી. ત્યાં તેને બાલાપુર કિલ્લાનો કિલ્લેદાર બનાવવામાં આવ્યો. થોડા દિવસો પછી દક્ષિણના રાજાઓની અંદર અંદરની લડાઈઓમાંની એકમાં ફતહ-મોહમ્મદ ખપી ગયો. પિતાના મૃત્યુ વખતે શહબાજની ઉંમર લગભગ આઠ વરસની હતી, અને હૈદરઅલીની ઉંમર ત્રણ વરસની હતી. વિજયી નવાબ અબ્બાસકુલીખાંએ ફતહમોહમ્મદની વિધવા અને તેના નાના પુત્રોનો માલઅસબાબ જપ્ત કરી લીધો, અને તેમના સંબંધીઓ પાસેથી વધારે ધન પડાવવા માટે શહબાજ તથા હૈદરઅલીને એક નગારામાં પૂર્યા ને પછી તેને શીવી લઈને તેના ઉપર દાંડીઓ પિટાવવાનું શરૂ કર્યું.

**મ્હૈસૂરની સેનામાં જોડાયો**

શેખ ઇલિયાસ જે હૈદરઅલીનો કાકો થતો હતો તેના એક પુત્રનું નામ પણ હૈદરસાહબ હતું. તે આ વખતે મ્હૈસૂરના રાજાને ત્યાં નાયક હતો. હૈદરની માતાએ પોતાના પુત્રોની આ વિપત્તિના ખબર હૈદરસાહબને આપ્યા. હૈદરસાહબે પૈસા આપીને શહબાજ, હૈદરઅલી અને તેમની માતાને છોડાવ્યાં, તેમને શ્રીરંગપટ્ટણમાં બોલાવ્યાં અને પ્રેમપૂર્વક પોતાને ત્યાં રાખ્યાં. અહીં પ્રથમથી જ શહબાજ અને હૈદરઅલી બંનેને ઘોડેસવારી, નિશાનબાજી, શસ્ત્રોનો ઉપયોગ અને યુદ્ધકળાનું બધું શિક્ષણ આપવામાં આવ્યું. જ્યારે તેઓ ઉંમરલાયક થયા ત્યારે બંને ભાઈઓ મ્હૈસૂરની સેનામાં જોડાયા.

મ્હૈસૂરનું હિંદુ રાજ્ય દિલ્હીના બાદશાહની આજ્ઞાનુસાર મરાઠાને 'ચોથ' આપતું હતું પરંતુ આ એક બાબત સિવાય બીજી બધી રીતે પોતાના આંતર વહીવટમાં સ્વતંત્ર હતું. દક્ષિણના મુગલ સૂબેદાર નિઝામુલ્મુલ્કનો કોઈ રીતે આ મ્હૈસૂરના રાજ્ય ઉપર ક્રિયાત્મક અધિકાર નહોતો.

ઈ. સ. ૧૭૪૮ માં હૈદરાબાદનો નિઝામ મરણ પામ્યો. મરણ પહેલાં નિઝામે પોતાના પુત્ર મુઝફ્ફરજંગને પોતાનો વારસ નીમ્યો. અંગ્રેજોએ નાસીરજંગ નામના એક બીજા વારસને ઊભો કર્યો, અને તેનો પક્ષ લઈને લડવાનું શરૂ કર્યું. ફ્રેંચ લોકો અને મ્હૈસૂરના દરબારે મુઝફ્ફરજંગનો પક્ષ

લીધો. અને મુઝફ્ફરજંગનો જ વિજય થયો આ લડાઈઓ દરમિયાન હૈદરઅલીનો મોટા ભાઈ શાહબાજ મ્હેસૂરના પક્ષમા લડતો હતો તેના તાબામા બસો સવાર અને એક હજાર પાયદળ હતુ હૈદરઅલી આ વખતે પોતાના ભાઈના હાથ નીચે એક સાધારણ સવાર હતો

**'દૈવ' ની પદવી**

મ્હૈસૂરના મહારાજા એક રીતે સિંહાસનની શોભા રૂપ જ હતા મહા રાજાનો મોટા ભાગનો સમય મહેલમા પૂજાપાઠમા અને બીજી ધાર્મિક ક્રિયાઓ કરવામા વ્યતીત થતો હતો વર્ષમા બે વાર જ તે પ્રજાની સમક્ષ હાજર થતા હતા શાસનકાર્યમા તેમનો કોઈ જાતનો સબધ નહોતો બધુ રાજકાજ મત્રી કરતો હતો મત્રીને 'દૈવ' કે 'દલવાઈ' કહેતા આ દૈવ જ રાજ્યનો સાચો સ્વામી હતો તેની ગાદી વશપરપરાની હતી આગળના યુદ્ધમા મ્હૈસૂરનો દૈવ નદીરાજ હૈદરની વીરતા અને યોગ્યતા જોઈને એટલો ખુશી થયો કે ઈ સ ૧૭૫૫ મા હૈદરને ડિંડિગલનો ફોજ દાર નીમ્યો આ યુદ્ધમા જ હૈદરઅલીએ ફ્રેચોની સૈન્યવ્યવસ્થા અને કવાયત બરાબર જોઈ લીધા, અને ડિંડિગલમા પોતાની ફોજને કવાયત શીખવવા માટે ફ્રેચ અમલદારો નોકરીમા રાખ્યા પોતાના તોપખાનામા પણ તેણે ફ્રેચ કારીગરો રાખ્યા

**હૈદરઅલી 'દૈવ' નિમાયો**

ધીમે ધીમે હૈદરઅલીનુ બળ વધતુ ગયુ, તે એટલુ બધુ વધ્યુ કે હૈદર રાજ્યનો સેનાપતિ થયો થોડા દિવસો પછી મ્હેસૂરના મત્રીઓમા ઈર્ષા વધવા લાગી ખડેરાવે કોઈક કાવતરાથી નદીરાજને હટાવીને પોતે 'દૈવ'ની ગાદી પ્રાપ્ત કરી લીધી કહેવાય છે કે શ્રીરગપટ્ટણની પ્રજા ખડે રાવ તરફ અસતુષ્ટ હતી ખડેરાવ મરાઠા બ્રાહ્મણ હતો, અને હૈદરઅલીએ જ તેને પ્રથમ નોકરી અપાવી હતી હવે ખડેરાવે ગુપ્ત રીતે મરાઠાઓને શ્રીરગપટ્ટણ ઉપર ચડાઈ કરવા નોતર્યા ખડેરાવે હૈદરઅલી તથા મ્હેસૂરનુ રાજ્ય બનેનો વિશ્વાસઘાત કર્યો આ વખતે હૈદરઅલી રાજ્યનો મુખ્ય સેનાપતિ હતો, આથી તેને પોતાની સેના સહિત ખડેરાવ તેમ જ મરા ઠાની સામે થવુ પડ્યુ આ લડાઈઓની વિગતમા ઊતરવાની આપણે અહીં આવશ્યકતા નથી રાજકુટુબના માણસોએ અને ખાસ કરીને નદી રાજની પહેલાના 'દૈવ' દેવરાજની વિધવાએ આ વખતે હૈદરઅલીને પૂરતી મદદ કરી આ વિધવાનો પ્રભાવ શ્રીરગપટ્ટણમા ખૂબ હતો અને હૈદર-

અલી જ નિજથી થયો. પ્રજાની ઇચ્છાનુસાર અને ખાસ કરીને દેવરાજની વિધવાના પ્રભાવથી હવે મ્હૈસૂરના મહારાજાએ ખંડેરાવને બદલે હૈદરઅલીને દેવના સર્વોચ્ચ પદ ઉપર નીમ્યો.

**સીરાનો સૂબેદાર નિમાયો**

ઉપર કહેવાઈ ગયું છે કે ઘણા વખતથી દેવ જ રાજ્યમાં કર્તાહર્તા ગણાતો હતો. પૂનાના પેશવા અને શિવાજી મહારાજના વંશજો વચ્ચે જે જાતનો સંબંધ હતો તે જ જાતનો સંબંધ મ્હૈસૂરના દેવ અને મહારાજા વચ્ચે હતો. આ પછી પણ મ્હૈસૂરનો રાજા નામનો જ સિંહાસન ઉપર બેસતો હતો, પરંતુ ખરી રીતે આ વખતે રાજ્યની બધી લગામ હૈદરઅલીના જ હાથમાં હતી. વળી દેવની ગાદી તેને વંશપરંપરા મળી ગઈ. આ પછી થોડા વખતે હૈદરઅલીના પરાક્રમ અને બળના ખબર સાંભળીને દિલ્હીના બાદશાહે તેને મ્હૈસૂરની પાસેના સીરા પ્રાંતનો સૂબેદાર બનાવ્યો.

**સુધારા અને શાસનપ્રબંધ**

અંદર અંદરની લડાઈઓને લીધે મ્હૈસૂર દરબારની હાલત આ વખતે બગડેલી હતી. હૈદરે સૌથી પ્રથમ રાજ્યની આર્થિક સ્થિતિ તરફ ધ્યાન આપ્યું. તેણે જોયું કે રાજ્યના અર્ધા કરતાં પણ વધારે જરઝવેરાત નીરગપટ્ટણના એક શાહુકારને ત્યાં ઘરેણે મૂકેલાં છે. આ બનિયા શાહુકારે અનેક પ્રસંગોએ રાજ્યને મોટી મોટી રકમો કરજે ધીરી હતી. રાજ્યમાંથી તે બેહદ ધન કમાયો હતો. પોતાના ધન માટે તે દૂર દૂર સુધી વિખ્યાત હતો. કહેવાય છે કે તેના બાળકોનાં પારણાં સોનાનાં હતાં, અને એ પારણાંની સાંકળો પણ સોનાની જ હતી. તેનું કરજ ભરી આપીને રાજ્યની બધી વસ્તુઓ છોડાવી લેવાની હૈદરઅલીએ આજ્ઞા કરી. હિસાબ સમજવા માટે પંચ નિમાયા. પંચના નિવેદન ઉપરથી માલૂમ પડ્યું કે શાહુકારના હિસાબમાં બેઈમાની અને જૂઠાણું છે. પંચોએ જ નિર્ણય આપ્યો કે શાહુકારની બધી સંપત્તિ જપ્ત કરી લઈ તેને આજન્મ કેદમાં રાખવો. હૈદરે તેની સંપત્તિ જપ્ત કરી લીધી, પણ તેને આજન્મ કેદ કરવાને બદલે જિંદગીભર પેન્શન બાંધી આપ્યું, ને તેના પુત્રોને રાજ્યમાં મોટા મોટા અધિકારીઓ નીમ્યા. જમીનમહેસૂલની વસૂલાત અને રાજ્યના ખર્ચની પણ હૈદરઅલીએ સુંદર વ્યવસ્થા કરી.

મ્હૈસૂરના અનેક સામંતો આ વખતે બળવાખોર બન્યા હતા. રાજ્યના અનેક પ્રાંતોમાં અંદર અંદર લડાઈઓ ચાલતી હતી. આ સામંતો

તથા પ્રાંતોના શાસકો મોટે ભાગે પોલીગાર કહેવાતા હતા હૈદરે લશ્કર મોકલીને આ બધા પોલીગારોને વશ કર્યા અને આખા રાજ્યમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યા

આ બંડખોર સામંતોમાં મુખ્ય બંડખોર બેદનૂરનો રાજા હતો. લખાણમાં આવ્યું છે કે આ વખતે બેદનૂર રાજ્યની અર્ધી વસ્તી ઈસાઈ હતી. બેદનૂરના રાજાને તેની માતા સાથે કંઈક તકરાર થઈ રાજાએ હૈદર-અલીની મદદ માગી બેદનૂરની પ્રજા પણ રાજાના જ પક્ષમાં હતી હૈદર-અલીએ રાજાનો પક્ષ લઈને બેદનૂર ઉપર ચડાઈ કરી રાણીએ વીરતાપૂર્વક કિલ્લાનું રક્ષણ કર્યું અંતે રાણીની સેના હારી હૈદરઅલીએ એક વાર રાણી તથા તેના પુત્ર વચ્ચે સમાધાની કરાવી અને પુત્રને રાજતિલક કરવાની વ્યવસ્થા કરી આટલું છતાં પણ રાણીએ પુત્રની સાથે છૂપું કાવતરું કરીને હૈદરઅલીની હત્યા કરવાની કોશિશ કરી હૈદરઅલીને આ વાતની જાણ થઈ તપાસ કર્યા બાદ રાણી અને તેનો પુત્ર બન્નેને કેદ કરવામાં આવ્યા, અને ત્યાં પોતાના રાજારામ નામના એક માણસને શાસક તરીકે નીમ્યો બેદનૂરનું રાજ્ય એટલું બધું ધનવાન હતું કે કિલ્લામાંથી હૈદરઅલીને લગભગ ૧૨ કરોડ રૂપિયાનું સોનું ચાંદી તથા ઝવેરાત મળ્યા હૈદરે આ ધનથી પોતાના બધા સૈનિકોને છ છ મહિનાનો પગાર ઇનામ આપ્યો, તેમ જ ગરીબો તથા સાધુઓને ભોજન, વસ્ત્ર અને પૈસા વહેંચ્યા

ત્યાર પછી બીજા પણ ઘણા પ્રાંતો જીતી જીતીને હૈદરઅલીએ મૈસૂરના રાજ્યની સરહદ ઘણી વધારી, તથા ત્યાંના શાસનને સુદૃઢ અને સુવ્યવસ્થિત બનાવ્યું

એ દિવસોમાં મરાઠા પોતાનું સામ્રાજ્ય ચારે બાજુથી વધારવા લાગ્યા હતા ચાર વાર તેમણે મૈસૂર ઉપર હુમલા કર્યા, પણ આ હુમલાઓમાં મરાઠાઓને બહુ લાભ ન થયો હૈદરઅલીનું બળ ઓછું નહોતું તે ક્યારેક લડીને તો ક્યારેક પૈસા તથા જમીન આપીને મરાઠાઓને પાછા વાળતો હતો અંતે આ રીતે જે થોડોઘણો મુલક પણ મરાઠાઓએ લીધો હતો તે પાછો આપી દેવો પડ્યો, અને બંનેના હિત ખાતર એકબીજા વચ્ચે સંધિ કરવી પડી

**અંગ્રેજો સાથે પ્રથમ યુદ્ધ**

આવી રીતે કોઈ પણ સ્વતંત્ર ભારતીય રાજાનું વધતું જતું બળ અંગ્રેજો કેમ સહન કરી શકે ? તેઓ હૈદરઅલીને કચડી નાખવા માટે તરેહ

તરેહની યુક્તિઓ અજમાવવા લાગ્યા. હૈદરઅલીની સાથેનું તેમનું પહેલું યુદ્ધ ઈ. સ. ૧૭૬૭ માં શરૂ થયું. તકરાર અંગ્રેજોએ જ કરી. કશા પણ કારણ વગર અંગ્રેજોએ એ વરસે હૈદરઅલીના બારામહાલ પ્રાંત ઉપર હુમલો કર્યો. આ બનાવ પહેલાં કર્ણાટકના નવાબ મોહમ્મદઅલીની સાથે હૈદરઅલીને સારી મિત્રતા હતી. નવાબને અંગ્રેજોએ કહ્યું કે અમે હૈદર પાસેથી બારામહાલ પ્રાંત જીતીને તમને આપીશું; અને આમ કહીને નવાબને હૈદરઅલીના પક્ષમાંથી ફોડ્યો.

અંગ્રેજોની સામે થવા માટે હૈદરઅલીએ હવે નિઝામની સાથે સંધિ કરી. એમ નક્કી કરવામાં આવ્યું કે નિઝામ અને હૈદરઅલીની સેનાએ કર્ણાટક ઉપર તેમ જ અંગ્રેજોના મુલક ઉપર ચડાઈ કરવી; અને નવાબ મોહમ્મદઅલીને શિક્ષા કરવા માટે તેને કર્ણાટકની નવાબી ઉપરથી દૂર કરી તેની જગાએ હૈદરઅલીના પુત્ર ટીપૂને બેસારવો. નિઝામ તરફથી વજીર રુકનુદ્દૌલાની સરદારી નીચે ૫૦,૦૦૦ ની સેના હૈદરઅલીને આપવામાં આવી. આટલી જ સેના જનરલ સ્મિથની સરદારી નીચે મદ્રાસથી પણ આગળ વધી. હજી તો અંગ્રેજો અને હૈદરઅલી વચ્ચે પત્રવહેવાર ચાલતો હતો ત્યાં જ જનરલ સ્મિથે હૈદરઅલીના વનિયમવાડી, કાવેરીપટ્ટમ વગેરે સરહદ ઉપરનાં પ્રાંતો જીતી લીધા. આ વખતે હૈદરઅલી પાસે કુલ સેના લગભગ બે લાખ જેટલી હતી. આમાંની ૫૦,૦૦૦ ની સેના લઈને જનરલ સ્મિથની સામે થવા તે ઊપડ્યો. રુકનુદ્દૌલાની સેના પણ હૈદરઅલીની સેનાની સાથે જ હતી આ દરમિયાન અંગ્રેજોએ નિઝામ અને વજીર રુકનુદ્દૌલા સાથે ગુપ્ત પત્રવહેવાર શરૂ કર્યો. બરાબર અણીને વખતે રુકનુદ્દૌલાનું વર્તન શંકાસ્પદ લાગ્યું. હૈદરઅલીની સાથે અંગ્રેજોની કેટલીક નાની મોટી લડાઈઓ થઈ, અને તેમાં કોઈ વાર અંગ્રેજોને વિજય મળ્યો તો કોઈ વાર હૈદરઅલીને વિજય મળ્યો. લખવામાં આવ્યું છે કે હૈદરઅલીના મજબૂત કિલ્લાઓ ઉપર અંગ્રેજો કંઈ અસર ન કરી શક્યા. છતાં પણ હૈદરઅલીનો ઘણો મુલક અંગ્રેજોએ જીતી લીધો. અર્કાટનો નવાબ અંગ્રેજોને મળી ગયેલો હતો, અને નિઝામ પણ હૈદરઅલીને દગો દે છે એમ જણાવા માંડ્યું હતું; વળી એ દિવસોમાં મરાઠાઓના હુમલાની હૈદરને બીક લાગ્યા કરતી હતી, તેમ જ મ્હૈસુરમાં હજી હમણાં જ તેનું શાસન સ્થપાયાને લીધે રાજધાનીથી લાંબા વખત માટે તે દૂર રહી શકે એમ નહોતું. આ બધી બાબતોને લીધે અંતે ઈ. સ. ૧૭૬૮ માં હૈદરઅલીએ અંગ્રેજો સાથે સંધિની વાટાઘાટ શરૂ કરી.

આથી અંગ્રેજોને લાગ્યું કે હૈદરઅલી કમજોર છે, અને તેથી તેનો બધો મુલક બહુ સહેલાઈથી જીતી શકાશે. આવી સમજણથી હૈદરઅલી તરફથી આવેલા દૂતને અપમાન સહિત અંગ્રેજોએ પાછો કાઢ્યો. પરંતુ હૈદર કાયર નહોતો. તેણે હવે બરાબર યુદ્ધની તૈયારી શરૂ કરી. ઈ. સ. ૧૭૬૮ માં અંગ્રેજોને મ્હૈસૂરના રાજ્યમાંથી બહાર હાંકી મૂકવા માટે ફઝલુલ્લાહ નામના સેનાપતિની સરદારી નીચે તેણે એક સેના મોકલી. ત્યાર પછી ખુદ હૈદર પોતે સેના લઈને આગળ વધ્યો.

**હૈદરનો વિજય અને ઉદારતા**

પ્રથમ તો જે કિલ્લાઓ અંગ્રેજોએ કબજે કરી લીધા હતા તે બધા એક પછી એક પાછા જીતી લેવાની તેણે શરૂઆત કરી. આમાં કાવેરીપટ્ટમનો કિલ્લો મુખ્ય હતો. હૈદરઅલીએ તેનો ઘેરો શરૂ કર્યો. અંગ્રેજોએ પોતાની તોપો ગોઠવીને આ કિલ્લાનું રક્ષણ કરવાનો પ્રબંધ કર્યો હતો. હૈદરઅલીની તોપોએ બહારથી કિલ્લા ઉપર મારો શરૂ કર્યો. ત્રણ કલાકના મારા પછી અંગ્રેજી સેનાને પાછા હઠવું પડ્યું. અંગ્રેજ સેનાપતિએ લાચાર થઈને સંધિ કરવા સફેદ વાવટો ફરકાવ્યો. હૈદરે લડાઈ બંધ કરી અને કિલ્લો કબજે કર્યો. કિલ્લાની અંદરના બધા અંગ્રેજોને હૈદરે જીવતદાન આપ્યું, અને હથિયાર સોંપી દઈને મદ્રાસ પાછા જવાની રજા આપી; કંપનીના દેશી સિપાઈઓને ઘેર પાછા જવાની કે મ્હૈસૂરની સેનામાં જોડાઈ જવાની તેણે છૂટ આપી લગભગ આ બધા હિંદી સિપાઈઓ હૈદરઅલીની સેનામાં જોડાઈ ગયા. હૈદરઅલીએ એમ પણ હુકમ કર્યો કે હથિયાર, દારૂગોળો, ઘોડા, વગેરે જે માલ ઈંગ્લાંડના બાદશાહનો કે અંગ્રેજ કંપનીનો કે નવાબ મોહમ્મદઅલીનો હોય એ સિવાયનો બધો પોતાનો માલ કોઈ પણ અંગ્રેજ સિપાઈ કે અમલદાર પોતાની સાથે લઈ જઈ શકશે. કિલ્લાના પરાજિત અંગ્રેજ સેનાપતિએ જ્યારે હૈદરઅલીને જણાવ્યું કે રસદ વગેરે ઘણો માલ તેણે પોતાના પૈસાથી ખરીદેલો છે, ત્યારે ઉદાર હૈદરઅલીએ પોતાના ખજાનામાંથી એ માલના પૈસા પણ અપાવ્યા.

**અંગ્રેજોના વ્યવહાર સાથે તુલના**

એક તરફથી હૈદરઅલી પોતાના પરાજિત શત્રુ સાથે આ જાતનું વર્તન ચલાવતો હતો, ત્યારે બીજી બાજુ અંગ્રેજોએ હૈદરઅલીના ધર્મપુરી નામના એક નાના કિલ્લાનો કબજો લેતી વખતે, જ્યારે કિલ્લાની દીવાલ ઉપર સુલેહનો સફેદ વાવટો ફરકતો હતો ત્યારે કિલ્લામાં ઘૂસીને ત્યાંના કિલ્લેદાર,

બાળબચ્ચાં અને હથિયાર ધારણ કરનાર એકેએક સિપાઈની કતલ કરી. આ બધું કામ સેનાપતિની આજ્ઞાથી જ કરવામાં આવ્યું.

કાવેરીપટ્ટમ પછી બીજા પણ જે કિલ્લા અંગ્રેજોએ છીતી લીધા હતા તે હૈદરે પાછા લીધા. આ બધી લડાઈઓના વર્ણનમાં ઊતરવાની અહીં જરૂર નથી. આ લડાઈઓમાં જનરલ સ્મિથની સેનાને બહુ નામોશી સાથે પાછા હઠવું પડયું. જગાએ જગાએ તેને પોતાનો માલઅસબાબ પાછળ પડતો મૂકવો પડયો, પોતાની તોપો અને દારૂગોળો તળાવ અને નદીઓમાં ફેંકી દેવાં પડ્યાં, અને ક્યાંક ક્યાંક તો પોતાના મુડદાંઓને દફનાવ્યા વગર જ ભાગવું પડયું હતું. પરંતુ બધી લડાઈઓમાં આગળ વધતા પહેલાં પોતાના શત્રુનાં બધાં મુડદાંઓને એકઠાં કરીને તેમને યથાવિધિ દફનાવ્યા વગર આગળ ન વધવાનો હૈદરઅલીનો તો નિયમ હતો.

**ટીપૂનો મદ્રાસ ઉપર હુમલો**

હૈદરઅલીના મોટા પુત્ર ફતહઅલી ટીપૂની ઉમર આ વખતે લગભગ ૧૮ વરસની હતી. ટીપૂ પોતાના પિતાની સાથે જ રણમેદાનમાં ઊતર્યો હતો. હૈદર પોતે જનરલ સ્મિથને પોતાની સરહદની બહાર હાંકી કાઢવા માટે પાછળ રહ્યો અને ટીપૂને તેણે પાંચ હજારની સેના સહિત બીજે રસ્તે મદ્રાસ તરફ રવાના કર્યો. એટલી ઝડપથી ટીપૂ પોતાની સેના સહિત મદ્રાસ ઉપર આવ્યો કે મદ્રાસના ગવર્નર અને તેની કાઉન્સિલ ટીપૂને અચાનક મદ્રાસની સામે જોઈને ગભરાઈ ગયા. એમ લખેલું છે કે જે દિવસે પ્રાતઃકાળમાં ટીપૂના સવારો મદ્રાસની પાસે પહોંચ્યા ત્યારે ગવર્નર, તેની કાઉન્સિલના સભ્યો તેમ જ નવાબ મોહમ્મદઅલી કિલ્લાથી થોડે દૂર આવેલા કંપનીના બગીચામાં હવા ખાતા હતા, અને એક બાજુથી ખાણું તૈયાર પીરસાયેલું પડયું હતું. આ લોકોને એટલી બધી ગભરામણમાં નાસવું પડયું કે ગવર્નરની તલવાર અને ટોપી પણ પાછળ પડ્યાં રહ્યાં! સદ્ભાગ્યે સામે જ સમુદ્રમાં એક નાનું વહાણ પડયું હતું. ગવર્નર તથા તેના સાથીઓએ નાસીને આ વહાણનો આશ્રય લીધો. એક યુરોપિયન ઇતિહાસકાર લખે છે કે જો તે વહાણ એ ખરે વખતે ત્યાં ન હોત તો ગવર્નર તથા તેના સાથીઓને ટીપૂના સવારો સહેલાઈથી પકડી લેત.[૨] નવાબ મોહમ્મદઅલી પોતાના તેજ ઘોડા ઉપર સવાર થઈને સડકરસ્તે મદ્રાસથી નાઠો.

૨ *History of Hyder Shah*, by M. M. D. L. T., p. 192.

ટીપૂએ મદ્રાસના કિલ્લાથી પાંચ માઈલ દૂર આવેલી સેંટ થૉમસની ટેકરી તાબે કરી લીધી અને આસપાસનો અંગ્રેજી મુલક પણ જીતી લીધો.

**નિઝામનો વિશ્વાસઘાત**

દરમિયાન ત્રિનમલી નામની જગાએ હૈદરઅલી અને જનરલ સ્મિથ વચ્ચે યુદ્ધ થયું. હજી સુધી નિઝામની સેના હૈદરઅલીની સેનાની સાથે જ હતી. પરંતુ નિઝામ તથા અંગ્રેજો વચ્ચે ગુપ્ત વાતચીત થઈ ચૂકી હતી. બરાબર આ વખતે અંગ્રેજી સેના ઉપર હુમલો કરવાને બહાને નિઝામે પોતાની તમામ સેનાને હૈદર તથા અંગ્રેજોની સેના વચ્ચે ખડી કરી અને પછી થોડા જ વખતમાં નિઝામે એવી ખળભળ રીતે પોતાની સેનાને પાછી નસાડી કે જેથી હૈદરની સેનામાં ગભરાટ ફેલાયો. નિઝામે વિશ્વાસઘાત કર્યો છે એની હવે હૈદરને પૂરી ખાતરી થઈ. લાચાર થઈને અંતે તેને પોતાની સેના થોડે દૂર હઠાવવી પડી. છતાં પણ હૈદરના એક પણ સૈનિકને કેદ કરવાની અંગ્રેજોને તક ન મળી શકી, તેમ જ આગળ વધીને હૈદરની સેના ઉપર હુમલો કરવાનું સાહસ પણ જનરલ સ્મિથ કરી શક્યો નહિ.

**હૈદરઅલીની માતા**

હૈદરઅલીના આ ક્ષણિક પરાજયની હકીકત અંગ્રેજોએ ખૂબ વધારી વધારીને ચારે તરફ ફેલાવીને તેના બણગા ફૂંક્યા. અહીં હવે યુદ્ધની આ વાત જરા અધૂરી રાખીને હૈદરઅલી અને તેની વૃદ્ધ માતાની એક ઘટના તપાસીએ. હૈદરની માતા આ વખતે લડાઈના મેદાનથી દૂર લગભગ ૨૦૦ માઈલ ઉપર આવેલા હૈદરનગરના મહેલમાં રહેતી હતી. આ ક્ષણિક પરાજયના ખબર તેને કાને પડ્યા તે તરત જ પાલખીમાં બેસીને પોતાના પુત્રને હિંમત આપવા હૈદરનગરથી ઊપડી. એક તો વરસાદના દિવસો, તે જમાનાની મુસાફરી કરવાની અડચણો, અને લડાઈનું મેદાન, છતાં દિવસરાત મુસાફરી કરીને પણ તે વૃદ્ધ માતા થોડા દિવસમાં જ પોતાના પુત્રની પાસે આવી પહોંચી. ખબર મળતાં જ પોતાની માતાનું સ્વાગત કરવા માટે પોતાના નાના પુત્રો સહિત હૈદર આગળ વધ્યો. માતાની સાથે ઘોડા ઉપર અને ઊંટ ઉપર મળી લગભગ ૧૦૦૦ સિપાઈઓ હતા, અને એ સિવાય પાલખીની આગળ પાછળ બુરખા પહેરેલી સ્ત્રીઓ ઘોડા ઉપર સવાર હતી. કહેવાય છે કે માતા તબૂમાં ઊતરી કે તરત જ હૈદરે પૂછ્યું: "આટલી બધી તકલીફ વેઠીને આપ અહીં શા માટે આવ્યાં?" વૃદ્ધ માતાએ જવાબ દીધો. "બેટા! હું જોવા માગતી હતી કે તું આ પરાજય કેટલી ધીરજથી સહન

કરે છે " હૈદરે હિંમતથી જવાબ આપતા જણાવ્યું કે આ પરાજય એ પરાજય જ નથી આ ઉપર માતાએ જવાબ આપ્યો "ઉત્તમ જો એમ જ હોય તો ખુદાની મહેરબાની છે. અને માર્ગ રોકાણથી તારે તકલીફમા ન ઊતરવુ પડે માટે હવે હુ તરત જ પાછી ફરીશ " પહોચ્યા પછી બીજે દિવસે હૈદરને તથા તેના પુત્રોને આશીર્વાદ દઈને માતા હૈદરનગર પાછી ફરી આવી જાતની વીર માતા જ હૈદર જેના વીર પુત્રને જન્મ આપી શકે

**ટીપૂ સાથે કપટ**

ટીપૂ મદ્રાસના કિલ્લાથી ફક્ત એક ગાઉ જ દૂર હતો. તે વખતના ઉલ્લેખો ઉપરથી ચોખ્ખુ જણાય છે કે તે વખતે મદ્રાસ છતી લેવુ ટીપૂ માટે સાવ સહેલુ હતુ જનરલ સ્મિથે ત્રિનમલ્લીના વિજય પછી ટીપૂને મદ્રાસથી હટાવવાની એક સુંદર બાજી રચી તેણે તરત જ એક સાંઢણીસવાર મદ્રાસ તરફ મોકલ્યો આ સવારે ટીપૂની સેનામા પહોચીને જાહેર કર્યું કે મને હૈદરઅલીએ આપના ખબર કાઢવા માટે મોકલ્યો છે ટીપૂને તેણે ત્રિનમલ્લીના યુદ્ધના સમાચાર આપ્યા અને જણાવ્યુ કે સુલતાને આપને તરત જ પાછા ફરીને પોતાની સેના સાથે મળી જવાનો હુકમ કર્યો છે આ કપટ પછી તે દૂત ટીપૂની સેનામાંથી નીકળીને આગળ વધ્યો અને મદ્રાસના અંગ્રેજોને વિજયના ખબર આપ્યા, અને તેની ખોટી ખુશાલીમા મદ્રાસના કિલ્લા ઉપરથી ૧૦૦ તોપોના ભડાકા કર્યા

અનુભવી ટીપૂ આ કપટમા ફસાયો તેણે પોતાના સેનાપતિઓ સાથે મસલત કરી બધાનો મત એવો થયો કે આ અવસ્થામા મદ્રાસનો ઘેરો શરૂ કરવો ઉચિત નથી ટીપૂ પોતાની સેના સહિત પાછો ફર્યો અને બાપને આવીને મળ્યો

**વનિયમવાડીમા હૈદરઅલીનો વિજય**

માતાના ગયા પછી બીજે દિવસે હૈદરઅલી વનિયમવાડીના કિલ્લા ઉપર ઊપડ્યો વનિયમવાડીનો કિલ્લો પણ ખૂબ મજબૂત હતો પરંતુ હૈદરે થોડો વખત તોપોનો મારો ચલાવતા જ અંગ્રેજી તોપો ટાઢી પડી ગઈ હૈદરની સેનાએ કિલ્લો જીતી લીધો હૈદરે અંગ્રેજ અધિકારીઓ તથા સિપાઈઓ પાસેથી ઓછામા ઓછુ એક વરસ સુધી પોતાની સામે લડાઈમા ન ઊતરવાની પ્રતિજ્ઞા લેવરાવી તેમને છોડી દીધા

**પીરજાદા ખાકીશાહ**

આ કિલ્લાના રક્ષણનો યોગ્ય પ્રબંધ કરીને હૈદરઅલી આબૂર તરફ

વખ્યો આંબૂરના ઘેરામા હૈદરનો એક પ્રસિદ્ધ મિત્ર પીરજાદા ખાકીશાહ ઘાયલ થઈને મરણ પામ્યો. આ પીરજાદા એક મુસલમાન ફકીર હતો, અને મોટે ભાગે હૈદરની સેનાની સાથે જ રહેતો હતો તેનુ મુખ્ય કાર્ય એ હતુ કે વિજય પ્રાપ્ત થયા પછી હૈદરના સિપાઈઓ પ્રજાનો પૈસો અને હથિયાર લઈ લેવા ઉપરાંત પ્રજાને બીજી કોઈ રીતે ન સતાવે તે જોવુ. આ પ્રશસનીય કાર્ય કરતા કરતા જ પીરજાદા ખાકીશાહનો જાન ગયો કિલ્લાની અગ્રેજ સેનાએ પોતાનાં કારતૂસો એક તળાવમા ફેંકી દીધા અને દારૂગોળાને આગ લગાડી દીધી છતા પણ આ કિલ્લામાથી હૈદરને ૧૮ પીતળની તોપો, ત્રણ હજાર બદૂકો અને પુષ્કળ દારૂગોળો તથા રસદનો સામાન મળ્યો.

**ઈસાઈ પાદરીઓનો ફતવો**

જનરલ સ્મિથની સેના હવે હારવા લાગી હતી, અને પાછી હઠવા માડી હતી એને મદદ આપવા માટે મદ્રાસથી જનરલ વૂડની સરદારી નીચે બીજી એક સેના રવાના કરવામા આવી લગભગ આ અરસામા જ હૈદરની સેનામા વિશ્વાસઘાતના બીજ વાવવાનુ અગ્રેજોએ એક કપટ રચ્યુ. હૈદરની સેનામા અનેક યુરોપિયનો ઊચા અધિકાર ઉપર હતા, કેટલીક ફ્રેંચ ટુકડીઓ પણ હૈદરના લશ્કરમા હતી અગ્રેજોએ ઈસાઈ પાદરીઓ મારફત આ યુરોપિયનોને ફોડવાની કોશિશ કરી આ કાવતરાની ગધુપધુ હૈદરને કાને પડ્યાનુ જણાય છે તેણે પોતાના બધા યુરોપિયન નોકરોને એકઠા કરીને તેમના પગાર ચૂકવી દીધા અને તેમને જણાવી દીધુ કે તમારે જવુ હોય તો હવે તમે જઈ શકો છો પરતુ તેમણે હૈદરને વફાદાર રહેવાના કસમ ખાધા, આથી તેમને ફરી નોકરીમા રાખવામા આવ્યા અગ્રેજોના જાસૂસો જ્યારે ફરી આ લોકો પાસે પહોંચ્યા ત્યારે મોટા ભાગના યુરોપિયન સિપાઈઓએ જણાવ્યુ કે અમે તો હૈદરને વફાદાર રહેવાના કસમ ખાધા છે. આથી અગ્રેજોએ યુરોપિયન ખ્રિસ્તી પાદરીઓ પાસે એક વ્યવસ્થાપત્ર લખાવીને તેની નકલો હૈદરના યુરોપિયન નોકરોમા વહેંચાવી આમા લખ્યુ હતુ કે "મુસલમાનોની સામે બાઈબલ હાથમા રાખીને પણ જે કસમ ખાવામા આવે તે કસમ પાળવા માટે કોઈ ઈસાઈ બધાયેલ નથી" હૈદરની સેનામાનો એક ફ્રેંચ લેખક લખે છે કે આ કાવતરામા અગ્રેજોએ ગુપ્ત રસ્તા અને લાલચનો પણ ઉપયોગ કર્યો હતો હૈદરના ફ્રેંચ સિપાઈઓને રોકવા માટે આ વખતે પૉંડીચેરીના ફ્રેંચ ગવર્નરનો એક ગનાવરી કાગળ પણ અગ્રેજ જાસૂસો પાસે હતો છતા હૈદરની સેનામાં જેટલા

યુરોપિયનો હતા તેમનામાંના ઘણા ઓછાઓએ હૈદરનો આ વખતે વિશ્વાસઘાત કર્યો. આ યુરોપિયનોમાં ફ્રેંચ લોકો વિશેષ હતા. જે યુરોપિયન પાદરીઓએ પૂર્વોક્ત વ્યવસ્થાપત્ર ઉપર સહી કરી હતી તેમાંના ઘણા હૈદરના જ પ્રજાજન હતા અને હૈદરે તેમને અનેક જાતની સગવડો પણ આપી હતી.

ઈ. સ. ૧૭૬૮ ના અંત પહેલાં હૈદરનો જે મુલક થોડા કાળ માટે અંગ્રેજોએ જીતી લીધો હતો તે હૈદરે ફરી પાછો જીતી લીધો.

પરંતુ જે વખતે હૈદર પોતાની તમામ સેના સહિત મ્હૈસૂર રાજ્યની પૂર્વ સરહદ ઉપર યુદ્ધમાં રોકાયો હતો, ત્યારે અંગ્રેજોએ પાછલી બાજુથી મેંગલોર ઉપર હુમલો કરવા માટે એક સેના પશ્ચિમ તરફ રવાના કરી. હૈદરની ગેરહાજરીનો લાભ લઈને અંગ્રેજી સેનાએ એક વાર તો મેંગલોર પ્રાંત જીતી લીધો. આ મેંગલોરના વિજયની ખુશાલીમાં ફરી એક વાર મદ્રાસના કિલ્લા ઉપરથી ૧૦૦ તોપો ફોડવામાં આવી. હવે હૈદરઅલીને બે બાજુથી અંગ્રેજોની સામે થવું પડ્યું ; સામે જનરલ સ્મિથ અને કર્નલ વૂડની સેનાઓ અને પાછળની બાજુએ મુંબઈની સેના.

મેંગલોર પડ્યાના સમાચાર મળતાં જ હૈદરે પોતાના પુત્ર ટીપૂને ૩૦૦૦ સવારનું લશ્કર આપીને તે તરફ રવાના કર્યો. ટીપૂની પાછળ પાછળ ખુદ હૈદર પણ થોડી સેના લઈને મેંગલોર ઊપડ્યો; બાકીની સેના તેણે પોતાના એક સબંધી શેખ મખદૂમની સરદારી નીચે સ્મિથ અને વૂડની સામે યુદ્ધ જારી રાખવા પોતાના રાજ્યની પૂર્વ સરહદ ઉપર જ રાખી.

**જનરલ સ્મિથની ચાલ અને તેનો જવાબ**

હૈદરની આ ગેરહાજરીનો લાભ જનરલ સ્મિથ અને કર્નલ વૂડે પૂરો લીધો. આ અવસરે એક સરસ યુક્તિથી જનરલ સ્મિથે એક નાનો કિલ્લો જીતી લીધો. સ્મિથે પોતાના એક હલકારાને મખદૂમના હલકારા જેવો પોશાક પહેરાવ્યો, ને તેની મારફત એક બનાવટી કાગળ કિલ્લેદારને મોકલ્યો. આ કાગળમાં લખ્યું હતું: "તમારા કિલ્લા ઉપર અંગ્રેજી સેના હુમલો કરવાની છે. આથી તમારી મદદે પાંચસો સિપાઈઓ આજે સાંજે મોકલવામાં આવશે; એ વખતે કિલ્લાનો દરવાજો ખુલ્લો રાખશો." યુક્તિ સફળ નીવડી અને તે જ સાંજે સ્મિથના બદલેલા પોશાકવાળા અંગ્રેજ સિપાઈઓએ કિલ્લામાં વેશ કરીને કિલ્લાનો કબજો લીધો. મખદૂમે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે આનો બદલો વાળવાનો મનસૂબો કર્યો. થોડા દિવસમાં જ તેણે પોતાના

સિપાઈઓને અંગ્રેજી પોશાક પહેરાવીને કિલ્લાની સામે મોકલ્યા. આ સવારોમાંના એકે (જે સંયોગવશાત અંગ્રેજી સેનામાંથી નાસી આવેલો હતો.) આગળ વધી મોટેથી બૂમ પાડીને કિલ્લાના અંગ્રેજ અમલદારને કહ્યું કે "હૈદરની સેના અમારી પાછળ પડી છે. મારી સેનાના કમાન્ડરની પ્રાર્થના છે કે આપ દરવાજો ખોલો જેથી અમે કિલ્લાની અંદર આવી શકીએ." આ યુક્તિથી મખદૂમની સેનાએ ફરી પાછો એ કિલ્લો જીતી લીધો.

સ્મિથ અને વૂડ બંનેની સેનાઓ એકત્ર થઈને હવે હૈદરની ગેરહાજરીમાં બેંગલોર જીતી લેવાના ઇરાદાથી આગળ વધી. ખરી રીતે શ્રીરંગપટ્ટણ રાજધાની બાદ કરતાં પૂર્વમાં બેંગલોર અને પશ્ચિમમાં મેંગલોર એ બંને મ્હૈસૂર રાજ્યનાં મુખ્ય નગરો હતાં.

**મેંગલોરમાં ટીપૂનો વિજય**

બીજી બાજુ મેંગલોરની પ્રજાએ ટીપૂનું બહુ ઉલ્લાસપૂર્વક સ્વાગત કર્યું. મુંબઈની અંગ્રેજી સેના અને ટીપૂની સેના વચ્ચે એક ભીષણ યુદ્ધ થયું. યુદ્ધમાં ટીપૂને સંપૂર્ણ વિજય મળ્યો. ટીપૂએ આ યુદ્ધમાં અંગ્રેજ સેનાપતિ, ૪૬ અમલદારો, ૬૮૦ અંગ્રેજ સિપાઈઓ અને ૬૦૦૦ કરતાં પણ વધારે હિંદી સિપાઈઓ (કંપનીના) ને કેદ કરી લીધા તેમ જ તેમનાં બધાં શસ્ત્રાસ્ત્રો કબજે કરી લીધાં. મેંગલોરનું આ યુદ્ધ ખરી રીતે અંગ્રેજો અને હૈદર વચ્ચેનું નિર્ણાયક યુદ્ધ હતું. ફક્ત ત્રીશ દિવસ જ મેંગલોર અંગ્રેજોના હાથમાં રહ્યું. ત્યાર પછી એ કિલ્લો તથા શહેર બંને ટીપૂએ પાછાં લઈ લીધાં. પોતાના નવયુવાન પુત્રના આ ઉજ્વળ વિજય પછી એક દિવસે હૈદર પોતાની સેના સહિત મેંગલોર પહોંચ્યો. વિજયના સમાચાર સાંભળતા જ હૈદર ટીપૂને ભેટ્યો અને તેની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં.

**બ્રાહ્મણ ઈસાઈઓ**

મેંગલોરમાં પોર્ટુગીઝ ઈસાઈઓનાં ત્રણ મંદિરો હતાં. આ યુરોપિયન પાદરીઓ તે સમયના રિવાજ મુજબ પોતાની જાતને 'બ્રાહ્મણ ઈસાઈ' કહેવરાવતા હતા. તેઓ બ્રાહ્મણો જેવો પોશાક રાખતા, ગળામાં જનોઈ પહેરતા, માંસાહાર કરતા નહિ, ચાંખડીઓ પહેરતા અને બ્રાહ્મણો જેવા જ આચારવિચાર પાળતા. આ યુક્તિથી તેઓ હિંદીઓને સહેલાઈથી [illegible] લાવીને ઈસાઈ બનાવી શકતા હતા. આ લોકો હૈદરના પ્રત્યે [illegible] હૈદરે આ લોકોને ઘણી સગવડતા આપી હતી. જ્યાં પશ્ [illegible] મેંગલોર ઉપર ચડાઈ કરી ત્યારે આ ત્રણે મંદિરોના [illegible]

શત્રુને મદદ કરી હતી ત્યારે હૈદરે આ જાણ્યું ત્યારે તેણે તેમનો બધો માલ જપ્ત કરી લીધો, અને હૈદર અને અંગ્રેજો વચ્ચે સંધિ ન થાય ત્યાં સુધીને માટે તેમને કેદ કર્યા

**હૈદરઅલી મદ્રાસના ફાટકે પહોંચ્યો**

મેંગલોરના વિજય પછી હૈદરે ત્યાંનું રક્ષણ કરવાનો યોગ્ય પ્રબંધ કર્યો પછી પોતે ટીપૂ તથા સેના સાથે બેંગલોરના બચાવ માટે ઊપડ્યો આ વખતે હૈદરે પોતાની સેનાના ત્રણ વિભાગ પાડ્યા, અને ત્રણ રસ્તે તે આગળ વધ્યો બેંગલોર જીતી લેવાનો સ્મિથનો ઇરાદો તો એક ક્ષણિક સ્વપ્ન જેવો થયો હૈદરની સેના પાછી ફરી કે તરત જ તે સેનાની આગળ ને આગળ સ્મિથ તથા વૂડની સેનાને ભાગવું પડ્યું ફરી એક વાર પોતાના મુલકમાંથી અંગ્રેજી સેનાને હૈદરે નસાડી મૂકી, અને પછી એ ત્રણે સેનાઓ અંગ્રેજોના મુલકમાં તથા કર્ણાટકના નવાબના મુલકમા આગળ વધી હૈદર-અલીની વિજયી સેના સામે એક પણ જગાએ અંગ્રેજો ટકી ન શક્યા નવાબ મોહમ્મદઅલી ખૂબ ભયભીત બન્યો વધતા વધતા હૈદરની સેના મદ્રાસની પાસે લગભગ પહોંચી ગઈ મદ્રાસનો ગવર્નર તથા કાઉન્સિલના સભ્યો ખૂબ ગભરાઈ ગયા

મદ્રાસની કાઉન્સિલે હવે કેપ્ટન બ્રૂકને હૈદરની પાસે સુલેહ કરવા માટે મોકલ્યો થોડા દિવસો પહેલાં હૈદરના દૂતની સાથે અંગ્રેજોએ જે જાતનું વર્તન ચલાવ્યું હતું તેવું જ વર્તન હવે આ અંગ્રેજદૂત પ્રત્યે ચલાવવાનો પ્રસંગ હૈદરને પ્રાપ્ત થયો હૈદરે કેપ્ટન બ્રૂકને જવાબ આપ્યો —

"હું મદ્રાસના દરવાજા પાસે જ આવું છું, તમારા ગવર્નર તથા તેની કાઉન્સિલને જે કંઈ કહેવું હશે તે હું ત્યાં જ સાંભળીશ."

**અંગ્રેજો ભયભીત બન્યા**

કેપ્ટન બ્રૂક નિરાશ થઈને મદ્રાસ પાછો આવ્યો હૈદરે પોતાનો બધો વજનદાર સામાન મૈસૂર મોકલી દીધો અને પોતે મદ્રાસ તરફ આગળ વધ્યો હૈદરના સૈન્યની કૂચ અત્યંત આશ્ચર્યજનક હતી મોટી મોટી સેનાઓ સહિત પૂર્વમાંથી પશ્ચિમમાં અને પશ્ચિમમાંથી પૂર્વમાં સેંકડો માઈલોની કૂચ થોડા જ દિવસોમાં કરવી અને પાછું જરા પણ આરામ લીધા વગર અંગ્રેજોની વિસ્મિત સેના પર તૂટી પડવું એ હૈદરને માટે સાવ સામાન્ય વસ્તુ હતી આ વખતે સાડા ત્રણ દિવસમાં તેણે ૧૩૦ માઈલનો પંથ કાપ્યો, અને એક દિવસ અચાનક મદ્રાસના કિલ્લાથી ફક્ત ૧૦ માઈલ

ઉપર આવી ઊભો અંગ્રેજો ભયથી થથરી ગયા હૈદરની સેના અને મદ્રાસની વચ્ચે સેંટ થોમસની ટેકરી હતી આ સ્થાનનો એક વાર ટીપૂએ કબજો લઈ લીધો હતો અંગ્રેજોએ ખૂબ ઉતાવળમા આ ટેકરીની રક્ષા કરવાનો પ્રબંધ કર્યો, ત્યા પોતાની સેના એકઠી કરી, અને એમ કરીને હૈદરને બહુ સહેલાઈથી મદ્રાસ ન જાય એ માટે અટકાવવાનો વિચાર કર્યો પણ હજી તો અંગ્રેજી સેના આ ટેકરી પાસે એકત્ર થાય એ પહેલા જ આ રીતે ચકરાવો લઈને બીજી બાજુથી મદ્રાસના કિલ્લાના બીજી બાજુના દરવાજે હૈદર પહોચ્યો અંગ્રેજી સેના કિલ્લાની બીજી બાજુ બે ત્રણ માઈલ ઉપર પડી હતી અંગ્રેજો એ સમયે બહુ જ ભયભીત બન્યા હતા જો હૈદર ધારત તો તે જ વખતે મદ્રાસ જીતી લઈ શકત, અને કઈ નહિ તો દક્ષિણમાથી તો તે સમયે અંગ્રેજી અમલનો નાશ કરી શકત પરતુ તેણે કેપ્ટન બ્રૂકની સાથે કહાવ્યુ હતું કે મદ્રાસના દરવાજા પાસે આવીને પોતે સુલેહની વાતચીત સાભળશે, તે મુજબ તેણે પોતાના વચનને બરાબર પાળ્યુ તેણે મદ્રાસના અંગ્રેજ ગવર્નરને પોતાના આ નાના સમાચાર આપ્યા ગવર્નરે તરત જ ડૂપ્રે અને બૌશિયર નામના બે અંગ્રેજ અમલદારોને સધિ કરવા સુલતાન હૈદરઅલી પાસે મોકલ્યા આ બન્નેમા ડૂપ્રે મદ્રાસનો ભાવિ ગવર્નર નિમાયો હતો અને બૌશિયર તે વખતના ગવર્નરનો ભાઈ થતો હતો

હૈદરે આદરપૂર્વક અંગ્રેજ દૂતોનુ સ્વાગત કર્યું અને તેમની વિનતિ મુજબ સેંટ થોમસની ટેકરી ઉપર પોતાનો તબૂ તાણ્યો સુલેહની શરતો લખાવા લાગી હૈદરઅલીની તે સમયની સ્થિતિનુ વર્ણન કરતા ઇતિહાસ-લેખક કર્નલ માલેસન લખે છે —

'વસ્તુત આ વખતની પરિસ્થિતિ હૈદરના હાથમા જ હતી મદ્રાસનુ દેશી નગર અને સેકડો મકાનો તેની દયા ઉપર જ નિર્ભર હતા તેના આવતાની સાથે બધાને લાગી ગયુ હતુ કે મદ્રાસનો કિલ્લો જરૂર તેના હાથમા પડશે તેની એ વખતે એવી સ્થિતિ હતી કે પોતાની મરજી પડે તે શરતો તે અંગ્રેજો પાસે લખાવી શકતો હતો, અને તેણે એમ જ કર્યું '[૩]

---

3 " Hyder, in fact, was master of the situation The native town and the private hou es of Madras were at his mercy In

અને અંગ્રેજોએ હૈદરઅલીનુ એક વહાણુ લઈ લીધું હતું તેના બદલામાં એક નવું લડાયક વહાણુ ૫૦ તોપો સહિત અગ્રેજોએ હૈદરને આપ્યુ

આ યુદ્ધથી સાબિત થયુ કે હૈદરની વીરતા, તેનુ યુદ્ધકૌશલ અને તેની ઉદારતા ત્રણે બહુ ઊચા પ્રકારના છે અગ્રેજો તેની સાથે સરખામણીમા ઊભા રહી શકે એમ નથી

**મદ્રાસના ફાટક ઉપર ચિત્ર**

દક્ષિણ ભાગતમા અગ્રેજોની પૂરી દુર્દશા થઈ ચૂકી હતી એક ફ્રેચ લેખક લખે છે કે હૈદરે અગ્રેજોને કહીને મદ્રાસના કિલ્લાના મુખ્ય દરવાજે એક ચિત્ર ચીતરાવ્યુ તેમા બતાવ્યુ હતુ કે હૈદર તોપોના ઢગલા ઉપર બેઠો છે, પાછલી બાજુએ કિલ્લો છે, જેના ઉપર ગવર્નર તથા તેની કાઉન્સિલના બધા સભ્યો ઘૂટણભેર બેસીને પોતાના બને હાથ હૈદર તરફ લ બાવે છે, અગ્રેજ દૂતો ડૂપ્રે અને બૌશિયર બને હૈદરની સામે જમીન ઉપર ઘૂટણિયે બેઠા છે, ડૂપ્રેના નાકની જગાએ હાથીની સૂઢ જેવો આકાર છે, હૈદરે એ સૂઢ પકડી છે અને તેમાથી અશરફીઓ પડે છે, બીજી બાજુ પરાજિત અગ્રેજ સેનાપતિ જનરલ સ્મિથ હાથમા સધિપત્ર લઈને પોતાની તલવારના પોતાને હાથે બે ટુકડા કરે છે.

**કપનીના શેરના ભાવ ઘટયા**

આ સધિની અસર એટલે સુધી થઈ કે ઇગ્લાડમા આ ખબર પહોચતા જ ઇસ્ટ ઇંડિયા કપનીના શેરના ભાવો ઊતરી ગયા ને ૪૦ ટકા ઉપર આવી ગયા યુદ્ધ ચાલતુ હતુ ત્યારે જ જેમ જેમ હૈદર અને ટીપૂના વિજયના સમાચાર ઇગ્લાડ પહોચતા જતા હતા તેમ તેમ શેરના ભાવો ઊતરતા જતા હતા આથી હૈદર સાથે સધિ કરી લેવા માટે ડાયરેક્ટરોએ મદ્રાસની કાઉન્સિલને વારવાર ભારપૂર્વક જણાવ્યુ પરતુ આ સુલેહના સમાચાર મળતા એ જ ડાયરેક્ટરોએ મદ્રાસના ગવર્નરને જણાવ્યું કે આપે જે રીતે આ સધિ કરી છે એથી—

"તમે હિદુસ્તાનના લોકોને એવુ સમજવા દેવાની તક આપી છે કે તેઓ મરજી પડે ત્યારે અગ્રેજ કપનીને નમાવી શકે છે"

બન્ને સધિપત્રો ઉપર કપનીની મહોર લાગી ગઈ હતી પરતુ ત્યાર પછી તરત જ આ સધિ તોડવાની તક શોધવાનું તેમણે શરૂ કર્યુ.

**અગ્રેજોના સધિભગ**

થોડા દિવસો પછી મરાઠાઓએ ચોથી વાર મ્હૈસૂર ઉપર હુમલો કર્યો.

અગાઉની સંધિની શરતો અનુસાર હૈદરે અંગ્રેજોની મદદ માગી. બરાબર ખરે વખતે મદ્રાસના અંગ્રેજોએ મદદ આપવાની ના પાડી. અંતે હૈદરે થોડોક મુલક અને ધન આપીને મરાઠાઓને પાછા વાળ્યા, પરંતુ અંગ્રેજોનો ઇરાદો તે પામી ગયો.

કૂર્ગ મ્હૈસૂરનું ખંડિયું રાજ્ય હતું. તેણે હવે વિદ્રોહ કર્યો હતો. હૈદરે આ રાજ્ય યુદ્ધ કરીને જીતી લીધું હતું.

જે મુલક મરાઠાને આપવો પડ્યો હતો તે હૈદરને ખટકતો હતો; પૂના દરબારના હાલહવાલની તે બરાબર ભાળ રાખતો હતો. જ્યારે નારાયણરાવ પેશવાના ખૂનના તથા રાઘોબા અને અંગ્રેજોની ખટપટના સમાચાર મળ્યા ત્યારે તેણે પોતાનો મુલક પાછો જીતી લેવા માટે પોતાના પુત્ર ટીપૂને સેના સહિત મોકલ્યો, અને ટીપૂએ બધો મુલક પાછો જીતી લીધો. ત્યાર પછી ઈ. સ. ૧૭૭૮ માં હૈદર તથા મરાઠા વચ્ચે સંધિ થઈ.

હૈદર તથા અંગ્રેજો વચ્ચે જે સંધિ થઈ હતી તેનું ઉલ્લંઘન અંગ્રેજોએ કર્યું જ હતું. બીજી સંધિ મોહમ્મદઅલી અને હૈદર વચ્ચે હતી; તેના પાલનની જવાબદારી પણ અંગ્રેજોએ પોતાને માથે લીધી હતી. પરંતુ મોહમ્મદઅલી અંગ્રેજોના પંજામાંથી છટકીને મ્હૈસૂરનો સામંત થાય એમાં અંગ્રેજોને બહુ નુકસાન હતું. આથી સંધિ થયા પછી પોતાના કરારો પાળવાને બદલે તેમણે મોહમ્મદઅલીને હૈદર વિરુદ્ધ ઉશ્કેર્યો કર્યો. મ્હૈસૂરના બીજા ખંડિયા રાજાઓને પણ ઉશ્કેરવાનું તેમણે શરૂ કર્યું. આમાં એક ચિત્તલદુર્ગનું નાનું રાજ્ય હતું. અંગ્રેજોએ ત્યાંના રાજાને ઉશ્કેરીને બળવો કરાવ્યો. હૈદરે ચિત્તલદુર્ગ ઉપર હુમલો કરીને રાજાને ફરી તાબે કર્યો. અંગ્રેજોની બેપરવાઈની જાણ આ લડાઈ વખતે હૈદરને સારી રીતે થઈ, અને ત્યારથી તેણે ખુલ્લી રીતે જાહેર કર્યું કે હવે હું અંગ્રેજી મુલક ઉપર હુમલો કરવાનો છું. તેણે ફરી એક વાર બાદશાહના દક્ષિણના સૂબેદાર નામબ નિઝામની પાસે મદદની માગણી કરી. નિઝામે ફરી મદદ કરવાનું વચન આપ્યું; ફરી અણીને વખતે તેણે હૈદરને બીજી વાર દગો દીધો.

**હૈદર અને નાના ફડનવીસ વચ્ચે સંધિ**

આ સમયે નાના ફડનવીસે અંગ્રેજોની ચાલબાજી સમજી લીધી હતી અને તેનાથી દેશને થતું નુકસાન પણ માપી લીધું હતું. આથી તેમને દેશમાંથી હાંકી મૂકવા માટે ઈ. સ. ૧૭૮૦ માં ગણેશરાવ નામના પોતાના એક દૂતને હૈદરની પાસે મોકલ્યો. હૈદરને પણ હવે તો અંગ્રેજોનો પૂરો અનુભવ

મળી ચૂકયો હતો. હૈદર તથા નાના ફડનવીસ વચ્ચે એક ખાસ સધિ થઈ. જે ચોથની રકમ પેશવા મ્હૈસુરના રાજા પાસેથી વારવાર વસૂલ કરતા હતા, અને જેને માટે હૈદર તથા મગાડા વચ્ચે અનેક વાર ઝઘડા થયા હતા, તે રકમ હવે નાનાએ ઘણી ઘટાડી નાખી. જે મુલક પેશવાએ જીતી લીધો હતો તથા જે ટીપૂએ પાછો લઈ લીધો હતો, તે હૈદરનો જ છે એમ પેશવાએ સ્વીકાર્યું અને હૈદરે મરાઠા સાથે કરાર કર્યો કે અગ્રેજોને હિદમાથી બહાર કાઢી મૂકવા માટે પોતે પૂરતી મદદ કરશે.

આ સધિની વાત અંગ્રેજોએ જાણી. અને જ્યારે તેમણે જાણ્યુ કે હૈદર અગ્રેજી મુલક ઉપર ચડાઈ કરવાનો છે ત્યારે તેમણે સધિ કરવા ઉપરાઉપરી બે દૂતો હૈદર પાસે મોકલ્યા, પણ હવે અંગ્રેજોને હૈદર પૂરી રીતે સમજી ગયો હતો. તેણે કઈ સ્વીકાર્યું નહિ અગ્રેજદૂત ગ્રેને તેણે અગ્રેજોના વિશ્વાસઘાત સબધે ઘણી સંભળાવી અને તેની સાથે રાજદૂતની જેમ નહિ પરતુ જાસૂસની સાથે જેવું વર્તન ચલાવવામા આવે તેમ વર્ત્યો.

**હૈદરઅલીએ કર્ણાટક જીત્યું**

નવાબ મોહમ્મદઅલી અગ્રેજોના ખાસ મદદગારોમાનો એક હતો. અગ્રેજોના ઉશ્કેરવાથી મોહમ્મદઅલીએ હૈદરની સાથેની સધિનુ પાલન કરવાની ના પાડી અગ્રેજોની દખલથી જ કર્ણાટકની પ્રજા અસતત દુખી અને અસતુષ્ટ હતી હૈદરઅલી પોતાની સેના લઈને ઈ સ ૧૭૮૦ ના જુલાઈમા કર્ણાટક તરફ આગળ વધ્યો. કર્ણાટકના કિલ્લાઓના રક્ષણ માટે ઠેરઠેર અગ્રેજી સેનાઓ હતી આ બધી સેનાઓ કર્નલ કૉમ્બીને આધીન હતી હૈદરઅલીએ પ્રથમની માફક જ પોતાની સેનાના વિભાગો કરી નાખ્યા એક ભાગ પોતાના અધિકારમા રાખ્યો, બીજો ટીપૂને સોપ્યો, ત્રીજો ટીપૂના નાના ભાઈ કરીમ સાહેબને સોપ્યો, તથા બીજા નાના મોટા વિભાગો હિંદુ તથા મુસલમાન સેનાપતિઓના અધિકારમા સોપીને કર્ણાટકના જુદા જુદા કિલ્લાઓ જીતી લેવા જુદી જુદી દિશાઓમા રવાના કર્યા કર્ણાટકની દુખી પ્રજાએ હૈદરનુ ઠેરઠેર સ્વાગત કર્યું કર્નલ કૉમ્બી તથા મોહમ્મદઅલીની સેનાઓ તથા હૈદરઅલીની સેનાઓ વચ્ચે અનેક જગાએ લડાઈ થઈ, જેમા અગ્રેજોને ઠેરઠેર હારવુ પડયુ. નવાબ મોહમ્મદઅલી તથા તેના અગ્રેજ દોસ્તો હૈદરઅલીની વધતી જતી સત્તાને અટકાવી ન શકયા એક પછી એક કિલ્લાઓ તથા એક પછી એક પ્રાતો હૈદરના હાથમા આવવા લાગ્યા. આમા વર્ણવવા યોગ્ય એક મહમૂદ બદરનો કિલ્લો હતો; તેને પોર્ટોનોવો કહે છે. મહમૂદ

બંદર ભારતના દરિયાની વેપારનું એક કેંદ્ર હતું દૂરદૂરના વેપારીઓ અહીં એકઠા થતા હતા અને મહમૂદ બંદરની બજારોમાં કરોડો રૂપિયાનો માલ ભરેલો રહેતો હતો મહમૂદ બંદરના રક્ષણ માટે અંગ્રેજી સેના મોજૂદ હતી કરીમ સાહેબે પોતાની સેના સહિત તેના ઉપર હુમલો કર્યો, અંગ્રેજી સેના પાસેથી તે કિલ્લો પડાવી લીધો, કિલ્લો તથા નગર ઉપર કબજો મેળવ્યો અને ત્યાંથી કરોડો રૂપિયાનો માલ લાદીને હૈદર આગળ ધર્યો આ જાતની અનેક જીતો ટીપૂ તથા બીજા સેનાપતિઓએ મેળવી ખુદ હૈદરઅલીની સેના આગળ વધતા વધતા લગભગ કર્ણાટકની રાજધાની અર્કાટ સુધી પહોંચી, અને નવાબ મોહમ્મદઅલીને નાસીને મદ્રાસમાં આશરો લેવો પડ્યો

**હૈદરઅલી ફરી મદ્રાસ તરફ**

ઈ સ ૧૭૮૦ ના ઑગસ્ટની ૧૦ મી તારીખે હૈદરના કેટલાએક સવારો આગળ વધતા વધતા મદ્રાસની પાસે ફરી સેંટ થોમસની ટેકરી ઉપર પહોંચ્યા જોકે હૈદરની મુખ્ય સેના હજી સુધી કર્ણાટકની રાજધાનીની આસપાસમાં જ હતી, છતાં પણ મદ્રાસ ભયમાં આવી પડ્યું બે વિશાળ સેનાઓ હૈદરને હરાવવા માટે તૈયાર કરવામાં આવી, તેમાંથી પહેલી સેના જનરલ મનરોના સેનાપતિપણા નીચે મદ્રાસથી રવાના થઈ, અને કર્નલ બેલીના અધિકાર નીચેની બીજી સેના ગંતૂરથી અર્કાટ તરફ જવા ઉપડી આ સિવાય પણ ગંતૂર, પુદુચેરી અને ત્રિચિનાપલ્લીમાં બીજી ત્રણ સેનાઓ તૈયાર કરવામાં આવી

**પૂરિમપાકનું યુદ્ધ**

હૈદરે પ્રથમ ટીપૂને કર્નલ બેલીની સામે થવા ગંતૂર તરફ રવાના કર્યો રસ્તામાં ઈ સ ૧૭૮૦ ના સપ્ટેમ્બરની ૧૦ મીએ પૂરિમપાક નામની જગાએ કર્નલ બેલી તથા ટીપૂ વચ્ચે યુદ્ધ થયું જનરલ મનરોએ એક ટુકડી કર્નલ બેલીને મદદ માટે મોકલી, બીજી બાજુ હૈદર પણ રાતોરાત મુસાફરી કરીને ટીપૂની સહાયતા માટે આવી પહોંચ્યો રણસંગ્રામ જામ્યો સામેથી અને પાછળથી એમ બે બાજુએથી તેમ જ અંદર ઘૂસીને અંગ્રેજોની સેનાનો સંહાર કરવાનું શરૂ થયું અંગ્રેજ સેનાની તોપો નકામી થઈ ગઈ અને તેમના તોપખાનામાં આગ લાગી અને બૂરી રીતે અંગ્રેજો હાર્યા લખાયું છે કે આ યુદ્ધમાં કંપનીના હજારો દેશી સિપાઈઓ મરી ગયા, તે ઉપરાંત ૭૦૦ અંગ્રેજો મરાયા અને ૨૦૦ હૈદરના હાથમાં કેદ પકડાયા આમાં કર્નલ બેલી તથા સર ડેવીડ બેયર્ડ પણ કેદ પકડાયા હતા અંગ્રેજો

બંદર ભારતના વિદેશી વેપારનું એક કેંદ્ર હતું. દૂરદૂરના વેપારીઓ અહીં એકઠા થતા હતા અને મહમૂદ બંદરની બજારોમાં કરોડો રૂપિયાનો માલ ભરેલો રહેતો હતો. મહમૂદ બંદરના રક્ષણ માટે અંગ્રેજી સેના મોજૂદ હતી. કરીમ સાહેબે પોતાની સેના સહિત તેના ઉપર હુમલો કર્યો, અંગ્રેજી સેના પાસેથી તે કિલ્લો પડાવી લીધો, કિલ્લો તથા નગર ઉપર કબજો મેળવ્યો અને ત્યાંથી કરોડો રૂપિયાનો માલ લાવીને હૈદર આગળ ધર્યો. આ જાતની અનેક જીતો ટીપૂ તથા બીજા સેનાપતિઓએ મેળવી. ખુદ હૈદરઅલીની સેના આગળ વધતાં વધતાં લગભગ કર્ણાટકની રાજધાની અર્કાટ સુધી પહોંચી, અને નવાબ મોહમ્મદઅલીને નાસીને મદ્રાસમાં આશરો લેવો પડ્યો.

**હૈદરઅલી ફરી મદ્રાસ તરફ**

ઈ. સ. ૧૭૮૦ ના ઑગસ્ટની ૧૦ મી તારીખે હૈદરના કેટલાએક સવારો આગળ વધતા વધતા મદ્રાસની પાસે ફરી સેંટ થૉમસની ટેકરી ઉપર પહોંચ્યા. જોકે હૈદરની મુખ્ય સેના હજી સુધી કર્ણાટકની રાજધાનીની આસપાસમાં જ હતી, છતાં પણ મદ્રાસ ભયમાં આવી પડ્યું. બે વિશાળ સેનાઓ હૈદરને હરાવવા માટે તૈયાર કરવામાં આવી; તેમાંથી પહેલી સેના જનરલ મનરોના સેનાપતિપણા નીચે મદ્રાસથી રવાના થઈ, અને કર્નલ બેલીના અધિકાર નીચેની બીજી સેના ગંટૂરથી અર્કાટ તરફ જવા ઊપડી. આ સિવાય પણ ગંટૂર, પુદ્દુચેરી અને ત્રિચિનાપલ્લીમાં બીજી ત્રણ સેનાઓ તૈયાર કરવામાં આવી.

**પૂરિમપાકનું યુદ્ધ**

હૈદરે પ્રથમ ટીપૂને કર્નલ બેલીની સામે થવા ગંટૂર તરફ રવાના કર્યો. રસ્તામાં ઈ. સ. ૧૭૮૦ ના સપ્ટેંબરની ૧૦ મીએ પૂરિમપાક નામની જગાએ કર્નલ બેલી તથા ટીપૂ વચ્ચે યુદ્ધ થયું. જનરલ મનરોએ એક ટુકડી કર્નલ બેલીને મદદ માટે મોકલી; બીજી બાજુ હૈદર પણ રાતોરાત મુસાફરી કરીને ટીપૂની સહાયતા માટે આવી પહોંચ્યો. રણસંગ્રામ જામ્યો. સામેથી અને પાછળથી એમ બે બાજુએથી તેમ જ અંદર ઘૂસીને અંગ્રેજોની સેનાનો સંહાર કરવાનું શરૂ થયું. અંગ્રેજ સેનાની તોપો નકામી થઈ ગઈ. અને તેમના તોપખાનામાં આગ લાગી અને બૂરી રીતે અંગ્રેજો હાર્યા. લખાયું છે કે આ યુદ્ધમાં કંપનીના હજારો દેશી સિપાઈઓ મરી ગયા; ઉપરાંત ૭૦૦ અંગ્રેજો મરાયા અને ૨૦૦ હૈદરના હાથમાં કેદ પકડાયા. કર્નલ બેલી તથા સર ડેવીડ બેયર્ડ પણ કેદ પકડાયા હતા. અંગ્રેજો

ત્યાંના કિલ્લાની મરામત, રક્ષણ તથા શાસનનો બંદોબસ્ત કર્યા પછી જ એ આગળ વધતો. પોતાના સિપાઈઓ પ્રજા ઉપર કોઈ જાતનો જુલમ ન ગુજારે તેની હૈદર ખાસ સંભાળ રાખતો; અને મોટે ભાગે વિજય મેળવ્યા પછી ગરીબ, સાધુ અને ધાર્મિક સંસ્થાઓને ધન વહેંચતો. આવું જ વર્ણન હૈદરના બીજા સેનાપતિઓનું પણ હતું.

### વિજય ઉપર વિજય

અર્કાટના વિજય પહેલાં અને પછી જે અસંખ્ય કિલ્લાઓ અંગ્રેજો પાસેથી હૈદરની સેનાએ જીતી લીધા તે બધાનું અહીં વર્ણન કરવું અશક્ય છે. હૈદરના સેનાપતિ મીર મુઈઉદ્દીને દસ દિવસના ઘેરા પછી ચિતૂરનો કિલ્લો જીતી લીધો અને નવાબ મોહમ્મદઅલીના ભાઈ અબ્દુલ વહાબખાંને કેદ કરી લીધો. ટીપૂએ એક મહિનામાં મહીમંડલગઢ, કૈલાસગઢ, સાતગઢ વગેરે અનેક મજબૂત કિલ્લાઓ જીતી લીધા. ટીપૂ દરેક જગાએ પોતાના બાપની માફક મોટે ભાગે પરાજિત સેનાનાં હથિયાર પડાવી લઈને મુક્ત કરી દેતો અને પ્રજાના જાનમાલ અને તેમની સ્ત્રીઓના સતીત્વના રક્ષણનો પૂરો બંદોબસ્ત કરતો.[૫] આંબૂરગઢનો કિલ્લો ત્યાંની અંગ્રેજી સેના પાસેથી પંદર દિવસના ઘેરા પછી ટીપૂએ જીતી લીધો. એ જ રીતે હૈદરના બીજા સેનાપતિઓએ બીજા અનેક કિલ્લાઓ અને પ્રાંતો જીતી લીધા.

### અંગ્રેજોનો ગભરાટ

કર્નલ બેલીનો સર્વનાશ, જનરલ મનરોની નાસભાગ તથા હૈદરના વિજયોના ખબર સાંભળીને ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ ગભરાઈ ગયો. આ વખતે બંગાળામાં ભયંકર દુકાળ પડ્યો હતો. લખવામાં આવ્યું છે કે પ્લાસીના યુદ્ધથી આ વખત સુધી એટલે લગભગ અંગ્રેજી અમલ શરૂ થયા પછીનાં વીશ વરસમાં બંગાળાની વસ્તી ૯૦ લાખમાંથી ઘટી ઘટીને ૬૦ લાખ થઈ ગઈ હતી.[૬] છતાં પણ વૉરન હેસ્ટિંગ્સે આ દુષ્કાળપીડિત બંગાળાના ખજાનામાંથી પંદર લાખ રૂપિયા રોકડા તથા સર આયર કૂટની સરદારી નીચે એક મોટી સેના અને તોપખાનું બંગાળાથી મદ્રાસ તરફ રવાના કર્યું. આ સેના ઈ. સ. ૧૭૮૧ના નવેંબરની ૫મીએ મદ્રાસ પહોંચી. મદ્રાસમાં સર આયર કૂટની પાસે નવાબ મોહમ્મદઅલીએ પોતાના

૫ Ibid, p. 409.

૬ *History of Hyder*, By M. M. D. L. T., p. 162.

દુ ખના રોદણા રોયા પણ હજી મોહમ્મદઅલી પાસે પૈસો હતો નવી સેનાના ખર્ચ માટે કૂટે નવાબ પાસેથી સાત લાખ રૂપિયા પડાવ્યા ત્રણ મહિના સુધી કૂટે મદ્રાસમા રહીને હૈદરઅલી સાથે લડવાની તૈયારી કરી ત્યાર પછી પોતાની વિશાળ સેના લઈ ને તે નીકળ્યો. હૈદરઅલી આ વખતે મદ્રાસની નીચેના કિલ્લાઓ તથા બદરો જીતવા પાછળ પડ્યો હતો બે વાર જનરલ કૂટ હૈદરની સામે થયો, અને બન્ને વાર બેહદ નુકસાન વેઠીને તેને પાછા હઠવુ પડ્યુ દરમિયાન બગાળાથી બીજી વધારાની સેના સર કૂટની સહાય માટે મોકલવામા આવી અને ત્રીજી વાર કૂટ હૈદરની સામે થવા આગળ વધ્યો ઈ સ. ૧૭૮૨ મા આરણીની પ્રસિદ્ધ લડાઈમા તે ફરી હાર્યો અને લાચાર થઈને પોતાના જાન બચાવીને બગાળા પાછો ઊપડ્યો આ બધા સમય દરમિયાન હૈદરની સેના એક પછી એક કિલ્લાઓ તથા એક પછી એક પ્રાતો જીત્યે જતી હતી એક પણ જગાએ હૈદરઅલીના વધતા પૂરને અગ્રેજો રોકી શક્યા નહિ

**બે રમૂજી ઘટનાઓ**

આ તમામ સગ્રામોમા બે નાની પરતુ મનોરજક ઘટનાઓ વર્ણન કરવા યોગ્ય છે

પ્રથમ ઘટના તરકાટપલ્લીની છે તરકાટપલ્લી એક નાનો કિલ્લો હતો. આ કિલ્લો હૈદરઅલીની સેનાએ જીતી લીધો હતો ત્રિચિનાપલ્લીથી અગ્રેજોએ પોતાની એક ટુકડી આ કિલ્લો પાછો લેવા માટે મોકલી અકસ્માત્ એ જ દિવસે ગતે તાન્જોરથી એક બીજી અગ્રેજી ટુકડી એ જ કિલ્લો જીતવા માટે નીકળી આ બને ટુકડીઓ બે બાજુએથી કિલ્લાની દીવાલ ઉપર ચડવા લાગી, બનેને એકબીજાની ખબર નહોતી કિલ્લો ટીપૂના સરક્ષણમા હતો, પરતુ ટીપૂ આ વખતે પોતાની સેના સહિત કિલ્લાથી થોડે દૂર હતો કિલ્લાની અદર બહુ ઓછા હિદી હતા, આ આકસ્મિક આક્રમણથી અદરના લોકો કિલ્લાની ખૂબ અદરના ભાગમા ચાલ્યા ગયા, ને ટીપૂની રાહ જોવા લાગ્યા રાતના અધારામા એક બાજુની અગ્રેજી ટુકડીએ દીવાલ ઉપર ચડી ગોળીબાર શરૂ કર્યો બીજી બાજુની અગ્રેજી ટુકડીને લાગ્યુ કે કિલ્લાની અદરના લોકો આ ગોળીબાર કરે છે, તેમણે જવાબમા ગોળીઓના અવાજ તરફ સામેથી ગોળીઓનો વરસાદ શરૂ કર્યો દસ મિનિટ કરતા પણ વધારે વખત સુધી ગોળીબાર ચાલુ રહ્યા એમએક એક બાજુના કોઈ અગ્રેજનો અવાજ બીજી બાજુની ટુકડીના કોઈને કાને પડ્યો ત્યારે ખબર પડી કે બને એક-

બીજા ઉપર જ ગોળીબાર કરે છે! દરમિયાનમાં કંપનીના લગભગ સાતસો સિપાઈઓ આ ગોળીબારનો ભોગ થઈ પડ્યા હતા. બીજે દિવસે સવારે તરફાટપલ્લીના કિલ્લા ઉપર પહોંચીને ટીપૂએ જ્યારે આ હકીકત સાંભળી ત્યારે તે ખૂબ હસી પડ્યો.

બીજી ઘટના મનિયારગુડીની છે. મનિયારગુડી કિલ્લાનું રક્ષણ કરનારી સેના એક રાતે રસદ વગેરે સામાન એકઠો કરવા માટે આસપાસના મુલકમાં ગઈ હતી. અંગ્રેજી સેનાએ લાગ સાધીને આ વખતે કિલ્લા ઉપર હુમલો કર્યો. કિલ્લામાં ફક્ત એક નાયક, વીશ સિપાઈઓ અને થોડીક સ્ત્રીઓ પાછળ હતી. અંગ્રેજી સેનાના હુમલાના સમાચાર સાંભળીને નાયકે કિલ્લાનો દરવાજો બંધ કરાવી લીધો, અંધારામાં મોટા મોટા પથ્થરો કિલ્લાની દીવાલ ઉપર રખાવી દીધા અને સ્ત્રીઓએ પાણી અને છાણ ભેગાં કરીને ઉકાળવાનું શરૂ કર્યું. જ્યારે અંગ્રેજી સિપાઈઓ દીવાલ ઉપર ચડવા લાગ્યા ત્યારે સ્ત્રીઓએ ચીસો પાડીને પેલા પથ્થરો નીચે ધકેલ્યા અને સિપાઈઓ ઉપર છાણનું ઊકળતું પાણી રેડવાનું શરૂ કર્યું; અંદરના વીશ સિપાઈઓએ પણ પોતાની બંદૂકોનો બરાબર ઉપયોગ કર્યો. ગભરાઈ જઈને અંગ્રેજો કિલ્લા ઉપરથી નીચે ઊતરી ગયા. એટલામાં કિલ્લાની જે સેના બહાર ગઈ હતી તે આ અવાજ સાંભળીને એકદમ આવી પહોંચી, અને અંગ્રેજી સેનાના બચેલા સિપાઈઓને નાસી જવું પડ્યું.

**હૈદરઅલીનું અચાનક મૃત્યુ**

હૈદરઅલી દક્ષિણ ભારતમાંથી અંગ્રેજોને સાવ હાંકી મૂકશે એમ સ્પષ્ટ દેખાતું હતું. નાના ફડનવીસ પૂનામાં બેઠો બેઠો આ ખબર સાંભળ્યા કરતો હતો. આ જ યુદ્ધની આશાએ તે સાલબાઈના સંધિપત્ર ઉપર સહી મૂકવામાં મોડું કર્યા કરતો હતો. જે સમયે ગાયકવાડ, સિંધિયા અને ભોંસલે જેવા ત્રણ ત્રણ મરાઠા સરદારો મરાઠામંડળ તથા પોતાનો દેશ બંનેનો વિશ્વાસઘાત કરી ચૂક્યા હતા અને નિઝામુલ્મુલ્ક પણ અંગ્રેજોના પ્રપંચમાં ફસાઈ પડ્યો હતો, ત્યારે આ વિદેશીઓની વિરુદ્ધ એક હૈદર ઉપર નાના ફડનવીસને આશા હતી. જો એક વાર મદ્રાસમાંથી હૈદરઅલી અંગ્રેજોને નસાડી શકત તો જરૂર નાના ફડનવીસ મરાઠામંડળને મજબૂત કરીને ઉત્તરમાં અંગ્રેજો સાથે ફરીને યુદ્ધ શરૂ કરત. ઉત્તર ભારતમાં અંગ્રેજોએ પોતાના અનેક શત્રુઓ પેદા કર્યા હતા, અને આવી સ્થિતિમાં નાનાને સફળતા મળવાની આશા હતી. પરંતુ ભારતવાસીઓના પાપના પ્રાયશ્ચિત્ત માટે તેમ જ સાચા



શ્રીરંગપટ્ટણમાં હૈદરઅલી અને ટીપૂ સુલતાનની સમાધિ

ભારતીય આત્માના વિકાસ માટે હજી દેશને વિદેશી શાસનની અગ્નિપરીક્ષામાંથી પસાર થવાની આવશ્યકતા હતી. જે વખતે વીર હૈદરઅલી એક પછી એક કિલ્લાઓ અને પ્રાંતો જીતતો જતો હતો, અને જ્યારે ભારતની અંદર સ્વતંત્રતા અને પરતંત્રતાના આ દ્વંદ્વયુદ્ધને યુરોપની બધી સત્તાઓ ધ્યાનપૂર્વક નિહાળી રહી હતી, જ્યારે હૈદરનું નામ સાંભળતાં જ ભારતના અંગ્રેજો ભય પામતા હતા, અને જ્યારે ઇંગ્લાંડમાં કંપનીના શેરના ભાવો એકદમ ઘટવા માંડ્યા હતા, ત્યારે અચાનક ઈ. સ. ૧૭૮૨ ના ડિસેમ્બરની ૬ ઠ્ઠીએ રાતે અર્કાટના કિલ્લામાં હૈદર મરણ પામ્યો. હૈદરઅલીના મૃત્યુથી નાના ફડનવીસની આશાઓ ભાંગીને ભૂકો થઈ ગઈ, અને લાચાર થઈને તેણે સાલબાઈની સંધિ ઉપર સહી કરી. કંપની માટે તો હૈદરનું આ મૃત્યુ બહુ લાભદાયક નીવડ્યું.

આરણીના વિજય પછી હૈદરની કમરમાં એક ગૂમડું થયું, જેથી તેને અર્કાટ આવવું પડ્યું. આ ગૂમડું જ હૈદરના મોતનું કારણ બન્યું. જ્યારે આ રોગ અસાધ્ય છે એમ હૈદરને લાગ્યું ત્યારે તેણે પોતાના મંત્રીઓ તથા રાજ્યના બધા અમલદારોને બોલાવીને રાજકાજના સંબંધમાં અંતિમ આદેશ આપ્યા, પાંચ હજાર સવારની એક સેના તેણે મદ્રાસ તરફ રવાના કરી, પોતાની વિશાળ સેનાના દરેક સિપાઈને તથા નોકરોને એક એક પગાર ઇનામ અપાવ્યો, અને ટીપૂ બીજી જગાએ લડતો હતો ત્યાંથી તેને પોતાની પાસે બોલાવ્યો.

હૈદરઅલીના હિંદુ મંત્રીઓ

આ સમયે હૈદરની ઉંમર ૬૦ વરસની હતી. હૈદરના મૃત્યુના સમાચારથી તેની વિજયી સેના નાસીપાસ થઈ જવાનો ડર હતો. હૈદરના બંને મંત્રીઓ હિંદુ હતા, એકનું નામ પૂર્ણિઆ અને બીજાનું નામ કૃષ્ણરાવ હતું. જ્યાં સુધી ટીપૂએ અર્કાટ આવીને પોતાના પિતાની જગા ન સંભાળી ત્યાં સુધી આ બંને વફાદાર મંત્રીઓએ હૈદરના મોતની બાતમી આબાદ રીતે છૂપી રાખી. ટીપૂના આવ્યા પછી સુલતાન હૈદરનું શબ મૈસૂરની રાજધાની શ્રીરંગપટ્ટણ મોકલવામાં આવ્યું ત્યાં શાહી બાગની અંદર તેને દફનાવવામાં આવ્યું. ટીપૂએ પિતાની કબર ઉપર આલેશાન સમાધિ બંધાવી.

યુદ્ધનો અંત

ટીપૂ પોતાના બાપની માફક જ વીર હતો, પરંતુ અનુભવહીન હતો. મૈસૂરમાં પોતાની નવી સત્તાને મજબૂત કરવા તરફ પણ તેણે ધ્યાન દેવું

પાગ્યુ છતાં પણ પ્રથમ તો તેણે સફળતાપૂર્વક યુદ્ધ ચાલુ રાખ્યુ, અને અંગ્રેજી સેનાને ઉપરાઉપરી હરાવી એટલે સુધી કે ચારે તરફ "નિર્બળતા, નિરુત્સાહ અને નિરાશા"[૭] સિવાય બીજુ કશુ અંગ્રેજોને દેખાતુ નહોતું અને ઈ સ ૧૭૮૩ મા અંગ્રેજોએ નમ્રતાપૂર્વક સુલેહ કરવા માટે ટીપૂને પ્રાર્થના કરી ટીપૂ ફસાયો ઈ સ ૧૭૮૪ ના માર્ચની ૧૧ મીએ મેંગલોરમા ટીપૂ સુલતાન અને અંગ્રેજો વચ્ચે સંધિ થઈ અંગ્રેજોએ કબૂલ કર્યું કે અમે હવે પછી કદી પણ મ્હૈસૂરના રાજ્યમા દખલ નહિ કરીએ, ટીપૂ તથા તેના ઉત્તરાધિકારીઓની સાથે મૈત્રી જાળવી રાખશુ અને શત્રુઓની સામે હમેશા મદદ કરવા તત્પર રહીશુ આ કરાર કરીને ટીપૂએ અંગ્રેજોનો જીતેલો બધો મુલક તેમને પાછો આપી દીધો ટીપૂએ પોતાની ઉદારતા બતાવી અને અંગ્રેજોને હનકા પાડ્યા, પરંતુ હૈદર તથા નાના ફડનવીસની ધારણા પાર ન પડી

હૈદરનુ બળ

હૈદરઅલી એક ગરીબ ઘરમા પેદા થયો, અને એક સામાન્ય સિપાઈમાંથી આગળ વધતા વધતા પોતાની વીરતા અને યોગ્યતાના બળે એક વિશાળ સામ્રાજ્યનો સ્વામી બન્યો હૈદરઅલી 'સુલતાન હૈદરઅલી શાહ' કહેવાતો હતો તે દિલ્હી દરબારના સૂબેદારોમાનો એક ગણાતો હતો મ્હૈસૂરનો તે 'દેવ' હતો, અને ઉપર કહી ગયા છીએ કે મરાઠા સામ્રાજ્યમા જે સ્થાન પેશવાનુ હતુ તે જ સ્થાન બરાબર મ્હૈસૂરમા 'દેવ'નુ હતુ 'દેવ'ની ગાદી હવે હૈદરના વશની થઈ ચૂકી હતી પોતાની વીરતાથી તેણે મ્હૈસૂરનુ રાજ્ય બહુ વધારી દીધુ હતુ મરતી વખતે તેણે તાજેતરના યુદ્ધમા જીતેલા બધા મુલકને બાદ કરીએ તોયે બાકીના તેના રાજ્યનુ ક્ષેત્રફળ એંશી હજાર ચોરસ માઈલ હતુ અને ઊપજમાંથી ખર્ચ બાદ કરતા વાર્ષિક ત્રણ કરોડ રૂપિયા સિલિક બચતી હતી તેની કુલ સ્થાયી સેના ૩,૨૪,૦૦૦ હતી જેમા ૧૯,૦૦૦ સવાર, ૧૦,૦૦૦ તોપખાનાના સિપાઈઓ, ૧ ૧૫ ૦૦૦ પાયદળ અને ૧,૮૦ ૦૦૦ સામંતોને આધીન સેના હતી આ છેલ્લી સામંતોની સેના જરૂર પડ્યે બોલાવવામા આવતી હતી તેના ખજાનામા જવાહીર અને રોકડ નાણુ મળીને લગભગ એંશી કરોડ રૂપિયા સિલિકમા હતા તેની પશુશાળામા ૯૦૦ હાથી, ૬૦૦૦ ઊંટ,

૭ 'Debil(?), dejection and d spair' Mill vol iv, p 222

૧૧,૦૦૦ ઘોડા, ૪,૦૦,૦૦૦ ગાય અને બળદ, ૧,૦૦,૦૦૦ ભેંશ અને ૬૦,૦૦૦ બકરાં હતાં. તેના શસ્ત્રાગારમાં ૬,૦૦,૦૦૦ બંદૂકો, ૨,૦૦,૦૦૦ તલવારો અને ૨૨,૦૦૦ તોપો હતી.

પોતાના દરિયાકિનારાનું રક્ષણ કરવા માટે તે સમયે તો તે એક જ એવો રાજા હતો કે જેણે તોપોવાળું નૌકાસૈન્ય રાખ્યું હતું. તેની તરીસેના તે કાળે મોટી જબરદસ્ત તરીસેના હતી તેના તરીસેનાપતિ અલીરઝાએ મલદ્વીપ નામના ૧૨,૦૦૦ નાના નાના ટાપુઓને જીતીને હૈદરના રાજ્યમાં ભેળવી દીધા હતા.

**હૈદરઅલીનું શિક્ષણ**

હૈદરઅલીને લખતાંવાંચતાં બિલકુલ આવડતું નહોતું. એક મુસલમાન ઇતિહાસલેખક લખે છે કે તેણે ફારસી અક્ષરોમાં પોતાનું નામ લખતાં શીખવાનો પ્રયત્ન કર્યો હતો. મહામહેનતે ફક્ત પોતાના નામનો પહેલો અક્ષર તે લખતાં શીખી શક્યો; પરંતુ એ 'હે' ને પણ તે ઊંધો અને ખોટો લખતો હતો. આટલું તેને લખતાં આવડતું હતું. છતાં ભારતીય તથા વિદેશી બધા ઇતિહાસલેખકો સ્વીકાર કરે છે કે તેની બુદ્ધિમત્તા, દૂરદર્શિતા, નીતિજ્ઞતા અને શાસન સંબંધેની યોગ્યતા બહુ જ ઊંચા પ્રકારનાં હતાં. અને વીરતા તથા યુદ્ધકુશળતામાં તો તે પોતાના સમયમાં અદ્વિતીય હતો.

**ધાર્મિક ઉદારતા**

ધાર્મિક પક્ષપાત તેનામાં નહોતો. પોતાના રાજ્યની ઊંચામાં ઊંચી પદવીઓ તેણે હિંદુઓને આપી હતી. તેના મોટા ને મુખ્ય મંત્રીઓ હિંદુ જ હતા મૈસૂરના જે જે બંડખોર સામંતોને તેણે હરાવ્યા હતા તેમાંથી તેમની ગાદીઓ કાં તો તેમને જ પાછી સોંપી અથવા તો હિંદુ સામંતોને તેમની જગાએ મૂક્યા. પોતાની હિંદુ પ્રજા તેમ જ મુસલમાન પ્રજાની સાથે તે સમાન વર્તન રાખતો હતો. તેણે અનેક હિંદુ મંદિરો બંધાવ્યાં અને અસંખ્ય મંદિરોને જાગીરો આપી. તે સમયના ઇતિહાસનું સંશોધન કરીને અંગ્રેજ લેખક મિ. ફૈડેરિક આર્ગી એસ. મહાશયે લખ્યું છે કે હૈદર-અલીએ પોતાની આખી સલ્તનતમાં જેવી રીતે બાબર તથા અન્ય મુગલ સમ્રાટોએ સુંદર પ્રબંધ કર્યો હતો, તેવો ગોવધની બાબતમાં સુંદર પ્રબંધ રાખ્યો હતો. એટલે કે હૈદરઅલીના રાજ્યમાં ગોવધની કડક બંધી હતી, અને આખા રાજ્યમાં કોઈ ગોવધનો અપરાધ કરે તો તેના હાથ કાપી લેવામાં આવતા હતા.

### હૈદરઅલી અને શંકરાચાર્ય

જગદ્‌ગુરુ શંકરાચાર્યના ચાર મઠોમાંનો શૃંગેરી મઠ મૈસૂર રાજ્યમાં જ હતો. તે વખતના શૃંગેરી મઠના જગદ્‌ગુરુ શંકરાચાર્ય ઉપર હૈદરઅલીનો ખાસ પ્રેમ હતો, ને બંને વચ્ચે ખૂબ પત્રવહેવાર ચાલતો હતો. વર્તમાન મૈસૂર રાજ્યના પુરાતત્ત્વ વિભાગે અમારા ઉપર શ્રી શંકરાચાર્ય ઉપર કાનડી ભાષામાં હૈદરે મોકલેલો પત્ર મોકલાવ્યો છે. તેના ઉપરથી હૈદરઅલી શંકરાચાર્યને કેટલો આદર આપતો હતો, અને કેવી રીતે રાજ્યની ગંભીર બાબતોમાં તેમની સલાહ લેતો હતો તે જણાય છે. આ જ પત્રની સાથે હૈદરે "એક હાથી, પાંચ ઘોડા, એક પાલખી, પાંચ ઊંટ × × × પાંચ સોનાના તાફતા (સૂર્યચંદ્રનાં ચિત્રોવાળી પતાકાઓ—જે જગદ્‌ગુરુની સાથે રાખવામાં આવે છે.) × × × એક જોડી શાલ, સાડાદસ હજાર રૂપિયા રોકડા × × × વગેરે." જગદ્‌ગુરુને ભેટ તરીકે અને "એક સોનાની દીવી શૃંગેરી મઠની દેવપૂજા" માટે જગદ્‌ગુરુની સેવામાં મોકલ્યાં.

હૈદરઅલી હિંદુ તહેવારોને બહુ ઠાઠમાઠથી ઊજવતો હતો. ખાસ કરીને દશેરાના ઉત્સવ વખતે દસ દિવસ સુધી દરબારમાં ઉત્સવ ચાલતો; રોજ સાંજે દારૂખાનું ફૂટતું; હાથી વગેરેની સાઠમારીઓ થતી; કુસ્તીઓ થતી; શરતો થતી; ઈનામઅકરામ એનાયત કરવામાં આવતાં; અને ગરીબોને અન્નવસ્ત્ર અને પૈસા વહેંચવામાં આવતા.

### શિયાસુન્ની

ધર્મને નામે ચાલતા ઝઘડાઓ પ્રત્યે તે તિરસ્કારની નજરે જોતો હતો. એક વાર તેના રાજ્યમાં કોઈ જગાએ શિયા અને સુન્ની વચ્ચે તોફાન થયું. છેવટે લડતાં લડતાં ભાલા સુધી મામલો પહોંચ્યો. હૈદરને કાને વાત પહોંચી. તેણે બંને પક્ષના લોકોને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું: "બેવકૂફની માફક શું ઝઘડો છો? અને તમે કૂતરાની માફક એકબીજા તરફ શું ભસો છો?" બંનેએ પોતપોતાનો પક્ષ રજૂ કર્યો. માલૂમ પડ્યું કે હઝરત મોહમ્મદ પયગમ્બરના ઉત્તરાધિકારીઓના સંબંધમાં એક પક્ષનો એક મત છે, અને બીજા પક્ષનો બીજો મત છે; આ ઝઘડાનું કારણ છે. હૈદરઅલીએ તેમને પૂછ્યું: "જે વ્યક્તિઓના સંબંધમાં તમારી તકરાર ચાલે છે, એ જીવે છે?" જવાબ મળ્યો: "ના." એટલે હૈદરે કહ્યું: "જે લોકો મરી ગયા તેમના સંબંધે હવે ઝઘડો કરવામાં સાર નથી." અને પછી તેમને કહી દીધું: "હવે પછી ફરી કદી આવી જાતના ઝઘડાઓમાં તમારો

તથા સરકારનો સમય બગાડશો, તો યાદ રાખજો તમારાં માથાંના ચૂરા કરવામાં આવશે ”

હૈદરઅલીનો ઇન્સાફ

હૈદરઅલીનો ન્યાય બહુ દૂર સુધી જાણીતો હતો એના જીવનચરિત્રનો એક ફ્રેંચ લેખક લખે છે કે તેના રાજ્યમા ગરીબ આસામીને પણ હૈદરની પાસે આવીને પોતાની ફરિયાદ રજૂ કરવાનો અવકાશ અને અધિકાર હતો. કોઈ પણ ફરિયાદીને હૈદરની પાસે આવતો ન રોકવાનો દરેક પહેરેગીરને હુકમ હતો તે બહુ ધ્યાનપૂર્વક બધાની ફરિયાદ સાંભળતો હતો અને ન્યાય આપતો હતો ઈ. સ ૧૭૬૭ માં હૈદરઅલી કોઈમ્બતુરમા હતો ત્યારે એક વાર સાંજે તે હવા ખાવા માટે ફરવા જતો હતો રસ્તામા એક વૃદ્ધ સ્ત્રી સડકની બાજુએ આવીને આળોટવા લાગી અને “ઇન્સાફ, ઇન્સાફ !” કરતી બૂમો પાડવા લાગી હૈદરે તુરત જ પોતાની સવારી અટકાવી, વૃદ્ધ સ્ત્રીને પોતાની પાસે બોલાવી અને પૂછ્યુ “શી હકીકત છે ?” ડોશીએ જવાબ આપ્યો “જહાપનાહ ! મારે એક જ દીકરી હતી, અને આગામોહમ્મદ તેને નસાડી ગયો છે.” સુલતાને જવાબ આપ્યો. “આગામોહમ્મદને અહીંથી ગયા એક મહિના ઉપર વખત થઈ ગયો. તમે આજ સુધી ફરિયાદ કેમ ન કરી ?” જવાબ મળ્યો. “જહાપનાહ ! મેં અનેક વાર અરજીઓ લખીને હૈદરશાને આપી, પરતુ મને કઈ જવાબ મળ્યો નહિ.” હૈદરશા એ હૈદરઅલીનો ખાસ જમાદાર હતો અને આ વખતે તે હૈદરઅલીની આગળ જ ચાલતો હતો આગામોહમ્મદ તેની પહેલાનો ખાસ જમાદાર હતો અને તે પચીશ વરસથી હૈદરઅલીની ખિદમતગારી કરતો હતો. હૈદરઅલીએ પેન્શન અને જાગીર આપીને તેને વિદાય કર્યા માત્ર એક મહિનો થયો હતો હૈદરશાએ આગળ આવીને અરજ ગુજારી “જહાપનાહ ! આ ડોશી તેમ જ તેની પુત્રી બ ને બદચાલની છે ” હૈદરઅલી તરત જ મહેલે પાછો ફર્યો, તે ડોશીને પોતાની સાથે લેતો ગયો મહેલે પહોચીને જ્યારે બધાએ હૈદરઅલીને પ્રાર્થના કરી કે આ વખતે હૈદરશાને માફી આપવામા આવે, ત્યારે હૈદરઅલીએ જવાબ આપ્યો “હુ તમારી વિનતિ સ્વીકારી શકતો નથી એક બાદશાહ અને તેની પ્રજાની વચ્ચેનો પત્રવહેવાર રોકવાના ગુના કરતા કોઈ બીજો મોટો ગુનો નથી નિર્બળને ન્યાય આપવાનું બળવાનનુ કર્તવ્ય છે નિર્બળની રક્ષા કરવા માટે જ ખુદાએ બાદશાહ બનાવ્યો છે. અને જે બાદશાહ પોતાની પ્રજા ઉપર જુલમ ચાલવા દે છે

અને જુલમગારને શિક્ષા કરતો નથી, તેના ઉપરથી પ્રજાનો પ્રેમ ઊઠી જાય અને પ્રજા તેની સામે બળવો કરે એ જ તેને યોગ્ય છે."[૮]

હૈદરઅલીએ બધાની સમક્ષ પોતાના જમાદાર હૈદરશાને બસો કોરડા મરાવ્યા સાથેસાથ પેલી ડોશી સાથે એક સવારને આગામોહમ્મદની પાસે મોકલ્યો અને જણાવ્યું કે જો તેની દીકરી આગામોહમ્મદને ત્યાં હોય તો તેને પાછી સોંપી દેવી, અને આગામોહમ્મદનું શિર કાપીને મારી સામે લાવવું દીકરી આગામોહમ્મદને ત્યાં જ હતી તેને ડોશીને હવાલે કરવામાં આવી, ને આગામોહમ્મદનું શિર કાપીને હૈદરઅલી પાસે રજૂ કરવામાં આવ્યું

હૈદરઅલીના ઇન્સાફના આવા જ બીજા અનેક જવલંત ઉદાહરણો તેના જીવનચરિત્રમાંથી આપણને મળી રહે છે. મીર હુસેનઅલીખાં કિરમાની લખે છે કે ચોર, લૂટારા ને ધાડપાડુના નામ પણ હૈદરઅલીના રાજ્યમાં સંભળાતા નહિ અને જો કદાચ કોઈ જગાએ ચોરી થઈ જાય તો ત્યાંના કામ કરનાર પોલિસને તરત જ મોતની સજા મળતી, અને તેની જગાએ બીજાને નીમવામાં આવતો. હૈદરઅલીના હજારો જાસૂસો સલતનતમાં ઘૂમ્યા કરતા અને પ્રજાના સુખદુઃખની ખબરો હૈદરને આપ્યા કરતા ખુદ હૈદરઅલી પોતે પણ અનેક વાર રાતે કાળો કામળો ઓઢી શ્રીરંગપટ્ટણ તથા બીજા નગરોની શેરીઓમાં ઘૂમતો અને ગરીબ તથા મુસાફરોની સંભાળ લેતો.

**પ્રજાપાલકપણું**

હૈદરઅલીની સમસ્ત પ્રજા તેનાથી સંતુષ્ટ હતી તેના રાજ્યમાં સુખસંતોષ હતો વેપાર, ઉદ્યોગ, ધંધા તેમ જ ખેતીને ખૂબ ઉત્તેજન આપવામાં આવતું. તે પોતે પણ કારીગરો તેમ જ વેપારીઓને ખૂબ મદદ આપતો કહેવાય છે કે એકલા કોઇમ્બતૂરની બજારમાં જ દર અઠવાડિયે વીશ હજાર રેશમના તાકા વેચાવા માટે આવતા જો કોઈ સરકારી અમલદાર પ્રજા ઉપર અત્યાચાર કરતો તો હૈદર હમેશા તેને આકરામાં આકરી સજા કરતો દરેક ખેડૂત પાસેથી નક્કી કરેલા જમીનમહેસૂલ કરતા એક પાઈ પણ વધારે ન લેવા માટેના તેના કડક નિયમો આખા રાજ્યમાં પ્રવર્તતા હતા

**બુદ્ધિની પ્રખરતા**

હૈદરની બુદ્ધિની પ્રખરતા અને તેની સ્મરણશક્તિ અલૌકિક હતા. નેપોલિયનની માફક જ એકીસાથે તે અનેક કામો કરતો તે જે સમયે

૮ *History of Hyder Shah* By M. M D L T, p 20.

કોઈ મામૂલી તમાસો જોતો હોય, ત્યારે સાથે કોઈને પ્રશ્નો પૂછતો, જવાબ આપતો, વર્તમાન સાંભળતો, કાગળો સાંભળતો, કાગળો લખાવતો અને સાથેસાથ પોતાના મંત્રીઓ સાથે ગંભીરમાં ગંભીર વાતો પણ ચલાવતો અને નિકાલ આપતો. આ બધાં કામ એકીસાથે જ ચાલુ રહેતા હતાં. એકીસાથે તે ત્રીશ ચાળીશ મુનશીઓ પાસેથી કામ લઈ શકતો હતો.

રોજ સવારમા જ્યારે ચારપાઈ પર બેઠો બેઠો તે હાથમોં ધોતો ત્યારે તેના અનેક જાસૂસો ચારપાઈની ચારે બાજુ ઊભા રહેતા અને પાછલા ચોવીશ કલાકની પોતપોતાની હકીકતો સંભળાવતા. બધા જાસૂસો એકીસાથે બોલતા હૈદર મો ધોતાં ધોતાં બધાની હકીકતો સાભળતો, કેવળ અવાજથી તેમને પારખતો, અને જ્યા જરૂર પડે ત્યા વચ્ચે સવાલ પણ પૂછી લેતો. એક વાર મુખમુદ્રા જોઈને જ તે માણસને પારખી લેતો, અને લશ્કરની ભરતી કેવળ ચહેરા જોઈને જ કરતો. ઘોડા અને જવાહીરની પારખમા તે અજબ શક્તિ ધરાવતો

**વીરતા અને સાદગી**

હૈદરઅલી વીર હતો, અને વીરતાની સારી કદર કરતો પોતાના સિપાઈઓ સાથેનુ તેનું વર્તન પ્રેમ અને ઉદારતા તથા સમાનતાભર્યું રહેતુ હતુ જેમને તે યુદ્ધમા હરાવતો તેમના પ્રત્યે પણ તે ઉદારતા તથા દયા બતાવતો. આવડો મોટો રાજા હોવા છતા તેનામા ગર્વ નહોતો. પોતાના રાજ્યને તે હમેશા 'ખુદાદાદ' કહેતો કચેરીમા પણ તે સિપાઈઓ સાથે સમાનતાથી વર્તતો હતો ખુદ પોતે એક સામાન્ય સિપાઈ જેવું જીવન જીવતો સામે જે ભોજન આવે તે ખાઈ લેતો, મુસાફરીમા મોટે ભાગે તે ભૂંજેલા ચણા, બદામ અને જુવારનો સૂકો રોટલો અથવા આમાની જે કોઈ વસ્તુ મળે તે ખાઈ લેતો પોતાના સિહાસન ઉપર આખા વર્ષમાં એક વાર ઈદને દિવસે ફક્ત થોડા જ કલાક માટે તે બેસતો, અને તે પણ બીજા આગ્રહ કરતા ત્યારે

**શારીરિક બળ**

હૈદર મધ્યમ કદનો હતો. તેનો રગ શામળો હતો, છતા શરીર સુંદર ઘાટીલુ હતુ. તે મજબૂત અને સ્ફૂર્તિવાળો હતો ઘોડેસવારીમા તે આબાદ હતો. લાબે સુધી પગે ચાલવાનો તેને અત્યત શોખ હતો, અને આદત પણ હતી અઠવાડિયે બે વાર તે પોતાનુ માથુ, મૂછો અને દાઢી મુડાવતો. દાઢી તથા મૂછો એટલી બધી સાફ રાખતો કે તે એકેએક વાળ ખેચાવી

લેતો. તેની દેખાદેખીથી તેના અધિકારીઓ પણ દાઢી મુંડાવતા; અને મૂછો રાખતા તોપણ બીજાની નજરે ન પડે એટલી નાની રાખતા. હૈદરઅલીને લાલ કપડાંનો શોખ હતો, અને એક સો હાથ લાંબી લાલ પાઘડી તે માથે પહેરતો.

શિકારનો અને તેમાંય વાઘના શિકારનો તેને ખાસ શોખ હતો. તેણે ઘણા વાઘ પોતાને ત્યાં પાળ્યા હતા, અને હંમેશાં સવારમાં તેની પાસે છૂટા લાવવામાં આવતા. હૈદર પોતાને હાથે તેમને લાડુ ખવરાવતો; તેમના પંજામાં અને જડબામાં પોતે લાડુ મૂકતો. લખે છે કે તેનું નિશાન અચૂક હતું. પોતાની સામે અખાડામાં તે ઘણી વાર પોતાના કોઈ વીર સિપાઈને વાઘ સાથે કુસ્તી કરાવતો. જો સિપાઈ વાઘને પછાડતો તો તેને ઈનામઅકરામ મળતાં, અને જો કદાચ સિપાઈ કરતાં વાઘ વધારે બળવાન જણાતો તો હૈદર દૂર બેઠો બેઠો એકદમ વાઘને ગોળી મારતો, અને પોતાના પંજામાં આવેલ સિપાઈને વાઘ મારે તે પહેલાં હૈદરની ગોળીથી વીંધાઈ જતો.

હૈદરઅલી શારીરિક પરિશ્રમ અને કષ્ટ ખૂબ સહન કરતો. તે વરસના વરસાદમાં અનેક રાતો જંગલમાં ઘોડાના જીન ઉપર જ ગુજારતો. ઘોડા, હાથી, તોપ તથા રસાયનનો તેને ખૂબ શોખ હતો. તેના એક પ્યારા હાથીનું નામ 'પવનગજ' હતું. આ હાથી મરી ગયો ત્યારે હૈદરે બહુ શોક કર્યો. ઘોડા ખરીદવાનો તેને એટલો બધો શોખ હતો કે દૂર દૂરના મુલકોમાંથી ઘોડાના સોદાગરો મ્હૈસૂરમાં આવતા; અને જો કોઈ સોદાગરનો ઘોડો તેના રાજ્યમાં મરી જાય, અને તે ઘોડાની કેશવાળી અને પૂંછડું કાપીને તે સ્થાનના અધિકારીની સનદ સાથે હૈદરઅલીના દરબારમાં તે લાવવામાં આવે તો ઘોડાની અરધી કિંમત તેને આપવામાં આવતી.

**હૈદરઅલી અને અંગ્રેજો**

ઉપરાંત હૈદરઅલી અંગ્રેજોનો કટ્ટો શત્રુ હતો. તેની મોટી ભૂલ એ હતી કે તેણે પોતાની સેનાના ઘણા મોટા મોટા અધિકારો ઉપર ફ્રેંચ લોકોને રાખ્યા હતા, જેનું ખરું ફળ હૈદરના મૃત્યુ પછી તેના પુત્ર ટીપુને ભોગવવું પડ્યું. જોકે હૈદરઅલી રાજનીતિજ્ઞતામાં નાના ફડનવીસની તોલે આવી શકે એમ નહોતું, છતાં પણ તેણે પોતાની આખી જિંદગી અંગ્રેજોને હિંદમાંથી કાઢવા માટે તનતોડ મહેનત કરી. તે જીવ્યો ત્યાં સુધી અજેય રહ્યો, અને અંતે એ જ પ્રયત્નમાં તેણે પ્રાણ ખરચ્યા. અગાઉ એક

વાર લખી ગયા છીએ કે જે સમયે ગાયકવાડ, સિંધિયા અને ભોંસલે જેવા ત્રણે મોટા મરાઠા રાજાઓ મરાઠામંડળ તથા પોતાનો દેશ બંને સાથે વિશ્વાસઘાત કરી ચૂકયા હતા અને નિઝામુલ્મુલ્ક પણ અંગ્રેજો સાથે ભળી જઈને પોતાના સાથીઓ તથા દેશ બંનેને દગો દઈ ચૂકયો હતો, ત્યારે નાના ફડનવીસ અને ભારતની સ્વાધીનતા બંનેનો એક માત્ર આધાર વીર હૈદરઅલી હતો. એટલું જ નહિ, પણ જે સમયે નાના ફડનવીસ પણ પોતાની સંધિ મુજબ હૈદરઅલીને મદદ કરવા અસમર્થ નીવડયો, અને નિઝામે પોતાના કરારનો ભંગ કર્યો, ત્યારે અંગ્રેજોની બધી શક્તિની સામે થવાનો આખો ભાર એકલા હૈદરને માથે પડ્યો. અને એમાં શક નથી કે હૈદરઅલીએ આશ્ચર્યજનક સાહસ અને સફળતાપૂર્વક એકલે હાથે આ ભાર ઉપાડીને સહન કર્યો. અને જો વિધિ વચ્ચે ન આવ્યો હોત, એટલે કે ભારતીય સ્વાધીનતાના એ અંતિમ આધારને મોત ઉઠાવી ન ગયું હોત તો તેની પછીનો ભારતનો તથા અંગ્રેજ કોમનો ઇતિહાસ કંઈક જુદો જ રચાત. હૈદરઅલી પછી પોણોસો વરસ સુધી ભારતના પુત્રો ભારતને સ્વતંત્ર કરવાનો આવી જાતનો વ્યાપક પ્રયત્ન કરવાનું સાહસ કરી ન શકયા. ભારતની આઝાદી માટે પ્રયત્ન કરનારાઓમાં હૈદરઅલીનું પદ જરૂર સર્વોપરી છે; આઝાદીને ચાહવાવાળાઓમાં તેનું નામ સદા સ્મરણીય રહેશે.

# પ્રકરણ દસમું

## સર જોન મેકફરસન

**મોહમ્મદઅલીને ઇગ્લાંડના બાદશાહની ભેટ**

વૉરન હેસ્ટિંગ્સની પછી કલકત્તાની કાઉન્સિલનો મુખ્ય સભાસદ સર જોન મેકફરસન થોડા સમય માટે કંપનીના ભારતીય મુલકનો ગવર્નર જનરલ નિમાયો. મેકફરસનના સમયમાં કોઈ ખાસ ઉલ્લેખ કરવા જેવી ઘટના બની નથી; પણ તેનું ચરિત્ર મનોરંજક છે.

મેકફરસન સૌથી પ્રથમ ઈ. સ. ૧૭૬૭માં કોઈ વહાણનો બક્ષી ( pry master ) નિમાઈને હિંદુસ્તાનમાં આવ્યો. તે સારી રીતે ભણેલો અને ચાલાક હતો. આ પુસ્તકના પહેલા પ્રકરણમાં આવી ગયું છે કે કર્ણાટકની ગાદી ઉપર ફ્રેંચ, અંગ્રેજ તથા નિઝામે જુદા જુદા હકદારોનો પક્ષ લઈને ખૂબ લડાઈઓ કરી; અને અંગ્રેજોની સહાયથી મોહમ્મદઅલી કર્ણાટકનો નવાબ થયો. આ મદદના બદલામાં મોહમ્મદઅલીએ લગભગ સોળ લાખ રૂપિયાની આવકનો મુલક અંગ્રેજોને આપ્યો. શરૂઆતમાં અંગ્રેજો નવાબ મોહમ્મદઅલીને ઠીક આદર આપતા. એટલે સુધી કે એક વાર મોહમ્મદઅલીએ કેટલીક ભેટો સહિત એક કાગળ ઇંગ્લાંડના બાદશાહ ત્રીજા જ્યોર્જ ઉપર મોકલ્યો, જેના જવાબમાં બાદશાહ જ્યોર્જે પોતાના હાથનો લખેલ અત્યંત આદર તથા પ્રેમસૂચક પત્ર અને સાથે બે મોટી પિસ્તોલો તથા ઇગ્લાંડનું બનેલું કેટલુંક કાપડ મોહમ્મદઅલી ઉપર ભેટ તરીકે મોકલ્યું હતું.

**મોહમ્મદઅલી ઉપર જબરદસ્તી**

પરંતુ થોડા દિવસોમાં જ ઉત્તરમાં અયોધ્યાના નવાબની સાથે જેવું વર્તન ચલાવવામાં આવતું હતું તેવું જ વર્તન મોહમ્મદઅલીની સાથે ચલાવવાનું શરૂ કરવામાં આવ્યું. રોજ પૈસાની નવી નવી માગણીઓ નવાબ પાસે કરવામાં આવતી હતી, અને જબરદસ્તીથી એ પૂરી પણ કરાવી

લેવાતી દાખલા તરીકે એ- એવી પ્રથા જ પડી ગઈ હતી કે મોહમ્મદ અલીએ મદ્રાસના દરેક નવા ગવર્નરને પોતાને ત્યા મિજબાની માટે બોલાવવો પડતો, અને ત્રીશ હજાર પેગોડા (એક પેગોડા એટલે લગભગ ચાર રૂપિયા) ભેટ ધરવા પડતા કપનીના નાનામોટા નોકરોની માગણીઓ પણ નવાબ મોહમ્મદઅલી ઉપર વધતી જતી હતી તે એટલી હદ સુધી કે જ્યારે આર્કાટનો ખજાનો ખાલી થઈ ગયો ત્યારે પોતાના બીજા દેશવાસીઓની માગણીઓ પૂરી કરવા માટે અગ્રેજ વેપારીઓએ જ મોહમ્મદ અલીને કરજે રૂપિયા ધીરવાનુ શરૂ કર્યું હતુ લાચાર થઈને મોહમ્મદઅલી અગ્રેજોની માગણીઓ પૂરી પાડતો હતો, અને સાથે સાથે અગ્રેજ વેપારીએના દેવામા દિવસે દિવસે ડૂબતો જતો હતો કપનીના નોકરોની આ શિરજોરીમાથી બચવાનો કોઈ ઉપાય તેને સૂઝતો નહોતો

મૅકફરસનનુ ચારિત્ર્ય

આવી દશામા નવજુવાન મૅકફરસન પ્રથમ આર્કાટ પહોચ્યો તેણે નવાબ મોહમ્મદઅલીને એમ જણાવ્યુ કે જો તમે મને તમારો વકીલ બનાવીને ઇંગ્લાડ મોકલો તો ત્યાના મત્રીઓને કહી તમારી બધી ફરિયાદો દૂર કરાવુ, અને કરજ પણ માફ કરાવુ ભોળા નવાબે એ સ્વીકારી લીધુ. મૅકફરસન તેનો વકીલ બનીને ઈ સ ૧૭૬૮ મા ઇંગ્લાડ પહોચ્યો આ ખટપટમા મૅકફરસને મોહમ્મદઅલીખાને પેટ ભરીને લૂટ્યો તેણે કેટલાય લાખ રૂપિયાની લાચ ઇંગ્લાડના વડા પ્રધાનને આપવાની ઇચ્છા બતાવી, અને જ્યારે વડા પ્રધાને એ લાચ લેવાની ના પાડી ત્યારે મૅકફરસને તેને ૭૦ લાખ કરતા વધારે રૂપિયા કરજે (?) આપવાની ઇચ્છા પ્રગટ કરી પરતુ આ પણ વડા પ્રધાને મજૂર ન રાખ્યુ એમ લખેલુ છે

કર્ણાટકના નવાબની ફરિયાદો ઇંગ્લાડમા તો કોણ સાભળે ? અને તેની મુશ્કેલીઓ દૂર ક્યાથી થાય ? પરતુ આ બધી યુક્તિઓ દ્વારા મૅકફરસને કપનીના ડાયરેક્ટરો ઉપર તથા ઇંગ્લાડના મત્રીઓ ઉપર સારો પ્રભાવ જમાવ્યો તેને ફરી કપનીની નોકરીમા ભારત મોકલવામા આવ્યો અને પ્રથમ તેને કલકત્તાની કાઉન્સિલનો મેમ્બર અને પછી મોટા મગના ભારતનો ગવર્નર જનરલ બનાવવામા આવ્યો પણ નવાઈની વાત છે કે એ વખતે કર્ણાટકના નવાબ મોહમ્મદઅલીની મુસીબતો તરફ મૅકફરસનનુ ધ્યાન પણ ન ગયુ !

મૅકફરસન ફક્ત વીશ મહિના ગવર્નર જનરલ રહ્યો. કપની પોતાના ભારતીય મુલક માટે દિલ્હીના બાદશાહ શાહઆલમને વાર્ષિક ખડણી ભરતી

હતી. આ ખંડણી પેટે ચાર કરોડ રૂપિયા કંપની પાસે લેણા નીકળતા હતા. માધોજી સિંધિયાએ સમ્રાટ તરફથી આ રકમની માગણી કરી, પરંતુ મૅકફરસને આપવાની ના કહી. અયોધ્યાના નવાબને મૅકફરસને પોતાના પૂર્વાધિકારીઓની માફક ખૂબ ચૂસ્યો. મૅકફરસનના ઉત્તરાધિકારી લૉર્ડ કૉર્નવાલિસે ઈ. સ ૧૭૮૯ ના ઑગસ્ટની ૮ મી તારીખે ઈંગ્લાંડના ભારતમંત્રી હેનરી ડંડાસ ઉપર કલકત્તાથી એક ગુપ્ત કાગળ લખ્યો. આ કાગળમાં તે મૅકફરસનનું "ગેરકાયદે કમાયેલ ધન", તેની "ખટપટ", "નિર્લજ્જ જૂઠાણાં" તથા "દોરંગી ખટપટ અને હલકી ચાલબાજી"[1] વગેરેનું ઠેકાણેઠેકાણે વર્ણન આપે છે.

ભારતમાંથી પાછો ફર્યા પછી મૅકફરસન પાર્લામેંટના મેમ્બર તરીકે ઊભો રહ્યો. ચૂંટણીમાં તે જીત્યો; પરંતુ તે લાંચરુશવત આપીને જ ચુંટાયો છે એમ જ્યારે સાબિત થયું ત્યારે તેની ચૂંટણી રદ ગણવામાં આવી; તેના લગભગ સાઠ મદદગારોને રુશવત આપવાના ગુના બદલ શિક્ષા મળી; ખુદ મૅકફરસન ઉપર બ્યાશી નાલેશીઓ મુકાઈ. આનો જવાબ આપવામાંથી બચી જવા માટે તે ઈંગ્લાંડ છોડીને ક્યાંઈક નાસી ગયો. અંતે રુશવત આપવાના અપરાધ માટે જ તેનો ત્રણ હજાર પાઉંડ દંડ થયો.

ભારતના અનેક ગવર્નર જનરલોમાંના એકનું આ વૈયક્તિક જીવન છે.

---

1 ". . . ill earned money . . . His flimsy cunning and shameless falsehoods . . . his duplicity and low intrigues . . ."—Lord Cornwallis' letter dated 8th August 1789 to the Rt. Hon'ble Henry Dundas concerning Sir John Macpherson.

# પ્રકરણ અગિયારમું

## લૉર્ડ કૉર્નવાલિસ

[ ૧૭૮૬–૧૭૯૩ ]

### ગવર્નર જનરલની અધિકારવૃદ્ધિ

સર જૉન મૅક્ફરસન તો થોડા વખત માટે જ ગવર્નર જનરલ નિમાયો હતો. ત્યાર પછી કંપનીના ડાયરેક્ટરો અને ઇંગ્લાંડના મંત્રીઓએ મળીને લૉર્ડ કૉર્નવાલિસને પોતાના ભારતીય પ્રાંતોના સ્થાયી ગવર્નર જનરલ તરીકે નીમીને મોકલ્યો.

ઈ. સ. ૧૭૭૩ ના કંપનીના ચાર્ટર મુજબ વૉરન હેસ્ટિંગ્સ બ્રિટિશ ભારતનો પહેલો ગવર્નર જનરલ નિમાયો હતો. તે જ કાયદા અનુસાર કલકત્તામાં ગવર્નર જનરલની મદદ માટે બીજા ચાર જણાની એક કાઉન્સિલ નિમાતી હતી. જેનો પ્રમુખ ગવર્નર જનરલ હતો. કાઉન્સિલમાં જે વાત બહુમતે નક્કી થતી તે વાત ગવર્નર જનરલે માનવી પડતી. આ જ સ્થિતિ મદ્રાસ અને મુંબઈના ગવર્નરોની પણ હતી. આ નિયમને લીધે વૉરન હેસ્ટિંગ્સને પોતાના કામમાં અનેક વાર અડચણો આવી હતી. એ સમયે ભારતમાં જે જાતની અંગ્રેજી નીતિ ચાલુ હતી, એને જ સફળતાપૂર્વક ચાલુ રાખવામાં ગવર્નર જનરલના હાથમાં અનન્ય અધિકાર હોવાની જરૂર હતી. આથી કૉર્નવાલિસ ઇંગ્લાંડથી નીકળ્યો તે પહેલાં જ પાર્લમેંટે એક નવો કાયદો પાસ કર્યો. જે કાયદામાં કલકત્તાના ગવર્નર જનરલ તથા મદ્રાસ અને મુંબઈના ગવર્નરોને પોતાની કાઉન્સિલના મતની વિરુદ્ધ અથવા તો તેનો મત પૂછ્યા વગર પણ ગમે તે બાબતમાં પોતાની મરજી મુજબ કામ કરવાનો અધિકાર આપવામાં આવ્યો. આ ઉપરાંત ભારતમાં અંગ્રેજી મુલક વધતો જતો હતો. આથી અહીંનું શાસન ચલાવવા માટે ઇંગ્લાંડમાં એક નવું સરકારી મંડળ ઊભું કરવામાં આવ્યું હતું, જેને 'બૉર્ડ ઑફ કંટ્રોલ'

આ હુમલામાં નિઝામે અંગ્રેજોને બીજી પણ મદદ કરવી[૨]

**મરાઠા અને નિઝામને ફોડયા**

આ દરમિયાન ટીપૂ અને મરાઠાઓમા સુલેહની વાટાઘાટ ચાલતી હતી, અને કોર્નવાલિસે વચ્ચે જો દખલ ન કરી હોત તો જરૂર આ સધિ થઈ જાત પણ કોર્નવાલિસ જાણતો હતો કે એકલા અંગ્રેજો કે નિઝામથી ટીપૂને વશ નહિ કરી શકાય ટીપૂ અને મરાઠાઓમા સધિની વાટાઘાટ ચાલે છે એ સમાચાર મળતા જ ઈ સ ૧૭૮૭ના ઑક્ટોબરની ૨૩ મીએ કોર્નવાલિસે જ્યોર્જ ફોર્સ્ટર નામના પોતાના એક અંગ્રેજ અમલદારને લખ્યુ કે તમે તરત જ નાગપુર મૂધોજી ભોસલેના રાજ્યમા ગુપ્ત રીતે પહોચી તેના સૈન્યબળ વગેરેની તપાસ કરો, તેમ જ મૂધોજી તથા તેના સાથીઓને ટીપૂની વિરુદ્ધ ફોડવાનો પ્રયત્ન કરો આ જ કાગળમા કોર્નવાલિસે લખ્યુ કે "જો મરાઠાઓએ ટીપૂની સાથે સધિ કરી લીધી હોય કે કરી લેવાનો નિશ્ચય કરી લીધો હોય તો, આપણી સમજાવટથી તેઓ તરત પોતાનો નિશ્ચય બદલાવે એ અસભવિત છે × × × આથી તમારા પ્રયત્નમા કોઈ જાતની કમીના રાખશો નહિ × × × કે ટીપૂ બનેનો દુશ્મન છે, અને મરાઠાઓને એ રીતે ઉશ્કેરીને ટીપૂ વિરુદ્ધ મરાઠા સાથે ગાઢ મૈત્રી બાધી લેશો "[૩]

ઈ સ ૧૭૮૮ના માર્ચની ૧૦ મીએ આ જ આશયનો એક કાગળ કોર્નવાલિસે પૂના દરબારના રેસિડન્ટ મૅલેટ ઉપર લખ્યો, તેમા પેશવા દરબારને ટીપૂની વિરુદ્ધ ફોડવાનુ તેને કહેવામા આવ્યુ હતુ પેશવા દરબાર તથા નિઝામ બને સાથે કોર્નવાલિસે કરાર કર્યો કે જો તમે ટીપૂ વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરશો તો જેટલો મુલક ટીપૂ પાસેથી જિતાશે તે બધો કપની, નિઝામ અને મરાઠા વચ્ચે સરખે ભાગે વહેચી લેવામા આવશે

૨ *Historical Sketches*, by Colonel Wilks, vol III, p. 38

૩ In his letter to George Forster dated October 23, 1787, Lord Cornwallis wrote —"If the Marhattas have engaged or resolved to keep peace with Tipoo, it is not probable that our solicitation would induce them to depart immediately from that plan" Forster was therefore instructed to spare no pains to incite Marhattas "to form a close connexion and alliance against Tipoo as a common enemy"

કોર્નવાલિસે આપેલી આ લાલચે કામ કર્યું નિઝામનુ ચારિત્ર્ય કદી પણ વધારે વિશ્વાસપાત્ર નહોતુ પરતુ આ ખરે વખતે પેશવા ટીપૂની વિરુદ્ધ અગ્રેજોના હાથનુ રમકડુ બની ગયા એ ખરેખર બહુ શોચનીય કહેવાય ટીપૂ વિરુદ્ધ અગ્રેજો મરાઠા તથા નિઝામની વચ્ચે સધિ થઈ તે સમયના પ્રસિદ્ધ અગ્રેજ નીતિજ્ઞ ફૉક્સે કહ્યુ હતુ કે આ સધિ ખરી રીતે "એક ન્યાય્ય રાજાને ગાદીએથી પદભ્રષ્ટ કરવા માટેની ડાકૂઓની સધિ હતી "૪

આ સમાચાર ઇગ્લાડના મત્રીઓને મળતા તરત જ તેમણે કેટલીય ગોરી ફોજ તથા પાચ લાખ પાઉડ રોકડા કરજ તરીકે કોર્નવાલિસની મદદ માટે ઇગ્લાડથી મોકલ્યા

યુદ્ધનુ બહાનુ

બધી તૈયારી પૂરી થઈ ગઈ, હવે ફક્ત એક બહાનુ શોધી કાઢવાનુ જ કોર્નવાલિસ માટે બાકી રહ્યુ હતુ કહેવાય છે કે ત્રાવણકોરના રાજા તથા ટીપૂ વચ્ચે ઘણા દિવસોથી તકરાર ચાલ્યા કરતી હતી ટીપૂ ત્રાવણકોરના રાજ્ય ઉપર હુમલો કરવાનો વિચાર કરે છે, એમ કહીને તેના રાજાને ભડકાવવામા આવ્યો તે વખતના બધા કાગળપત્રો તેમ જ ઉલ્લેખો પરથી સાબિત થઈ શકે એમ છે કે ટીપૂનો ત્રાવણકોર ઉપર હુમલો કરવાનો જરા પણ ઇરાદો નહોતો મદ્રાસના ગવર્નર હોલેન્ડના એક કાગળમા એમ પણ લખેલુ છે કે "કપની સાથે યુદ્ધ કરવાનો ટીપૂનો જરા પણ ઇરાદો નહોતો, અને જો કોઈ તકરારી બાબતો હોય તો અદર અદર કાગળપત્રો મારફત જ તેની સમાધાની કરી લેવા માટે તે તૈયાર હતો " ટીપૂએ પોતે પણ અગ્રેજોને ખાતરી આપી કે તેનો ઇરાદો બિલકુલ શાતિભગ કરવાનો નથી, તેમ જ ત્રાવણકોરના પ્રાચીન રાજ્ય ઉપર હુમલો કરવાનો પણ વિચાર નથી કર્નલ વિલ્ક્સ લખે છે કે ટીપૂ 'લડાઈ માટે તૈયાર નહોતો " પરતુ કોર્નવાલિસને પોતાના માલિકોની આજ્ઞા મળી ચૂકી હતી ઈ સ ૧૭૮૪ ની સધિને પગતળે કચરીને હરકોઈ બહાને ટીપૂનો નાશ કરવાનો અને ભારતીય બ્રિટિશ સામ્રાજ્યની સીમાઓ વધારવાનો તેણે નિશ્ચય કરી લીધો હતો તેણે મદ્રાસના ગવર્નરને જવાબમા જણાવ્યુ કે "ટીપૂ તૈયાર ન હોય તેમા જ કપનીને લાભ છે " ટીપૂને બદનામ કરવા અને પોતાના

૪ " A plundering confederacy for the purpose of extirpating a lawful prince.'—Fox

અન્યાયોને ન્યાયનો ઓપ ચડાવવા ટીપૂના અન્યાય અને અત્યાચારોના અનેક જૂઠા કિસ્સાઓ ઉપજાવી કાઢી ચારે તરફ ફેલાવવાનું શરૂ કરવામાં આવ્યું જેમાંના અનેક જૂઠા કિસ્સાઓ હજી પણ ભારતીય શાળાઓનાં પાઠ્ય પુસ્તકોમાં મોજૂદ છે.

ત્રાવણકોરને મદદ કરવાને બહાને યુદ્ધ શરૂ કરવામાં આવ્યું ખરું પણ ત્યાર પછી ત્રાવણકોરના રાજાનું નામનિશાન પણ કોઈ જગાએ આવતું નથી.

### યુદ્ધનો પ્રારંભ

સૌથી પ્રથમ ઈ. સ. ૧૭૯૦ના જૂનમાં જનરલ મેડોઝની સરદારી નીચે એક સૈન્ય મદ્રાસથી મૈસૂર ઉપર હુમલો કરવા માટે રવાના કરવામાં આવ્યું. આ સેનાની સાથોસાથ કર્નલ મેક્સવેલને આધીન બંગાળાની પણ થોડીક સેના હતી. ટીપૂ પોતાની સેના લઈને સામે થવા માટે આગળ વધ્યો. મેડોઝે ટીપૂના કેટલાય સામંતોને લાલચ આપીને ફોડી લીધા. અનેક જગાએ બંને બાજુની સેનાઓ વચ્ચે લડાઈઓ થઈ. આ લડાઈઓની વિગતમાં ઊતરવાની જરૂર નથી. અંતે ટીપૂની વીરતા અને તેના ઉત્તમ યુદ્ધકૌશલ્યને લીધે અંગ્રેજી સેના ટીપૂના રાજ્યને જીતે તેને બદલે અંગ્રેજી સેનાને જ ટીપૂએ પાછી હઠાવતાં હઠાવતાં લગભગ મદ્રાસ સુધી ધકેલી. ટીપૂએ ફરી કર્ણાટકના ઘણા પ્રાંતો તાબે કરી લીધા, અને અનેક જગાએ હારીને અને જાનમાલનું પુષ્કળ નુકસાન વેઠીને જનરલ મેડોઝને મદ્રાસ પાછા આવવું પડ્યું.

### ત્રણ ત્રણ શત્રુઓનો સામનો

મેડોઝના આ લજ્જાજનક પરાજયના સમાચાર સાંભળીને લૉર્ડ કૉર્નવાલિસે પોતે સેનાની સરદારી લીધી. ઈ. સ. ૧૭૯૦ ના ડિસેમ્બરની ૧૨ મી તારીખે તે પોતે મોટી સેના લઈને કલકત્તાથી મદ્રાસ તરફ રવાના થયો. કૉર્નવાલિસ અને તેની આવડી મોટી સેના પણ ટીપૂને વશ કરવા માટે પૂરી ન પડત એવો પૂરો સંભવ છે. પરંતુ આ પહેલાં નિઝામ ને મરાઠાઓની સેનાઓ અંગ્રેજોને મદદ કરવા માટે રણમેદાનમાં આવી પહોંચી હતી. નાના ફડનવીસ આ વખતે પૂનાના પેશવાના દરબારમાં હતો કે કેમ, અને જો હતો તો તેના હાથમાં કારભાર હતો કે કેમ તે જાણી શકાતું નથી. ગમે તેમ હો, પણ આ વખતે પેશવા અંગ્રેજોના હાથમાં રમકડું બનીને આ ઘોર અન્યાયમાં તેમને મદદ આપવા જતાં માત્ર એકલા ટીપૂના જ

નહિ પરંતુ સમસ્ત ભારતીય રાજાઓની સ્વતંત્રતાના ઘાતક બન્યા એમાં શક નથી આ બધા ઉપરાંત હૈદરઅલીની એક ભયંકર ભૂલનું પરિણામ પણ ટીપૂને ભોગવવું પડ્યું ટીપૂના બધા યુરોપિયન નોકરો એટલે કે તેની સેનાના બધા યુરોપિયન અમલદારો અને સિપાઈઓ ખરે વખતે શત્રુને જઈ મળ્યા આ બધાને હૈદરે નોકરીમાં રાખ્યા હતા કૉર્નવાલિસે ગુપ્ત પત્રવહેવાર મારફત ધનની લાલચ આપીને તેમને પોતાના પક્ષમાં લઈ લીધા આ બધાં કામ કરવા માટે વિલાયતથી મોકલેલા કરજના પાંચ લાખ પાઉંડ કૉર્નવાલિસને મળ્યા હતા ઇતિહાસલેખક થૉર્નટન લખે છે કે—

> "ટીપૂ સુલતાનના યુરોપિયન નોકરો જે રીતે પહેલાં પોતાની વિદ્યા અને કુશળતાનો ઉપયોગ ટીપૂનું રક્ષણ કરવા માટે કરતા હતા તે જ રીતે તે જ શક્તિઓને હવે તેઓ ટીપૂનો નાશ કરવાના ઉપયોગમાં લેવાના દરેક જાતના પ્રયત્નો માટે તૈયાર થયા"[૧]

**ટીપૂની સેનામાં વિશ્વાસઘાતકો**

મીર હુસેનઅલીખાં કિરમાની લખે છે કે ટીપૂના કેટલાક અમીરો અને સરદારોને પણ અંગ્રેજોએ પોતાના પક્ષમાં વાળી લીધા હતા

ટીપૂ જે આ વખતે યુદ્ધને માટે તૈયાર નહોતો તે એક બાજુથી નિઝામ, મરાઠા અને અંગ્રેજોની સેનાથી ઘેરાયો અને બીજી બાજુએ તેની જ સેનામાં વિશ્વાસઘાતકો પેદા થયા

**"શોકજનક સંહાર"**

છતાં પણ કૉર્નવાલિસનું કામ સહેલું નહોતું ટીપૂએ વીરતાપૂર્વક ત્રણે સેનાની સામે સાથ લીધી ઘણાંય મહિના યુદ્ધ જારી રહ્યું આ યુદ્ધના અનેક સંગ્રામોનું વિસ્તારથી વર્ણન કરવાની જરૂર નથી પરંતુ ટીપૂ આવી જાતની દશામાં ત્રણ સત્તાની સેનાઓ સામે એકલો ક્યાંસુધી વાર ટકી શકે? અંતે ટીપૂને પાછા હઠવું પડ્યું બેંગલોરનું નગર અંગ્રેજોના હાથમાં આવ્યું બેંગલોર જીતી લીધા પછી કૉર્નવાલિસની સેનાએ ત્યાંની પ્રજાની સાથે જે જાતનું વર્તન ચલાવ્યું, અને તે પણ કૉર્નવાલિસની આજ્ઞાથી,

---

૧ "Tipu's European servants were now quite as ready to exercise their skill and knowledge for his destruction as they had previously been assiduous in using them for his defence"
—*History of British India*, by Thornton

તેને ઇતિહાસલેખક મિલ "શોકજનક સંહાર"[૬] કહે છે. બેંગલોર પેટ ભરીને લૂંટવામાં આવ્યું.

**શ્રીરંગપટ્ટણ ઉપર અંગ્રેજોની ચડાઈ**

બેંગલોર લીધા પછી કૉર્નવાલિસે મ્હૈસૂરની રાજધાની શ્રીરંગપટ્ટણ ઉપર ચડાઈ કરી. જ્યારે અંગ્રેજી સેના શ્રીરંગપટ્ટણની નજીક આવી ત્યારે ટીપૂએ સુલેહની ઇચ્છાથી સુલેહના ચિહ્નરૂપ કેટલાંક ફળો ઊંટ ઉપર લાદીને પોતાના એક દૂતને કૉર્નવાલિસની પાસે મોકલ્યો. પરંતુ એ ફળોને હાથ પણ લગાડ્યા સિવાય કૉર્નવાલિસે પાછાં વાળ્યાં, અને ટીપૂના દૂતની સાથે સુલેહની વાતચીત કરવાની પણ ના પાડી. ઇતિહાસલેખક મિલ લખે છે કે લૂંટના લોભે અને યશની ઇચ્છાએ આ વખતે અંગ્રેજી સેના અંધ બની ગઈ હતી. અને કોઈ સભ્ય માણસ પોતાના કટ્ટામાં કટ્ટા શત્રુ પ્રત્યે પણ જેવી જાતનો વહેવાર ચલાવવાની ઇચ્છા ન કરે એવી જાતનો અમાનુષ વહેવાર મ્હૈસૂરનિવાસીઓની સાથે કરવા માટે અંગ્રેજ સેના કટિબદ્ધ થઈ હતી.[૭]

**મેડોઝનો પરાજય**

ટીપૂએ પોતાની શક્તિ ટકી ત્યાં સુધી યુદ્ધ જારી રાખ્યું. સાથોસાથ તેણે ફરી કૉર્નવાલિસની સાથે સુલેહ કરવાનો પ્રયત્ન કર્યો. તે પોતાની આ વખતની હાલત બરાબર જાણતો હતો. પરંતુ આ વખતે તો કૉર્નવાલિસે ટીપૂના દૂતને પોતાની સામે પણ આવવા ન દીધો. આખરે શ્રીરંગપટ્ટણનો ઘેરો શરૂ થયો. ટીપૂએ ફરી મરાઠા તથા અંગ્રેજો સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો. આ દરમિયાન કૉર્નવાલિસની રજાથી જનરલ મેડોઝે સોમરપીઠના પ્રસિદ્ધ મોરચા ઉપર હુમલો કર્યો. સોમરપીઠ આ વખતે 'શ્રીરંગપટ્ટણના કિલ્લાનું નાક' ગણાતો હતો. આ કિલ્લાનો સંરક્ષક સય્યદ ગફ્ફાર હતો. સય્યદ ખૂબ વીરતાથી જનરલ મેડોઝની સામે લડ્યો. ઘોર યુદ્ધ થયું. મીર કિરમાનીના કથન અનુસાર આ યુદ્ધમાં બે હજાર અંગ્રેજ સિપાઈઓ મરણ પામ્યા. પરાજિત અંગ્રેજ સેનાપતિને પોતાના બચેલા સિપાઈઓ સહિત પાછા

૬ "Deplorable carnage."—Mill.

૭ ". . . the fact is, that the English in India, at that time, had been worked up into a mixture of fury and rage against Tipoo more resembling the passion of savages against their enemy. . . . than the feelings with which a civilized nation regards the worst of its foes."—Mill, vol. v, p. 278.

"જોકે આ વખતે અયોધ્યાને કોઈ બાજુથી કોઈ પણ જાતના હુમલાનો ડર નહોતો, અને જેટલા રૂપિયા નવાબ પાસેથી લેવાનો કંપનીને અધિકાર હતો તે કરતા વધારે ખરચ ફતેહગઢની આ અંગ્રેજીસેના માટે નવાબને થતો હતો, છતા આ સેના ત્યાથી લઈ ન લેવામા કૉર્નવાલિસ મક્કમ રહ્યો." ૮

આ રીતે બ્રિટિશોની ભાવિ સામ્રાજ્યતૃષ્ણાને શાત કરવાના વાસ્તવિક ઉદ્દેશ ખાતર દર સાલ પચાસ લાખ કરતા પણ વધારે રકમનો દંડ કંપનીના દોસ્ત અયોધ્યાના નવાબ પાસેથી જબરદસ્તીથી વસૂલ કરવામા આવતો હતો

**કૉર્નવાલિસ અને નિઝામ**

કંપનીના બીજા મિત્ર નિઝામની સાથેનુ લૉર્ડ કૉર્નવાલિસનુ વર્તન આ કરતા પણ ચડી જાય એવુ હતું ઇંગ્લાડથી નીકળતી વખતે ડાયરેક્ટરોએ તેને સૂચના કરી હતી કે હરકોઈ ઉપાયે નિઝામ પાસેથી ગતૂર પ્રાત પડાવવો કૉર્નવાલિસ જાણતો હતો કે મ્હૈસૂરયુદ્ધની પહેલા જ જો આ વાત નિઝામ જાણી જશે તો તે ટીપૂને મળી જવાનો ભય છે આથી તે લાગ શોધતો રહ્યો યુદ્ધ પૂરુ થયા પછી નિઝામને જ્યારે તેણે નિર્બળ જોયો ત્યારે કૅપ્ટન કેનાવે નામના એક અમલદારને આ કાર્ય સિદ્ધ કરવા માટે તેણે નિઝામના દરબારમા મોકલ્યો. ઇતિહાસલેખક મિલ લખે છે —

"નક્કી કરવામા આવ્યુ કે જ્યા સુધી કૅપ્ટન કેનાવે નિઝામના દરબારમા ન પહોચે ત્યા સુધી ગતૂર પ્રાતની માગણી કરવામા આવનાર છે એવા ખબર નિઝામને મળવા ન જોઈએ × × × મદ્રાસની સરકારે જેવા તેવા બહાના બતાવીને ગતૂરની આસપાસ એક સેના મોકલી દીધી, અને એ રીતે બીજી કોઈ સત્તા લડવા માટે કે વિરોધ કરવા માટે ત્યા પહોચે તે પહેલા જ તે પ્રાત તાબે કરવાની તૈયારી કરી લીધી "૯

---

૮ Mill, vol v, p 222.

૯ "No intimation was to be given to the Nizam of the proposed demand, till after the arrival of Captain Kennaway at his Court . . . the Government of Madras, under specious pretences, conveyed a body of troops to the neighbourhood of the Sircar, and held themselves in readiness to seize the territory before any other power could interpose, either with arms or remonstrance "—Mill, vol. v, p 225.

નિઝામ પ્રથમથી જ કાયર અને કમજોર હતો. યુદ્ધ કરવાની જરૂર જ ન પડી, અને ગંતૂર પ્રાંત કંપનીના હાથમાં આવી ગયો. કહેવાય છે કે કોઈ લૂંટારાની માતાએ સિકંદરની સામે વિજેતા અને લૂંટારા વચ્ચે સમાનતા બતાવી હતી. તેનું ઉત્તમ ઉદાહરણ આ સિવાય બીજું મળવું જરૂર મુશ્કેલ છે.

**કંપનીના નોકરો**

છેવટે લોર્ડ કોર્નવાલિસના શાસનકાળની બીજી કેટલીક હકીકતો અને 'સુધારા' ઉપર નજર નાખવાની જરૂર છે. સૌથી પ્રથમ કંપનીના નોકરોની નિમણૂકોની પદ્ધતિ લઈએ. ઇતિહાસમાં લખાયું છે કે તે વખતના યુવરાજે ભારતની ખાસ નોકરી માટે પોતાના મિત્રો અને આશ્રિતોની અનેક વાર ભલામણો કરી, અને કોર્નવાલિસે યુવરાજની એ ભલામણો માન્ય કરી. એક વાર યુવરાજે કોર્નવાલિસને લખ્યું કે આપ "એલિકાન નામના એક કાળા" ને બનારસની ફોજદારી ઉપરથી ખસેડીને તેની જગાએ પૈલેગ્રાઇન ટ્રીચ નામના એક અંગ્રેજ યુવકને નીમો. આ અંગ્રેજ ઇગ્લાંડના એક બદનામ મહાજનનો પુત્ર હતો, અને એ મહાજનનું યુવરાજને દેવું પતાવવું હતું. કોર્નવાલિસ આ વખતે યુવરાજની ઇચ્છા પૂરી પાડી શક્યો નહિ. તેણે યુવરાજને લખ્યું કે અલી ઇબ્રાહીમખાં (જેને યુવરાજે 'કાળો એલિકાન' કહ્યો હતો) જોકે હિંદી છે છતાં પણ "ભારતના સૌથી વધારે યોગ્ય અને સૌથી વધારે સન્માનિત સરકારી અમલદારો પૈકી એક છે." ટ્રીચ નવયુવાન અને બિનઅનુભવી છે. એવાને આવી મહત્ત્વની જગા ઉપર નીમવો, અને તેમાંય જેને બિલકુલ જ્ઞાન નથી એવાને નીમવો, એ તો માત્ર મશ્કરી કરવા જેવું જ થાય.

કોર્નવાલિસે ભારતમાં આવીને જોયું કે તે વખતે ઊંચી ઊંચી જગાએ કંપનીના લગભગ બધા નોકરો અયોગ્ય અને લાંચિયા હતા. કોર્નવાલિસે આ વાતનો સ્વીકાર કર્યો અને તેના બે ઉપાયો યોજ્યા. એક તો તેણે નિયમ કર્યો કે નાનામાં નાની નોકરી સિવાય બીજી કોઈ મોટી નોકરીઓ ઉપર હવેથી હિંદીઓને નીમવા નહિ; અને બીજું, યુરોપિયન નોકરોના પગારોમાં તેણે વધારો કર્યો.

**ભારતની ગ્રામપંચાયતો**

બહુ જ પ્રાચીન કાળથી ભારતની ૯૯ ટકા વસ્તી ગામડાંમાં જ રહેતી આવી છે. દરેક ગામમાં એક કાયમની ગ્રામપંચાયત હતી. ઇતિહાસલેખક

ટોરેન્સના શબ્દોમાં કહીએ તો "ભારતવાસીઓનું સમસ્ત સામાજિક, ઔદ્યોગિક અને રાજનૈતિક જીવન આ ગ્રામપંચાયતોનું એક સંગઠિત સ્વરૂપ હતું."[૧૦] રાષ્ટ્રનું સમસ્ત જીવન આ ગામડાં અને ગ્રામપંચાયત ઉપર ટકી રહેતું, અને તેનું જ બનેલું હતું. આ ગ્રામપંચાયતના સંગઠન તેમ જ તેના કાર્યોના સંબંધમાં તે વખતના એકબે અંગ્રેજ ઇતિહાસ-લેખકોના પુરાવા જ આપીએ છીએ. ટોરેન્સ લખે છે —

"જે પ્રાચીન કાળનું કોઈને સ્મરણ પણ નથી એટલા પ્રાચીન કાળથી દરેક ગામના મોટા વૃદ્ધ પુરુષોની એક પંચાયત ગામડાનું શાસન ચલાવતી આવી છે, તેના સાર્વજનિક કામો ચલાવતી આવી છે, અને સાર્વજનિક હિતનું રક્ષણ કરતી આવી છે. પ્રથમ આ પંચની સંખ્યા પાંચની હતી, હવે આ પંચાયતના પંચો મોટે ભાગે પાંચ કરતાં વધારે હોય છે પરંતુ આ પંચોમાં લગભગ દરેક પ્રકારના લોકોનું પ્રતિનિધિત્વ હોય છે જ્યારે કોઈ તકરાર ઊભી થાય છે ત્યારે આ પંચ પ્રાચીન મર્યાદા અનુસાર તેનો નિવેડો લાવે છે. અને જ્યારે કોઈ નવીન પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે પણ આ પંચ જ નવા નિયમો બનાવીને ભવિષ્ય માટે કાયદો નિર્માણ કરે છે."[૧૧]

સર જૉન માલ્કમ લખે છે —

"ભારતની મ્યુનિસિપલ અને ગ્રામસંસ્થાઓને મોટામાં મોટી અને નાનામાં નાની કોમોએ એકત્ર થઈને જે અધિકાર આપી રાખ્યા છે તેને લીધે આ સંસ્થાઓ પોતપોતાના સત્તામાં સંપૂર્ણ શાંતિ અને વ્યવસ્થા જાળવવા શક્તિમાન હતી. મધ્ય ભારતમાં કોઈ અન્યાયીમાં

૧૦ ". . . the village Community was, as it is still, the unit of social, industrial, and political existence."—Torrens' *Empire in Asia*, p. 100.

૧૧ "Time out of mind, the village and its common interests and affairs have been ruled over by a council of elders, anciently five in number, now frequently more numerous, but always representative in character, who, when any dispute arises, declare what is the customary law, and who, when any new or unprecedented case occurs, occasionally legislate."—Ibid p. 101.

અન્યાયી રાજાએ પણ કદી આ સંસ્થાઓના અધિકારો અને સગવડોનો વિરોધ કર્યો નથી. અને બધા ન્યાયપ્રેમી રાજાઓની કીર્તિ અને લોકપ્રિયતાનું મુખ્ય કારણ આ સંસ્થાઓ તરફ તેઓ ધ્યાન આપતા હતા એ હતુ." [૧૨]

ભારતના બીજા પણ અનેક ભાગોના પરિચયવાળો સર ટોમસ મનરો લખે છે —

"બધા ભારતીય ગામડાંઓમા એક રીતસરની સંગઠિત મ્યુનિસિપાલિટી હતી. આ મ્યુનિસિપાલિટી જ ગામની રેવન્યુ તથા પોલિસ બન્નેની વ્યવસ્થા કરતી હતી, અને અપરાધીઓને શિક્ષા કરવાનું તેમ જ તકરારોના નિવેડા લાવવાનુ કામ પણ મોટા પ્રમાણમા તે જ કરતી હતી." [૧૩]

આ સુવ્યવસ્થિત ગ્રામપંચાયતોમાં કોણ કોણ કામ કરનારા હતા, તેમના અધિકાર તથા કાર્યો શાં શા હતાં, સાર્વજનિક કોષાધ્યક્ષ અને મેજિસ્ટ્રેટના અધિકાર એકબીજાથી જુદા રહેતા, ગ્રામવાસીઓના જાનમાલના રક્ષણ માટે પ્રત્યેક ગ્રામપંચાયતને તાબે તલારો (?) અથવા સિપાઈઓની એક ટુકડી રહેતી, વગેરે ઘણી હકીકતોનું સર ટોમસ મનરોએ વિસ્તારપૂર્વક વર્ણન આપ્યુ છે

ટોરેન્સ લખે છે કે ભારતની આ ગ્રામપંચાયતોમાં સૌથી વિચિત્ર રીત જ્યુરીની હતી દીવાની તથા ફોજદારી બધા મુકદ્દમાને માટે જુદા જુદા

૧૨ The Municipal and village institutions of India were competent, from the power given them by the common assent of all ranks, to maintain order and peace within their respective circles. In Central India, their rights and privileges never were contested even by tyrants, while all just princes founded their chief reputation and claim to popularity on attention to them "—Malcolm. vol. 1, Chap. xii, Ibid, p. 101.

૧૩ "In all Indian villages there was a regularly constituted municipality, by which its affairs, both of revenue and police, were administered, and which exercised, to a very great extent Magisterial and Judicial authority. "—Sir Thomas Munro Ibid p. 101.

પંચ ચૂંટવામાં આવતા. આ પંચનો નિર્ણય બધાને માન્ય ગણાતો. પંચોને કાયમ આખી પ્રજા ચૂંટતી. સારામાં સારા ચારિત્ર્યવાળા, સાહસી અને ત્યાગી માણસને આ પંચના પ્રમુખ બનાવવામાં આવતા. માલ્કમ લખે છે કે આ પ્રમુખો મોટે ભાગે દરેક ન્યાયપ્રેમી રાજાને મદદ કરતા, અન્યાયી રાજાનો સાહસપૂર્વક વિરોધ કરતા અને તેના અન્યાયમાંથી ગામનું રક્ષણ કરતા. દરેક કોમ અને લત્તામાંથી પંચ ચૂંટવામાં આવતા. વાદી અને પ્રતિવાદી બંને આ પંચની ચૂંટણીનો વિરોધ કરી શકતા. અત્યંત પ્રાચીન કાળથી માંડીને ઇસ્ટ ઇંડિયા કંપનીના આગમન સુધી આ જ ગ્રામપંચાયતો ભારતીય ન્યાયપદ્ધતિની જાણકાર હતી. ભારતવાસીઓના વર્તન ઉપર આનો બહુ અદ્‌ભુત પ્રભાવ હતો. માલ્કમ લખે છે કે "જો કોઈ કદી આપત્તિને વખતે પોતાનું ઘર કે ખેતર છોડીને ચાલ્યો જતો તો તે અથવા તેનો વંશજ જ્યારે મરજી પડે ત્યારે પોતાનું ઘર તથા પોતાના ખેતર ઉપર પાછો પોતાનો અધિકાર જમાવી શકતો. અને એમ કરવામાં કદી કોઈ જાતની ઘર સંબંધી કે ખેતર સંબંધી તકરાર થતી નહિ, કોઈ કોર્ટે ચડતું નહિ."૧૪ દરેક ખેડૂત તેની જમીનનો સંપૂર્ણ માલિક ગણાતો હતો. મનરો લખે છે કે તે સમયના ભારતવાસીઓ "સરળ, નિષ્પાપ અને ઈમાનદાર હતા; દુનિયાના બીજા કોઈ ભાગના લોકો જેટલી જ સચ્ચાઈવાળા તેઓ હતા."૧૫

**ગ્રામપંચાયતોનો નાશ**

જ્યારે બંગાળામાં મીરજાફર અને મીરકાસીમના શાસનકાળમાં કંપનીએ ઔદ્યોગિક, વ્યાપારી અને ખુલ્લી ભયંકર લૂંટ શરૂ કરી ત્યારે આ હજારો વર્ષથી ચાલતી આવેલી ગ્રામસંસ્થાઓ ઉપર પ્રથમ આક્રમણ થયું. વૉરન હેસ્ટિંગ્સના કાળમાં ઈ. સ. ૧૭૭૩ માં ઇંગ્લાંડમા 'રેગ્યુલેશન ઍક્ટ' પસાર થયો ત્યારે બીજું વિધિસરનું આક્રમણ થયું. તે વખતે વૉરન હેસ્ટિંગ્સના સુપ્રસિદ્ધ મિત્ર ઇલિજા ઇંપીને આધીન કલકત્તામાં પહેલી અંગ્રેજી હાઈકોર્ટ સ્થપાઈ. ટૉરેન્સ લખે છે કે તે સમયથી જ—

૧૪ "Every wall of a hou-e, every field, was taken possession of by the owner or cultivator without dispute or litigation." —Malcolm, vol. ii, Chap. i, Ibid, p. 100.

૧૫ "Simple, harmless, honest and having as much truth in them as any people in the world."—Munro, vol. i, p. 280, Ibid, p. 100.

"આ પહેલાંના બધાં રાજ્યપરિવર્તનોમાં મુસલમાન અથવા મરાઠા બધા રાજાઓ જે મ્યુનિસિપલ સંસ્થાઓનો પૂરો આદર કરતા હતા, અને જેમણે આ સંસ્થાઓને અખંડિત જાળવી રાખી હતી, તે પ્રાચીન સંસ્થાઓની હવે અવગણના કરવામાં આવી. આમાંની અનેક સંસ્થાઓને નિર્દયતાપૂર્વક ઉખેડીને ફેંકી દેવામાં આવી અને તેની જગાએ નવી વિદેશી શાસનપ્રથા દાખલ કરવામાં આવી દેશી પંચાયતની જગાએ હવે એક સ્વેચ્છાચારી જજને બેસાડવામાં આવ્યો."[૧૬]

"કોઈ પણ બુદ્ધિમાન અથવા ન્યાયપ્રેમી ઇતિહાસલેખક આ કાર્ય અને હકીકતને આશ્ચર્ય પામ્યા વગર અને નિંદનીય ઠરાવ્યા સિવાય તેમનો ઉલ્લેખ કરી શકે નહિ."[૧૭]

**નવી અંગ્રેજી અદાલતો**

કોર્નવાલિસે આખા દેશમાં નવી અંગ્રેજી અદાલતો દાખલ કરીને આ ભારતીય ગ્રામપંચાયતોના રહ્યાસહ્યા ચિહ્નોનો કાયમને માટે અંત આણ્યો. કોર્નવાલિસના આ કાર્યોને 'શાસનસુધારા' કહેવામાં આવે છે. કોર્નવાલિસના આ 'સુધારા'ઓએ ભારતીય પ્રાચીન ગ્રામસંસ્થાઓનો કઈ રીતે કાયમને માટે નાશ કર્યો, જાણીજોઈને નવી અંગ્રેજી કચેરીઓના કામને કેમ લાંબુ બનાવવામાં આવ્યું, વકીલો ઉત્પન્ન કરાવ્યા અને વકીલની મદદ વગર કેસ જ ન ચાલી શકે એવી જાતના કાયદાઓ ઘડી કાઢ્યા, ગરીબોને માટે ન્યાય મેળવવાનું લગભગ અશક્ય બનાવી દીધું, સરકાર માટે એક કાયદો અને સાધારણ પ્રજા માટે જુદો કાયદો ઘડીને સરકારી મહેસૂલ વસૂલ કરવાનું કામ કેટલું સરળ અને સસ્તું બનાવી દીધું, ઇંગ્લાંડના હજારો બેકાર છોકરાઓની આજીવિકા માટે કેવી સુંદર વ્યવસ્થા કરી દીધી, અને

---

૧૬ "Not these Municipal institutions, which confessedly had been scrupulously respected in all former changes of dynasty, whether Mohammedan or Maratha, were henceforth to be disregarded, and many of them to be rudely uprooted by the new system of foreign administration Instead of the native Panchayat, there was established an arbitrary Judge."—Ibid, p 102, 103.

૧૭ "No wise or just historian will note these things without expressions of wonder and condemnation."—Ibid p 103

ભારતવાસીઓમાં કોર્ટે ચડવાનું, જૂઠા દસ્તાવેજો બનાવવા, દગા, લાંચ, રુશવત, કુસંપ અને બગમાદીના ફેલાવા માટેનો રસ્તો કેમ મોકળો કરી દીધો, વગેરે ઇતિહાસલેખક મિલે સુંદર રીતે અને વિસ્તારથી જણાવ્યું છે.[૧૮]

આ સુધારા અને તેના પરિણામોનું અહીં વર્ણન કરવું વ્યર્થ છે. ભારતવાસીઓના ચારિત્ર્ય ઉપર આનું પરિણામ સૌથી વધારે નાશકારક આવ્યું.

**વકીલાતની નવી પ્રથા**

સુપ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન એસ. લૉબ લખે છે —

"આપણી ન્યાયપદ્ધતિ કેટલી ઘૃણાસ્પદ છે? વકીલાતની જે પાશ્ચાત્ય પ્રથાને આ દેશમાં દાખલ કરવાના આપણે પૂરા પ્રયત્નો કરીએ છીએ તેનાથી વધારે હલકી બીજી કોઈ પ્રથાનું આપણે અનુમાન પણ કરી શકીએ ખરા? × × × શું આપણી અદાલતો લાંચરુશવત લેવાનાં ધામ નથી? અને લોકોમાં કોર્ટે ચડવાનો શોખ તેમને સદાચારથી ભ્રષ્ટ નથી કરતો? બની શકે ત્યાં સુધી અંદર અંદર જ તકરારો પતાવવાની તક લોકોને શા માટે ન આપવામાં આવે?"[૧૯]

પરંતુ કૉર્નવાલિસ સારી રીતે સમજતો હતો કે કોઈ પણ પરતંત્ર દેશની પરાજિત કોમને ચારિત્ર્યભ્રષ્ટ કરવામાં અને તેવી જ હાલતમાં તેને રાખવામાં વિદેશી શાસકોનું બળ વૃદ્ધિ પામે છે.

**કાયમી જમાબંદીની પદ્ધતિ**

લૉર્ડ કાર્નવાલિસના સમયની સૌથી વધારે મહત્ત્વની ઘટના તેની કાયમી જમાબંદીની પદ્ધતિ છે એમ ગણાવવામાં આવે છે. મૂળ કારણ તો એ હતું કે જે વખતે ત્રણે પ્રાંતોની દીવાની કંપનીએ દિલ્હીના બાદશાહ પાસેથી મેળવી અને ધીરે ધીરે એ પ્રાંતો ઉપર પોતાનો અધિકાર જમાવ-

૧૮ Mill, vol v, p 325, et

૧૯ "Look at our miserable legal system Can anything be conceived more thoroughly immoral than the system of Western Advocacy which we are doing our best to introduce into this country? . are not our law-courts hot beds of corruption, and is not the love of litigation contaminating and thoroughly perverting the national mind? Why not let the people settle their own disputes as far as possible?"—S Lobb, the famous English Positivist

વાનું શરૂ કર્યું, ત્યારથી તેમણે દરેક જગ્યાએ નવો બંદોબસ્ત કરીને સરકારી મહેસૂલ બેહદ વધારી દીધું હતું. આનું વર્ણન પાછલા એક પ્રકરણમાં આવી ગયું છે. એડમંડ બર્ક લખે છે કે મહેસૂલ બેહદ વધારી દેવાને લીધે જ આખો દેશ "વેરાન જેવો દેખાવા લાગ્યો."[૨૦] આ મહેસૂલના વધારાના પરિણામે જ આખા બંગાળામાં અગાઉ કદી ન અનુભવાયો હોય એવો ઈ. સ. ૧૭૭૦નો ભયંકર દુકાળ પડ્યો, જેને લીધે લાખો ગામડાં ઉજ્જડ થઈ ગયાં.

જ્યારે કૉર્નવાલિસ બંગાળામાં આવ્યો ત્યારે કંપનીની તિજોરી ખાલી હતી, સારામાં સારી જમીન પણ વાવ્યા વગરની અને ખેડ્યા વગરની વેરાન પડી હતી, અને અર્ધા કરતાં પણ વધારે જમીનદારો પાસે કેટલાંય વરસોની મહેસૂલ લેણી ખેંચાતી હતી; અને એ લેણી મહેસૂલ ચૂકતે કરવાનું તેમને માટે લગભગ અસંભવિત હતું–તેમની શક્તિ બહારનું હતું. આ શોચનીય દશામાં દેવાળામાંથી બચવાનો કંપની માટે એક જ ઉપાય હતો, અને તે એ કે નવેસરથી મહેસૂલનો બંદોબસ્ત કરીને કાયમ માટે એક યોગ્ય કર નક્કી કરી દેવો. કૉર્નવાલિસની પહેલાં દસ વરસે કેટલાક અંગ્રેજ અમલદારોએ આ ઉપાય સૂચવ્યો હતો, અને કંપનીના ડાયરેક્ટરોએ કૉર્નવાલિસને ભારત મોકલતા પહેલાં આ બાબતમાં સૂચના કરી હતી.

આ કાયમી જમાબંદીની સાથોસાથ કૉર્નવાલિસે એક એવો પણ કાયદો પસાર કર્યો કે, જે જે જમીનદારોને માથે વસૂલાત બાકી લેણી છે તેમની જમીનદારી તરત જ લિલામ કરવામાં આવે, અને ભવિષ્યમાં પણ જો કોઈની પાસે લેણું મહેસૂલ નીકળે તો તરત જ તેની જમીનદારીનું લિલામ કરવામાં આવે; અને આમ કરતી વખતે મોટી મોટી જમીનદારીના નાના નાના કટકા કરીને જુદી જુદી હરાજી કરવામાં આવે.

એક અંગ્રેજ લેખક લખે છે કે કૉર્નવાલિસે દાખલ કરેલી આ કાયમી જમાબંદી પછી દસ વરસમાં જ આખા બંગાળાની બધી જમીનદારીઓનાં કદ અને માલેકી છેક બદલાઈ ગયાં. આ રીતે કૉર્નવાલિસે કાયમી જમાબંદીને બહાને બંગાળાના હજારો જૂનાં કુટુંબો અને મોટી મોટી જમીનદારીઓનો નાશ કર્યો, અને તેમની જગાએ નાના નાના ખુશામતિયા નિર્બળ જમીનદારો પેદા કર્યા.[૨૧]

---

૨૦ "The country has turned into a desert."—Edmund Burke.

૨૧ *Memorandum on the Revenue Administration of the Lower Provinces of Bengal*, by J. Macneile p. 9.

**દેશની દશા**

કોર્નવાલિસના સમયમાં હિંદુસ્તાનનો થોડોક જ ભાગ કંપનીના અધિકારમા હતો, બાકીનો મોટો ભાગ મરાઠા, ટીપૂ, નિઝામ અને અયોધ્યાના નવાબના તાબામાં હતો પરતુ આ બન્ને ભાગોની તુલના બોધપ્રદ છે બ્રિટિશ ભારત ચારે બાજુ ઉજ્જડ, દરિદ્ર અને વેરાન બની ગયો હતો, જ્યારે દેશી ભારત એક છેડાથી બીજા છેડા સુધી સમૃદ્ધ અને આબાદ દેખાતો હતો બ્રિટિશ ભારતની સતત ગેરવ્યવસ્થા અને કાયદેસરની તથા કાયદાવગરની લૂટ વિદેશી ભારત માટે જેટલી વિઘાતક હતી તેટલી વિઘાતક દેશી ભારતની અદરઅદરની લડાઈઓ પણ નહોતી તે સમયના બ્રિટિશ ભારતમા પ્રજાના જાનમાલની સલામતી નહોતી આ કથનના સમર્થનમા તે સમયના અનેક દેશી તથા વિદેશી લેખકોની સાક્ષી આપી શકાય એમ છે. પરતુ અમે તો અહી ફક્ત કપનીના સરકારી રિપોર્ટનુ એક વાક્ય જ ઉતારીએ છીએ ઈ સ ૧૮૧૨ ના પાચમા સરકારી રિપોર્ટમા લખેલુ છે —

> "રાજશાહીમા ધાડ બહુ ફેલાયેલી છે × × × છતા પણ લોકોની હાલત ઉપર પૂરતુ ધ્યાન આપવામા આવતુ નથી જાનમાલનુ વસ્તુત રક્ષણ કરવામા નથી આવતુ એ વાતનો ઇનકાર કરી શકાય એમ નથી મગાળામા અર્ધા કરતા પણ વધારે પ્રાતોની આ જ દશા છે "[૨૨]

ખરી રીતે કપનીના શાસનના આ ત્રીશ વરસમા દેશની જે દુર્દશા થઈ હતી તેવી કપની પહેલાના બૂરામા બૂરા કાળમા પણ કદી થઈ નહોતી

ભારતમા સાત વરસ અમલ ચલાવી લૉર્ડ કૉર્નવાલિસ ઈ. સ ૧૭૯૩મા વિલાયત પાછો ગયો તેને ફરી વાર હિંદુસ્તાન મોકલવામા આવ્યો, પરતુ થોડા માસમા જ હિંદુસ્તાનમા તે મરી ગયો

ખરી રીતે ભારતમા અગ્રેજી સત્તાનો પાયો મજબૂત કરવામા કૉર્નવાલિસે ખાસ ભાગ લીધો છે.

---

૨૨ "That dacoity is very prevalent in Raj Shaye . . Yet the situation of the people is not sufficiently attended to. It can not be denied, that, in point of fact, there is no protection for persons or property. Such is the state of things which prevails in most of the Zillahs in Bengal"—*The Fifth Report of 1812*.

વાનું શરૂ કર્યું, ત્યારથી તેમણે દરેક જગ્યાએ નવો મહેસૂલ ક્રીને આગળી મહેસૂલ બેહદ વધારી દીધુ હતું આનુ વર્ણન પાછલા એક પ્રસંગમા આવી ગયુ છે એડમંડ બર્ક લખે છે કે મહેસૂલ બેહદ વધારી દેવાને લીધે જ આખો દેશ "વેરાન જેવો દેખાવા લાગ્યો"[20] આ મહેસૂલના વધારાના પરિણામે જ આખા બંગાળામા અગાઉ કદી ન અનુભવાયો હોય એવો ઈ સ. ૧૭૭૦નો ભયંકર દુકાળ પડ્યો, જેને લીધે લાખો ગામડાં ઉજડ થઈ ગયા

જ્યારે કોર્નવાલિસ બંગાળામા આવ્યો ત્યારે કંપનીની તિજોરી ખાલી હતી, સારામા સારી જમીન પણ વાવ્યા વગરની અને ખેડ્યા વગરની વેરાન પડી હતી, અને અર્ધા કરતા પણ વધારે જમીનદારો પાસે કેટલાય વરસોની મહેસૂલ લેણી ખેંચાતી હતી, અને એ લેણી મહેસૂલ ચૂકતે કરવાનુ તેમને માટે લગભગ અસંભવિત હતુ—તેમની શક્તિ બહારનુ હતુ આ શોચનીય દશામા દેવાળામાથી બચવાનો કંપની માટે એક જ ઉપાય હતો, અને તે એ કે નવેસરથી મહેસૂલનો બંદોબસ્ત કરીને કાયમ માટે એક યોગ્ય કર નક્કી કરી દેવો કોર્નવાલિસની પહેલા દસ વરસે કેટલાક અંગ્રેજ અમલદારોએ આ ઉપાય સૂચવ્યો હતો, અને કંપનીના ડાયરેક્ટરોએ કોર્નવાલિસને ભારત મોકલતા પહેલા આ બાબતમા સૂચના કરી હતી

આ કાયમી જમાબંદીની સાથોસાથ કોર્નવાલિસે એક એવો પણ કાયદો પસાર કર્યો કે, જે જે જમીનદારોને માથે વસૂલાત બાકી લેણી છે તેમની જમીનદારી તરત જ લિલામ કરવામા આવે, અને ભવિષ્યમા પણ જો કોઈની પાસે લેણુ મહેસૂલ નીકળે તો તરત જ તેની જમીનદારીનુ લિલામ કરવામા આવે, અને આમ કરતી વખતે મોટી મોટી જમીનદારીના નાના નાના કટકા કરીને જુદી જુદી હરાજી કરવામા આવે

એક અંગ્રેજ લેખક લખે છે કે કોર્નવાલિસે દાખલ કરેલી આ કાયમી જમાબંદી પછી દસ વરસમા જ આખા બંગાળાની બધી જમીનદારીઓના કદ અને માલેકી છેક બદલાઈ ગયા આ રીતે કોર્નવાલિસે કાયમી જમાબંદીને બહાને બંગાળાના હજારો જૂના કુટુંબો અને મોટી મોટી જમીનદારીઓનો નાશ કર્યો, અને તેમની જગાએ નાના નાના ખુશામતિયા નિર્બળ જમીનદારો પેદા કર્યા[21]

૨૦ "The country has turned into a desert"— Edmund Burke

૨૧ *Memorandum on the Revenue Administration of the Lower Provinces of Bengal*, by J Macneile [illegible] 9

**દેશની દશા**

કૉર્નવાલિસના સમયમાં હિંદુસ્તાનનો થોડોક જ ભાગ કંપનીના અધિકારમા હતો, બાકીનો મોટો ભાગ મરાઠા, ટીપૂ, નિઝામ અને અયોધ્યાના નવાબના તાબામા હતો પરંતુ આ બંને ભાગોની તુલના બોધપ્રદ છે બ્રિટિશ ભારત ચારે બાજુ ઉજ્જડ, દરિદ્ર અને વેરાન બની ગયો હતો, જ્યારે દેશી ભારત એક છેડાથી બીજા છેડા સુધી સમૃદ્ધ અને આબાદ દેખાતો હતો બ્રિટિશ ભારતની સતત ગેરવ્યવસ્થા અને કાયદેસરની તથા કાયદા-વગરની લૂટ વિદેશી ભારત માટે જેટલી વિઘાતક હતી તેટલી વિઘાતક દેશી ભારતની અંદરઅંદરની લડાઈઓ પણ નહોતી તે સમયના બ્રિટિશ ભારતમા પ્રજાના જનમાલની સલામતી નહોતી આ કથનના સમર્થનમા તે સમયના અનેક દેશી તથા વિદેશી લેખકોની સાક્ષી આપી શકાય એમ છે. પરંતુ અમે તો અહી ફક્ત કંપનીના સરકારી રિપોર્ટનુ એક વાક્ય જ ઉતારીએ છીએ ઈ સ ૧૮૧૨ ના પાચમા સરકારી રિપોર્ટમા લખેલુ છે —

> "રાજશાહીમા ધાડ બહુ ફેલાયેલી છે × × × છતા પણ લોકોની હાલત ઉપર પૂરતુ ધ્યાન આપવામા આવતુ નથી જાનમાલનુ વસ્તુત રક્ષણ કરવામા નથી આવતુ એ વાતનો ઇનકાર કરી શકાય એમ નથી બંગાળામા અર્ધા કરતા પણ વધારે પ્રાંતોની આ જ દશા છે '[૨૨]

ખરી રીતે કંપનીના શાસનના આ ત્રીશ વરસમા દેશની જે દુર્દશા થઈ હતી તેની કંપની પહેલાના ખૂરામા ખૂરા કાળમા પણ કદી થઈ નહોતી

ભારતમા સાત વરસ અમલ ચલાવી લૉર્ડ કૉર્નવાલિસ ઈ સ ૧૭૯૩મા વિલાયત પાછો ગયો તેને ફરી વાર હિંદુસ્તાન મોકલવામા આવ્યો, પરંતુ થોડા માસમા જ હિંદુસ્તાનમા તે મરી ગયો

ખરી રીતે ભારતમા અંગ્રેજી સત્તાનો પાયો મજબૂત કરવામા કૉર્નવાલિસે ખાસ ભાગ લીધો છે

---

૨૨ "That dacoity is very prevalent in Raj Shaye . . Yet the situation of the people is not sufficiently attended to. It can not be denied, that, in point of fact, there is no protection for persons or property Such is the state of things which prevails in most of the Zillahs in Bengal"—*The Fifth Report of 1812.*

રહ્યાં હતાં તેનો પણ નાશ કરી દેવા માગતો હતો. ઇંગ્લાંડ પહોંચ્યા પછી વૉરન હેસ્ટિંગ્સ ઉપર જે આરોપો મૂકવામાં આવ્યા હતા, તેમાંનો એક આરોપ આ હતો:—

"મુગલ સમ્રાટના બાકી રહેલા પ્રાંતો પડાવી લેવા માટે વૉરન હેસ્ટિંગ્સ મરાઠા રાજ્યના મુખ્ય સેનાપતિ માધોજી સિંધિયાની સાથે ભળી ગયો. અને જ્યારે એક બાજુથી સમ્રાટ અને તેના વજીરોની સાથે ગુપ્ત ખટપટ કરવા માટે તેણે પોતાનો એક દૂત દિલ્હી મોકલ્યો, × × × ત્યારે સાથેસાથ બીજી બાજુથી સમ્રાટ અને તેના વજીરોની વિરુદ્ધ તે મરાઠાઓને મળી ગયો. મરાઠાઓને પણ તેણે દગો દીધો, અને સાથેસાથ બાદશાહથી તમારા અધિકારોની રક્ષા કરું છું એવું બહાનું બતાવ્યા કર્યું. આ રીતે તેણે તે બધાના નાશની તદબીર રચી અને બધાનો નાશ કર્યો."[૨]

**દિલ્હીના સમ્રાટની સાથે દગો**

વૉરન હેસ્ટિંગ્સની જ સલાહથી માધોજી સિંધિયાએ એક જબરદસ્ત સેના રાખી હતી. આ સેનામાં યુરોપિયન અધિકારીઓ રાખ્યા અને વૉરન હેસ્ટિંગ્સની ખાસ ભલામણથી ડી બોયન નામના એક યુરોપિયનને પોતાનો મુખ્ય સેનાપતિ નીમ્યો. આ જ સેના લઈને માધોજી સિંધિયાએ દિલ્હીની આસપાસના પ્રાંતો ઉપર હુમલો કર્યો અને બાદશાહને થોડા કાળ માટે પોતાના કેદી જેવો બનાવી લીધો. આ સમય સુધી અંગ્રેજો બાદશાહની પ્રજા હતા, અને પોતાને મળેલા પ્રાંતોની ખંડણી બાદશાહને ભરતા હતા. છતાં પણ

૨ ". . . Warren Hastings did unite with the Captain-General of the Marhatta State, called Madhoji Scindhia, in designs against the few remaining territories of the Moghul Emperor; and that whilst he sent an agent to Delhi and carried on intrigues with the King and his ministers, . . . he did all along concur with the Marhattas in their designs *against the said King and his ministers, under the treacherous* pretext of supporting the authority of the former against the latter and did contrive and effect the ruin of them all, . . ."
—One of the charges against Warren Hastings in his impeachment in England.

વૉરન હેસ્ટિંગ્સે બાદશાહને મદદ કરવાને બદલે માધોજીને દરેક રીતે ઉત્તેજિત કર્યો, અને બાદશાહની અસહાય અવસ્થાનો લાભ લઈને અંતે બાદશાહને ખંડણી મોકલવાનું બંધ કર્યું.

**માધોજી સિંધિયાના નાશની તદબીર**

માધોજીનું વધતું જતું બળ જોઈને મરાઠામંડળના બીજા સભાસદોને અદેખાઈ આવે એ સ્વાભાવિક હતું. આ અદેખાઈજ મરાઠા સામ્રાજ્યના નાશનું મૂળ કારણ બની. કલકત્તાની કાઉન્સિલની રોજનીશીમાં લખેલું છે કે માધોજીનું વધતું જતું બળ કંપનીને માટે ભયજનક છે એવી શંકા કેટલાક સભાસદોએ એક વાર ઉઠાવી. આ ઉપરથી વૉરન હેસ્ટિંગ્સે તેમને આશ્વાસન આપ્યું કે માધોજીની આ નવી સેના જ અંતે તેના નાશનું કારણ થશે. વૉરન હેસ્ટિંગ્સને પોતાની આ ચાલબાજી ઉપર પૂરેપૂરો વિશ્વાસ હતો, અને તેના જીવતાંજ તેની આ ભવિષ્યવાણી સાચી પણ ઠરી.

માધોજી સિંધિયાનું બળ હવે વધતું જતું હતું. તે બળને મર્યાદામાં રાખવાની અંગ્રેજો માટે આવશ્યકતા હતી. મરાઠામંડળમાં માધોજી સિંધિયા અને નાના ફડનવીસ બંનેનું બળ જ સૌ કરતાં વધારે હતું. એ મંડળના બળનો નાશ કરવા માટે હવે આ બંનેનાં બળોને તોડવાની અંગ્રેજોને જરૂર હતી. પેશવા માધવરાવ નારાયણ સંપૂર્ણપણે નાના ફડનવીસના કાબૂમાં હતો. પૂનામાં માધવરાવ નારાયણને ગાદીએથી ઉતારી તેની જગાએ રાઘોબાના પુત્ર બાજીરાવને બેસારવા માટે એક છૂપું કાવતરું રચાયું; માધોજી સિંધિયાને પણ આ કાવતરામાં સામેલ કરવામાં આવ્યો. પરંતુ નાના ફડનવીસને આ વાતની ખબર પડી ગઈ, એટલે તેણે પેશવાના હુકમથી બાજીરાવને પૂનામાં કેદ કરી રાખ્યો.

**માધોજી વિરુદ્ધ ખટપટો**

માધોજી સિંધિયા આ વખતે દિલ્હીના બાદશાહનો મુખ્ય સંરક્ષક હતો. વૉરન હેસ્ટિંગ્સે માધોજીને વચન આપ્યું હતું કે દર વરસે જે ખંડણી બાદશાહને આપીએ છીએ તે હવેથી તમને આપવામાં આવશે. સમજાય છે કે હેસ્ટિંગ્સના વખતમાં આ મામલો આમ ને આમ જ ચાલુ હતો. હેસ્ટિંગ્સની પછી મૅકફરસન પાસે માધોજીએ આ ખંડણીની ઉઘરાણી કરી. મૅકફરસને તે આપવાનાં ગલિયાંતલિયાં કર્યાં, ને કૉર્નવાલિસે તો એ ખંડણી આપવાનું કાયમ માટે બંધ કરી દીધું. આથી દિલ્હીના બાદશાહે ખુદ પોતે માધોજી ઉપર કાગળ લખ્યો કે તમે કલકત્તે જઈને કંપની પાસેથી ખંડણી

વસૂલ કરો. બાદશાહે બીજો એક કાગળ નાના ફડનવીસ ઉપર લખ્યો, અને તેમાં કંપની પાસેથી બાદશાહી ખંડણી વસૂલ કરવામાં પેશવા દરબારની મદદ માગી. આ વખતે ગમે તે રીતે કલકત્તા ઉપર ચડાઈ કરીને બાદશાહી ખંડણી વસૂલ કરવાની માધોજીની ફરજ હતી. પરંતુ માધોજી પોતાની કમતાકાત સારી પેઠે જાણતો હતો; અંગ્રેજો તો માધોજીનું બળ તોડવાના પ્રથમથી જ પ્રયત્નો કરતા હતા. ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે:—

"મિસ્ટર મેકફરસનને દેખાઈ આવ્યું કે માધોજી સિંધિયાની રાજનૈતિક મહત્ત્વાકાંક્ષા બહુ ભયજનક થતી જાય છે, તેથી તેણે સિંધિયાની અદેખાઈ અને પ્રતિસ્પર્ધા કરનારા બીજા મરાઠા સરદારોને વધારે ઉત્તેજન આપીને તેની ઉન્નતિ અટકાવવા તેની સામે બીજી સત્તાઓ ખડી કરવાની કોશિશ કરી." ૩

મોસ્ટિનની પછી અત્યાર સુધી પેશવાના દરબારમાં કોઈ અંગ્રેજ વકીલને મોકલવામાં આવ્યો ન હતો. હવે ચાર્લ્સ મેલેટ અંગ્રેજ વકીલ તરીકે નિમાઈને પૂના પહોંચ્યો. ચાર્લ્સ મેલેટનું મુખ્ય કામ માધોજી સિંધિયાની વિરુદ્ધ બીજા મરાઠા સરદારોને ઉશ્કેરવાનું અને નાના ફડનવીસની વિરુદ્ધ ગુપ્ત ખટપટ કરવાનું હતું. માધોજી પોતે પણ અંગ્રેજો સંબંધમાં સાશંક થયો હતો. ખુદ કોર્નવાલિસનું તેના પ્રત્યેનું વર્તન સાવ લૂખું હતું. મૂધોજી ભોંસલેની સાથે અંગ્રેજોએ એવી જાતનું વર્તન ચલાવ્યું કે જેથી અંગ્રેજો પોતાની વિરુદ્ધ મૂધોજીને ઉશ્કેરીને ઊભો કરે છે એવી શંકા માધોજી સિંધિયાને થઈ. અંતે આ સંબંધમાં નાના ફડનવીસની સલાહ લેવા માધોજી સિંધિયા પોતે પૂના આવ્યો. પરંતુ આ દરમિયાન તો ચાર્લ્સ મેલેટે પૂનામાં રહીને માધોજી વિરુદ્ધ પૂરતી ખટપટ કરી રાખી હતી.

અહલ્યાબાઈ હોળકરના આદર્શ ચારિત્ર્ય અને આદર્શ શાસનનું આગલા એક પ્રકરણમાં વર્ણન આવી ગયું છે. અહલ્યાબાઈના ત્રીશ વર્ષના રાજ્યકાળમાં તેની પ્રજા સૌથી સુખી ગણાતી હતી. વિદેશીઓની સાથે વધારા

---

૩ "Mr. Macpherson conceived that the ambitious nature of Scindhia's policy was very dangerous, and endeavoured to raise some counterpoise to his progress by exciting the jealousy and rivalry already entertained towards him among the other Marhatta chiefs."—Grant Duff's *History of the Marhattas*, p. 463.

પૃષ્ઠ ૨૭૨



માધોજી સિંધિયા
(ચિત્રશાળા પ્રેસ, પૂના-ના સૌજન્યથી)

પડતો સંબંધ રાખવાના મતની અહલ્યાબાઈ નહોતી. પોતાના દેશભાઈઓની વિરુદ્ધ અંગ્રેજોની સાથે એ ગુપ્ત સંધિઓ તેમ જ ખટપટ કરે એ અસંભવિત હતું. પરંતુ અહલ્યાબાઈના મૃત્યુ પછી તેના પુત્ર તુકોજીરાવમાં એ યોગ્યતા અને ચારિત્ર્ય રહ્યાં નહોતાં. અંગ્રેજોએ તુકોજીરાવને માધોજી સિંધિયાની વિરુદ્ધ ઉશ્કેરવાનું શરૂ કર્યું. આથી જ્યારે માધોજી સિંધિયા નાના ફડનવીસની સલાહ લેવા પૂના આવ્યો હતો, ત્યારે બરાબર લાગ જોઈ તુકોજી હોળકરે માધોજી સિંધિયાના રાજ્ય ઉપર હુમલો કર્યો.

**મરાઠામંડળની અવ્યવસ્થા**

ગ્રાંટ ડફના ઈતિહાસ ઉપરથી માલૂમ પડે છે કે તે વખતે હોળકર અને સિંધિયા વચ્ચે કોઈ જાતની તકરાર નહોતી; ઊલટું તુકોજી હોળકર સાથે પ્રેમપૂર્વક રહેવા માટે માધોજી સિંધિયા ઉત્સુક હતો. સમસ્ત મરાઠા ઈતિહાસમાં એક મરાઠા રાજા બીજા મરાઠા રાજા ઉપર હુમલો કરે એવો આ પ્રથમ જ બનાવ હતો. વસ્તુતઃ મરાઠામંડળનો હવે લગભગ અંત આવી ચૂક્યો હતો. ગાયકવાડ અને ભોંસલે તો પ્રથમથી જ ખસ્યા હતા; સિંધિયા અને હોળકરની આ દશા થઈ રહી હતી. આમ ચારેની આવી દશા થતાં, હલમલી ગયેલા પાયાવાળી મરાઠામંડળની ઇમારત એકલો પેશવા ક્યાં સુધી ટકાવી રાખી શકે?

સિંધિયાની કવાયતી સેનાએ હોળકરની સેનાને હરાવી. પરંતુ હોળકરની સેનાએ પાછા ફરતી વખતે સિંધિયાના રાજ્યની ધૂળધાણી કરી, અને સિંધિયાના મુખ્ય નગર ઉજ્જૈનને લૂંટ્યું. આ સમયથી જ સિંધિયા અને હોળકર વચ્ચે વૈમનસ્યની શરૂઆત થઈ ગઈ. આ સમય પછી હોળકરે પણ અંગ્રેજોની સલાહ મુજબ પોતાની સેનામાં અંગ્રેજી અમલદારો રાખવાનું શરૂ કર્યું; કેમકે સિંધિયાના રાજ્ય ઉપર ફરી વાર હુમલો કરવાનો તે વિચાર ચલાવતો હતો.

એક બાજુ તુકોજી હોળકરની દુશ્મનાવટ અને બીજી બાજુ પોતાની સેનાના ઊંચા ઊંચા અધિકારો ઉપર ડી બોયન તથા બીજા અનેક યુરોપિયન અધિકારીઓ; આ બેની વચ્ચે આ વખતે માધોજી સિંધિયા બરાબર સપડાઈ ગયો હતો. તે બરાબર સમજી ગયો હતો કે આ યુરોપિયન નોકરો અંગ્રેજો વિરુદ્ધ કદી પણ મદદ કરવાના નથી. આ અગાઉ ઘણા દિવસ પહેલાં નાના ફડનવીસે એક વાર માધોજીને કહ્યું હતું:—

"આ સામ્રાજ્યમાં અંગ્રેજોને પગ મૂકવાની જગ્યા ન મળવી

જોઈએ જો તેઓ જરાક પગ મૂકી શક્યા તો આખો દેશ આફતમાં આવી પડશે "

નાનાના આ શબ્દો હવે વારંવાર માધોજીને યાદ આવતા હતા. તેને પોતાના અગાઉના કૃત્યોનો પસ્તાવો થતો હતો, અને કંપની પાસેથી બાદશાહી ખંડણી વસૂલ કરવાની બાબતમા બાદશાહના પત્રો, તથા આ બધી ઊભી થયેલ પરિસ્થિતિ સંબંધે નાના ફડનવીસની સલાહ લેવા જ તે પૂના આવ્યો હતો દિલ્હીનો બાદશાહ, માધોજી સિંધિયા અને પેશવા એ ત્રણે જો એક થાય અને બાદશાહી ખંડણી વસૂલ કરવા કલકત્તા ઉપર ચડાઈ કરે તો અંગ્રેજોને માથે ખરેખર બહુ ભયાનક આપત્તિ આવે.

માધોજી સિંધિયાની હત્યા

હજી તો માધોજી સિંધિયા પૂનામા પેશવા અને નાના ફડનવીસની સાથે વાતચીત ચલાવતો હતો ત્યા જ પૂના પાસે આવેલી વનૌરી નામની જગાએ ઈ સ ૧૭૯૪ના ફેબ્રુઆરીની ૧૨મી એ માધોજી સિંધિયાનુ અકસ્માત મૃત્યુ થયુ.

ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે કે માધોજીને અચાનક "બહુ ભારે તાવ" આવ્યો પરંતુ માધોજીનુ જીવનચરિત્ર લખનાર અંગ્રેજ લેખક કીન જુદો જ ભેદ ખોલે છે તે "તારીખે-મુઝફ્ફરી"ના આધારે લખે છે —

"મૃત્યુની આગલી સાંજે એક હથિયારબંધ ટોળીએ માધોજીને રસ્તામા જ માર્યો "[૪] કીન લખે છે "નાના ફડનવીસે આ કાર્ય કરવા માટે આ ટોળી યોજી હતી " અને કીન અભિપ્રાય આપે છે કે "માધોજીનું મોત ઇચ્છવા માટે નાનાને સંપૂર્ણ કારણો હતા "

માધોજી સિંધિયાને મારી નાખવામા આવ્યો એમા તો શક નથી પરંતુ એનો દોષ નાનાને માથે મૂકવો એ જૂઠાણુ અને અન્યાય છે નાનાને "માધોજીનુ મોત ઇચ્છવા માટે" કોઈ જાતનુ કારણ નહોતુ, તેમ જ નાનાનો સ્વભાવ પણ એવો નહોતો ઊલટું અંગ્રેજોને "માધોજીનું મોત ઇચ્છવા માટે સંપૂર્ણ કારણો હતા " ગ્રાંટ ડફ લખે છે —

"સિંધિયાની શક્તિ અને મહત્ત્વાકાંક્ષા, તેનું પૂના જવુ, અને સૌથી વધારે તો દેશના લોકોનો અભિપ્રાય, એ બધા કારણોથી અંગ્રેજો

૪ "Madhoji had been waylaid the evening before by an armed gang . '—Keene's *Madhoji Sindhia*

માધોજીના સબધમા સાશ ક થયા હતા આથી અગ્રેજો માધોજીના બધા કાર્યોની અદેખાઈ કરતા હતા એ વાતની અનેક સાબિતીઓ અગ્રેજોના કાગળપત્રોમાથી આપણુને મળે છે "[૫]

**માધોજીની હત્યાથી અગ્રેજોને લાભ**

આટ ડફના લખાણુ ઉપરથી એમ પણુ જણુાય છે કે માધોજી પૂના પહોચ્યા પછી દિલ્હીના એક હિદી અખબારમા એક એવો લેખ છપાયો હતો કે દિલ્હીના બાદશાહે બગાળાની ખડણીની બાબતમા પેશવા અને માધોજી બને ઉપર કાગળો લખ્યા છે અને મદદ માગી છે માધોજી સિધિયાની હત્યાથી કપનીના માર્ગમાથી એક જબરદસ્ત કાટો દૂર થયો

એ સમયના સરકારી પત્રવહેવારમા બે વાતો સાવ સ્પષ્ટ જણુાય છે એક તો એ કે અગ્રેજોએ હોળકરને સિધિયા ઉપર હુમલો કરવા માટે ઉશ્કેર્યો હતો, અને બીજી એ કે અગ્રેજો માધોજી સિધિયા વિરુદ્ધ ખટપટ કરતા હતા જ્યારે માધોજી સિધિયા પોતાના રાજ્યમાથી પૂના જવા માટે ઊપડ્યો ત્યારે તરત જ ગવર્નર જનરલે સિધિયા દરબારમા રહેતા પોતાના અગ્રેજ રેસિડટને પાછો બોલાવી લીધો

માધોજીના મૃત્યુ વખતે કૉર્નવાલિસ ઇગ્લાડમા હતો, અને સર જોન શોર ભારતમા ગવર્નર જનરલના પદ ઉપર હતો જ્યારે કૉર્નવાલિસને માધોજીના મૃત્યુના સમાચાર મળ્યા ત્યારે પ્રસન્ન થઈને તેણે સપ્ટેમ્બરની ૭ મી એ સર જોન શોરને લખ્યુ "સિધિયાના મરણથી આપની ગવર્મેટની દરેક રાજનૈતિક મુશ્કેલીઓ લગભગ દૂર થઈ જશે"[૬]

માધોજીના મૃત્યુની ખરેખર કોણુ ઇચ્છા કરતુ હતુ, અને તેની હત્યા કરનારાઓને ખરેખરા કોણે નીમ્યા હતા તે નક્કી કરવા માટે આ કરતાં વિશેષ સાબિતી બીજી શી હોઈ શકે?

---

૫ " . his power and ambition, his march to Poona, and above all, the general opinion of the country, led the English to suspect him, and we accordingly find in their records various proofs of watchful jealousy, '—Grant Duff

૬ "The death of Scindhia, will nearly remove every political difficulty of your Government, '—Cornwallis' letter to Sir John Shore, September 7, 1794.

પેશવા માધવરાવ નારાયણનું મૃત્યુ

પરંતુ કંપનીના માર્ગની અંદરનો બીજો જબરદસ્ત કાંટો હજી મોજૂદ હતો; અને તે હતો નાના ફડનવીસ. માધોજી સિંધિયાના મૃત્યુને લીધે મહારાષ્ટ્રમાં નાના માટે અને તેની નીતિ માટે લોકોનો આદર ઘણો વધ્યો. ચાર્લ્સ મેલેટે પૂનાથી એક કાગળમાં લખ્યું કે "જ્યાં સુધી પૂના દરબારમાં નાના ફડનવીસનું જોર છે ત્યાં સુધી મરાઠા રાજ્યમાં આપણા પગ મજબૂત કરવાની સ્વપ્ને પણ આશા ન રાખવી જોઈએ."[૭]

નાના ફડનવીસની વિરુદ્ધ અંગ્રેજોએ ઘણી વાર ખટપટો કરી, પરંતુ સફળતા ન મળી. પેશવા માધવરાવ નારાયણ સંપૂર્ણપણે નાનાના પ્રભાવમાં હતો. એ જ્યાં સુધી પેશવાપદ ઉપરથી દૂર ન થાય ત્યાં સુધી કંપનીને પોતાની ઇચ્છા પૂરી પાડવાનો કોઈ અવસર મળે એમ નહોતું. પરંતુ ઈ. સ. ૧૭૯૫ના ઑક્ટોબરની ૨૭મી તારીખે કંપનીનાં સદ્ભાગ્યે પેશવા માધવરાવ બીજો (માધવરાવ નારાયણ) પોતાના મહેલની અગાશીએથી પડીને મરણ પામ્યો. આ મરણ સંબંધમાં ગ્રાંટ ડફ લખે છે: "૨૫મી ઑક્ટોબરની સવારે પેશવા જાણી જોઈને પોતાના મહેલની અગાશીમાંથી નીચે કૂદ્યો, તેનાં બે હાડકાં તૂટી ગયાં, અને નીચે પડતી વખતે એક ફુવારાની નળી ઉપર પડવાથી તે બહુ જખમી થયો. ત્યાર પછી તે ફક્ત બે દિવસ જ જીવ્યો."[૮]

કોઈ કોઈ અંગ્રેજો એમ પણ લખે છે કે નાના ફડનવીસની સાથે કોઈ અણબનાવ થવાથી પેશવાએ આ રીતે આત્મહત્યા કરી હતી.

પરંતુ એ વખતની બધી પરિસ્થિતિ જોતાં એમ જણાય છે કે નાના અને પેશવાના આ અણબનાવની હકીકત અને આત્મહત્યાની વાત કેવળ નાનાની વિરુદ્ધ લોકોના કાન ભભેરવા માટે જ ઘડી કાઢવામાં આવી હતી. પેશવા અગાશીમાંથી પડી જાય એ સંભવિત છે, પરંતુ એથી વધારે સંભવિત તો એ છે કે પેશવાના કોઈ દુશ્મન અથવા નિમકહરામ સેવકે બરાબર લાગ જોઈને તેને ધકેલી દીધો હોય. વૉરનના સમયમાં રાઘોબાને

૭ "As long as Nana remained supreme at the Poona Court they (the British) should never dream of obtaining a firm footing in the Marhatta Kingdom."—Charles Malet.

૮ Grant Duff's *History of the Marhattas*, p. 521.



પેશવા માધવરાવ નારાયણ

(શ્રી વાસુદેવ રાવજી સુબેદાર–સાગર ના સૌજન્યથી એક જૂના ચિત્ર ઉપરથી)

જાનેવારીમાં નાનાએ મૅલેટને સૂચના આપી કે યશોદાબાઈએ દત્તક લેવાનું નક્કી કર્યું છે, અને કોને દત્તક લેવો એ જ નક્કી કરવાનું ફક્ત બાકી છે. આનો વિરોધ કરવાનો મૅલેટને કોઈ અધિકાર નહોતો. પરંતુ યોગ્ય સમય પહેલાં જ આ ખબર મૅલેટને આપી દેવામાં નાનાની ભયંકર ભૂલ થઈ.

બાજીરાવ આ વખતે કેદમાં હતો. મૅલેટને આ સમાચાર મળતાં જ બાજીરાવને કાને આ વાત પહોંચી. મૅલેટ, બાજીરાવ અને તેમના બીજા સાથીઓની ખટપટનું પરિણામ એ આવ્યું કે નાનાની તજવીજ પૂરી થાય તે પહેલાં જ બાજીરાવ કેદમાંથી છૂટો થયો અને નાનાની ઇચ્છા વિરુદ્ધ બાજીરાવના પક્ષવાળાઓએ બાજીરાવને પેશવા તરીકે જાહેર કર્યો. બાજીરાવ મસનદ ઉપર બેઠો. બેસતાંવેંત જ તેણે મહારાષ્ટ્રના સાચા હિતચિંતક નાના ફડનવીસ સાથે દુશ્મનાવટ આરંભી દીધી; પરિણામે પ્રથમ તો નાનાને પોતાનો જીવ લઈને ભાગવું પડ્યું, અને પછીનાં કેટલાંક વરસો તેને કેદમાં વિતાવવાં પડ્યાં.

બાજીરાવ કાયર અને નિર્બળ નીકળ્યો. નાનાની ભવિષ્યવાણી તેના સંબંધમાં સાચી પડી. બાજીરાવ છેલ્લો પેશવા હતો. તેના ગાદીએ બેસવાની સાથે જ મરાઠા સામ્રાજ્યના ગૌરવનો અંત આવ્યો. બાજીરાવની અયોગ્યતાનો લાભ લઈને અંગ્રેજોએ ભારતમાંથી પેશવાની સત્તાનો કેવી રીતે અંત આણ્યો એ હકીકત કોઈ બીજા પ્રકરણમાં આવશે.

**સર જૉન શોર અને નિઝામ**

નિઝામની સાથે પણ સર જૉન શોર ન્યાયી રીતે અથવા તો ઈમાનદારીથી ન વર્ત્યો. તેના વર્તનનો પ્રથમ પરિચય નિઝામ અને મરાઠાની લડાઈમાં મળ્યો. નિઝામ અને મરાઠા વચ્ચે 'ચોથ'ની બાબતમાં તકરાર ચાલતી હતી. દિલ્હીના બાદશાહના ફરમાન મુજબ નિઝામ મરાઠાઓને વાર્ષિક ચોથ આપતો હતો. મરાઠા કહેતા હતા કે નિઝામ પાસે અમારી લેણી રકમ નીકળે છે. નિઝામ તે વખતે અંગ્રેજોની સહાયકારી સેનાના બળથી અંજાયેલો હતો. નિઝામ એમ કહેતો હતો કે ઊલટા પેશવા દરબાર પાસે અમારા બે કરોડ સાડ લાખ રૂપિયા વધારાના ગયા છે. પેશવા માધવરાવ નારાયણનો ગોવિંદરાવ કાળે નામનો એક દૂત હિસાબ સમજાવવા માટે નિઝામના દરબારમાં પહોંચ્યો. નિઝામે મરાઠા દૂતનો અનાદર કર્યો. મરાઠા અને નિઝામ વચ્ચેનું યુદ્ધ અનિવાર્ય થઈ ગયું. માધોજી સિંધિયાની જગાએ તેનો પૌત્ર દૌલતરાવ સિંધિયા આવ્યો હતો. દૌલતરાવ વીર અને સમજુ હતો. તેણે

મરાઠા સેના લઈને નિઝામ ઉપર ચડાઈ કરી. ટીપૂ પણ આ સમયે નિઝામની વિરુદ્ધ હતો. નિઝામનો એક જ સાથી તે વખતે હતો, તે અંગ્રેજો. પરંતુ તેમણે પણ, એટલે કે સર જોન શોરે પણ ખરે અણીને સમયે નિઝામને મદદ આપવાની ના પાડી, અને નિઝામના જ ખર્ચથી જે અંગ્રેજી સેના નિઝામના રાજ્યમાં નિઝામને જ મદદ કરવા માટે રાખવામાં આવી હતી તે સેનાએ પણ નિઝામને મદદ કરવાની ના પાડી. પરિણામ એ આવ્યું કે ઈ. સ. ૧૭૯૫ ના માર્ચની ૧૫ મી તારીખે કુર્દલાના રણમેદાનમાં નિઝામ હાર્યો, અને મરાઠાની બધી શરતો તેને સ્વીકારવી પડી ત્યાર પછી સાત મહિને પેશવા માધવરાવ નારાયણનું મૃત્યુ થયું.

લાચાર થઈને કુર્દલાની લડાઈ પછી નિઝામે સર જોન શોરને લખ્યું* કે કંપનીની જે સેના મારે ત્યાં રાખવામાં આવી છે તે પાછી લઈ લેવામાં આવે. સાથે સાથે રેમોં (Raymond) નામના એક ફ્રેંચ અમલદારને બીજી કવાયતી સેના ઊભી કરવા માટે નિઝામે પોતાને ત્યાં નોકરીએ રાખ્યો, અને પોતાના રક્ષણ માટે સરહદના પ્રાંતોમાં કેટલીક સેના પણ રેમોંની સરદારી નીચે તૈયાર કરી રાખી

આ બધાં નિઝામનાં કૃત્યોનો સર જોન શોરે તરત જ વિરોધ કર્યો, અને હૈદરાબાદના રેસિડંટ મારફત નિઝામને ધમકી આપી કે જો તમે સરહદના પ્રાંતોમાંથી આ નવી સેનાને નહિ ખસેડો તો તેની સામે થવા માટે કંપની પોતાની સેના મોકલશે. છતાં પણ નિઝામે આ ધમકીઓને આ વખતે ગણકારી નહિ. અંગ્રેજોને ડર પેઠો કે રખેને નિઝામ ક્યાંઈક મરાઠા અને ટીપૂ સાથે ભળી જઈને અંગ્રેજોની વિરુદ્ધ ન થાય !

હૈદરાબાદના અંગ્રેજ રેસિડંટે નિઝામના આલીજા નામના એક પુત્રને ઉશ્કેર્યો. આલીજાએ પોતાના પિતા વિરુદ્ધ બંડ કર્યું. પોતાના પુત્રને વશ કરવા માટે સરહદ ઉપર મોકલેલી સેના નિઝામને બોલાવવી પડી. આલીજા કેદ પકડાયો અને બળવો શાંત થયો, પરંતુ નિઝામ આ નાની ઘટનાથી પણ એટલો બધો ડરી ગયો કે તેણે કંપનીની સેનાને ફરી પોતાને ત્યાં રાખવાનું કબૂલ કર્યું, અને એ સેનાના સંબંધમાં જે જે શરતો અંગ્રેજોએ મૂકી તે બધી તેણે કબૂલ કરી.

સર જોન શોરે હવે રેમોંને નિઝામની સેનામાંથી રજા અપાવી, અને તેની જગાએ લશ્કરને કવાયત શીખવવા માટે બે અંગ્રેજ અમલદારોને મોકલ્યા. રેમોં હોશિયાર અને વફાદાર હતો; આ અંગ્રેજો અયોગ્ય નીવડ્યા.

છતાં પણ નિઝામને સર જોન શોરની ઇચ્છા પૂરી કરવી પડી. ત્યાર પછી જિંદગીભર નિઝામ અંગ્રેજોનો વિનીત અને આજ્ઞાધારક સેવક બની રહ્યો, અને પોતાના સામ્રાજ્યની સ્થાપના કરવાના કામમાં અંગ્રેજોને નિઝામ તરફથી સારી રીતે મદદ મળતી રહી.

**સર જોન શોર અને કર્ણાટક**

દક્ષિણના બીજા મુસલમાની રાજ્ય સાથે પણ સર જોન શોરને કામ લેવું પડ્યું; આ રાજ્ય તે કર્ણાટકનું રાજ્ય. કર્ણાટકના નવાબને જ અર્કાટનો નવાબ કહેતા હતા. કર્ણાટકના નવાબ મોહમ્મદઅલીની પાસેથી અંગ્રેજોને શા શા લાભો થતા હતા, તેની પાસેથી કઈ કઈ રીતે ધન લેવામાં આવતું હતું, અને અંગ્રેજ નોકરોની માગણીઓને પહોંચી વળવા માટે તેને કઈ કઈ રીતે કરજ કરવું પડ્યું હતું, એ બધી હકીકત પાછલા એક પ્રકરણમાં આવી ગઈ છે. આ કરજ અંગ્રેજ વેપારીઓ પાસેથી જ લેવામાં આવ્યું હતું.

અર્કાટના નવાબના કરજની હકીકત ઇંગ્લાંડના મંત્રીઓને કાને પહોંચી હતી; પાર્લામેંટ સુધી પણ પહોંચી હતી. આ કરજમાંથી કેટલાંક કરજ પાછળ તો ચોખ્ખી જબરદસ્તી અને બેઈમાની હતાં, અને એ કરજ તથા તે પરનું વ્યાજ વધતાં જ જતાં હતાં. પાર્લામેંટમાં અનેક વાર પૂછપરછ કરવામાં આવી પરંતુ ઇંગ્લાંડના મંત્રીએ આ વાત ઉપર પડદો રાખવા દરેક વખતે ચાલાકીઓ કર્યા કરી. દાખલા તરીકે પૉલ બેનફીલ્ડ નામનો એક અંગ્રેજ વેપારી નવાબનો ખાસ ઋણદાતા લેણદાર હતો. પરંતુ કરજ સંબંધે લેણદારોની જે યાદી પાર્લામેંટ પાસે વખતોવખત રજૂ થતી તેમાં કોઈ વાર પૉલ બેનફીલ્ડનું નામ આવતું તો કોઈ વાર એ નામ ઉડાવી દેવામાં આવતું. હકીકત એમ હતી કે બેનફીલ્ડ અને તેના અનેક સાથીઓએ પાર્લામેંટની ચૂંટણી વખતે ચૂંટાઈ આવેલા સભ્યોને ચૂંટાવા દેવામાં પુષ્કળ પૈસા ખરચ્યા હતા, અને એમ કરીને મંત્રીઓનાં મોં બંધ કર્યાં હતાં. પાર્લામેંટમાં પણ આ મંત્રીઓની જ બહુમતિ તો હોય એ સ્વાભાવિક છે.[૯]

આ સંબંધમાં ઇતિહાસલેખક વિલિયમ હોવિટ લખે છેઃ—

"જે જાતનાં દુઃખો દઈને ભારતીય રાજાઓનાં રાજ્યો જબર-

૯ Thornton in his *History of British India*, 2nd Edition 1859, pp. 181, 182.

દસ્તીથી છીનવી લેવામાં આવ્યાં છે તે રીત આવી હતી. પ્રથમ હોશિયાર લોકોએ ચાલાકીથી એ રાજાઓને પોતાના દેવાદાર બનાવ્યા, અને પછી પોતાની અમિત માગણીઓની સામે માથું નમાવવા માટે તેમને ફરજ પાડવામાં આવી "[10]

ઈ. સ. ૧૭૯૫ ના ઑક્ટોબરની ૧૩ મી તારીખે નવાબ મોહમ્મદઅલી ૭૯ વરસની ઉમરે મરણ પામ્યો તેની જગાએ તેનો દીકરો ઉમદતુલઉમરા કર્ણાટકની મસનદ ઉપર બેઠો, અને તેને બાપના ખોટાં કરજો પણ વારસામાં જ મળ્યા

લૉર્ડ કોર્નવાલિસના સમયમાં કંપની અને મોહમ્મદઅલીની વચ્ચે એક સંધિ થઈ હતી આ સંધિ અનુસાર કર્ણાટકની સેનાની બધી વ્યવસ્થા અંગ્રેજોના હાથમાં આવી ગઈ હતી, અને આપેલા કરજના બદલામાં નવાબના કેટલાક પ્રાંતો અંગ્રેજોએ પોતાની પાસે ધરેણે રાખી લીધા હતા. ઉમદતુલઉમરા ગાદીએ બેઠો કે તરત જ આ ધરેણે રાખેલા પ્રાંતો અને વધારાના કેટલાક કિલ્લાઓ અંગ્રેજોને સોંપી દેવા માટે મદ્રાસના ગવર્નરે તગાદો કર્યો ઈ સ ૧૭૯૫ ના ઑક્ટોબરની ૨૮ મી તારીખે સર જૉન શોરે મદ્રાસના ગવર્નરને કાગળ લખ્યો કે "નવો નવાબ પોતાની બધી રિયાસત કંપનીને સોંપી દે એવી રીતે તમે નવાબને સમજાવો." નવાબ ઉમદતુલઉમરાએ ગવર્નરની કોઈ વાત ન માની, અને તેથી તે વખતે તો કર્ણાટકનો કોઈ ભાગ કંપનીના અધિકારમાં ન આવ્યો. પણ અંગ્રેજો કર્ણાટકનું શું કરવા માગે છે એ બાબત તો સિદ્ધ થઈ ચૂકી.

રોહિલખંડ

ઈ સ ૧૭૯૪ માં રોહિલખંડના નવાબ ફૈઝુલ્લાખાંનું મરણ થયું. તેનો નાનો દીકરો ગુલામ મોહમ્મદ પોતાના મોટા ભાઈ અલીખાંને મારીને ગાદીએ બેઠો સમાચાર મળતાં જ સર જૉન શોરે વિચાર કર્યો કે "ફૈઝુ-

[10] "What then is this system of torture by which the possessions of the Indian Princes have been wrung from them? It is this—the skilful application of the process by which cunning men create debtors, and then force them at once to submit to their most exorbitant demands"—William Howitt as quoted in the introduction to Thornton's *History of British India*.

લ્લાખાંના કુળમાંથી રાજગાદી સાવ પડાવી લેવી"[11] અયોધ્યાની સેના અંગ્રેજ સેનાપતિની સરદારી નીચે આગળ વધી લડાઈ થઈ. મિલ લખે છે કે પ્રથમ રોહિલા લોકો જીતમાં હતા, પરંતુ પછી અંગ્રેજોની જીત થઈ. અને ફૈઝુલ્લાખાંના વંશમાંથી રાજ્ય લઈ લેવામાં આવ્યું. તેનો બધો ખજાનો અયોધ્યાના નવાબ વજીરને સોપવામા આવ્યો, બાકીની રિયાસત જપ્ત કરી, અને રોહિલખંડના પાછલા નવાબ મોહમ્મદઅલીના પુત્ર અહમદઅલીને દસ લાખ રૂપિયાની વાર્ષિક આવકવાળી એક જાગીર આપવામા આવી રોહિલખંડમાં અંગ્રેજોએ આ બીજી રાજ્યક્રાંતિ કરી

**સર જોન શોર અને અયોધ્યા**

હવે અયોધ્યાની સાથે સર જોન શોરે કેવું વર્તન ચલાવ્યું તેનું જ વર્ણન કરવાનુ બાકી રહે છે સર જોન શોરે પોતાના એક કાગળમાં લખ્યું છે કે "અયોધ્યાની સાથે આપણે જે સંધિઓ થઈ છે, તેની આપણે જરા પણ પરવા કરવી ન જોઈએ લોર્ડ કોર્નવાલિસે ઈ સ ૧૭૮૮ મા અયોધ્યાના નવાબ સાથે સંધિ કરી હતી કે કંપનીની સહાયકારી સેનાનો જે ખરચ નવાબને આપવો પડે છે તે પચાસ લાખ કરતા કદી પણ વધારવામા નહિ આવે સર જોન શોરે આવીને કંઈ પણ કારણ વગર આ સંધિ તોડી. જોકે લખવામા આવ્યું છે કે નવાબ લગભગ દર વર્ષે બરાબર વખતસર રૂપિયા ભરતો હતો, અને અયોધ્યાની પ્રજાની દશા પણ સુધરતી જતી હતી સર જોન શોરે નવાબને તાકીદ કરી કે આપ સાડા પાચ લાખ વાર્ષિક રૂપિયા ખરચીને વધારાની અંગ્રેજ સવારોની એક પલટન અને હિંદી સવારોની એક પલટન રાખો. આ બધી સેનાનો મૂળ ઉદ્દેશ તો એ હતો કે ઉત્તર ભારતમા અંગ્રેજોને પોતાનુ સામ્રાજ્ય વધારવામા, અને ખુદ અયોધ્યા ઉપર પણ ધીમે ધીમે કબજો કરી લેવામા બીજાના ખર્ચે નભતી એક જબરદસ્ત સેના દરેક વખતે તૈયાર મળી શકે

નવાબ આસફઉદ્દૌલાએ આ વખતે હિંમત કરીને આ માગણીનો ઇનકાર કર્યો, અને લોર્ડ કોર્નવાલિસે જે કરાર કર્યો હતો તેની યાદ આપી. સર જોન શોરે જબરદસ્તીથી આસફઉદ્દૌલાના વજીર મહારાજા ઝાઉલાલને પકડીને કેદ કરી લીધો નવાબે આ અત્યાચારનો બહુ વિરોધ કર્યો, પરંતુ કંપનીના અમલદારોએ કંઈ ધ્યાન આપ્યુ નહિ. ત્યાર પછી ઈ સ ૧૭૯૭

11 Mill, vol vi, pp 33, 34

ના માર્ચમાં ખુદ સર જોન શોર લખનૌ પહોંચ્યો અને હરકોઈ રીતે તેણે નવાબને કંપનીની માગણીઓ પૂરી કરવા માટે ફરજ પાડી. વાર્ષિક સાડા પાંચ લાખ રૂપિયાના ખર્ચવાળી એક નવી ફોજ નવાબ ઉપર લાદવામાં આવી. અસહાય આસફઉદ્દૌલાને આ બનાવનો એટલો બધો આઘાત લાગ્યો કે ત્યારથી તે માંદો પડ્યો. તેણે દવા લેવાની પણ ના પાડી, અને થોડા માસમાં જ તે મરણ પામ્યો. આસફઉદ્દૌલાના મરણથી અંગ્રેજોને વળી એક સરસ તક હાથ આવી ગઈ.

આસફઉદ્દૌલાનો પુત્ર વજીરઅલી ગાદીએ બેઠો. સર જોન શોરે તેને રીતસર નવાબ તરીકે સ્વીકાર્યો.

**અયોધ્યાની ગાદીનું લિલામ**

થોડા દિવસમાં જ સર જોન શોરને માલૂમ (?) પડ્યું કે આસફઉદ્દૌલાનો બનારસમાં રહેતો સઆદતઅલી નામનો ભાઈ વજીરઅલી કરતાં ગાદીએ બેસવા માટે વધારે હકદાર છે. મેજર બર્ડ જે લખનૌમાં થોડા દિવસો પછી રેસિડંટ થયો હતો તે લખે છે:—

> "સર જોન શોરે જોયું કે વજીરઅલી કરતાં આગળ મરી ગયેલા વજીરના ભાઈની સાથે વધારે સારો સોદો થઈ શકે એમ છે, તેથી તે બનારસ પહોંચ્યો. ત્યાં પહોંચીને તેણે સઆદતઅલીની પાસે એવી દરખાસ્ત મૂકી કે આપ સાડા પંચાવન લાખ રૂપિયાની વાર્ષિક રકમમાં પુષ્કળ વધારો કરો, અને એ સિવાય પણ કંપની તમને મદદ કરે એના બદલામાં પુષ્કળ ધન અને સંપત્તિ આપો, એવી સ્પષ્ટ શરતે જ આપ કંપનીના લશ્કરની મદદથી વજીરઅલીને ગાદીએથી ઉતારી શકો. આવી સ્પષ્ટ અને નિર્લજ્જ શરતે નવાબી લેવાની ઇચ્છા રાખવાવાળો તે ખુશી થઈ ગયો. લખનૌ પહોંચીને × × × વજીરઅલીને ગાદીએથી ઉતારવામાં આવ્યો, અને ઈ. સ. ૧૭૯૮ ના જાનેવારીની ૨૧ મી તારીખે તેની જગાએ સઆદતઅલીને નવાબ તરીકે જાહેર કર્યો."૧૨

---

૧૨ "Seeing that a better bargain could be made with a brother of the deceased Wazir, Sir John Shore repaired to Benares, and proposed to the latter, who was named Saadat Ali, to dethrone Wazir Ali, offering the support of the Com-

લખનૌ પહોચીને રીતસરની તપાસ (?) કર્યા પછી જાહેર કરવામાં આવ્યું કે વજીરઅલીનો જન્મ ગેરકાયદે છે (!)

ઈ સ ૧૭૯૮ ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે એક નવી સધિ સઆદતઅલી અને અંગ્રેજો વચ્ચે થઈ આ સધિમા સત્તર શરતો હતી જેમાની મુખ્ય આ હતી —

" × × × કપનીની બાકી રહેલી રકમ સઆદતઅલી ભરી આપે, અલાહાબાદનો કિલ્લો કપનીને આપે અને તે કિલ્લો સમો કરાવવા માટે આઠ લાખ રૂપિયા આપે, ફતહગઢની મરામત કરાવવા માટે સાડા ત્રણ લાખ રૂપિયા આપે, ફોજની ટ્રેનિંગનો ખર્ચ આપે (કેટલા લાખ રૂપિયા આપવા તે હવે પછી નક્કી કરવામા આવશે ), સઆદતઅલીને નવાબ બનાવવામા કપનીને જે ખર્ચ થયો છે તેના બદલામા તે કપનીને બાર લાખ રૂપિયા આપે, પદભ્રષ્ટ થયેના વજીરઅલીને દોઢ લાખ રૂપિયા પેન્શન તરીકે આપે × × × અને સહાયકારી લશ્કરના ખર્ચના જે અત્યાર સુધી છપ્પન લાખ રૂપિયા લેવાય છે તેને બદલે છોતેર લાખ રૂપિયા લેવામા આવે '[13]

મેજર બર્ડ લખે છે કે આ રીતે ' કુલ બધા મળીને દસ લાખ પાઉડ (એક કરોડ રૂપિયા ) અને અલાહાબાદનો કિલ્લો એક વર્ષની અદર કપનીને મળી ગયાં "[13]

---

pany on the intelligible condition that the subsidy should be largely increased, and that their support should be paid for otherwise in money and kind To this stipulation, bold and bare-faced, the aspirant to the princedom ' cheerfully consented, ' and after a preliminary process at Lucknow, termed in the ' Parliamentary Return of Treaties ' 'a full investigation ' and purporting to be an enquiry into the spuriousness of Wazir Ali's birth, that prince was deposed, and Saadat Ali was proclaimed, in his stead, at Lucknow, on the 21st January, 1798—*Dacoties in Excelsis, or the Spoliation of Oude, by the East India Company*,—by Major Bird, Assistant Resident at Lucknow.

13 *Dacoties in Excelsis*, pp 35 38

એક એવી શરત પણ હતી કે કંપનીના માણસો સિવાય બીજો કોઈ યુરોપિયન અયોધ્યાના રાજ્યમાં રહી ન શકે

આ આખી સંધિમાં શરૂઆતથી તે અંત સુધી કેવળ 'રૂપિયા' અને 'લાખ' ની જ વાત આવે છે સર હેનરી લૉરેન્સે ઈ સ ૧૮૪૫ ના જાનેવારીના 'કલકત્તા રિવ્યૂ' માં આ સંધિના સબંધમાં લખ્યું છે કે—

"કદાચ સર જોન શોરે કરેલી આ સંધિ વાંચતાં અંગ્રેજ વાચકોને એક વાત ખટકયા કરશે કે આ સંધિમાં અયોધ્યાના શાસન પ્રબંધનું ક્યાંયે વર્ણન આવતું નથી એમ માલૂમ પડે છે કે સૌ કરતાં વધારે પૈસા આપીને માગણી કરનારના હાથમાં અયોધ્યાની પ્રજાની હરાજી કરવામાં આવી × × × ભત્રીજાની સરખામણીમાં સઆદતઅલીને વધારે નીચોવી શકાય એમ હતું × × × સર જોન શોરે અયોધ્યાની ગાદીને ગવર્નર જનરલના હાથની એક વેચાણની ચીજ બનાવી મૂકી × × × અમારે અયોધ્યા સબંધેના આ બધા પત્રવહેવારને નિંદ્ય માનવાની ફરજ પડે છે"[૧૪]

**ભારતને ખરચે બીજા દેશોનો વિજય**

ઈ સ ૧૭૯૫માં સર જોન શોરે ડચ લોકોના બધા ભારતીય પ્રાંતો કંપનીના તાબામાં લઈ લીધા ધીમે ધીમે લંકા મનાક્કા, બંદા, આંબોયના, વગેરે બીજા પણ એશિયાના પ્રદેશોમાંથી ડચ લોકોને કાઢી મૂકવામાં આવ્યા મોરીશિયસ આજ દિવસ સુધી ફ્રેંચ લોકોના તાબામાં હતો, અને મનિલાનો ફળદ્રુપ પ્રાંત સ્પેનના તાબામાં હતો, આ બંને મોટે ભાગે ભારતના જ પૈસાથી જીતીને બ્રિટિશ સામ્રાજ્યમાં સામેલ કરવામાં આવ્યા

---

૧૪ "What will perhaps most strike the English reader of Sir John Shore's treaty is, the entire omission of the slightest provision for the good Government of Oudh The people seemed as it were sold to the highest bidder Saadat Ali was a more promising sponge to squeeze, than his nephew He (Sir John Shore) made the *Musnud* of Oudh a mere transferable property in the hands of the British Governor, We are obliged entirely to condemn the whole tenor of Oudh negotiations '—Sir Henry Lawrence in the *Calcutta Review* for January 1845

પોતાના દેશ માટે સર જોન શોરે જે આ બધી સેવાઓ કરી તેના બદલામાં ઈ. સ. ૧૭૯૭ ના ઑક્ટોબર મહિનામાં તેને 'લોર્ડ ટીનમાઉથ' નો ઇલકાબ મળ્યો. ઈ. સ. ૧૭૯૮ ના માર્ચ માસમાં તે ભારતથી પાછો ઇંગ્લાંડ ગયો. જોકે પોતાના સમયમાં તે "ચુસ્ત ઇસાઈ" ગણાતો હતો, છતાં રાજનીતિની બાબતમાં તેનો આદર્શ વોરન હેસ્ટિંગ્સ જેવો હતો. ને ઇંગ્લાંડ માટે તો તેણે જે સેવાઓ કરી તે ક્લાઇવ કે વોરન હેસ્ટિંગ્સે કરેલી સેવાઓની સરખામણીમાં ઊભી રહી શકે એવી હતી, એમાં કોઈ શક જ નથી.

## મરાઠાશક્તિનો પૂર્ણ વિસ્તાર

**ઈ. સ. ૧૭૯૫**

વેલેસ્લીના આગમન વખતે બંગાળા તથા કર્ણાટકમાં અંગ્રેજોનો પ્રભાવ શરૂ થયો હતો. આ અરસામાં મરાઠાઓની સત્તા સર્વોપરી હતી. નિઝામ અને મ્હૈસૂરને પણ તેઓ દબાવતા હતા. દિલ્હીનો બાદશાહ સિંધિયાના રક્ષણ તળે હતો. મુંબઈ તરફ અંગ્રેજોની સત્તા જામી શકી નહોતી. સિંધ તથા પંજાબ કાબુલના જમાનશાહના હાથમાં હતા.

# પ્રકરણ તેરમું

## અંગ્રેજોની સામ્રાજ્યપિપાસા

**માર્કિવસ વેલેસ્લી**

સર જોન શોર પછી માર્કિવસ વેલેસ્લી બ્રિટિશ ભારતનો ગવર્નર જનરલ નિમાયો. માર્કિવસ વેલેસ્લીનો શાસનકાળ એટલો બધો મહત્ત્વનો હતો તથા તેના અમલ દરમિયાન દેશમા એટલી ગભીર ઊથલપાથલો થઈ હતી કે તે સમયની રાજનૈતિક ઘટનાઓનું વર્ણન કરતા પહેલા વેલેસ્લીનું ચારિત્ર્ય, તે સમયના યુરોપની રાજનૈતિક સ્થિતિ, અગ્રેજ જાતિની આકાંક્ષાઓ તથા વેલેસ્લીના શાસનનો ઉદ્દેશ શો હતો તે ટૂંકમાં દર્શાવવુ આવશ્યક છે. વેલેસ્લીનુ મૂળ નામ લોર્ડ મોર્નિંગ્ટન હતુ તેનો જન્મ આયર્લાંડમા ઈ સ. ૧૭૬૦ મા થયો પાર્લામેંટ કપનીના ભારતીય શાસનની દેખરેખ રાખવા માટે નીમેલ બોર્ડ ઑફ કટ્રોલનો ઈ સ ૧૭૯૩ મા તે સભ્ય નિમાયો. ભારતના ભૂતપૂર્વ ગવર્નર જનરલ લોર્ડ કોર્નવાલિસ અને ઈગ્લાડના વડા પ્રધાન પિટની સાથે તેને ગાઢ મૈત્રી હતી. આ બંનેની મદદથી ઈ સ. ૧૭૯૩ થી ૧૭૯૮ સુધીમા ઇગ્લાડમા બેઠા બેઠા વેલેસ્લીએ ભારતીય ઇતિહાસ તથા તે સમયની ભારતની રાજકીય પરિસ્થિતિનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો ભારત મોકલતા પહેલા વડા પ્રધાન પિટે વેલેસ્લીને પોતાની પાસે એક અઠવાડિયા સુધી રાખ્યો અને હિંદુસ્તાનમા વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપન કરવાની શક્યતા તથા તેના ઉપાયોની બાબતમા તેની સાથે ખૂબ વાતચીત કરી આમ બધી રીતે તૈયાર થઈને વેલેસ્લી ૧૭૯૭ ના નવેમ્બરની ૭ મીએ પોતાના દેશમાથી રવાના થયો રસ્તામા બે મહિના આફ્રિકાના કેપ ઑફ ગુડ હોપમાં રહ્યો અને ૧૭૯૮ ના મે માસમા કલકત્તા પહોચ્યો.

**યુરોપમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું મોજું**

અઢારમી સદીના અંતમા પશ્ચિમ ઉપર રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું એક જબરું

મોજું ફરી વળ્યું હતું સ્વાતંત્ર્ય, સમતા અને બંધુતાનો નાદ ચારે બાજુ ગુંજતો હતો. ઈ સ ૧૭૭૬ ના જુનાઈની ૪ થી તારીખે અમેરિકા ઇંગ્લાંડના દાસત્વમાંથી મુક્ત થયું અને પ્રજાતંત્ર (Republic) ની સ્થાપના કરી સાત વર્ષના ભયંકર રક્તપાત પછી ઈ સ ૧૭૮૨ ના નવેમ્બરની ૩૦ મીએ ઇંગ્લાંડે લાચાર થઈને અમેરિકાની સ્વાધીનતાનો સ્વીકાર કર્યો પછી ઈ સ ૧૭૮૯ મા ફ્રાન્સની જગપ્રસિદ્ધ રાજ્યક્રાંતિનો આરંભ થયો, અને ૧૭૯૦ મા પોતાના સ્વેચ્છાચારી અને અન્યાયી રાજા સોળમા લુઈને પદભ્રષ્ટ કરીને પ્રજાતંત્ર રાજ્યની સ્થાપના કરી ઈ સ ૧૭૯૩ ના જાનેવારીની ૨૧ મીએ સોળમા લુઈને ફાંસીને માચડે ચડાવ્યો. ફ્રાન્સમાંથી જ "સ્વતંત્રતા, સમતા અને બંધુતા" (Liberty, Equality and Fraternity) એ ત્રણ શબ્દોની ઘોષણા થઈ અને આ ઘોષણા થોડા વર્ષોમા સમસ્ત યુરોપના એક છેડાથી બીજા છેડા સુધી ગુંજવા લાગી ફ્રાન્સની આ મહાન ક્રાંતિના સંબંધમાં—

**મેઝિનીના વિચારો**

ઇટાલીનો આદર્શ દેશભક્ત મહાત્મા મેઝિની લખે છે —

"અઢી કરોડ માનવીઓ ખાલી કોઈ શબ્દ વાક્ય કે આભાસ માત્રથી જાગી જઈ એક દિવસથી ઊભા થઈ અરધા યુરોપને પોતાના નાદથી જગાવી શકે નહિ ક્રાંતિનો પહેલો ઊભરો શમી ગયો, એટલે કે દરેક પદાર્થનું બાહ્ય સ્વરૂપ પોતાનું કાર્ય પૂરુ કરીને જેમ નાશ પામે છે તેવી રીતે તેનું ઉપરનું જોશ જતું રહ્યું—તેનું બાહ્ય સ્વરૂપ નાશ પામ્યુ, પરંતુ એ ક્રાંતિનો મૂળ સિદ્ધાંત ચિરંજીવ બન્યો. એ સિદ્ધાંત પોતાના ક્ષણિક બાહ્ય રૂપથી અનંત થઈને સદાકાળ આપણા માનસિક આકાશમા ધ્રુવ તારાની માફક આજે ચમક્યા કરે છે, તેની ગણના માનવજાતિના વિજયોમા કરવામા આવે છે

"પ્રત્યેક મહાન સિદ્ધાંત અમર છે ફ્રાન્સની રાજ્યક્રાંતિએ માનવ માત્રના હકકો, સ્વતંત્રતા અને સમતાની ભાવનાને ફરીથી મનુષ્યના આત્મામા પ્રજ્વલિત કર્યા, આ જ્વાલા હવે કદી ઓલવી ઓલવાશે નહિ આ ક્રાંતિએ ફ્રેંચ લોકોના દિલમા એવું ભાન પેદા કર્યું છે કે હવે પછી કોઈ અમારા રાષ્ટ્રીય જીવનને ખંડિત કરી શકશે નહિ, એટલું જ નહિ, પણ એ ક્રાંતિએ દરેક રાષ્ટ્રના લોકોને એવી ખાતરી કરાવી છે કે જનતા જ્યારે એકમત થાય છે ત્યારે તેની શક્તિ

ખરેખર મહાન બને છે લોકોમા એણે એવો આત્મવિશ્વાસ પેદા કર્યો છે કે જનતાનો જ આખરે વિજય થાય છે, અને કોઈ શક્તિ આ વિજયને રોકી શકતી નથી આ ક્રાંતિએ રાજનૈતિક ક્ષેત્રમા માનવ ઉન્નતિના એક યુગને પૂરો કર્યો છે અને બીજા યુગની સીમા સુધી આપણને પહોચાડ્યા છે

"આ પરિણામો એવા છે જે કદી નાશ નથી પામવાના, કોઈ રાજકીય સધિપત્ર, કોઈ રાજનૈતિક સિદ્ધાત કે કોઈ સ્વેચ્છાચારી સરકારના અનન્ય અધિકારો પણ આ પરિણામોનો નાશ કરવા અસમર્થ છે "[1]

**અગ્રેજો અને ફ્રેંચોના ચારિત્ર્યમાં તફાવત**

ફ્રેંચ જાતિ મૂળથી જ ઉચ્ચ આદર્શોની ઉપાસક રહેતી આવી છે,

---

1 "Five and twenty millions of men do not rise up as one man, nor rouse one half of Europe at their call, for a mere word, an empty formula, a shadow. The Revolution, that is to say the tumult and fury of the Revolution—perished, the form perished as all forms perish when their task is accomplished, but the idea of the Revolution survived That idea, freed from every temporary envelope or disguise, now reigns for ever, a fixed star in the intellectual firmament, it is numbered among the conquests of Humanity.

"Every great idea is immortal, the French Revolution rekindled the sense of *Right*, of liberty, and of equality in the human soul, never henceforth to be extinguished, it awakened France to the consciousness of the inviolability of her national life, awakened in every people a perception of the powers of collective will, and a conviction of ultimate victory, of which none can deprive them It summed up and concluded (in the political sphere) one epoch of Humanity, and led us to the confines of the next.

"These are results which will not pass away, they defy every protocol, constitutional theory, or *veto* of despotic power." —Joseph Mazzini

જોકે અંગ્રેજો અને ફ્રેંચોમાં અમુક અંતર શરૂથી જ જોવામાં આવે છે. જ્યારે ફ્રેંચ લોકો આખા જગતને સ્વતંત્રતા, સમતા અને બંધુતાનો ઉપદેશ આપતા હતા, ત્યારે બીજી બાજુ એમના જ પાડોશી અંગ્રેજો એ સિદ્ધાંતોના પ્રચારને અટકાવવાના પૂરતા પ્રયત્નો કરતા હતા. આમ થવાનું કારણ એ હતું કે ઇંગ્લાંડના શાસકોને સામ્રાજ્યનો ચસકો લાગ્યો હતો જ્યારે ત્યાંના પૂંજીપતિઓને બીજા દેશોમાંથી ધન એકઠું કરવાનો ચસકો લાગ્યો હતો. ઇંગ્લાંડના સામ્રાજ્યપિપાસુ શાસકો તથા ધનલોલુપ ધનિકો ડરતા હતા કે જો ઉક્ત જાતના વિચારો દુનિયામાં ફેલાશે તો પોતાની ઇષ્ટસિદ્ધિમાં મુશ્કેલી આવશે. જે અંગ્રેજ વિદ્વાન એડમંડ બર્કે ઇંગ્લાંડની પાર્લામેંટમાં વૉરન હેસ્ટિંગ્સનાં પાપકૃત્યોને ખુલ્લાં પાડ્યાં હતાં તેની પાસે જ ફ્રાંસના આ રોગનો ચેપ ઇંગ્લાંડમાં ન ફેલાય એ માટે વાર્ષિક પંદરસો પાઉંડ આપીને ઇંગ્લાંડના શાસકોએ ફ્રેંચ રાજ્યક્રાંતિની વિરુદ્ધ એક જબરું પુસ્તક લખાવ્યું !

ઇંગ્લાંડનો વડો પ્રધાન પિટ જબ્બર સામ્રાજ્યલોલુપ હતો. ફ્રાંસનો અને ફ્રેંચ વિચારોનો એ કટ્ટો શત્રુ હતો. એની જ ઇચ્છાનુસાર ભારતનો દરેક અંગ્રેજ અમલદાર દેશી રજવાડાંમાં ફ્રેંચ લોકો તથા તેના વિચારોને બદનામ કરવાના પ્રયત્નો કરતો હતો. વેલેસ્લીને પણ ફ્રેંચો અને ફ્રેંચ વિચારો પ્રત્યે અત્યંત ઘૃણા હતી. આમ થવાનું એક બીજું પણ કારણ બતાવવામાં આવે છે કે વેલેસ્લીએ એક ફ્રેંચ સ્ત્રીને ઘરમાં રાખી હતી, જેનાથી તેને કેટલાંક બાળકો પણ થયાં હતાં; બાળકો થયા પછી તે સ્ત્રીની સાથે તેણે રીતસરનાં લગ્ન પણ કર્યાં પરંતુ પછી તેમની વચ્ચે અણબનાવ થવાથી તે સ્ત્રીએ વેલેસ્લીની સાથે ભારત આવવાનો ઇનકાર કર્યો. એ તો ગમે તે હો, પણ વેલેસ્લી ફ્રેંચ લોકોથી એટલો બધો ડરતો હતો કે ભારતમાં આવતાં જ ઈ. સ. ૧૭૯૯ ના મે માસની ૪ થીએ તેણે સર આલ્ફ્રેડ ક્લાર્કને એક "ખાનગી અને ગુપ્ત" કાગળ લખીને સ્પષ્ટ હુકમ કર્યો કે કલકત્તા, ચિત્તાગોંગ, ચંદ્રનગર, ચિન્સુરા વગેરે ગામોમાંથી તેમ જ બાકીના તમામ બ્રિટિશ ભારતના ઇલાકામાંથી એકેએક ફ્રેંચને અને તેમની સાથે સંબંધ ધરાવનારા બીજા બધા યુરોપનિવાસીઓને વીણીવીણીને જબરદસ્તીથી યુરોપ મોકલી આપવા. માર્ક્વિસ વેલેસ્લી પ્રજાના અધિકારોનો એટલો બધો વિરોધી હતો, તથા રાજકીય વિચારોમાં તે એટલો બધો અનુદાર હતો કે ઇંગ્લાંડમાં પણ તે પાર્લામેંટના સાદા સુધારાઓનો શત્રુ હતો.

**આયર્લાંડની સ્વાધીનતાનું અપહરણ**

પિટના સમય સુધી આયર્લાંડની પાર્લામેંટ જુદી હતી આયર્લાંડ ઇગ્લાંડના રાજ્યની સાથે જોડી દેવામા આવે અને ઇગ્લાંડની પાર્લામેંટને આધીન થાય એ ઉદ્દેશથી પિટે જાણી જોઈને આયર્લાંડમા સશસ્ત્ર બળવો કરાવ્યો પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન ડબ્લ્યુ ટી સ્ટેડે તે સમયના ઐતિહાસિક લેખો ઉપરથી સાબિત કર્યું છે કે ૧૭૯૮ નો આયર્લાંડનો બળવો બ્રિટિશ સરકારે જેશે કરેલો હતો, અને આયર્લાંડનું સ્વાતંત્ર્ય છીનવી લેવાના ઇરાદાથી જેશે કરવામા આવ્યો હતો વળી તે લખે છે કે આયર્લાંડની સ્વાધીનતા છીનવી લઈને ઇગ્લાંડની પાર્લામેંટને આધીન કરવા માટે જે જે ઉપાયો લેવામા આવ્યા હતા, તેમા આયર્લાંડની સ્ત્રીઓ ઉપર અમર્યાદ બલાત્કાર ( Free rape ) કરવાનો પણ એક ઉપાય લેવામા આવ્યો હતો આ ઉપાયો દ્વારા 'બ્રિટન'ને 'ગ્રેટબ્રિટન' નામ આપવામા આવ્યુ

**માર્કિવસ વેલેસ્લીનો ઉદ્દેશ**

ઈ સ ૧૮૦૦ ના ઑક્ટોબરની ૨ જીએ વેલેસ્લીએ કલકત્તાથી પોતાના એક મિત્ર ઉપર પત્ર લખ્યો છે, જેમાના નીચેના બે વાક્યો ઉપરથી તેનો ભારતીય શાસનનો ઉદ્દેશ શો હતો તે સ્પષ્ટ જાણી શકાય છે. આ પત્રમા વેલેસ્લીએ લખ્યુ.—

> "× × × હુ બાદશાહતો ઉપર બાદશાહત, વિજય ઉપર વિજય અને માલગુજારી ઉપર માલગુજારીનો ઢગલો કરીશ હુ એટલી કીર્તિ, એટલુ ધન અને એટલી સત્તા મેળવીશ કે એક વાર તો મારા મહત્ત્વાકાક્ષી અને ધનલોલુપ માલિકો પણ 'ત્રાહિ, ત્રાહિ!' પોકારશે × × ×"[૨]

ભારતમા આવ્યા પહેલાના જે બે મહિના તે કેપ ઑફ ગુડ હોપમાં રહ્યો ત્યા તેણે ભારતના અનેક દેશી રાજ્યોનો નાશ કરવાની યોજનાઓ ઘડી આ કાર્યમા બે અંગ્રેજ અમલદારોની તેને સારી સહાય મળી એક

૨ "I will heap Kingdoms upon Kingdoms, victory upon victory, revenue upon revenue, I will accumulate glory and wealth and power, until the ambition and avarice even of my masters shall cry mercy. . . ."—Marquess of Wellesley's letter to lady Anne Barnard, dated October 2nd, 1800

સર ડેવિડ બેયર્ડ અને બીજો મેજર કર્કપેટ્રિક. સર ડેવિડ બેયર્ડ ટીપૂ સુલતાનનો કેદી હતો. ડેવિડ બેયર્ડ વર્ણન કરે છે કે ટીપૂ પોતાના મનરંજન માટે બેયર્ડને વાંદરાનાં કપડાં પહેરાવતો અને એક ઊંચો વાંસ ખોડાવીને તેના ઉપર ચડઊતર કરાવતો, તથા વાંદરાની માફક નચાવતો હતો.

પરંતુ ટીપૂના આ પ્રકારના અત્યાચારોનું સમર્થન અંગ્રેજ કેદીઓ સિવાય બીજી કોઈ પણ જગાએથી મળી શકતું નથી. અને આ વર્ણનો ઉપર ઝાઝો વિશ્વાસ પણ રાખી શકાય એમ નથી. મેજર કર્કપેટ્રિક વૉરન હેસ્ટિંગ્સ અને કૉર્નવાલિસના સમયનો અનુભવી રાજનીતિજ્ઞ હતો. માધોજી સિંધિયા પાસે, નેપાળમાં અને હૈદરાબાદમાં એમ ત્રણ જગાએ તેણે કંપનીના દૂત તરીકેનું કામ કર્યું હતું. માધોજી સિંધિયા અને નાના ફડનવીસને લડાવીને મરાઠા સત્તાનો નાશ કરવામાં, નેપાળના માર્ગો ને સૈન્યબળ વગેરેની છૂપી બાતમી મેળવવામાં અને હૈદરાબાદના સૈન્યમાંથી ફ્રેંચ લોકોને કાઢી તેમની જગાએ અંગ્રેજોની ભરતી કરવામાં મેજર કર્કપેટ્રિકનો ખાસ હાથ હતો.

આ બંને અંગ્રેજો પાસેથી વેલેસ્લીએ દેશી રજવાડાની સ્થિતિ સારી પેઠે જાણી લીધી, અને પોતાની યોજનાને બળવાન બનાવવામાં તેનો ઠીક ઉપયોગ કર્યો. 'કેપ'થી વડા પ્રધાન પિટ ઉપર અને ભારતમંત્રી ડંડાસ ઉપર વેલેસ્લીએ જે કાગળો લખ્યા તે ઉપરથી ઇંગ્લાંડના શાસકોએ વેલેસ્લીને શી શી સૂચનાઓ આપી હતી, અને ભારત પહોંચ્યા પછી તેની શી શી ધારણાઓ હતી એ સ્પષ્ટ સમજી શકાય છે.

**સહાયકારી સંધિ**

વેલેસ્લીએ એક ખાસ યોજના એ ઘડી કાઢી કે ભારતીય રાજાઓ પાસે એ વખતે જેટલી જેટલી સ્વતંત્ર સેનાઓ હતી એ બધીને હરકોઈ પ્રકારે વિખેરી નાખવામાં આવે, રજવાડાના રક્ષણનો ભાર કંપની પોતાને માથે ઉપાડી લે, અને જૂની સેનાની જગાએ અંગ્રેજ અમલદારોને આધીન દેશી રાજાઓને ખરચે નભતી કંપનીની સેનાને ગોઠવી દેવામાં આવે. આ નવી યોજનાનું નામ 'સબ્સીડિયરી એલાયન્સ' રાખવામાં આવ્યું. 'સબ્સીડી' નો અર્થ 'આર્થિક સહાય' અને 'એલાયન્સ' નો અર્થ 'મૈત્રી' થાય છે. ઉદ્દેશ એ હતો કે દરેક દેશી રાજા કંપનીને નિશ્ચિત 'આર્થિક સહાય' આપીને કંપનીની 'સૈનિક મૈત્રી' નો લાભ ઉઠાવી શકે. દેશી રાજાઓને પોતાના જ રાજ્યમાં પોતાના જ ખરચે કેદ કરવાની આ અપૂર્વ યોજના

કરતાં વધારે સારી બીજી કોઈ યોજના કલ્પી શકાય એમ નથી. આ 'સબ્સીડિયરી' યોજના સંબંધમાં એક યુરોપિયન વિદ્વાન લખે છે:—

"સબ્સીડિયરી યોજના × × × ભ્રમ સિવાય બીજું કશું નથી. ઈંગ્લાંડની જનતાની આંખમાં ધૂળ ફેંકવાનો એનો ઉદ્દેશ હતો. × × ×

" × × × આ દેશોને ખુલ્લી રીતે જીતી લેવામાં આવતા નહોતા; ત્યાંના રાજાઓને છત્ર, ચામર વગેરે બધાં રાજચિહ્નો સહિત તેમના તખ્ત ઉપર બેસવા દેવામાં આવતા હતા, પરંતુ ખરી સત્તા તેમના હાથમાંથી ખૂંચવીને પોલિટિકલ એજન્ટના હાથમાં મૂકવામાં આવતી હતી. × × ×"[3]

આ યોજનાનો ઉદ્દેશ 'ઇંગ્લાંડની જનતાની આંખમાં ધૂળ ફેંકવાનો' હો કે નહો, પરંતુ એ સમયના અસંખ્ય ભોળા એશિયાવાસીઓની આંખોમાં ધૂળ ફેંકવા માટે એ પૂરી રીતે યોગ્ય નીવડી એ બાબતમાં શક નથી.

વેલેસ્લીએ ભારતમાં પોતાની આ સહાયકારી યોજનાની જાળ કઈ રીતે બિછાવી, ભારતના મુસલમાન તથા મરાઠાઓને કેમ તાબે કર્યા, નિઝામ અને પેશવાને ફસાવીને કઈ રીતે કંપનીના કેદી બનાવ્યા, કર્ણાટકનો નવાબ, તાંજોરનો રાજા, અયોધ્યાનો નવાબ વજીર અને સૂરત તથા ફરૂખાબાદના નવાબના પ્રદેશો કઈ રીતે પડાવ્યા, તથા ટીપુ, સિંધિયા, હોળકર અને ભોંસલેને કઈ રીતે બરબાદ કર્યા, વગેરે બાબતોનું વિસ્તૃત વર્ણન જુદાં જુદાં પ્રકરણોમાં હવે કરવામાં આવશે.

**ઈસાઈ ધર્મનો પ્રચાર**

આ પ્રકરણ પૂરું કરતા પહેલાં માત્ર એક હકીકત અમે જણાવી દેવા માગીએ છીએ. વેલેસ્લીના શુદ્ધ રાજકીય ઉદ્દેશ ઉપરાંત ભારતમાં ઈસાઈ ધર્મનો પ્રચાર કરવાનો પણ એક ઉદ્દેશ હતો.

---

3 " The Subsidiary system. . . . was nothing more than a delusion; it was for the purpose of throwing dust into the *eyes of the British public*. . . .

" . . . these countries were not ostensibly conquered; the sovereign was allowed to remain on his throne, with all the trappings of royalty, but substantial power was transferred from him to the person of a political agent, "—*Asiatic Quarterly Review* for January 1887.

ભારતમાં પગ મૂકતાં જ વેલેસ્લીએ ઈસાઈ મત અનુસાર અંગ્રેજી પ્રદેશોમાં રવિવારની રજા પાળવાનું શરૂ કર્યું. એ દિવસે વર્તમાનપત્રો છાપવાની પણ કાયદાથી બંધી કરવામાં આવી. કલકત્તાના ફોર્ટ વિલિયમમાં તેણે એક કૉલેજની સ્થાપના કરી. આ કૉલેજનો એક હેતુ વિદેશી સરકાર માટે નોકરો તૈયાર કરવાનો હતો; પણ વેલેસ્લીનું જીવનચરિત્ર લખનાર આર. આર. પીઅર્સ સ્પષ્ટતાથી લખે છે કે ભારતવર્ષમાં ઈસાઈ ધર્મ ફેલાવવાનું પણ આ કૉલેજ એક મુખ્ય સાધન હતું. આ કૉલેજ મારફત ભારતની સાત જુદી જુદી ભાષાઓમાં બાઈબલનું ભાષાંતર કરાવીને તેનો પ્રચાર કરવામાં આવ્યો. માર્કિવસ વેલેસ્લી વ્યક્તિગત જીવનમાં એટલો ચારિત્ર્યવાન નહોતો, તેમ જ સાર્વજનિક જીવનમાં પણ તેના પૂરોગામી ગવર્નર જનરલો કરતાં વધારે ઈમાનદાર નહોતો. પણ તેની આ ઈસાઈ ધર્મનિષ્ઠાને માટે અંગ્રેજ ઇતિહાસલેખકો મોટે ભાગે તેની પ્રશંસા કરે છે. વાસ્તવિક રીતે તો એમ કહી શકાય કે તેનો ઈસાઈ ધર્મપ્રચાર પણ અંગ્રેજોની રાજનૈતિક ઇષ્ટસિદ્ધિનું એક સાધન માત્ર હતું.

## પ્રકરણ ચૌદમું

## વેલેસ્લી અને નિઝામ

**ઇંગ્લાંડના પ્રધાન ઉપર વેલેસ્લીના પત્રો**

કેપ ઓફ ગુડ હોપથી વેલેસ્લીએ ઇગ્લાંડમા ભારતમંત્રી ડંડાસ ઉપર બે ખાસ પત્રો લખ્યા એક ૧૭૯૮ ના ફેબ્રુઆરીની ૨૩ મીએ, અને બીજો ફેબ્રુઆરીની ૨૮ મીએ પહેલા પત્રમા વેલેસ્લીએ લખ્યુ —

> "× × × આ સમયે આપણને મોટામા મોટો લાભ તો એ છે કે દેશી રાજાઓ એકબીજાના દોસ્ત છે કે દુશ્મનો, એનો નિશ્ચય તેઓ જાતે કરી શકતા નથી"[૧]

આ વાકયમા નિઝામ, મરાઠા અને ટીપૂ એ ત્રણ દેશી સત્તાઓની સામે ઇસારો કરવામા આવ્યો હતો આમા આજ સુધી નિઝામે તો અગ્રેજોની સામે લડવાનુ સાહસ કર્યું જ નહોતુ મરાઠાની બાબતમા વેલેસ્લીએ પોતાના ૨૮ મી ફેબ્રુઆરીના કાગળમા ડડાસને લખ્યુ "પેશવાનુ બળ અને તેનો પ્રભાવ આજે એટલા ઝપાટાબધ ઘટતા જાય છે કે મરાઠા ઉપર હુમલો કરવો આજે બિનજરૂરી અને અનુચિત છે." ૨૩ મી ફેબ્રુઆરીના તેના પત્ર પરથી ચોખ્ખુ જણાય છે કે ટીપૂ ઉપર હુમલો કરવાનો સકલ્પ તો તે કેપથી જ કરી ચૂકયો હતો આ પત્રમા વેલેસ્લીએ એ પણ લખ્યુ કે "ટીપૂની સામે લડવા માટે આપણે બીજા ભારતીય રાજાઓની મદદની જરૂર પડશે, પરતુ નિઝામની સેના આ પ્રસગે ટીપૂની વિરુદ્ધ

---

૧ "Bear in mind the state of the native powers in India at this moment, and recollect that the greatest advantage which we now possess is the present deranged condition of those interests"—Marquess Wellesley to Mr Dundas, 23rd February, 1798

આપણને મદદ કરશે એવો વિશ્વાસ રાખી શકાય એમ નથી." હકીકત એ હતી કે કંપનીની સેના ઉપરાંત નિઝામની પાસે પોતાની એક સ્વતંત્ર સેના પણ હતી. જોકે સર જૉન શોરે ફ્રેંચ સેનાપતિ મો. રેમોંને નિઝામની આ સેનામાંથી જબરદસ્તીથી રજા અપાવી હતી, છતાં હજી ઘણા સારા ફ્રેંચ અમલદારો નિઝામની સેનામાં હતા. ઘણા અંગ્રેજ લેખકો એ વાતનો સ્વીકાર પણ કરે છે કે આ જૂની સેના અને તેના ફ્રેંચ અમલદારોએ કાયમ વફાદારીપૂર્વક નિઝામ અને તેના રાજ્યની સેવા કરી હતી. હજી ૭ વર્ષ પહેલાં આ જ સેનાએ ટીપૂ વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરી હતી. પરંતુ આ સેનાનો અધિકાર અંગ્રેજોના હાથમાં ન હોવાથી, નિઝામની આ સેના વિખેરીને તેની જગાએ કંપનીની નવી સહાયકારી સેના નિઝામના રાજ્યમાં રાખવાનું પહેલું કાર્ય વેલેસ્લીએ કર્યું. બીજા શબ્દોમાં બોલીએ તો વેલેસ્લીએ સૌથી પ્રથમ પોતાની સહાયકારી સંધિની જાળમાં નિઝામને ફસાવવાની તજવીજ કરી.

**નિઝામને સહાયકારી યોજનામાં ફસાવવાની ખટપટ**

નિઝામની હાલત પહેલેથી જ બગડી ચૂકી હતી. કુર્દલાના પરાજયથી તે વળી વધારે કમજોર બની ગયો હતો. કુર્દલાની લડાઈમાં અંગ્રેજોએ નિઝામને મદદ ન કરી અને સહાયકારી સેનાને પણ નિઝામથી દૂર રાખી, તેનો મૂળ ઉદ્દેશ પણ એ હતો કે બને તેટલો નિઝામને કમજોર બનાવવો. વેલેસ્લીએ ડંડાસને લખ્યું:—

"કુર્દલાની સંધિથી તથા એ સંધિનું જે રીતે પાલન કરાવવામાં આવ્યું છે એથી નિઝામની સ્થિતિ કેટલી અવનત થઈ છે, અને કેટલી કમજોર બની ગઈ છે તે હું હમણાં જ લખી ચૂક્યો છું. × × ×

"હવે જણાય છે કે હૈદરાબાદનો નિઝામ આપણી સાથે વધારે ગાઢ સંબંધ બાંધવા માટે ભારે કુરબાનીઓ કરવા પણ તૈયાર છે. અને બીજા કોઈ કારણસર આ સંબંધને અનુચિત ન સમજવામાં આવે તો, આપણે આપણા તરફથી પત્રવહેવાર શરૂ કરીને તેની સેનાના કોઈ ભાગને બરખાસ્ત કરવાની માગણી કરીએ તેને બદલે, જો ખુદ નિઝામ જાતે આપણને પ્રાર્થના કરે અને આપણે તેના ઉપર ઉપકાર કરતા હોઈએ એ રીતે આ જાતના સંબંધને મંજૂર કરીએ, તો કદાચ વધારે લાભ થઈ શકશે."

આ "વધારે ગાઢ સંબંધ" નો અર્થ વેલેસ્લીના મનમાં તો સહાયકારી સંધિનો જ હતો એમાં શક નથી.

**હૈદરાબાદમાં બે અંગ્રેજ દૂતો**

નિઝામને 'સબ્સીડિયરી સંધિ' ની જાળમાં ફસાવવા માટે હૈદરાબાદના દરબારમાં એક ગુપ્ત કાવતરું રચવામાં આવ્યું. નિઝામના એક ખાસ વજીર અજીમુલઉમરા તથા બીજા કેટલાક દરબારીઓને લાંચ આપીને ફોડવામાં આવ્યા, અને આ બધી બાબતો ઠેઠ સુધી નિઝામથી છુપાવી રાખવામાં આવી. આ કાવતરામાં વેલેસ્લીના બે મુખ્ય મદદગારો હતા; એક હતો મેજર કર્કપેટ્રિકનો ભાઈ કેપ્ટન કર્કપેટ્રિક જે પોતાના મોટાભાઈની જગાએ હૈદરાબાદનો રેસિડંટ નિમાયો હતો, અને બીજો હતો કર્કપેટ્રિકનો મદદનીશ કેપ્ટન માલ્કમ.

કેપ્ટન કર્કપેટ્રિક બહુ ચાલાક હતો. તે પોતાની રહેવાની ઢબ તથા પોશાક પણ હિંદી જેવો જ રાખતો હતો. હૈદરાબાદમાં તેને 'હશમતજંગ' કહેતા. એક મુસલમાન દરબારીની છોકરી સાથે તેણે વિધિસર લગ્ન કર્યાં હતાં. હૈદરાબાદમાં તેના ઉપર અનેક વાર રુશવતખોરી, બદચાલ તથા ખૂનના આરોપો મૂકવામાં આવ્યા હતા. હિંદી લોકોની સાથે કાવતરાં કરવામાં તે સિદ્ધહસ્ત હતો. આ વખતે તેણે વેલેસ્લીને ઘણું કામ આપ્યું.

બીજો કેપ્ટન માલ્કમ સ્કૉટલાંડના અત્યંત ગરીબ માબાપનો પુત્ર હતો. ભારતમાં રવાના થવા માટે બાર વરસની વયે જ તે કંપનીના ડાયરેક્ટરોની સામે રજૂ થયો. તેની પરીક્ષા લેવા માટે એક ડાયરેક્ટરે તેને પૂછ્યું. "કેમ છોટા આદમી! જો હૈદરઅલીની સાથે તારો ભેટો થઈ જાય તો તું શું કરે?" છોકરાએ તુરત જ જવાબ વાળ્યોઃ "શું કરું? તરત જ મારી તલવાર ખેંચી તેનું માથું ઉડાવી દઉં." ડાયરેક્ટરે કહ્યુંઃ "વારુ, બહુ સારું." અને પછી આજ્ઞા આપીઃ "આને પાસ કરવામાં આવે છે."

આ રીતે પાસ થઈને અને સૈન્યમાં જોડાઈને માલ્કમ ૧૭૮૩ ના એપ્રિલમાં તેર વર્ષની વયે મદ્રાસ પહોંચ્યો. ટીપૂની સાથેના પહેલા યુદ્ધમાં તે હાજર હતો. ધીરે ધીરે તેણે ફારસી ભાષા તથા દેશી રાજ્યોની સ્થિતિનો અભ્યાસ કર્યો. માર્ક્વિસ વેલેસ્લી મદ્રાસમાં જ્યારે માલ્કમને મળ્યો ત્યારે બહુ ખુશી થયો. ૧૭૯૮ ના સપ્ટેંબરની ૨૦ મીએ તેણે કૅપ્ટન માલ્કમને સેનામાંથી ખસેડીને હૈદરાબાદના દરબારમાં કર્કપેટ્રિકના મદદનીશ તરીકે નીમ્યો. કર્કપેટ્રિક તથા વેલેસ્લી બંનેને માલ્કમ બહુ ઉપયોગી નીવડ્યો.

### અઝીમુલઉમરા સાથે ગુપ્ત કાવતરું

એવી તજવીજ કરવામાં આવી કે નિઝામને સૂચના આપ્યા વગર જ અઝીમુલઉમરા રાજ્યની સેનાને કટકે કટકે ચૂપચાપ રજા આપી દે, અને નિઝામને ખબર પડે એ પહેલાં જ આ સેનાની ખાલી પડેલી જગાએ કંપનીની સહાયકારી સેના પહોંચી જાય. ઈ. સ. ૧૭૯૮ ના જુલાઈની ૮ મીએ વેલેસ્લીએ કલકત્તાથી કેપ્ટન કર્કપેટ્રિક ઉપર એક ‘ ગુપ્ત ’ કાગળ લખ્યો. હજી તો માત્ર ૭ વર્ષ પહેલાં જ કંપની અને નિઝામ વચ્ચે મૈત્રીની સંધિ થઈ ચૂકી હતી; છતાં એ સંધિને ધૂળભેગી કરીને હવે ગવર્નર જનરલે રેસિડંટને આજ્ઞા કરી કે હરકોઈ રીતે નિઝામની ફ્રેંચ અમલદારોવાળી દેશી સેનાને રજા અપાવી દેવી અને તેની જગાએ કંપનીની નવી સબ્સીડિયરી સેનાને ગોઠવી દેવી. આ પત્રમાં કેપ્ટન કર્કપેટ્રિકને આદેશ કરવામાં આવ્યો કે આ બધું કાર્ય ગુપચુપ અઝીમુલઉમરા દ્વારા જ પૂરું કરવામાં આવે અને નિઝામને એની ગંધ પણ ન જાય એવી ગોઠવણ કરવામાં આવે. વેલેસ્લીએ લખ્યું:—

“ × × × અઝીમુલઉમરાને ખૂબ ભાર દઈને જણાવવું કે આ યોજના બિલકુલ ખુલ્લી ન પડી જાય એને માટે સાવચેતી રાખવાની અત્યંત જરૂર છે. એને એમ સમજાવવું કે સેનાના નાના નાના કટકા પાડીને દરેક કટકાને અલગ અલગ રજા આપવી વધારે ઉચિત છે, કારણકે એમ કરવાથી સહેલાઈથી આખી સેના બરખાસ્ત કરી શકાશે, અને એમાંથી છૂટા થયેલા સિપાઈઓ કે કોઈ અમલદાર ટીપૂ કે સિંધિયાને ત્યાં નોકરીએ નહિ રહે.

“ જ્યારે અઝીમુલઉમરા નિઝામને નામે આ બધું કરવા તૈયાર થાય ત્યારે તમારે મદ્રાસથી કંપનીની સેનાને બોલાવવી. ”૨

---

૨ “ . . . you will urge to Azimul Omra in the strongest terms, the necessity of his taking every precaution to prevent the propositions . . . from transpiring; and you will suggest to him the propriety of dispersing the corps in small parties for the purpose of facilitating its final reduction, and of preventing the officers and privates from passing into the service of Tipoo or of Scindhia.

“ Should Azimul Omra consent, in the name of the

જે રીતે હૈદરાબાદના પ્રથમ નિઝામુલ્મુલ્કે પોતાનાં સ્વામી દિલ્હી-સમ્રાટની સાથે વિશ્વાસઘાત કરીને મુગલ સામ્રાજ્યના અધઃપતનમાં મદદ આપી હતી, તેવી જ રીતે હવે અઝીમુલઉમરાએ પોતાના સ્વામી નિઝામની સાથે વિશ્વાસઘાત કરીને હૈદરાબાદની સ્વાધીનતાનો નાશ કરાવ્યો.

હિંદી રાજાઓના મંત્રીઓને લાંચ આપીને ફોડવાનો પ્રયત્ન કરવો એ અંગ્રેજ અમલદારો માટે તો એ દિવસોમાં એક સામાન્ય વાત થઈ પડી હતી. માર્કિવસ વેલેસ્લીના સગા ભાઈ આર્થર વેલેસ્લીએ ( જે પાછળથી ડ્યૂક ઑફ વેલિંગ્ટનના નામથી પ્રસિદ્ધ થયો.) ઈ. સ. ૧૮૦૩ના ઑગસ્ટની ૨૪મીએ મેજર શો ઉપર એક કાગળ લખ્યો. તેમાં જણાવ્યું હતું કે "મેં કર્નલ કલોઝ ઉપર લખેલા પત્રો ઉપરથી આપે જાણ્યું હશે કે દરેક બાબતની આપણને પૂરેપૂરી ખબર મળી રહે એ માટે તમારે ( પેશવાના ) મંત્રીને ધન આપવાની બાબત મેં ભારપૂર્વક જણાવી હતી."

**વેલેસ્લીની વ્યાપક યોજના**

કૅપ્ટન કર્કપેટ્રિકને કાગળ લખ્યા પછી એક અઠવાડિયે ઈ. સ. ૧૭૯૮ ના જુલાઈની ૧૫ મીએ વેલેસ્લીએ મદ્રાસના ગવર્નરને હૈદરાબાદ માટે સેના તૈયાર રાખવા જણાવ્યું. આ કાગળમાં વેલેસ્લીએ લખ્યું કે "નિઝામની કાર્યક્ષમતા અને તેના બળને ફરી મજબૂત બનાવવાનો મારો ઉદ્દેશ છે." આ તો રાજનીતિની ભાષા છે; સાદી ભાષામાં તેનો અર્થ "નિઝામની સ્વતંત્રતાનો અંત કરવો." થાય. વળી વેલેસ્લી લખે છે:—

> "બધાં રાજ્યોની સાથે આવા પ્રકારની સંધિ કરવાની એક મોટી યોજના હું ઘડી રહ્યો છું, અને આ વખતની આ યોજના તો એ મોટી યોજનાનો એક ભાગ માત્ર છે. × × × મારા ખ્યાલ મુજબ હૈદરાબાદ મોકલવા માટેની ફોજને એકઠી કરવાનું યોગ્ય સ્થળ ગંતૂર છે. × × × આ હકીકતને છૂપી રાખવા માટે કડક સાવચેતી રાખવી. × × × જે સ્થળ તમે નક્કી કરો તે સ્થળની સૂચના હૈદરાબાદના કાયમી રેસિડંટને આપવી આવશ્યક છે, જેથી સેનાના મુખ્ય અમલદાર સાથે તે પત્રવ્યવહાર ચલાવી શકે. × × ×

---

Nizam, to the proposed conditions, you will then require the march of the troops from Fort St. George."—Governor-General's letter to Captain Kirk Patrick dated 8th July, 1798.

તમારી બધી ગોઠવણોના ખબર તમારે પૂના અને હૈદરાબાદના રેસિડેંટોને આપ્યા કરવા, પણ તે સમાચાર માત્ર તેમના જ ઉપયોગને માટે આપવાના છે તેઓ જ્યાં રહે છે ત્યાંના દરબારમાં એ સમાચાર ફૂટી જવા ન જોઈએ'[૩]

૧૯ મી ઓગસ્ટે જનરલ હેરીસ ઉપરના પત્રમાં વેલેસ્લી લખે છે —

"× × × ૧૬ મી જુલાઈના મારા કાગળ ઉપરથી તમે જાણ્યું હશે કે આ યોજના ભારતમાં બ્રિટિશ સામ્રાજ્યનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે કેટલી આવશ્યક છે"

આ કાગળમાં પણ આ યોજના ગુપ્ત રાખવા માટે ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું

**અજીમુલઉમરાની ગભરામણ**

માર્ક્વિસ વેલેસ્લીના એક કાગળ ઉપરથી જણાય છે કે અજીમુલ ઉમરા જોકે અંગ્રેજોને મળી ગયો હતો, છતાં પણ છેવટ સુધી તે સહેજ અચકાતો હતો સંભવ છે કે તેનો અંતરાત્મા તેને ડંખતો હોય અથવા કોઈ બીજું પણ કારણ હોય ગમે તે હો પણ નિઝામની સેનાને રજા આપવામાં તેણે વિલંબ કર્યો આ જાતના મામલામાં થતો વિલંબ અંગ્રેજોને માટે જોખમકારક હતો આથી મા કમ અને કર્કપેટ્રિકે બીજી બાજુથી પણ પોતાની તૈયારી રાખી હતી તેમણે નિઝામની સેનામાં પણ પોતાના કાવતરાની જાળ બિછાવી હતી નિઝામની સેના બરખાસ્ત થવાની રાહ જોયા વગર જ કંપનીની સેના મદ્રાસથી હૈદરાબાદ જવા માટે ઊપડી કેપ્ટન માલ્કમનો ચરિત્રલેખક સર જોન કે લખે છે કે "સુભા યે બરા-

---

૩ " My object is to restore the Nizam to some degree of efficiency and power The measure forms part of a much more extensive plan for the establishment of our alliances, the best position for assembling the troops destined for Hyderabad, would be in the Guntur Circar the most strict attention to secrecy in the whole of this proceeding, you will communicate the whole proceeding to the Residents at Poona and Hyderabad for their information only, and not to be imparted to their respective Courts "— Marquess of Wellesley to General Harris, 15th July, 1798

બર યોગ્ય સમયે જ નિઝામની પલટનોએ પોતાના અમલદારો વિરુદ્ધ બળવો કર્યો, કારણકે એમના પગારો ચડી ગયા હતા તેમણે પોતાના ફ્રેંચ સેનાપતિને કેદ કરી લીધો "[૪] રેસિડંટ અને તેના મદદનીશે "બરાબર યોગ્ય સમયે" બળવો કરવા માટે નિઝામની સેનાને કયા ઉપાયોથી તૈયાર કરી એની હકીકત સર જોન કે લખતો નથી ગમે તે હો, આ જ વખતે કંપનીની સેનાએ અચાનક હૈદરાબાદને ઘેરી લીધું. વજીર અઝીમુલઉમરાને કહેવામાં આવ્યુ કે તમે તત્કાળ નિઝામની સેનાને રજા આપી તેની જગાએ કંપનીની સેનાને ગોઠવી દો લખવામા આવ્યુ છે કે કંપનીની સેનાને આટલી જલદીથી હૈદરાબાદમા દાખલ થયેલી જોઈને અઝીમુલઉમરા ચકિત થઈ ગયો, અને એક વાર તો તેણે પોતાના રાજ્યની સેનાને રજા આપવાની ના પાડી જે સેના અને તેના અમલદારોએ આજ સુધી પૂરી વફાદારીથી રાજ્યની સેવા કરી હતી તેને વગર ગુને રજા આપવાનું કાર્ય અઝીમુલઉમરા માટે પણ એટલું સહેલું નહોતુ નિઝામને તો આ પહેલા થોડાક જ કલાક સુધી આ બાબતની ગંધ પણ આવી નહોતી. પરંતુ નિઝામમાં પણ એટલી હિંમત નહોતી તેમ તેના માણસોમા પણ એટલી હિંમત તથા એટલી વફાદારી નહોતા. અંતે ચારે બાજુથી કંપનીની સેના વડે પોતાને ઘેરાયેલો જોઈ, અને પોતાના અમલદારોને વિશ્વાસઘાતી બનેલા અને સેનાને વિદ્રોહ કરતી દેખીને નિઝામે આખરે રેસિડંટની ઇચ્છાને નમતુ આપ્યુ

**નિઝામ સાથે સહાયકારી સંધિ**

ઈ સ. ૧૭૯૮ ના સપ્ટેમ્બરની ૧ લી તારીખે નિઝામે નવા સંધિપત્ર ઉપર સહી કરી આ સંધિપત્રે હૈદરાબાદના રાજ્યની સ્વતંત્રતાનો કાયમને માટે નાશ કર્યો. આ સંધિપત્રનું પહેલુ વાક્ય જ જૂઠાણાથી ભરેલું છે. તેમા લખ્યુ છે —

"કારણકે નવાબ નિઝામુલ્મુલ્ક આસફજા બહાદુરે ચાલુ દોસ્તીનું મહત્ત્વ ધ્યાનમા લઈને એવી ઇચ્છા પ્રગટ કરી કે માનનીય કંપની સરકારની જે સેના નિઝામની નોકરીમા છે તેની સંખ્યામાં વધારો કરવામા આવે, એટલા માટે ."

આ જાતની કોઈ ઇચ્છા નિઝામે પ્રગટ કર્યાની વાત તો બાજુએ રહી, પણ આ બધા કાવતરાની ગંધ સુદ્ધા તેને તો આવી નહોતી! કેવળ દગો

૪ Kaye's *Life of Malcolm.*

અને લાચારીથી જ તેણે એ સંધિપત્ર ઉપર સહી કરી

આ સહાયકારી સંધિ અનુસાર તોપખાના સહિત ૭ હજાર હિંદી સિપાઈઓની એક સેના નિઝામના રાજ્યમા કાયમ માટે રાખવામા આવી આ સેનાના અમલદારો અગ્રેજો હતા, અને એ સેનાનો બધો ખર્ચ નિઝામે આપવાનો હતો વળી એમ પણ ઠરાવવામા આવ્યુ કે હવે પછી કંપનીની રજા વગર નિઝામ કોઈ બીજી યુરોપિયન પ્રજાને પોતાને ત્યા નોકરીએ રાખે નહિ આ રીતે નિઝામ જ પ્રથમ ભારતીય રાજા હતો, જેને માર્ક્વિસ ઑફ વેલેસ્લીએ પોતાની સહાયકારી સંધિની જાળમા ફસાવીને પોતાના જ રાજ્યમા કેદી બનાવી દીધો, અને જેને પોતાને જ કેદ રાખનાર આ સેનાનો ખર્ચ પોતાની તિજોરીમાથી આપવો પડ્યો।

**વેલેસ્લી અને સાથીઓને ઇનામ**

ઈંગ્લાંડના મંત્રીમંડળે હૈદરાબાદની આ સંધિ પ્રત્યે હાર્દિક સંતોષ પ્રગટ કર્યો, અને કંપનીના ડાયરેક્ટરોએ ઇનામ તરીકે વેલેસ્લીને વીસ વર્સ માટે પાચ હજાર પાઉંડનુ સાલિયાણુ બાધી આપ્યુ આ પેન્શન ઈ સ ૧૭૯૮ ના સપ્ટેમ્બરની પહેલીથી જ શરૂ કરવામા આવ્યુ કર્કપેટ્રિક અને માલ્કમને પણ તેમની સેવાઓના બદલામાં ઇનામ આપવામા આવ્યા તથા તેમને ઊંચે હોદ્દે ચડાવવામા આવ્યા

ત્યાર પછી નિઝામ અત્યંત પરવશ બની ગયો અઝીમુલઉમરાના મૃત્યુ પછી નિઝામની ઇચ્છા વિરુદ્ધ અગ્રેજોએ મીરઆલમ નામના પોતાના માણસની તેની જગાએ મુખ્ય પ્રધાન તરીકે નિમણૂક કરી

આ બધી કૂટનીતિના બચાવમા એવુ બહાનુ બતાવવામા આવે છે કે આ સમયે અગ્રેજોને ફ્રેંચ લોકોનો અને ટીપૂ સુલતાનના હુમલાનો ભય હતો આથી જે જે શક્તિઓ ફ્રેંચ કે ટીપૂ સાથે ભળી જવાનો સંભવ હોય તે બધીને આ રીતે પાંગળી બનાવી દેવાની જરૂર હતી એ વખતની બધી પરિસ્થિતિનુ અવલોકન કરવાથી જણાય છે કે આ બંને ભયો ખોટા હતા અને છતા કદાચ આવી જાતની કોઈ શંકા હોય તોપણ ગંભીર સંધિઓ તોડીને તથા છાના કાવતરા રચીને બીજા રાજ્યોનુ સ્વાતંત્ર્ય છીનવી લેવા માટે આ બહાનુ કોઈ રીતે ન્યાયી ગણી શકાય નહિ મૂળ કારણ તો અગ્રેજોની સામ્રાજ્યપિપાસાનુ જ હતુ, જેનુ વર્ણન પાછના પ્રકરણમા આપવામા આવ્યુ છે

**હૈદરાબાદ અને પૂનામાં તફાવત**

જે જાતના પ્રયત્નો હૈદરાબાદમાં કરવામાં આવ્યા હતા તેવી જ જાતના પ્રયત્નો પૂનામાં પણ ચાલુ હતા. ૮ મી જુલાઈએ વેલેસ્લીએ કૅપ્ટન કર્ક-પૅટ્રિકને કાગળ લખ્યો અને બરાબર તે જ દિવસે એ જ વિષય સંબંધે બીજો કાગળ તેણે પૂનાના રેસિડંટ ઉપર પણ લખ્યો. પરંતુ પૂનામાં વેલેસ્લીને સફળતા મળી શકી નહિ કારણકે જોકે નાના ફડનવીસ આ સમયે કેદમાં હતો છતાં પૂના દરબારના કારભારીઓ હૈદરાબાદની માફક હજી રાજનીતિ-શૂન્ય અને ચારિત્ર્યશૂન્ય બન્યા નહોતા.

## પ્રકરણ પંદરમું

## ટીપૂ સુલતાન

**૧૭૯૨ ની સંધિ પછી**

આગળના પ્રકરણમાં ટીપૂ સુલતાનનો જન્મ, હૈદરઅલીના મૃત્યુ પછી તેને મળેલ અધિકાર, તથા મ્હૈસૂરનાં પહેલાં બંને યુદ્ધોમાં અંગ્રેજોની સાથે ચલેલી તેની લડાઈઓનાં વર્ણનો આવી ગયાં છે. ઈ. સ. ૧૭૯૨માં અંગ્રેજ, નિઝામ અને મરાઠા એ ત્રણેએ મળીને ટીપૂ સુલતાન ઉપર હુમલો કર્યો અને તેનું અર્ધું રાજ્ય પડાવીને અંદર અંદર વહેંચી લીધું. તે વખતે આ ચારે સત્તાઓ વચ્ચે મૈત્રીની સંધિ કરવામાં આવી હતી. ટીપૂ સુલતાન ઉપર ત્રણ કરોડ રૂપિયા ઉપરાંત યુદ્ધદંડ નાખવામાં આવ્યો હતો, જેમાંથી એક કરોડ રૂપિયા તો તે જ સમયે વસૂલ કરવામાં આવ્યા હતા; બાકીના પૈસા ચૂકવવા માટે બે વરસની અવધિ આપવામાં આવી હતી. કોર્નવાલિસના કાગળો ઉપરથી જાણી શકાય છે કે ટીપૂનું અર્ધું રાજ્ય તેની પાસેથી પડાવી લીધું હોવાથી, તથા બાકીનું અર્ધું લડાઈને લીધે બરબાદ થઈ ગયેલ હોવાથી બે વરસમાં આવડી ભારે રકમ ટીપૂ આપી શકશે નહિ એવી કોર્નવાલિસને આશા હતી; અને તેથી આ બહાને કંપનીને ટીપૂનું બાકીનું રાજ્ય પણ ગળી જવાનો પ્રસંગ મળશે. પરંતુ કોર્નવાલિસની આ ધારણા ખોટી પડી. ટીપૂ અત્યંત યોગ્ય શાસક હતો; તે પોતાના વચનને પણ પાળવાવાળો હતો. તેણે પોતાના તરફથી સંધિની શરતોનું સચ્ચાઈથી પાલન કર્યું. ઇતિહાસલેખક માલ્કમ લખે છેઃ—
"અથાગ પરિશ્રમ અને અત્યંત ઉત્સાહપૂર્વક પોતાની શક્તિ મુજબના હરેક ઉપાયો દ્વારા પોતાની ગુમાવેલી સત્તા પાછી મેળવવાનો ગંભીર સંકલ્પ તેણે કરી લીધો હતો" આથી ઈ. સ. ૧૭૯૨ થી—

"ટીપૂએ સૌથી પ્રથમ તો પોતાના ઉપર એ સંધિ વખતે

કોર્નવાલિસના પત્રો ઉપરથી જાણી શકાય છે કે તે તો ટીપુના અસ્તિત્વને જ અંગ્રેજોની ભારતીય સત્તા માટે જોખમકારક ગણતો હતો. વેલેસ્લીના પત્રો ઉપરથી સિદ્ધ થાય છે કે તેણે તો ભારતમાં પગ મૂકતા પહેલાં કેપ ઓફ ગુડ હોપથી જ ટીપૂ ઉપર હુમલો કરવાનો અને તેને હરકોઈ રીતે કચડી નાખવાનો સંકલ્પ કરી લીધો હતો. નિઝામ અને પેશવાને પાંગળા કરી મૂકવાના તેના પ્રયત્નો પણ એક પ્રકારે તો ટીપૂને કચરી નાખવાની તેની યોજનાના એક માત્ર ભાગ રૂપ જ હતા.

જૂઠાં દોષારોપણો

ટીપૂ ઉપર આક્રમણ કરવા માટે તેના ઉપર કોઈ ને કોઈ આરોપ મૂકવાની જરૂર હતી એમ જણાવવામાં આવ્યું કે ટીપૂ અંગ્રેજો ઉપર ચડાઈ કરવાનો છે, અને એ માટે તે ફ્રેંચ લોકો સાથે ગુપ્ત પત્રવહેવાર ચલાવે છે. એમ પણ જણાવવામાં આવ્યું કે મોરીશિયસ ટાપૂમાં ફ્રેંચ લોકોએ એક જાહેરાત કરી છે, જેમાં એમ લખ્યું છે કે ટીપૂએ પોતાના ખાસ દૂતો એક વહાણમાં મોરીશિયસ મોકલ્યા છે, અને આ દૂતો મારફત અંગ્રેજોની વિરુદ્ધ ફ્રેંચ લોકોની સાથે સંધિ કરવાનો તેણે ઇરાદો પ્રગટ કર્યો છે, વગેરે. આરોપોના સંબંધમાં ટીપૂને કશું જ પૂછ્યા વગર એકદમ પગલાં ભરવાનું શરૂ કરવામાં આવ્યું. ઈ સ ૧૭૯૮ ના જૂનની ૯ મી તારીખે માર્કિવસ વેલેસ્લીએ આ ફ્રેંચ જાહેરાતની એક નકલ મદ્રાસના ગવર્નર હેરીસ ઉપર મોકલી અને તેને ટીપૂ વિરુદ્ધ સેના જમાવવાનો હુકમ કરવામાં આવ્યો. ત્યાર બાદ ૨૦ મી જૂને વેલેસ્લીએ હેરીસને પોતાના 'આખરી નિશ્ચય' ની સૂચના એક પત્ર મારફત આપી અને લખ્યું કે "હુ સમુદ્રકિનારે સેના એકઠી કરવાનો પાકો નિર્ણય કરી ચૂક્યો છુ." આ પત્રમાં "ટીપૂ ઉપર અચાનક આક્રમણ કરવાનો" પોતાનો "ઉદ્દેશ" વેલેસ્લીએ જણાવ્યો, અને અંતે આ બધી હકીકતો "ગુપ્ત" રાખવાની "પરમ આવશ્યકતા" છે એ બિના અત્યંત ભારપૂર્વક જણાવી.[૧]

---

૧ ". . . my final determination . . to assemble the army upon the coast . . with the object of striking a sudden blow against Tipoo, . . . you will of course feel the absolute necessity of keeping the contents of this letter secret."
—Marquess Wellesley to General Harris, 20th June, 1798.

ઈ સ ૧૭૯૨માં નિઝામ તથા પેશવા બંનેએ ટીપુની વિરુદ્ધ અંગ્રેજોને મદદ આપી હતી. એ વખતની સંધિમાં ઠરાવવામાં આવ્યું હતું કે જો ટીપૂ સંધિનું ઉલ્લંઘન કરે તો અંગ્રેજ, નિઝામ અને પેશવા ત્રણેએ મળીને ટીપૂનો સામનો કરવો ટીપૂએ વફાદારીપૂર્વક બધી શરતોનું પાલન કર્યું હતુ આથી પેશવા તથા નિઝામ બંનેની આ બાબતમા સલાહ લેવાને બદલે ટીપૂ ઉપર આક્રમણ કરતા પહેલાં જ વેલેસ્લીએ નિઝામને પોતાની સહાયકારી સંધિની જાળમા બાંધી લીધો; અને જ્યારે પેશવાના દરબારમા આ સહાયકારી સંધિની ચાલબાજી ચાલી શકી નહિ ત્યારે પેશવાને રોકી રાખવા માટે સિંધિયાને એક વિશાળ સેના સહિત પેશવાની પાછળ પડવા ઉશ્કેર્યો, અને એની સેના મારફત પેશવાના મુલકો લૂટવાનુ શરૂ કરાવ્યુ.

એ વખતે ફ્રેંચ લોકો ટીપૂ સાથે મળી જઈને બ્રિટિશ ભારત ઉપર આક્રમણ કરે એવો બિલકુલ સંભવ નહોતો, એ બાબત જેમ્સ મિલે પોતાના ઇતિહાસમા સાબિત કરી આપી છે તેણે એ પણ બતાવ્યુ છે કે જે કાગળોને આધારે ફ્રેન્ચ લોકોની સાથે કાવતરું રચવાનો આરોપ ટીપૂ ઉપર મૂકવામા આવ્યો છે, તેમાના કેટલાક તો એવા હતા કે જેનાથી ટીપૂનો કોઈ દોષ સિદ્ધ થઈ શકતો નહોતો, અને બાકીના સાવ બનાવટી હતા [૩]

ટીપૂ ઉપરના જૂઠા આરોપોનું આથી વિશેષ વિવેચન અમે કરવા માગતા નથી. મદ્રાસના ગવર્નર હેરીસે ૧૭૯૮ના જૂનની ૨૩ મીના એક કાગળમા માર્ક્વિસ વેલેસ્લીને જણાવ્યું કે તમારી શંકાઓ તદ્દન પાયા વગરની છે, અને આ વખતે ટીપૂ સાથે યુદ્ધ કરવું અનુચિત છે મદ્રાસ સરકારના સેક્રેટરી જોશિયા વેબે ૧૭૯૮ના જુલાઈની ૬ ઠીએ વેલેસ્લીને લખ્યુ કે "ફ્રાન્સની જે સેના મોરીશિયસ ટાપુમા હતી તે બધીને ત્યાથી યુરોપ રવાના કરી દેવામા આવી છે, અને ફ્રેંચ જહાજોને પણ ત્યાથી ખસેડી લેવામા આવ્યાં છે. આથી ફ્રેંચ લોકો અને ટીપૂ વચ્ચે કાવતરું હોવાની વાત અસંભવિત છે." પરંતુ વેલેસ્લીને માટે ફ્રેંચ અને ટીપુનું કાવતરુ એ તો એક બહાનુ હતુ; તેનો મૂળ ઉદ્દેશ તો ટીપૂ સુલતાનનો નાશ કરીને બ્રિટિશ સામ્રાજ્યની વૃદ્ધિ કરવાનો તથા ભવિષ્યમાં પોતાના માર્ગની એક અડચણ કાયમને માટે દૂર કરવાનો હતો.

---

૩ History of India by Mill, vol [illegible]

ટીપૂ સાથે દગો

ઈ. સ. ૧૭૯૮ ના જૂનની ૯ મી તારીખે ટીપૂની વિરુદ્ધ સેના એકઠી કરવા માટે વેલેસ્લીએ જનરલ હેરીસ ઉપર કાગળ લખ્યો, અને સાથે પાંચ દિવસ પછી ૧૪મી જૂને ટીપૂ ઉપર એક અત્યંત પ્રેમપૂર્ણ પત્ર લખ્યો. ઉપરાંત ટીપૂને અંધારામાં રાખવા માટે તેણે એક નવી બાજી રચી. સર જૉન શોરના સમયથી કંપની અને ટીપૂ વચ્ચે વાઈનાડ પ્રાંત સંબંધે ઝઘડો ચાલ્યા કરતો હતો. વેલેસ્લીએ હવે પોતાનો પ્રેમ દર્શાવવા ખાતર આ પ્રાંત ટીપૂને પાછો આપ્યો. વેલેસ્લીના પ્રેમપૂર્ણ પત્રના જવાબમાં ભોળા ટીપૂએ અંગ્રેજ ગવર્નર જનરલને લખ્યું:—

"આપનો મૈત્રીસૂચક પત્ર × × × મળ્યો × × × એનાથી મને એટલો બધો આનંદ થયો અને વિશ્વાસ બેઠો કે જેનું વર્ણન કાગળ ઉપર કરી શકાય એમ નથી. × × × ઈશ્વરની કૃપાથી બંને બાદશાહનો વચ્ચે એકતા અને પ્રેમનો ઉચ્ચ સંબંધ તથા દોસ્તી અને મેળનાં મૂળ મજબૂત છે. હું હમેશાં એ ખ્યાલ રાખ્યા કરું છું કે હાલના સુલેહનામાની શરતોનું બરાબર પાલન કરું. આપ દિલથી મારા દોસ્ત અને ખેરખાહ છો, અને મને વિશ્વાસ છે કે આપ કાળજીપૂર્વક એકતા અને પ્રેમને કાયમ ટકાવી રાખશો."

વેલેસ્લીની વાસ્તવિક ઇચ્છા તથા તેની દોરંગી નીતિથી ટીપૂ સાવ અજ્ઞાત હતો એમાં શક નથી. એક બાજુથી વેલેસ્લીએ ટીપૂને પોતાની દોસ્તી સંબંધે વિશ્વાસ આપ્યા કર્યો અને બીજી બાજુથી તેના ઉપર હુમલો કરવાની ગુપ્ત તૈયારીઓ કર્યા કરી. ધીરે ધીરે કંઈક હકીકત ટીપૂના કાન સુધી પહોંચી. ઈ. સ. ૧૭૯૮ ના સપ્ટેમ્બરની ૨૮ મીએ વેલેસ્લીને ટીપૂનો એક કાગળ મળ્યો, જેમાં ટીપૂએ લખ્યું:—

"દુષ્ટ લોકો ખોટા ઝઘડા અને વેર ઊભાં કરીને પોતાની મતલબ પૂરી કરવાનો પ્રયત્ન કરે છે, પરંતુ ઈશ્વરની કૃપાથી બંને બાદશાહતો વચ્ચે એકતા અને પ્રેમનાં એટલાં નિર્મળ ઝરણાં વહી રહ્યાં છે કે સ્વાર્થી લોકો તેને ગંદાં કરી શકશે નહિ."

એક મહિના સુધી તો વેલેસ્લીએ આ પત્રનો જવાબ જ આપ્યો નહિ.

* Tipoo's letter to Governor-General received in Calcutta 10th July, 1798.

દરમિયાન મિસર દેશની ઉત્તરમા નાઈલ નદી ઉપર નેલ્સને ફ્રેંચ લોકોના કાફલાનો નાશ કર્યો ફ્રેંચ લોકોનો ડર પ્રથમથી જ ખોટો હતો, આ ડર એ કોઈ સ્વતંત્ર ભારતીય નરેશ ઉપર હુમલો કરવા માટેનુ બહાનુ પણ ન ગણાય છતા પણ જો ફ્રેંચ લોકો ભારત ઉપર હુમલો કરે એવો સભવ કદાચ હોય તોપણ હવે એ ભય દૂર થયો હતો પરતુ અગાઉ અમે લખી ચૂક્યા છીએ એ મુજબ વેલેસ્લીને માટે તો આ બધી બાબતો માત્ર બહાનું જ હતુ, તેનો મૂળ ઉદ્દેશ તો કોઈ બીજો જ હતો અને તે સ્પષ્ટ હતો. ૪ થી નવેમ્બરે વેલેસ્લીએ ટીપૂ ઉપર એક મિત્રતાસૂચક પત્ર લખ્યો ૮ મી નવેમ્બરે પોતાની પૂરતી તૈયારી જોઈને વેલેસ્લીએ પોતાનો રગ બદલ્યો, અને મોરીશિયસ ટાપૂની જાહેરાતનુ વર્ણન કરતો એક અત્યત ઉદ્ધતાઈ-ભર્યો કાગળ ટીપૂ ઉપર લખ્યો "મારા દેશના શત્રુ તથા તમારી વચ્ચે જે વાતચીત થઈ છે તે તરફ હુ ઉદાસીન રહી શકુ એવી તમારે કલ્પના પણ ન કરવી" વગેરે વેલેસ્લીના ટીપૂ તરફના વર્તનમા માત્ર ચાર જ દિવસમા આટલો બધો ફેર પડી ગયો

ઉશ્કેરણી

આ જ પત્રમા વેલેસ્લીએ ટીપૂને ધમકી આપી કે શાતિ રાખવાને માટે જે જિલ્લાઓની જરૂર છે એ જિલ્લાઓની તમારી પાસે માગણી કરવા માટે તમારા દરબારમા અગ્રેજ અમલદાર મેજર ડવટનને મોકલવામા આવશે મૂળ તો અગ્રેજોની તૈયારી સપૂર્ણ થઈ ચૂકી હતી, એથી ટીપૂ સામે હવે ખુલી રીતે ઉશ્કેરણી શરૂ કરવામા આવી

પાચ દિવસ પછી વેલેસ્લીએ તરીસેનાપતિ હેરિયરને લખ્યુ કે "હૈદરાબાદની વ્યવસ્થા કરી લેવામા આવી છે, અને સમુદ્રકિનારે બન્ને બાજુએ આપણી તૈયારી પૂરતી થઈ ચૂકી છે" આથી "આ અવસર આપણે માટે સુદર છે અને આ અવસરનો લાભ ઉઠાવીને કેવળ ડરાવીને અથવા તો યુદ્ધ કરીને પણ ટીપૂને શક્તિહીન કરવાનો પાકો નિશ્ચય મેં કરી લીધો છે"

ટીપૂ અને વેલેસ્લીનો પત્રવહેવાર

ત્યાર પછી ટીપૂના જવાબની રાહ જોયા વગર જ વેલેસ્લી કલકત્તાથી રવાના થયો, અને જાતે યુદ્ધના મેદાનની નજીક રહેવાના ઇરાદાથી ૧૭૯૮ ના ડિસેમ્બરની ૩૧ મીએ મદ્રાસ પહોચ્યો મદ્રાસ પહોચતા પોતાના કાગળનો ટીપૂએ આપેલો સ્પષ્ટ જવાબ તેને મળ્યો.

મોરીશિયસની બાબતમાં ટીપૂએ જવાબ વાળ્યો કે:—

"આ ઇશ્વરદત્ત સરકારમાં એક જાતિ વેપારીઓની છે જે ખુશકી રસ્તે તેમ જ સમુદ્ર રસ્તે વેપાર કરે છે. તેના ગુમાસ્તાઓએ એક બે કૂવાથંભવાળાં જહાજો ખરીદ્યાં અને તેમાં ચોખા ભરીને વેપાર માટે તેઓ નીકળ્યા. અકસ્માત આ જહાજો મોરીશિયસ પહોંચ્યાં. ત્યાંથી ફ્રેંચ તેમ જ કાળા રંગના મળીને ચાળીશ આદમીઓ વહાણનું ભાડું ભરીને આજીવિકાની શોધમાં અહીં આવ્યા. આ આદમીઓમાં દસબાર તો કારીગરો હતા, અને બાકીના નોકરો હતા. તેમનામાંના જેટલાએ નોકરી કરવાનું પસંદ કર્યું તેમને રાખી લીધા, બાકીના બધા આ ઇશ્વરદત્ત સરકારની સરહદ બહાર ચાલ્યા ગયા. જેમનામાં બુરાઈ અને કપટ ભરેલું છે એવા ફ્રેંચલોકોએ આ જહાજનો ત્યાં જવાનો લાભ ઉઠાવીને આપણી બંને સરકારો વચ્ચે વૈમનસ્ય પેદા કરવાના હેતુથી કદાચ આ અફવાઓ ઉડાવી હશે.

"મારા દિલની મુરાદ છે, અને હું સદા એ જ પ્રયત્ન કર્યા કરું છું કે, સુલેહનામાની શરતો પૂરી થાય અને કંપની બહાદુરની સરકાર સાથે દોસ્તી અને મેળનાં મૂળ વધારે સ્થાયી અને મજબૂત રહે. × × × આ પરિસ્થિતિમાં આપના મૈત્રીસૂચક પત્રમાં યુદ્ધનો સંકેત × × × વાંચીને મને ભારે આશ્ચર્ય થયું છે."

વેલેસ્લીની ધમકીના જવાબમાં ટીપૂએ લખ્યું:—

"એમ માનવામાં આવ્યું છે કે, ખુદાની મહેરબાનીથી સંધિ વખતે ચારે સરકારો વચ્ચે શપથપૂર્વક જે પ્રતિજ્ઞાઓ કરવામાં આવી છે, તે એટલી દૃઢ અને સર્વસ્વીકૃત છે કે હમેશાં કાયમ રહેશે × × × દોસ્તી અને મેળનાં મૂળને સ્થાયી બનાવવા માટે, સલ્તનતોને સુરક્ષિત રાખવા માટે તથા બધાના લાભ અને ભલાને માટે આથી વધારે કયા ઉપાયો લઈ શકાય એ હું સમજી શકતો નથી."[૫]

ઈ.સ. ૧૭૯૮ના ડિસેમ્બરની ૩૧ મીએ ટીપૂનો પત્ર વેલેસ્લીને મળ્યો. પછીના જાનેવારીની ૯ મીએ વેલેસ્લીએ એક બીજો લાંબો કાગળ ટીપૂ ઉપર લખ્યો, જેમાં ટીપૂને સ્પષ્ટતાથી લખવામાં આવ્યું કે તમે તમારા કિનારા ઉપરનાં બધાં શહેરો તથા બંદરો અંગ્રેજોને હવાલે કરી દ્યો. પત્ર

૫ *Wellesley's Despatches*, vol. i, p. 382, 383.

મળ્યા પછી ચોવીશ કલાકમાં ટીપૂ પાસેથી જવાબ માગવામાં આવ્યો હતો. ખરી રીતે આ પત્ર ટીપૂને યુદ્ધની સૂચના કરનારો જ હતો.

ટીપૂ હવે બરાબર સમજી ગયો કે જે વિદેશીઓને હૈદરે સંપૂર્ણ હરાવીને પછી તેમની પ્રત્યે દયા તથા ઉદારતાભર્યો વ્યવહાર કર્યો, જેને એક વાર ખુદ ટીપૂએ પોતાની મૂઠીમાં લાવીને પછી તેમનાં વચનો ઉપર વિશ્વાસ મૂકીને છોડી દીધા, ને જેમણે હજી ૭ વર્ષ ઉપર જ મૈત્રીની સંધિ કરી હતી, તેઓ જ હવે પોતાના ઉપર જૂઠા આરોપો મૂકીને પોતાનો નાશ કરવા માટે કટિબદ્ધ થયા છે. પરાજિત શત્રુ પ્રત્યે ઉદારતા બતાવવી એ એશિયાવાસી નરેશોનો એક કાયમી ગુણ છે; પરંતુ તેમની એ ઉદારતાનું બહુ ભારે મૂલ્ય તેમને અનેક વાર ચૂકવવું પડ્યું છે.

**યુદ્ધની જાહેરાત**

ઈ. સ. ૧૭૯૯ ના ફેબ્રુઆરીની ૩ જીએ કંપનીની સેના ટીપૂના રાજ્ય તરફ આગળ વધી. આ યુદ્ધ માટે ટીપૂ તૈયાર નહોતો. ૧૩મી ફેબ્રુઆરીએ તેણે વેલેસ્લીને કાગળ લખ્યો કે આ મામલાનો શાંતિથી નિકાલ લાવવા માટે મેજર ડવટનને મારા દરબારમાં મોકલો. ત્યાર પછી પણ વાતચીત દ્વારા જ આ મામલાનો નિકાલ કરવાનો પ્રયત્ન કરવા માટે ટીપૂએ અનેક વાર માગણી કરી, પરંતુ વેલેસ્લીએ આ માગણીઓ તરફ બિલકુલ ધ્યાન ન આપ્યુ. ૨૨ મી ફેબ્રુઆરીએ ટીપૂની સામે યુદ્ધની જાહેરાત કરવામાં આવી. કંપનીની સેના જનરલ હેરીસને આધીન હતી; જળ અને સ્થળ બંને બાજુથી ટીપૂને ઘેરી લેવામાં આવ્યો હતો. વિવશ બનીને ટીપૂએ વીરતાથી આની સામે થવાનો નિશ્ચય કર્યો.

**વિશ્વાસઘાતની જાળ**

વેલેસ્લી સારી પેઠે જાણતો હતો કે આટલી બધી તૈયારી હોવા છતાં પણ કંપનીની સેના ટીપૂની સેનાને સહેલાઈથી હરાવી શકે એમ નથી. આથી કંપનીની પ્રાચીન પ્રથા અનુસાર ટીપૂના અમલદારો તથા તેની પ્રજા સામે પહેલેથી જ છાનાં કાવતરાં રચવાનું શરૂ થઈ ચૂક્યું હતું. વેલેસ્લીએ મદ્રાસના ગવર્નર હેરીસને લખ્યું:—

"મારી પાસે એમ માનવાનાં પૂરતાં કારણો છે કે ટીપૂ સુલતાનના ઘણા સરદારો, મુખ્ય અમલદારો તથા પ્રજાના બીજા લોકો પોતાના રાજા વિરુદ્ધ બળવો કરીને કંપની અને તેના સાથીઓને આશ્રયે આવવા માટે તૈયાર છે. સુલતાનની દગાબાજી અને જુલમને

લીધે જે યુદ્ધમાં આપણે ફરી વાર ઊતરવું પડ્યું છે, તેમાં સુલતાનના આદમીઓનો અસંતોષ અને વિદ્રોહનો જેટલો બને તેટલો લાભ ઉઠાવવો આપણે માટે ઉચિત અને ઉપયોગી છે." [૬]

**રીતસરનું કમિશન**

ખરી રીતે "દગાબાજી અને જુલમ" કઈ બાજુએ થયા હતા એ તો ઇતિહાસનાં પાનાં ઉપરથી જાહેર છે. બાકી રહ્યું "શત્રુના આદમીઓના અસંતોષ અને વિદ્રોહનો જેટલો બને તેટલો લાભ ઉઠાવવો;" એટલું જ નહિ, પણ એમનામાં અસંતોષ અને વિદ્રોહ પેદા કરીને તેમને ફોડવા. આ કામ તો કંપનીને માટે કાયમ યોગ્ય સમજવામાં આવ્યું છે. આ કામ કરવા માટે એટલે કે પ્રથમથી જ ત્યાં જઈને ટીપૂના આદમીઓને મળવા તથા તેમને ફોડવા માટે વેલેસ્લીએ પોતાના ભાઈ કર્નલ વેલેસ્લી, કર્નલ કલોઝ, કર્નલ એગન્યૂ, કૅપ્ટન માલ્કમ તથા કૅપ્ટન મૅકોલે, એ પાંચ માણસોનું એક કમિશન નીમ્યું. આ પહેલાંના યુદ્ધમાં કોર્નવાલિસે પણ આ જ ઉપાયો યોજ્યા હતા એ બિના તે વખતના પત્રો પરથી સિદ્ધ થાય છે.

મીર હુસેનઅલીખાં કિરમાનીએ પોતાના ફારસી પુસ્તક "નિશાન-એ-હૈદરી" માં કઈ રીતે કંપનીની સેનાએ એકાએક જઈને ટીપૂને ચારે બાજુથી ઘેરી લીધો, વીરત્વ તથા ચીવટાઈથી ટીપૂએ મરતાં સુધી શત્રુનો સામનો કઈ રીતે કર્યો, અને ટીપૂનો દરબાર તથા તેની સમસ્ત સેનામાં વિશ્વાસઘાતકો પેદા કરીને અંતે અંગ્રેજોએ કઈ રીતે વિજય મેળવ્યો એનું વર્ણન વિગતવાર આપ્યું છે.

---

૬ "I have reason to believe that many of the tributaries, principal officers, and other subjects of Tipoo Sultan, are inclined to throw off the authority of that prince, and to place themselves under the protection of the Company and of our allies. The war in which we are again involved by the treachery and violence of the Sultan, renders it both just and expedient that we should avail ourselves, as much as possible, of the discontent and disaffectoin of his people."—Marquess Wellesley's letter to General Harris *Wellesley's Despatches*, p. 412.

**ટીપૂ ઉપર ચારે તરફથી હુમલો**

ઉક્ત પુસ્તક ઉપરથી જાણી શકાય છે કે આ યુદ્ધમાં નિઝામ અને તેના વઝીર મીરઆલમે અંગ્રેજોને ખૂબ મદદ આપી. મદ્રાસથી જનરલ હેરીસના તાબામાં ચાર હજાર ફોજ હતી; હૈદરાબાદની ચાર હજારની સહાયકારી સેના તેને આવીને મળી; બે હજાર ફોજ બંગાળાની હતી; આઠ હજાર સવાર મીરઆલમને આધીન હતા અને હૈદરાબાદના જ છ હજાર સવાર રોશનરાવને આધીન હતા; થોડી ફોજ મુંબઈથી પણ આવી. આ રીતે કુલ ત્રીશ હજારની ફોજે ચારે બાજુએથી ટીપૂ ઉપર એક સાથે હુમલો કર્યો.

આ યુદ્ધની જુદી જુદી લડાઈઓનું વર્ણન કરવાને બદલે વાસ્તવિક રીતે ટીપૂનો નાશ તથા અંગ્રેજોની સફળતા જેને લીધે થઈ એ હકીકતનું જ ટૂંકમાં વર્ણન આપીશું. ટીપૂના કેટલાક નિમકહરામ સલાહકારોએ ટીપૂને એવા ખબર આપીને છેતર્યો કે કંપનીની બધી સેના મળીને ચાર કે પાંચ હજાર કરતાં વધારે નથી.

**વિશ્વાસઘાતી પૂર્ણિયા**

ટીપૂએ આ સમાચાર સાંભળતાં પોતાના વિશ્વાસુ બ્રાહ્મણ મંત્રી અને સેનાપતિ પૂર્ણિયાને આધીન કેટલાક સવારો શત્રુની સામે થવા માટે મોકલ્યા. રાયકોટ નામના સ્થળથી આશરે બે ગાઉ ઉપર કંપનીની સેના સાથે આ સેનાનો ભેટો થયો, પરંતુ પૂર્ણિયા અંદરખાનેથી અંગ્રેજોને મળી ગયો હતો. તેણે કંપનીની સેનાની સામે લડવાને બદલે તેની આજુબાજુ ચક્કર લગાવવાનું શરૂ કર્યું. કંપનીની સેનાએ આગળ વધ્યા કર્યું. પૂર્ણિયાની સેનાના એક વિભાગે આગળ વધીને વીરતાપૂર્વક શત્રુસેનાને રોકી અને મોટી સંખ્યાને તલવારથી કાપી નાખી. આ જોઈ પૂર્ણિયાએ પોતાની સેનાને સાબાશી આપવાને બદલે તેમને કડક શબ્દોમાં ધમકાવ્યા. સવારો સમજી ગયા કે પૂર્ણિયાની લડવાની ઇચ્છા નથી. ત્યાર પછી તો કંપનીની સેનાને આગળ વધતી અટકાવવાને બદલે તથા તેની સાથે લડવાને બદલે પૂર્ણિયાની સેના કંપનીની સેનાની આગળ પાછળ જાણે કે તેમના સંરક્ષક હોય એમ ચાલતી હતી.

**નિમકહરામ કમરુદ્દીન**

કંપનીની સેના આગળ વધતી આવે છે એ ખબર સાંભળીને સુલતાન ટીપૂએ જાતે પોતાની સેના સહિત આગળ વધવાનો વિચાર કર્યો. તેના સલાહકારોએ ફરી વાર તેને દગો દીધો. જનરલ હેરીસની સેના એક ખાસ

માર્ગે શ્રીરંગપટ્ટણ તરફ આગળ વધતી ચાલી આવતી હતી. ટીપૂના સલાહકારોએ તેને બીજો જ માર્ગ બતાવ્યો. આથી ટીપૂએ કોઈ ભલતા જ રસ્તે જઈને પોતાના તંબૂ તાણ્યા. ટીપૂને જ્યારે આ વિશ્વાસઘાતની જાણ થઈ ત્યારે તે ઝડપથી આગળ વધ્યો અને ગુલશનાબાદની પાસે હેરીસની સેનાને અટકાવી. થોડી વાર ખૂબ ધમસાણ મચ્યું; તેમાં સુલતાનના અનેક સિપાઈઓ તથા સેનાપતિઓએ વીરતા બતાવી. કંપનીની સેનાને અને ખાસ કરીને તેના તોપખાનાને ભારે નુકસાન ખમવું પડ્યું. બરાબર મોકો મળતાં ટીપૂએ પોતાના એક સેનાપતિ કમરુદ્દીનખાંને પોતાના સવારો સહિત આગળ વધીને શત્રુને સમાપ્ત કરી દેવાની આજ્ઞા આપી. પરંતુ કમરુદ્દીનખાં પણ અંગ્રેજોના હાથમાં વેચાઈ ચૂક્યો હતો. મોકો મળતાં શત્રુની સેના ઉપર હુમલો કરવાને બદલે તે થોડોક આગળ વધીને તરત પાછો ફર્યો અને એકાએક પોતાના સવારો સહિત સુલતાનની સેનાના એક ભાગ ઉપર તૂટી પડ્યો. ટીપૂના અનેક સારા સિપાઈઓ આ વખતે મરણ પામ્યા, અનેક થાકીને પાછા હઠયા અને કમરુદ્દીનખાંના વિશ્વાસઘાતને પ્રતાપે અંગ્રેજોની જીત થઈ.

**મુંબઈની સેના**

એટલામાં જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે એક બીજી સેના મુંબઈથી શ્રીરંગપટ્ટણ તરફ ચઢી આવવાના સમાચાર ટીપૂને મળ્યા. આથી જનરલ હેરીસની સામે થવા માટે થોડા સરદારોને રાખીને બાકીની બધી સેના તથા તોપખાના સહિત જનરલ સ્ટુઅર્ટનો માર્ગ રોકવા માટે ટીપૂ આગળ વધ્યો.

બે રાત અને એક દિવસની સતત કૂચને અંતે ટીપૂએ મુંબઈની સેનાને પકડી પાડી અને પહોંચતાં તરત જ હુમલો કરવાની આજ્ઞા આપી. ટીપૂની સેનાએ આ વખતે પણ ખૂબ વીરતા બતાવી. કંપનીની સેનાને ભારે હાર ખમવી પડી. કંપનીના અનેક સિપાઈઓ મૃત્યુ પામ્યા અને પુષ્કળ માલઅસબાબ પડતો મૂકીને જાન બચાવીને ભાગ્યા, તથા આસપાસનાં જંગલોમાં છુપાયા. ટીપૂના જાસૂસોએ ખબર આપ્યા કે મુંબઈની સેના યુદ્ધ કરવાનો ઇરાદો છોડીને જંગલને રસ્તે પાછી ફરી છે. આથી ટીપૂ પોતાની વિજયી સેના સહિત શ્રીરંગપટ્ટણ તરફ વળ્યો.

એમ માનવાને કારણ મળે છે કે પૂર્ણિયા અને કમરુદ્દીન જેવા વિશ્વાસઘાતીઓએ ટીપૂની ચારે બાજુ નિમકહરામ જાસૂસો અને સલાહકારો ગોઠવી દીધા હતા.

### શ્રીરંગપટ્ટણનું યુદ્ધ

ટીપૂ જેવો શ્રીરંગપટ્ટણ પહોંચ્યો કે તરત જ જનરલ હેરીસની સેના નગરની સામે આવીને ઊભી રહી. સામે શ્રીરંગપટ્ટણનો કિલ્લો હતો અને પાછળ શહેર હતું. અંગ્રેજી સેનાએ કિલ્લા ઉપર તથા શહેર ઉપર આગ વરસાવવાનું શરૂ કર્યું. શહેર છોડીને નાસી જવાની અથવા તો સુલેહની વાટાઘાટ શરૂ કરવાની સલાહ કેટલાક સલાહકારોએ ટીપૂને આપી. આ પરિસ્થિતિમાં વીર ટીપૂએ બંને સૂચનાઓનો ઇનકાર કર્યો. તેણે અંત સુધી લડી લેવાનો નિર્ણય કર્યો હતો. પૂર્ણિયા કે કમરુદ્દીનખાંના વિશ્વાસઘાતની તેને હજી ખબર પડી નહોતી એમ જણાય છે. ફરી આ જ સેનાપતિઓની સરદારી નીચે કિલ્લા બહાર સેના મોકલવામાં આવી. મીર હુસેનઅલીખાં લખે છે કે આ સેના વારંવાર અંગ્રેજી સેનાની ડાબી અને જમણી બાજુએ ચકરાવો ખાધા કરતી હતી, ટીપૂના વીર સવારો વારંવાર શત્રુ ઉપર હુમલો કરવાની આજ્ઞા માગતા હતા અને દરેક વખતે આ સેનાપતિઓ તેમ કરવાની ના પાડ્યા કરતા હતા, અને આખરે સિપાઈઓને દુઃખ અને નિરાશામાં હાથ ઘસતા બેસી રહેવું પડતું હતું. અંતે મુંબઈની સેના પણ હેરીસની મદદે પહોંચી ગઈ.

### સય્યદ ગફ્ફારની વફાદારી

આખરે એક ભારે સંગ્રામ થયો. મહતાબબાગનો મોરચો શ્રીરંગપટ્ટણના કિલ્લાની ચાવીરૂપ હતો. ટીપૂનો એક વિશ્વાસુ નોકર સય્યદ ગફ્ફાર એ બાગનો સંરક્ષક હતો. આ સય્યદ ગફ્ફારની હકીકત બીજા મ્હૈસૂરના યુદ્ધમાં અગાઉ આપવામાં આવી છે. સય્યદ ગફ્ફારે ઘણા વખત સુધી ભારે વીરતાથી શત્રુની સેના સામે મહતાબબાગનું સંરક્ષણ કર્યું. દુશ્મને જોયું કે જ્યાં સુધી સય્યદ ગફ્ફાર જીવે છે ત્યાં સુધી મહતાબબાગ જિતાવો અશક્ય છે. આથી સય્યદ ગફ્ફારને પૈસાની લાલચ બતાવવામાં આવી, પણ તેની કશી અસર ન થઈ. આખરે ટીપૂની આસપાસના કેટલાક નિમકહરામોએ સય્યદ ગફ્ફારને પાછો બોલાવી લેવા માટે ટીપૂને સમજાવ્યો. ટીપૂ આ કાવતરામાં ફસાયો અને તેણે સય્યદ ગફ્ફારને કિલ્લામાં પાછો બોલાવી લીધો. જે માણસે સય્યદ ગફ્ફારની જગા સંભાળી તે અંગ્રેજોએ ખરીદેલો હતો. સય્યદ ગફ્ફારની પીઠ ફરી કે તરત જ તેણે મહતાબબાગ અંગ્રેજોના હાથમાં સોંપી દીધો. આમ કરીને એક રીતે તો તેણે શ્રીરંગપટ્ટણનો દરવાજો જ અંગ્રેજો માટે ખોલી દીધો એમ કહી શકાય.

**વિશ્વાસઘાતીઓની યાદી**

" દીવાન મીરસાદીક નામનો એક માણસ આ વખતે ટીપૂનો મુખ્ય સલાહકાર હતો. આ મીરસાદીકને પણ અંગ્રેજોએ ખરીદી લીધો હતો એ વાત ભોળો ટીપૂ જાણતો નહોતો. એટલે સુધી કે મીરસાદીકે ટીપૂના એક વિશ્વાસુ અમલદાર ગાઝીખાંની કતલ કરાવી નાખી અને કિલ્લાની દીવાલો તૂટી છતાં પણ આ ખબર તેણે ટીપૂથી છુપાવી રાખ્યા. આખરે પોતાના કેટલાક વિશ્વાસુ માણસો પાસેથી આ બધી વાત ટીપૂએ જાણી; બીજા વિશ્વાસઘાતીઓ કોણ કોણ છે એ પણ તેણે જાણ્યું. આથી એક દિવસે સવારે તેણે આ બધા વિશ્વાસઘાતીઓની એક લાંબી યાદી તૈયાર કરીને મીર મુઈનુદ્દીનના હાથમાં આપી અને તેને આજ્ઞા કરી કે આજે રાતે જ ગમે તે ઉપાયે આ બધા નિમકહરામોને ખતમ કરી નાખો.

પણ અકસ્માત એવો થયો કે મીર મુઈનુદ્દીન જ્યારે આ યાદી વાંચતો હતો ત્યારે મીરસાદીકનો મળતિયો ને વાંચી જાણે એવો એક ફરાસ મીર મુઈનુદ્દીનની પાછળ જ ઊભો હતો. આ ફરાસે યાદીમાં પહેલું નામ મીરસાદીકનું વાંચ્યું ને તરત આ ખબર તેણે તેને દીધા. મીરસાદીક સાવધ થઈ ગયો.

**જ્યોતિષીઓની ભવિષ્યવાણી**

તે જ દિવસે ટીપૂએ ઘોડે બેસીને કિલ્લાની દીવાલોનું બરાબર નિરીક્ષણ કર્યું, તૂટેલી દીવાલોની મરામત કરવાનો હુકમ આપ્યો અને એક દીવાલની ઉપર પોતાનો તંબૂ તાણ્યો. એમ કહેવાય છે કે આજે બપોરે બે પહોર અને સાત ઘડી પછીનો દિવસ આપને માટે શુભ નથી એવા સમાચાર કેટલાક જ્યોતિષીઓએ ટીપૂને આપ્યા હતા. આ હિંદુ જ્યોતિષીઓની સલાહ અનુસાર ટીપૂએ પોતાના મહેલમાં જઈને સ્નાન કર્યું, હિંદુ રીત મુજબ હવન તથા જપજાપ કરાવ્યા અને સોના, ચાંદી, મોતી અને ઝવેરાતથી ભરેલી કાળી ઝૂલોવાળા બે હાથીઓ એક બ્રાહ્મણને દાન કર્યા. ત્યાર પછી અનેક ગરીબગુરબાંઓને તેણે ભોજન, વસ્ત્ર તથા ધન વહેંચ્યું.

**સય્યદ ગફ્ફારનું ખૂન**

બપોરે હજી તો ટીપૂ જમવા બેઠો હતો અને પહેલો કોળિયો મોંમાં મૂકતો હતો, ત્યાં એક જણે આવીને ખબર આપ્યા કે કિલ્લાના મુખ્ય સંરક્ષક અને સુલતાનના વિશ્વાસુ સય્યદ ગફ્ફારની કેટલાક વિશ્વાસઘાતીઓએ કતલ કરાવી છે. બીજો કોળિયો ટીપૂ માટે હરામ હતો. ખબર સાંભળતાં જ તે થાળા ઉપરથી ઊઠી ગયો, અને સય્યદ ગફ્ફારની જગા લેવા માટે

ઘોડા ઉપર સવાર થઈને કેટલાક સરદારો સહિત પાછળથી કિલ્લામાં ઘૂસ્યો.

બીજી બાજુએ સય્યદ ગફ્ફારને મારીને તરત જ વિશ્વાસઘાતીઓએ દીવાલ ઉપર ચડી સફેદ રૂમાલ બતાવીને બહારની અંગ્રેજી સેનાને સૂચના આપી દીધી, અને ટીપૂ આવી પહોંચીને પોતાના આદમીઓને ફરી એકઠા કરી શકે તે પહેલાં તો શત્રુના સિપાઈઓ તૂટેલી દીવાલમાંથી શ્રીરંગપટ્ટણના કિલ્લામાં ઘૂસી ગયા.

**નિમકહરામ મીરસાદીકની કતલ**

જ્યારે દીવાન મીરસાદીકને ખબર મળ્યા કે ખુદ સુલતાન પોતે સેના એકઠી કરીને કિલ્લામાં ગયો છે, ત્યારે પોતે પણ ઘોડેસવાર થઈને સુલતાનની પાછળ પડ્યો અને ટીપૂ ફરી બહાર ન નીકળી શકે એ ઇરાદાથી જે દરવાજે થઈને ટીપૂ અંદર ગયો હતો તે મજબૂતીથી બંધ કરાવ્યો. પછી બહારથી મદદ મેળવવાને બહાને બીજે દરવાજેથી તેણે બહાર નીકળવાની પેરવી કરી.

આ બીજે દરવાજે પહોંચીને તેણે પહેરેગીરોને હુકમ આપ્યો કે હું બહાર જાઉં એટલે તમારે આ દરવાજો મજબૂતીથી બંધ કરવો અને પછી કોઈના પણ કહેવાથી આ દરવાજો ખોલવો નહિ. પણ હજી તો આ હુકમ તે આપતો હતો ત્યાં જ ટીપૂનો એક વીર સિપાઈ સામે આવ્યો અને લલકારીને કહ્યું: "અરે કમબખ્ત નીચ! તારા સુલતાનને દુશ્મનને હવાલે કરીને તું તારા જાન બચાવી ભાગવાનો વિચાર કરે છે? લે, આ તારા ગુનાની સજા છે." એમ કહેતાંની સાથે તેણે પોતાની તલવાર વડે નિમકહરામ મીરસાદીકને કાપી નાખ્યો. તરત જ મીરસાદીકનું શબ ઘોડા ઉપરથી નીચે પડ્યું.

પરંતુ ટીપૂ તથા તેના દેશને આથી શો લાભ થઈ શકે? ટીપૂએ જ્યારે જોયું કે પોતાના જ માણસોએ પોતાની સાથે વિશ્વાસઘાત કર્યો છે ને કિલ્લો શત્રુના હાથમાં ચાલ્યો ગયો છે, ત્યારે તેણે એ જ દરવાજેથી ફરી બહાર જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મીરસાદીકે ગોઠવણ કરી રાખ્યા મુજબ એક સાધારણ કિલ્લેદારે પણ એ વખતે પોતાના સ્વામી અને સુલતાન ટીપૂની આજ્ઞા મુજબ કિલ્લાનો દરવાજો ખોલવાની ના પાડી.

**ટીપૂનો વીરોચિત અંત**

અંગ્રેજી સેના દીવાલના તૂટેલા ભાગમાંથી કિલ્લામાં પ્રવેશી ચૂકી હતી. ટીપૂ હવે પાછો ફર્યો અને મૂઠીભર માણસો સહિત આગળ વધતી શત્રુસેના ઉપર તૂટી પડ્યો. તેણે પોતાના બાકી બચેલા સિપાઈઓને



ટીપુ સુલતાનના મૃત્યુ પછી તેના બે પુત્રો શસ્ત્રો હેઠાં મૂકીને આત્મસમર્પણ કરે છે.
(By courtesy of the Curator, Victoria Memorial Calcutta)

ટીપૂનું જીવન અને તેનું મૃત્યુ બંને આ કથનને અનુરૂપ હતાં એમાં જરાય શક નથી.

### ટીપૂના મોટા પુત્રને જૂઠાં વચન આપ્યાં

આ વખતે ટીપૂની ઉંમર પચાસ વરસની હતી. તે પોતાના પિતાના તખ્ત ઉપર સત્તર વરસ સુધી બેઠો હતો. તેનો મોટો પુત્ર ફતહ હૈદર સુલતાન આ વખતે કિલ્લાની બહાર કારીઘાટની ટેકરી પાસે શત્રુ સામે લડતો હતો. પિતાના મૃત્યુના ખબર સાંભળી તરત જ તે કિલ્લા તરફ વળ્યો. સલાહ લેવા માટે તેણે પોતાના વજીરો અને અમીરોને એકઠા કર્યા. આમાં બે પક્ષો પડ્યા. મલિક જહાનખાં અને તેના સાથીઓ યુદ્ધ ચાલુ રાખવાના પક્ષના હતા, અને પૂર્ણિયા તથા તેના સાથીઓ યુદ્ધ તત્કાળ બંધ કરવાના પક્ષના હતા. દરમિયાન જનરલ હેરીસ સંધિ માટે વાટાઘાટ ચલાવવાને બહાને કેટલાક સવાર સહિત આવ્યો, ફતહ હૈદર સુલતાનની મુલાકાત લીધી, અને અત્યંત આદરપૂર્વક અને પ્રેમપૂર્વક બધા સમક્ષ વચન આપ્યું કે જો આપ લડાઈ બંધ કરશો તો કંપની સરકાર ફરી આપના પિતાના તખ્ત ઉપર આપને બેસારશે. આ સ્પષ્ટ વચન ઉપર વિશ્વાસ રાખીને તેમ જ પૂર્ણિયા જેવા મંત્રીઓની સલાહ માન્ય રાખીને ફતહ હૈદર સુલતાને શસ્ત્ર નીચે મૂક્યાં. જનરલ હેરીસે ત્યાંથી પાછા ફરીને તરત પોતાના વચનનો ભંગ કર્યો. તેનું આ વચન એ તો એક છેતરવા માટેની બાજી હતી. શ્રીરંગપટ્ટણના કિલ્લા ઉપર અંગ્રેજી સેનાનો કાબૂ ચાલુ રહ્યો.

### શ્રીરંગપટ્ટણમાં અંગ્રેજી સેનાના અત્યાચારો

શ્રીરંગપટ્ટણના કિલ્લા પછી હવે શહેરમાં પ્રવેશ કરવાનું કામ અંગ્રેજી સેના માટે બાકી હતું. માર્કિવસ વેલેસ્લીના નામથી એક જાહેરાત કરવામાં આવી કે અંગ્રેજી સેના નગરનિવાસીઓના જાન અને માલની રક્ષા કરશે, અને કોઈને કશો અન્યાય કરવામાં આવશે નહિ. પરંતુ વિજયી અંગ્રેજી સેના નગરમાં પ્રવેશતાની સાથે જ "શ્રીરંગપટ્ટણની શેરીઓમાં દરેક દીવાલ તથા દરેક દરવાજામાંથી લોહીની નીકો વહેવા લાગી." એટલું જ નહિ, પરંતુ વિજય કર્યા પછી કેટલાક દિવસો સુધી કંપનીની સેનાએ અને ખાસ કરીને ગોરા સિપાઈઓએ ત્યાંના નગરવાસીઓ ઉપર જે અકથનીય અત્યાચારો કર્યા, અને જેનો ખુદ અંગ્રેજ અમલદારોએ જ સ્વીકાર કર્યો છે, એ અત્યાચારોની પાસે કોઈ પણ ભારતીય રાજાઓનાં કાળાંમાં કાળાં કામો પણ ફિક્કાં લાગે છે. મીર હુસેનઅલીખાં લખે છે કે કર્નલ, લૂંટ

અને સ્ત્રીઓ ઉપરના બળાત્કાર તો એટલી હદે વધી ગયા હતા કે તેનું વર્ણન કરવું અસંભવિત છે.

**ટીપૂના મહેલની લૂંટ**

ત્યાર પછી અંગ્રેજી સેના શાહી મહેલમાં ઘૂસી. મહેલના બહારના ભાગમાં અસંખ્ય છૂટા વાઘ ફરતા હતા. અંદર પ્રવેશ કરતા પહેલાં પ્રથમ આ બધા વાઘોને ગોળીથી ઉડાવી દેવા પડ્યા. મહેલમાં ટીપૂની તિજોરી ધન અને ઝવેરાતથી ભરપૂર હતી. આ બધો માલ, હાથી, ઊંટ, અને બીજી અનેક વસ્તુઓ કંપની તથા તેના અંગ્રેજ સિપાઈઓના હાથમાં આવ્યાં. ટીપૂના સોનાના તખ્તને તોડવામાં આવ્યું અને હીરા, ઝવેરાત, મોતીની માળા અને ઘરેણાંની પેટીઓનું લિલામ કરવામાં આવ્યું. કેવળ મહેલના ઝવેરાતની કિંમતનો અંદાજ આશરે ૧,૧૧,૪૩,૨૧૬ પાઉંડ એટલે કે લગભગ બાર કરોડ રૂપિયાનો આંકવામાં આવ્યો. ટીપૂનું વિશાળ પુસ્તકાલય તથા બીજી અનેક કિંમતી ચીજો શ્રીરંગપટ્ટણથી વિલાયત મોકલવામાં આવી.

**ટીપૂના રાજ્યનો અંત**

ઈ. સ. ૧૭૯૯ના મે ની ૪ થીએ ટીપૂનું મૃત્યુ થયું. તે જ દિવસે અંગ્રેજી સેનાએ શ્રીરંગપટ્ટણમાં પ્રવેશ કર્યો. ૫ મી મેએ ટીપૂની લાસને હૈદરઅલીના મકરબા પાસે લાલબાગમાં દફનાવવામાં આવી. ત્યાર પછી ફતહ હૈદર સુલતાનને હેરીસે જે વચન આપ્યું હતું તેને ન ગણકારતાં અંગ્રેજોએ ટીપૂના ભાઈ કરીમ સાહેબ, ટીપૂના બાર પુત્રો અને તેની બેગમો, બધાને કેદ કરીને રાયવેલોરના કિલ્લામાં મોકલી આપ્યાં.

ટીપૂની સલ્તનતના ટુકડા કરી નાખ્યા. મોટો ભાગ કંપનીને મળ્યો; એક ભાગ નિઝામને મળ્યો; બાકીનો ભાગ મ્હૈસૂરના જૂના હિંદુ રાજાને સોંપવામાં આવ્યો. તે કુળના એક પાંચ વરસના બાળકને તેની ગાદી આપવામાં આવી, કારણકે આ કુળના લોકોએ પણ ટીપૂ વિરુદ્ધ અંગ્રેજોને સહાય કરી હતી. મ્હૈસૂરના 'દૈવ'નું પદ રદ કરવામાં આવ્યું, અને વિશ્વાસઘાતી પૂર્ણિયાને બાલરાજાનો વજીર તથા રક્ષક નીમવામાં આવ્યો.

**મ્હૈસૂરના નવા બાળમહારાજા સાથે સંધિ**

ઈ. સ. ૧૭૯૯ના જુલાઈની ૮ મી તારીખે મ્હૈસુરના નવા મહારાજા તથા અંગ્રેજો વચ્ચે સોળ કલમોવાળી એક સંધિ કરવામાં આવી. આ કલમોનો સાર એ હતો કે કંપનીની સહાયકારી સેના મ્હૈસૂરમાં રહે,



શ્રીરંગપટ્ટણમાં 'દરિયા દૌલત' નામના ટીપૂના મહેલનું એક દૃશ્ય
(મહૈસૂર વિશ્વવિદ્યાલયના રજીસ્ટ્રારના સૌજન્યથી)

મ્હૈસૂરનો રાજા આ સેનાના ખર્ચ પેટે દર વરસે સાત લાખ પેગોડા એટલે કે આશરે પચીશ લાખ રૂપિયા કંપનીને આપે, રાજ્યના બધા કિલ્લાઓ તથા રાજ ઉપરનો અધિકાર અંગ્રેજોના હાથમા રહે, રાજ્યના દરેક ખાતામા દખલ કરવાનો અધિકાર ગવર્નર જનરલને રહે, રાજાએ ગવર્નર જનરલની દરેક આજ્ઞા ગમે તે પ્રસગે પણ માન્ય રાખવી, અને રાજ્યની આવકમાથી ફેજ તથા બીજો બધો ખર્ચ બાદ જતા ઓછામા ઓછા એક લાખ પેગોડા રાજાને પોતાના ખર્ચ માટે મળ્યા કરે

ટીપૂના જે સરદારો તથા નોકરોએ પોતાના માલિકની સાથે વિશ્વાસ ઘાત કરીને અગ્રેજોને મદદ આપી હતી તેમને જાગીરો તથા પેન્શનો આપવામા આવ્યા જે અગ્રેજોએ આ યુદ્ધમા ભાગ લીધો હતો તે બધાને ઇગ્લાડની સરકારે ઇનામ આપ્યા ગવર્નર જનરલનુ પહેલુ નામ 'અર્લ માર્નિગ્ટન' હતુ, હવે તેનુ માન વધારીને તેને 'માર્ક્વિસ વેલેસ્લી' બનાવવામા આવ્યો જનરલ હેરીસ હવે પછી જનરલ 'લૉર્ડ હેરીસ ઑફ શ્રીરગપટ્ટણ' બન્યો

**આઝાદીનો આશક મલિક જહાનખાં**

ટીપૂના સરદારોમા મલિક જહાનખા નામનો એક વીર સરદાર હતો તેને ધોડ્યા વાઘ તરીકે પણ ઓળખવામા આવે છે તેણે પોતાના અત સુધી પરાધીનતા સ્વીકારી નહિ શ્રીરગપટ્ટણ પડ્યુ ત્યારે માત્ર એક ઘોડા ઉપર બેસીને તે ચાલી નીકળ્યો, અને થોડા જ દિવસોમા પોતાના વાવટા નીચે તેણે ત્રીશ હજાર સવાર એકઠા કર્યા કૃષ્ણા અને તુગભદ્રા નદીઓની વચ્ચેના મુલકમા તેણે બે વરસ સુધી અગ્રેજો તથા તેના સાથીઓને હેરાન કર્યા, અનેક લડાઈઓમા તેણે વિજય મેળવ્યો, તેની કીર્તિ ચારે બાજુ પ્રસરી પરતુ આ સમય દરમિયાન તે પોતાને માટે કોઈ કિલ્લો ન મેળવી શક્યો કે પોતાનુ કોઈ કેદ્ર જમાવી ન શક્યો બે વરસ સુધી આ રીતે તેણે અગ્રેજોને હેરાન કર્યા પછી આર્થર વેલેસ્લીની સેના સાથે તેનો છેલ્લો ભેટો થયો જેમા કપાયા અને કર્નલના અફઘાનોએ વિશ્વાસઘાત કરીને તને કર્નલ વેલેસ્લીને હવાલે કરી દીધો જેણે બે વરસ સુધી અનેક કષ્ટ સહન કરીને પણ વિદેશીઓનુ દાસત્વ સ્વીકાર્યુ નહિ એના આ સ્વાતત્ર્યપ્રેમીને અગ્રેજ ઇતિહાસલેખકો લૂટારો કહે છે, જેમ છત્રપતિ શિવાજીને પણ તેઓ તો લૂટારો કહેતા હતા

આ રીતે વીર હૈદરઅલીના વંશની રાજસત્તાનો અંત થયો અને ભારતીય બ્રિટિશ સામ્રાજ્યના માર્ગમાંથી એક જબરો કાંટો દૂર થયો.

**ટીપૂના મોતથી ખુશાલી**

ટીપૂના મૃત્યુના સમાચાર જ્યારે કલકત્તે પહોંચ્યા ત્યારે ત્યાંના અંગ્રેજોએ મોટા જલસા કર્યા અને આનંદ વ્યક્ત કર્યો રીતસરના સરઘસો કાઢવામા આવ્યા, અને એક દિવસ નક્કી કરીને ગવર્નર જનરલ તથા બીજા અમલદારોએ દેવળમા જઈ ઈશ્વરનો આભાર માન્યો કારણકે તે સમયના બંગાળાના અંગ્રેજ ચીફ જસ્ટિસ સર જોન એન્સ્ટ્રથરના શબ્દોમા ટીપૂની સત્તા જ "તે સમયે એક એવી શક્તિ હતી જે આપણી સેનાઓને હરાવવાનુ બળ ધરાવતી હતી" અને "ભારતમા આપણુ (અંગ્રેજી) સામ્રાજ્ય આજથી સ્થાયી અને સુરક્ષિત બન્યુ"[૯]

**ટીપૂના ચારિત્ર્યને કલંકિત કરવાની કોશિશો**

પ્રસિદ્ધ ઇતિહાસલેખક જેમ્સ મિલને બાદ કરતા બહુ જ ઓછા અંગ્રેજ લેખકોએ ટીપૂને ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે આમાંના મોટા ભાગના લેખકોએ તો ટીપૂને બદનામ કરવાના પૂરતા પ્રયત્નો કર્યા છે એટલી હદ સુધી કે કેટલાક મુસલમાન લેખકોને પૈસા આપીને ફારસી ભાષામા પણ ટીપૂના કલ્પિત જીવનચરિત્રો લખાવવામા આવ્યા છે આ અંગ્રેજો તથા તેમના ખરીદેલા ભારતીય લેખકોના પુસ્તકોમા ટીપૂના અત્યાચારોના ઘણા કલ્પિત કિસ્સાઓ વર્ણવવામાં આવ્યા છે ખરુ જોતા જે ભારતીય વીરોએ આ દેશમા અંગ્રેજી રાજ્યના વિસ્તારને અટકાવવાના પ્રયત્નો કર્યા તેમના ચારિત્ર્યને કલંકિત કરવા માટે જેટલા જૂઠા આળ તેમને માથે ચડાવવામાં આવ્યા છે તેટલા બીજા ઇતિહાસોમાં બહુ જ ઓછાને માથે ચડેલાં જોવામા આવશે પ્રસિદ્ધ અને પ્રામાણિક ઇતિહાસ લેખક સર જોન કે ૧૮૫૭ ના વિપ્લવ પછી ઇંગ્લાંડના ભારતમંત્રીની ઑફિસમા 'રાજનૈતિક અને ગુપ્ત વિભાગ' નો સેક્રેટરી હતો તે લખે છે —

> "આપણામા એક રિવાજ પડી ગયો છે કે આપણે પ્રથમ કોઈ દેશી રાજાનુ રાજ્ય છીનવી લઈએ છીએ, અને પછી તેના ઉપર કે તેના ઉત્તરાધિકારી ઉપર જૂઠા કલંક ચડાવીને તેને બદનામ

૯ Sir John Anstruther to the Governor-General, 17th May, 1799



ટીપૂ સુલતાનના સિંહાસનના શિખર ઉપરનો
રત્નજડિત મોર

કરીએ છીએ." ૯

**બે મુખ્ય આક્ષેપો**

ટીપૂ સુલતાન ઉપર બે જાતના આક્ષેપો મૂકવામાં આવે છે. એક તો અંગ્રેજ કેદીઓ પ્રત્યે તેણે બહુ ક્રૂર વર્તન ચલાવ્યું હતું તે, અને બીજો ટીપૂ એક ધર્માંધ મુસલમાન હતો તે.

પહેલા આક્ષેપના સંબંધમાં અમે માત્ર એટલું જ કહેવા માગીએ છીએ કે કૅપ્ટન બેયર્ડ જેવા અંગ્રેજ કેદીઓનાં વર્ણનો સિવાય આ જાતના "ક્રૂર વર્તન"ની હકીકત બીજી કોઈ જગાએથી આપણને મળતી નથી. અને આ અંગ્રેજ કેદીઓને નિષ્પક્ષ કે પૂરા સત્યવાદી માની શકાય નહિ. કદાચ જો બેયર્ડ અને તેના સાથીઓની હકીકતને ઘડીભર સાચી માની લેવામાં આવે તોપણ, આ મ્હૈસૂર યુદ્ધમાં અંગ્રેજી સેનાએ પોતાના હિંદી કેદીઓ અને મ્હૈસૂરની પ્રજા પ્રત્યે જે વર્તન ચલાવ્યું છે તેની સરખામણીમાં ટીપૂનું આ વર્તન ફિક્કું પડે છે.

**ટીપૂની ધાર્મિકતા**

બીજો આક્ષેપ તો હિંદુસ્તાનમાં હિંદુ તેમ જ મુસલમાનોનું વૈમનસ્ય વધારવાનું અંગ્રેજ લેખકોનું એક મહાન સાધન છે. પ્રથમ તો અમે આ સંબંધમાં ઇતિહાસલેખક જેમ્સ મિલના લખાણનો ઉતારો મૂકવા માગીએ છીએ. જેમ્સ મિલ લખે છેઃ—

'ટીપૂના ચારિત્ર્યની એક ખાસ વિશિષ્ટતા તેની ધાર્મિકતા હતી. તેના મન ઉપર ધાર્મિકતાનો પ્રભાવ જબરો હતો. દિવસનો ઘણો ભાગ તે ઈશ્વરપ્રાર્થનામાં વિતાવતો હતો. પોતાની સલ્તનતને તે 'ખુદાદાદ' એટલે 'ઈશ્વરદત્ત' કહેતો હતો. ઈશ્વરનું અસ્તિત્વ તથા તેની પાલકતામાં તેને એટલો બધો વિશ્વાસ હતો કે તેનો પ્રભાવ તેના જીવનનાં બધાં કાર્યોમાં જણાતો હતો. ખરું જોતાં ટીપૂને ફસાવવામાં જાળની માફક જે જે વસ્તુઓએ કામ કર્યું તેમાંની એક વસ્તુ તે તેની ઈશ્વરની સહાયતા ઉપરનો વિશ્વાસ હતી. કારણકે તે આ ઈશ્વરી સહાય ઉપર

૯ ". . . it is a custom among us *odisse quem laeseris*—to take a Native Ruler's Kingdom and then to revile the deposed ruler or his would be successor."—*History of the Sepoy War* by Sir John Kaye, vol. iii, pp. 361, 362.

એટલો વધારો પડતો વિશ્વાસ રાખતો હતો કે, તેને લીધે પોતાના રક્ષણના બીજા ઉપાયોની તે અવગણના પણ કરતો."[૧૦]

આ વર્ણન એક વિદ્વાન અને પ્રામાણિક ઇતિહાસલેખકનું છે. આ બાબતમાં જરૂર હૈદરઅલી અને ટીપૂમાં ફેર હતો. હૈદરઅલી સમ્રાટ અકબરની માફક સર્વથા સ્વતંત્ર વિચારનો આદમી હતો; ટીપૂ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખનારો અને ધાર્મિક હતો. હૈદરઅલી કોઈ પણ ધર્મને પૂર્ણ કે નિર્ભ્રાન્ત સમજતો નહોતો; ટીપૂ ઇસ્લામ ધર્મને માનતો હતો. પરંતુ જે જાતનો ટીપૂ ઈશ્વરભક્ત અને વિશ્વાસી હતો એ પ્રકારની ધાર્મિકતા એક વસ્તુ છે, અને ધર્માંધતા એ બિલકુલ જુદી જ વસ્તુ છે.

છતાં અંગ્રેજો અને અંગ્રેજોએ ખરીદેલા ભારતીય લેખકોનાં પુસ્તકોમાં ટીપૂની ધર્માંધતા તથા ગૈરમુસ્લિમ પ્રત્યેના તેના અયોગ્ય વર્તનની એટલી બધી હકીકતો ભરેલી છે કે આ બાબતમાં નિર્ણય કરતા પહેલાં વધારે સંશોધનની જરૂર અમને જણાઈ. આ સંશોધનના કાર્યમાં અમને હાલના મૈસૂર રાજ્યના પુરાતત્ત્વ વિભાગના વિદ્વાન ડાયરેક્ટર ડૉક્ટર શામશાસ્ત્રી, મૈસૂર વિશ્વવિદ્યાલયના રજીસ્ટ્રાર શ્રીયુત શ્રીકાન્તિયા તથા ત્યાંના અન્ય સજ્જનોએ જે મદદ કરી તેને માટે અમે તેમના આભારી છીએ.

**ટીપૂની બે જાહેરાતો**

આ બધા સંશોધનમાં અમને માત્ર બે જ લેખ એવા મળ્યા છે કે જેને પ્રામાણિક માની શકાય, અને ટીપૂમાં ધાર્મિક સંકીર્ણતા હતી એનો કંઈક આધાર મળી શકે. જ્યારે અંગ્રેજો અને કર્ણાટકના નવાબની સાથે ટીપૂનું યુદ્ધ ચાલુ હતું તે વખતે ટીપૂએ કરેલી જાહેરાતનો પહેલો લેખ છે. આ જાહે-

૧૦ " Another feature in the character of Tipu was his religion, with a sense of which his mind was most deeply impressed. He spent a considerable part of every day in prayer. He gave to his Kingdom, or state, a particular religious title, '*Khudadad*' or God-given ; and he lived under a peculiarly strong and operative conviction of the Superintendence of a Divine Providence. His confidence in the protection of God was, indeed, one of his snares; for he relied upon it to the neglect of other means of safety."—*History of India*, By James Mill.



ટીપૂ સુલતાનનું સિંહાસન

આ સિંહાસન સોનાનું બનાવેલું હતું તથા હીરા, માણેક, નીલમ અને મોતી જડેલા હતા. શ્રીરંગપટ્ટણની લૂંટ પછીથી આ સિંહાસનની બધી કિંમતી વસ્તુઓ ઇંગ્લાંડના રાજમહેલમાં રાખવામાં આવી છે આ ચિત્રના રંગો મૂળ સિંહાસનના રંગો મુજબ જ આપેલા છે

(By Courtesy of the Trustees, Victoria Memorial, Calcutta)

ઈસાઈ સ્ત્રીપુરુષ અને બાળકોને કેદ કરીને ટીપૂની સમક્ષ હાજર કરવામાં આવ્યાં, તેમને મુસલમાન બનાવવામાં આવ્યાં, અને તેમની આજીવિકા ચાલે એવા હેતુથી તેમને રાજ્યની સેનામાં ભરતી કરવામાં આવ્યા. એક બીજો અંગ્રેજ ઇતિહાસલેખક આ લોકોની સંખ્યા ત્રીશ હજારની ગણાવે છે.[૧૨] સંભવિત છે કે આ બીજા અનુમાનમાં પણ ઘણી અતિશયોક્તિ હોય.

ગમે તે હો, ટીપૂની આ બન્ને આજ્ઞાઓના સંબંધમાં નીચે લખી બાબતો ઉપર ધ્યાન આપવું જરૂરી છે.

પહેલી જાહેરાત તો યુદ્ધની સાથે સંબંધ ધરાવનારી છે; ધાર્મિક સંકુચિતતાની સાથે તેને કશો સંબંધ નથી.

હવે બીજા લેખનો વિચાર કરીએ. પોતાની સાથે તથા રાજ્યની સાથે આ ઈસાઈઓએ વિશ્વાસઘાત કર્યાનો પૂરતો કડવો અનુભવ હૈદરઅલી તથા ટીપૂ બંનેને મળી ચૂક્યો હતો. આ જ ઈસાઈઓ ટીપૂના રાજ્યમાં ઘણા લાંબા કાળ સુધી સુખમાં અને સ્વતંત્ર રીતે રહેતા હતા, અને જ્યાં સુધી એમનાં દુષ્કૃત્યો ઝાઝાં વધ્યાં નહિ ત્યાં સુધી તેમને કોઈ રીતે છેડવામાં પણ આવ્યા નહોતા. ટીપૂની આ બીજી આજ્ઞાના સંબંધમાં સંખ્યાનું અનુમાન કે 'જબરદસ્તી' કેટલી હદે કરવામાં આવી હતી તેનું યોગ્ય અનુમાન કરવું પણ મુશ્કેલ છે.

ઈસાઈઓને જવા દઈએ તો બાકીની હિંદુ પ્રજા તથા બીજી ગૈર-મુસ્લિમ પ્રજા પ્રત્યે ટીપૂએ કોઈ પ્રકારનું અયોગ્ય વર્તન ચલાવ્યાનું જરા જેટલું પણ સૂચન મળતું નથી.

**ટીપૂનો હિંદુઓ સાથેનો વહેવાર**

મહેસૂરની મોટા ભાગની પ્રજા હિંદુ હતી અને હિંદુ પ્રજાની સાથે અનુચિત વર્તન રાખ્યાનો એક પણ પ્રામાણિક પુરાવો અમને મળી શકતો નથી. એથી ઊલટું હિંદુ પ્રજા સાથે ઉદાર તથા પ્રેમપૂર્ણ વર્તન કર્યાના અનેક દાખલા તે વખતના ઇતિહાસમાં ભરપૂર મળી આવે છે.

ટીપૂના અંત સુધી તેના દરબારમાં ઊંચામાં ઊંચા પદ ઉપર હિંદુઓ હતા. તેના બે મુખ્ય મંત્રીઓ પૂર્ણિયા અને કૃષ્ણરાવ બ્રાહ્મણ હતા, જેમાં પૂર્ણિયા તો તેનો મુખ્ય મંત્રી હતો. આ બંને મંત્રીઓનો પ્રભાવ તે વખતે

૧૨ *Historical Sketches of the South India etc*, by Colonel Mark Wilks, vol. ii, pp 529, 530.

ઘણો જબરો હતો. આ સિવાય બીજા કામ ઉપર અને ખાસ કરીને રાજદૂતોનું કામ કરવા માટે તથા દરબારમાં લોકોને પરિચય કરાવવાના કામ માટે અસંખ્ય બ્રાહ્મણોને નીમ્યા હતા.

મલબાર કિનારાની નાયર જાતિએ એક વાર પોતે ઈસાઈ મત સ્વીકારવો કે નહિ એ સંબંધમાં ટીપૂની સલાહ માગી. ટીપૂએ જવાબ આપ્યો:—

"રાજા પ્રજાનો પિતા ગણાય છે. આ અધિકારની રૂએ હું તમને સલાહ આપું છું કે, તમે તમારા પૂર્વજોના ધર્મને (એટલે હિંદુ ધર્મને) વળગી રહો; અને જો તમારે ધર્માંતર કરવું જ હોય તો (ઈસાઈ થવાને બદલે) તમારા પિતા તુલ્ય રાજાનો ધર્મ સ્વીકારો.''

**શ્રી શંકરાચાર્ય ઉપર ટીપૂના પત્રો**

જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યનો શ્રૃંગેરીમઠ મ્હૈસૂરના રાજ્યમાં હતો. ટીપૂ તે સમયના આ મઠના આદ્યગુરુ શંકરાચાર્ય શ્રી સચ્ચિદાનંદ ભારતીનો બહુ આદર કરતો હતો. ટીપૂ સુલતાને જગદ્‌ગુરુ ઉપર મોકલેલા લગભગ ત્રીશ પત્રો આજે મળી આવે છે, જે બધા અત્યંત માનસૂચક શબ્દોમાં લખેલા છે.

મ્હૈસૂર રાજ્યના પુરાતત્ત્વ વિભાગના ડાયરેક્ટરે બે મૂળ પત્રોના ફોટા અમારા ઉપર મોકલ્યા છે, જેમાંના એકને અમે અહીં નમૂના દાખલ મૂકીએ છીએ. પત્ર કાનડી ભાષામાં લખાયેલ છે. તેનું ગુજરાતી ભાષાંતર આ જાતનું છે:—

ટીપૂ સુલતાનની
મહોર

"શ્રીમત્ પરમહંસાદિ યથોક્ત બિરુદાંકિત શ્રૃંગેરી શ્રી સ્વામી સચ્ચિદાનંદ ભારતીજી મહારાજની સેવામાં ટીપૂ સુલતાન બાદશાહના સલામ.

"શ્રી મહારાજે મોકલેલ પત્રથી સર્વ હકીકત જાણી. આપ જગદ્‌ગુરુ છો, સર્વ લોકના ક્ષેમ માટે અને સુખાકારી તથા શાંતિ માટે આપ તપસ્યા કરો છો. એવી જ દયા કરીને આ સરકારનું ક્ષેમ તથા તેની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ થાય એ માટે ત્રણે કાળમાં તપસ્યા કરતાં ઈશ્વરની પ્રાર્થના કરવાની કૃપા કરશો. આપના જેવા મહાપુરુષ જે દેશમાં નિવાસ કરે છે એ દેશમાં વરસાદ સારો થાય છે, ખેતી ફૂલેફળે છે અને સદા સુકાળ રહે છે. આપ આટલો લાંબો

સમય પ્રદેશ કેમ ગયા છો? જે ઉદ્દેશથી આપ ત્યા ગયા છો એ હેતુ સફળ કરીને આપના સ્થાને પાછા આવવાની કૃપા કરશો

"તારીખ ૨૯, મહિનો ગજ્જ, સાલ સદર, સન ૧૨૧૦ મહમ્મદી, તદનુસાર પરીધાવી સવત્સર માઘ કૃષ્ણ ચતુર્દશી, લખનાર હુજૂરનો મુન્શી સુબ્બાઉ"

(ટીપૂની ખુદની સહી)

આ કાગળ ઈ સ ૧૭૯૩ મા લખેલો છે તે સમયે શ્રી જગદ્ગુરુ કાર્યવશાત્ થોડા કાળ માટે શ્રૃગેરીમઠ છોડીને પૂના તરફ ગયા હતા જગદ્ગુરુના એક પત્રના જવાબમા આ પત્ર લખાયેલો છે તે સમયના જગદ્ગુરુ શકરાચાર્ય તથા ટીપૂ સુલતાન વચ્ચે કેવા પ્રકારનો સબંધ હતો તે આ પત્રવ્યવહાર ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે

**હિંદુ પુરોહિતો અને જ્યોતિષીઓ**

ટીપૂના મહેલમા અનેક હિંદુ પુરોહિતો અને જ્યોતિષીઓ રહેતા હતા, અને તેઓ ટીપૂ તરફથી હવનહોમ તથા જપજાપ વગેરે કર્યા કરતા હતા મરણ સમય સુધી ટીપૂએ બ્રાહ્મણોને દાન આપ્યા અને હિંદુ જ્યોતિષીઓના કહેવા મુજબ હોમહવન કરાવ્યા વિરોધીકૃત સવત્સરના ભાદ્રપદ માસની શુદ બીજે એટલે કે ઈ સ ૧૭૯૧મા ટીપૂએ જગદ્ગુરુ ઉપર લખેલ એક બીજો પત્ર પણ અમારી પાસે મોજૂદ છે આ પત્રમા પોતાના ખર્ચે 'શતચડી સહસ્ર પાઠ' કરવાની વ્યવસ્થા કરવા માટે જગદ્ગુરુને પ્રાર્થના કરવામા આવી છે

**મદિરોને જમીન આપી**

નજુનગુડ, શ્રીરગપટ્ટણ અને મેલકોટ વગેરે અનેક જગાના હિંદુ મદિરોને ટીપૂએ ભેટ અને જાગીરો આપી છે આજે પણ બેગલોરમા ટીપૂના જનાનખાનાની બરાબર સામે આવેલુ શ્રી વેકટરામન્ન સ્વામીનુ મદિર, મહેલની લગોલગ આવેલ શ્રીનિવાસનુ મદિર, શ્રીરગપટ્ટણના મહેલની પાસે આવેલ શ્રીરગનાથસ્વામીનુ મદિર તથા શ્રીરગપટ્ટણના બીજા અનેક હિંદુ મદિરો તે સમયથી માડીને આજ સુધી ટીપૂની ધાર્મિક ઉદારતાની સાક્ષી પૂરતા ઊભા છે

ટીપૂની ધાર્મિક ઉદારતાની બાબતમા આથી વધારે પુરાવા આપવાની જરૂર જણાતી નથી ખરેખર માત્ર તુચ્છ સ્વાર્થ ખાતર આવા પ્રકારના રાજાઓ ઉપર જૂઠા કલક ચડાવવામા તેને તેના દેશને અને તેની જાતિને ભારે અન્યાય કરવા જેવુ છે



કૃષ્ણરાજસાગર

Krishna Raja Sagaram

(From Picturesque Mysore)


بسم الله الرحمن الرحیم

કૃષ્ણરાજ બાગના પાયામાંથી નીકળેલ
ટીપુ સુલતાનના ફારસી શિલાલેખનો ફોટો
(મ્હૈસૂર વિશ્વવિદ્યાલયના રજીસ્ટ્રારના સૌજન્યથી)

**ટીપુનું પ્રજાપાલકપણું**

ટીપૂના આખીના ચારિત્ર્ય સંબંધમાં તો તે સમયના બધા ઐતિહાસિક ઉલ્લેખો ઉપરથી સિદ્ધ થાય છે કે ટીપૂ અત્યંત યોગ્ય શાસક અને પોતાની પ્રજાનો સાચો હિતચિંતક હતો. તેની બધી પ્રજા તેનાથી અત્યંત પ્રસન્ન અને સંતુષ્ટ હતી. કિસાનોનો તે ખાસ મિત્ર હતો. તેણે પોતાના રાજ્યમાં કડક આજ્ઞા ફરમાવી હતી કે કોઈ પટેલ, અમલદાર કે બીજા સરકારી નોકરો પ્રજાના કોઈ પણ માણસ પાસેથી વેઠ ન લે, એટલે કે પ્રજાની ઇચ્છા વિરુદ્ધ તેની પાસે કોઈ પણ કામ ન કરાવે. કરની વસૂલાતમાં પણ કોઈ પ્રકારની સખતાઈ કરવાની મંજૂરી નહોતી.

ટીપૂનો કોઈ મોટામાં મોટો નોકર પણ જો પ્રજા ઉપર કોઈ પ્રકારનો જુલમ કરતો તો તેવા અપરાધીને સખતમાં સખત સજા કરવામાં આવતી

દરેક ગામના લોકોને પોતાની રૂઢિ સંબંધેના અથવા તો એવા જ બીજા પ્રકારના આંતરિક ઝઘડાઓના નિકાલ પોતાની પંચાયતો દ્વારા કરી લેવાનો અધિકાર હતો, અને રાજના કોઈ નોકરને એમાં દખલ કરવાની સત્તા નહોતી.[૧૩]

**ટીપૂનો એક શિલાલેખ**

કિસાનોની આબાદી માટેના બીજા ઉપાયોથી પણ ટીપૂ અજ્ઞાન નહોતો. હમણાં જ ખેતીને પાણી પાવા માટે અને બીજા ઉપયોગ માટે કાવેરી નદી ઉપર બંધ બાંધીને એક ભારે મોટું જલાશય તૈયાર કરવામાં આવ્યું છે. આ પ્રકારનાં હિંદનાં જલાશયોમાં આને સૌથી મોટું ગણવામાં આવે છે. જ્યારે આ જલાશયને માટે ખોદકામ ચાલતું હતું, ત્યારે એક જૂનો પાકો બંધ બાંધેલો નીકળ્યો, અને તેના પાયામાંથી ટીપૂ સુલતાનના સમયનો એક ફારસી શિલાલેખ પણ હાથ આવ્યો. આ શિલાલેખનો ફોટો અમે આ પુસ્તકમાં સાથે જ આપીએ છીએ. આ શિલાલેખ ઉપરથી જણાય છે કે પ્રથમ ઈ.સ. ૧૭૯૭ માં ટીપૂએ પોતાના હાથે આ વિશાળ જલાશયનો પાયો નાખ્યો. આ શિલાલેખ ટીપૂ સુલતાનના હાથે જ જે બંધનો પાયો નાખવામાં આવ્યો તેના પાયાનો પથ્થર છે. આજકાલ

૧૩ Tippu Sultan 1749—1799, A. D. by V. Raghovendra Rao, M. A *The Mysore Scout*, for July 1927.

જ્યારે જ્યારે આની મિચાઈ માટે ખાસ પ્રબંધ કરવામા આવે છે ત્યારે ત્યારે જમીનનુ મહેસૂલ પણ વધારવામાં આવે છે આ શિલાલેખ ઉપરથી જણાતી ચૌથી વિચિત્ર વાત તો એ છે કે ટીપૂ સુલતાને જે 'લાખો' રૂપિયા આ શુભ કાર્યમા ખરચ્યા તે કેવળ 'અલ્લાહ ખાતર' ખર્ચવામા આવ્યા એવો હુકમ પણ કરવામા આવ્યો કે જે કોઈ કિસાનો આ જલાશયની મદદથી નવી જમીનમા ખેતીવાડી કરશે તેમને બીજાની સરખામણીએ વધારે મહેસૂલ તો નહિ જ ભરવુ પડે, પણ બીજા કિસાનો કરતા એક ચતુર્થાંશ મહેસૂલ ઓછુ તેમની પાસેથી લેવામા આવશે, અને આ જમીનો તે તે કિસાનોના કુળમા વશપરપરા ચાલુ રહેશે આ જ લેખમા ટીપૂએ પોતાના ઉત્તરાધિકારી તથા ભાવિ શાસકોને આગ્રહમા આકરા કસમ આપ્યા છે કે કોઈ આ 'અનત ધર્મકાર્ય'મા અડચણ ન નાખે એટલે કે એ કિસાનોના વશજો પાસેથી કદી જમીનો છીનવી લેવામા ન આવે, કે ન તો તેમના ઉપર કદી મહેસૂલ વધારવામા આવે પરતુ દુર્ભાગ્યે બંધનો પાયો નાખ્યા પછી એ વરસમા જ ટીપૂની આ આજ્ઞાનુ મૂલ્ય કેવળ એક ઐતિહાસિક લેખ કરતા વધારે ન રહ્યુ !

ઉક્ત ફારસી શિલાલેખનો ગુજરાતી અનુવાદ લગભગ આવો થાય —

યા'ફત્તાહ (હે ઉઘાડવાવાળા એટલે કે બધી મુશ્કેલીઓ દૂર કરવાવાળા ઈશ્વર !)

એ અલ્લાહના નામથી, જે રહમાન અને રહીમ છે।

સન ૧૨૨૧ શાદાબ (સોર), જે મોહમ્મદ સાહેબ—ઈશ્વર એમના આત્માને શાતિ આપે—ના જન્મથી શરૂ થયો, તેના તકી (ત્રેર) માસની ૨૯ મી તારીખે, તદનુસાર શમ ૨૭ જિલહિજ્જ સન ૧૨૧૨ હિજરી (ચાદ્ર), સોમવારને દિવસે, વહેલી સવારે, સૂર્યોદય પહેલા, વૃશ્ચ લગ્ન અને શુક્ર ઘડીના પ્રારભમા, ઈશ્વરની કૃપા અને રસૂલની સહાયતાથી, જમીન અને જમાનાના ખલીફા ચક્રવર્તી શહેનશાહ જનાબ હઝરત ટીપૂ સુલતાને—જે અલ્લાહનો પડછાયો છે કે જે અલ્લાહ બધાનો માલિક અને બધાનો દાતા છે, ઈશ્વર સદા એનુ રાજ્ય અને એની ખિલાફતને સાચવી રાખે—કાવેરી નદી ઉપર રાજધાનીની પશ્ચિમમા 'મુહી' (એટલે કે જીવન આપનારો) નામના બધનો પાયો નાખ્યો શરૂ કરવુ અમારુ કામ છે, પૂરુ કરવુ અલ્લાહના હાથમાં છે

"જે શુભ દિવસે પાયો નાખવામાં આવ્યો તે દિવસે સૂર્ય, ચંદ્ર, શુક્ર અને બૃહસ્પતિ ચારેનો મેષ રાશિમાં એક જ ઘરમાં શુભ-યોગ હતો. અલ્લાહ તાલાની મદદથી આ બંધ કયામતના દિન સુધી કાયમ અને સ્થિર તારાઓની માફક અટલ રહે.

"આ બંધની તૈયારીમાં જે લાખો રૂપિયા ઈશ્વરદત્ત સરકારે ખર્ચ્યા છે તે કેવળ અલ્લાહ ખાતર ખર્ચ કરવામાં આવ્યા છે. આ સમયની જૂની અને નવી ખેતીવાડી સિવાય, જે કોઈ મનુષ્ય પડતર જમીનમાં ( આ નવા જળાશયના પાણીની મદદથી ) ખેતીવાડી કરશે, તે, સામાન્ય રીતે બીજી બધી પ્રજા જે મહેસુલ આપે છે તેનો માત્ર પોણો ભાગ ઈશ્વિરદત્ત સરકારને આપે અને બાકીનો ચોથો ભાગ અલ્લાહની ખાતર માફ કરવામાં આવે છે. અને જો કોઈ માણસ નવી જમીનમાં ખેતીવાડી કરશે, તો તેના વંશવારસો પાસે આ જમીન પેઢી દરપેઢી ત્યાં સુધી કાયમ રહેશે, જ્યાં સુધી જમીન અને આસમાન કાયમ છે. અગર કોઈ શખ્સ આમાં અડચણ ઊભી કરશે, કે આ અનંત ખેરાતમાં બાધક થશે તો તેને હલકો, મનુષ્ય જાતિનો દુશ્મન અને કિસાનવર્ગનો બલકે સમસ્ત પ્રાણીઓનો દુશ્મન સમજવામાં આવશે.

લખનાર સય્યદ જાફર."

નિઃસંદેહ આવી જાતની ભાવનાઓ આજના કોઈ રાજકીય લેખોમાં મળવી અસંભવિત છે.

**ઉદ્યોગધંધાની ઉન્નતિ**

પોતાના રાજ્યના ઉદ્યોગધંધા તથા વેપારની ટીપૂએ અપૂર્વ ઉન્નતિ કરી. ખાસ કરીને સુતરાઉ, ઊનના અને રેશમી કાપડના ઉદ્યોગની જેટલી ઉન્નતિ ટીપૂના સમયમાં થઈ તેટલી ઉન્નતિ મ્હૈસૂર રાજ્યમાં તેની પહેલાંના સમયમાં કે તે પછીના અર્વાચીન સમયમાં કદી થઈ નથી. તેનાં લોખંડનાં કારખાનાંઓમાં બીજી ચીજો ઉપરાંત ઊંચામાં ઊંચી તોપો તથા બે નાળવાળી તેમ જ ત્રણ નાળવાળી બંદૂકો ઢાળવામાં આવતી હતી.

**ટીપૂનો વિદ્યાપ્રેમ**

ટીપૂ પોતે વિદ્વાન હતો અને વિદ્યા તથા વિદ્વાનોનો આદર કરતો હતો. વિદ્વાન પંડિતો તથા મૌલવીઓ બંને તેના દરબારમાં પુષ્કળ હતા.

તેનું વિશાળ પુસ્તકાલય અસંખ્ય, અમૂલ્ય અને અલભ્ય પુસ્તકોથી ભરેલું હતું. તેની સમસ્ત પ્રજા સશસ્ત્ર અને સમૃદ્ધ હતી. અને આસપાસના અંગ્રેજી પ્રદેશમાં જે આબાદી જોવામાં નહોતી આવતી એટલી આબાદી તેના રાજ્યમાં જોવામાં આવતી હતી.

**વ્યક્તિગત ચારિત્ર્ય**

ટીપૂનું વ્યક્તિગત જીવન અત્યંત સરળ, શુદ્ધ અને સંયમી હતું. તે ખોરાકમાં ખાસ કરીને દૂધ, બદામ અને ફળો લેતો હતો. શરાબ તથા બીજા કેફી પદાર્થોને તે અડતો પણ નહિ. આ પદાર્થો પ્રત્યે તેને એટલે સુધી ઘૃણા હતી કે દારૂ તથા બીજા માદક પદાર્થો બનાવવાની કે વેચવાની તેણે બંધી કરી હતી. સ્ત્રીજાતિના સતીત્વના રક્ષણ તરફ તે અસાધારણ ધ્યાન આપતો હતો. પોતાના સિપાઈઓ યુદ્ધ વખતે આ બાબતમાં ભૂલ ન કરી બેસે એ માટે તે ખૂબ કાળજી લેતો. કદાચ કોઈ તેની આ આજ્ઞાની વિરુદ્ધ આચરણ કરતો તો તેને કડકમાં કડક શિક્ષા ફરમાવવામાં આવતી. મરાઠા સાથેના યુદ્ધ વખતે ઓછામાં ઓછું બે વાર અનેક મરાઠાસ્ત્રીઓ (જેમાં સરદારોની પત્નીઓ પણ હતી.) તેની સેનાના હાથમાં કેદ પકડાઈ. બંને વાર ટીપૂએ બહુ સન્માનપૂર્વક તેમને અલગ તંબૂમાં રાખી અને યુદ્ધ જારી હોવા છતાં પાલખીઓમાં બેસારીને અને રક્ષણનો પ્રબંધ કરીને તેમને મરાઠાઓની છાવણીમાં પહોંચતી કરી. [૧૪]

**અંગ્રેજોનો કટ્ટો શત્રુ**

આ બધા ઉપરાંત ટીપૂ પોતાના પિતાની જેવા જ વીર યોદ્ધો અને ઉત્કૃષ્ટ સેનાપતિ હતો. સત્તર વરસની નાની ઉંમરમાંથી જ તેણે વિજયો મેળવવાનું શરૂ કર્યું હતું. પિતાની માફક જ તે સ્વાતંત્ર્યપ્રેમી અને વિદેશીઓની સામ્રાજ્યપિપાસાનો કટ્ટો દુશ્મન હતો. વિદેશીઓની બરોબરી કરી શકે એવી સુસબદ્ધ અને પ્રબળ તરીસેના ધરાવનારો તે સમયનો ટીપૂ એક જ ભારતીય રાજા હતો, કારણકે મરાઠાઓની તરીસેના આ અરસામાં ઘણી ઘટી ગઈ હતી. ખરી રીતે ટીપૂ અને હૈદર કરતાં મોટો બીજો કોઈ શત્રુ ભારતવર્ષમાં અંગ્રેજોને મળ્યો નથી. અને એ કારણથી જ અંગ્રેજ લેખકો પોતાનાં લખાણોમાં ટીપૂ પ્રત્યે ઝેર વરસાવે છે.

---

૧૪ *Tipu Sultan*, By Colonel Mills pp. 70, 81, 95, 96, 201 and 202.

**નિષ્ફળતાનાં કારણો**

"પરંતુ હૈદરઅલી પોતાના સામંતો તથા અનુયાયીઓને જેટલા વફાદાર રાખી શક્યો તેટના વફાદાર ટીપૂ રાખી શક્યો નહિ તેના ઘણા કારણો હોઈ શકે એક ઇતિહાસલેખક લખે છે કે હૈદરઅલી પોતાના જે નોકરોને એક વાર રજા આપતો તેમને ફરી પોતાને ત્યા તે નોકરી આપતો નહિ પરંતુ ટીપૂનો વ્યવહાર આથી વિપરીત હતો તે આ જાતના નોકરોને એક વાર શિક્ષા કરીને ફરી પાછો નોકરીએ રાખી લેતો હતો આ એક ટીપૂના નાશનું કારણ બન્યો એમ આ ઇતિહાસલેખકનું માનવુ છે.

ખરી વાત તો એ છે કે ત્યા સુધી હૈદરઅલી જીવ્યો ત્યા સુધી વિશ્વાસઘાતનો જે છોડ મ્હૈસૂરની ભૂમિમા ઊગી શક્યો નહિ, તે ધીરે ધીરે ટીપૂના શત્રુઓના સતત પરિશ્રમ અને સિંચનને પરિણામે વૃદ્ધિ પામ્યો, અને તે વૃક્ષ ટીપૂના સમયમા સફળ થયુ સંભવ છે કે દેશઘાતીઓના આ મહાન પાપમાથી ભારતીય આત્માને મુક્ત કરવા માટે (જે દેશઘાતીઓએ ટીપૂને ચારે બાજુથી ઘેરીને તેનો નાશ કર્યો) એક વાર વિદેશી શાસનના કડવા અનુભવોમાથી પસાર થવુ ભારત માટે જરૂરી હોય ટીપૂ વીર, યોગ્ય અને સાચો પ્રજાહિતૈષી હતો તેના શત્રુઓ પણ એ વાતનો સ્વીકાર કરે છે કે તેણે પોતાના લોહીના છેલ્લામા છેલ્લા ટીપા સુધી પોતાના દેશની સ્વાધીનતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો તેણે કદી કોઈની સાથે દગો કર્યો નથી તેનુ મૃત્યુ આદર્શ વીરને શોભે તેવુ હતુ ભારતની સ્વાધીનતાના રક્ષકોમા તેનુ સ્થાન ઘણુ ઊંચુ અને દુનિયાભરના સ્વતંત્રતાના શહીદોમા તેનુ નામ સદાકાળ સ્મરણીય રહેશે

**તેના ચારિત્ર્યની વિશિષ્ટતા**

અમારે દુ ખ અને શરમ સાથે કબૂલ કરવુ પડે છે કે ઔરંગઝેબના મૃત્યુથી માડીને ઈ સ ૧૮૫૭ના વિપ્લવ સુધીના અંગ્રેજો અને ભારતના સબધના દોઢસો વરસના ઇતિહાસમા હૈદર અને ટીપૂ બે જ એવી વ્યક્તિઓ હતી કે જેમણે પોતાના દેશવાસીઓની વિરુદ્ધ વિદેશીઓની સાથે સમાધાની કરવાની વાતનો સ્વીકાર કર્યો નથી ખાસ કરીને જો ટીપૂએ ધાર્યું હોત તો આ ઉપાયે તે પોતાના રાજ્યનો થોડોક ભાગ સો બસો વરસ માટે સાચવી શક્યો હોત તે મરી છૂટ્યો, પણ મરતા મરતાય પોતાને માથે આ કલંક લાગવા ન દીધુ. બહુ સશોધન કર્યું



લખનૌનો રેસિડન્ટ સર જૉન રસલ અને
તેનો મુનશી અલતાફહુસેન
(By courtesy of the Curator Victoria Memorial Calcutta)

## પ્રકરણ સોળમું

## અયોધ્યા અને ફરૂખાબાદ

**હિંદુસ્તાનનો બગીચો**

અયોધ્યાની ધનધાન્યથી ભરપૂર ભૂમિને તે દિવસોમાં 'હિંદુસ્તાનનો બગીચો' નામ આપવામાં આવ્યું હતું. વિદેશી કંપનીના પ્રતિનિધિઓને અયોધ્યા કબજે કરવાનો અસાધારણ લોભ હતો. અયોધ્યાના નવાબ સાથે કંપનીની પ્રથમ સંધિ બકસરની લડાઈ પછી ઈ. સ. ૧૭૬૫ માં થઈ ચૂકી હતી. ત્યારથી જ અયોધ્યામાં કંપનીનો અંગ્રેજ રેસિડન્ટ રહેવા લાગ્યો હતો.

**તે સમયના અંગ્રેજ રેસિડન્ટો**

ભારતના બધા રજવાડાઓમાં એ વખતે જે અંગ્રેજ રેસિડન્ટો રહેતા હતા તે બધા હિંદી ઢબે રહેતા હતા, હિંદી પોશાક પહેરતા હતા, અને પોતાને ત્યાં હિંદી શિક્ષકોને નોકરીએ રાખીને તેમની પાસેથી હિંદી ભાષાઓ તથા રહેણીકરણીની પદ્ધતિ શીખતા હતા.

ભારતીય દરબારોમાં ત્યાંના રાજા વિરુદ્ધ કાવતરાં રચવાં અને અંદર અંદર કુસંપ પેદા કરવો એ આ રેસિડન્ટોનું મુખ્ય કાર્ય હતું. ધીરે ધીરે અયોધ્યામાં પણ રેસિડન્ટના કાવતરાં તથા તેનો પ્રભાવ વધતાં ગયાં. ત્યાર પછી લૉર્ડ કૉર્નવાલિસ તથા સર જૉન શોરે અયોધ્યાના નવાબોની સામે જે શિરજોરી વાપરી તેનું વર્ણન અગાઉ આપવામાં આવ્યું છે. ટીપૂ અને તેની સલ્તનતનો અંત આણ્યા પછી વેલેસ્લીની નજર પણ અયોધ્યા ઉપર પડી.

**અયોધ્યા સાથે ઈ. સ. ૧૭૯૮ ની સંધિ**

ઈ. સ. ૧૭૯૮ માં સર જૉન શોરે નવાબ વઝીરઅલીને કેદ કરીને બનારસ મોકલી આપ્યો હતો, તથા તેની જગાએ સઆદતઅલીને નવાબ બનાવી તેની સાથે એક નવી સંધિ કરવામાં આવી હતી. આ સંધિને "ચિરસ્થાયી મૈત્રી" (perpetual friendship) લેખવામાં આવી હતી. આ

સંધિપત્રની સત્તરમી કલમમાં લખવામાં આવ્યું છે કે " કંપની સરકાર તથા નવાબની સરકાર વચ્ચેનો બધો વ્યવહાર પ્રેમ અને મિત્રતા ભરેલો રહેશે; અને પોતાના ઘરના ઝઘડા, પોતાની બાપીકી સલ્તનત, પોતાની સેના અને પ્રજા ઉપર નવાબનો સંપૂર્ણ અધિકાર રહેશે." સઆદતઅલીએ સંધિની શરતોનું વફાદારીથી પાલન કર્યું. છતાં હજી તો આ સંધિ થયાને પૂરાં બે વરસ પણ વીત્યાં નહોતાં ત્યાં તે તોડવા માટેનું બહાનું શોધવાનું વેલેસ્લીએ શરૂ કર્યું

**વજીરઅલી સાથે તકરાર**

આ વખતે વજીરઅલી બનારસમાં કેદી હતો. ચેરી નામનો એક અંગ્રેજ તેની દેખરેખ રાખતો હતો. એમ કહેવામાં આવ્યું કે વજીરઅલી અયોધ્યાના કેટલાક સરદારો સાથે છૂપું કાવતરું રચે છે. આથી વજીરઅલીને બનારસથી કલકત્તા મોકલવાનો હુકમ કરવામાં આવ્યો. આ બાબત ઉપર વજીરઅલી અને ચેરી વચ્ચે બોલાચાલી થઈ. મામલો એટલી હદે પહોંચ્યો કે વજીરઅલીએ પોતાની તલવાર ઉઠાવીને ચેરી તથા તેના બે અંગ્રેજ સાથીઓને ત્યાં ને ત્યાં જ પૂરા કર્યા. વજીરઅલી બનારસથી નાસીને અયોધ્યા પહોંચ્યો. અંગ્રેજોએ વજીરઅલીને અન્યાય કર્યો છે એવી જાતની ખુલ્લી ચર્ચા કરનારા કેટલાક અયોધ્યાવાસીઓ હવે વજીરઅલીની સાથે ભળી ગયા. આ લોકોએ અયોધ્યાના કેટલાક ભાગો પણ પોતાને કબજે કરી લીધા.

ઈ. સ. ૧૭૯૮ ની સંધિ અનુસાર અયોધ્યામાં જે સહાયકારી સેના રાખવામાં આવી હતી તેના ખર્ચ બદલ દર વરસે કંપનીને છોંતેર લાખ રૂપિયા આપવા પડતા હતા. આ સેનાની મદદથી નવાબ સઆદતઅલીએ આ વિદ્રોહને શમાવી દીધો. પરંતુ વેલસ્લીને પોતાની ઇચ્છા પૂરી કરવા માટે આ એક ઉત્તમ બહાનું મળી ગયું.

**નવાબ સઆદતઅલી પાસે નવી માગણીઓ**

આ બનાવને આધારે ઈ.સ. ૧૭૯૯ના નવેમ્બરની ૫ મી તારીખે વેલેસ્લીએ નવાબ સઆદતઅલી ઉપર એક પત્ર લખ્યો. આ પત્રમાં પોતાની સેનામાં અમુક 'સુધારા' કરવાની સલાહ નવાબને આપવામાં આવી હતી. આ બધા સુધારાનો અર્થ એ હતો કે નવાબની પાસે પોતાની જે થોડીક સેના હતી તે સેનામાંથી મહેસૂલ વસૂલ કરવા માટે તથા બીજા શાહી દબદબા માટે જેટલી જરૂરી હોય એટલી જ સેના રાખીને બાકીની સેનાને રજા આપવી, અને તેની જગાએ કંપનીની થોડીક પાયદળ પલટનો તથા સવારોની પલટનોમાં વધારો કરવો, જેના ખર્ચ પેટે આજ સુધી નવાબ તરફથી

અપાતા છોતેર લાખ ઉપરાત બીજી વધારે રકમ કંપનીને આપવામા આવે.[1]

નવાબ સઆદતઅલી આ નવી યોજના સાભળીને ચકિત થયો પોતાનો વિરોધ ગવર્નર જનરલને લખી જણાવવાનો તેણે વિચાર કર્યો, પરતુ વેને-સ્લીએ તો નવાબ તરફના જવાબની રાહ જોયા વગર જ એક નવી પલટન નવાબના મુલક તરફ રવાના કરી દીધી, અને તેના ખર્ચની જવાબદારી નવાબ ઉપર નાખી ત્યાર પછી એક બીજી પલટન પણ તૈયાર કરવામા આવી અને પહેલી પલટન અયોધ્યા પહોચે કે તરત જ આ બીજી પલટનને પણ અયોધ્યા તરફ રવાના થવાનો હુકમ આપવામા આવ્યો

**સઆદતઅલીનો પત્ર અને વેલેસ્લીનો જવાબ**

ઈસ ૧૮૦૦ના જાનેવારીની ૧૧ મીએ નવાબ સઆદતઅલીએ તે વખતના રેસિડન્ટ સ્કોટની મારફત વેલેસ્લી ઉપર એક લાબો, સ્પષ્ટ, તર્કયુક્ત અને નમ્રતાભર્યો પત્ર મોકલ્યો આ પત્રમા નવાબ સઆદતઅલીએ અગ્રેજો તથા અયોધ્યાના જૂના સબધનુ વર્ણન કર્યું, અને જણાવ્યુ કે અયોધ્યાની સેનાને રજા આપવાનુ પરિણામ એ આવશે કે હજારો જૂના અને વફાદાર નોકરો બેકાર બનશે અને પ્રજા ઉપર આનું પરિણામ ખરાબ થશે સઆદત-અલીએ લખ્યુ કે સૌથી વધારે તો મને એમ લાગે છે કે કપની ઉપરનો વિશ્વાસ અને એની આબરૂમા વાંધો આવશે, અને ખુદ મારી આબરૂ ન તો મારા મુલકમા રહેશે કે ન બહાર રહેશે ××× જો એમ થશે તો આ પ્રાંતો ઉપરની મારી હકૂમતનો અત આવશે " નવાબે વેલેસ્લીને વિશ્વાસ આપ્યો કે " ગાદી ઉપર બેસતી વખતે મે જે સધિ કપનીની સાથે કરી છે એમા જરા જેટલો પણ ફેરફાર કરવાનો નથી ××× અને મને વિશ્વાસ છે કે કપનીનો ઇરાદો પણ આ સધિ તોડવાનો નથી " ઈ સ ૧૭૯૮ની સધિનો ઉલ્લેખ કરીને નવાબ સઆદતઅલીએ બતાવી આપ્યુ કે કપનીની અત્યારની માગણીઓ અનાવશ્યક, અનુચિત અને ઈ સ ૧૭૯૮ ની સધિની વિરુદ્ધ છે એ સધિની સત્તરમી કલમમા લખ્યુ હતું કે " પોતાના ઘરના ઝઘડા, પોતાની સેના અને પ્રજા ઉપર નવાબનો સપૂર્ણ અધિકાર રહેશે " સઆદતઅલીએ પૂછ્યુ કે ' જો મારી સેનાની વ્યવસ્થા કરવાનું કામ પણ મારા હાથમાથી લઈ લેવામા આવે તો હું પૂછુ છુ કે મારા ઘરના ઝઘડા, બાપીકુ રાજ્ય, મારી સેના અને મારી પ્રજા ઉપરનો મારો અધિકાર ક્યા રહ્યો ? "

1 *Dacoitee in Excelsis* by Major Bird

અંતમાં નવાબ સઆદતઅલીએ લખ્યું કે "ઉપર લખ્યાં કારણોથી તેમ જ કંપની સરકારની ઉદારતા તથા આપની કૃપાથી મને આશા છે કે આપ મારી વફાદારી અને મિત્રતા ઉપર દરેક વખતે વિશ્વાસ રાખીને એ સંધિ અનુસાર મારું રાજ્ય, મારી સેના અને મારી પ્રજા ઉપરનો મારો સંપૂર્ણ અધિકાર કાયમ રહેવા દેશો."

આ લાંબા કાગળનાં આથી વધારે વાક્યો લેવાની જરૂર જણાતી નથી. લખનૌનો ખુદ અંગ્રેજ રેસિડન્ટ મેજર બર્ડ વર્ણવે છે કે નવાબ સઆદતઅલીનો વિરોધ "જેટલો ઉચિત અને તર્કપૂર્ણ હતો એટલો જ ન્યાયપૂર્ણ પણ હતો." પરંતુ મેજર બર્ડના જ શબ્દો વાપરીએ તો વેલેસ્લીનો જવાબ "અહંકારયુક્ત"[૨] હતો.

વેલેસ્લીના જવાબનો સાર એ હતો કે સઆદતઅલીનો પત્ર એટલા ઉદ્ધત શબ્દોમાં લખેલો છે કે ગવર્નર જનરલ તેનો સ્વીકાર કરવાની પણ ના પાડે છે; આથી એ પત્ર નવાબને પાછો મોકલવામાં આવે છે અને જો નવાબ ફરી આ રીતે અંગ્રેજ સરકારની ન્યાયપ્રિયતા અને વફાદારી બાબત શંકા ઉઠાવશે તો તેને યોગ્ય દંડ દેવામાં આવશે.

**ઇતિહાસલેખક મિલનો અભિપ્રાય**

નવાબ સઆદતઅલી અને વેલેસ્લી વચ્ચેના આ પત્રવ્યવહારના સંબંધમાં ઇતિહાસલેખક જેમ્સ મિલ લખે છેઃ—

> "બે પક્ષો વચ્ચે એક સંધિ થાય છે. એક પક્ષ પોતાના તરફથી સંધિની શરતોને એટલા થોડા સમયમાં પૂરી કરે છે કે જે તેની સ્થિતિના મનુષ્ય માટે અપૂર્વ ગણાય બીજો પક્ષ સંધિનું ઉલંઘન કરવા માગે છે; અથવા ઓછામાં ઓછું એટલું તો બને છે જ કે પહેલા પક્ષને તેનું કાર્ય સંધિનું ઉલંઘન કરવા જેવું લાગે છે. પોતાનો આ વિરોધ તે સ્પષ્ટ પરંતુ અત્યંત વિનયભર્યા શબ્દોમાં જણાવે છે. આ શબ્દો એવા છે કે જેમાં બીજા પક્ષ તરફના અનાદરને બદલે પહેલો પક્ષ જ જાણે કે નમી પડતો હોય એવી ગંધ આવે છે. આના ઉપર બીજો પક્ષ કહે છે કે આમાં મારી ન્યાયપ્રિયતા અને વફાદારી ઉપર

૨ "To this remonstrance, as reasonably stated as it was justly founded, the following haughty reply was made by the Governor-General . . . ."—*Dacoitee in Excelsis* by Major Bird.

શકા ઉઠાવવા જેવુ છે પહેલો પક્ષ જ્યારે બીજા પક્ષની ઇચ્છા પૂરી કરવાની ના પાડે છે ત્યારે તેને દડ દેવાનો ઇરાદો કરવામા આવે છે અને આ દડને માટે કદાચ પ્રથમ કોઈ દોષ ન બતાવી શકાતો હોય તોપણ, હવે તો આ શકા ઉઠાવવી એ જ એનો ભારે અપરાધ ગણવામા આવે છે, કે જેને માટે કોઈ પણ સજા અધૂરી જ લાગે એ જાણીતી વાત છે કે આ રીતે તો કોઈ પણ વખતે અને કોઈ પણ સધિ તોડવાનુ બહાનુ શોધી શકાય છે જે પક્ષને નુકસાન સહન કરવુ પડે છે તે પક્ષ જો વગર વિરોધે માથુ નમાવે તો તેની રજા છે એમ કહેવામા આવે છે, પણ જો તે ફરિયાદ કરે તો સબળ પક્ષની ન્યાયપ્રિયતા અને વફાદારી પ્રત્યે શકા ઉઠાવવાનો આરોપ તેના ઉપર મૂકવામા આવે છે, અને આને એક એવો ભારે અપરાધ ગણવામા આવે છે, કે પછી આના નકામા મનુષ્ય પ્રત્યે સબળ પક્ષની કોઈ જવાબદારી જ ગણવામા આવતી નથી"[3]

---

3 "A party to a treaty fulfils all its conditions with a punctuality, which, in his place, was altogether unexampled, a gross infringement of that treaty, or at least, what appears to him a gross infringement, is about to be committed on the other side, he points out clearly, but in the most humble language, savouring of abjectness much more than disrespect, the inconsistency which appears to him to exist between the treaty and the conduct, this is represented by the other party as an impeachment of their honor and justice, and if no guilt existed before to form a ground for punishing the party who declines compliance with their will, a guilt is now contracted which hardly any punishment can expiate This, it is evident, is a course by which no infringement of a treaty can ever be destitute of a justification If the party injured submits without a word, his consent is alleged If he complains, he is treated as impeaching the honor and justice of his superior, a crime of so prodigious a magnitude, as to set the superior above all obligation to such a worthless connection"—*History of British India*, by James Mill, vol. vi, p 191

નવાબ ઉપર જબરદસ્તી

ઈ. સ. ૧૮૦૧ ના જાનેવારીની ૨૨મીએ વેલેસ્લીએ નવાબ સઆદત-અલી ઉપર એક બીજો કાગળ લખ્યો કે "કાં તો થોડુંએક સાલિયાણું લઈને સલ્તનતનો ત્યાગ કરો અથવા તો જે બે નવી પલટનો અયોધ્યા રવાના કરવામાં આવી છે તેના ખર્ચના બદલામાં તમારું અર્ધું રાજ્ય કંપનીને હવાલે કરી દો." આ બીજી સંધિનો એક મુસદ્દો તૈયાર કરીને ગવર્નર જનરલે અગાઉથી જ રેસિડન્ટ ઉપર મોકલી આપ્યો હતો.

નવાબે અનેક વાર આનો વિરોધ કર્યો. પરંતુ વેલેસ્લીએ ૧૮૦૧ ના એપ્રિલની ૨૮મીએ રેસિડન્ટને લખ્યું કે, જો નવાબ રાજીખુશીથી પૈસાનું અર્ધું રાજ્ય આપણને ન સોંપી દે તો "સેના દ્વારા એનો કબજો લેવો.". આ પત્રોમાં વેલેસ્લીએ એ પણ સ્પષ્ટતાથી લખી જણાવ્યું કે "નવાબની સૈનિક શક્તિનો નાશ કરવામાં આવે" અને "અયોધ્યાની આખી સલ્તનત ઉપરનો દીવાની અને ફોજદારી શાસનનો સંપૂર્ણ અધિકાર કંપનીના હાથમાં આવી જાય" એવી મારી અંતરની અભિલાષા છે.

અંગ્રેજ કંપની ઉપર અયોધ્યાના નવાબોના અસંખ્ય ઉપકારો હતા. પરંતુ આ વખતે સઆદતઅલી ચારે બાજુએ કંપનીની સેનાથી ઘેરાઈ ગયો હતો. પોતાના તથા પોતાના વંશના લાંબા સમયના મિત્ર તરફથી અચાનક થયેલો આ પ્રકારનો વ્યવહાર જોઈને નવાબ સઆદતઅલી એક વાર વાતચીતમાં બોલી ઊઠ્યો કે "જો વાસ્તવમાં આ જ પરિસ્થિતિ રહી તો મારી પાસેથી બાકીનો મુલક પડાવી લેવામાં પણ ઝાઝી વાર લાગશે નહિ.". રેસિડન્ટ સ્કૉટ તથા ગવર્નર જનરલના ખાનગી મંત્રી તથા તેના જ સગા ભાઈ હેનરી વેલેસ્લીએ નવાબને આશ્વાસન આપી ખૂબ ભાર દઈને જણાવ્યું કે હવે બાકીના રાજ્ય ઉપરના તમારા અનન્ય અધિકારમાં બિલકુલ હસ્તક્ષેપ કરવામાં આવશે નહિ. સઆદતઅલી કંટાળી ગયો અને તેણે મસનદનો ત્યાગ કરવાની ઇચ્છા પ્રગટ કરીને જણાવ્યું કે "મને મુસાફરી કરવા માટે અને હજ કરવા માટે પરદેશ જવાની રજા આપો; કારણકે હવે અહીંની પ્રજાને મોં બતાવતાં મને શરમ આવે છે."

અરધી રિયાસત છીનવી લીધી

પરંતુ નવાબ સઆદતઅલીનો આ નિશ્ચય તો ક્ષણિક નિરાશાનું પરિણામ હતો. આખરે કોઈ બીજો ઉપાય ન જણાયાથી ઈ. સ. ૧૮૦૧ ના નવેમ્બરની ૧૪મીએ ગવર્નર જનરલ વેલેસ્લીના મોકલેલા નવા સંધિપત્ર ઉપર નવાબ

સઆદતઅલીએ સહી કરી આ સંધિને પરિણામે નવાબ સઆદતઅલીએ પોતાના રાજ્યનો અર્ધો ભાગ કંપનીને હવાલે કરી દીધો. આ અર્ધો ભાગ વધારે ફળદ્રુપ હતો; તેની વાર્ષિક ઉપજ તે વખતે એક કરોડ પાંત્રીશ લાખ રૂપિયા હતી. આ ભાગથી જ આજના સંયુક્ત પ્રાંતોનો પાયો નખાયો

માર્કિવસ વેલેસ્લીએ પોતાના ભાઈ હેનરી વેલેસ્લીને આ નવા બ્રિટિશ પ્રાંતનો પહેલો લેફ્ટેનંટ ગવર્નર નીમ્યો.

ઈ.સ. ૧૮૦૮ ના માર્ચની ૯મી તારીખે ઇગ્લાંડની પાર્લામેંટમાં ભાષણ કરતા લોર્ડ ફોક્સ્ટોને આ બનાવના સંબધમા નવાબ સઆદતઅલીની વફાદારી, તેનુ ધૈર્ય અને તેની પરવશતા તથા માર્કિવસ વેલેસ્લીની બેવફાઈ અને ખુલ્લા અન્યાયનો બહુ સ્પષ્ટ શબ્દોમા સ્વીકાર કર્યો, અને આ બધી હકીકતો વિસ્તારપૂર્વક પુરાવા આપીને સિદ્ધ કરી બતાવી.

**સંધિ કે ધાડ?**

આર થોર્નટન નામના એક બીજા સભ્યે પાર્લામેંટમા આ સધિની બાબતમા જણાવ્યુ કે.—

"જો આને 'સધિ' કહેવામા આવતી હોય તો ભર રસ્તે ચાલ્યા જતા કોઈ મુસાફર ઉપર કોઈ લૂટારો તૂટી પડે અને તેને લૂટી લે તેને પણ 'સધિ' નામ આપવુ ઘટે." ૪

જે રીતે વૉરન હેસ્ટિંગ્સના અત્યાચારો માટે પાર્લામેંટમા તેના ઉપર કેસ ચલાવવામા આવ્યો હતો તેવી જ રીતે આ અન્યાયને માટે પણ વેલેસ્લી ઉપર પાર્લામેંટમા મુકદ્દમો ચલાવવામા આવ્યો કેટલાક ઉદાર અગ્રેજોએ આ બધી બાબતની પોલ સારી રીતે ઉઘાડી પાડી અને જોરદાર ભાષણો પણ કરવામા આવ્યા ત્રણ વર્ષ સુધી આ મુકદ્દમો ચાલ્યો અતે વેલેસ્લીને સજા કરવાને બદલે બ્રિટિશ સામ્રાજ્યની ભારે સેવા કરવાના બદલામા તેને 'ધન્યવાદ' આપતો એક ઠરાવ પાર્લામેંટે પસાર કર્યો

**ફરૂખાબાદની રિયાસતનો અંત**

અયોધ્યાના બનાવ પછી ૭ મહિને વેલેસ્લીએ ફરૂખાબાદની નાની રિયાસત કબજે કરી લીધી

ફરૂખાબાદ એ અયોધ્યાની એક સામત રિયાસત હતી ત્યાના નવાબ

---

૪ ". . one might as well call a robbery committed by a footpad on a traveller on Hargslow-Heath, a treaty!"—R. Thornton before the British Parliament.

ખંડણી પેટે અયોધ્યાના નવાબને દર વરસે ચાર લાખ રૂપિયા આપતા હતા. ફરૂખાબાદના દરબારમા એક અગ્રેજ રેસિડન્ટ પણ રહેતો હતો. આ અંગ્રેજ રેસિડન્ટે રિયાસતના પ્રબધમા એવી જાતની દખલ કરવાનું શરૂ કરેલુ તથા કેટલુક એવા પ્રકારનુ વર્તન કરેલુ કે જેથી ફરૂખાબાદનો નવાબ તથા અયોધ્યાનો નવાબ બને નારાજ થયા લાચાર થઈને લોર્ડ કોર્નવાલિસે ઈ સ. ૧૭૮૭ મા ત્યાના રેસિડન્ટને પાછો બોલાવી લીધો, અને વચન આપ્યું કે હવે પછીથી કોઈ રેસિડન્ટ ફરૂખાબાદ મોકલવામા આવશે નહિ, તેમ રિયાસતના અતર્ગત વ્યવહારમા કોઈ જાતની દખલ કરવામા આવશે નહિ.

આ વચનની વિરુદ્ધ જઈને લોર્ડ વેલેસ્લીએ ઈ સ ૧૮૦૧મા પોતાનો ભાઈ હેનરી વેલેસ્લીને ફરૂખાબાદ મોકલ્યો, અને તેને એવી સૂચના આપવામા આવી કે ત્યાનો નવાબ ઇમદાદ હુસેનખા એક લાખ રૂપિયાનુ સાલિયાણુ લઈને પોતાની રિયાસત કપનીને સોપવા માટે તૈયાર થઈ જાય એવી કોઈ પણ પેરવી કરવી, આ બાબતના સબધના લખાણ ઉપર તેની સહી લઈ લેવાની પણ સૂચના આપવામા આવી હજી હમણા જ નવાબ ઇમદાદ હુસેનખા ઉમરલાયક થયો હતો ગવર્નર જનરલે હેનરી વેલેસ્લીને આદેશ આપ્યો હતો કે ઇમદાદ હુસેનખાના સગાસબધીઓ, સલાહકારો તથા દોસ્તોમાથી જે કોઈ આ કાર્યમા અગ્રેજોને મદદ આપવા તૈયાર થાય તેમને પુરતું ઇનામ આપવાના વચનો આપવા, અને જે કોઈ તૈયાર ન થાય તેમને ખૂબ ધમકાવવા.

આટલુ કર્યા છતા પણ નવાબ ઇમદાદ હુસેનખા આવી જાતના પત્ર ઉપર સહી કરે એ સરળ નહોતુ ગવર્નર જનરલના હુકમથી ઇમદાદ હુસેનખાને લખનૌ બોલાવવામા આવ્યો ત્યાર પછી કઈ જાતનુ કાવતરુ રચવામા આવ્યુ, ચોરી અને છળકપટનો કેમ ઉપયોગ કરવામા આવ્યો તે સમજી શકાતુ નથી લખનૌ પહોચતા જ ઇમદાદ હુસેનખાએ જોયુ કે કોઈ અજબ રીતે પોતાના દસ્તખતની મહોર પોતાની પેટીમાથી ઊડીને જાતે જ લખનૌના અગ્રેજ રેસિડન્ટના મકાનમા પહોચી ગઈ છે! એ ગમે તેમ બન્યુ હો, પણ એમ કહેવામા આવે છે કે ઈ સ ૧૮૦૨ ના જૂનની ચોથી તારીખે બરેલી પહોચીને નવાબ ઇમદાદ હુસેનખાએ પોતાને માટે તથા પોતાના વશજોને માટે વાર્ષિક એક લાખ આઠ હજાર રૂપિયાનુ પેન્શન લઈને પોતાની બધી રિયાસત પોતાની જ સહીથી અગ્રેજ કપનીને સોપી દીધી

હેનરી વેલેસ્લીને જ ફરૂખાબાદની રિયાસતનો પહેલો અગ્રેજ શાસક નીમવામા આવ્યો

## પ્રકરણ સત્તરમું

# તાંજોરના રાજ્યનો અંત

**અંગ્રેજો ઉપર તાંજોરના રાજાનો ઉપકાર**

ભારતના દક્ષિણ ભાગમા તાન્જોરનુ એક નાનું રાજ્ય છે, જેની સ્થાપના છત્રપતિ શિવાજી મહારાજના પિતા શાહજીએ સત્તરમી સદીના મધ્યમા કરી હતી શાહજી પછી આ રાજ્ય શિવાજીના ઓરમાન ભાઈ વ્યકોજીને મળ્યુ.

ઇતિહાસલેખક વિલિયમ હિકે લખે છે —

'પોતાના સમસ્ત કારભારમા તાન્જોરના રાજા એવી જાતની ઈમાનદારીભર્યો વ્યવહાર કરતા હતા કે જે કેવળ સચ્ચાઈના મૂળમાથી જ ઊપજી શકે આથી જણાય છે કે તેમણે સચ્ચાઈને જ પોતાનો મૂળ ઉદ્દેશ બનાવ્યો હતો જ્યારે અંગ્રેજો દક્ષિણ ભારતમા પહોચ્યા, અને એ દેશમા વસવાની ઇચ્છા કરી ત્યારે તેમના સૌથી પાકા અને સાચા દોસ્ત તાન્જોરના રાજા જ હતા "[1]

ઇતિહાસલેખક ટૉરેન્સ લખે છે —

' કોરોમડલ કિનારા ઉપર સૌથી પ્રથમ અંગ્રેજોને મદદ આપનાર તાન્જોરના રાજા હતા "[2]

મહારાષ્ટ્રીય વિદ્વાન મહાદેવ ગોવિંદ રાનડે લખે છે —

" કર્ણાટકની બધી લડાઈઓમા તાન્જોરની સેનાએ ફ્રેચો વિરુદ્ધ અંગ્રેજોના પક્ષમા બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે"[3]

ટૉરેન્સ લખે છે કે ઈ સ ૧૭૪૨ મા કોઈ આતરિક ઝઘડાને કારણે

---

૧ *The Tanjore Mahratta Principality in Southern India*—by William Hickey, p 2

૨ *Empire in Asia etc*—by Torrens

૩ *The Rise of the Mahratta Power*—by Ranade, p 250

નહોતો, પરંતુ મરતા પહેલા થોડા દિવસ ઉપર તેણે સર્ફોજીને દત્તક લીધો હતો અંગ્રેજોને ફરી એક વાર સુંદર તક હાથ લાગી કેટલાએક પંડિતો મારફત એવો નિકાલ જાહેર કરાવવામા આવ્યો કે સર્ફોજીને દત્તક લેવો એ શાસ્ત્રાનુકૂળ નથી દરેક ભારતવાસી જાણે છે કે કાશી કે નદિયાના પંડિતો પાસેથી પણ આવી જાતના નિકાલ અપાવવા કેટલા સહેલા છે સર્ફોજીને બદલે હવે તુળજાજીના એક ઓરમાન ભાઈ અમરસિંહને કંપનીની સેનાની મદદ વડે જબરદસ્તીથી તાંજોરની ગાદીએ બેસારવામા આવ્યો

**સહાયકારી સંધિની જાળ**

ઈ સ ૧૭૮૭ ની સ્થાયી મૈત્રીની સંધિમા કેટલાક દોષો રહી ગયેલું પણ આ વખતે જાહેર કરવામા આવ્યુ આથી ઈ સ. ૧૭૯૩મા રાજા અમરસિંહ સાથે ફરી એક નવી સંધિ કરવામાં આવી આ વખતની સંધિમા તાંજોરના રાજ્યની રક્ષા કરવાની કાયમી જવાબદારી કંપનીએ હવે પોતાને માથે ઉપાડી લીધી, અને આ જવાબદારીના બદલામા રાજા અમરસિંહે સેનાના ખર્ચ પેટે એક ભારે રકમ દર વર્ષે કંપનીને આપતા રહેવાનુ કબૂલ કર્યું આ રીતે તાંજોરની રિયાસત સહાયકારી સંધિની જાળમા ફસાઈ

**રાજા અમરસિંહ વિરુદ્ધ કાવતરું**

રાજા અમરસિંહના ચારિત્ર્ય સંબંધે એક અંગ્રેજ લેખક લખે છે —

"તાંજોરનો રાજા અમરસિંહ અત્યંત ઉચ્ચ ચારિત્ર્યનો અને ઉચ્ચ સિદ્ધાંતોવાળો આદમી હતો, અને બ્રિટિશ સરકારનો એ અત્યંત સાચો શુભચિંતક હતો "[૫]

પરંતુ અંગ્રેજોની ઇચ્છા હજી પૂરી થઈ નહોતી તાંજોરના રાજ્યનો અંત આણવા માટે તેઓ ઉતાવળા થયા હતા સહાયકારી સંધિ એ તો તેમને માટે એક વચગાળાનુ સાધન હતુ, તેમની બેવડી બાજી તો ચાલુ જ હતી એક તરફથી તેમણે અમરસિંહને ગાદીએ બેસાર્યો અને બીજી બાજુથી એક પ્રખ્યાત પાદરી રેવરન્ડ શ્વાર્ટ્ઝને સર્ફોજીના શિક્ષક તરીકે મોકલવામા આવ્યો મેકનાઉડ નામના એક બીજા અંગ્રેજને રેસિડન્ટ તરીકે

---

૫ "The Raja of Tanjore (Amar Singh) was a man of extremely good character and high principle and exceedingly well disposed towards the British Government "—Life of General, the Right Honorable, Sir David Baird, Bart, vol 1, p 119.

નીમીને તાંજોર રવાના કરવામાં આવ્યો આ બને અંગ્રેજોએ મળીને હવે તાંજોરના રાજ્યની વિરુદ્ધ નવેસરથી કાવતરું કરવાનું શરૂ કરી દીધુ.

**ભેદ ખુલ્લો થાય છે**

થોડા દિવસોમા જ રેસિડન્ટ મેકલાઉડ રાજા અમરસિંહ સાથે એટલી ઉદ્ધત રીતે વર્તવા લાગ્યો કે રાજાએ એ વિષેની ફરિયાદ કરી. અમે જે અગ્રેજનું વાક્ય ઉપર લખ્યુ છે તે લખે છે કે —

> "ધીરે ધીરે બધો ભેદ ખૂલવા લાગ્યો, અને રાજા અમરસિહને × × × ખાતરી થઈ કે આ અભાગી રાજાને સમજાવીને કે જરૂર પડે તો તેને દબાવીને પણ તેનુ રાજ્ય છીનવી લેવા અને બાકીનુ જીવન કપનીના એક પેન્શનર તરીકે વિતાવવાનુ કબૂલ કરાવવા માટે જ કંપની તરફથી પોતાના નોકર મેકલાઉડને તાંજોરના રાજ્યમા ગોઠવવામા આવ્યો છે" અને "× × × માનનીય ઇસ્ટ ઇંડિયા કપની જે ઉપાયો દ્વારા બીજાના રાજ્યો હસ્તગત કરતી હતી, તેમા વફાદારી કે બેવફાઈની તે ઝાઝી પરવા કરતી નહોતી"[૬]

**ખુલ્લી જબરદસ્તી**

રાજા અમરસિહને ડરાવવા ખાતર ઘણી વાર રેસિડન્ટે કપનીની સેનાને રાજાના મહેલ સુધી બોલાવીને તેનુ પ્રદર્શન કરાવ્યા પછી પાછી મોકલી આપી હતી આગલી સધિ મુજબ રાજાનુ રક્ષણ કરવા જે સેના રાખવામા આવી હતી અને જેનુ ખર્ચ તાંજોરની તિજોરીમાથી આપવામા આવતુ હતુ તે જ આ સેના હતી ઈ સ ૧૭૯૬ ના જાનેવારીની ૨૩ મીએ

---

૬ " . circumstances gradually transpired which convinced . the Rajah . that this civil servant of the Honorable East India Company had been placed at the Court of Tanjore for no other purpose than that of inducing, or even (if necessary) compelling the unfortunate Rajah to give up his territory and become a pensioner of the said Honorable East India Company for the remaining term of the natural life

". . The Honorable East India Company was not exceedingly scrupulous as to the means by which territory was to be acquired, . . . "—*Life of General, the Right Honorable Sir David Baird*, pp 119 et seq

આ સેનાના અંગ્રેજ અમલદાર કર્નલ બેયર્ડને રેસિડન્ટે હુકમ કર્યો કે "રાજા અમરસિંહનો અજવસીલ શિવરાવ, અને રાજાના બે ભાઈઓ વિભાજી અને શંકરરાવ, એમાંથી કોઈ પણ કિલ્લાની બહાર ન નીકળી જાય એની ખબરદારી રાખો"

બીજે દિવસે ૨૪ મી તારીખે રેસિડન્ટે સેના લાવીને અચાનક રાજા અમરસિંહને ઘેરી લીધો અને પોતાનું આખું રાજ્ય કંપનીને સોંપી દેવાના કાગળ ઉપર ધમકાવીને તેની પાસે સહી કરાવી લીધી

પરંતુ તેને બીજે દિવસે જ રાજા અમરસિંહે ગવર્નર જનરલ સર જોન શોરને લખ્યું કે 'મને ઘેરીને, ડરાવીને અને અનેક પ્રકારે જૂઠી વાતો કહીને રેસિડન્ટે મારી પાસે આ કાગળ ઉપર સહી કરાવી લીધી છે આથી મારું રાજ્ય મારી પાસે જ રહેવા દેવામાં આવે" રાજા અમરસિંહે બરાબર યોગ્ય સમયે પોતાની અગાઉની સંધિની બધી શરતોનું પાલન કર્યું હતું. તેનું રાજ્ય છીનવી લેવા માટે કોઈ યોગ્ય બહાનું આ વખતે કંપની પાસે નહોતું અંગ્રેજો તો દુનિયાને એમ બતાવવા માગતા હતા કે અમરસિંહે રાજીખુશીથી પોતાનું રાજ્ય કંપનીને સોંપી દીધું છે પણ તેમની એ બાજી ઉઘાડી પડી ગઈ રેસિડન્ટનો જુલમ બહુ દેખીતો હતો રાજ્યમાં કોન તરું પણ બરાબર પાકું થયું નહોતું લાચાર થઈને ગવર્નર જનરલે રેસિડન્ટને હુકમ કર્યો કે રાજા અમરસિંહના હાથમાં તેનું આખું રાજ્ય રહેવા દેવું છતાં કાવતરું પાકું કરવાના પ્રયત્નો તો ચાલુ જ રાખવામાં આવ્યા

**તાંજોર ઉપર કબજો**

બે વરસ પછી માર્કિવસ વેલેસ્લીનો જમાનો આવ્યો તેને તો ઇંગ્લાંડમાં જ હુકમ મળી ચૂક્યો હતો કે હરકોઈ ઉપાયે તાંજોરનું રાજ્ય કંપનીના રાજ્યમાં સામેલ કરી લેવું ઇંગ્લાંડના શાસકોને તો તે સલ્તનત ઉપર સલ્તનતનો ઢગલો કરી દેવાનું વચન આપી ચૂક્યો હતો જે લેખકના કેટલાક વાક્યો ઉપર અમે આપ્યા છે તે લખે છે —

"જ્યારે જ્યારે માનનીય ઇસ્ટ ઇંડિયા કંપનીની રાજનીતિ અથવા તેના સ્વાર્થ ખાતર કોઈ ભારતીય નરેશને પદભ્રષ્ટ કરવાની જરૂર જણાતી હતી ત્યારે બહાનાની કદી તાણ પડતી નહોતી"[૭]

---

૭ "whenever policy or aggrandisement seemed to warrant the measure, a pretext was never wanting to the Honorable East India Company, to remove a native prince,"—Ibid p 188.

રાજા અમરસિંહની વિરુદ્ધના કાવતરામાં હવે સર્ફોજીને કેન્દ્ર બનાવવામાં આવ્યો. પાદરી પૂવાર્ટ્ઝ તો આ કાર્ય માટે ઘણા વખતથી સર્ફોજીની પાસે જ રહેતો હતો. તેણે આ વખતે રેસિડન્ટ મૅકલાઉડને ઘણી સહાય કરી. પ્રથમ તો રાજા અમરસિંહ ઉપર એવો આરોપ મૂકવામાં આવ્યો કે તમે તુળજાજીની વિધવા રાણીઓ સાથે તથા તેના દત્તક પુત્ર સર્ફોજી સાથે યથોચિત વ્યવહાર રાખતા નથી, આથી તેમને બહુ કષ્ટ થાય છે. આ બધા આરોપોનો પુરાવો માત્ર પાદરી પૂવાર્ટ્ઝની ફરિયાદોમાંથી જ મળે છે, અને તેની આ ફરિયાદોને કોઈ રીતે વિશ્વાસયોગ્ય ગણી શકાય નહિ. અમરસિંહના આ અયોગ્ય વ્યવહારને બહાને સર્ફોજી તથા તુળજાજીની વિધવા રાણીઓને જબરદસ્તીથી મદ્રાસ બોલાવી લેવામાં આવ્યાં, સર્ફોજીને ભરમાવવાનું કાર્ય પાદરી પૂવાર્ટ્ઝને સોંપવામાં આવ્યું.

ઈ. સ. ૧૭૯૮માં અંગ્રેજોને એકાએક ભાન થયું કે જેને ખુદ અંગ્રેજોએ જ ગાદીએ બેસાર્યો છે તથા દસ વરસથી જેને રાજા તરીકે સ્વીકાર્યો છે તે અમરસિંહ વાસ્તવિક રીતે ગાદીનો અધિકારી નથી. પરંતુ ગાદીનો વાસ્તવિક અધિકારી તો તુળજાજીનો દત્તક પુત્ર સર્ફોજી છે—જેનું દત્તવિધાન શાસ્ત્રવિરુદ્ધ છે એવું પંડિતો દ્વારા દસ વર્ષ પહેલાં જાહેર કરાવવામાં આવ્યું હતું. આ વખતે કેટલાએક વિદ્વાન પંડિતોએ અગાઉના નિકાલની વિરુદ્ધ સર્ફોજીના પક્ષમાં નિકાલ આપ્યો. રાજા અમરસિંહને કશી જ પૂછપરછ કરવામાં આવી નહિ, અને જે કંપનીની સેનાને રાજા અમરસિંહે પૈસા આપીને દસ વરસ સુધી સાચવી હતી તે સેનાએ જ તેને તાંજોરની ગાદીએથી ઉતારીને હવે સર્ફોજીને ગાદીએ બેસાર્યો.

ઇતિહાસલેખક મિલ આ નિર્ણયમાં રહેલ સ્વાર્થ તથા અન્યાયનો સ્વીકાર કરે છે. જે અંગ્રેજ લેખકનાં વાક્યો અમે ઉપર આપી ચૂક્યા છીએ તે જ લેખક લખે છે—

> "ન્યાય રાજા અમરસિંહને પક્ષે હતો. ગાદીનો વાસ્તવિક અધિકારી, સાચો નરેશ અને રાજ્યનો તે વખતનો માલિક તે જ હતો, પરંતુ કંપનીનો સ્વાર્થ તાંજોર કબજે કરવામાં હતો." ૮

૮ "Intere t declared for the possession of Tanjore—justice upheld the claims of the Rajah, the undoubted heir, the legally acknowledged prince, the actual po essor of the territories." —Ibid pp 161, 162

અને ખરું જોતાં કંપનીને મન અમરસિંહ કે સર્ફોજી બંને સરખા જ હતા. તેમનો મૂળ હેતુ તો જુદો જ હતો, જે હેતુ સર્ફોજીને ગાદી મળતાં ખુલ્લો થઈ ગયો. ગાદી મળી કે તરત જ સર્ફોજીએ એક નવા સંધિપત્ર ઉપર સહી કરી આપી. આ સંધિપત્રથી તેણે પોતાનું બધું રાજ્ય કંપનીને સોંપી દીધું, અને આજીવન કંપનીના પેન્શનર તરીકે તાંજોરના કિલ્લામાં રહેવાનું સ્વીકારી લીધું !

# પ્રકરણ અઢારમું

## કર્ણાટકની નવાબીનો અંત

### કર્ણાટકની નવાબી અને અંગ્રેજો

કર્ણાટકના નવાબોની સાથે ઇસ્ટ ઇંડિયા કંપનીનો વ્યવહાર કેવી જાતનો હતો તેની હકીકત અગાઉનાં પ્રકરણોમાં આપવામાં આવી છે. ઉપરાંત નાનાથી માંડીને મોટા સુધીના કંપનીના બધા જ અંગ્રેજ નોકરો કર્ણાટકના નવાબ પાસેથી મનમાની રકમો જબરદસ્તીથી કેમ વસૂલ કરતા હતા, નવાબને મદદ આપીને આસપાસની રિયાસતોની કઈ રીતે લૂંટ કરાવતા હતા, અને અંગ્રેજ વેપારીઓ નવાબને કરજના ભારે બોજા નીચે કઈ રીતે દબાવતા હતા, એ બધું પણ બતાવવામાં આવ્યું છે. આ કરજમાંના મોટા ભાગનાં દેવાં તો સાવ જૂઠાં હતાં. જ્યારે કર્ણાટકમાંથી પૂરતું ધન ચૂસાઈ ગયું અને નવાબનો ખજાનો જ્યારે ખાલીખમ થઈ ગયો ત્યારે માર્ક્વિસ વેલેસ્લીએ પોતાની નિશ્ચિત નીતિ અનુસાર હવે કર્ણાટકને કંપનીના રાજ્યમાં શામિલ કરી લેવાની તજવીજ અદરી દીધી.

કર્ણાટકના નવાબ મોહમ્મદઅલીને વાલાજાહ પણ કહેતા હતા. મોહમ્મદઅલી અંગ્રેજોનો ખાસ દોસ્ત હતો; તેની અને કંપનીની વચ્ચે 'ચિરસ્થાયી મૈત્રી' ની સંધિ થઈ ચૂકી હતી. આ સંધિ મુજબ અંગ્રેજોએ મોહમ્મદઅલી તથા તેના રાજ્યની રક્ષા માટે કર્ણાટકમાં એક સેના રાખવાની જવાબદારી લીધી હતી, અને આ સેનાના ખર્ચ પેટે નવાબે નવ લાખ પેગોડા અર્થાત્ ત્રીશ લાખ રૂપિયા દર વરસે કંપનીને આપવાનું કબૂલ કર્યું હતું. માસિક હપ્તાઓથી આ રકમ ભરી આપવામાં આવતી હતી. નવાબ આ માસિક રકમ બરાબર રીતે આપ્યા કરતો હતો; તેણે તો એટલે સુધી તજવીજ કરી રાખી હતી કે આ રકમ ભરી આપવા માટે પોતાના કેટલાક પ્રાંતોનું મહેસૂલ અલાયદું રાખ્યું હતું. મોહમ્મદઅલી પછી તેનો પુત્ર ઉમદ-

તુલ ઉમરા કર્ણાટકનો નવાબ થયો તે પોતાના પિતાની માફક જ સમયસર કંપનીની રકમ આપ્યા કરતો હતો, તેમ જ સંધિની બીજી શરતોનુ પણ યોગ્ય રીતે પાલન કરતો હતો આથી કર્ણાટક કબજે કરી લેવા માટેનુ એક પણ બહાનુ સહેલાઈથી મળી શકતુ નહોતુ

**ઉમદતુલ ઉમરા ઉપર વેલેસ્લીનો પત્ર**

વેલેસ્લીની નજર આવી બાબતોમા ખાસ પહોચતી હતી ટીપૂની સાથે બીજી વારનુ યુદ્ધ શરૂ કરતી વખતે તેણે ઈ સ ૧૭૯૯ના એપ્રિલની ૨૪મીએ નવાબ ઉમદતુલ ઉમરા ઉપર એક લાંબો કાગળ લખ્યો આ કાગળમા તેના ઉપર આક્ષેપ કરવામા આવ્યો કે કર્ણાટકના જે જિલ્લાઓની આવક કંપનીને આપવા માટે તમે જુદી રાખી હતી તે જિલ્લાઓ તમારા કર્જદારોને ત્યા તમે ગીરો મૂક્યા છે, તમારી આર્થિક સ્થિતિ ખરાબ છે, અને ભવિષ્યમા કંપનીની રકમ અદા કરવામા મુશ્કેલી આવવાનો સંભવ છે આ જ કાગળમા વેલેસ્લીએ કબૂલ કર્યું હતુ કે નવાબે સમયસર કંપનીની રકમ અદા કરી છે છતા પણ આ ભાવિ મુશ્કેલીને બહાને નવાબને સલાહ આપવામા આવી કે ઓછામા ઓછુ જ્યા સુધી ટીપૂ તથા કંપની વચ્ચે યુદ્ધ જારી રહે ત્યા સુધી તમારી સલતનત તથા મહેસૂલની બધી વ્યવસ્થા તમારે કંપનીને સોંપી દેવી

હૈદરઅલી તથા ટીપૂ સાથે અંગ્રેજોએ યુદ્ધો કર્યાં તેમા નવાબ મોહમ્મદઅલીએ કાયમ અંગ્રેજોને જ મદદ આપી હતી ઈ સ ૧૭૯૨ના મ્હૈસૂર યુદ્ધ પછી એકાદ સંધિમા એવુ વાક્ય પણ લખવામા આવ્યુ હતુ કે ભવિષ્યમા જો કર્ણાટક કે તેની આસપાસ યુદ્ધ થાય તો એ યુદ્ધની સફળતા માટે કર્ણાટકનો જે ભાગ જરૂરી જણાય તે ભાગ થોડા કાળ માટે કબજે કરવાનો કંપનીનો અધિકાર રહેશે આ સંધિ ઉપર નવાબે સહી કરી નહોતી, બલ્કે વેલેસ્લીએ પોતાના પત્રમા સ્પષ્ટતાથી જણાવ્યુ છે કે મોહમ્મદઅલી તથા તેનો પુત્ર ઉમદતુલ ઉમરા બંને આ કલમના સખત વિરોધી હતા છતા પણ આ વખતની માગણીને ન્યાયી ઠરાવવાને માટે વેલેસ્લીએ પોતાની માગણીના સમર્થનમા આ કલમનો પુરાવો આપ્યો

નવાબ ઉમદતુલ ઉમરા સમજી ગયો કે આ બહાને વેલેસ્લી કર્ણાટકના એક મોટા ભાગને બ્રિટિશ સામ્રાજ્યમા ભેળવી દેવા માગે છે વેલેસ્લીના પત્રમા ધમકીઓ પણ ઘણી હતી છતા એટલી સરળતાથી પોતાના પિતાનુ મળેલુ રાજ્ય છોડવા ઉમદતુલ ઉમરા તૈયાર ન થયો. દરમિયાન સુલતાન

ટીપૂ મગણુ પામ્યો અને શ્રીરંગપટ્ટણ અંગ્રેજોના હાથમા આવ્યુ જે સેનાના ખર્ચ પેટે ઉમદતુલ ઉમરા દર વર્ગે કંપનીને નવ લાખ રૂપિયા આપતો હતો તે સેના પણ આ વિજયમા સામેલ હતી શ્રીરંગપટ્ટણના વિજય પછી નવાબે હિંમત કરીને ઇ સ ૧૭૯૯ ના મે માસની ૧૩ મી તારીખે એક વિનયભરેલો છતા ગંભીર પત્ર વેલેસ્લીને લખ્યો

**ઉમદતુલ ઉમરાનો જવાબ**

નવાબે લખ્યુ —

' મારી સ્થિતિ ખરાબ કે કમજોર છે એવો અભિપ્રાય તમે કેઈ બાબતો ઉપરથી બાંધી લીધો છે એ હુ સમજી શકતો નથી, તેમ સમજવાની જરૂર પણ જોતો નથી ઓછામા ઓછુ હુ મારા વચનોને સમયસર પૂરા કરી શકુ એટલો તો મારો કારભાર જરૂર સારી રીતે ચાલ્યો છે, એ જાણવુ જ મારે માટે જરૂરી છે × × ×

' હુ આપને તદ્દન સ્પષ્ટ શબ્દોમા અને એક રાજાના વચન તથા વફાદારીથી ખાતરી આપવા માગુ છુ કે ઈ સ ૧૭૮૨ની સંધિ અનુસાર ( આપની રકમ અદા કરવા માટે ) જે જિલ્લાઓ અનામત રાખવામા આવ્યા છે તેમાની એક ફૂટ જેટલી જમીન પણ કોઈ રીતે, મે જાતે કે બીજાની મારફત કોઈ પણ શખ્સના નામે લખી આપી નથી તેમ મારી જાણ મુજબ બીજા કોઈએ પણ રાખી નથી આ રીતે સ્પષ્ટ શબ્દોમા આ જાહેરાત કર્યા પછી હુ ઉમેદ કરુ છુ કે મારે વધારે કશુ કહેવાની જરૂર નથી ''

પોતાના પિતાની મરતી વખતની આજ્ઞાનો પુરાવો આપીને નવાબે વેલેસ્લીને લખી જણાવ્યુ કે પાછલી સંધિઓને તોડીને કોઈ નવી સંધિ હુ હરગિજ મંજૂર કરવાનો નથી, કારણકે એમ કરવુ એ ' એ દીન અને ઈમાનની વિરુદ્ધ ' છે

ત્યાર પછી તાજા મેળવેલા વિજય માટે વેલેસ્લીને અભિનંદન આપતા નવાબે લખ્યુ કે હૈદરઅલીએ કર્ણાટકનો કેટલોક મુલક છીનવી લીધો હતો, તે હવે ટીપૂ પાસેથી અંગ્રેજોએ જીતી લીધો હોવાથી કર્ણાટકને એ પાછો આપવો ઘટે હૈદરઅલીની સાથે સંધિ કરતી વખતે અંગ્રેજોએ જ જે મુલક કર્ણાટકના નવાબ પાસેથી લઈને હૈદરને આપ્યો હતો તે જ આ મુલક હતો પત્રના અંતમા નવાબે વેલેસ્લીને વિનંતિ કરી હતી કે આ યુદ્ધમા કર્ણાટકની સહાયકારી સેનાએ પણ ભાગ લીધો હોવાથી ન્યાયની દૃષ્ટિએ ટીપૂ પાસેથી

જે મુલક કંપનીને મળ્યો છે તેમાંનો થોડોક ભાગ આ સેનાના ખર્ચ પેટે કર્ણાટકને પણ મળવો જોઈએ.

નિઃસંદેહ નવાબ ઉમદતુલ ઉમરાનો જવાબ અને તેની માગણીઓ વાજબી હતાં, પરંતુ આ વાજબીપણાનો સ્વીકાર કંપની માટે લાભદાયક નહોતો. વેલેસ્લી સમજી ગયો કે આ રીતે કર્ણાટક ઉપર અધિકાર મેળવવો અસંભવિત છે. આથી તેણે નવાબના આ પત્રનો જવાબ આપવાની તસ્દી પણ લીધી નહિ.

**રાજ્ય છીનવી લેવાનો ઇંગ્લાંડથી આદેશ**

ઈંગ્લાંડના શાસકો પણ હવે કર્ણાટકની સ્વાધીનતાનો અંત આણવા અધીરા બન્યા હતા. ઈ. સ. ૧૭૯૯ના માર્ચની ૨૧ મીએ ભારતમંત્રી ડંડાસે વેલેસ્લી ઉપર એક કાગળ લખ્યો જે પાંચમી ઑગસ્ટે કલકત્તે પહોંચ્યો. આ પત્રમાં ડંડાસે વેલેસ્લીને લખ્યું કે કર્ણાટકના નવાબ સાથે આપણે જે જે સંધિઓ આજ સુધી કરી છે તેથી આપણે લાચાર છીએ, છતાં પણ "યોગ્ય અવસરની પ્રતીક્ષા કરો, અને નવાબને ખુશ કરવા માટે એવા ઉપાયો યોજો કે જેથી આપણી મનની મુરાદ પૂરી થવાનો સંભવ વધે."[1]

**વેલેસ્લીની યોજના અને નવાબ ઉપર જૂઠા આક્ષેપો**

આ પત્રના જવાબમાં વેલેસ્લીએ લખ્યું:—

"હાલનો નવાબ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી આવા અવસરની આશા રાખવી વ્યર્થ છે. × × ×

"કંપનીને હમણાં જ તાંજોરની સંધિથી જે અધિકારો મળ્યા છે તેવી જાતના વિસ્તૃત અધિકારો જ્યાં સુધી આપણે નવાબની પાસેથી ન મેળવીએ ત્યાં સુધી, મારી ખાતરી છે કે એ દેશની મુશ્કેલીઓનો કાયમી ઇલાજ થઈ શકશે નહિ. હાલના નવાબના મૃત્યુ પછી તેના ઉત્તરાધિકારી પાસે આ જાતની સંધિ સહેલાઈથી થઈ શકે એવો સંભવ છે. (કંપની સિવાય કોઈ એક નામધારી નવાબને કર્ણાટકની ગાદી ઉપર રાખવા દેવાનું આપણને જો યોગ્ય લાગે તો.) × × × હાલના નવાબના મૃત્યુ પછી નવાબી કોને આપવી એ પ્રશ્નનો નિકાલ ત્યારે કંપનીને માથે રહેશે. મારો એવો અભિપ્રાય છે કે જેને આજે નવાબ ઉમદતુલ ઉમરાનો પુત્ર માનવામાં આવે છે તેને ગાદી

[1] Right Honorable Henry Dundas to Earl of Mornigton, 21st March, 1799.

ઉપર બેસાડવામા આવે, અને હમણાં જ જે જાતની સધિ તાન્જોરના રાજા સાથે કરવામા આવી છે એવા પ્રકારની સધિ તેની સાથે કરવામા આવે, એ વધારે યોગ્ય છે તોપણ વાલાજાહ અને ઉમદતુલ ઉમરાના વશજોની જીવિકા માટે યોગ્ય પ્રબધ કરીને, નામ તથા કામ બનેની દૃષ્ટિથી કર્ણાટક ઉપર કપનીની સત્તા ચાલુ કરવી એ વધારે યોગ્ય છે કે કેમ એનો નિર્ણય વહેલામા વહેલી તકે કરી લેવો વધારે ઉચિત છે "[૨]

પરતુ દુનિયાને છેતરવા માટે કઈક બહાનુ શોધવાની જરૂર હતી આથી વેલેસ્લીએ આ પત્રમા જણાવ્યુ —

"શ્રીરગપટ્ટણ જીતી લીધા પછી પરલોકવાસી ટીપૂ સુલતાનના જે કાગળો અમારા હાથમા આવ્યા છે તેના ઉપરથી એ વાતના અમને પ્રામાણિક અને જેને માટે શકા ન ઉઠાવી શકાય એવા પુરાવા મળ્યા છે કે આગલા નવાબ વાલાજાહે પોતાની જિદગીના આખરી

૨ "I am thoroughly convinced, that no effectual remedy can ever be applied to the evils which afflict that country, without obtaining from the Nabob powers at least as extensive as those vested in the Company by the late treaty of Tanjore At the death of the present Nabob, such a treaty might easily be obtained from his successor, (if after that event it should be thought advisable to admit any nominal sovereign of the Carnatic, excepting the Company) . the whole question of the succession will therefore be completely open to the decision of the Company, upon the decease of the present Nabob The inclination of my opinion is, that the most advisable settlement, would be, to place Omdatul Omra's supposed son on the Musnad, under a treaty similar to that which was lately concluded with the Rajah of Tanjore It will however, be expedient that you should immediately consider whether it might not be a more effectual arrangement to provide liberally for every branch of the decendents of Wallajah and Omdatul Omrah and to vest even the nominal sovereignty of the Carnatic in the Company'

દિવસોમાં હાલના નવાબ ઉમદતુલ ઉમરા મારફત ટીપૂ સુલતાન સાથે એવો પત્રવહેવાર શરૂ કર્યો હતો, કે જેના ઉપરથી બ્રિટિશ સત્તા પ્રત્યેની તેની દુશ્મનાવટ સ્પષ્ટ રીતે સાબિત થઈ શકે છે."[૬]

હવે પછીના બનાવોનું બ્યાન કરતા પહેલાં નવાબ મોહમ્મદઅલી તથા ટીપૂ વચ્ચે ચાલેલો આ ગુપ્ત પત્રવ્યવહાર કેવો હતો તે જાણી લેવું જરૂરી છે. એમ કહેવામાં આવ્યું કે જામીન તરીકે ટીપૂના જે સગીર પુત્રોને મદ્રાસ મોકલવામાં આવ્યા હતા તેમના નોકરો મારફત આ પત્રવ્યવહાર ચલાવવામાં આવ્યો હતો. અંગ્રેજોએ જ નીમેલા એક તપાસપંચે આ આક્ષેપના સમર્થનમાં કેટલાક પુરાવા પણ એકઠા કર્યા.

**વિશ્વસનીય અંગ્રેજ ઇતિહાસલેખકોનો અભિપ્રાય**

ઓછામાં ઓછા બે અંગ્રેજ ઇતિહાસલેખકોએ તો મોહમ્મદઅલી તથા ઉમદતુલ ઉમરાનું ચારિત્ર્ય, ટીપૂની સાથેનો તેમનો ત્રીશ વર્ષનો સંબંધ, તે સમયની બધી પરિસ્થિતિ, અને તપાસપંચના પુરાવાની પૂરેપૂરી આલોચના કરીને પોતાનો સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે ટીપૂ સુલતાન અને મોહમ્મદઅલીના આ "ગુપ્ત પત્રવ્યવહાર" ની બિના બિલકુલ બનાવટી અને ખોટી છે ઇતિહાસલેખક મેજર ઈવાન્સ બેલ લખે છે:—

"જે નવાબ વાલાજાહ પચાસ વરસ સુધી અંગ્રેજોનો વફાદાર દોસ્ત અને મદદગાર રહ્યો હતો, જે ત્રીશ વરસ સુધી તો હૈદરઅલી અને ટીપૂ સુલતાનની સાથે યુદ્ધમાં ઊતર્યો હતો, અને જેને નુકસાન પહોંચાડવાનો એક પણ પ્રસંગ આ બન્નેએ અને ખાસ કરીને ટીપૂ સુલતાને હાથથી જવા નહોતો દીધો, તે વાલાજાહને એકાએક પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના ત્રીશ વર્ષના જૂના શત્રુની સાથે મળી જઈને પચાસ વરસના

---

૬ ". . . the records of the late Tippu Sultan which fell into our hands after the capture of Seringapatam, have furnished me with the most authentic and indisputable evidence that the secret correspondence of a nature the most hostile to the British power, was opened with Tippu Sultan by the late Nabob Wallajah towards the close of his life, through the agency of Omdatul Omra the present Nabob."—Lord Mornington's letter to Right Hon'ble Henry Dundas, *Wellesley's despatches*, vol. ii, pp. 244-246.

પોતાના જૂના મિત્રો વિરુદ્ધ કાવતરું કરવાનું સૂઝ્યું એ હકીકત ઉપર વિશ્વાસ રાખવાની આપણી પાસેથી આશા રાખવામાં આવે છે. વળી જે વખતે જાહેર રીતે કોઈ સામનો ન થઈ શકે એટલી શક્તિ જ્યારે તેના દોસ્તોની જામી ચૂકી હતી, અને જ્યારે તેના જૂના શત્રુઓનું જોર એટલી હદે ઘટી ગયું હતું કે તેનામાં ઊઠીને ઊભા થવાની શક્તિ રહી નહોતી, એ જ સમય બરાબર પોતાને ફરી જવા માટે નવાબે પસંદ કર્યો, એ હકીકત ઉપર પણ વિશ્વાસ મૂકવાનું કહેવામાં આવે છે. વાલાજાહ અને ઉમદતુલ ઉમરા ઉપર એવો આરોપ મૂકવામાં આવ્યો છે કે લૉર્ડ કૉર્નવાલિસે ટીપૂની સાથે કરેલા યુદ્ધ પછી, ઈ. સ. ૧૭૯૨ માં જ્યારે ટીપૂ લાચારીથી પોતાનું અરધું રાજ્ય કંપનીને આપી ચૂક્યો હતો, જ્યારે યુદ્દદંડ પેટે ત્રણ કરોડ ત્રીશ લાખ રૂપિયા આપવા પડ્યા હતા, અને પોતાના બે પુત્રોને નીચું જોઈ ને બાંહેધરીમાં મદ્રાસ મોકલવા પડ્યા હતા, ત્યારે તેમણે ટીપૂની સાથે કાવતરાં રચવાનું શરૂ કર્યું. વળી એમ પણ કહેવામાં આવે છે કે પોતાના વિજયી દોસ્તો અને મદદગારોની વિરુદ્ધ પોતાના પરાજિત શત્રુની સાથે મળી જઈ ને આ નવાબોએ જે કાવતરું રચ્યું તે કામ ટીપૂના શાહજાદાઓની સંભાળ માટે જે નોકરો મોકલવામાં આવ્યા હતા તે બે નોકરો મારફત કરવામાં આવ્યું.

"આ જાતના કાવતરાની વાર્તા અત્યંત અસંગત જણાય છે. છતાં પણ જો એના પૂરતા પુરાવા મળતા હોત તો તેના ઉપર વિશ્વાસ રાખવો પડત. પણ વિશ્વાસયોગ્ય એવો એક પણ પુરાવો રજૂ કરવામાં આવ્યો નથી. એટલું જ નહિ, પણ ગુલામઅલી અને અલીરઝા નામના ટીપૂ સુલતાનના બે વકીલોએ મદ્રાસથી લખેલા અને શ્રીરંગપટ્ટણમાં હાથ આવેલા અહેવાલોમાં તથા તપાસપંચ સમક્ષ આપેલી જુબાનીમાં તેમણે જે જે વાતો કહી છે તે બધી જો સાચી માનવામાં આવે તોપણ એના ઉપરથી કોઈ પણ જાતનું કાવતરું કર્યાનું પુરવાર થતું નથી. તપાસપંચે છૂપું કાવતરું કર્યાના તથા અંગ્રેજો પ્રત્યે દુશ્મનાવટના ઇરાદા કર્યાના અનેક પુરાવા વાલાજાહ અને તેના મોટા પુત્રની વિરુદ્ધ એકઠા કર્યા. આ બધા પુરાવાને પણ જો સાચા માનવામાં આવે તોપણ એ એટલા બધા તુચ્છ છે કે જો લૉર્ડ વેલેસ્લીના મનમાં કર્ણાટકનું શાસન પોતાના હાથમાં લઈ લેવા માટે

હરકોઈ બહાનું શોધવાની પ્રબળ ઉત્કંઠા ન હોત—અને આપણે લોર્ડ વેલેસ્લીના અગાઉના પ્રયત્નો ઉપરથી જાણીએ છીએ કે તેનામાં આ ઉત્કંઠા પ્રબળ હતી—તો અમને આશ્ચર્ય થાત કે તેણે આ ગપ્પા અને અંદાજી હકીકતોના ઢગલાને પોતાની કચરાની ટોપલીમાં કેમ ફેંકી ન દીધા."૪

---

૪ "We are called upon to believe that the Nawab Wallajah, in his old age, after fifty years of faithful alliance and friendship with the English, and thirty years of almost incessant warfare with Hyder Ali and Tipoo Sultan—both of whom, and especially the latter, had seized every opportunity of injuring him and of loading him with insults,—suddenly took it into his head to conspire against his friends of half a century, *and to league with his enemies of thirty years.* And we are called upon to believe that the time chosen for this sudden change of policy was just when the power of his friends was apparently established without a competitor, and when the power of his old enemy had fallen to nothing, beneath *all hope of recovery.* Wallajah and Omdatul Omrah are accused of having begun their hostile intrigues with Tipoo in 1792, after Lord Cornwallis' campaign, when he had been compelled to cede half his dominions, to pay three crores and thirty lacs of rupees as a war indemnity, and to submit to the humiliating condition of sending two of his sons as hostages to Madras. And it is with two of Tippu's officials who were sent to Madras in attendance on these young Princes, that the Nawabs are accused of having concerted and carried on this desperate conspiracy with their discomfited foe against their triumphant friends and allies.

"Extravagantly improbable as such a *tale of conspiracy* must appear, we should of course be bound to believe it if a sufficiency of evidence were produced. But not only is there no trustworthy evidence brought forward, but if every statement made by Ghulam Ali and Ali Raza, Tipu Sultan's

ઇતિહાસલેખક જેમ્સ મિલે આથી પણ વધારે યોગ્યતા, નિષ્પક્ષતા અને પરિશ્રમપૂર્વક આ આખા બનાવનુ વિવેચન કર્યું છે અને અંતે સાબિત કર્યું છે કે કર્ણાટકના નવાબો પર મૂકવામા આવેલ આક્ષેપ બિલકુલ જૂઠો હતો [૫]

નવાબ ઉમદતુલ ઉમરા જ્યા સુધી જીવતો હતો ત્યા સુધી વેલેસલીએ કદી પણ તેની સમક્ષ આ 'ગુપ્ત પત્રવ્યવહાર' ની હકીકત રજૂ કરી નહોતી, તેમ એની ખબર પણ તેને થવા દીધી નહોતી વેલેસ્લી હવે પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે ઉમદતુલ ઉમરાના મૃત્યુની પ્રતીક્ષા કરવા લાગ્યો

**નવાબનું મૃત્યુ અને અંગ્રેજોનો સુઅવસર**

કર્ણાટકનો નવાબ મરણોન્મુખ થવાના ખબર ઈ સ ૧૮૦૧ના જુલાઈની શરૂઆતમા મળ્યા વૃદ્ધ નવાબ આ વખતે ચિપૌકના મહેલમા હતો ૧૮૦૧ ના જુલાઈની ૫ મી તારીખે કર્નલ મેકનીલ કંપનીની સેના સહિત મહેલ તરફ આગળ વધ્યો, અને નવાબના મૃત્યુ પછી રાજ્યમા લડાઈઝઘડા થવાનો ડર છે, તથા શાંતિ અને વ્યવસ્થા સાચવવાની જરૂર છે, એમ કહીને તેણે મહેલને ચારે બાજુથી ઘેરી લીધો નવાબના જ ખરચે નવાબના મુલકમા જે સેના રાખવામા આવી હતી તે જ આ સેના હતી જ્યારે આ સેના મહેલમા ઘૂસવા માગતી હતી, અને જ્યારે એના ખબર મૃત્યુશય્યા પર પડેલા નવાબને કાને પહોચ્યા ત્યારે તે ચોકી ગયો અને પાસે ઊભેલા

---

Vakils, both in their written reports from Madras found among the records at Seringapatam, and in their depositions before the Commission of enquiry, were to be accepted as truth, it would amount to nothing. The proofs of dark designs and hostile intentions on the part of Wallajah and his eldest son, which were collected by the Commission of enquiry, are really so frivolous, even if considered as true, that but for the strong bias towards any conclusion affording a pretext for assuming the administration of the Carnatic, which we know from his previous endeavours in that direction actuated Lord Wellesley, we should be surprised that he did not throw the whole mass of gossip and guess-work into his waste-paper basket"—*The Empire of India* by Major Evans Bell, pp 107, 108

૫ Mill's *History of British India* vol, vi, pp 217 244

એક અંગ્રેજ અમલદારને કરગરીને તેણે કહ્યું: " મહેલમાં ઘૂસીને મારી પ્રજા સમક્ષ મને હલકો પાડો નહિ." ૫મી જુલાઈથી ૧૫મી જુલાઈ સુધી કંપનીની સેનાએ મહેલને ઘેરી રાખ્યો. ૧૫મી જુલાઈએ નવાબ ઉમદતુલ ઉમરા મરણ પામ્યો. અંત સુધી અંગ્રેજ અમલદારો વૃદ્ધ નવાબની પડખે રહ્યા રહ્યા મૈત્રીનું આશ્વાસન આપ્યા કરતા હતા. નવાબનો પુત્ર શાહજાદો અલીહુસેન પણ એ જ મહેલમાં હતો. જે દિવસે ઉમદતુલ ઉમરાએ પોતાનો દેહ છોડ્યો તે જ દિવસે કર્ણાટકની ગાદીના વારસ શાહજાદા અલીહુસેનને જબરદસ્તીથી તેના ઓરડામાંથી અંગ્રેજોએ બહાર કાઢ્યો, અને તેને એકાએક સૂચવ્યું કે તમારા પિતા તથા દાદાએ અંગ્રેજો વિરુદ્ધ હૈદર અને ટીપૂ સાથે ગુપ્ત પત્રવ્યવહાર કર્યો હતો, આથી તમે તો આ બાબત બિલકુલ જાણતા નથી છતાં, ગવર્નર જનરલનો હુકમ છે કે તમારે પિતાની ગાદી ઉપર બેસવાને બદલે પ્રજાના એક સાધારણ આદમી તરીકે બાકીનું જીવન વ્યતીત કરવું. શાહજાદાને ધમકાવીને તાંજોરની સંધિ જેવી એક સંધિ ઉપર સહી કરવાનું પણ કહેવામાં આવ્યું. જે તંબૂમાં શાહજાદો તથા અંગ્રેજ અમલદારો વચ્ચે આ વાટાઘાટ ચાલતી હતી તેની બહાર કંપનીના સિપાઈઓ નાગી તલવારે પહેરો ભરતા હતા છતાં પણ શાહજાદાએ આ સંધિનો સ્વીકાર ન કર્યો.

**કર્ણાટકની નવાબીનો અંત**

આથી અલીહુસેનને પડતો મૂકીને અને બીજા પણ કેટલાક હકદારોના હક ડુબાવીને અલીહુસેનના એક બહુ દૂરના સંબંધી આઝમુદ્દૌલા સાથે અંગ્રેજોએ ત્યાં ને ત્યાં જ વાટાઘાટ શરૂ કરી. તેણે અંગ્રેજોની માગણી સ્વીકારી લીધી. ઈ.સ. ૧૮૦૧ના જુલાઈની ૨૮મીએ આઝમુદ્દૌલાને કર્ણાટકની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. અંગ્રેજોની મોંમાગી સંધિ ઉપર તેણે સહી કરી આપી. આ સંધિ અનુસાર કર્ણાટકનું આખું રાજ્ય કંપનીના હાથમાં આવ્યું, અને આઝમુદ્દૌલા તો માત્ર રાજધાની આર્કોટ તથા ચિપૌકના મહેલનો નવાબ બની રહ્યો!

**શાહજાદા અલીહુસેનનું ખૂન**

નવા નવાબને ચિપૌકના મહેલમાં રાખવામાં આવ્યો. એ જ મહેલમાં શાહજાદા અલીહુસેન તથા તેની વિધવા માતાને પણ કેદ કરવામાં આવ્યાં. શાહજાદાએ અંગ્રેજોને અનેક વાર પ્રાર્થના કરી કે પોતાને અહીંથી કોઈ બીજી જગાએ ફેરવવામાં આવે, નહિ તો નવો નવાબ પોતાનો કોઈ ઉપાયે ઘાટ ઘડી નાખશે એવો પોતાને ડર છે. પરંતુ કશું ધ્યાન આપવામાં આવ્યું

નહિ કહેવાય છે કે થોડા દિવસોમાં જ શાહજાદો અલીહુસેન મૃત્યુ પામ્યો આ જ રોગને લીધે આજથી છત્રીશ વર્ષ ઉપર લોર્ડ ક્લાઈવના જમાનામાં મુર્શિદાબાદના નવાબ નજમુદ્દૌલાનું મૃત્યુ થયું હતું. ઈ સ ૧૮૦૮ ના મે માસની ૧૭ મી તારીખે પાર્લામેંટ સમક્ષ શાહજાદા અલીહુસેનના મૃત્યુ સમયે ભાષણ કરતા સર ટોમસ ટર્ટને કહ્યું હતું કે "મારી ખાતરી છે કે આમાં કઈક ચોક્કસ દગો હતો "[૬]

પૂર્વવત કર્ણાટકની બધી હકીકત પાર્લામેંટ સમક્ષ રજૂ કરવામાં આવી, વેલેસ્લીની વિરુદ્ધ અને નવાબના પક્ષમાં જોરદાર ભાષણો કરવામાં આવ્યા એક વક્તાએ ટીપૂ અને મોહમ્મદઅલીના કાવતરાનો ઉલ્લેખ કરી કહ્યું કે "સ્વાભાવિક રીતે વિશ્વાસ રાખનાર પ્રજાને દગો દેવાનો આનાથી વધારે બીભત્સ પ્રયત્ન મે કદી સાંભળ્યો નથી" છતાં આખરે આ ખુલી લૂટના સંબંધમાં વેલેસ્લીની પ્રશંસા કરતો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો

**ભારતમાં કંપનીની નીતિ**

વિંડહેમ નામના એક સભ્યે એ સમયે તદ્દન સાચુ કહ્યું કે—

"× × × ડો. સ્વીફ્ટે એક લૂટારા માટે કાવ્ય લખ્યુ હતુ ઇસ્ટ ઇંડિયા કંપનીની નીતિ જોઈ ને મને આ કાવ્યની છેલ્લી પંક્તિઓ યાદ આવે છે આ પંક્તિઓનો અર્થ એવો છે કે 'જે માણસની મરજી પડે તે પોતાની નજીકના માણસને લૂટી શકે છે ' × × × આપણી સમક્ષ માર્ગદર્શક સિદ્ધાંત બહુ સ્પષ્ટ છે કે ભારતવાસીઓના કોઈ હકો છે નહિ, આપણી કોઈ ફરજો છે નહિ, આપણે એ બધાના બાદશાહ છીએ, અને આપણે જે ફેસલો આપીએ તે યોગ્ય છે "[૭]

૬ " something unfair in this transaction he believed there was "—Sir Thomas Turton before British Parliament, 17th May, 1808

૭ " the policy of the East India Company in India, reminded him of the last line of a song, written by Dr Swift for a high way man, 'every man round may rob if he pleases,' the principle by which we were to be guided, was that the natives of India had no right, that we had no duties, and that all was to depend upon the decision of our Majesties "—Mr Windham before the British Parliament

# પ્રકરણ ઓગણીશમું

## સૂરતની નવાબીનો અંત

**સૂરતમાં અંગ્રેજોની પહેલી કોઠી**

હિંદુસ્તાનમાં સૌથી પહેલી કોઠી અંગ્રેજોએ સૂરતમાં સ્થાપી. શરૂઆતના દિવસોમાં અંગ્રેજ વેપારીઓ સૂરતના રહેવાસીઓને કેમ હેરાન કરતા હતા, કેમ છેતરતા હતા તથા કેમ લૂટતા હતા તેનું સવિસ્તર વર્ણન પાદરી એંડરસને 'ધી ઇંગ્લિશ ઇન વેસ્ટર્ન ઇંડિયા' નામના પુસ્તકમાં આપ્યું છે.

**નવાબ સાથે પહેલી સંધિ**

એ દિવસોમાં સૂરતમાં એક મુસલમાન નવાબનું શાસન ચાલતું હતું; આ નવાબ દિલ્હીના સમ્રાટને આધીન હતો. ઈ.સ. ૧૭૫૯માં સૂરતના નવાબ સાથે કંઈક ઝઘડો થવાથી અંગ્રેજોએ સૂરતના કિલ્લા ઉપર હુમલો કર્યો, અને ત્યારથી ત્યાં અંગ્રેજોનો રાજનૈતિક પ્રભાવ શરૂ થયો. સ્ટેવોરિનસ નામનો એક ડચ મુસાફર લખે છે કે જ્યારે અંગ્રેજો કિલ્લા ઉપર હુમલો કરે ત્યારે પાછળથી તેમના ઉપર બીજો કોઈ હુમલો ન કરે એવો પ્રબંધ કરવા ખાતર કિલ્લાના એક સિદી અમલદારને અંગ્રેજોએ લાંચ આપી હતી, તથા ડચ લોકોની કોઠીના અમલદારને પણ અંગ્રેજો વિરુદ્ધ નવાબને મદદ ન કરે એ માટે લાંચ આપવામાં આવી હતી[1] આખરે નવાબ તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ અંગ્રેજ વેપારીઓને કેટલીક સગવડો મળી, અને તેમણે હવે પછી સૂરતના શાસનમાં દખલ ન કરવાની કબૂલાત આપી. પણ વાસ્તવિક રીતે તો આ સમયથી જ સૂરતના નવાબ ઉપર અંગ્રેજોનો પ્રભાવ વધવા લાગ્યો, *અને નવાબ ધીરે ધીરે અંગ્રેજોના હાથનું રમકડું બની ગયો.*

**દોઅમલી હકૂમત**

આ દોઅમલી હકૂમત ચાળીશ વર્ષ સુધી ચાલી આ દોઅમલીનું વર્ણન

1 *Bombay Gazetteer, Surat vol*, p. 127 foot note

કરતાં ઈ. સ ૧૭૭૭ માં પારસન્સ નામનો એક લેખક લખે છે.—

"જો ફ્રેંચ લોકો, પોર્ટુગીઝો કે ડચ લોકો કરની બાબતમાં કંઈ મુક્તિ મેળવવા માગે કે કોઈ નવી સગવડ માગે, અને જો અગ્રેજ મુખી તેમની આ ઇચ્છા પૂરી થાય એવું ન ઇચ્છતો હોય તો તે તેમને નવાબની પાસે મોકલી આપે છે, અને તેમની વિનંતિનો શો જવાબ આપવો તે પણ સાથોસાથ કહેવરાવે છે. × × × એ બધા આ તમાશાને પૂરી રીતે સમજે છે"

સ્ટૈવોરિનસ લખે છે —

"બધાના કાયદા અગ્રેજો ઘડે છે, તેમની ખાસ રજા સિવાય યુરોપિયનો કશું કરી શકતા નથી, તેમ જ હિંદીઓ પણ કશું કરી શકતા નથી આ બાબતમા શહેરના નવાબમા અને એક સાધારણ શહેરીમા કશો તફાવત નથી જોકે ઉપર ઉપરથી અગ્રેજો નવાબ પ્રત્યે આદર દર્શાવે છે, અને નવાબ પોતાને આધીન છે એમ કદી ખુલ્લી રીતે તેઓ કબૂલ કરતા નથી, છતાં નવાબને અગ્રેજોના હુકમો માનવા પડે છે."

ઈ સ. ૧૭૫૯ થી ૧૭૯૯ સુધી ચાર નવાબોના શાસનકાળ દરમિયાન આ દોઅમલી ચાલુ હતી માર્કિવસ વેલેસ્લીએ હવે એનો અત આણવાનો નિશ્ચય કર્યો.

**અંગ્રેજો ધન અને સગવડો મેળવે છે**

પોતાને ત્યાના 'શાસનપ્રબધમા સુધારા' કરવા માટે નવાબને લખવામાં આવ્યુ. આ શાસનસુધારાનો અર્થ એ હતો કે પોતાની સેનાને રજા આપવી, કપનીની સેનાની ત્રણ પલટન પોતાના રાજ્યમા રાખવી અને એ સેનાના ખર્ચ પેટે દર વરસે કપનીને પૈસા આપવા. નવાબે વેલેસ્લીની આ માગણી સ્વીકારવાની ના પાડી તેનો એક વિરોધ એ હતો કે કંપનીની આ માગણી ઈસ ૧૭૫૯ની સધિની વિરુદ્ધ છે પરતુ જ્યારે નવાબ ઉપર દબાણ લાવવામા આવ્યુ ત્યારે તેણે સમાધાની કરી લીધી આ સમાધાની મુજબ કપનીને દર વરસે એક લાખ રૂપિયા આપવાનુ તથા ત્રીશ હજાર રૂપિયાની વાર્ષિક બીજી સગવડો કરી આપવાનુ તેણે કબૂલ કર્યું હતું. હજી તો આ નવી સધિ ઉપર સહી પણ નહોતી થઈ ત્યા ઈ સ ૧૭૯૯ ના જાનેવારીની ૮મીએ નવાબ મરણ પામ્યો, નવાબને એક ધાવણો બાળક હતો એ પણ પિતાના મૃત્યુ પછી એક મહિનામા જ મરણ પામ્યો. આથી

આ બાળકનો કાકો નસીરદ્દીન સુરતની મસનદ ઉપર બેઠો.

એક લાખ રૂપિયા દર વરસે કંપનીને આપવા સંબંધે જે હજી હમણાં જ બંને પક્ષો વચ્ચે નક્કી કરવામાં આવ્યું હતું તેમાં હવે વધારો કરવા માટે નસીરુદ્દીન ઉપર દબાણ લાવવામાં આવ્યુ. નસીરુદ્દીને પોતાની આર્થિક મુશ્કેલીઓ બતાવીને માફી માગી, અને વાર્ષિક એક લાખ રૂપિયા આપવાની કબૂલાત આપી. ઈ. સ. ૧૭૯૯ ના ઑગસ્ટની ૨૮ મી એ સુરતની અંગ્રેજી કોઠીના મુખી સિટોને મુંબઈના ગવર્નરને લખ્યું:—

"મેં કશી કચાશ રાખી નથી; નવાબ ઉપર પૂરતું દબાણ લાવી ચૂક્યો છું. મને હવે ખાતરી છે કે નવાબની આથી વધારે આપવાની ગુંજાશ નથી. નહિ તો મને વિશ્વાસ છે કે તે વધારે પૈસા આપ્યા વગર રહેત નહિ."

**નવાબીનો નાશ કરવાનો ઇરાદો**

વેલેસ્લીને આ હકીકત જણાવવામાં આવી જવાબમાં ઈ.સ. ૧૮૦૦ ના ફેબ્રુઆરીની ૧૮ મીએ ગવર્નર જનરલ વેલેસ્લીએ મુંબઈના ગવર્નરને એક ખાનગી કાગળ લખ્યો:—

"સુરતની આવકમાંથી જે પેન્શન કંપની નવાબને તથા તેના કુટુંબને પોષવા માટે આપે તેનો જ્યાં સુધી નવાબ સ્વીકાર કરે નહિ, અને તેના બદલામાં સુરતની દીવાની તથા ફોજદારીના બધા અધિકારો તથા બધી મહેસૂલ કંપનીના હાથમાં રાજીખુશીથી સોંપે નહિ, ત્યાં સુધી નસીરુદ્દીનનો નવાબ તરીકે સ્વીકાર ન કરવાનો મેં પાકો નિર્ણય કરી લીધો છે."[૨]

આ પછી વીશ દિવસે લગભગ આ જ શરતોવાળી સંધિનો એક મુસદ્દો તૈયાર કરીને વેલેસ્લીએ મુંબઈના ગવર્નર ઉપર મોકલી આપ્યો. સાથોસાથ તેણે ગવર્નરને હુકમ કર્યો કે તમે હિંદી પાયદળ સિપાઈઓની બે નવી પલટનો તમારે ત્યાં વધારો, નવી સંધિ ઉપર નવાબ નસીરુદ્દીનની સહી લેવા જાતે સુરત જાઓ અને તમે સુરત પહોંચો એ પહેલાં ગોરા તોપખાનાની એક કંપની, ગોરા પાયદળની બે કંપનીઓ અને હિંદી પાયદળની એક પૂરી પલટન સુરત મોકલી આપો.

૨ *Wellesley's Despatches*, vol. ii, pp. 222, 223.

**મુલક વગરની નવાબી**

આખરે નસીરુદ્દીનને વેલેસ્લીની ઇચ્છાને માન આપવું પડયું. નવાબે ઈ. સ. ૧૮૦૦ના મેની ૧૩મી તારીખે નવી સધિ ઉપર સહી કરી આપી, અને કાયમને માટે પોતાના પિતાના રાજ્ય ઉપરથી હક્ક ઉઠાવી લીધો. દિલ્હીના દૂર પડેલા મુગલ સમ્રાટમાં પોતાના અધીન નવાબનું રક્ષણ કરવાની શક્તિ રહી નહોતી. નવાબનું રાજપાટ છીનવી લીધા પછી પણ તેને મુલક વગરનો નવાબ બનાવવાની જરૂર જણાઈ. જે દિવસે નસીરુદ્દીને નવા સધિ-પત્ર ઉપર સહી કરી એને બીજે જ દિવસે તેનો ઠાઠમાઠથી નવાબની ગાદી ઉપર અભિષેક કરવામાં આવ્યો, અને અંગ્રેજ સરકારે તેનો નવાબ તરીકે સ્વીકાર કર્યો! સંધિપત્રની શરૂઆતમાં લખવામાં આવ્યું કે "માનનીય અંગ્રેજ કંપની તથા નવાબ નસીરુદ્દીનખાં વગેરે વચ્ચે જે દોસ્તી મોજૂદ હતી તેને આ સધિ દ્વારા વધારે મજબૂત અને પાકી કરવામાં આવે છે."

ઇતિહાસલેખક મિલે સૂરતના નિર્બળ નવાબને થયેલ અન્યાયનો તથા વેલેસ્લીનું જૂઠાણું તથા બેવફાઈનો નિષ્પક્ષપણે સ્વીકાર કર્યો છે.[3]

3 *History of British India*, by Mill vol vi, pp 208-211.

અગ્રેજોને શરમાવુ ન પડે "[૧]

**હેસ્ટિંગ્સની કબૂલાત**

વૉરન હેસ્ટિંગ્સે પાર્લામેંટ સમક્ષ પોતાની ઉપરના આરોપોનો જવાબ આપતી વખતે, અને અમે અગાઉ વર્ણવ્યા પ્રમાણે નાના ફડનવીસ, હૈદરઅલી અને નિઝામઅલીની સધિનો નિર્દેશ કરતી વખતે, અભિમાનપૂર્વક નીચે પ્રમાણે કહ્યુ હતુ —

"મહાન ભારતીય સઘના એક સભ્યને (નિઝામને) બરાબર યોગ્ય અવસરે તેનો કેટલોક મુલક પાછો આપીને તે સંઘમાથી મે ફોડ્યો, (મૂધોજી ભોસલે) સાથે ગુપ્ત પત્રવ્યવહાર ચાલુ રાખીને તેને આપણો મિત્ર બનાવ્યો, ને ત્રીજાને (માધોજી સિધિયા) બીજા કાર્યોમા રોકી રાખીને તથા તેની સાથે પત્રવ્યવહાર કરીને તેને ભૂલાવામા નાખ્યો, અને સુલેહ કરવામા તેનો એક સાધન તરીકે ઉપયોગ કર્યો "[૨]

**મરાઠાના નાશમાં વેલેસ્લીનો હિસ્સો**

મરાઠાની સત્તાનો નાશ કરવાના કાર્યમા માર્કિવસ વેલેસ્લી તથા તેના ભાઈ આર્થર વેલેસ્લીએ સૌથી વધારે ભાગ લીધો આ આર્થર વેલેસ્લી પાછળથી ડ્યૂક ઑફ વેલિંગ્ટનના નામથી મશહૂર થયો આ બન્ને ભાઈઓના 'સરકારી' તથા 'ખાનગી' કાગળો મરાઠાના નાશ માટે કરેલા પ્રયત્નોથી ભરપૂર છે

જ્યારે માર્કિવસ વેલેસ્લી ભારત આવ્યો ત્યારે રાઘોબાનો પુત્ર બાજી

---

૧ "We now arrived at the Marhatta Raj, which is closely coupled with the earlier days of the British However fairly told, there is much for the English to be ashamed of in this period"—Sir Frederick Lely in his *History as Taught in Indian Schools*

૨ "I won one member (the Nizam) of the Great Indian Confederacy from it by an act of seasonable restitution, with another (Moodaji Bhonsle) I maintained a secret intercourse and converted him into a friend, a third (Madhoji Scindhia) I drew off by diversion and negotiation, and employed him as the instrument of peace"- Warren Hastings before the British Parliament

રાવ પેશવાની ગાદી ઉપર હતો, નાના ફડનવીસ કેદમાં હતો, કર્નલ પામર પૂનાના દરબારમાં રેસિડન્ટ તરીકે કામ કરતો હતો, ને ગ્વાલિયરની ગાદીએ માધોજી સિંધિયાનો પુત્ર દૌલતરાવ સિંધિયા હતો

**હોળકરના વંશમાં અધડા**

ઈ. સ ૧૭૯૭ના ઑગસ્ટની ૧૫ મીએ તુકોજી હોળકર મરણ પામ્યો. કાશીરાવ અને મલ્હારરાવ નામના તેને બે પુત્રો હતા, અને જસવંતરાવ તથા વિઠોજી નામના બે દાસીપુત્રો હતા. મોટો દીકરો કાશીરાવ ગાદીનો ખરો અધિકારી હતો જસવંતરાવ અને વિઠોજીએ મલ્હારરાવનો પક્ષ લીધો; દૌલતરાવ સિંધિયાએ કાશીરાવને મદદ આપી અને સિંધિયાની સેનાની મદદથી મલ્હારરાવ મરાયો, કાશીરાવ ગાદી ઉપર બેઠો, જસવંતરાવ નાગપુર નાસી ગયો અને વિઠોજી કોલ્હાપુર ગયો. આ રીતે હોળકરના વંશ ઉપર દૌલતરાવ સિંધિયાનો પ્રભાવ જામ્યો

**દૌલતરાવના પ્રયત્નો**

મહારાજા દૌલતરાવ સિંધિયા યોગ્ય, વીર અને સમજુ હતો. તેના પિતા માધોજી સિંધિયાને અંગ્રેજોએ દગો દીધો હતો તેનાથી તે સુપરિચિત હતો વળી આવા સંકટ વખતે મરાઠામંડળના અસ્તિત્વ માટે નાના ફડનવીસની સેવા કેટલી મૂલ્યવાન છે તથા એકલા બાજીરાવના હાથમાં મરાઠા સામ્રાજ્યની લગામ રહે એમાં કેટલું જોખમ છે, એ પણ તે સારી રીતે જાણતો હતો નાના ફડનવીસ અને દૌલતરાવ સિંધિયા વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો અને દૌલતરાવે પૂના જઈને પહેલું કામ નાના ફડનવીસને કેદમાથી મુક્ત કરવાનું તથા તેને પેશવાના મુખ્ય મંત્રી નીમવાનું કર્યું. નાના અને દૌલતરાવની મૈત્રી હવે વધવા લાગી, બાજીરાવ પણ આ બંનેના કહ્યામાં હતો આમ મરાઠા સામ્રાજ્યની નીતિનું સંચાલન આ બંને યોગ્ય વ્યક્તિઓના હાથમાં આવ્યું હતું

ટીપૂ અને અંગ્રેજોના પ્રથમ યુદ્ધમાં અંગ્રેજોને વિજય મળવાનું મુખ્ય કારણ મરાઠાઓની મદદ હતી મદ્રાસ સરકારના સેક્રેટરી જોશિયા વેબે ઈ સ ૧૭૯૮ ના જુલાઈની ૬ ઠ્ઠીના પત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે જો વખતસર મરાઠાની સેના મદદે આવી પહોંચી ન હોત તો યુદ્ધમાં અંગ્રેજો વિજયી ન થાત પરંતુ ટીપૂની સાથેના બીજા યુદ્ધમાં ટીપૂનું નિર્દોષપણું અને અંગ્રેજોનો અન્યાય એટલો તો ઉઘાડો હતો કે આ વખતે વેલેસ્લી તથા તેના સાથીઓ મરાઠાઓની મદદની આશા રાખી શકે એવું નહોતું.

**અંગ્રેજો પ્રત્યે દૌલતરાવને શંકા**

આથી ઊલટું દૌલતરાવ સિંધિયા પાસે વિશાળ અને સન્નદ્ધ સેના હતી. દૌલતરાવ એક યોગ્ય સેનાપતિ હતો. તે આ વખતે પોતાની સેના સહિત પૂનામાં હતો, અને અંગ્રેજો જ્યારે ટીપૂ ઉપર હુમલો કરે ત્યારે દૌલતરાવ સિંધિયા પોતાની સેના સહિત ટીપૂને મદદ કરવા કદાચ પહોંચી જાય એવો વેલેસ્લીને ડર હતો. આથી ટીપૂ ઉપર બીજી વાર હુમલો કરતા પહેલાં મરાઠાને અંગે બે કાર્યો વેલેસ્લીએ કરી લેવાનાં હતાં. એક તો એ કે નિઝામની માફક હરકોઈ પ્રકારે પેશવાને સહાયકારી સંધિની જાળમાં ફસાવીને પાંગળો બનાવી દેવો, અને બીજું એ કે દૌલતરાવ સિંધિયા તથા તેની સેનાને પૂનામાંથી ખસેડીને કોઈ પણ રીતે ઉત્તર તરફ રવાના કરી દેવી. પેશવાને સહાયકારી સંધિની જાળમાં ફસાવ્યા વગર મરાઠાઓની સત્તાનો નાશ કરવાનું અશક્ય હતું, તેમ જ દૌલતરાવને પૂનામાંથી ખસેડ્યા વગર પેશવાને આ જાળમાં ફસાવવાનું તથા ટીપૂ ઉપર નિર્ભય થઈને હુમલો કરવાનું પણ અશક્ય જણાતું હતું.

**દૌલતરાવને પૂનામાંથી ખસેડવાની બાજી**

બાજીરાવ ઉપર દૌલતરાવ સિંધિયા તથા નાના ફડનવીસનો પ્રભાવ હોય ત્યાં સુધી તે અંગ્રેજોની વાતમાં કોઈ રીતે ફસાય એવું નથી, એ વાત વેલેસ્લી સારી પેઠે સમજતો હતો. આથી સૌથી પ્રથમ વેલેસ્લીએ સિંધિયા તથા તેની સેનાને પૂનાથી ખસેડવા માટેની તજવીજ કરવાનું શરૂ કર્યું. ઈ. સ. ૧૭૯૮ ના જુલાઈની ૮ મી તારીખે તેણે રેસિડન્ટ પામરને લખ્યું કે "સિંધિયા જો પૂનામાં રહે તો ટીપૂને મદદ મળવાની પૂરી શક્યતા છે. આથી હરકોઈ ઉપાયે સિંધિયાને પૂનાથી ખસેડીને ઉત્તર ભારત તરફ રવાના કરવાનું જરૂરી છે."

આ હેતુથી વેલેસ્લી તથા તેના સાથીઓએ સૌથી પ્રથમ તો એવી અફવા ઉડાડી કે અહમદશાહ અબ્દાલીનો પુત્ર કાબુલનો બાદશાહ ઝમાનશાહ ઉત્તર ભારત ઉપર હુમલો કરવાની તૈયારી કરે છે. ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે:—

> "ઝમાનશાહનો હુમલો કરવાના ઇરાદા વિષેની અફવાઓ અંગ્રેજોના એજંટોએ એટલા માટે જોરથી ફેલાવવાનું શરૂ કર્યું કે તેમાં ફસાઈને સિંધિયા પોતાના રાજ્યના રક્ષણ અર્થે ઉત્તર હિંદુસ્તાનમાં

ચાલ્યો જાય "[૩]

ઇતિહાસલેખક મિલ લખે છે કે ઝમાનશાહના હુમલાની આ ખબરો માટે આ અફવાઓ સિવાય બીજો કોઈ આધાર હતો જ નહિ, અને જાણી જોઈને ઈ સ ૧૭૯૮ મા આ અફવાઓ ફેલાવવામાં આવી હતી મિલ લખે છે કે આ પહેલાં પણ પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે કાબુલના બાદશાહ ઝમાનશાહના હુમલાની ખોટી ખબરો અગ્રેજો ફેલાવી ચૂક્યા હતા [૪]

પરંતુ દોલતરાવ સિંધિયા અંગ્રેજોને સારી પેઠે ઓળખતો હતો, તે તેમની આ વાતોમા ફસાય એવો નહોતો મિલ લખે છે —

"આ હુમલાથી મહારાજા સિંધિયાને સૌથી વધારે હાનિ થવાનો સભવ હતો, છતા પણ તેણે પૂનામા જ રોકાવાનુ પસદ કર્યું ખરી વાત તો એ છે કે ઝમાનશાહની ભારત ઉપરની ચડાઈ અસભવિત છે એ સિંધિયા જાણતો હતો."[૫]

**વેલેસ્લીની નિષ્ફળ બાજી**

આથી કોઈ બીજી બાજી ગોઠવવાની હવે વેલેસ્લીને જરૂર પડી લૉર્ડ કોર્નવાલિસના સમયથી સિંધિયાના દરબારમા કોઈ રેસિડન્ટને મૂકવામાં આવ્યો નહોતો વેલેસ્લીએ હવે કર્નલ કોલિન્સ નામના એક અગ્રેજને રેસિડન્ટ નીમીને મોકલ્યો સિંધિયા પોતે પૂનામા હતો છતા, કર્નલ કોલિન્સને તો સીધો ઉત્તર હિંદમા સિંધિયાની રાજધાનીમા જ મોકલવામાં આવ્યો સિંધિયા તથા અગ્રેજોની મૈત્રીને વધારે દૃઢ બનાવવાના હેતુથી કોલિન્સને મોકલવામા આવે છે એમ કહેવામા આવ્યુ, પરતુ ખરો હેતુ તો એ હતો કે મહારાજા દોલતરાવ સિંધિયાની ગેરહાજરીમા તેના રાજ્યમા ફાટફૂટ પાડવી, બળવા કરાવવા, અને એવા પ્રકારની પરિસ્થિતિ પેદા કરવી કે જેથી સિંધિયાને આખરે પૂના છોડીને ઉત્તર તરફ ચાલ્યા જવુ પડે જે રેસિડન્ટોને ભારતની સ્વતત્ર રિયાસતોમા રાખવામા આવતા હતા, તેમનું મુખ્ય કાર્ય એ રિયાસતોનુ બળ તથા અતરિક કમજોરીઓ જાણી લેવાનુ

૩ "The reported designs of Zaman Shah, . . were strongly set forth, by the British agents, in order to induce Scindhia to return for the protection of his dominions in Hindustan"—Grant Duff, p 540

૪ Mill, vol vi, pp 12?, 128-130

તથા અંદર અંદર કુસંપ પેદા કરીને તેમનો નાશ કરવાનું રહેતું. વેલેસ્લી પોતાના સરકારી કાગળોમાં રેસિડન્ટોને વારંવાર આદેશ દેતો કે તમારે દેશી રાજ્યોના "અંદર અંદરના કુસંપ, દ્વેષ અને અસંતોષનો પૂરો લાભ ઉઠાવવો." લાભ ઉઠાવવાનો સ્પષ્ટ અર્થ તો એ થતો હતો કે આ રિયાસતોમાં દ્વેષ અને અસંતોષ પેદા કરવો. જ્યારે વેલેસ્લીની ઇચ્છાનુસાર એક બાજુએ કર્નલ કૉલિન્સ સિંધિયાના રાજ્યમાં ટંટાઓ ઉપસ્થિત કરાવતો હતો, ત્યારે બીજી બાજુથી રેસિડન્ટ પામર પૂનાના દરબારમાં એ જ રીતે કુસંપના બીજ વાવી રહ્યો હતો, અને ખાસ કરીને દૌલતરાવની વિરુદ્ધ બાજીરાવ તથા તેના સલાહકારોના કાન ભભેરતો હતો.

કર્નલ કૉલિન્સે હવે સિંધિયાની સેના તથા તેની પ્રજામાં અસંતોષ પેદા કરવાની તથા સિંધિયાની વિરુદ્ધ તેમને ઉશ્કેરીને વિદ્રોહ કરવાની પૂરી કોશિશ કરવા માંડી. પરંતુ આ બાજી પણ બહુ સફળ ન થઈ. એ યોગ્ય નરેશ તો પૂના જેટલે દૂર બેઠો બેઠો પણ પોતાના રાજ્યના આ બધા ટંટાઓનો સુંદર રીતે નિકાલ કરવા લાગ્યો.

**વેલેસ્લીની મુશ્કેલીઓ અને નવા પ્રયત્નો**

માર્કિવસ વેલેસ્લીને હવે ખરી મુશ્કેલી આવી. ટીપૂ ઉપર ચડાઈ કરીને તેનો નાશ કરવા તે અત્યંત અધીરો થયો હતો. જો આ કામમાં વધારે વિલંબ થાય તો ટીપૂ વધારે સાવધાન થવાનો તથા તેને મદદ કરનારા પણ ઊભા થવાનો વેલેસ્લીને ડર હતો. વેલેસ્લી સિંધિયા તથા તેની સેના ઉપર વિશ્વાસ રાખી શકતો નહોતો, તેમ કોઈ પણ પ્રકારે સિંધિયા પૂના છોડતો નહોતો, અને જ્યાં સુધી સિંધિયા પૂના છોડે નહિ ત્યાં સુધી બાજીરાવ પેશવાને સહાયકારી સંધિમાં ફસાવવાનો સંભવ નહોતો. વેલેસ્લીએ જોઈ લીધું કે જ્યાં સુધી કોઈ ખરેખરી આપત્તિ સિંધિયાને માથે નહિ આવે ત્યાં સુધી તે પૂના છોડે એમ નથી અને તેને પૂનાથી દૂર ખસેડવાની અત્યંત જરૂર હતી. આ હેતુથી એક નવું કાવતરું રચવામાં આવ્યું. દૌલતરાવ સિંધિયા બનારસના કેદી નવાબ વજીરઅલી સાથે અંગ્રેજો વિરુદ્ધ કાવતરું રચે છે એવો તેના ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો. ઈ.સ. ૧૭૯૯ ના માર્ચની ૩જી તારીખે મદ્રાસ બેઠા બેઠા વેલેસ્લીએ કર્નલ પામર ઉપર એક 'ખાનગી' કાગળ લખ્યો. આ કાગળમાં પામરને સૂચવવામાં આવ્યું કે —

"માધોદાસના બાગ ઉપર હુમલો કરતી વખતે વજીરઅલીના જે કાગળપત્રો હાથ આવ્યા છે, તેમાં ઉત્તર હિંદુસ્તાનમાં રહેવાવાળા

છતા પણ સિંધિયાનું અંદર નામ આવે એવી કોઈ પણ બાબતનું આપણે સૂચન કરવું ન જોઈએ × × ×

"આથી કેવળ જો ટીપૂ સુલતાન હુમલો કરે તો કંપની સરકાર તથા વરાડનો રાજા પરસ્પરને સહાય કરે એ હકીકતને વધારે સ્પષ્ટ અને દૃઢ કરવાના ચાલુ અને પ્રગટ ઉદ્દેશથી એક સંધિ વરાડના રાજા સમક્ષ આપણે મૂકવી જોઈએ, પરંતુ સંધિના શબ્દો એવા પ્રકારના હોવા જોઈએ કે સંધિ ઉપર સહીઓ થતા પહેલા જો જરૂર પડે તો સિંધિયાનું નામ અંદર ઉમેરી શકાય " [૬] --

**ભોંસલેને ફોડવાના પ્રયત્નો**

ખરું જોતા વરાડનો રાજા કે કંપની કોઈના ઉપર પણ આ સમયે હુમલો કરવાનો ટીપૂનો ઇરાદો નહોતો, તેમ જ હજી સુધી દૌલતરાવ સિંધિયાનો પણ અંગ્રેજો વિરુદ્ધ લડાઈ કરવાનો ઇરાદો નહોતો એ પણ યાદ રાખવું જોઈએ કે 'વજીરઅલીના કાગળો'નો ગપાટો પણ આ પ્રસંગની

---

૬ " . it is not prudent to propose to the Raja of Berar, or even to the Peshwa or to the Nizam, a treaty of defence nominally against Scindhia Even the preliminary measures for ascertaining the disposition of the Raja of Berar on this subject, must be taken with the greatest caution. The object of our apprehension should appear to be Tippu Sultan, and although 'any other enemy of the contracting powers' may by named in general terms, no suggestion should yet be given by which the name of Scindhia could be brought into question .

"A treaty might, therefore, be proposed to the Raja, the immediate and ostensible object of which should be to strengthen and define his defensive engagements against Tippu Sultan but the terms of which should be such as to admit the insertion of Scindhia's name, if such a measure should become necessary previously to the conclusion of the treaty' —Governor-General's letter to Colebrooke enclosed in the Governor General's letter to Captain Kirkpatrick, dated 3rd March, 17.9.

પછીથી બનાવી કાઢવામાં આવ્યો હતો પરંતુ અંગ્રેજો તો ટીપૂ અને દૌલતરાવ બંનેનો નાશ કરવાનો વિચાર કરી ચૂક્યા હતા વેલેસ્લી એ પણ સમજતો હતો કે નિર્દોષ દૌલતરાવ સિંધિયાની વિરુદ્ધ નાગપુરના રાજાને ખુલ્લી રીતે ફોડવાનું કામ પણ એટલું સરળ નહોતું. ઉપર ઉપરથી તો વેલેસ્લી પણ હજુ સુધી દૌલતરાવની સાથે મૈત્રી દર્શાવ્યા કરતો હતો, અને એ રીતે પોતાનો ખરો ઇરાદો છુપાવી રાખીને અંદરખાનેથી તે સિંધિયા વિરુદ્ધ બીજાની મદદની ખાતરી લઈ લેવા માગતો હતો

ઈ સ ૧૭૯૯ના માર્ચની ૩ જીએ વેલેસ્લીએ હૈદરાબાદના રેસિડન્ટ કર્કપેટ્રિક ઉપર એક 'ખાનગી' કાગળ લખ્યો, અને પામર તથા કોલબ્રૂક બંને ઉપર લખેલા કાગળની નકલો પણ આની સાથે જ બીડી

કોલબ્રૂકને નાગપુર મોકલવાની હકીકત લખતાં વેલેસ્લીએ કર્કપેટ્રિકને જણાવ્યું કે —

"વરાડનો રાજા અને કંપની વચ્ચેનો આ સંબંધ હૈદરાબાદના દરબારની દરમિયાનગીરીથી બાંધવામાં આવે તો એ વધારે ઇચ્છવા યોગ્ય છે, અને આખરે સિંધિયા અને ટીપૂની વિરુદ્ધ એકબીજાને મદદ આપવાની સંધિ પણ કદાચ કરવામાં આવે × × × જ્યાં સુધી મ્હૈસૂરનું યુદ્ધ પૂરું ન થાય ત્યાં સુધી સિંધિયાની સાથે લડાઈ શરૂ કરવી યોગ્ય નથી"

**દૌલતરાવની સરહદ ઉપર અંગ્રેજી સેનાનો જમાવ**

ખરી રીતે નિઝામ ઉપર તો કંપનીનો પૂરો પ્રભાવ હતો કંપનીની સેનાઓનો વડો સેનાપતિ સર એ યુંગ્ડ કલાર્ક આ વખતે કલકત્તા હતો ઈ સ ૧૭૯૯ના માર્ચની ૮ મીએ વેલેસ્લીએ તેના ઉપર મદ્રાસથી એક 'ખાનગી' કાગળ લખ્યો, જેમાંના કેટલાક વાક્યો નીચે આપીએ છીએ —

"મેં તમારા ઉપર જેટલા ખાનગી કાગળો લખ્યા છે એ બધામાં × × × મેં એવી ઇચ્છા દર્શાવી છે કે (સિંધિયાની) એ બાજુની સરહદ ઉપર સારી એવી સેના ગોઠવવામાં આવે, જેથી દૌલતરાવ જો કંઈક કરવા ધારે તો તેને એમ કરતો અટકાવી શકાય

* * *

"મારી એવી ઇચ્છા છે કે × × × જો સિંધિયા દક્ષિણમાંથી હિંદુસ્તાન પાછો ફરે તો તેની બધી સેનાનો મુકાબલો કરવા પૂરતી સેના અયોધ્યામાં તમે એકદમ એકઠી કરી લો એ પણ તમારે ધ્યાનમાં

રાખવાની જરૂર છે કે કદાચ બહુ નજીકના ભવિષ્યમાં આપણે સિંધિયાના રાજ્ય ઉપર ચડાઈ કરવી પડે.

"સંભવ છે કે આ સેના એકત્રિત થવાથી અંબાજી અને સિંધિયાને શક જાય, અને આપણી આ યોજના સંબંધે તમને તે પૂછપરછ કરે જો એમ બને તો તમારે તેને કહી દેવું કે વઝીરઅલી બનારસથી નાસી છૂટ્યો છે, તે ઝમાનશાહની સાથે મળી જવાનો સંભવ છે; અને તેથી આ આપત્તિની સામે થવા માટે આ બધી તૈયારી કરવામાં આવે છે."

**સિંધિયાના સામંતોને ફોડવાના પ્રયત્નો**

વળી તે આગળ લખે છે.—

"જો યુદ્ધ શરૂ થાય × × × તો તમારે રજપૂતોને અને સિંધિયાના બીજા સામંતોને તેની વિરુદ્ધ ઉશ્કેરવાના બધા બનતા પ્રયત્નો કરવા; અને જયનગર તથા જોધપુરના રાજાઓ આ યુદ્ધમાં મનપૂર્વક ભાગ લે એ માટે એમને સમજાવીને તૈયાર કરવા; ઉપરાંત બાઈઓ (માધોજી સિંધિયાની વિધવા રાણીઓ), લકવાજી દાદાના પક્ષવાળાઓ તથા દીનનરાવ સિંધિયા પ્રત્યે વેર ધરાવનારા બીજા લોકો અને નોકરોને સિંધિયા વિરુદ્ધ ઉશ્કેરવા તથા તેમના એ પ્રયત્નોમાં સહાય આપવા તમારે હરેક ઉપાય લેવા. × × ×

"આપણને યોગ્ય અવસર મળે કે તરત જ સિંધિયાની શક્તિનો નાશ કરવાની નીતિ મને બરાબર યોગ્ય જણાય છે પરંતુ જ્યાં સુધી સિંધિયા દક્ષિણમાં છે, અને આપણી સેનાઓ ટીપૂ સુલતાન સાથેના યુદ્ધમાં રોકાયેલી છે, ત્યાં સુધી આપણને હેરાન કરવાની પૂરતી તૈયારી સિંધિયા પાસે છે; માટે કાં તો સિંધિયા હિંદુસ્તાન પાછો ફરે નહિ ત્યાં સુધી અથવા તો ટીપૂ સુલતાન સાથે સંધિ કરીને આપણી સેના સિંધિયાના દગા માટે તેને સફળતાપૂર્વક દંડવા માટે છૂટી ન થાય ત્યાં સુધી સિંધિયા સાથે લડાઈ શરૂ કરવામાં ન આવે એ અતિ આવશ્યક છે."

**દોલતરાવના નાશની જબરદસ્ત તૈયારી**

'દગો' સિંધિયાને પક્ષે હતો કે કંપનીને પક્ષે હતો એ તો ઇતિહાસના દરેક પૃષ્ઠ ઉપરથી સહેજે સમજી શકાય એવી વાત છે. પરંતુ હવે તો એ પણ હકીકત સ્પષ્ટતાથી જાણી શકાય છે કે વેલેસ્લી સિંધિ-

યાનો નાશ કરવા માટે તત્પર થયો હતો, તેમ કરવાની યોજનાઓ વિચારી રહ્યો હતો, બીજા ભારતીય નરેશોને સિંધિયા વિરુદ્ધ ઉશ્કેરી રહ્યો હતો, સિંધિયાના મુલકમાં વિદ્રોહ પેદા કરવાના પ્રયત્નો કરી રહ્યો હતો, ખુદ તેના જ વંશવારસો અને સગાંવહાલાંઓને કાવતરાં દ્વારા સિંધિયા વિરુદ્ધ ઉશ્કેરી રહ્યો હતો, અને આ બધું હોવા છતાં ઉપર ઉપરથી જૂઠું બોલીને નિર્દોષ સિંધિયાને અંધારામાં રાખી છેતરવા માગતો હતો.

**આખરે સિંધિયા પૂનાથી રવાના થાય છે**

આ બધા સમાચાર જ્યારે દૌલતરાવને મળ્યા, અને અંગ્રેજી સેના પોતાના રાજ્યની સરહદ ઉપર એકઠી થવા માંડી છે એ ખબર પણ જ્યારે તેણે જાણ્યા ત્યારે તેની ખાતરી થઈ કે અંગ્રેજો પોતાના રાજ્ય ઉપર ચડાઈ કરવા માગે છે. પૂના છોડીને પોતાના રાજ્યનું રક્ષણ કરવા જવાની હવે તેને ફરજ પડી. વેલેસ્લીની એક મોટી ઇચ્છા પૂરી થઈ. હવે ટીપૂનો નાશ કરવો અને બાજીરાવને ફસાવવો, બંને કાર્યો પહેલા કરતાં ઘણાં સરળ થયાં.

**મરાઠાઓ પર જૂઠા દોષારોપો**

ઈ.સ. ૧૭૯૯ ના એપ્રિલની ૮ મીએ પૂનાથી રેસિડન્ટ પામરે માર્કિવસ વેલેસ્લીને લખ્યું.—

"(સિંધિયાના) વકીલ રૂબાહ ગાંવરે મુનશી ફકીરુદ્દીનને કહ્યું છે કે × × × જ્યારે મેં જાધવ બૌશારને સિંધિયાના દરબારના સમાચાર પૂછ્યા ત્યારે બૌશારે મને ખબર આપ્યા કે પેશવા અને સિંધિયા બંને મળીને નિઝામ ઉપર ચડાઈ કરવાની અને અંતે ટીપૂ સુલતાન સાથે સંધિ કરવાની યોજનાઓ ઘડે છે."

હવે અમારે એ બતાવવાનું છે કે અંગ્રેજો અને નિઝામ વિરુદ્ધ મરાઠાઓએ કાવતરું કર્યાનું જે સૂચન ઉપરના પત્રમાં કરવામાં આવ્યું છે તેમાં કેટલું સત્ય છે અને એમાં દૌલતરાવ સિંધિયા કે પેશવાને કેટલા દોષિત ગણી શકાય એવું છે ખરી વાત એ છે કે એ દિવસોમાં નાના ફડનવીસ અને દૌલતરાવ સિંધિયા બંને ટીપૂની કદર કરતા હતા, અને અંગ્રેજો જો ટીપૂનો નાશ કરે તો તેથી દેશને પૂરું નુકસાન છે એમ માનતા હતા. આ જ કારણને લીધે પૂનામાં સિંધિયાની હાજરીથી અંગ્રેજો પણ ડરતા હતા. દેશઘાતી નિઝામને લીધે અંગ્રેજોને કેટલો લાભ થાય છે અને દેશને કેટલું નુકસાન થાય છે એ પણ નાના અને દૌલતરાવ સારી પેઠે જાણતા હતા. કુર્દલામાં નિઝામ અને મરાઠા વચ્ચે સંધિ થઈ ચૂકી હતી, અને એ યુદ્ધમાં

કંપનીની સહાયકારી સેનાએ પણ નિઝામને મદદ કરવાનું નકાર્યું હતું. છતાં પણ અદૂરદર્શી નિઝામ અંગ્રેજોના ચડાવવાને લીધે કુર્દલાની સંધિની શરતોનું પાલન કરવાની ના પાડતો હતો. દિલ્હી સમ્રાટની આજ્ઞાનુસાર નિઝામ તરફથી મરાઠાને 'ચોથ' મળ્યા કરતી હતી; કુર્દલામાં આ 'ચોથ' આપ્યા કરવાનું નવેસરથી નિઝામે કબૂલ કર્યું હતું. પણ ફરી હવે આ 'ચોથ' આપવાનો નિઝામ ઇનકાર કરતો હતો. ટીપૂ સાથેનાં બંને યુદ્ધોમાં અંગ્રેજોને સૌથી વધારે મદદ નિઝામ તરફથી મળી હતી. આ બધી પરિસ્થિતિ લક્ષમાં લેતાં નાના ફડનવીસ અને દૌલતરાવ સિંધિયા બંને મળીને નિઝામ ઉપર ચડાઈ કરીને ચોથ વસૂલ કરવાનો તથા કુર્દલાની શરતોનું પાલન કરાવવાનો વિચાર કરતા હોય તો તેમાં કશી નવાઈ નથી. જો પેશવા આ વખતે ટીપૂ સાથે વધારે ગાઢ સંબંધ બાંધવાની વેતરણ કરતા હોય તો એમાં પણ નવાઈ નથી. અંગ્રેજો જો નિરપરાધી ટીપૂ ઉપર ચડાઈ કરે તો તેની મદદે તરત જ પહોંચી શકાય એવા ઇરાદાથી દૌલતરાવ સિંધિયા હજી સુધી પોતાની સેના સહિત પૂનામાં રહ્યો હોય એવો અધિક સંભવ છે. વેલેસ્લી જણાવે છે કે આ બધા સમય દરમિયાન ટીપૂના વકીલો પૂનામાં રહેતા હતા, અને ટીપૂની મદદે મોકલી શકાય એ હેતુથી એક સેના તૈયાર કરવા માટે તેણે પેશવાને તેર લાખ રૂપિયા પણ આપ્યા હતા. આ બધી હકીકતો કદાચ સાચી હોય તોપણ મરાઠાઓનો વધારેમાં વધારે ગુનો માત્ર એટલો જ ગણાય કે તેઓ નિઝામ પાસેથી પોતાનો હક વસૂલ કરવા માગતા હતા, અને કંપનીના અન્યાયમાંથી ટીપૂનું રક્ષણ કરવાનો વિચાર ધરાવતા હતા.

બીજી બાજુ એ પણ સાચું હોવાનો સંભવ છે કે અંગ્રેજ રેસિડન્ટોની પુરાણી પ્રથાનુસાર દૌલતરાવ સિંધિયા વિરુદ્ધ વેલેસ્લીનો હાથ વધારે મજબૂત બનાવવા માટે આ બધી હકીકતો ઉપજાવી કાઢી હોય, અને ખોટા પુરાવાથી એનું સમર્થન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય. કર્નલ પામરે જાતે પૂર્વોક્ત કાગળમાં વેલેસ્લીને એમ પણ લખ્યું કે "આ સમાચારની સત્યતા તથા વિશ્વસનીયતા સંબંધે હજી કંઈ કહી શકાય એમ નથી." પામરે આપેલ સમાચાર સાચા હો કે જૂઠા હો, પણ વેલેસ્લી અને પામરનો ઉદ્દેશ ખરાબ હતો એમાં તો બિલકુલ શંકાને સ્થાન નથી.

**પેશવા સાથે ચાલબાજી**

દૌલતરાવ સિંધિયાએ પૂના છોડયું કે તરત જ સહાયકારી સંધિ સ્વીકારી લેવા માટે પેશવા બાજીરાવ ઉપર દબાણ લાવવાનું અંગ્રેજોએ શરૂ કરી દીધું.

આ સધિની આવશ્યકતા જણાવતાં વેલેસ્લીએ લખ્યું કે ટીપૂ સાથે યુદ્ધ થવાની વકી હોવાથી કંપની પોતાના બધા મિત્રોની દોસ્તી પાકી કરી લેવા ધારે છે. હજી નાના પૂનામાં હતો, તેની સલાહથી પેશવાએ આ વાતનો અસ્વીકાર કર્યો પરંતુ વેલેસ્લીએ ફરી આગ્રહ કર્યો. આથી પેશવાએ કંપનીની સાથે સહાયકારી સધિ કરવાને બદલે ટીપૂ વિરુદ્ધ કપનીને સૈનિક મદદ આપવાની કબૂલાત આપી, અને તરત જ ટીપૂ વિરુદ્ધ અગ્રેજોને મદદ કરવા માટે એક સેના પરશુરામ ભાઉના આધિપત્ય નીચે તૈયાર કરવામાં આવી.

આ સેનાને તૈયાર કરવામા પેશવા દરબારે ભરપૂર પૈસા ખર્ચ્યા. પણ વેલેસ્લી સમજતો હતો કે ટીપૂ ઉપરની અગ્રેજોની ચડાઈ અન્યાયી છે. પોતે દિલનો ચોર હતો; એ સમયની પરિસ્થિતિ પણ તે જોઈ રહ્યો હતો, તે પેશવા દરબાર ઉપર વિશ્વાસ રાખી ન શકયો તેણે પેશવાને લખી નાખ્યું કે પરશુરામ ભાઉની સેના પૂનાની નજીક જ કૂચ કરવાને માટે તૈયાર હાલતમાં રહે, અને જ્યારે જરૂર પડશે ત્યારે અમે તેને બોલાવી લઈશું. પેલી તરફ અગ્રેજો અને ટીપૂ વચ્ચે લડાઈ શરૂ થઈ ચૂકી હતી. પેશવાની સેના તૈયાર હતી અને આમત્રણની જ રાહ જોતી હતી.

ઈ સ ૧૭૯૯ના એપ્રિલની ૩ જીએ વેલેસ્લીએ પામરને લખ્યુ કે કપની અને તેના બીજા બાકીના મદદગાર નિઝામ તથા કર્ણાટકના નવાબ વગેરેની સેના ટીપૂને હરાવવાને માટે પૂરતી છે, તેથી હવે પેશવાની સેનાને બોલાવવાની જરૂર નથી પેશવા દરબારનો બધો ખર્ચ અને મહેનત વ્યર્થ ગયા. આ બાબતમા ગ્રાટ ડફ લખે છે —

> "ટીપૂ સાથે અગ્રેજોનુ યુદ્ધ શરૂ થયા પછી, બ્રિટિશ રેસિડન્ટે વારવાર વિરોધ કર્યા છતા પણ ટીપૂના વકીલોને પૂના દરબારમા આવવા દેવામા આવ્યા ૧૯ મી માર્ચે કર્નલ પામરને રીતસર જણાવવામા આવ્યુ કે એ વકીલોને હવે દરબારમા આવતા અટકાવવામાં આવ્યા છે પરતુ તે પછી પણ તેઓ પૂનાથી પચીશ માઈલ દૂર કાવી નામના ગામમા રહેતા હતા. × × × બ્રિટિશ રેસિડન્ટને એમ પણ જાણવા મળ્યુ કે બાજીરાવને ટીપૂ તરફથી તેર લાખ રૂપિયા મળ્યા છે, સિધિયાની પણ એમા સમતિ હતી માત્ર નાના ફડનવીસને આ બાબતની કશી ખબર નહોતી. × × ×"

ગ્રાટ ડફના કથનનો અર્થ એ નીકળે છે કે પેશવાએ ઉપર ઉપરથી અગ્રેજોને મદદ આપવાની કબૂલાત આપી હતી, પણ અદરથી તો તે ટીપૂને

મળેલો હતો. સંભવ છે કે નાના ફડનવીસ તથા દોલતરાવ સિંધિયાની આ નીતિ હોય. મરાઠાઓ પોતાની કૂટનીતિના ગુરુ અંગ્રેજો પાસેથી અત્યાર સુધીમાં આ બધા પ્રપંચ શીખી ગયા હોય તો એમાં કંઈ આશ્ચર્ય નથી. ટીપૂ વિરુદ્ધ અંગ્રેજોને મદદ આપવામાં મરાઠાઓને જેટલું શરમાવા જેવું હતું તે કરતાં અંગ્રેજો સાથે આટલો પ્રપંચ કરવામાં ઓછું શરમાવાપણું હતું એ નિઃસદેહ છે. છતાં અમે અગાઉ એક વાર લખી ચૂક્યા છીએ કે અંગ્રેજો સાથે વચનભંગ કર્યાનો એક પણ દાખલો મરાઠાના ઇતિહાસમાં મળતો નથી. એથી ઊલટું ઈ. સ. ૧૭૯૯ ના એપ્રિલની ૩ છના જે પત્રમાં વેલેસ્લીએ પામરને લખ્યું કે હવે પેશવાની સેના બોલાવવાની જરૂર નથી, તેમાં આ તેર લાખ રૂપિયાનો ઉલ્લેખ નથી તેમ ટીપૂ અને પેશવા મળી ગયાનો પણ ઉલ્લેખ એમાં નથી. આ સમાચાર તો વેલેસ્લીને પામર તરફથી મળ્યા. મરાઠા અને ટીપૂના કાવતરાની હકીકત સૌથી પ્રથમ રેસિડન્ટ પામરે ઈ. સ. ૧૭૯૯ ના એપ્રિલની ૮ મીએ જે કાગળ પૂનાથી રવાના કર્યો તેમાં લખેલી છે; જ્યારે મરાઠાની મદદ ન લેવાનો કાગળ તો પામરને વેલેસ્લીએ ૩જી એપ્રિલે એટલે કે આ કાવતરાની હકીકત પૂનાથી રવાના પણ નહોતી થઈ ત્યારે લખી નાખ્યો હતો.

પેશવાની મદદ ન લેવાનાં બે કારણો વેલેસ્લીએ પોતાના લાંબા કાગળમાં આપ્યાં છે. એક તો એ કે પેશવાએ પોતાની સેના માટેનો જરૂરી ખરચ તથા સામાન આપવામાં થોડો વિલંબ કર્યો છે. આ હકીકત ગલત અને વ્યર્થ હતી. બીજી એ કે પેશવાએ ટીપૂ સુલતાનના વકીલોને પૂનામાં રહેવા દીધા. આ બાબતમાં નાનાએ પામરને સ્મરણ કરાવી આપ્યું કે પહેલા મ્હેસૂર યુદ્ધ વખતે એટલે કે જ્યારે અંગ્રેજોને મરાઠાઓએ ભારે અને નિર્ણાયક મદદ આપી હતી ત્યારે પણ ટીપૂના વકીલો પૂનામાં રહેતા હતા, અને આ જાતની હિંદી નરેશોની એક સામાન્ય પ્રથા છે. છતાં આ વખતે અંગ્રેજોના કહેવાથી આ વકીલોને પૂનામાંથી રજા આપી હતી તોપણ વેલેસ્લીને આ બાબત ઉપર વિશ્વાસ બેઠો નહિ, અને બેસી શકે નહિ. વળી સિંધિયા અને પેશવાએ મળીને કંઈ કારસ્થાન તૈયાર કર્યું હોય અને સદા જાગત નાના આ સંબંધે કશું ન જાણતો હોય, એ પ્રકારનું કથન પણ ગળે ઊતરે તેવું નથી. ઊલટું વેલેસ્લી બરાબર સમજતો હતો કે જો ટીપૂને હરાવવામાં મરાઠા સેનાની મદદ લેવામાં આવે તો લડાઈને અંતે જે મુલક અંગ્રેજોને મળે તેમાંથી મરાઠાઓને પણ અમુક ભાગ આપવો પડે; ને આમ

બને તો મરાઠાઓનું બળ છે તે કરતાં વધી જાય. મરાઠાની આ જાતની બળવૃદ્ધિ વેલેસ્લી કોઈ રીતે સાંખી શકે એમ નહોતું, ઊલટું તે તો મરાઠાઓનો સર્વનાશ કેમ થાય એની જ તદબીર શોધ્યા કરતો હતો. સિંધિયાની સેના પૂનાથી દૂર ચાલી ગઈ હતી, ટીપૂને કચડવા માટે નિઝામ, કર્ણાટક વગેરેની સેનાઓ પૂરતી હતી આથી વેલેસ્લીએ પેશવા દરબારને અંત સુધી જૂઠી આશાઓ આપીને અંધારામાં રાખ્યો, અને અંતે જ્યારે પોતાની સ્થિતિ પૂરતી દૃઢ છે એવી ખાતરી થઈ ત્યારે તેણે મદદ લેવાની ના પાડી.

બીજી બાજુ, નાના અને પેશવા દરબારનો ઉદ્દેશ જો બીજો જ હોત તો તેમાથી બે બાબતો સ્પષ્ટ થાય છે એક તો એ કે સત્ય અને ન્યાયની દૃષ્ટિએ અગ્રેજો કરતા ટીપૂની બાજુ વધારે નમતી હતી, બીજી એ કે પેશવા દરબારે અત સુધી પોતાની યોજેલી નીતિ અનુસાર કાર્ય કરવામા બહુ ઢીલ બતાવી. જો પેશવાનો ઇરાદો સાચેસાચ ટીપૂને મદદ કરવાનો હતો, તો વેલેરલીનુ આમત્રણ આવતા સુધી પરશુરામ ભાઉની સેનાને પૂનામા રોકી રાખી એ ભયંકર ભૂલ હતી

**પેશવા દરબારને ખોટી લાલચ**

પરતુ હજી સુધી ન તો શ્રીરગપટ્ટણ પડ્યુ હતુ કે ન ટીપૂ અગ્રેજોના કબજામા આવ્યો હતો હજી પરશુરામ ભાઉની સેનાથી અગ્રેજોને નુકસાન થવાનો સભવ હતો. આથી ૩ જી એપ્રિલના પત્રમા વેલેસ્લીએ એક બીજો પ્રપચ રચ્યો તેણે પામરને લખ્યુ —

" × × × ટીપૂ સુલતાન પાસેથી જે મુલક મળશે તેમાથી કપનીના બીજા મદદગારોની સાથેસાથ પેશવાને પણ યોગ્ય હિસ્સો અપાવવાનુ હુ ભૂલીશ નહિ આ બાબતનુ સૂચન અત્યંત સ્પષ્ટ શબ્દોમા નાના અને પેશવાને કરવાનો હુ તમને અધિકાર આપુ છુ. × × × આમ કરવાથી ઓછામા ઓછુ આપણા બને મિત્રો (નિઝામ અને પેશવા) પ્રત્યેનો બ્રિટિશ સરકારનો નિસ્વાર્થ પ્રેમ સાબિત થશે એ બાબતની મને ખાતરી છે "

આ "નિસ્વાર્થ પ્રેમ"નુ પ્રદર્શન તથા કબૂલાત "અત્યત સ્પષ્ટ શબ્દો"મા આપવામા આવી આની સાથે એકે પ્રકારની શરત નહોતી પણ આ કબૂલાતનો ઉદ્દેશ પેશવાને ખોટી આશાઓમા ફસાવવાનો જ હતો.

શ્રીરંગપટ્ટણના સમાચાર મળ્યા પહેલાં પેશવાએ ફરી એક વાર પોતાની સેનાને બોલાવી લેવા માટે વેલેસ્લીને લખ્યુ; પણ વ્યર્થ,

વેલેસ્લી ફરી ગયો.

તારીખ ૪ થી મેએ શ્રીરંગપટ્ટણ પડ્યું, તેજ દિવસે ટીપૂ મૃત્યુ પામ્યો ને મ્હૈસુરનું રાજ્ય અંગ્રેજોના હાથમાં આવ્યું ઈ સ ૧૭૯૯ના મે માસની ૨૩ મીએ વેલેસ્લીએ પૂનાના રેસિડન્ટ ઉપર એક બીજો પત્ર લખ્યો, જેમાં તેણે પોતાનું વલણ હવે એકદમ બદલી નાખ્યું. તેણે લખ્યું —

"જે મુલક આપણે જીત્યો છે તેનો કોઈ ભાગ પેશવાને આપતા પહેલા ઈસ ૧૭૯૮ના જુલાઈની ૮મીના કાગળમાં જે જે સૂચનાઓ મે તમને લખી છે તે બધી સૂચનાઓનો (એટલે કે સહાયકારી સંધિનો) પ્રબંધ પાકો કરી લેવાનો પ્રયત્ન કરવા ધારું છું અને ચાલુ સંયોગોમાં એ બધી માગણીઓ જો પેશવા દરબાર સમક્ષ મૂકવામાં આવે તો પૂના દરબાર એ મંજૂર કરશે કે નહિ એ હું તમારી પાસેથી તુરત જ જાણવા માગુ છું"

આનો સીધો અર્થ તો એ કે કામ તો પતી ગયું હતું, એટલે હવે આપેલી કબૂલાત પાળતા પહેલા પેશવા સમક્ષ એવી શરત મૂકી કે પ્રથમ તો નિઝામની માફક પેશવા પણ પોતાની તમામ સેનાને રજા આપી દે અને તેની જગાએ કંપનીની સેનાને પોતાને ખર્ચે પોતાની રાજધાનીમાં રાખવાનું સ્વીકારે।

અંગ્રેજોને કાઢવાના નાનાના અંતિમ પ્રયત્નો

નાના ફડનવીસ પોતાના સમયના અંગ્રેજોને પૂરી રીતે ઓળખતો હતો વીશ વર્ષ પહેલા દિલ્હીના બાદશાહ પર લખેલ પત્રમાં તેણે જણાવ્યું હતું કે "આ ટોપીવાળાઓનો વ્યવહાર બેઈમાની અને પ્રપંચથી ભરેલો છે" આ વીશ વરસ દરમિયાન આ બાબતમાં નાનાને વધારે ખાતરી થઈ ચૂકી હતી છતા કદાચ એણે પણ એ આશા તો નહિ જ રાખી હોય કે વેલેસ્લી આ રીતે પોતે આપેલા વચનથી ફરી જશે

વીશ વરસ પહેલા દિલ્હીના મુગલ બાદશાહની છત્રછાયા નીચે ભારતવર્ષના બધા હિંદી નરેશોને વિદેશીઓની વિરુદ્ધ એકત્ર કરવાનો નાનાએ પ્રયત્ન કર્યો હતો, અને એ વખતના અંગ્રેજ ગવર્નર જનરલને નાનાએ બતાવેલી શરતોએ સંધિ કરવાની ફરજ પડી હતી પરંતુ આ વીશ વરસ દરમિયાન ભારતવર્ષની સ્થિતિ વધારે બગડી હતી નિઝામ તો આ વખતે પૂરેપૂરો અંગ્રેજોના હાથમાં હતો મરાઠાઓના તે સમયના જબરા સાથી અને અંગ્રેજોના કટ્ટા શત્રુ હૈદરઅલી તથા તેનો વીર પુત્ર ટીપૂ સુલતાન બન્ને મૃત્યુ પામ્યા

હતા. જે વિશાળ રાજ્ય હૈદરઅલીએ પોતાના બાહુબળથી જમાવ્યુ હતુ તેના ઉપર હવે વિદેશીઓનો અમલ બેસી ચૂક્યો હતો છતા નાના હિંમત હાર્યો નહિ તેણે કંપનીની સાથે સહાયકારી સંધિ કરવાની સ્પષ્ટ ના પાડી એટલુ જ નહિ, પરંતુ વેલેસ્લીએ આપેલા વચન અનુસાર જે મુલક કંપનીએ ટીપુ પાસેથી મેળવ્યો હતો તેમાથી અમુક ભાગ આપવા માટે દબાણ કર્યું વળી મુગલ બાદશાહની આજ્ઞા મુજબ સુરતના નવાબ, હૈદરાબાદના નિઝામ તથા મ્હૈસૂર તરફથી દર વરસે પેશવા દરબારને ચોથ મળતી હતી જ્યા સુધી આ મુલકો અંગ્રેજોના પ્રભાવ તળે નહોતા આવ્યા ત્યા સુધી તો એ ચોથ બરાબર મળ્યા કરતી હતી પણ હવે સુરત અને મ્હૈસૂર બંને તો કંપનીના હાથમા હતા અને નિઝામ પણ કંપનીના એક કેદી જેવો જ હતો આથી નાનાએ પેશવા તરફથી આ ત્રણે રાજ્યોની ચોથની માગણી વેલેસ્લી પાસે કરી, અને હવે પછી આ બાબતનો નિકાલ કરી લેવાની ઇચ્છા પણ પ્રગટ કરી પરંતુ નાનાએ જોઈ લીધુ કે વેલેસ્લી આમાની એક પણ બાબત સ્વીકારવા તૈયાર નથી એટલુ જ નહિ, પણ હવે તો એ વધારે જોસથી મરાઠા સત્તાનો નાશ કરવાના ઉપાયો યોજી રહ્યો છે લાચાર થઈને આખરે નાનાએ ફરી એક વાર પરશુરામ ભાઉની સેનાને કેંદ્ર બનાવીને તેની સાથે બધા મરાઠા રાજાઓને તથા સરદારોને, નિઝામ અને અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ કરવા માટે તૈયાર કર્યા

મરાઠા જાગીરદારોમા ફાટફૂટ

પરંતુ દુર્ભાગ્યે આ વખતે પણ નાનાને સફળતા ન મળી શકી. જ્યારે પરશુરામ ભાઉની સેના નિઝામ અને અંગ્રેજોનો નાશ કરવા તત્પર થઈ ત્યારે બરાબર અણીને વખતે અચાનક પેશવાના અનેક દક્ષિણના જાગીરદારોએ પેશવા વિરુદ્ધ સશસ્ત્ર વિદ્રોહનો ઝંડો ફરકાવ્યો

ટીપૂ સાથે યુદ્ધ શરૂ કરતી વખતે તેના સામંતો તથા સરદારોને પોતાને પક્ષે ફોડી લેવા માટે પાચ જણાનુ એક કમિશન વેલેસ્લીએ નીમ્યુ હતુ શ્રીરંગપટ્ટણના પતન પછી આ પાચમાથી ત્રણનુ એટલે કે કર્નલ આર્થર વેલેસ્લી, કર્નલ બેરી ક્લોઝ અને કેપ્ટન માલ્કમનુ એક નવુ કમિશન નીમવામા આવ્યુ કમીશનનો બહારનો ઉદ્દેશ મ્હૈસૂર રાજ્યનો બંદોબસ્ત રાખવાનો હતો, જ્યારે અંતર્ગત ઉદ્દેશ ટીપૂના રહ્યાસહ્યા અનુયાયીઓને ડરાવીને કે લાલચ બતાવીને વશ કરી લેવાનો હતો મ્હૈસૂરની સરહદ પેશવાના રાજ્યની દક્ષિણ તરફની સરહદની અડોઅડ આવતી હતી એટલે વેલેસ્લીનો મરાઠાઓ

પ્રત્યેનો મનોભાવ જોતા પેશવાના દક્ષિણના આ સરદારોએ વિદ્રોહ કર્યો તેમા જો આ મિશનનો હાથ હોય તો કઈ આશ્ચર્ય નથી વળી આ વિદ્રોહ પણ બરાબર એ વખતે થયો, જ્યારે આ સરહદ ઉપર જ એ મિશન કામમાં રત હતુ

**નાનાનુ મૃત્યુ**

અગ્રેજો અને નિઝામ ઉપર ચડાઈ કરતા પહેલા નાના ફડનવીસને પોતાના આ દક્ષિણના બળવા તરફ ધ્યાન આપવુ પડ્યુ આ વિદ્રોહી સરદારોને હરાવવા પરશુરામ ભાઉની સેનાને મોકલવામા આવી પરતુ હજી તો દક્ષિણનો આ વિદ્રોહ શાત પણ નહોતો થયો ત્યા ઈ સ ૧૮૦૦ ના ફેબ્રુઆરીની ૧૩ મીએ નાનાનુ મૃત્યુ થયુ સમસ્ત પૂના દરબારમા અગ્રેજોના પ્રપચને બરાબર ઓળખી શકે એવો એક જ જાગૃત અને દૂરદર્શી નીતિજ્ઞ નાના ફડનવીસ હતો નિ સદેહ તેણે જિદગીભર મરાઠામડળનુ બળ ટકાવી રાખવાના તથા ભારતની સ્વાધીનતાનુ રક્ષણ કરવાના અનેક પ્રયત્નો કર્યા પરતુ તેના માર્ગમા મુશ્કેલીઓ ઘણી હતી એક તો એ જાતે પેશવા નહોતો તેમ સેનાપતિ પણ નહોતો, બીજુ મરાઠામડળના રાજ્યના અદર અદરના ઝઘડા તથા બ્રિટિશ રેસિડેન્ટોના કાવતરાએ તેને સફળ થવા ન દીધો નાનાના મૃત્યુની સાથે જ મરાઠામડળના પુનર્જીવનની જે રહીસહી આશા હતી તે નષ્ટ થઈને ભારતમા અગ્રેજોનો માર્ગ ઘણો સરળ થઈ ગયો

**બાજીરાવને ફસાવવાનો પ્રયત્ન**

ઉપર અમે લખી ગયા છીએ કે પેશવા બાજીરાવ પોતે નિર્બળ અને અદૂરદર્શી હતો જ્યા સુધી પૂના દરબારમા દૌલતરાવ સિધિયા તથા નાના ફડનવીસ જેવા પ્રૌઢ નીતિજ્ઞોનો પ્રભાવ હતો ત્યા સુધી અગ્રેજો બાજીરાવને ફસાવી શકયા નહિ બાજીરાવને નાના તથા દૌલતરાવ સિધિયા સાથે લડાવી મારવાના પણ ઘણા યત્નો અગ્રેજોએ કર્યા હતા એટલે જ્યારે નાના મરણ પામ્યો અને દૌલતરાવ સિધિયાની પૂનામા હાજરી નહોતી ત્યારે બાજીરાવને ફસાવવાનો વેલેસ્લીએ ફરી પ્રયત્ન કર્યો પરતુ દૌલતરાવ સિધિયાની પૂનામા ગેરહાજરી હોવા છતા તેનો પ્રભાવ પૂરતો હતો ઈ સ ૧૮૦૦ ના ઓગસ્ટની ૨૦ મીએ કર્નલ વેલેસ્લીએ મેજર મનરો ( સર ટોમસ મનરો ) ઉપર એક કાગળ લખ્યો કે પૂનામા સિધિયાનો પ્રભાવ એટલો જબરદસ્ત છે કે અમારી એકે કારી ફાવતી નથી ' આથી વેલેસ્લીએ એવો પ્રપચ આ વખતે રચ્યો હતો કે સિધિયા વિરુદ્ધ બાજીરાવના કાન ખૂબ ભભેરવામા આવે,

હરકોઈ પ્રકારે બાજીરાવને પૂનાથી નસાડીને અંગ્રેજી મુલકમાં લાવવામા આવે, અને પછી ત્યા સહાયકારી સંધિ ઉપર તેની સહી કરાવી લેવામા આવે

શ્રીરંગપટ્ટણના પતન પછી ટીપૂના એક સરદાર મલિક જહાનખાએ થોડી સેના એકત્રિત કરીને મ્હૈસૂરના મુલકમા આમતેમ ફરીને અંગ્રેજોને હેરાન કરવાનુ શરૂ કરી દીધુ હતુ. આ સરદારને ધોન્ડ્યા વાઘ કે ધૂંડિયા વાઘ તરીકે પણ લોકો ઓળખતા હતા કર્નલ વેલેસ્લીની સરદારી તળે પૂરતા પ્રમાણમા એક સેના આ સરદારના દમન માટે રવાના કરવામા આવી પરંતુ પાછળથી માલૂમ પડ્યુ કે આ સેના મોકલનાનો ગુપ્ત ઉદ્દેશ છેક જુદો જ હતો

**પેશવાને દગો દેવાનો પ્રયત્ન**

મ્હૈસૂરની સરહદ અને મરાઠાની સરહદ એકબીજાની અડોઅડ હતી. ગવર્નર જનરલ વેલેસ્લીએ પેશવાને વિનંતિ કરી કે ધોન્ડ્યા વાઘનુ દમન કરવા માટે મોકલેલી આ સેનાને જરૂર પડે ત્યારે આપના મુલકમાથી આવવા જવાની પરવાનગી આપવામા આવે પેશવાએ પહેલી જ ભૂલ એ કરી કે આવી મહત્ત્વની બાબતમા દૌલતરાવ સિંધિયાની સલાહ લીધા વગર વેલેસ્લીની વિનંતિનો સ્વીકાર કર્યો કર્નલ વેલેસ્લીએ હવે લશ્કરી આવશ્યકતાને બહાને દક્ષિણ તરફથી પેશવાના રાજ્યમા ઘૂસી જઈને અગત્યના સ્થાનો ઉપર છાની રીતે કબજો લઈ લેવાની શરૂઆત કરી દીધી આસ્તે આસ્તે સાબિત થયુ કે કેટલાક વર્ષો ઉપર મદ્રાસથી એક સેના હૈદરાબાદ મોકલીને જે રીતે નિઝામને ફસાવી લેવામા આવ્યો હતો, બરાબર એ જ રીતે આ સેનાનો પણ છૂપો ઉદ્દેશ પૂના ઉપર ચઢાઈ કરી પેશવાને ફસાવવાનો હતો વેલેસ્લી આ વખતે કલકત્તા પહોચી ગયો હતો ત્યાથી ઈ સ ૧૮૦૦ ના ઓગસ્ટની ૨૩ મીએ તેણે મદ્રાસના ગવર્નર લૉર્ડ ક્લાઈવ ઉપર એક કાગળ લખ્યો આ ક્લાઈવ તે આપણા સુપ્રસિદ્ધ ક્લાઈવનો પુત્ર હતો આ કાગળમા વેલેસ્લીએ લખ્યુ —

"× × × સંભવ છે કે કર્નલ વેલેસ્લીની મોટા ભાગની સેના, નિઝામની સેના અને મુંબઈની સેના, ત્રણેએ મળીને તુરતમા પૂના ઉપર ચઢાઈ કરવી પડે આથી જ્યા જ્યા પોતે જાય આવે ત્યા ત્યા કર્નલ વેલેસ્લી સદા આ બાબત ધ્યાનમા રાખે

"× × × કર્નલ વેલેસ્લી મરાઠાના મુલક ઉપરનો કાબૂ લેવાનુ ચાલુ રાખે એ વધારે યોગ્ય છે. × × × નીચે લખી બે પરિસ્થિતિ પૈકી

કોઈ પણ એકનો સંભવ છે. × × × કાં તો બાજીરાવ પૂના છોડીને નાસી જાય કે કાં તો દૌલતરાવ સિંધિયા બાજીરાવને અટકાયતમાં રાખે. આ બંને પરિસ્થિતિમાં જો કર્નલ વેલેસ્લીએ મરાઠા સરહદની અંદરનાં પોતાનાં થાણાં જમાવી રાખ્યાં હોય તો પૂના ઉપર ચડાઈ કરવામાં સરળતા થાય. × × ×

"આથી આપ કર્નલ વેલેસ્લીને તુરત જ સૂચના કરો કે જે ઘડીએ તેને બાજીરાવના નાસી જવાના કે કેદ થવાના પાકા ખબર મળે તે જ ઘડીએ × × × પેશવાને નામે કૃષ્ણા નદીના કિનારા સુધીનો તમામ પ્રદેશ કબજે કરી લે એવી અંગ્રેજ સેનાને આજ્ઞા કરવામાં આવે છે તેમ જ અધિકાર પણ આપવામાં આવે છે. આ સીમાની અંદર જે જે કિલ્લાઓ અને મજબૂત સ્થાનો કર્નલ વેલેસ્લીને યોગ્ય જણાય તે બધા ઉપર પેશવાને નામે અધિકાર જમાવે.

"× × × કર્નલ વેલેસ્લીએ એક સાવધાની રાખવાની રહેશે. આ બધી પ્રવૃત્તિઓનો બ્રિટિશ સરકારનો હેતુ માત્ર પેશવાને તેના ન્યાય્ય અધિકાર પાછા અપાવવાનો જ છે, એવું આશ્વાસન તેણે દેશવાસીઓને આપવું."[૭]

---

૭ ". . . it may be become necessary for a large proportion of the troops under the command of Colonel Wellesley to proceed (in concert with those of the Nizam, and with a detachment from Bombay) towards Poona. The intermediate motions of Colonel Wellesley must be guided with a view to this probable contingency.

". . . it is advisable that Colonel Wellesley should continue to occupy the Maratha territory, . . . . In either of two possible events, . . . first, the flight of Baji Rao from Poona; second, the seizure of his Highness' person by Doulat Rao Sindhia; in either of these cases Colonel Wellesley's secure establishment, within the Maratha frontier, would facilitate his advance towards Poona . . .

"I, therefore, request your Lordship to inform Colonel Wellesley, without delay, that on his receiving authentic and unquestionable intelligence either of the flight or imprison-

આ પત્ર ઉપરથી સ્પષ્ટપણે જોઈ શકાય છે કે બાજીરાવને કોઈ રીતે દૌલતરાવ સિંધિયાથી જુદો પાડવો, તેને પૂનાથી નસાડવો તથા તેની પાસે સહાયકારી સંધિ ઉપર સહી કરાવી લેવી, એ આ વખતે વેલેસ્લીનું મુખ્ય ધ્યેય હતું. વળી આ જ પત્ર ઉપરથી એ પણ સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે ધોંડ્યા વાઘને વશ કરવાને બહાને જે સેના કર્નલ વેલેસ્લીની સરદારી નીચે મોકલવામાં આવી હતી, તેનો મુખ્ય ઉદ્દેશ પણ પૂના ઉપર ચડાઈ કરવાનો જ હતો.

બાજીરાવ કાં તો પૂના છોડીને નાસી જાય અથવા તો પોતે અંગ્રેજી સેનાને પૂનામાં બોલાવી લે એ માટે કર્નલ પામરે ઘણી કોશિશ કરી. દૌલતરાવ સિંધિયા સાથે તેને લડાવી મારવાની પણ હરેક રીતે કોશિશ કરવામાં આવી. પરંતુ હજુ સુધી સિંધિયાનો પ્રભાવ જામેલો હતો. પામરની કોઈ કારી ફાવી નહિ, અને બંને વેલેસ્લી ભાઈઓને ફરી નિરાશ થવું પડ્યું. મરાઠાઓની સાથેની વાતનો નિવેડો યુદ્ધ સિવાય નહિ આવે એમ લગભગ નક્કી જણાઈ ચૂક્યું હતું.

છતાં બાજીરાવની ભૂલને લીધે અંગ્રેજોને બે મોટા લાભો થઈ ગયા. એક તો તેમને ધોંડ્યાને પકડીને મારી નાખવાની તક મળી; અને બીજો એ બહાને પૂનાની દક્ષિણના ભાગોના માર્ગો, નદીઓ, કિલ્લાઓ, ઊંચાનીચા ભાગો વગેરે સંબંધે પૂરતી માહિતી ભાવિ મરાઠા યુદ્ધને માટે મળી ગઈ. આ વિષય ઉપર આ વખતે કર્નલ વેલેસ્લીએ પોતાના અનુભવોની એક પુસ્તિકા પોતાના

---

ment of Baji Rao . . . the British army is directed and authorized to take immediate possession, in the name, and on the behalf, of the Peshwa, of all the country as far as the bank of the Krishna. Colonel Wellesley will also summon in the name of the Peshwa, such forts and strong places within the limits described as it shall be judged expedient for the British troops to occupy . . .

". . . Colonel Wellesley . . . will take care to satisfy the inhabitants of the country that the British Government entertain no other view in them than the restoration of the Peshwa's lawful authority"—Marquis Wellesley's letter to Lord Clive, dated 23rd August, 1800.

દેશબંધુઓની જાણ માટે લખી. આ પુસ્તિકામાં આ મુલકનું લડાયક દષ્ટિથી પૂરેપૂરું વર્ણન આપવામાં આવ્યું હતું. આ પુસ્તિકાનું પહેલું વાક્ય આ જાતનું છે "સંભવ છે કે આપણે તુરતમાં જ મરાઠાઓ સાથે યુદ્ધમાં ઊતરવું પડે, આથી તેના ઉપાય જાણી લેવા જરૂરી છે. × × ×"

લગભગ પચીશ વરસ અગાઉ રઘોબા પૂનાથી ભાગ્યો તેનું પરિણામ કેટલું બૂરું આવ્યું હતું તેનો મરાઠાઓને અનુભવ હતો, આથી આ વખતે બાજીરાવ પોતાના પિતાને પગલે ન ચાલે એ બાબતની દૌલતરાવ સિંધિયાએ ખૂબ સાવધાની રાખી હતી —

**સહાયકારી સંધિ માટે પેશવાને આગ્રહ**

કર્નલ પામર મારફત બાજીરાવ ઉપર સહાયકારી સંધિ સ્વીકારી લેવા માટે વેલેસ્લી દબાણ લાવ્યા કરતો હતો. ધીરેધીરે બાજીરાવ કોઈ કારણે તૈયાર પણ થયો ઇતિહાસલેખક મિલ લખે છે કે બાજીરાવે કંપનીની ૭ પાયદળ પલટનો તથા તે પ્રમાણે તોપખાનાનો ખર્ચ આપવાનું સ્વીકારી લીધું. વેલેસ્લીને આટલું જ જોઈતું હતું આ ખર્ચ પેટે ઉત્તર હિંદુસ્તાનમાંથી વાર્ષિક પચીશ લાખની આવકવાળો મુલક પણ અલગ કાઢી રાખવાનું કબૂલ કર્યું વેલેસ્લીની માગણી અને બાજીરાવના કહેવામાં હવે બહુ જ થોડો ફરક રહ્યો હતો વેલેસ્લી ઇચ્છતો હતો કે એ સેના કાયમ પેશવાના મુલકમાં જ રહે જ્યારે બાજીરાવ કહેતો હતો કે સેના કાયમ કંપનીના મુલકમાં જ રહે, માત્ર જ્યારે પેશવાને જરૂર પડે ત્યારે જ તે પેશવાના મુલકમાં આવે આ બાબતમાં બાજીરાવ મક્કમ રહ્યો બાજીરાવના આ પ્રસ્તાવની હકીકત ગવર્નર જનરલને પામરે જે પત્રમાં લખી, તેમાં જ તે લખે છે "મને ભય છે કે જ્યાં સુધી સ્પષ્ટ નાશ બાજીરાવ પોતાની નજર સમક્ષ જોઈ શકશે નહિ ત્યાં સુધી તે આથી વધારે કબૂલાત આપશે નહિ" ૮ પેશવાને ભડકાવી બનાવીને કઈ રીતે અંગ્રેજો તેની સ્વાધીનતા લઈ લેવાના પ્રયત્નો કરતા હતા તે ઇતિહાસલેખક મિલે અત્યંત સ્પષ્ટ શબ્દોમાં બતાવ્યું છે. આ જ જાતના પ્રયત્નો બીજા મરાઠા રાજ્યોમાં પણ ચાલુ હતા, અર્થાત્ બીજા રાજાઓને પણ આ સહાયકારી સંધિની જાળમાં ફસાવવાના પ્રયત્નો

૮ "I apprehend, that nothing short of imminent and certain destruction will induce him (the Peshwa) to make concession . . . etc."—Colonel Palmer's letter to Governor-General

કરવામાં આવતા હતા.

બાજીરાવે વેલેસ્લીની બધી માગણીઓ માન્ય ન રાખી તેનું કારણ સ્પષ્ટ હતું. નિઝામનો દાખલો તેની આંખ સામે તાજો હતો. તે જાણતો હતો કે અંગ્રેજોની દોસ્તીના મૂલ્યમાં નિઝામને ઈ.સ ૧૭૯૮ માં પોતાના રાજ્યનો એક ભાગ અંગ્રેજોને આપવો પડ્યો હતો, ને ઈ. સ. ૧૮૦૦માં બે વરસ પહેલાંની સંધિ તોડીને પહેલા કરતાં ઘણો વધારે મુલક ફરી પાછો નિઝામ પાસેથી પડાવવામાં આવ્યો હતો. ટીપૂ સાથેનાં બંને યુદ્ધોમાં એટલે કે ઈ. સ. ૧૭૯૨ માં તેમ જ ઈ. સ. ૧૭૯૯ માં નિઝામે પૈસા અને લશ્કર બન્નેની મદદ અંગ્રેજોને આપી હતી. જિતાયેલા મુલકમાંથી નિઝામને થોડોક ભાગ આપવામાં આવ્યો પણ ખરો, પરંતુ દોસ્તીના બદલામાં ફરી એ તમામ મુલક તેની પાસેથી પડાવી લેવામાં આવ્યો. પરિણામે ઈ. સ. ૧૭૯૦ મા નિઝામ પાસે જે મુલક હતો તે કરતાં ઘણો ઓછો મુલક ઈ. સ. ૧૮૦૦ માં તેની પાસે રહ્યો! ઉપરાંત આ અરસામાં નિઝામની સ્વાધીનતાનો અંત આવ્યો અને કાર્યની દૃષ્ટિથી અંગ્રેજોનો કેદી જેવો થઈ ગયો. આ બધી હકીકત બાજીરાવ જાણતો હતો, ને તેથી જ કંપનીની દોસ્તીનો સ્વીકાર તે અરધા દિલથી કરતો હતો તથા કંપનીની સહાયકારી સેનાને પોતાના રાજ્યની બહાર રાખવા માગતો હતો.

**રેસિડન્ટ ઉપર વેલેસ્લીનો ગુપ્ત પત્ર**

એમ જાણી શકાય છે કે વેલેસ્લી પણ બાજીરાવની વાત માન્ય રાખવા માટે કંઈક તૈયાર થયો હતો, અને એથી વધારેને માટે પ્રયત્ન પણ કરતો હતો. દરમિયાન પામરને બદલે પૂનાના રેસિડન્ટ તરીકે કર્નલ ક્લોઝની નિમણૂક કરવામાં આવી. આ માણસ કમિશનના એક સભ્ય તરીકે ટીપૂનાં માણસોને ફોડવાની બાબતમાં પૂરો અનુભવ મેળવી ચૂક્યો હતો, અને ત્યાર પછી થોડા દિવસ મ્હૈસૂરમાં રેસિડન્ટ તરીકે તેણે કામ પણ કર્યું હતું. ઈ. સ. ૧૮૦૨ ના જૂનની ૨૩ મીએ વેલેસ્લીના સેક્રેટરી એડમોન્સ્ટને કર્નલ ક્લોઝ ઉપર એક " ખાનગી " કાગળ લખ્યો. તેમાં લખ્યું કે:—

" એક બ્રિટિશ સેનાનો ખર્ચ આપવાની તજવીજની સાથે પેશવા બીજી જે શરતો મૂકે છે તેનો જો આપણે સ્વીકાર કરીએ, તોપણ આ તજવીજને લીધે તુરત અમુક અંશે તો પેશવા અવશ્ય અંગ્રેજોની શક્તિને આધીન થઈ જશે. × × × જ્યારે કોઈ રાજ્ય એક વાર થોડે અંશે પણ બીજાની શક્તિને આધીન થાય છે ત્યારે સ્વાભાવિક રીતે

તેની પરાધીનતા વધતી જાય છે. જ્યારે તે એક વાર કોઈ પરદેશી શક્તિની મદદથી પોતાને સુરક્ષિત સમજે છે ત્યારે તેની સાવચેતી અને જાગૃતિમાં ઢીલાઈ આવી જાય છે. જે જાતની સંધિનો પ્રસ્તાવ રજૂ કરવામાં આવે છે તેનું એક પરિણામ એ પણ આવશે કે પૂનાનો દરબાર અને મરાઠા સામ્રાજ્યના બીજા સભ્યો વચ્ચે ફાટફૂટ પડશે, જેને પરિણામે બ્રિટિશ સત્તા ઉપરની પેશવાની પરાધીનતા વધારે ને વધારે વધતી જશે. × × ×

"જો આપણે આજે આ પ્રકારની સંધિ કરી લઈશું તો પછી બધાં મરાઠા રાજ્યો પણ અંદર અંદર એક થવાનો સંભવ રહેશે નહિ. × × × મરાઠા સામ્રાજ્યની કોઈ એક શાખાની સાથે આ જાતનો જુદો સંબંધ બાંધવાથી આપણી સ્થિતિ વધારે મજબૂત બનશે એટલું જ નહિ, પણ એને પરિણામે ધીરે ધીરે એક એવી વિકટ પરિસ્થિતિ ઉત્પન્ન થશે કે પરિણામે લાચાર થઈને ઉક્ત સામ્રાજ્યનાં બીજાં અંગોને પણ આપણી સાથે એ જ પ્રકારની સંધિ કરવાની ફરજ પડશે." ૯

---

૯ "The measure of subsidizing a British force, even under the limitations which the Peshwa has annexed to that proposal, must immediately place him in some degree in a state of dependence upon the British power, . . . *The dependence of a state of any degree upon the power of another naturally tends to increase.* A sense of security derived from the support of a foreign power, produces a relaxation of vigilance and caution. Augmenting the dependence of the Peshwa on the British power under the operation of the proposed engagements, would be accelerated by the effect which those engagements would produce of detaching the state of Poona from the other members of the Maratha Empire.

"The conclusion of such engagements with the Peshwa would preclude the practicability of general confederacy among the Maratha state. . . . This separate connection with one of the branches of the Maratha Empire would not only contribute to our security, but would tend to produce a crisis of

વેલેસ્લીનો બીજો ખાનગી પત્ર

બીજા એક કાગળમા માર્ક્વિસ વેલેસ્લીએ લખ્યું છે કે જો કોઈ એક પણ મરાઠા રાજા કંપની સાથે આ જાતની સંધિ કરશે તો પરિણામ એ આવશે કે—

"બધી મરાઠા રિયાસતો અંગ્રેજોને આધીન થઈ જશે, જે આ સંધિ સ્વીકારશે તે સંધિના સ્વીકારને લીધે આપણે આધીન થશે, અને જેઓ સ્વીકાર નહિ કરે, તેઓ સંધિનો લાભ ગુમાવવાથી આખરે આપણે આધીન થશે" ૧૦

ઉપરના "ખાનગી" કાગળની ભાષા બિલકુલ નિષ્કપટ છે અને તેના ઉપરથી અંગ્રેજો દેશી રિયાસતો પ્રત્યે શી માન્યતા ધરાવતા હતા તે પણ સ્પષ્ટ થાય છે સહાયકારી સંધિઓનો ઉદ્દેશ જ એ હતો કે હિંદુસ્તાનના રાજ્યોની સ્વાધીનતા છીનવી લઈને અને તેમની વચ્ચે ઝઘડા ઊભા કરીને તથા એકબીજાથી જુદા પાડીને તેમને વિદેશી સત્તાનાં આશ્રિત બનાવવામા આવે. છતા જે રાજાઓની સાથે આ સંધિ કરવામાં આવતી હતી તેમને વિસ્તારપૂર્વક સમજાવવામા આવતુ હતુ કે આ બધા નિ:સ્વાર્થ પ્રયત્નો કેવળ તમારા ભલા માટે તથા તમારા જ કલ્યાણ માટે કરવામા આવે છે.

અમે અગાઉ લખ્યુ છે કે વેલેસ્લીનો આ સમયે એક જ મુખ્ય હેતુ હતો, તે મરાઠાઓનુ બળ તોડવાનો આથી કોઈ પણ એક મરાઠા રાજાની સાથે પ્રથમ સહાયકારી સંધિ કરી લેવાના પ્રયત્નો તે કરતો હતો વેલેસ્લી કઈ રીતે "એક પછી એક તમામ મરાઠા રાજ્યોની સ્વાધીનતા હરી લેવાની આશા રાખતો હતો" એ બાબત ઇતિહાસલેખક મિલે બહુ સારી રીતે બતાવી છે

---

affairs which may compel the remaining states of the Empire to accede to the alliance."—Secret letter dated 23rd June, 1802, from N. B Edmonstone, Secretary to Government, to Lt. Colonel Close, Resident at Poona

૧૦ "Every one of the Maratha states would become dependent upon the English Government, those who accepted the alliance, by the alliance, those who did not accept it, by being deprived of it"—Marquis Wellesley as quoted by Mill, vol. vi, p 271.

દક્ષિણમાં કર્નલ ક્લોઝ બાજીરાવને સમજાવતો હતો, ને ઉત્તરમાં કર્નલ કોલિન્સ સિંધિયાને સહ યકારી સંધિના શીશામાં ઉતારવાના પ્રયત્નો કરતો હતો.

**દોલતરાવની દૂરદર્શિતા**

પરંતુ સિંધિયા પૂરો સમજુ અને દૂરદર્શી હતો. કોલિન્સે તેને સમજાવવાની ઘણી ખટપટ કરી જોઈ. પણ સિંધિયા પોતે તો એ જાળની અંદર ન ફસાયો એટલું જ નહિ, પણ મરાઠામંડળના સભ્ય તરીકે પેશવાની બાબતમાં પણ દરમિયાનગિરી કરવાનો પોતાનો અધિકાર છે એ બાબત તેણે ભારપૂર્વક જણાવી. પેશવા પણ આ જાતની નવી સંધિમાં ન ફસાય એ માટે તેણે પૂરા પ્રયત્નો કર્યા. પોતાની નિષ્ફળતા દર્શાવતાં કોલિન્સે વેલેસ્લીને લખ્યું:—

"સિંધિયા તથા અંગ્રેજ સરકાર બંને વચ્ચે હાલ જે મૈત્રી ચાલુ છે તેને ટકાવી રાખવા સિંધિયા ઉત્સુક છે. પણ સાથોસાથ આપને એ બાબતનું સૂચન કરવાનું પણ હું મારું કર્તવ્ય સમજું છું કે આ સંબંધને વધારવા માટે તે કોઈ રીતે તૈયાર નહિ થાય એની મને ખાતરી છે."[૧૧]

ઇતિહાસલેખક મિલે કર્નલ કોલિન્સનાં વાક્યોનું ભાષાંતર આ રીતે કર્યું છે:—

"બીજા શબ્દોમાં બોલીએ તો, સિંધિયા હજી એટલી હદે પહોંચ્યો નહોતો કે પોતે જાણી જોઈને વેલેસ્લીની 'પરસ્પર-સૈનિક-સહાયતા'ની જાળમાં તણાય અને આખરે તેમાં ફસાઈ જાય."[૧૨]

૧૧ "Sindhia was anxiously desirous to preserve the relations of friendship at that time subsisting between him and the English Government. At the same time, I consider it my indispensable duty to apprise your excellency that I am firmly persuaded he feels no inclination whatever to improve these relations."—Resident Collins' letter to the Governor-General, Mill, vol. vi, p. 272.

૧૨ "In other words, he (Sindhia) was not yet brought so low, as willingly to descend into that situation in which a participation in the 'system of defensive alliance and mutual guarantee' would of necessity place him."—Mill, vol. vi, p. 272.

કોલિન્સે હવે વેલેસ્લીને આગ્રહ કર્યો કે પેશવાને વશ કરવાના પ્રયત્નો પ્રથમ કરવામાં આવે. કર્નલ કનોઝે પણ લખ્યું હતું કે "જ્યાં સુધી સ્પષ્ટ નાશ બાજીરાવ પોતાની સમક્ષ જોઈ શકશે નહિ ત્યાં સુધી તે આથી વધારે કબૂલાત આપશે નહિ" આથી હવે હરકોઈ પ્રકારે બાજીરાવની સામે આ "સ્પષ્ટ નાશ" ખડો કરી દેવાની આવશ્યકતા હતી.

બાજીરાવ અંગ્રેજોના હાથમાં ચાલ્યો ન જાય એની દૌલતરાવ સિંધિયાને પણ ચિંતા હતી. તે સમજતો હતો કે પેશવા સહાયકારી સંધિ સ્વીકારે એ મરાઠા-મંડળ માટે ઘાતક છે. આથી એક વાર લાગ જોઈ તે પૂના પાછો આવે. વેલેસ્લી અને એના સાથીઓને હવે એક મોટો નવો પ્રપંચ રચવો પડ્યો.

**જસવંતરાવ અને અંગ્રેજોની દૌલતરાવ ઉપર ચડાઈ**

એક વાર અગાઉ અમે જણાવી ગયા છીએ કે જસવંતરાવ હોળકર આ વખતે નાગપુરમાં હતો અને વિઠુજી હોળકર કોલ્હાપુરમાં હતો. વેલેસ્લીએ આ બંનેને ફોડીને પોતાના પક્ષમાં લીધા. વરાડના રાજાને સિંધિયાની વિરુદ્ધ ફોડવા માટે અંગ્રેજ દૂત કોલબ્રૂક નાગપુર પહોંચી ચૂક્યો હતો. આજ સુધી તો કોલબ્રૂકને પૂરી સફળતા મળી હતી. બીજી તરફ વેલેસ્લી પણ દૌલતરાવ સિંધિયાના રજપૂત સામંતો તથા માધોજી સિંધિયાની વિધવા રાણીઓને પોતાના પક્ષમાં લઈ લેવામાં ઘણે અંશે સફળ થયો હતો. અંગ્રેજોએ હવે જસવંતરાવ હોળકરને સિંધિયા વિરુદ્ધ તૈયાર કર્યો. અંગ્રેજોની મદદથી જસવંતરાવ નાગપુરથી ભાગ્યો, સેના જમા કરી સિંધિયાના રાજ્ય ઉપર હુમલો કર્યો અને તેના મુલકમાં લૂટફાટ શરૂ કરી દીધી.

**હોળકર અને સિંધિયાનો અંદર અંદરનો ઝઘડો**

આ આકસ્મિક હુમલાના સમાચાર મળતાં દૌલતરાવને ફરી પૂના છોડીને માળવા તરફ પાછા ફરવું પડ્યું. પરંતુ આ વખતે તેણે પોતાની વિશાળ સેનામાંથી પાંચ પાયદળ પલટનો તથા દસ હજાર સવાર પૂનામાં જ રાખ્યા, અને બાકીની સેના લઈને તે માળવા પહોંચ્યો. દૌલતરાવે જસવંતરાવની સાથે સંધિ કરવાની ઇચ્છા દર્શાવી, જસવંતરાવ એક વાર તો સંધિની આ વાત સ્વીકારવા તૈયાર પણ થઈ ગયો. પરંતુ આ વખતે તે વિદેશીઓના હાથનું એક હથિયાર હતો, આથી ફરી તેણે સિંધિયા સાથે વિશ્વાસઘાત કર્યો.

**દૌલતરાવની ગેરહાજરીમાં પૂનામાં વિદ્રોહ**

સિંધિયાએ પૂનામાંથી પીઠ ફેરવી કે ત્યાં પણ વિદ્રોહ ઊભો થયો. વિઠૂજી હોળકરે પેશવા વિરુદ્ધ કોલ્હાપુરમાં વિદ્રોહનો ઝંડો ફરકાવ્યો. પેશવાની સેનાએ વિદ્રોહી વિઠૂજીને ગિરફતાર કરીને મારી નાખ્યો. વિઠૂજીનું વેર વાળવાને બહાને જસવંતરાવ હોળકર પોતાની સેના સહિત માળવાથી પૂના તરફ આવવા ઊપડ્યો. પેશવા તથા સિંધિયા બંને કંપનીના દોસ્ત હતા, પરંતુ વેલેસ્લીના પત્રો ઉપરથી એ વાત સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે આ સમયે અંગ્રેજો જસવંતરાવને દરેક પ્રકારે મદદ કરતા હતા. કર્નલ વેલેસ્લીની અંગ્રેજી સેના પણ પૂનાની નજીક પહોંચી ચૂકી હતી. આવા સંયોગોમાં જસવંતરાવ હોળકરની સેનાને પૂના તરફ આગળ વધતી જોઈને ગભરાઈને બાજીરાવ પેશવાએ આખરે ૧૮૦૨ના ઑક્ટોબરની ૧૧ મીએ વેલેસ્લીની બધી શરતો માન્ય રાખી. તેણે રેસિડન્ટને લખ્યું કે કંપનીની જે સહાયકારી સેનાનું ખર્ચ આપવાનું મેં વચન આપ્યું છે તે કાયમ માટે માગ મુનકમાં રહી શકે એ ખાતર તુંગભદ્રા નદી ઉપરનો એક ભાગ હું કંપનીને આપીશ, અને સેનાના ખર્ચ પેટે પણ ગુજરાત અથવા કર્ણાટકનો કોઈ પણ વાર્ષિક પચીશ લાખ રૂપિયાની આવકવાળો ભાગ અલગ કાઢી રાખીશ. વેલેસ્લીની ઇચ્છા હવે પરિપૂર્ણ થઈ. બાજીરાવનો પત્ર આવતાં તરત જ તેણે એના ઉપર પોતાની સંમતિ દર્શાવતી સહી કરી. એટલામાં હોળકરની સેના પૂના પહોંચી ગઈ.

**પૂનાનો સંગ્રામ**

ઈ. સ. ૧૮૦૨ના ઑક્ટોબરની ૨૫ મીએ પૂનામાં એક જબરી લડાઈ થઈ એમ જણાય છે કે આ લડાઈ વખતે દૌલતરાવ સિંધિયા પૂના પહોંચી શક્યો નહિ, પણ તેણે પોતાની પાંચ પાયદળ પલટનો તથા દસ હજાર સવાર પૂનામાં રાખ્યા હતા. એક પક્ષે હોળકરની સેના હતી અને બીજી બાજુ પેશવા તથા સિંધિયાની સેના હતી. સિંધિયાની સેના અનુભવી તથા કેળવાયેલ હતી, એની સરખામણીએ હોળકરની સેના બિનઅનુભવી તથા ઓછી કેળવાયેલ હતી. એક વાર તો એમ લાગ્યું કે વિજય પેશવાને પક્ષે મળશે, પરંતુ બરાબર અણીને વખતે સિંધિયાની સેનાનો યુરોપિયન સેનાપતિ કૅપ્ટન ફાઈલોસ પોતાના માલિકનો દ્રોહ કરીને હોળકરના પક્ષમાં ભળી ગયો. પરિણામે પેશવા અને સિંધિયાની સેનાઓને પરાજય મળ્યો. ફાઈલોસે વેલેસ્લીના સૂચન ઉપરથી જ પોતાના માલિકનો દ્રોહ કર્યો હશે એમાં શક નથી.

### હોળકર અને પેશવાના મેળની આશા

અદૂરદર્શી બાજીરાવને તો અત સુધી એવી આશા હતી કે જે અગ્રેજી સેનાને હુ મારા ખર્ચે મારા રાજ્યમા રાખુ છુ, અો જે અત્યારે પૂના સુધી પહોચી ચૂકી છે, તે વિદ્રોહી હોળકરની સામે મને મદદ કરશે પરતુ અગ્રેજોએ તો ઊનટુ હોળકરને જ મદદ કર્યા કરી, અને બાજીરાવ તથા હોળકરને બનેને પોતાના હાથના રમકડા બનાવીને તથા અદર અદર લડાવીને પોતાનુ જ કામ કાઢી લીધુ ગવર્નર જનરલ વેલેસ્લી અને રેસિડન્ટ કલોઝની ઇચ્છા હવે પરિપૂર્ણ થઈ પરાજિત બાજીરાવની સમક્ષ હવે "સ્પષ્ટ નાશ" દેખાવા લાગ્યો

ઇતિહાસલેખક મિલ લખે છે કે જસવતરાવની સાથે સુલેહ કરી લેવાની ઇચ્છા પણ બાજીરાવે વ્યક્ત કરી, જસવતરાવ પણ આ જાતની સુલેહ કરી લેવા તૈયાર હોવાનુ મિલ સ્પષ્ટતાથી લખે છે હોળકર બાજીરાવને મળવા માગતો હતો અને ઇચ્છતો હતો કે પેશવા તરીકે બાજીરાવ કાયમ રહે, અને સિધિયા તથા બીજા મગકામડળના સભ્યોનો પેશવા સાથે જે જાતનો સબધ છે તેવો જ મારો પણ સબધ રહે[13] ગ્રાટ ડફ લખે છે કે બાજીરાવ પૂનાથી ચાલ્યો ગયા પછી ફરી એક વાર તેને પાછો બોલાવી લાવવા માટે જસવતરાવે પ્રયત્ન પણ કર્યો હતો

### બાજીરાવ પૂના છોડે છે

પરતુ બાજીરાવ તથા હોળકર એક થઈ જાય તો તેમા કપનીને નુકસાન હતુ ગવર્નર જનરલ વેલેસ્લીના પત્રો ઉપરથી ચોખ્ખુ જોઈ શકાય છે કે વેલેસ્લીની આ વખતની મુખ્ય ચિતા તો બાજીરાવને હરકોઈ રીતે પૂનાથી નસાડીને પોતાની જાળમા ફસાવવાની હતી અસહાય બાજીરાવ જસવતરાવથી હારીને અગ્રેજ રેસિડન્ટની સલાહ મુજબ પૂનાથી નાસીને સિહગઢ ગયો ત્યાથી રાયગઢ, રાયગઢથી મહાડ અને ત્યાથી સ્વર્ણદુર્ગ પહોચીને કપનીના એક ખાસ હેતુસર મોકલેલ વહાણમા બેસીને ઈ સ ૧૮૦૨ ના ડિસેમ્બરની ૧૬ મીએ વસાઈ પહોચ્યો

તે જ વરસના ડિસેમ્બરની ૨૪ મીએ વેલેસ્લીએ કપનીના ડાયરેક્ટરો ઉપર લખેલ પત્રમા લખ્યુ કે—

"મરાઠા સામ્રાજ્યમા હમણા હમણા ઊભા થયેલ ઝગડાઓને

---

13 Mill, book vi, Chapter 11.

પરિણામે એક એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે કે જે બ્રિટિશ સત્તાની સ્થિરતા માટે અત્યંત મહત્ત્વની ગણાય. × × × દેશના આ ભાગમાં બ્રિટિશ હિતોને વધારે દઢ અને ચિરસ્થાયી પાયા ઉપર મૂકવા માટે આ કરતાં વધારે યોગ્ય અવસર અત્યાર અગાઉ કદી મળ્યો નહિ હોય. × × ×

"બ્રિટિશ સમ્રાજ્યનાં હિતોને પૂરી રીતે પાકાં કરી લેવાનો આ કરતાં વધારે યોગ્ય અવસર હું કોઈ જોઈ શકતો નહોતો. × × ×" વગેરે.[૧૪]

**પેશવા અમૃતરાવ**

અંગ્રેજો એટલી ચાલાકીથી અને કુશળતાથી જસવંતરાવ હોળકર તથા પેશવા બાજીરાવને પોતાના હાથમાં રમાડતા હતા કે એક તરફથી તેઓ બાજીરાવને નસાડીને વસાઈ લઈ આવ્યા, તથા બીજી બાજુથી રેસિડન્ટ ક્લોઝ વિજયી હોળકરની સાથે પૂનામાં જ રહ્યો. રાઘોબાને બે પુત્રો હતા, જેમાં બાજીરાવ મોટો હતો. આ બે ઉપરાંત અમૃતરાવ નામનો તેને એક ત્રીજો દત્તક પુત્ર હતો. જસવંતરાવ હોળકર જ્યારે બાજીરાવ સાથે સંધિ કરવામાં સફળતા ન મેળવી શક્યો, ત્યારે આખરે તેણે તથા તેના સલાહકારોએ બાજીરાવ પૂનાથી નાસી ગયો તેનો અર્થ તેણે પદત્યાગ કર્યો છે એવો કર્યો, અને તેની જગાએ અમૃતરાવને પેશવા બનાવ્યો. આ બધું કાર્ય રેસિડન્ટ ક્લોઝની હાજરીમાં અને તેની અનુમતિથી જ કરવામાં આવ્યું એમાં કોઈ શક નથી.

---

૧૪ "The recent distractions in the Maratha Empire have occasioned a combination of the utmost importance to the stability of the British power . . . a conjuncture of affairs which appeared to present the utmost advantageous opportunity that has ever occurred, of improving the British interests in that quarter on solid and durable foundations. . . .

"This crisis of affairs appeared to me to afford the most favourable opportunity for the complete establishment of the interests of the British Empire, . . ."—Lord Wellesley to the Court of Directors, dated 24th December, 1802.

### વસાઈની સંધિ

બીજી બાજુએ વસાઈમાં અંગ્રેજોએ બાજીરાવને પૂના લઈ જઈને પેશવાની ગાદીએ બેસારવાનું વચન આપ્યું. ઈ. સ. ૧૮૦૨ના ડિસેમ્બરની ૩૧ મીએ એક નવા સંધિપત્ર ઉપર બાજીરાવની સહી લેવામાં આવી. આ સંધિ દ્વારા બાજીરાવે સહાયકારી સંધિની ધૂંસરી પોતાની ગરદન ઉપર ઉપાડી, એ સેનાને પોતાના રાજ્યમાં રહેવાની રજા આપી, તેના ખર્ચ પેટે પોતાના મુલકનો અમુક ભાગ કંપનીને આપ્યો, કંપનીની રજા વગર હવે પછી કોઈ પણ ભારતીય રાજા સાથે કોઈ પ્રકારનો સંબંધ નહિ બાંધવાની કબૂલાત આપી, તથા બીજી એવી કેટલીક શરતો માન્ય રાખી કે જે શરતો જો પોતે પૂનામાં હોત તો કદી માન્ય ન રાખત. પેશવા બાજીરાવ હવે સંપૂર્ણ રીતે અંગ્રેજોને આધીન થઈ ચૂક્યો. લગભગ પચાસ વરસથી મગઠામંડળને તોડવાના અંગ્રેજો અનેક ઘાટ ઘડી રહ્યા હતા, ગવર્નર જનરલ વેલેસ્લી પણ સતત ચાર વરસો સુધી એ જ પ્રયત્નની પાછળ પડ્યો હતો. આખરે વેલેસ્લીના પ્રયત્નો સફળ થયા, અને જે ઘટના બનતી અટકાવવા માટે દૌલતરાવ સિંધિયા પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરતો હતો તે ઘટના આખરે બની ગઈ.

### બાજીરાવની લાચારી

પેશવા બાજીરાવે લાચાર થઈને કઈ રીતે આ સહાયકારી સંધિની શરતો ઉપર સહી કરી તેનું વર્ણન કરતાં એક અંગ્રેજ લેખક લખે છે:—

"× × × વિદેશીઓની આ જાતની સંધિ સ્વીકારવાને લીધે પોતાની રાજનૈતિક સ્વાધીનતાનો સંપૂર્ણ નાશ થાય છે એ બાબત બાજીરાવ સમજતો હતો. ટીપૂનો અંત કેમ આવ્યો, તથા પોતાના રાજ્યમાં સહાયકારી સેના રાખવાને લીધે નિઝામની દશા કેટલી અપમાનજનક તથા પરાધીન થઈ ગઈ, એ બધી બાબતો બાજીરાવની નજર સમક્ષ સદા તરતી હતી અથવા તેના સલાહકારો તેને યાદ આપ્યા કરતા હતા. આ ઉપરથી અમે એ સાર કાઢીએ છીએ કે બાજીરાવે લાચાર થઈને પોતાની ઇચ્છા વિરુદ્ધ વસાઈની સંધિનો સ્વીકાર કર્યો."[૧૫]

---

૧૫ ". . . accepting the terms of a foreign alliance, which he was aware would lead to a total annihilation of his political

વસાઈની સંધિને પરિણામે મરાઠામંડળની સત્તા અને સ્વાધીનતા બંનેનો અંત આવ્યો, અને "અંગ્રેજો તથા રઘોબાના પરસ્પરના સંબંધને લીધે" રઘોબાના અદૂરદર્શી તથા નિર્બલ પુત્રને પેશવાની ગાદી મળવાથી વર્ષો પહેલાં નાના ફડનવીસે જે આશંકા વ્યક્ત કરી હતી તે આખરે સાચી ઠરી

---

independence The fate of Tipu, and the state of humiliating dependence to which the Nizam had been reduced by the acceptance of our subsidiary force were always present to his imagination, or sounded in his ears by those who were near him, and we may conclude that it was not without great reluctance that he consented to the treaty of Bassein' —*Origin of the Pindarees etc*, by an Officer in the service of the Honourable East India Company, 1818

## પ્રકરણ એકવીશમું

## બાજીરાવનો ફરી અભિષેક

**મરાઠામંડળમાં ખળભળાટ**

વસાઈની સંધિ એ ભારતવર્ષમાં અગ્રેજી રાજ્યસ્થાપનાનું એક વિશિષ્ટ સીમાચિહ્ન છે. આ સંધિના સમાચારથી સિંધિયા તથા બીજા સ્વતંત્ર મરાઠા રાજાઓમાં ખળભળાટ થાય એ સ્વાભાવિક હતું. વસાઈની સંધિને પોતાની ગરદન ઉપર લાદીને નિર્બળ બાજીરાવ પૂના પાછો આવે અને વિદેશી સંગીનોના બળ ઉપર પેશવાની ગાદીએ બેસે એવું પૂનાનો એક પણ સમજુ રાજનીતિજ્ઞ એ વખતે ઇચ્છતો નહોતો.

પરંતુ કંપનીને જસવંતરાવ હોળકર તથા અમૃતરાવ પાસેથી જેટલું કામ કઢાવી લેવું હતું તેટલું કાઢી લીધું હતું. મિલ લખે છે.—

"આ વખતે બ્રિટિશ સરકારનું ધ્યાન બે મહાન હેતુઓ તરફ હતું. એક તો બાજીરાવને ફરી પેશવા બનાવવામાં આવે, અને તેને એવી સત્તા સોંપવામાં આવે કે જે નામમાત્રની તેના હાથમાં હોય પણ વાસ્તવિક રીતે અંગ્રેજોના જ હાથમાં હોય, અને જે સત્તાના બળથી અંગ્રેજો બાકીનાં મરાઠા રાજ્યોને પણ વશ કરી શકે બીજો હેતુ એ હતો કે આ તકનો લાભ લઈને બાકીના વધારે શક્તિશાળી મરાઠા રાજ્યો ઉપર પણ આ પ્રકારની સંધિ લાદવામાં આવે."[1]

---

1 "Two grand objects now solicited the attention of the British Government. The first was the restoration of the Peshwa, and his elevation to that height of power, which, nominally his, actually that of the British Government, might suffice to control the rest of the Marhatta states. The next was, to improve this event for imposing a similar treaty upon

હોળકરે પૂના જીત્યા પછી જો તરત જ બાજીરાવની પાછળ પડીને તેને કેદ કરી લીધો હોત, અથવા તો બાજીરાવ જો મુંબઈ તરફ નાસવાને બદલે સિંધિયાની પાસે ચાલ્યો ગયો હોત તો, ઓછામાં ઓછું થોડા વખત માટે તો મરાઠા સામ્રાજ્ય આ દેશમાં જીવતુ રહેત એવો પૂરો સંભવ હતો પરંતુ બાજીરાવ તથા હોળકર બંને અંગ્રેજોના હાથમાં પૂતળાં બની ગયા હતા

બાજીરાવને પૂના પાછો લઈ આવવામાં ગવર્નર જનરલે જાણી જોઈને વિલંબ કર્યો તેમ કરવાના બે કારણો હતા પહેલું તો એ કે ૩૧મી ડિસેમ્બરે પેશવા સાથે સંધિ થઈ ગઈ હોવા છતા વેલેસ્લી હજી પણ પેશવાને દબાવીને કંપનીને માટે જેટલી વધારે સગવડતાઓ લઈ શકાય તેટલી લઈ લેવા માગતો હતો બીજુ કારણ એ કે વેલેસ્લી બરાબર જાણતો હતો કે બાજીરાવને બીજી વાર પેશવા બનાવતા સિંધિયા તથા મરાઠામંડળના બીજા સભ્યો સાથે કંપનીને યુદ્ધમાં ઊતરવું પડશે, આથી તે આ ભાવિ યુદ્ધ માટેની તૈયારી કરી લેવા માગતો હતો

આ કાળ દરમિયાન પૂનામાં જસવંતરાવ હોળકર પોતાની સત્તા દૃઢ ન બનાવી શકે એટલા માટે તેની અને પેશવા અમૃતરાવની વચ્ચે ખટરાગ ઉત્પન્ન કરાવવામાં આવ્યો ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે કે શરૂઆતમાં જસવંતરાવ હોળકરનું વર્તન પૂનાવાસીઓ પ્રત્યે ઘણુ નમ્રતાભર્યું હતુ, પણ પાછળથી તેને લોકો પાસેથી ધન વસૂલ કરવાની જરૂર પડી જસવંતરાવે આ માટે પૂનાના રહેવાસીઓની જે લૂટ ચલાવી તે વખતે પણ કર્નલ ક્લોઝ તેની સાથે જ હતો

આ બધુ થયા પછી હવે માત્ર બાજીરાવને પૂના લાવવો અને કંપનીની સેનાને પણ પૂનામાં રાખવી એટલું જ કરવાનું બાકી હતુ કર્નલ ક્લોઝ હવે ચુપચુપ પૂના છોડીને બાજીરાવને જઈ મળ્યો

**પૂના ઉપર ચડાઈ કરવાની અંગ્રેજોની યોજના**

પૂના ઉપર ચડાઈ કરવાના હેતુથી અને દક્ષિણમાં વ્યવસ્થા કરવાના હેતુથી એક નવી સેના દક્ષિણમાં એકત્રિત કરવામાં આવી આ કાર્ય માટે કંપનીને કોઈ નવી જુદી સેનાની જરૂર નહોતી મ્હૈસુર તથા હૈદરાબાદ બંને રાજ્યોમાં તે તે રાજ્યોના ખર્ચે કંપનીની મોટી મોટી સેનાઓ

others of the more powerful Marhatta princes, . '— Mill, vol. vi, Chap 2, p 278

મોજૂદ હતી; ઉપરાંત ત્રાવણકોર, કર્ણાટક વગેરેની સેનાઓ પણ હતી જ.

મ્હૈસૂર તરફની સેનાએ કર્નલ વેલેસ્લીની સરદારી નીચે અને નિઝામની સેનાએ કર્નલ સ્ટીવન્સનની સરદારી નીચે એકત્ર થઈને પૂના તરફ કૂચ કરવા માંડી. કર્નલ વેલેસ્લી પાસે ૧૧,૦૦૦ તથા કર્નલ સ્ટીવન્સનની પાસે ૭,૦૦૦ સૈનિકો હતા. કર્નલ વેલેસ્લી આ બંને સેનાઓનો વડો સેનાપતિ હતો. આ બધી સેનાનું મુખ્ય કાર્ય દક્ષિણના જાગીરદારો તથા સરદારોને ડરાવીને અથવા લલચાવીને બાજીરાવના પક્ષમાં લેવાનું તથા બાજીરાવને લાવીને સરળતાથી પેશવાની ગાદી ઉપર બેસાડી શકાય એવી પરિસ્થિતિ પૂનામાં જઈને તૈયાર કરવાનું હતું. આ જાગીરદારો એ જ હતા, જેમને થોડાં વર્ષો ઉપર અંગ્રેજોએ જ બાજીરાવની વિરુદ્ધ ઉશ્કેરીને વિદ્રોહ કરાવ્યો હતો. વસાઈની સંધિ અનુસાર કંપનીની જે નવી સેના પેશવાના રાજ્યમાં રાખવાની હતી તે પણ આ મ્હૈસૂરની સેનાની સાથે જ હતી.

**અંગ્રેજી સેનાનું પ્રસ્થાન**

ઈ. સ. ૧૮૦૩ ના માર્ચની શરૂઆતમાં આ બધી સેનાઓ હરિહર નામના સ્થાન ઉપર એકઠી થઈ. ખુદ માર્કિવસ વેલેસ્લી પણ પૂનાની નજીક આવી પહોંચ્યો. વેલેસ્લીના પત્રો ઉપરથી જાણી શકાય છે કે મામલો આટલી હદે પહોંચ્યા છતાં હજી પણ બાજીરાવે કરેલી સહાયકારી સંધિ કરતાં કંપનીને વધારે લાભદાયક એવી સંધિ કરી લેવા માટે જો કોઈ પણ પૂનાની વ્યક્તિ તૈયાર થાય તો વેલેસ્લી બાજીરાવનો પક્ષ છોડીને આ નવી વ્યક્તિનો પક્ષ લેવા માટે તત્પર હતો. પણ એ સમયે બાજીરાવથી વધારે ઉપયોગી એવું કોઈ પાત્ર મરાઠા સામ્રાજ્યમાં મળવું મુશ્કેલ હતું. બાપુજી ગણેશ ગોખલે નામનો બાજીરાવનો એક જૂનો સેનાપતિ દક્ષિણની સરહદ ઉપર નિમાયેલ હતો. તેણે વેલેસ્લીની સાથે ભળી જઈને દક્ષિણના જાગીરદારોને વશ કરવામાં અંગ્રેજોને સારી મદદ આપી. આની હકીકત કર્નલ વેલેસ્લીના પત્રોમાંથી મળી આવે છે. બાજીરાવે પણ હવે તો અંગ્રેજોની એકેએક વાતનો સ્વીકાર કરી લીધો હતો, અને વસાઈમાં બેઠો બેઠો તે હવે અધીરો થતો હતો.

ઈ. સ. ૧૮૦૩ ના માર્ચની ૯ મીએ કર્નલ વેલેસ્લીની વિશાળ સેનાએ હરિહરથી પ્રસ્થાન કર્યું અને ૧૨ મી માર્ચે તુંગભદ્રા નદી ઓળંગી. ધોંડ્યા વાઘની પાછળ પડવાને બહાને આ બધા પ્રદેશનો અનુભવ કર્નલ વેલેસ્લીએ કરી લીધો હતો, તે આ વખતે હવે બરાબર ઉપયોગી નીવડ્યો.

ભયભીત અને પૈસાથી ખરી ગેલા જાગીરદારો કંપનીની સામે થવાનું સાહસ કરી શક્યા નહિ

જસવંતરાવે પૂના છોડ્યું

પૂનામાં જસવંતરાવ તથા અમૃતરાવ બંનેમાં ટંટો શરૂ થઈ ચૂક્યો હતો જસવંતરાવ હજી અંગ્રેજોના હાથમાં રમતો હતો, અને અત્યારે બગાસું અણીને વખતે અસહાય અમૃતરાવને પૂનામાં જ રાખીને પોતાની સેના સહિત તે ઈંદોર તરફ રવાના થયો અમૃતરાવની પાસે આ વખતે માત્ર ૧૫૦૦ સૈનિકો હતા જસવંતરાવે રસ્તામાં પેશવાના મુલકમાં લૂંટફાટ કરી એટલું જ નહિ પણ કંપનીના પરમ મિત્ર નિઝામના રાજ્યમાં ઘૂસીને કેટલોક મુલક તથા ઔરંગાબાદનું શહેર લૂંટ્યા નિઝામે આ બાબતની ફરિયાદ અંગ્રેજો પાસે કરી, પરંતુ જનરલ વેલેસ્લીના એક પત્ર ઉપરથી જણાય છે કે ઔરંગાબાદની લૂંટમાં ખુદ વેલેસ્લીની પણ સંમતિ હતી કર્નલ વેલેસ્લી પોતાની સેના સહિત પૂના પહોંચ્યો તે પહેલા રેસિડન્ટ ક્લોઝે એક અફવા ઉડાવી હતી કે અમૃતરાવ પૂના શહેરને આગ લગાડવા ઇચ્છે છે તે સમયના ઇતિહાસ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે આ અફવા બિનબુનિયાદ પાયા વગરની હતી અને માત્ર અમૃતરાવને બદનામ કરવા માટે જ ઉપજાવી કાઢવામાં આવી હતી ઈ સ ૧૮૦૩ ના એપ્રિલની ૨૦ મીએ કર્નલ વેલેસ્લીએ પોતાની સેના સહિત પૂનામાં પ્રવેશ કર્યો અમૃતરાવ શહેર છોડીને નાસી ગયો એમ જાહેર કરવામાં આવ્યું કે બરાબર વખતે કંપનીની સેના આવી પહોંચી એટલે જ પૂના આગમાંથી બચી ગયું (!)

વેલેસ્લીનો પત્ર

૨૧ મી એપ્રિલે કર્નલ વેલેસ્લીએ પોતાના ભાઈ ગવર્નર જનરલ વેલેસ્લી ઉપર પૂનાથી એક કાગળ લખ્યો કે—

'સાધારણ રીતે તો પરિસ્થિતિ ઠીક જણાય છે હું જોઈ શકું છું કે અંતે આપ ઇચ્છો છો એ જ થશે અમુક સરદારો આપણા વિરુદ્ધ એકઠા થવાના છે એવી જે હકીકતો આપણે સાંભળી હતી × × × તેમણે આપણને રોકવા માટે કશું જ નથી કર્યું × × × ભેગા મળીને આપણા ઉપર ચડાઈ કરવાનું તો એક બાજુએ રહ્યું હજી તો તેઓ પોતાની અંદર અંદરના ઝઘડાઓ પણ પતાવી શક્યા નથી × × ×" ૨

---

૨ ' Matters in general have a good appearance I think

વેલેસ્લી જરૂર "આ અંદર અંદરના ઝઘડાઓ" પેદા કરાવવામાં સારો અનુભવી હતો.

**બાજીરાવનો ફરી અભિષેક**

બાજીરાવને હવે ફરી ગાદીનશીન બનાવવા માટે પૂનામાં પૂરતી તૈયારી થઈ ચૂકી હતી. ઈ. સ. ૧૮૦૩ ના એપ્રિલની ર૭મીએ ગવર્નર જનરલની આજ્ઞા મેળવીને અરધી હિંદી તથા અરધી અગ્રેજોની બનેલી ર૩૦૦ સૈનિકોની કર્નલ મરેની સેના તથા કર્નલ ક્લોઝ બધાને સાથે લઈને બાજીરાવે વસાઈથી કૂચ કરી અને ૧૩ મી મેએ પૂનામાં પ્રવેશ કર્યો. તે જ દિવસે પોતાના વિદેશી મિત્રોની મદદથી પોતે પેશવાની ગાદીએ બેઠો તથા પોતાના મુખ્ય નોકરો તથા સરદારોનું નજરાણું સ્વીકાર્યું. અંગ્રેજોએ જે કંઈ ખર્ચ કર્યો હતો તે બાજીરાવને માટે કરેલો હતો, તેથી તેના બદલામાં પેશવા તરફથી થોડો વધારે મુલક કંપનીને મળ્યો, અને કંપનીની સહાયકારી સેનાનું થાણું કાયમ માટે પૂનામાં નખાયું.

ગવર્નર જનરલ તથા તેના સાથીઓની ઇચ્છા પરિપૂર્ણ થઈ. પરંતુ આ બધી બાબતના સંબંધમાં મહારાષ્ટ્રમાં કે પૂનામાં બહુ જ ઓછા માણસોમાં ઉત્સાહ હતો. ઊલટું બધા જ આ બનાવને મરાઠા સામ્રાજ્યને માટે અપમાનજનક અને તેના ભવિષ્યને માટે અશુભસૂચક માનતા હતા.

પેશવા બાજીરાવના આ ફરી વારના રાજ્યાભિષેકના સંબંધમાં ઇતિહાસલેખક મિલ લખે છે:—

"x x x માનવ પ્રકૃતિની સામે આથી વધારે ઘોર પાપ કદાચ બીજું એકે ન હોઈ શકે કે, વિદેશી સેનાના બળ ઉપર તેમ જ વિદેશી શાસકોની ખુશી અને તેમના ફાયદા માટે કોઈ પણ પ્રજાને માથે જબરદસ્તીથી એક એવી સરકારની સ્થાપના કરવામાં આવે, જેમાં એક વાર જે માણસોનો તથા જે સિદ્ધાંતોનો પ્રજાના પોતાના અનુભવથી બૂરા

they will end as you wish. The combined chiefs of whom we have heard so much, . . . have taken no one step to impede our march, . . . they have not yet made peace among themselves, much less they have agreed to attack, or in any particular plan of attack."—Colonel Wellesley's letter to the Governor-General, dated 25th April, 1803.

સમજીને ત્યાગ કરવામાં આવ્યો હોય, અથવા તો ભવિષ્યમાં તેઓ હવે સુધરી જશે એવો જોખમભર્યો અનુભવ લેવાજ પ્રજા નારાજ હોય."[3]

ઈ સ ૧૮૦૨ના ડિસેમ્બરની ૨૪ મીએ વેલ્સ્લીએ ઈંગ્લાંડના શાસકોને લખ્યું હતું કે "જે જાતની લશ્કરી સંધિઓ હું મરાઠા રાજાઓ સાથે કરવા માગું છું, તે બધી ભારતવર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યને મજબૂત બનાવવા માટે તથા ભારતની ભાવિ શાંતિને માટે અતિ આવશ્યક છે"[4]

આ બાબતમાં મિલ લખે છે- "જ્યાં સુધી મરાઠાઓની શક્તિના મોમાં પૂરી લગામ ન નાખવામાં આવે ત્યાં સુધી ભારતમાં બ્રિટિશ રાજ્યને મજબૂત બનાવવાનું તથા ભાવિ શાંતિની સ્થાપના કરવાનું અસંભવિત હતું"[5]

કંપનીએ ન્યાય અન્યાયની પરવા કર્યા વગર અથવા તો પ્રજાના લાભ નુકસાન કે તેની ઇચ્છાઓની પરવા કર્યા વગર કેવળ પોતાના જ લાભ માટે અયોગ્ય, અનધિકારી અથવા દુરાચારી મનુષ્યને પોતાના છળકપટ તથા સંગીનોને જોરે ગાદીએ બેસાડવાનો પ્રયત્ન કર્યાના અનેક ઉદાહરણો ક્લાઈવના સમયથી શરૂ થતા કંપનીના ઇતિહાસમાં મળી આવે છે

૩ " . the most flagitious perhaps of all the crimes which can be committed against human nature, the imposing upon a nation, by force of foreign armies and for the pleasure or interest of foreign rulers, a Government, composed of men, and involving principles, which the people for whom it is destined have either rejected from experience of their *badness*, or repel from their experience or expectation of better"—Mill, vol vi, Chap 2, pp 286, 87

૪ "In his address to the home authorities, dated the 24th of December 1802, he declared his conviction, that 'those defensive engagements which he was desirous of concluding with the Maratha states, were essential to the complete consolidation of the British Empire in India and to the future tranquillity of Hindostan'"—Mill, vol vi Chap 2, pp 286 87

૫ 'Yet the complete consolidation of the British Empire in India and the future tranquillity of Hindostan, could never exist till a sufficient bridle was put in the mouth of the Maratha power"—Ibid

## પ્રકરણ બાવીશમું

### બીજા મરાઠા યુદ્ધનો આરંભ

**અસહાય બાજીરાવ**

જે રીતે હૈદરાબાદનો નિઝામ તથા લખનૌનો નવાબ વજીર અંગ્રેજોની સેનાના બંદીવાન બન્યા હતા, તેવી જ રીતે હવે પેશવા પણ પોતાની જ રાજધાનીમા બંદીવાન બન્યો.[1]

પરંતુ વસાઈની પોતે કરેલી સંધિની કેટલી ઊંડી અસર પોતાના ઉપર તથા મરાઠા સામ્રાજ્ય ઉપર પડી છે તે બાજીરાવ થોડુ ઘણુ સમજતો હતો આ પહેલા જોકે તેણે અનેક વાર સહાયકારી સંધિ સ્વીકારવા માટે તત્પરતા બતાવી હતી, અને વસાઈમા સંધિ ઉપર સહી પણ તેણે કરી હતી, પણ તે તો જ્યારે તે ચારે બાજુથી ઘેરાઈ ગયો અને વિવશ બન્યો ત્યારે વસાઈ પહોચતા જ પોતાની અસહાય સ્થિતિનુ તેને ભાન થઈ ગયુ હતુ પેશવા સિવાયના મરાઠામંડળના બાકીના ચાર સભ્યોમાથી ગાયકવાડ તો પ્રથમ મરાઠા યુદ્ધના વખતથી જ મરાઠામંડળથી જુદો પડી ગયો હતો હોળકરના કુટુંબમા કુસંપ પેઠો હતો, અંગ્રેજો કોઈ વાર મલ્હારરાવને જસવંતરાવ સાથે તો કોઈ વાર જસવંતરાવને કાશીરાવ સાથે લડાવ્યા કરતા હતા કેવળ સિંધિયા અને ભોસલે એ જ મરાઠા નરેશો હવે બાકી રહી જતા હતા બાજીરાવે પોતાની અસહાય સ્થિતિનો અનુભવ લીધા પછી વસાઈથી રઘુજી ભોંસલે તથા દૌલતરાવ સિંધિયા બંને પાસે ગુપ્ત કાસદ

---

[1] 'The present Peshwa ... is himself so completely under our dominion, that he pays a subsidy to maintain the three thousand troops which surround his capital and keep him a prisoner.' —*Journal of a Residence in India*, by Maria Graham, 1813, pp 84, 85

મોકલ્યા હતા, અને પ્રાર્થના કરી હતી કે પોતાને ફરી પૂનાની ગાદીએ બેસવામાં તેઓ મદદ કરે. ઉપરાંત બંનેની મદદથી દૌલતરાવ સિંધિયા, જસવંતરાવ હોળકર તથા બાજીરાવ ત્રણેના અંદર અંદરના ઝઘડાની સમાધાની થઈ જાય તથા ત્રણેના પ્રયત્નથી મરાઠા સામ્રાજ્યમાં ફરી ઐક્ય, બળ અને જીવન આવે એવી ઇચ્છા પણ પ્રગટ કરી હતી.

**મરાઠામંડળની પરિસ્થિતિ**

શરૂઆતથી જ મરાઠામંડળના પાંચે સભ્યોએ પરસ્પર પ્રતિજ્ઞા લીધી હતી કે આપત્તિને સમયે બધાએ એકબીજાને મદદ કરવી, અને પાંચેની મસલત વગર કોઈ એક જણે કોઈ બીજી સત્તા સાથે સંધિ કે સમાધાની કરવી નહિ. ખાસ કરીને દૌલતરાવ સિંધિયા તથા બાજીરાવ વચ્ચેનો સંબંધ વધારે ગાઢ હતો. સિંધિયા તથા ભોંસલે બંનેની સંમતિ વગર વસાઈની સંધિ ન સ્વીકારવાનું બાજીરાવ માટે જરૂરી હતું. ઉપરાંત પ્રથમ મરાઠા યુદ્ધને અંતે પેશવા અને અંગ્રેજો વચ્ચે જે સાલબાઈની સંધિ થઈ હતી તે દૌલતરાવ સિંધિયાના પૂર્વાધિકારી માધોજી સિંધિયાની દરમિયાનગીરીથી જ થઈ હતી. એ સંધિ મુજબ વસાઈની આ ક્રાંતિકારક નવી સંધિ પેશવાની સાથે કરતા પહેલાં અંગ્રેજો અને પેશવા બંને માટે દૌલતરાવની સલાહ લેવાની જરૂર હતી. એટલું જ નહિ પણ વસાઈની સંધિને પાકી કરવાને માટે તેના ઉપર ભોંસલે તથા સિંધિયા બંનેની સહી અનેક રીતે આવશ્યક હતી. બાજીરાવ બધું સમજતો હતો; પરંતુ પોતાની અદૂરદર્શિતાને લીધે પૂના છોડયું ત્યારથી જ તે બીજાના હાથમાં પડી ચૂક્યો હતો.

**વસાઈની સંધિમાં મરાઠામંડળને દેખાતો ભય**

દૌલતરાવ સિંધિયા તથા વરાડનો રાજા પણ પૂરી રીતે સમજતા હતા કે પેશવાનું આ રીતે વિદેશીઓના ફંદમાં ફસાવું એ ભવિષ્યમાં બીજા મરાઠા રાજાઓની સ્વાધીનતાને માટે શુભ સૂચક નથી, અને મરાઠા સામ્રાજ્ય પણ પછી ઝાઝો વખત ટકી શકશે નહિ.

ગવર્નર જનરલ તથા બીજા અંગ્રેજોના પત્રો ઉપરથી મરાઠાઓની આ બધી શંકાઓ સાચી હોવાનું ઠરે છે. વેલેસ્લીનું મૃત્યુ કે એવા જ કોઈ આકસ્મિક કારણને લીધે જો એચાનક ગવર્નર જનરલનું પદ ખાલી પડે તો એ પદ વેલેસ્લીની કાઉન્સિલના મુખ્ય સભ્ય બારલોને આપવામાં આવે એવી ઇંગ્લાંડના ડાયરેક્ટરોની આજ્ઞા હતી. આ બારલોએ ઈ. સ. ૧૮૦૩ ના જુલાઈની ૧૨ મીએ એક લાંબો પત્ર લખીને ગવર્નર જનરલને આપ્યો,



મહારાજા દોલતરાવ સિંધિયા
(શ્રી વાસુદેવરાવ સુબેદાર, સાગરના સૌજન્યથી)

જેમાં આ પ્રમાણેનાં વાક્યો સ્પષ્ટતાથી લખેલાં છે —

" × × × હિંદુસ્તાનમાં કોઈ એવું દેશી રાજ્ય બાકી રહેવા દેવું જોઈએ નહિ કે જે રાજ્ય અંગ્રેજોની શક્તિથી ટકેલું ન હોય, અથવા જે રાજ્યનો બધો રાજનૈતિક વ્યવહાર પૂરી રીતે અંગ્રેજોના હાથમાં ન હોય. ખરી રીતે મરાઠા સામ્રાજ્યના મુખિયાને એટલે કે પેશવાને અંગ્રેજી સત્તાના બળથી પૂનાની ગાદીએ ફરી બેસારવાને લીધે હિંદુસ્તાનની બાકીની રિયાસતો પણ હવે અંગ્રેજોને આધીન થઈ ગઈ છે. જો પેશવા સાથેની આપણી સંધિ કાયમ ટકી રહેશે તો તેનું સ્વાભાવિક અને આવશ્યક પરિણામ એ આવશે કે ધીરે ધીરે સિંધિયા × × × તથા વરાડનો રાજા બંને પહેલાં પેશવાના આશ્રિત બનશે, અને પછી નવી સંધિ દ્વારા (પેશવા મારફત) અંગ્રેજોની સત્તાને આધીન થઈ જશે. જો તેઓએ વસાઈની સંધિમાં સંમતિ આપી હોત તોપણ તેમને માટે તો એ જ પરિણામ આવત. × × ×"૨

**સિંધિયા-ભોંસલે સાથે યુદ્ધની તૈયારી**

વેલેસ્લી જાણતો હતો કે વસાઈની સંધિને જો પાકી કરવી હોય તો સિંધિયા તથા ભોસલે બંનેની મંજૂરીની આવશ્યકતા છે. વળી તે એ પણ જાણતો હતો કે વસાઈની સંધિની બધી શરતો જો મરાઠા નરેશો જાણશે

૨ ". . . no native state should be left to exist in India which is not upheld by the British power, or the political conduct of which is not under its absolute control. The restoration of the head of the Maratha Empire to his Government through the influence of the British power, in fact, has placed all the remaining states of India in this dependent relation to the British Government. If the alliance with the Peshwa is maintained, its natural and necessary operations would in the course of time reduce Scindhia . . . and the Raja of Berar, to a state of dependence upon the Peshwa, and consequently upon the British power even if they had acquiesced in the treaty of Bassein."—Sir George Barlow's Memorandum to the Governor-General, dated 12th July, 1803.

તો ઓછામાં ઓછું સિંધિયા તો એનો સ્વીકાર કરશે જ નહિ. વસાઈની સંધિની કુલ ઓગણીશ કલમો હતી, તેમાંની ત્રીજી તથા સત્તરમી કલમો ઉપર સિંધિયા જેવા સમજુ રાજાઓ શંકા ઉઠાવે અને તેનો વિરોધ કરે એ સ્વાભાવિક તેમ જ જરૂરી હતું. ત્રીજી કલમ અનુસાર પેશવાએ પોતાના રાજ્યમાં કંપનીની સેના રાખવાનો સ્વીકાર કર્યો હતો; સત્તરમી કલમ મુજબ ભવિષ્યમાં પેશવા બ્રિટિશ સરકારની સલાહ અને મંજૂરી વગર કોઈ બીજા રાજાની સાથે કોઈ જાતનો પત્રવહેવાર કરી શકતો નહોતો, તેમ કોઈ જાતનો સંબંધ પણ રાખી શકતો નહોતો. આ કલમનો સ્પષ્ટ ઉદ્દેશ મરાઠામંડળને તોડી નાખવાનો જ હતો એમાં શક નથી; અને સિંધિયા તથા ભોંસલે કોઈ આ બાબત સ્વીકારવા તૈયાર થઈ શકે એમ નહોતું. વેલેસ્લી આ બધું જાણતો હતો. તેણે બે ઉપાયો યોજ્યા. સિંધિયા તથા ભોંસલે બંનેને અંધારામાં રાખીને તેમના હાથમાં સંધિની નકલ આપ્યા વગર જ તેમને એવી મૌખિક સમજણ આપી કે આ સંધિનો પ્રભાવ સિંધિયા તથા ભોંસલેના સંબંધો ઉપર બિલકુલ પડશે નહિ; અને એમ કરીને તેમની મંજૂરી મેળવવાનો પ્રયત્ન કર્યો. બીજા ઉપાય તરીકે તેણે મરાઠા સત્તાનો સર્વનાશ કરવા માટે મરાઠા સામ્રાજ્યની બધી સરહદો ઉપર ફોજ એકઠી કરવાનું તથા યુદ્ધની તૈયારીઓ કરવાનું શરૂ કર્યું. સિંધિયા તથા ભોસલેના ફળદ્રુપ પ્રદેશો ઉપર વેલેસ્લીની નજર ઘણા વખતથી પડી હતી, અને હવે તે પોતાની આ ઇચ્છાને તૃપ્ત કરવા માગતો હતો.

૧૯ મી એપ્રિલે ગવર્નર જનરલ વેલેસ્લીએ કંપનીના ડાયરેક્ટરો ઉપર એક કાગળ લખ્યો. તેમાં તેણે લખ્યું છે કે—

> "બાજીરાવને ફરી પેશવા બનાવવાની વાતનો સિંધિયાએ સ્વીકાર કર્યો છે, પરંતુ વસાઈની સંધિની બાબતમાં કોલિન્સને તેણે સાફ જણાવી દીધું છે કે જ્યાં સુધી સંધિની બધી કલમો તથા બાજીરાવના વિચારો હું પૂરી રીતે જાણું નહિ, ત્યાં સુધી એ સંધિને સંમતિ નહિ આપું. વરાડના રાજા રાઘોજી ભોંસલેએ પણ સંધિનો સ્વીકાર કરવાની ના પાડી છે."

**જનરલ લૉર્ડ લેકનો પરિચય**

ઇંગ્લાંડના શાસકો પણ આ વખતે હિંદમાં પોતાનું રાજ્ય વધારવા માટે ઉત્સુક હતા. આ કાર્યમાં ગવર્નર જનરલ વેલેસ્લીને મદદ કરવા માટે જનરલ લેકને હિંદુસ્તાનની કંપનીની સમસ્ત સેનાઓના કમાંડર-ઇન-ચીફ

તરીકે નીમીને ભારત મોકલવામાં આવ્યો. ત્રીજા મરાઠા યુદ્ધની સાથે જનરલ લેકનો એટલો બધો સંબંધ છે કે અહીં તેના જીવનચરિત્ર ઉપર પણ એક નજર નાખી લેવી જરૂરી છે.

ભારતમાં કમાંડર-ઇન-ચીફ નિમાયા પહેલાં જનરલ લેકે આયર્લાંડમાં કમાંડર-ઇન-ચીફ તરીકે કામ કર્યું હતું. આયર્લાંડની સ્વાધીનતાનો નાશ કરવામાં અંગ્રેજી શાસકો સફળ થયા તેમાં જનરલ લેકનો જ મુખ્ય હિસ્સો હતો. જે ઉપાયો દ્વારા તેને આ સફળતા મળી તેમાં મુખ્ય ઉપાયો કયા કયા હતા તે લૉર્ડ કૉર્નવાલિસના શબ્દોમાં નીચે આપીએ છીએ:—

"આયર્લાંડના લોકોને ધનની લાલચ આપવી, તેમનાં ઘરો બાળવાં, નગરવાસીઓની કત્તલ કરવી, લોકોને કોરડાઓ મારીને મરજી પડે તે કબુલાવવું, સમસ્ત દેશમાં આયરિશ સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરવો તથા દેશને લૂંટવો. × × ×" ૩

જનરલ લેકનાં આ બધાં કૃત્યોથી ઈંગ્લાંડના શાસકો એટલા બધા પ્રસન્ન થયા કે તેને ભારતનો કમાંડર-ઇન-ચીફ બનાવવામાં આવ્યો.

**વેલેસ્લીનો લેક ઉપર પત્ર**

જનરલ લેક જ્યારે ઉત્તરમાં હતો ત્યારે માર્કિવસ વેલેસ્લીએ તેના ઉપર ઈ. સ. ૧૮૦૩ના જાનેવારીની ૭મીએ એક 'અત્યંત ખાનગી અને અંગત' ( Most secret and confidential ) કાગળ લખ્યો. આ પત્રમાં વેલેસ્લીએ લખ્યું:—

"મરાઠા સામ્રાજ્યની મનોરંજક પરિસ્થિતિ સંબંધે ઘણા વખતથી હું તમને લખવા ધારતો હતો, અને એ પરિસ્થિતિમાંથી જેટલો લાભ ઉઠાવી શકાય તેટલો ઉઠાવવા હું કેવા પ્રયત્નો કરું છું એ પણ તમને જણાવવા ધારતો હતો.

૩ ". . . bribe it (The Irish Parliament) with gold"—W. O' Brien, in 'Contemporary Review' for January 1898. ". . . the burning of houses and murder of the inhabitants . . . the flogging for the purpose of extorting confession; . . . universal rape and robbery throughout the whole country."—Lord Cornwallis' letter as Lord Lieutenant of Ireland. "General Lake, a truculent ruffian . . ."—W. T. Stead in his 'Review of Reviews' July 1898.

"જે શક્તિથી આપણે સૌ કરતાં વધારે ડરવાને કારણ છે, તથા જે શક્તિને કાબૂમાં રાખવાની આપણે સૌથી વધારે જરૂર છે તે સિંધિયા છે. સિંધિયા સિવાય બીજી કોઈ શક્તિનો એવો વિરોધ આવવાનો સંભવ નથી કે જેનાથી આપણે ડરવું પડે. × × × સિંધિયાને વશ કરવાનો સૌથી અમોઘ ઉપાય તો આપણે માટે એ છે કે અયોધ્યાનો જે મુલક હમણાં જ આપણને મળ્યો છે તેમાંથી સિંધિયાના મુલક ઉપર એકાએક તૂટી પડીએ; આ પરિસ્થિતિમાં મુખ્ય અને મહત્ત્વનો પ્રયત્ન તો ત્યાં આપ છો એ સ્થાનેથી જ કરવો જોઈએ.

"× × × જો કોઈ ભારે લડાઈ થાય તો × × × આપણે આપણા બધા પ્રયત્નો સિંધિયા રાજ્યની વિરુદ્ધ કરવા જોઈએ, જેથી હિંદુસ્તાનમાં તેની શક્તિનો નાશ થઈ શકે; દક્ષિણમાં આપણે કોઈની સાથે મોટા સંગ્રામમાં ઊતરવું પડે એવો સંભવ નથી.

"× × × મારી યોજના એવી છે કે × × × મરાઠા સામ્રાજ્યની સરહદના દરેક ભાગ ઉપર સેના એકઠી કરીને એવો પ્રબંધ કરવામાં આવે કે મરાઠા સામ્રાજ્યનું દરેક રાજ્ય આપણું આ બળ જોઈને જ ડરી જાય."[૪]

---

૪ "I have been desirous for some time past to communicate to you the interesting state of affairs in the Maratha Empire, and the course of policy which I have adopted, with a view to derive every attainable advantage from this singular crisis.

"The power, whose views might be most apprehended, and whom it is most important to hold in check, is certainly Scindhia. No serious or alarming opposition is to be feared from any other quarter, . . . our most effectual mode of controlling Scindhia must be an irruption into his dominions in Hindostan, from the ceded provinces of Oudh, and in that case the main and most critical effort must be made from the quarter where you are now present.

". . . if any serious contest should arise, . . . the most important operations will be directed against Scindhia's

**સિંધિયાની વિરુદ્ધ પ્રયત્નો**

વસ્તુત. અંગ્રેજોને સૌથી વધારે ડર સિંધિયા તરફથી હતો. દૌલતરાવ સિંધિયાને કચડી નાખવા માટે વેલેસ્લી વરસો થયાં લાગ શોધતો હતો ઈ. સ. ૧૭૯૯ ના માર્ચની ૮મીના કાગળમાં તેણે કમાંડર-ઇન ચીફને સ્પષ્ટ લખ્યું હતું કે —

"જ્યારે અવસર મળે ત્યારે તુરત જ સિંધિયાની શક્તિનો નાશ કરવાની નીતિ હું તદ્દન વ્યાજબી સમજુ છું."[૫]

આ વખતથી જ વેલેસ્લીએ કર્નલ કૉલિન્સ મારફત સિંધિયાના માણસોને ફોડવાનું તથા સિંધિયા વિરુદ્ધ દરેક જગાએ તેના રાજ્યમાં કાવતરાં કરવાનુ શરૂ કરી દીધું હતુ.

**મરાઠામંડળની એકતાના પ્રયત્નો**

બધા મરાઠા નરેશો ઓછા વત્તા અંશે આ આવનારી આફત જોઈ શકયા હતા, અને તેને નિવારવા માટે યથાશક્તિ ઉપાયો પણ કરતા હતા.

પૂના પહોચ્યા બાદ બાજીરાવ પોતાની શોચનીય પરાધીનતાનો વધારે અનુભવ કરવા લાગ્યો પૂના પહોચીને તરત જ ફરી તેણે પોતાના ખાસ દૂતો સિંધિયા તથા ભોસલે પાસે મોકલ્યા, કાગળો લખ્યા અને સલાહ માટે તેમને તુરત પૂના આવવા વિનતિ કરી અમૃતરાવે પૂના છોડ્યુ હતું, આ વખતે બાજીરાવ જ મગધ સામ્રાજ્યનો સાચો અધિપતિ હતો. બાજીરાવની

---

possessions to the destruction of his power in Hindostan, and that no probability exists of any important contest in the Deccan

". . . And my plan is, therefore, rather to form such arrangements as may present the most powerful and menacing aspect to every branch of the Maratha Empire, on every point on their frontier. . "—Marquess Wellesley's 'Most secret and confidential' letter to General Lake, dated Barrackpur, January 7th 1803

૫ "I am equally satisfied of the policy of reducing the power of Scindhia, whenever the opportunity shall appear advantageous "—Governor General's letter to Sir Alured Clarke, dated 8th March, 1799

આજ્ઞાનુસાર એ વખતે સિંધિયા કે ભોંસલે પૂના આવે તો તેમાં કોઈને શંકા ઉઠાવવાનું કારણ ન હોવું જોઈએ. અંગ્રેજોને ખબર પણ આપવામાં આવ્યા હતા કે સિંધિયા તથા ભોંસલેને પૂના બોલાવ્યા છે. બધા જ સમજતા હતા કે જ્યાં સુધી આ બંને જણા વસાઈની સંધિ ઉપર સહી ન કરે ત્યાં સુધી એ સંધિ પાકી ન ગણાય. આથી બાજીરાવે આ બંનેના આવતા સુધી સંધિની બાબતને અટકાવી રાખી.

પરંતુ સિંધિયા તથા બાજીરાવ મળી જાય એવો અંગ્રેજોને પૂરો ડર હતો.

ઈ. સ. ૧૮૦૩ના મેની ૧૩મીએ બાજીરાવ પૂના પહોંચ્યો. ૪ થી જૂને ગવર્નર જનરલ વેલેસ્લીના ભાઈ મેજર જનરલ વેલેસ્લીએ મદ્રાસના સેનાપતિ જનરલ સ્ટુઅર્ટને પૂનાથી લખ્યું કે —

"આ દેશમાં આપણી સ્થિતિ વધારે નાજુક છે. જે સરદારો અહીં મારી સાથે આવ્યા હતા તેમને માટે હજુ સુધી પેશવાએ કંઈ કર્યું નથી, અને એમાંથી કોઈ પૂનાથી હજી પાછા ગયા નથી. બાજીરાવ પોતાની બધી સેના મારે હવાલે કરી દે એવી સંધિમાં એક શરત હતી, બાજીરાવે મને એ બાબતનું વચન પણ આપ્યું હતું. પરંતુ આ વચન તથા સંધિનું ઉલ્લંઘન કરીને તેણે હજુ સુધી પોતાની સેના મને સોંપી નથી × × × અને ભય છે કે સંધિની શરતો પ્રમાણે આપણી તથા તેની મૈત્રી નભી શકશે નહિ × × ×"

૧૯મી જૂને જનરલ વેલેસ્લીએ જનરલ સ્ટુઅર્ટને એક બીજા કાગળમાં લખ્યું —

"પેશવાના નોકરો વચનો આપવામાં ભારે ઉતાવળા છે, પણ વચનો પાળવામાં એટલા જ સુસ્ત છે, અને જોકે પોતાના દેશની ચીજો અમને લાવીને આપવામાં દેશવાસીઓનો જ સ્પષ્ટ લાભ છે, છતાં અહીંની ચીજોથી આપણે એટનો ઓછો લાભ ઉઠાવી શક્યા છીએ કે હવે આ સરકાર સંધિમાં પીછેહઠ કરવા માગતી હોય એવો મને શક જાય છે × × ×"

દૌલતરાવ સિંધિયા વીર અને સમજુ હતો. તે આ બધી પરિસ્થિતિ તથા તેની ગંભીરતા નિહાળી રહ્યો હતો. સૌથી પ્રથમ તો મરાઠામંડળમાં ફરી ઐક્ય સ્થાપવાની જરૂર તેને જણાઈ. આથી બાજીરાવની ઇચ્છાનુસાર પૂના આવતાં પહેલાં તે જસવંતરાવ હોળકર તથા વરાડના રાઘોજી ભોંસલે સાથે આ બાબતમાં વાટાઘાટ કરી લેવા માગતો હતો. તે વખતના કાગળ-

પત્રો ઉપરથી સાબિત થાય છે કે ખુદ જસવંતરાવ પણ કાશીરાવ હોળકર, દૌલતરાવ સિંધિયા તથા બાજીરાવ પેશવા ત્રણે સાથે ફરી સમાધાની કરી લેવા ઉત્સુક હતો અને દૌલતરાવ, જસવંતરાવ તથા રાઘોજી ભોંસલે ત્રણેએ બુહાનપુરથી પચાસ માઈલ દૂર આવેલા બદૌલી નામના સ્થાને મળવાનું પણ ઠરાવ્યું દૌલતરાવ સિંધિયાએ પોતાની રાજધાનીથી નીકળી નર્મદા નદી પાર કરીને બુહાનપુર તરફ પ્રસ્થાન કર્યું તથા ત્યાં ઘણા દિવસો સુધી રોકાઈને ઈ સ ૧૮૦૩ ના મેની ૪ થીએ બદૌલી પહોંચવા માટે નીકળ્યો આ વખતનું સિંધિયાનું અંતિમ લક્ષ્ય પૂના હતું અને તેના કાગળો ઉપરથી પણ એ બાબત સ્પષ્ટ થાય છે કે વસાઈની સંધિની અસર મરાઠા મંડળના બીજા કોઈ પણ સભ્ય ઉપર તેમ જ તેમના પરસ્પરના સંબંધ ઉપર ન થાય એ બાબતની તે સાફ ચોખવટ કરી લેવા માગતો હતો અંગ્રેજો આ બાબતનું મૌખિક આશ્વાસન તેને આપ્યા કરતા હતા, અને સિંધિયા પણ એ જ બાબત પૂના જઈને બધાની હાજરીમાં પાકી કરી લેવા માગતો હતો

અંગ્રેજો સાથે કદી પણ યુદ્ધ કરવાનો કે કોઈના ઉપર પણ હુમલો કરવાનો સિંધિયાનો હેતુ બિલકુલ નહોતો એ વાત અંગ્રેજોના અનેક પત્રો ઉપરથી સાબિત થાય છે

ઈ સ ૧૮૦૩ના એપ્રિલની ૧૯ મીએ માર્ક્વિસ વેલેસ્લીએ ઇંગ્લંડના ડાયરેક્ટરોને લખ્યું કે—

> હું સમજું છું કે × × × સિંધિયાની વધારેમાં વધારે જો કોઈ ઇચ્છા હોય તો તે × × × આત્મરક્ષણ માટે સિંધિયા, હોળકર અને વરાડના રાજા ત્રણે અંદર અંદર એક થઈ જવાની હોય, પરંતુ અંગ્રેજોની સાથે યુદ્ધ કરવાનો તો તેનો હરગિજ ઇરાદો નથી × × ×"

ઈ સ ૧૮૦૩ના મે માસની ૧૫ મીએ કર્નલ લોર્ડે પૂનાથી ડાયરેક્ટરોને લખ્યું કે—

> "સિંધિયા (અંગ્રેજો સાથે) યુદ્ધ કરવાના ઇરાદાથી આ સંઘમાં સામેલ થયો હોય એ બિનકુલ અસંભવિત છે '

એ વખતના બીજા અનેક પત્રો ઉપરથી પણ આ જ વસ્તુ સિદ્ધ થાય છે પરંતુ જેઓ વર્ષોના પ્રયત્નોને અંતે ને આગલી બધી મહેનતે મરાઠા સામ્રાજ્યમાં કુસંપ પેદા કરીને તેના સભ્યોને અંદર અંદર એક-

બીજાથી અલગ કરી શકયા હતા, તથા જેમનો હેતુ હરકોઈ ઉપાયે સમસ્ત મરાઠા સામ્રાજ્યને ધીરે ધીરે અંગ્રેજી સામ્રાજ્યમા ભેળવી દેવાનો હતો, તેઓ દૌલતરાવ સિંધિયાના આ પ્રયત્નને કેમ સાખી શકે? આથી અંગ્રેજોએ પ્રથમ સિંધિયાને પૂના આવતો રોકવા માટેના પ્રયત્નો શરૂ કર્યા

સિંધિયાને પૂના જતો રોકયો

પૂના ન જવા માટે હવે કર્નલ કોલિન્સ સિંધિયાને ખુલ્લી રીતે સમજાવવા લાગ્યો સામેથી સિંધિયાને પૂના ન આવવાનુ લખવા માટે કર્નલ કલોઝ તથા જનરલ વેલેસ્લી બન્નેએ બાજીરાવ ઉપર દબાણ લાવવાનું શરૂ કર્યું જનરલ વેલેસ્લીએ જનરલ સ્ટુઅર્ટને ઈ સ ૧૮૦૩ ના મેની ૧૦મીએ લખેલ કાગળમા લખ્યુ —

"સિંધિયાને પૂના ન આવવાનુ લખવા માટે પેશવાને આગ્રહ કરવાનો કર્નલ કોલિન્સનો ઇરાદો છે અને 'સિંધિયા પૂના ન આવે એવી પેશવાની ઇચ્છા છે, અને પેશવાની ઇચ્છાને યોગ્ય માન આપવુ જોઈએ,' એવા આશયવાળો એક પત્ર હુ પણ કોલિન્સને લખવા ધારુ છુ "[૧]

૧૦મી મેએ તો હજી બાજીરાવ પૂના પહોચ્યો પણ નહોતો અને પૂના પહોચ્યા પછી જ તેણે દૌલતરાવને પૂના આવવા માટે કાગળો લખ્યા છતા પોતાનો હેતુ સાધવા માટે જૂઠુ બોલવુ એ જનરલ વેલેસ્લી તથા તે સમયના બીજા અગ્રેજો માટે એક સાધારણ મામૂલી વાત હતી. બીજી બાજુથી નવા યુદ્ધને માટેની અગ્રેજોની તૈયારી ચાલુ હતી કર્નલ કોલિન્સે પોતાના પ્રપચની જાળ સિંધિયાના દરબારમા એટલી સરસ ફેલાવી રાખી હતી કે હવે તે યુદ્ધ શરૂ કરવા અધીરો બન્યો હતો પણ માર્કિવસ વલેસ્લી અને જનરલ વેલેસ્લીએ પોતાને પક્ષે પૂરતી તૈયારી કરી નહોતી જનરલ વેલેસ્લીને એ પણ અનુભવ હતો કે વરસાદનો સમય

૧ "Colonel Collins intends to press the Peshwa to desire Scindia not to advance to Poona, and I think that I ought to write him a letter to say that such is the Peshwa's wish, and that it is proper it should be complied with,"—Major General Wellesley's letter to Lt General Stuart, dated 10th May, 1803

મરાઠા સાથે યુદ્ધ શરૂ કરવા માટે સારો સમય છે આથી તેણે કૉલિન્સને લખ્યુ કે હજી વરસાદના સમય સુધી તમે સિંધિયાની સાથે જ રહો, તથા તેને ઠેઠ સુધી અંધારામા રાખવા માટે દોસ્તીની વાતો કર્યા કરો

**યુદ્ધની ગુપ્ત તૈયારી**

જેમ જેમ અંગ્રેજોની તૈયારી વધવા માંડી તેમ તેમ તેમનુ વલણ પણ બદલાવા લાગ્યુ. ઈ સ ૧૮૦૩ ના મેની ૩૦મીએ ગવર્નર જનરલ વેલેસ્લીએ મહારાજા સિંધિયાને લખ્યું. "આપ શાંતિ જાળવી રાખવા માટે આગળ વધવાનુ બંધ કરી, નર્મદા નદી પાર કરી આપની રાજધાનીમાં પાછા ફરી જાઓ" વરાડના રાજા રઘોજી ભોસલેને લખ્યુ કે "આપ પાછા નાગપુર ચાલ્યા જાઓ" અને તે જ દિવસ પૂનાના રેસિડન્ટ કર્નલ કલોઝને લખ્યુ કે જો સિંધિયા નર્મદા ઊતરીને ઉત્તર તરફ ચાલ્યો જાય તોપણ કંપનીની સેના તો દક્ષિણમા પૂરી તૈયારીમા જ રહે અને જો જસવંતરાવ હોળકર પોતાની સેના સહિત પૂના આવવા માગે તો તેને પણ અટકાવવી સાથોસાથ ભોમવેના કટક પ્રાંતની સીમા ઉપર મેદિનીપુરની છાવણીમા કંપનીની સેના વધારવાની આજ્ઞા આપી

આ બધાનો અર્થ તો એ કે જ્યારે અંગ્રેજો "શાંતિ અને મૈત્રી" ને નામે સિંધિયા, હોળકર તથા ભોસલેને મળતા અટકાવતા હતા, તેમ જ પેશવાની આજ્ઞા પ્રમાણે ત્રણેમાથી જો કોઈ પૂના આવવા માગે તો તેમને તેમ કરતા અટકાવવાના પ્રયત્નો કરતા હતા, ત્યારે તેઓ પોતે તો આ જ મરાઠા સરદારોના નાશને માટે કંપનીની સુસજ્જ સેનાઓને ઠેકઠેકાણે આખી સરહદ ઉપર એકઠી કર્યે જતા હતા, અને માર્ક્વિસ વેલેસ્લીના શબ્દો મુજબ કેવળ પોતાની તૈયારી પૂરી થવાની તથા યોગ્ય ઋતુની રાહ જોતા હતા.

ચાર દિવસ પછી ઈ સ ૧૮૦૩ ના જૂનની ૩ જી તારીખે વેલેસ્લીએ કલકત્તાથી કર્નલ કૉલિન્સને સ્પષ્ટ હુકમ કર્યો કે —

> "પેશવાએ સ્પષ્ટ શબ્દોમા રજા આપી હોય અને બ્રિટિશ સરકારે એને મંજૂરી આપી હોય એવા સંયોગો સિવાય બીજા કોઈ પણ સંયોગોમા કોઈ પણ બહાને સિંધિયા જો પૂના જશે તો જરૂર તેણે બ્રિટિશ સત્તા સાથે લડવુ પડશે, એ વસ્તુ તેને હવે કહી દેવી મુનાસિબ છે"

**વરાડના રાજાને ધમકી**

વરાડનો રાજા પણ પેશવાના નિમંત્રણથી પૂના જતો હતો. આપી

જે જાતનો કાગળ સિંધિયા ઉપર વેલેસ્લીએ લખ્યો હતો, તેવો જ બીજો કાગળ ભોસલે ઉપર પણ લખવામાં આવ્યો હતો અને તેને પણ એવી ધમકી આપવામાં આવી કે જો તમે પૂના તરફ જશો તો તમારા મુલક ઉપર ચઢાઈ થવાનો પૂરો સંભવ છે યાદ રાખવાની જરૂર છે કે અંગ્રેજો પોતે સિંધિયા, ભોસલે તથા પેશવા ત્રણેને પોતાના 'મિત્ર' કહેતા હતા, અને આ મૈત્રીની વિરુદ્ધ એક પણ કાર્ય હજુ સુધી આ ત્રણેમાંથી કોઈને પક્ષે થયું નહોતું પણ તેમને પૂના આવતા રોકવા માટે કોઈ બહાનાની જરૂર હતી આથી સિંધિયા ઉપર એક નવો ને વિચિત્ર આરોપ મૂકવામાં આવ્યો કે તમે પેશવા તથા નિઝામના રાજ્ય ઉપર હુમલો કરીને તે લૂટવાનો ઇરાદો રાખો છો ઈ સ ૧૮૦૩ ના મે માસની ૨૮ મીએ કર્નલ કોલિન્સે મહારાજા સિંધિયાની મુલાકાત લીધી ત્રણ કલાક સુધી વાતચીત ચાલી આની હકીકત તેણે ૨૯ મી મેએ ગવર્નર જનરલ ઉપર લખેલ લાંબા પત્રમાં આપી છે

કોલિન્સનો પત્ર

આ પત્રમાં લખ્યું છે કે— કોલિન્સના જવાબમાં મહારાજા સિંધિયાએ ખાતરી આપી કે પેશવા કે નિઝામ કોઈના રાજ્ય ઉપર હુમલો કરવાનો મહારાજાનો બિલકુલ ઇરાદો નથી કોલિન્સે આ જવાબથી પોતાનો સંતોષ પ્રગટ કર્યો અને વળી પૂછ્યું કે મહારાજા સિંધિયા, વરાડના રાજા તથા હોળકર ત્રણે વચ્ચે જે પત્રવહેવાર ચાલે છે તેમાં કોઈ પણ રીતે વસાઈની સંધિ મુજબ જે પગલાં લેવામાં આવે તેમાં દરમ્યાનગીરી કરવાનો તો ઇરાદો નથી ને? આ પ્રશ્નના જવાબમાં મહારાજા સિંધિયાએ ચોખ્ખું જણાવ્યું કે વરાડના રાજાની સાથે વાતચીત થયા પહેલાં આ બાબતમાં કશી વાત કરી શકાય એમ નથી કોલિન્સે વારંવાર આગ્રહ કરીને તથા ધમકાવીને પણ આ સંબંધમાં સિંધિયાનો ઇરાદો વિચાર જાણવા પ્રયત્ન કર્યો મહારાજા સિંધિયાએ જવાબ આપ્યો કે વરાડના રાજા રાઘોજી સાથે વાતચીત કર્યા વગર હું જો આપને કંઈ પણ આ સંબંધમાં કહું તો તે તેની સાથે વિશ્વાસઘાત કર્યા બરાબર થશે હમણાં રાઘોજી અહીંથી માત્ર પચાસ ગાઉ જ દૂર છે, અને બેચાર દિવસમાં જ મારી તથા તેની મુલાકાત થવાની છે એ મુલાકાત પછી આ બધી બાબતોનો "નિર્ણય શાંતિથી થશે કે યુદ્ધથી થશે " એ હું તુરત તમને (કર્નલ કોલિન્સને) જણાવીશ

આ જ કાગળમાં કોલિન્સે ફરી વેલેસ્લીને જણાવ્યું કે પૂના ન આવવા સંબંધેનો સિંધિયા ઉપરનો કાગળ બાજીરાવ જેટલો બને તેટલો

જલદી લખે એ માટે બાજીરાવ ઉપર દબાણ લાવવું.

કૉલિન્સ સાચ અને જૂઠની ઝાઝી પરવા કરવાવાળો માણસ નહોતો એ સ્પષ્ટ છે છતાં આ પત્રમાં લખેલી બધી વાતો જો સાચી હોય તોપણ એ જ પત્ર ઉપરથી જણાય છે કે મહારાજા સિંધિયાની સાથેનો તેનો વ્યવહાર ઉદ્ધતાઈભર્યો હતો, જ્યારે મહારાજાના બધા જવાબો ઉચિત અને ન્યાયને અનુસરીને અપાયેલા હતા

ખૂબી તો એ છે કે હજી સુધી વસાઈની સંધિની નકલ અંગ્રેજોએ સિંધિયા ઉપર પણ મોકલી નહોતી તેમ રઘોજીને પણ આપી નહોતી!

**સિંધિયા અને ભોંસલે પૂના ન ગયા**

આ બનાવ પછી થોડા દિવસોમાં જ રઘોજી ભોંસલેનો તંબૂ મહારાજા સિંધિયાની પાસે નખાયો બંને રાજાઓ વચ્ચે વાતચીત થઈ બંનેને કૉલિન્સે સમજાવ્યું કે ખુદ પેશવા જ તેમના પૂના આવવાની વિરુદ્ધ છે વળી તેણે ખાતરી આપી કે વસાઈની સંધિનો પ્રભાવ પેશવા તથા બીજા મરાઠા રાજાઓના પરસ્પરના સંબંધ ઉપર બિલકુલ થવાનો નથી કૉલિન્સે બંનેને "શાંતિ અને મૈત્રી" ખાતર પૂના જવાનું અટકાવીને પોતપોતાની રાજધાનીમાં પાછા ફરી જવા માટે વિનંતિ કરી બંનેને તેણે કંપનીની "દોસ્તી"ની ખાતરી આપી, અને સાથોસાથ ધમકી પણ આપી કે જો આપ પૂના જવાની જિદ્દ કરશો તો કંપનીની સેનાઓ તમામ મરાઠા સામ્રાજ્યની સરહદ ઉપર ખડી છે આખરે બંને મરાઠા રાજાઓ અદૂરદર્શિતાને લીધે અથવા કાયરતાને કારણે અથવા તો સંભવ છે કે યુદ્ધથી બચવા માટે ફરી એક વાર અંગ્રેજોની કપટજાળમાં ફસાયા બંનેએ કૉલિન્સની વાત ઉપર વિશ્વાસ રાખીને પૂના જવાનું બંધ કર્યું અને એમ ઠરાવ્યું કે વસાઈની સંધિના સંબંધમાં જે ખાતરી અંગ્રેજોએ અમને આપી છે તેને વધારે દૃઢ કરવા માટે અમારા બંનેના વિશ્વાસુ દૂતોને પૂના મોકલવામાં આવે, તથા આ સંબંધે બાજીરાવનો સંતોષકારક જવાબ મળ્યા પછી અમે અમારી રાજધાનીમાં પાછા ચાલ્યા જઈએ

અંગ્રેજોને હવે આમાં શંકા કરવાનું કશું કારણ નહોતું, તેમ યુદ્ધ કરવા માટે તેમની પાસે એક પણ બહાનું હવે નહોતું છતાં પણ અંગ્રેજોને પક્ષે યુદ્ધની તૈયારી બરાબર ચાલુ જ રહી

**યુદ્ધનો નિશ્ચય**

૨૬ મી જૂને ગવર્નર જનરલ વેલ્સલીએ પોતાના ભાઈ જનરલ

વેલેસ્લીને એક ' ખાનગી ' કાગળ લખીને તેને સંપૂર્ણ અધિકાર સોંપ્યો :
" આપને ઠીક લાગે ત્યારે મને પૂછ્યા વગર મહારાજા સિંધિયા અથવા બીજા વરાડના રાજાની સાથે યુદ્ધ શરૂ કરી દેજો. અને નિઝામ, પેશવા મરાઠા રાજાઓના રાજ્યોમાં જે કંઈ રાજનૈતિક કે લડાયક પગલાં ભરવાં અથવા ઠીક લાગે તે ભરજો "[7]

૨૭મી જૂને ગવર્નર જનરલે પોતાના ભાઈ ઉપર વળી બીજો એક " અત્યંત ખાનગી " કાગળ લખ્યો, જેમાંના નીચેના વાક્યો અહીં ઉતારવા યોગ્ય છે —

" આ પત્ર મળતાં જ તમે કોલિન્સને લખી નાખજો કે તે સિંધિયા તથા ભોંસલે બન્નેના સ્પષ્ટ વિચારો જાણી લે, તથા તેમને જવાબ આપવા માટે એટલો સમય આપવો કે જેટલો સમય તમારે મોસમ × × × તથા તમારી યુદ્ધની સગવડતા પૂરી કરવાને માટે યોગ્ય જણાય.

* * *

" આ પરિસ્થિતિમાં અથવા તો ગમે તે પરિસ્થિતિમાં જ્યારે તમને યુદ્ધ શરૂ કરવાની આવશ્યકતા જણાય ત્યારે × × × હું તમને આજ્ઞા ફરમાવું છું કે તમે સિંધિયા તથા વરાડના રાજા બન્નેની × × × સૈનિક શક્તિનો સંપૂર્ણ નાશ કરવામાં તમારી બધી શક્તિ ખરચો × × × વિશેષ જરૂરી તો એ છે કે તમે સિંધિયાના તોપખાનાનો તથા તેની સાથોસાથ તેના બધા યુરોપિયન અગ્ર

---

૭ " . . full powers to conclude upon the spot whatever arrangements may become necessary either for the final settlement of peace, or for the active prosecution of war, . . .

". . to vest these important and arduous powers in your hands. . . .

"I further empower and direct you to assume and exercise the general direction and control of all the political and military affairs of the British Government in the territories of the Nizam, of the Peshwa, and of the Maratha States and Chiefs"—Governor General's ' secret ' despatch to Major General Wellesley, dated 26th June, 1803.

શસ્ત્રોનો તથા લશ્કરી સરંજામનો નાશ કરો × × × જો કોઈ રીતે સિંધિયા અથવા રાઘોજીને કેદ કરી શકાય તો વધારે સારું × × × યુદ્ધ શરૂ થાય કે તરત જ તમે સિંધિયા, હોળકર તથા × × × બીજા દરેક મરાઠા રાજાની નોકરી કરતા તમામ યુરોપિયન નોકરોને આપણા પક્ષમા લઈ લેવા માટે જે ઉપાય યોગ્ય જણાય તે બધા લેજો

"આ કાર્યમા જે ખર્ચ જરૂરી જણાય તે કરવા માટે તથા દૂતો મોકલવા યોગ્ય જણાય તે મોકલવા તમે સ્વતંત્ર છો × × × ગોહદના રાણા પાસે તથા બીજા રજપૂત રાજાઓની પાસે યોગ્ય દૂતો મોકલવાનો હુ પણ વિચાર કરુ છુ તમે પણ આ રાજાઓને સિંધિયાની વિરુદ્ધ ઉશ્કેરવાની તમામ કોશિશ કરશો × × × વળી કાશીરાવ હોળકરને જસવંતરાવની વિરુદ્ધ ભડકાવવા માટે શુ શુ કરવાની જરૂર છે તે પણ વિચારી રાખશો × × ×"

પણ ઇંગ્લાંડના થોડા ઉદાર લોકો સમક્ષ તથા ભાવિ ઇતિહાસ લેખકો સમક્ષ આ બધા રાજદ્વારી પગપેસારા માટે કોઈ બહાનુ ધરવાની આવશ્યકતા હતી આથી વેલેસ્લીએ આ પત્રના અંતમા ભારત ઉપર ફ્રેંચ લોકોના હુમલાનુ પોતાનુ જૂનુ બહાનુ આગળ ધર્યું તેણે લખ્યુ —

"જેટલો વહેલો સિંધિયાનો નાશ થશે તેટલા વહેલા × × × ફ્રાંસના હેતુઓ ધૂળભેગા મળશે" ૮

૮ "On the receipt of this despatch you will desire Colonel Collins to demand an explicit declaration of the views of Scindhia and of the Raja of Berar, within such a number of days as shall appear to you to be reasonable, consistently with a due attention to the period of the season, and to the facility of moving your army, and of prosecuting hostilities with the advantages which you now possess.

* * *

"In this event, or in other state of circumstances which may appear to you to require hostilities, I directed you to use your utmost efforts to destroy the military power of either or of both chiefs (Scindhia and Raja of Berar) . It is particularly desirable that you should destroy

અંગ્રેજોનો ખરો હેતુ

સિંધિયાનો નાશ કરવા માટેના આ બહાનાને હવે રૂપરંગ આવતાં ગયાં ધીરે ધીરે એટલી હદ સુધી વાતો થવા લાગી કે સિંધિયાના મુલકમા જમના નદીને કિનારે ફ્રેંચ લોકોની એક વસાહત છે, અને ત્યા કેપ્ટન પૈરોને આધીન ચૌદ હજાર સશસ્ત્ર ફ્રેંચ ફોજ રહે છે પૂર્વોક્ત કાગળ પછી એક મહિને ગવર્નર જનરલે જનરલ લેકને એક અત્યંત મહત્ત્વપૂર્ણ કાગળ લખ્યો, જેનુ વધારે વર્ણન તો કોઈ બીજે સ્થાને આપવામા આવશે આ પત્રમા માર્કિવસ વેલેસ્લીએ લખ્યુ —

"આ બધી બાબતો ઉપર ફરી વાર નજર નાખતા આપને માલૂમ પડશે કે હિંદની ઉત્તર-પશ્ચિમની સરહદ ઉપર સિંધિયા તથા વરાડના રાજા સાથે યુદ્ધ કરવાથી, મારા મત પ્રમાણે સૌથી વધારે લાભદાયક પરિણામ નીચે મુજબ આવશે —

"(૧) જમના નદીને કિનારે જે ફ્રેંચ વસાહત છે તેનો તથા તેના બધા ફોજી સરંજામનો નાશ થશે

---

Scindhia's artillery, and all arms of European construction, and all military stores which he may possess the actual seizure of the per on of Scindhia, or of Ragl o,i Bhon·la, would be highly desirable, . . In the event of hostilities you will take proper measures for withdrawing the European officers from the service of Scindhia, Holkar, and of every o her chief opposed to you

"You are at liberty to incur any expense requisite for this service, and to employ such emissaries as may appear most serviceable I propose to dispatch proper emissaries to Gohud, and to the Rajput chiefs You will al o employ every endeavour to excite those powers against Scindhia . You will consider what steps may be taken to excite Kashi Rao Holkar against Jaswant Rao, the early reduction of Scindhia is certain, and would prove a fatal blow to the views of France —Governor General's letter marked 'Most secret' dated 27th June 1803, to his brother Major General Wellesley

"(૨) જમના સુધી કંપનીનો મુલક વધશે, તથા તેની સાથે જ જમનાના પશ્ચિમ તથા દક્ષિણ કિનારા ઉપરની આગ્રા, દિલ્હી તથા બીજી છાવણીઓની એક પૂરી લામી કતાર ઉપર કબજો કરી શકાશે.

"(૩) મુગલ બાદશાહની નામમાત્રની રહેલી સત્તા પરિણામે આપણા હાથમા આવશે

"(૪) જમનાની દક્ષિણે તથા પશ્ચિમે આવેલા જયનગરથી માંડીને બુંદેલખંડ સુધીની તમામ નાની નાની રિયાસતો સાથે એક જાતની ઉપયોગી સંધિ કરી લેવામા આવશે અને

"(૫) બુંદેલખંડને કંપનીના રાજ્યમા ભેળવી લેવામા આવશે" ૯

આ "જમનાના કિનારા ઉપરની ફ્રેંચ વસાહત"ના સંબંધમા સૌથી પ્રથમ એ વાત ધ્યાન ઉપર લેવી ઘટે કે આજ સુધી સિંધિયા તથા અંગ્રેજો વચ્ચે જે વાતચીત થઈ અથવા જે પત્રવ્યવહાર ચાલ્યો તેમા આ ફ્રેંચ વસાહતનું કે ફ્રેંચોના હુમલાના ભયનું નામનિશાન પણ નથી આવ્યું. ઉપરાંત આ ફ્રેંચ વસાહતના સંબંધમા સર ફિલિપ ફ્રાંસીસે ઇંગ્લાંડની પાર્લામેંટ

---

૯ "Reviewing those statements your excellency will observe that the most prosperous issue of a war against Scindhia and the Raja of Berar on the North Western frontier of Hindostan would in my judgment comprize

"1st The destruction of the French State now formed on the banks of the Jumna together with all its military resources,

"2nd The extension of the Company's frontier to the Jumna, with the possession of Agra, Delhi and a sufficient chain of posts on the Western and Southern banks of the Jumna,

"3rd The possession of the nominal authority of the Moghul,

"4th. The establishment of an efficient system of alliance with all the petty states to the Southward and the Westward of the Jumna from Jayanagar to Bundelkhund,

"5th The annexation of Bundelkhund to the Company's dominions"—Governor General's letter to General Lake dated 27th July, 1803

સમક્ષ કહ્યું હતું કેઃ—

"× × × મરાઠાઓની વિરુદ્ધ મોટામાં મોટી દલીલ એ મૂકવામાં આવે છે કે તેઓ આપણા પ્રભુત્વનો નાશ કરવાના સ્પષ્ટ હેતુથી પોતાને ત્યાં ફ્રેંચ અમલદારો રાખે છે. એટલે સુધી કહેવામાં આવે છે કે કેપ્ટન પેરોંની સરદારી નીચે ચૌદ હજારની ફ્રેંચ સેના ત્યાં મોજૂદ છે. આ સેનાના અસ્તિત્વને પુરવાર કરવા માટે આપણી પાસે જરા જેટલી પણ સાબિતી નથી. × × × ખરી રીતે તો ઝીણવટથી તપાસ કરતાં એમ માલૂમ પડે છે કે બધી મરાઠા સેનામાં થઈને કુલ બાર કરતાં વધારે ફ્રેંચ અમલદારો નથી. × × × પોતાના રાજ્યમાં ફ્રેંચ લોકોને પ્રવેશવા દેવાની પણ સિંધિયાની બિલકુલ ઇચ્છા નથી. બધા જાણે છે કે પોતાના રાજ્યના કોઈ પણ ભાગમાં કોઈ વિદેશી સેનાને રાખવાના વિચારને સિંધિયા કેટલી ઘૃણાથી જુએ છે. × × ×"[૧૦]

ફ્રેંચોના ભયનું બહાનું

દરમિયાન ઇંગ્લાંડના ભારત મંત્રી લોર્ડ કેસલ રીના બે કાગળો માર્ક્વિસ વેલેસ્લી ઉપર આવ્યા, જેમાં સાફ લખવામાં આવ્યું છે કે અંગ્રેજોને હવે ભારતમાં ફ્રેંચોનો ભય રાખવાનું જરા પણ કારણ નથી, તેમ હવે

---

૧૦ "He was aware that the great argument against the Marathas was their harbouring French officers among them with views evidently hostile to our superiority. It was even asserted that there was an army of 14,000 French troops, under Captain Perron Of the existence of such a body of troops there was not a single title of evidence before the house . . . Indeed, after the minutest investigation, he found that there were not in the whole Maratha army more than twelve French officers; . . . as to any wish of Scindhia to admit French troops into his dominions, he denied its existence It was notorious that Scindhia abhorred the idea of foreign troops in any part of his states . . ."—Sir Philip Francis on the Maratha War, before the House of Commons, on the 14th March, 1804

ફ્રેંચ લોકોના હુમલાનો સંભવ પણ નથી. ઇતિહાસલેખક મિલે પણ આ ફ્રેંચોના ડરની હકીકત કેટલી જૂઠી અને બનાવટી હતી તે વિસ્તારપૂર્વક પોતાના ઇતિહાસમાં બતાવી આપ્યું છે. ટીપૂને કચડી નાખવા માટે બરાબર આ જ બહાનાનો વેલેસ્લીએ ઉપયોગ કર્યો હતો. ખરી રીતે તો બ્રિટિશ ભારતીય ઇતિહાસને ભાવિ અભ્યાસીઓની દૃષ્ટિએ નિષ્કલંક બતાવવા માટે જ આવી જાતનાં જૂઠાણાં રચવામાં આવ્યાં છે.

ઉપરોક્ત પત્રની બીજીથી પાંચમી બાબતો જો ધ્યાનથી તપાસીએ તો બીજા મરાઠા યુદ્ધનો વાસ્તવિક હેતુ શો હતો તે સહેજે સમજી શકાય એમ છે. એ હેતુ કેવળ બ્રિટિશ સામ્રાજ્યપિપાસાને તૃપ્ત કરવાનો જ હતો. વેલેસ્લી આ વખતે સિંધિયા તથા ભોંસલેના અત્યંત ફળદ્રુપ મુલકને બ્રિટિશ સામ્રાજ્યમાં ભેળવી લેવા માટે તલપાપડ થઈ રહ્યો હતો, અને આ જ હેતુને પરિપૂર્ણ કરવા અર્થે એક અથવા બીજા બહાનાની શોધ કરવામાં આવતી હતી.

૨૮ મી જૂને ગવર્નર જનરલે ફરી એક 'અત્યંત ખાનગી અને અંગત' કાગળ જનરલ લેક ઉપર લખ્યો. તેમાં લખ્યું કે:—

"આપ સિંધિયા સાથે યુદ્ધ કરવાના હેતુથી તેની સરહદ ઉપર દરેક જગાએ ફોજ એકઠી કરવાનો યોગ્ય પ્રબંધ કરો. × × × પણ આ બધું કાર્ય એ રીતે કરવું કે શત્રુ સાવધાન ન થઈ જાય." ૧૧

આ કાગળની સાથે જ લેક ઉપર વેલેસ્લીએ બીજો કાગળ લખ્યો, જેમાં સિંધિયાના માણસોને કઈ રીતે ફોડવા તે બાબતમાં બહુ વિસ્તારપૂર્વક તેને સૂચનાઓ આપવામાં આવી હતી. આ જુદો પત્ર વેલેસ્લીના જે કાગળપત્રો છપાયા છે તેમાં મોજૂદ છે, અને પાશ્ચાત્યોની કૂટનીતિનો એક સુંદર નમૂનો તે રજૂ કરે છે.

---

૧૧ "To commence the measures for assembling a force, with a view to active operations against Scindhia, . . . "You will be able . . . to collect forces at the necessary points . . . witho t occasioning any alarm for war." —Marquess Wellesley's letter to General Lake marked 'Most secret and confidential,' dated 28th June, 1803.

**કોલિન્સનું અસભ્ય વર્તન**

જે માગણીઓ કર્નલ્ કોલિન્સે આ વખતે સિંધિયાની પાસે રજૂ કરી હતી તે સંબંધે એક બે બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે. એક તો એ કે કોલિન્સ સિંધિયાને પોતાની રાજધાનીમાં પાછા જવાનો આગ્રહ કરતો હતો, પરંતુ કેટલા સમયમાં પાછા જવાનું છે એ બાબતની અવધિ નક્કી કરવામાં આવી નહોતી; તેમ જ મહારાજા સિંધિયા માટે પોતાના અનુયાયીઓ, તેમ જ સરસામાન સહિત તરત પાછા રાજધાની પહોંચવું એટલું સરળ પણ નહોતું. બીજી બાબત એ કે સિંધિયા પાછો રાજધાની જાય એટલી એક જ માગણી કોલિન્સની નહોતી; તેની માગણીઓ તો દિવસે દિવસે વધતી જતી હતી. એટલે સુધી કે એક તરફથી જ્યારે આ બંને મહારાજાઓને પાછા ફરવા માટે આગ્રહ કરવામાં આવતો હતો ત્યારે તે જ સમયે સહાયકારી સંધિ સ્વીકારી લેવાનો આગ્રહ પણ સાથોસાથ જ કરવામાં આવતો હતો. ત્રીજી અને અને મહત્ત્વની બાબત એ કે આ બંને મરાઠા રાજાઓએ હજી પોતાના મુલકમાંથી બહાર એક ડગલું પણ ભર્યું નહોતું. મહારાજા દૌલતરાવ સાથેનું કોલિન્સનું વર્તન વધારે ને વધારે અશિષ્ટ બનતું ગયું છતાં સિંધિયા તેને ધીરજ ધરવાનું તથા શાંતિ રાખવાનું કહ્યા કરતો હતો. મૂળ વાત તો એ હતી કે અંગ્રેજો કોઈ પણ રીતે સિંધિયાને ઉશ્કેરીને યુદ્ધ શરૂ કરવા માગતા હતા, જ્યારે સિંધિયા હજી શાંતિનાં સ્વપ્નાં સેવતો હતો.

**સિંધિયા અને ભોંસલેની સદિચ્છાઓ**

ઈ. સ. ૧૮૦૩ના જુલાઈની ૪ થીએ દૌલતરાવ સિંધિયા, રાઘોજી ભોંસલે અને કર્નલ કોલિન્સ ત્રણેની મુલાકાત થઈ. આ વખતની વાતચીત ઉપરથી જાણી શકાય છે કે હજુ પણ વસાઈની સંધિની શી શી શરતો છે તે આ બંને રાજાઓ પૂરી રીતે જાણી શક્યા નહોતા. બંને ભોળા ભારતીય નરેશોએ આ મુલાકાત વખતે ખરા દિલથી કંપનીની દોસ્તી જાળવી રાખવાની તથા શાંતિ રાખવાની ઇચ્છા પ્રગટ કરી. આ વાતચીત મુજબ ૨૬ી જુલાઈએ ગવર્નર જનરલને ત્રણે વ્યક્તિઓ તરફથી ત્રણ પત્રો લખાયા.

**મરાઠા ઉપર પ્રથમ ઘા કરવાનો અંગ્રેજોનો ઇરાદો**

દૌલતરાવ સિંધિયા તથા રાઘોજી ભોંસલે બંનેએ પોતાના પત્રોમાં સ્પષ્ટ લખી જણાવ્યું કે અમે પૂના જવાના નથી, અજંતીઘાટની પેલી

પાર પણ જવાના નથી, તેમ પેશવા તથા અંગ્રેજો વચ્ચે થયેલ વસાઈની સંધિમા અમે કોઈ દખલગીરી પણ કરવા માગતા નથી

સિંધિયાના પત્રના જવાબમા વેલેસ્લીએ ફરી લખ્યુ કે " આપ તુરત જ આપની રાજધાનીમા પાછા નહિ ચાલ્યા જાઓ તો મૈત્રી ટકી શકશે નહિ " આ પત્રમા પણ કેટલા વખતમા પાછા ફરવાનુ છે એ તો જાણી જોઈને વેલેસ્લીએ લખ્યુ નહોતુ એનુ કારણ ખુદ વેલેસ્લી ૧૭મી જુલાઈના એક પત્રમા કર્નલ ક્લોઝને આ પ્રમાણે જણાવે છે —

> " મે દૌલતરાવને પાછા ફરવા માટેની અવધિ એટલા માટે નક્કી કરી આપી નથી × × × કે લડાઈ શરૂ કરવાનો સમય હુ મારા મનમા જ રાખવા માગુ છુ જેનો લાભ એ થશે કે પહેલો ઘા કરવાનો લાગ મને મળવાનો વધારે સભવ છે " ૧૨

૧૧ મી જુલાઈએ ગવર્નર જનરલે પોતાની કાઉન્સિલની એક ખાસ બેઠક બોલાવી તેને આગલે દિવસે બારલોએ પેલો કાગળ ગવર્નર જનરલને આપ્યો હતો જેમા તેણે લખ્યુ હતુ કે —

> " આપણે એવી એક પણ દેશી રિયાસત હિંદુસ્તાનમા બાકી ન રહેવા દેવી જોઈએ કે જે અગ્રેજોની શક્તિ ઉપર નિર્ભર ન હોય, અથવા તો જેનો બધો રાજનૈતિક વ્યવહાર અગ્રેજોના હાથમા ન હોય " ૧૩

**વેલેસ્લીનો લેક ઉપર કાગળ**

૧૮મી જુલાઈએ ગવર્નર જનરલે વળી એક " ખાનગી અને અંગત "

---

૧૨ " I have not fixed when the (Doulat Rao Scindhia) should withdraw because I wish to keep in my own breast the period at which hostilities will be commenced, by which advantage it becomes more probable that I shall strike the first blow '—General Wellesley's letter to Colonel Close dated 17th July, 1803

13 ' no native state should be left to exist in India which is not upheld by the British power, or the political conduct of which is not under its absolute control "—Memorandum of Sir George Barlow to the Governor General, dated 12th July, 1803

કાગળ જનરલ લેક ઉપર લખ્યો તેમાં સિંધિયા અને ભોસલે ઉપર ધા કરવા માટે તૈયાર રહેવાની ખાસ સૂચના આપી હતી તથા લખ્યું હતું કે —

"પૂરા વિશ્વાસથી અને શ્રદ્ધાથી કામ લેજો તથા આપે આ યુદ્ધ માટેની જે અત્યંત પરિપૂર્ણ યોજના ઘડી છે તેનો જલદી અમલ કરવા માટે દરેક પ્રકારની કોશિશ કરજો" [૧૪]

જનરલ વેલેસ્લીના કાગળનો જવાબ શો આપવો એ સંબંધે વાટાઘાટ કરવા માટે ૨૧ મી જુલાઈએ રાતે ફરી સિંધિયા તથા ભોસલેની એક મુલાકાત થઈ. ૨૨મી જુલાઈએ કોલિન્સે મહારાજા સિંધિયાને લખ્યું —

"મહારાજા ઉપર આવેલ જનરલ વેલેસ્લીના પત્રનો જવાબ નક્કી કરવા માટે ગઈ કાલે રાતે મહારાજા દૌલતરાવ સિંધિયા તથા રાજા રાઘોજી ભોસલે વચ્ચે વાતચીત થયાનું કર્નલ કોલિન્સને માલૂમ પડ્યું છે માટે મારી પ્રાર્થના છે કે એ વાતચીતનું પરિણામ શું આવ્યું તેના ખબર મહારાજા સિંધિયા મને આપે × × ×"

**મરાઠાઓનો જવાબ**

ઈ સ ૧૮૦૩ના જુલાઈની ૨૪ મીએ બન્ને મરાઠા રાજાઓએ કોલિન્સના પત્રનો જવાબ આપી દીધો. સિંધિયાએ લખ્યું —

"મારી અને સેનાસાહેબ સૂબા રાજા રાઘોજી ભોસલેની જ્યારે મુલાકાત થશે અને અમે એક જગાએ વાટાઘાટ કરવા બેસશું ત્યારે આપને પણ હાજર રહેવાની પ્રાર્થના કરશું, અને જે કંઈ કહેવાનું હશે તે બધું તે વખતે કહીશું. અત્યારે તો મારી અને રાજાની મુલાકાત આવશ્યક છે. જો આપ મળવા ઇચ્છતા હો તો આવતી કાલે બે ઘડી દિવસ બાકી રહે ત્યારે આવશો. મારું ઘર આપનું જ ઘર છે."

આ જ જાતનો જવાબ રાઘોજી ભોસલેએ પણ આપ્યો.

**સિંધિયાના વજીરનો કોલિન્સને જવાબ**

બીજે જ દિવસે ૨૫ મી જુલાઈએ કર્નલ કોલિન્સ અને મહારાજા

---

૧૪ "you will therefore act confidently, and you will use every effort to prepare for the early execution of the very able plan of operations which you have framed" — Marquess Wellesley's 'Secret and Confidential' letter to General Lake dated 18th July, 1803

સિંધિયાની મુલાકાત થઈ. કોલિન્સે સિંધિયાને પોતાની રાજધાનીમાં પાછા ફરવા માટે વારંવાર આગ્રહ કર્યો. તેના જવાબમાં સિંધિયાના વજીરે કોલિન્સને કહ્યું:—

"મહારાજા દૌલતરાવ તથા વરાડના રાજા બંનેની સેનાઓ તેમના પોતપોતાના મુલકમાં જ છે. એ રાજાઓએ બહુ ગંભીરતાપૂર્વક અજંતીઘાટ ઉપર ન ચડવાનું તથા પૂના ન જવાનું આપને વચન આપ્યું છે. વસાઈની સંધિમાં કોઈ પ્રકારનો ફેરફાર કરવાનો અમારો ઇરાદો નથી એ બાબતની ખાતરી તેમણે ગવર્નર જનરલને લેખિત કાગળ લખીને અને એના ઉપર પોતાનો સહીસિક્કો મારીને કરી આપી છે. અને આ બધી બાબતો એમની મૈત્રીના સૂચનનાં સ્પષ્ટ પ્રમાણો છે. હવે અમે અમારા વકીલોને પૂના મોકલવાની તજવીજ કરીએ છીએ, જેથી હમણાં જ અમને જેમ ગવર્નર જનરલ તરફથી ખાતરી આપવામાં આવી છે એવી ખાતરી પેશવા તરફથી પણ મળે. (એટલે કે વસાઈની સંધિનો પ્રભાવ પેશવા તથા બીજા મરાઠા નરેશોના પરસ્પરના સંબંધ ઉપર બિલકુલ નથી થવાનો એની ખાતરી મળે.) × × × સિંધિયા તથા હોળકર વચ્ચે જે સંધિની વાટાઘાટો ચાલુ છે તે હજી પૂરી થઈ નથી, અને જ્યાં સુધી પૂરી નહિ થાય ત્યાં સુધી મહારાજા સિંધિયા પોતાની રાજધાનીમાં પાછા ફરી શકે એમ નથી."

**સિંધિયાનો સ્પષ્ટ પત્ર**

વસાઈની સંધિ થયાને સાત મહિના વીતી ગયા હતા, છતાં હજી પણ અંગ્રેજોએ તેની એક પણ નકલ સિંધિયાને કે વરાડના રાજાને મોકલી નહોતી. દરમિયાન બંને વેલેસ્લી ભાઈઓએ સિંધિયા તથા ભોંસલે બંનેને મનાવ્યા કર્યું કે આ વસાઈની સંધિનો પ્રભાવ બંનેની સ્વાધીનતા ઉપર કે મરાઠામંડળની આંતરિક વ્યવસ્થા ઉપર મુદ્દલ પડશે નહિ. આ પ્રકારની ખાતરીને લીધે જ બંને નરેશોએ આ સંધિનો વિરોધ કરવાનું પણ માંડી વાળ્યું હતું. પરંતુ તેઓ આ વાત પોતાના વકીલો પૂના મોકલીને તેમની મારફત પાકી કરી લેવા માગતા હતા. જુલાઈના અંતમાં અંગ્રેજોએ તેમના હાથમાં સંધિની નકલો મૂકી. તરત જ સિંધિયાએ માર્કિવસ વેલેસ્લીને લખ્યું:—

"આપનો મિત્રતાસૂચક પત્ર, જેમાં આપે પેશવા તથા અંગ્રેજ કંપની વચ્ચે વસાઈ મુકામે જે નવી સંધિ થઈ છે તેનું સૂચન કર્યું"

રીતસરની ઘોષણા કરી.

**લીસ્ટરનો પત્ર**

માર્ક્વિસ વેલેસ્લીના સરકારી તથા બિનસરકારી બધા કાગળપત્રોને કાળજીપૂર્વક તપાસનાથી માલૂમ પડે છે કે ઠેઠ સુધી સિંધિયા તથા ભોંસલે આખા મામલાનો શાંતિથી નિકાલ લાવવા માટે ઉત્સુક હતા. માત્ર એક જ કાગળ એવો મળે છે જેનાથી દૌલતરાવના ઇરાદા ઉપર સંદેહ લાવવાનું કંઈક કારણ મળે. આ કાગળ ઈ. સ. ૧૮૦૩ના જુલાઈની ૨૬મી એ મુરાદાબાદના કલેક્ટર લીસ્ટરે વેલેસ્લી ઉપર લખેલો છે. આ પત્રની સાથે બે ફારસી કાગળોની નકલો હતી. એમ કહેવામાં આવે છે કે આ ફારસી કાગળો મહારાજા સિંધિયાએ સહરાણપુરના પદચ્યુત નવાબ બંબૂખાં ઉપર તથા રામપુરના પદચ્યુત નવાબ ગુલામ મોહમ્મદખાં ઉપર મોકલ્યા હતા. આ કાગળોમાં સિંધિયાએ અંગ્રેજો વિરુદ્ધ મદદ માટે માગણી કરી હતી, અને આ કાગળની નકલો લીસ્ટરને બંબૂખાં પાસેથી મળી હતી. મૂળ પત્રો તો બંબૂખાંએ લીસ્ટરને આપ્યા નથી, તેમ લીસ્ટરે વેલેસ્લીને પણ તે આપ્યા નથી. એટલે આ મૂળ કાગળોનું વાસ્તવમાં અસ્તિત્વ જ નથી. આ કાગળની જે નકલો ચારે બાજુ રવાના કરવામાં આવી તેમાં એ કાગળ લખ્યાની તારીખો પણ નથી. બંબૂખાંને અંગ્રેજોએ પૈસા આપીને ખરીદી લીધો હતો; તેનું વિશેષ વૃત્તાંત હવે પછી આપવામાં આવશે. વળી માર્ક્વિસ વેલેસ્લીએ યુદ્ધની ઘોષણા ૬ઠ્ઠી ઓગસ્ટે કરી, જ્યારે લીસ્ટરનો કાગળ તેને ૧૫ મી ઓગસ્ટે મળ્યો. આ બધા ઉપરાંત બંબૂખાંનું આખું ચરિત્ર એટલું નીચ અને અવિશ્વાસયોગ્ય હતું, આ પત્રોની ભાષા એવી વિચિત્ર છે, અને ખુદ લીસ્ટરના પત્રમાં પોતે કપટી હોવાનું એટલું સ્પષ્ટતાથી તરી આવે છે કે આ પત્રોની સચ્ચાઈ ઉપર વિશ્વાસ મૂકવો અથવા તો યુદ્ધનાં કારણોમાં એને સ્થાન આપવું બિલકુલ અયોગ્ય છે.

જે વખતે અંગ્રેજ કંપનીની જડ ભારતમાંથી ઊખડું ઊખડું થઈ ગઈ હતી ત્યારે માધોજી સિંધિયા તથા મૂધોજી ભોંસલેએ એ વિકટ પરિસ્થિતિમાં આ વિદેશીઓને મદદ આપી હતી. આજે એમના જ વંશજ તથા ઉત્તરાધિકારીઓને પોતાના પૂર્વજોની અદૂરદર્શિતાની સજા ભોગવવી પડી!

**પાર્લામેંટમાં બીજા મરાઠા યુદ્ધનો પ્રશ્ન**

ઈ. સ. ૧૮૦૪ ના માર્ચ મહિનામાં પાર્લામેંટ સમક્ષ બીજા મરાઠા યુદ્ધના વાજબીગેરવાજબીપણાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. સર ફિલિપ ફ્રાંસીસે

પોતાના વ્યાખ્યાનમા માર્ક્વિસ વેલેસ્લી તથા તેના સાથીઓના છળકપટ, વસાઈની સધિનુ ગેરવાજબીપણુ, મરાઠા નરેશોની પહેલેથી અત સુધીની નિર્દોષતા, ફ્રેંચ લોકો તરફના ભયની નિર્મૂળતા તથા યુદ્ધ શરૂ કરવામા કપનીની નિદનીય સ્વાર્થપરાયણતા બહુ વિસ્તારપૂર્વક અને યોગ્યતાપૂર્વક સાબિત કરી ભારતવર્ષ સાથેના અગ્રેજોના સબધનુ વર્ણન કરતા સર ફિલિપ ફ્રાંસીસે જણાવ્યુ —

"ભારત સાથે આપણો સબધ કેવી રીતે શરૂ થયો એ સબધે આપને યાદ આપવાની જરૂર નથી જણાતી કે શરૂઆતમા આપણો સબધ કેવળ વ્યાપારી હતો છતા દેશી રાજાઓએ કદી પણ આપણા પ્રત્યે શકા ઉઠાવી નથી, ઊલટુ હરેક પ્રકારે આપણા ઉપર અનુગ્રહ કર્યો છે તેમણે વેપાર કરવાની તથા તેમાથી ગમે તેટલો લાભ લેવાની દરેક પ્રકારની સગવડતા આપણને આપી હતી એટલુ જ નહિ, પણ જે સગવડો તેમની પોતાની પ્રજાને પણ નહોતી આપી એ સગવડો આપણને તેમણે આપી હતી વ્યાપારી દૃષ્ટિથી વિદેશી પ્રજા સાથે પોતાના વેપારને વધવા દેવો એ દેશી નરેશોની તો બુદ્ધિમત્તા હતી, પરતુ તેમની વ્યાપારી આખો જેટલી ખૂલી હતી તેટલી જ રાજનૈતિક આખો બધ હતી જે સિદ્ધાતોના અમલને પરિણામે ચીના લોકો પોતાના દેશમા યુરોપિયન પ્રજાઓને પેસતી રોકી શક્યા, તે સિદ્ધાતોનો અમલ હિંદના રાજાઓએ ન કર્યો તેથી જ યુરોપિય પ્રજાઓ હિંદમા ફાવી[૧૬]

---

૧૬ "With regard to the origin of our connection with India, it was hardly necessary for him to remind the House, that it was originally purely commercial, but it was marked on the part of the native princes with every appearance of good understanding, and even kindness They not only afforded us every facility for carrying on an advantageous trade, but actually conferred on us immunities and exemptions which many of their own subjects did not enjoy It was, in a mercantile point of view, wise in the native princes to encourage trade with foreign nations But while their commercial eye was open, their political eye was closed They did not act

અંગ્રેજ શાસકો ભારતીય નરેશો ઉપર અને ખાસ કરીને સિંધિયાના ચારિત્ર્ય ઉપર જૂઠાં આળ મૂકીને તેને બદનામ બનાવવાના કેવા પ્રયત્નો કરતા હતા, તથા આ પ્રપંચો દ્વારા રાજ્યોની સ્વાધીનતા કઈ રીતે છીનવી લેતા હતા તે પણ સર ફિલિપ ફ્રાંસીસે બતાવી આપ્યું. ફ્રાંસીસે ભારપૂર્વક જણાવ્યું કેઃ—

"પ્રથમ આપણે વેપાર શરૂ કર્યો; વેપારમાંથી કોઠીઓ બની; કોઠીમાંથી કિલ્લેબંદી, કિલ્લેબંદીમાંથી સેનાઓ, સેનાઓમાંથી દેશ-વિજય, અને વિજયોમાંથી આપણે આજની સ્થિતિએ પહોંચ્યા છીએ."

આ જબરદસ્ત ભાષણ કર્યા પછી સર ફિલિપ ફ્રાંસીસે માત્ર એટલો જ પ્રસ્તાવ રજૂ કર્યો હતો કેઃ—

"ભારતવર્ષમાં મુલકો જીતવા તથા રાજ્યવૃદ્ધિની યોજનાઓ કરવી એ અંગ્રેજ પ્રજાની ઇચ્છા વિરુદ્ધ છે."

અને અંગ્રેજ પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓએ જબ્બર બહુમતિથી આ પ્રસ્તાવ નામંજૂર કર્યો!

---

on those principles which had so effectually excluded European nations from the dominion of China . . .

". . . he said, with great emphasis, we first had commerce, commerce produced factories, factories produced garrisons, garrisons produced armies, armies produced conquests and conquest had brought us into our present situation."—Sir Philip Francis, in the House of Commons 14th March, 1804, *Hansard's Reports.*

## પ્રકરણ ત્રેવીશમું

### પ્રપંચજાળ

**મરાઠા રાજાઓની હાલત**

જ્યારથી મરાઠાઓની સાથે બીજુ યુદ્ધ કરવાનો અગ્રેજોએ નિર્ણય કર્યો ત્યારથી જ મરાઠાઓનુ બળ તોડવા માટે છળકપટ કરવાનુ કામ વેલેસ્લી તથા તેના સાથીઓને માથે આની પડ્યુ હતુ

પેશવા પોતાની જ રાજધાનીમા અગ્રેજ કપનીના સૈન્યનો કેદી હતો, અર્થાત્ સિધિયા કે બીજો કોઈ મરાઠા નરેશ પોતાના સૈન્ય સહિત પૂના પહોચે નહિ ત્યા સુધી પેશવા માટે અગ્રેજો વિરુદ્ધ હાથપગ હલાવવાનુ શક્ય નહોતુ દૌલતરાવ સિધિયા તથા રાઘોજી ભોસલે સાથેનુ યુદ્ધ અનિવાર્ય જણાતુ હતુ આ વખતે જસવતરાવ હોળકર તથા સિધિયા વચ્ચે સમાધાનીના પ્રયાસો ચાલુ હતા જસવતરાવ પૂનાથી ઉત્તર તરફ પોતાના રાજ્યમા પહોચી ગયો હતો તેની પાસે જબરદસ્ત સાધનસામગ્રીથી તૈયાર અને વિજયી સેના હતી, એટલે આ વખતે અગ્રેજોને મોટામા મોટો ભય તો સિધિયા, ભોસલે અને જસવતરાવ ત્રણેના એક થઈ જવાનો હતો

**જસવતરાવને સિધિયાથી જુદો પાડવાના પ્રયત્નો**

આથી પૂનાથી પાછા ફરતી વખતે પેશવા તથા નિઝામના રાજ્યોમા લૂટફાટ કરવાનો અવસર અગ્રેજોએ જસવતરાવને આપ્યો અમે અગાઉ જણાવી ગયા છીએ કે આ લૂટફાટ ચાલુ હતી ત્યારે હોળકરના સૈન્યની સાથે કર્નલ ક્લોઝ પણ હતો, તથા ઔરગાબાદની લૂટમા તો અગ્રેજોનો સ્પષ્ટ હાથ હતો એક બાજુથી જ્યારે સિધિયા તથા ભોસલેને અગ્રેજો દબાવતા હતા, ત્યારે એ બધા સમય દરમિયાન બીજી બાજુથી જસવતરાવને રાજી રાખવાના પ્રયત્નો ચાલુ હતા અગ્રેજોની જ ઉશ્કેરણી તથા મદદને લીધે પૂનાથી પાછા આવ્યા પછી તુકોજી હોળકરના જ્યેષ્ઠ પુત્ર

કાશીરાવને ગાદીએથી ઉથાડીને જસવંતરાવ પોતે ઇંદોરનો રાજા થયો હતો આ કાળમાં વેલેસ્લીએ અનેક ખુશામતભર્યા કાગળો જસવંતરાવ પર લખ્યા ઈ સ ૧૮૦૩ના જુલાઈની ૧૬ મીએ જનરલ વેલેસ્લીએ કાદિર નવાજખા નામના એક ગુપ્ત દૂતને કાગળ લઈને જસવંતરાવ પાસે મોકલ્યો આ કાગળમા તેણે લખ્યુ હતુ કે કાદિર નવાજખા "મારો વિશ્વાસુ માણસ છે" અને "બાકીની બધી હકીકતો તે તમને રૂબરૂ જણાવશે" આ માણસ મારફત અંગ્રેજોએ જસવંતરાવને ઘણા ખોટા વચનો આપ્યા અદૂરદર્શી જસવંતરાવ અંગ્રેજોની વાતોમા ફરી ફસાયો જસવંતરાવ તથા સિંધિયા વચ્ચે સમાધાની ન થઈ શકી યુદ્ધ પૂરુ થયા પછી જ્યારે અંગ્રેજોએ સિંધિયા તથા ભોંસલે બંને સાથે સુલેહ કરી લીધી, ત્યારે જસવંતરાવની આખ ઊઘડી તેને ખબર પડી કે અંગ્રેજોએ બિલકુલ ખોટા વચનો આપ્યા છે આથી આખરે અંગ્રેજોની સાથે તેને યુદ્ધમા ઊતરવુ પડયુ પણ આ ડહાપણ ઘણુ મોડુ આવ્યુ દરમિયાન મરાઠાઓની સત્તાને પૂરતુ નુકસાન થઈ ચૂક્યુ હતુ

**અમીરખા સાથે અંગ્રેજોનુ કાવતરુ**

પરંતુ જસવંતરાવ ઉપર પણ અંગ્રેજોને ભરોસો નહોતો માત્ર જસવંતરાવને ઉથેડવાથી જ અંગ્રેજો સંતોષાતા નહિ તેમણે જસવંતરાવના અનેક સેનાપતિઓને ફોડીને પોતાના પક્ષમા લેવાનુ પણ જરૂરી માન્યુ અમીરખા નામનો એક સરદાર નાગપુરથી જસવંતરાવની સાથે આવ્યો હતો તેની પાસે લગભગ પચીશ હજાર ઘોડેસવારો હતા, તથા તેના ઉપર હોળકરને સૌથી વધારે વિશ્વાસ હતો નિઝામના માણસો દ્વારા આ અમીરખાને અંગ્રેજોએ ફોડયો ૨૮મી એપ્રિલે હજી બાજીરાવ પૂના પહોચ્યો નહોતો તેમજ જસવંતરાવ પણ પૂનામા જ હતો ત્યારે જનરલ વેલેસ્લીએ જનરલ સ્ટુઅર્ટને લખ્યુ —

'હોળકરનો સરદાર અમીરખા જેની પાસે હોળકરનુ મોટામાં મોટુ સૈન્ય છે, તે નિઝામ દરબારની સાથે નોકરીએ રહેવા માટે પત્રવ્યવહાર ચલાવે છે આથી રાજીનામે પૂનામા આપણી શક્તિ અગાઉ કરતા ઘણી વધેલી હશે અને ત્યા સેના લઈ જવાનો આપણો એક મુખ્ય હેતુ પાર પડશે અને અમીરખાના વિદ્રોહને લીધે હોળકર કદાચ ન થાય તોપણ ઓછામા ઓછુ એટલુ તો થશે જ કે

અમીરખા ઉપરનો હોળકરનો વિશ્વાસ ઊઠી જશે " ૧

આ સબંધે અંગ્રેજો તથા નિઝામ વચ્ચે કર્નલ સ્ટીવન્સન મારફત વાટાઘાટ ચાલુ હતી બહુ દબાવનામા આવ્યાથી નિઝામે અમીરખાને તેના ૩૦૦૦ સવાર સહિત પોતાને ત્યા નોકરીએ રાખવાનુ સ્વીકાર્યું. પણ અમીરખાના સવારોની સખ્યા એ કરતા વધારે હતી ઈ સ. ૧૮૦૩ ના મેની ૩ જીએ જનરલ વેલેસ્લીએ હૈદરાબાદના રેસિડન્ટ મેજર કર્કપેટ્રિકને લખ્યુ "x x x અમીરખા પાસે ગમે તેટલા સવારો હોય તોપણ નિઝામે તેને પોતાને ત્યા રાખી લેવા જોઈએ એવી ભલામણ કર્યા વગર હુ રહી શકતો નથી x x x " ૨ આ જ પત્રમા ઉપરોક્ત વાક્યની પહેલાના જ વાક્યમા જનરલ વેલેસ્લીએ સ્પષ્ટ ધમકી આપી હતી કે જો નિઝામ આ વાતનો સ્વીકાર નહિ કરે તો હોળકર જ્યારે પાછો ફરશે ત્યારે નિઝામના સરહદી મુલકો લૂટાવાનો પૂરતો સભવ છે ઔરગાબાદ તથા તેની આસપાસના મુલકોની લૂટના સબધમા હમણા જ હકીકત આવી ગઈ છે આ વાક્યો પછી ઔરગાબાદની લૂટમા અંગ્રેજોનો હાથ હતો એમા કોઈને અણુ માત્ર પણ સંદેહ રહેવાનુ કારણ નથી એટલે સુધી કે જ્યારે લૂટ થઈ ગયા પછી ઔરગાબાદની લૂટનો માલ હોળકર પાસેથી પાછો મેળવાની બાબતમા નિઝામે અંગ્રેજો પાસે ફરિયાદ કરી ત્યારે વેલેસ્લીએ

---

૧ "Meer Khan (Amir Khan?), Holkar's Sirdar, in command of his largest detachment, still keeps open his negotiation with the Nizam to enter His Highness' service, on the 2nd of May, therefore, we shall be in greater strength than ever at Poona, and have attained one great object of our expedition, and, if Holkar should not be weakened by the defection of Meer Khan, at least his confidence in that chief must be shaken"—Major General Wellesley's letter to Lieut General Stuart dated 28th April, 1803

૨ ' when I am considering the means of defending His Highness' long line of frontier from the plunder of a light body of horse, I can not refrain from recommending that whatever may be Meer Khan's numbers, His Highness should take them into pay' - General Wellesley's letter to Major Kirkpatric, Resident at Hyderabad, dated 3rd May 1803.

ખુલ્લી રીતે હોળકરનો પક્ષ લીધો. આ વખતે જનરલ વેલેસ્લીના કાગળો ઉપરથી માલૂમ પડે છે કે જ્યારે અમીરખાં હોળકરનો પક્ષ છોડીને આવે ત્યારે તેની સેનાનો અરધો ખર્ચ નિઝામ આપે તથા અરધો ખર્ચ કંપની આપે એવી જાતની કબૂલાત કર્નલ સ્ટીવન્સને નિઝામના વજીર મહીપતરામ પાસે કરી હતી. કામ કાઢી લેવાયા પછી અંગ્રેજો ફરી ગયા, અને ઊલટું રાજા મહીપતરામ ઉપર ખોટાં આળ ચડાવવા લાગ્યા. આ બધી બાબતો વેલેસ્લીના પત્રોમાંથી મળી આવે છે, અને તેમાંથી અહીં લાંબા ઉતારા ઉતારવા તે વ્યર્થ છે. અને ગમે તે કારણ બન્યું હોય, પણ અમીરખાંને નિઝામને ત્યાં નોકરીએ રાખવામાં ન આવ્યો. પરંતુ આ પત્રવ્યવહારને પરિણામે હોળકરથી અમીરખાં અંદરખાનેથી જુદો પડી ગયો. અમીરખાંને હોળકરની નોકરી કરતાં કરતાં પણ અંગ્રેજો તરફથી છાની રીતે પૈસા મળતા હતા એમાં પણ કાંઈ શક નથી. અને જો સિંધિયા તથા ભોંસલેને હોળકરે મદદ આપી હોત તો બરાબર અણીને વખતે અમીરખાં દગો કરી બેસવાનો પણ પૂરો સંભવ હતો. આ સમયથી જ અમીરખાંએ અંગ્રેજોને એટલી બધી મદદ આપવાનું શરૂ કર્યું કે આખરે ઈ. સ. ૧૮૧૮ માં આ સેવાઓના બદલામાં તેને ટોંકનો નવાબ બનાવવામાં આવ્યો. ટોંકના આજના નવાબ આ અમીરખાંના વંશજો છે.

**સિંધિયા વિરુદ્ધ બીજાં કાવતરાં**

જસવંતરાવ હોળકરને આ રીતે નકામો કરી દેવા ઉપરાંત સિંધિયાના રાજ્યમાં પણ દોલતરાવ વિરુદ્ધ અનેક ખાનગી કાવતરાંઓ પાંચ વરસથી ચાલુ હતાં. ઈ. સ. ૧૮૦૩ના જૂનની ૨૮ મીએ માર્ક્વિસ વેલેસ્લીએ જનરલ લેક ઉપર એક લાંબો કાગળ લખ્યો. આ કાગળ ઉપર "અત્યંત ખાનગી અને અંગત" [૩] એવા શબ્દો લખેલા હતા. આ કાગળમાં આવાં કાવતરાંના સંબંધમાં લેકને ઘણી સૂચનાઓ આપવામાં આવી છે. ખરી રીતે આવી જાતના છળકપટ ઉપર જ બ્રિટિશ સત્તાનો પાયો નાખવામાં આવ્યો છે. જનરલ લેકને આ કાર્યમાં મદદ કરવા માટે ગ્રીમ મર્સર નામના એક રીઢ થયેલા કૂટનીતિજ્ઞની ખાસ નિમણૂક કરવામાં આવી. ઈ. સ. ૧૮૦૩ ના જુલાઈની ૨૨ મીએ ગવર્નર જનરલ તરફથી તેના સેક્રેટરી એડમોન્સ્ટને મર્સર ઉપર એક અત્યંત ખાનગી કાગળ લખ્યો. જેમાં સિંધિયાના મુખ્ય

૩ "Most Secret and Confidential."

મુખ્ય નોકરો, સરદારો તથા સામંતોને ફોડીને અંગ્રેજોના પક્ષમાં લેવા સંબંધેની ઘણી સૂચનાઓ આપવામાં આવી છે. મર્સરને નીચે પ્રમાણે વચનો આપવાની આજ્ઞા કરવામાં આવી —

> "જો આપ હિંદુસ્તાનના એ ભાગમાંથી સિંધિયાની સેનાને હઠાવવામાં આપની શક્તિ અનુસાર સહાયતા આપશો, અને ભવિષ્યમાં સિંધિયા કે કોઈ બીજી શક્તિ એ પ્રાંતોમાં કદાચ પોતાની સત્તા જમાવવાનો પ્રયત્ન કરે તો તેમના એ પ્રયત્નો નિષ્ફળ કરવાના કાર્યમાં ઉત્સાહ તથા તત્પરતાથી જો અંગ્રેજોને મદદ આપશો, તો આપની પિતાની જાગીરો ઉપર કોઈ પ્રકારની દખલ વગર આપનો અધિકાર સ્વીકારવામાં આવશે. વગેરે." ૪

આ વિકટ કાર્ય પૂરું કરવા માટે મર્સરની મદદમાં બીજા અનેક લાયક અધિકારીઓને પણ નીમવામાં આવ્યા. ઉપરાંત અલાહાબાદ, કાનપુર તથા ઇટાવાના કલેક્ટરોને ખાસ સૂચનાઓ આપવામાં આવી કે મર્સરને પોતાના જાસૂસો વગેરેના ખર્ચ માટે જેટલા રૂપિયાની જરૂર પડે, અને જેટલા રૂપિયા તે માગે તે બધી રકમ વગર પૂછ્યે તુરત જ તેને આપવી, તથા ગવર્નર જનરલને નામે એ ખર્ચ ચડાવવો.

ઈ. સ ૧૮૦૩ ના જુલાઈની ર૯મીએ માર્કિસ વેલેસ્લીએ જનરલ લેક ઉપર એક ઘણો લાંબો તથા મહત્ત્વનો "ખાનગી" કાગળ લખ્યો. તેમાં જે જે રાજાઓ તથા સરદારોને સિંધિયાની વિરુદ્ધ ફોડવાના હતા તે બધાનાં સવિસ્તર હકીકતો સહિત નામો આપવામાં આવ્યાં હતાં. આપણે અહીં યાદ રાખવું જોઈએ કે આ વખતે હજી ખુલ્લી રીતે તો સિંધિયા અને અંગ્રેજો વચ્ચે મૈત્રી ચાલુ હતી, અને વાતચીતો પણ મૈત્રીની જ થતી હતી.

૪ ". . . the undisturbed possession of their hereditary tenures on the condition of their zealous and ready co-operation with the British Government, to the extent of their respective means, in expelling the troops of Daulat Rao Scindhia from that quarter of Hindostan, and preventing any future attempts on the part of that chieftain, or of any other foreign power, to establish an authority in those provinces."—Letter dated 22nd July, 1803 from Mr. Edmonstone, Secretary to Government, addressed to Mr. G. Mercer, marked 'Most Secret.'

બાદશાહ શાહઆલમને ફોડયા

માર્કિવસ વેલેસ્લીએ દોલતરાવ સિંધિયા વિરુદ્ધ જે ભારતીય નરેશો સાથે પ્રપંચ રચવાનું શરૂ કર્યું તેમાં દિલ્હીના મુગલ સમ્રાટનું નામ સૌથી મોખરે આવે છે ૨૭ મી જુલાઈના ઉપરોક્ત પત્રમાં યુદ્ધના ઉદ્દેશો બતાવતાં વેલેસ્લીએ એક ઉદ્દેશ એ ગણાવ્યો કે "દિલ્હીસમ્રાટની નામમાત્રની સત્તાને આપણા હાથમાં લેવામાં આવશે " પરંતુ આ કાગળની સાથેસાથ જ ગવર્નર જનરલે સમ્રાટ શાહઆલમ ઉપર લખેલો એક બીજો કાગળ જનરલ લેક ઉપર રવાના કર્યો આ કાગળમાં તેણે લખ્યું —

"બ્રિટિશ સરકારના દિલમાં સમ્રાટનું કુળ તથા ખુદ સમ્રાટ પ્રત્યે કેટલું માન અને ભક્તિ છે તે આપને બરાબર ખબર છે

"જે સમયથી સમ્રાટે દુર્ભાગ્યવશ પોતાની રક્ષાનું કાર્ય મરાઠાઓના હાથમાં સોંપ્યું છે, ત્યારથી આજ સુધી સમ્રાટના કુળને જે જે હાનિ થઈ છે, અને જે જે અપમાન સહેવા પડ્યા છે, એ બધાથી માનનીય કંપની તથા ભારતની બ્રિટિશ સરકારને સદા દુ ખ થયું છે, અને આજ સુધીમાં વચ્ચે પડીને આ અન્યાય, અમાનુષતા અને લૂંટના કષ્ટદાયક બંધનમાંથી સફળતાપૂર્વક સમ્રાટની રક્ષા કરવાની તક અત્યાર સુધીની પરિસ્થિતિને અંગે અંગ્રેજોને મળી શકી નથી એ બાબત મને ભારે ખેદ થાય છે × × ×"

અહીં આપણે એ યાદ રાખવું જોઈએ ખુદ અંગ્રેજોએ જ બાદશાહને દગો દઈને તેને માધોજી સિંધિયાને હવાલે કરી દીધો હતો અને ત્યારથી આજ સુધીમાં સિંધિયાના વર્તન સંબંધે બાદશાહે એક પણ ફરિયાદ કરી નહોતી સમ્રાટ શાહઆલમ સાનીની એક કવિતા આજ સુધી પ્રસિદ્ધ છે, જેમાં સમ્રાટે પોતાના અનેક દુ ખો વર્ણવ્યા છે, અને દિલ્હીના અનેક મુસલમાન વઝીરો તથા અમીરોના વિશ્વાસઘાતની ફરિયાદ કરી છે આ જ કવિતામાં બાદશાહે એક જગાએ લખ્યું છે —

"માધોજી સિંધિયા ફર્ઝન્દ જીગર બન્દેમન,
હસ્ત મસરૂફ તલાફીએ સિતમગારિએ મા"

એટલે—"માધોજી સિંધિયા જે મારો જીગરનો ટુકડો તથા મારો બેટો છે, તે મારા દુ ખો દૂર કરવામાં રોકાયેલો છે"

સિંધિયાકુળના વ્યવહારથી બાદશાહ કેટલો સંતુષ્ટ હતો તે આ કવિતા ઉપરથી જાણી શકાય છે પરંતુ માર્કિવસ વેલેસ્લીનો આખો કાગળ

જ જૂઠાણા અને કપટથી ભરેલો છે

આ પત્રના સંબંધમા તેણે લેકને લખ્યુ —

"સમ્રાટ ઉપર લખેલ મારો કાગળ જેટલો છાની રીતે અને સાવધાનીથી મોકલી શકાય તેટલો છાની રીતે અને સાવધાનીથી મોકલવો વધારે યોગ્ય છે × × × સય્યદ રઝાખા ઘણા દિવસોથી સમ્રાટના દરબારમા રહે છે, અને દૌલતરાવ સિંધિયાને ત્યા જે રેસિડન્ટ રહે છે તેના એજટ તરીકે કામ કરે છે આ વખતે તેના ઉપર પૂરતો વિશ્વાસ રાખી શકાશે એવી મારી માન્યતા છે × × × આ અવસરે આપને યોગ્ય જણાય તેવી સૂચનાઓ આ કાગળની સાથે જ સય્યદ રઝાખાને આપશો × × × હિંદીમા જે જે કઈ બને તે બધાની પૂરી હકીકત યોગ્ય સમયસર આપને તે મોકલાવ્યા કરે, એ બાબતની એ એજટને સૂચના આપશો. × × ×"

સય્યદ રઝાખા મારફત આ વખતે ફરી અગ્રેજોએ શાહઆલમને ઘણા ખોટા વચનો આપ્યા ભોળા શાહઆલમને ખાતરી આપવામા આવી કે મરાઠાઓએ તેના હાથમાથી જે સત્તા છીનવી લીધી હતી તે અગ્રેજો પાછી અપાવશે તથા તેને ફરી એક વાર ભારતીય સામ્રાજ્યનો સાચો અધિરાજ બનાવશે જે જાતનો પ્રપચ થોડા વરસો પહેલા ટીપૂ સુલતાનની વિરુદ્ધ મ્હૈસૂરના જૂના રાજકુળ સાથે વેલેસ્લીએ રચ્યો હતો, તેવો જ પ્રપચ આ વખતે દૌલતરાવ સિંધિયા વિરુદ્ધ સમ્રાટ શાહઆલમની સાથે તેણે રચ્યો. થોડા દિવસોમા ગવર્નર જનરલની આજ્ઞાથી ઈ સ ૧૮૦૩ ના ડિસેમ્બરની ૨ જી તારીખે જનરલ લેક કપનીની તરફથી આ બધી બાબતોનુ એક પ્રતિજ્ઞાપત્ર —'તહરીરી ઇકરારનામા'—લખીને સમ્રાટ શાહઆલમને આપ્યુ

બાદશાહને દગો

સમ્રાટ શાહઆલમ આ બધી જૂઠી આશાઓને આધારે દૌલતરાવ સિંધિયાથી વિમુખ થઈ ગયો. માર્ક્વિસ વેલેસ્લીનું કામ પતી ગયુ પરંતુ મ્હૈસૂરનુ જૂનુ રાજકુળ અને સમ્રાટ શાહઆલમના નસીબમા એટલો ફેર પડ્યો કે ટીપૂ સાથે વિશ્વાસઘાત કરવાના બદલામા મ્હૈસૂરના રાજકુળને પોતાના બાપદાદાની ગાદીનો થોડોક ભાગ કોઈક રીતે પણ મળ્યો, ત્યારે સમ્રાટ શાહઆલમને દૌલતરાવ સિંધિયા વિરુદ્ધ વિશ્વાસઘાત કરવાના બદલામા અગ્રેજો તરફથી વિશ્વાસઘાત જ મળ્યો જે શાહઆલમ બીજાએ કપનીને બંગાળા, બિહાર તથા ઓરિસ્સાની દીવાની આપી હતી તે જ આ શાહ-

આલમ હતો. થોડાએક વર્ષો પછી જ્યારે આ પ્રતિજ્ઞાપત્રની શરતો પૂરી કરાવવા માટે શાહઆલમના ઉત્તરાધિકારી અકબરશાહે રાજા રામમોહનરાયને પોતાના વકીલ તરીકે ઇંગ્લાંડ મોકલ્યો અને તેની સાથે એ પ્રતિજ્ઞાપત્ર પણ મોકલ્યુ, ત્યારે ત્યાના શાસકોએ જવાબ આપ્યો "આ પ્રતિજ્ઞાપત્ર કંપનીના કાગળોમા ક્યાય હાથ આવતુ નથી "[૫] આ સમયે ભારતના મુગલ સમ્રાટના લગભગ બધા પ્રદેશો તથા તેના મેંબરોના અધિકારો કંપનીના હાથમા આવી ગયા હતા અંગ્રેજોનો આ વિચિત્ર જવાબ સાભળીને સલિવાન રોઝ નામના પાર્લામેંટના એક સભ્યે કહ્યુ —

> "× × × આ પ્રતિજ્ઞાપત્ર કંપનીના કાગળોમા હાથ નથી આવતુ એ શુ શાહઆલમનો ગુનો છે? × × × આ બાબતમા મુગલ સમ્રાટનો ભારે વિશ્વાસઘાત કરવામા આવ્યો છે × × ×"[૬]

**સિંધિયાના સામંતો સાથે દાવતરુ**

ઈ સ ૧૮૦૩ના જુલાઈની ૨૮ મીએ લખેલા "સરકારી અને ખાનગી" કાગળમા માર્ક્વિસ વેલેસ્લીએ, મેરઠની નજીકના સરધનાની પ્રસિદ્ધ બેગમ ઝેબુન્નિસાને ફોડવાની જનરલ લેકને સૂચના આપી સામાન્ય રીતે આ બેગમને બેગમ સમરૂના નામથી ઓળખવામા આવે છે બેગમ સમરૂ સિંધિયાની સામંત હતી તેણે સરધનાની આજુબાજુ એક સારી જાગીર જમાવી હતી માર્ક્વિસ વેલેસ્લીએ જનરલ લેકને લખ્યુ —

> "× × × બેગમની જાગીર બહુ મહત્ત્વની જગાએ આવેલી છે આથી બેગમને અંગ્રેજ કંપની તરફથી જે કંઈ વચનો આપવામાં આવે તેમા તેની સમસ્ત જાગીરમા કંપનીના કાયદાકાનૂનો બહુ

૫ "The Court would be surprised to hear that the document called an *Ikrarnama* was nowhere to be found on the records of the Court, or in those of the Supreme Government of India, ' —Speech of the Chairman of Directors at the East India House, 18th December, 1818

૬ "Was it the fault of Shah Alam that this document was not upon record? . In my judgment, a gross breach of faith has been committed in this case of the Mogul, . "— Sullivan, at the East India House, 18th December, 1848

આસાનીથી શરૂ થઈ શકે એવી શરતો ઘુસાડવી મને યોગ્ય જણાય છે. મારી તમને વિનતિ છે કે બેગમ સાથેના પત્રવ્યવહારમાં આ લક્ષ્ય તરફ ખાસ ધ્યાન આપશો. × × ×

"× × × દૌલતરાવ સિંધિયાની સેનામાં આ વખતે બેગમની ચાર પલટનો છે તેને પાછી બોલાવી લેવા, અને દોઆબના જમીનદારો તથા સરદારો પોતે અંગ્રેજ સરકારને આધીન થઈ જાય તેમ જ અંગ્રેજી સેનાને દરેક પ્રકારની મદદ કરવા માટે પોતાનું શક્તિસર્વસ્વ ખરચે એ માટે એ લોકો ઉપર બેગમનો જેટલો પ્રભાવ હોય તેનો ઉપયોગ કરવાનુ બેગમને કહેવું."[૭]

બેગમ સમરૂની મારફત સિંધિયાના ઉત્તરના બધા સામંતો તથા જમીનદારોને પોતાના પક્ષમા લેવાની એક વિસ્તૃત જાળ અંગ્રેજોએ ફેલાવી, જેની બધી આંટીઘૂંટીઓને આજે ઉકેલવી અસંભવિત છે

ઈ. સ ૧૮૦૩ ના જુલાઈની ૩૦ મીએ માર્કિવસ વેલેસ્લીએ જનરલ લેક ઉપર વળી એક 'ખાનગી' કાગળ લખ્યો જેમાં સૂચના કરવામાં આવી હતી કે "દૌલતરાવ સિંધિયાના જે જે સામંતો, મુખ્ય મુખ્ય અમલદારો અથવા બીજી પ્રજા" ના નામો આજ સુધી મેં આપને લખી જણાવ્યાં

૭ ". . . the local situation of the Begum's *Jageer* renders it desirable that in any engagement concluded with her on the part of the British Government, such conditions should be inserted as may facilitate the introduction of the British regulations into the *Jagir* and I request that your Excellency's negotiations with the Begum may be directed to the accomplishment of this object

". she should be required to recall her battalions now serving in the army of Dowlat Rao Scindhia, and to employ whatever influence she may possess over the *Zemindars* and Chieftains in the *Doab*, to induce them to place themselves under the authority of the British Government and to employ their resources in assisting the operations of the British arms"—Marquess Wellesley's letter to Lieut. General Lake dated 28th July, 1803, marked 'Official and Secret.'

છે, તે સિવાય બીજા જેને જેને સિંધિયા વિરૂદ્ધ ઉશ્કેરી શકાય તેમને ઉશ્કેરવા "સિંધિયાની પ્રજા તથા તેના નોકરોના અસંતોષ અને વિદ્રોહનો જેટલો લાભ ઉઠાવી શકાય તેટલો ઉઠાવવામાં ન્યાય અને લાભ બંને સમાયેલા છે’’[૮] આ લોકોને ફોડીને કંપનીના પક્ષમાં લેવા માટે જે જે વચનો આપવા યોગ્ય જણાય તે બધા આપવાનો જનરલ લેકને અધિકાર આપવામાં આવ્યો ગવર્નર જનરલે લખ્યું કે "જમના તથા ગંગા અને કુમાયૂંના પહાડોની વચ્ચે આવેલા બધા પ્રદેશમાં અંગ્રેજ સરકારનો કાયદો ચાલુ થાય એ મારો અંતિમ હેતુ છે’’[૮] આ જ કાગળમાં ગવર્નર જનરલે લેકને એમ પણ લખ્યું કે સહરાણપુરની નજીક સિંધિયાને આધીન રહેતી ગુજર જાતિને "આપણું કાર્ય ઉત્તમ રીતે સાધી શકાય એવા ઉપાયોથી એટલા ખુશ કરવા કે તેઓ દોઆબની અંદરની સિંધિયાની સત્તાને મિટાવવા માટે અંગ્રેજ સરકારની સાથે ભળી જાય"[૮] વગેરે

---

૮ '. the tributaries, principal officers, or other subjects of Daulat Rao Scindhia exclusively of those described in my general instructions to Your Excellency and in my instructions to Mr Mercer, may be inclined to place themselves under the protection of the Company, is both just and expedient, that we should avail ourselves as much as possible, of the discontent and disaffection of his subjects or officers, and I accordingly desire, you will be pleased to decide on the degree and nature of the encouragement, proper to be given

'I also authorize Your Excellency to give to all tributaries or others renouncing their allegiance to Scindhia and acting sincerely in our favour, the most positive assurances of effectual protection in the name of the Company

' it is my ultimate intention to extend the regulations of the British Government throughout the whole of the country, bounded by the rivers Ganges and Jumna and by the mountains of Kumaon A part of this territory is possessed by Goojors, in the vicinity of Saharanpore

'Your Excellency's prudence will dictate the expediency

હજી સુધી યુદ્ધની જાહેર ઘોષણા થઈ નહોતી અને અગ્રેજો તથા મરાઠા બહારથી તો એકબીજાના દોસ્તો હતા

શીખ સરદારો સાથે કાવતરુ

ઉત્તર-પશ્ચિમમા સિંધિયાનુ રાજ્ય પજાબ સુધી હતુ પજાબમા આ વખતે નવી નવી શીખ રિયાસતો સ્થપાવા માડી હતી, અને લાહોરમા મહારાજા રણજીતસિંહનો સૂર્યોદય શરૂ થયો હતો હૈદરઅલી અને શિવાજીની જેવો જ રણજીતસિંહ પણ અશિક્ષિત છતા વીર ને યુદ્ધવિદ્યામા ખૂબ નિપુણ હતો પરંતુ શિવાજી જેટલી તેનામા દૂરદર્શિતા તથા રાજનીતિજ્ઞતા નહોતી, તેમ જ હૈદરઅલીના જેવુ પ્રચંડ સાહસ અને દેશપ્રેમ પણ નહોતા શીખોની શક્તિ આ મરાઠા યુદ્ધમા કદાચ શામિલ થઈ જાય એવો માર્ક્વિસ વેલેસ્લીને ડર હતો, અને જો વીર શીખોએ એ વખતે મરાઠાઓને સહાય આપી હોત તો ઓગણીશમી સદીની શરૂઆતમા જ કપનીના પાયા ભારતખડમાથી ઊખડી ગયા હોત એમા જરા પણ શક નથી પરંતુ શીખોમા રાજનીતિજ્ઞતાનો કાયમ અભાવ જ રહ્યો છે શીખો કદાચ આ વખતે અગ્રેજોને મદદ ન આપે તોપણ ઓછામાં ઓછુ તટસ્થ રહે એ માટે વેલેસ્લીએ કોશિશ પણ કરી હતી ઈ સ ૧૮૦૩ ના ઑગસ્ટની ૨ જીએ એક ગુપ્ત અને સરકારી કાગળમા તેણે જનરલ લેકને લખ્યુ —

"પતિયાળાના રાજાનો તથા પતિયાળા તેમ જ જમનાની વચ્ચે જેમના મુલકો આવેલા છે તે બધા નાના નાના શીખ સરદારોના પ્રભાવ તથા પ્રયત્નનો આપણે સૌથી વધારે લાભ ઉઠાવી શકાય તેમ છે તથાપિ હુ સમજુ છુ કે લાહોરના રાજા રણજીતસિંહને શીખોમા મુખ્ય ગણવામા આવે છે, અને બધા શીખ સરદારો ઉપર તેનો ઘણો પ્રભાવ છે

* * *

"સિંધિયાના દરબારમા રહેતા રેસિડન્ટના એજટ જે શીખ

---

of employing the most efficacious measures for the purpose of conciliating the Goojers, and of inducing them to unite with the British Government for the overthrow of Scindhia's power in the *Doab* —Marquess Wellesley's 'Secret' letter to General Lake, dated 30th July, 1803

સરદારોની સાથે પહેલાં ( ઈ સ. ૧૮૦૦ માં ) પત્રવ્યવહાર કર્યો હતો તેમના ઉપર પત્ર લખીને તે પત્ર હુ તમને મોકલુ છુ. તમને યોગ્ય જણાય તે રીતે એ કાગળ તેમને પહોચાડી દેશો

* * *

" જે યુદ્ધ કરવાનો આપણો ઇરાદો છે તે યુદ્ધક્ષેત્ર લાહોરથી ઘણું દૂર હોવાથી, રાજા રણજીતસિંહ તરફથી આપણે માત્ર એટલી જ મદદની આશા રાખવાની છે કે તે બીજા શીખ સરદારો ઉપર પોતાનો પ્રભાવ વાપરીને તેમને અગ્રેજ સરકારના પક્ષમા આણે "

પંજાબનો કેટલોક ભાગ આ વખતે દૌલતરાવ સિંધિયાને તાબે હતો, અને ત્યાના શીખ સરદારો સિંધિયાને ખડણી પણ ભરતા હતા આથી ગવર્નર જનરલે આ જ પત્રમા આગળ લખ્યુ કે —

" આ સરદારોમાના જેઓ મરાઠાને આધીન છે અને ખડણી ભરે છે તેમને, અંગ્રેજ સરકાર તમારી રક્ષા કરશે તથા ભવિષ્યમા તમારી ખડણી બિલકુલ માફ કરવામા આવશે એવા વચનો આપીને મરાઠાઓના પક્ષમાથી ફોડી શકાય એમ છે

* * *

" જો કદાચ આ સરદારો તરફથી મદદ મળવાનુ અસભવિત જણાય તોપણુ ઓછામા ઓછુ તેઓ તટસ્થ રહે એટલુય ઘણુ મહત્વનુ છે

" હવે પછીથી કોઈ પ્રકારે અગ્રેજ સરકારનો વિરોધ કરવામા કેટલી હાનિ છે તેમ જ એટલી બળવાન સરકારની સાથે સબધ રાખવામા કેટલા લાભ સમાયેલા છે, એ બાબત પણ આપ એ શીખ સરદારો સાથેના પત્રવ્યવહારમા તેમને સૂચવો એ યોગ્ય છે "

પત્રના અતમા ગવર્નર જનરલે જનરલ લેકને સલાહ આપી કે —

" શીખ સરદારો સાથેના પત્રવ્યવહારમા આપ આ પત્રવ્યવહારને ગુપ્ત રાખશો અને પૂરી સાવધાનીથી કામ લેશો " ૮

૮ " The chiefs from whose influence or exertions the greatest benefit is to be derived, are the Raja of Patiala, and those petty chieftains who occupy the territory between Patiala and the Jumna I understand, however, that Raja Ranjit Singh, the Raja of Lahore, is considered to be the principal among

સત્તરમી સદીના અંતમાં અને અઢારમી સદીની શરૂઆતમાં શીખોની શક્તિનો વિકાસ હજી તો શરૂ થતો હતો. હજી શીખસત્તાનું રાજકીય મહત્ત્વ તથા સામ્રાજ્યસંગઠન વધ્યું નહોતું. ઈ. સ. ૧૮૦૧માં એક સ્વતંત્ર અંગ્રેજ જ્યોર્જ ટૉમસ થોડાએક રોહીલા પઠાણ સવારોની મદદથી શીખોના મુલકમાં લૂંટફાટ કરતો હતો. છતાં જ્યારે માર્કિવસ વેલેસ્લી હિંદુસ્તાનના બીજા નરેશોને સહાયકારી સંધિ સ્વીકારવા માટે સમજાવી રહ્યો હતો ત્યારે જાણી જોઈને તેણે શીખ સરદારોને તેમાંથી અલગ સ્વતંત્ર રાખ્યા હતા. તે વખતે એમ કરવામાં જ અંગ્રેજોનું હિત સમાયેલું હતું. માર્કિવસ વેલેસ્લીની આ બાજી ઠીક સફળ થઈ. મરાઠા સાથેના બીજા યુદ્ધ વખતે શીખ સરદારો અને રાજાઓએ અંગ્રેજોને ઘણી સારી મદદ આપી. અને મરાઠાઓ વિરુદ્ધ અંગ્રેજોને આપેલી આ મદદને લીધે જ પાછળથી મહારાજા રણજીતસિંહની સત્તાની ઉન્નતિ થઈ એમ માનવાને પણ કારણ છે.

**રોહીલા નવાબની વિરુદ્ધ યોજના**

રામપુરનો પદચ્યુત રોહીલા નવાબ ગુલામ મોહમ્મદખાં આ વખતે સિંધિયાના પક્ષમાં હતો. આથી ઈ. સ ૧૮૦૩ ના ઑગસ્ટની ૨૨ મીએ

the chiefs of the tribe of Sikhs, and to possess considerable influence over the whole body of the Sikh chiefs.

* * *

"I transmit to Your Excellency, for the purpose of being forwarded, at such time and in such manner as may appear to Your Excellency to be most proper, letters to those among the Sikh chiefs with whom the agent of the Resident with Daulat Rao Scindhia communicated ( in the year 1800 ).

* * *

"Adverting to the great distance of Lahore from the scene of intended operations, the only support to be expected from Raja Ranjit Singh, is the exertion of his influence with the other Sikh chieftains, to induce them to favour the cause of the British Government.

* * *

"Such of those chieftains as are subject to the control and exactions of the Maratha power, may perhaps be dein-

ગવર્નર જનરલે જનરલ લેક ઉપર એક ગુપ્ત કાગળ લખ્યો તેમાં બંબૂખાંને પક્ષમાં લઈને તેની મદદથી ગુલામ મોહમ્મદખાંને ગિરફતાર કરવાનો પ્રયત્ન કરવાનું લખ્યું હતું. ઉપરાંત એમ પણ લખ્યું હતું કેઃ—

"જો આપનો મત એવો હોય કે × × × રોકડા રૂપિયાની આશાથી બંબૂખાં આ બાબતમાં વધારે દિલ દઈને પ્રયત્નો કરશે, તો આપને યોગ્ય લાગે એવડી મોટી રકમ આપવાનું વચન આપવાનો તથા તેમ કહેવરાવી દેવાનો અધિકાર આપવામાં આવે છે."[૧૦]

આ બંબૂખાંએ પાછળથી અંગ્રેજોની શી શી સેવા કરી તથા તેના બદલામાં તેને શાં શાં ઇનામ મળ્યાં તે માલૂમ પડ્યું નથી.

---

ched from the interests of that nation by promises of protection from the British Government, and of exemption from the payment of tribute in future.

* * *

"If it should appear impracticable to obtain the co-operation of those chieftains, it would still be an object of importance to secure their neutrality.

"In your communications to the Sikh chieftains it may be proper that Your Excellency should suggest to their consideration the danger to which they will hereafter be exposed by any opposition to the interests of the British Government, and the advantages which they may derive from a connection with so powerful a state.

* * *

". . . require the observance of secrecy and caution in Your Excellency's communications with those chieftains."—'Secret and Official' letter of Marquess Wellesley to General Lake, dated 2nd August, 1803.

૧૦ ". . . If Your Excellency should be of opinion that the offer of a pecuniary reward is calculated to stimulate the exertions of Bamboo Khan . . . Your Excellency is at liberty to convey to him the offer of such a reward to any extent which Your Excellency may deem proper."—Marquess Wellesley's 'Secret' letter dated 22nd August, 1803 to General Lake.

### ભરતપુરના રાજાને લાલચ

સિંધિયાના ખાસ સામંતોમાં ભરતપુરનો રાજા રણજીતસિંહ પણ એક હતો. જનરલ લેકે ઈ. સ ૧૮૦૪ ના ઓગસ્ટની ૧૩ મીએ માર્કિવસ વેલેસ્લી ઉપર લખેલા કાગળમાં જણાવ્યું છે કે ભરતપુરનો રાજા સિંધિયા વિરુદ્ધ અંગ્રેજોને મદદ આપે તો તેની ખંડણી કાયમ માટે માફ કરવાનું તથા ત્રણ લાખની વાર્ષિક આવકવાળો વધારાનો મુલક આપવાનું અંગ્રેજોએ વચન આપ્યું હતું. આ નવા મુલકની સનદ પણ રાજાને અંગ્રેજોએ લખી આપી હતી.

પરંતુ આટલી બધી વિસ્તૃત પ્રપંચજાળ ગોઠવ્યા છતા દૌલતરાવ સિંધિયાની સેનાને જીતવી એ સહેલું નહોતુ. આથી આ બધા ઉપરાંત વેલેસ્લીએ ખુદ સિંધિયાની સેનામાં પણ વિશ્વાસઘાતીઓ પેદા કર્યા.

### સિંધિયાના વિશ્વાસઘાતી યુરોપિયન અમલદારો

માધોજી સિંધિયાએ વૉરન હેસ્ટિંગ્સની સલાહ અનુસાર કેટલાક યુરોપિયન અમલદારોને પોતાની સેનામાં રોકયા હતા; આ સેનામા કેટલાક ફ્રેંચ લોકો પણ હતા. પોતાના રાજ્યમા અને ખાસ કરીને સૈન્યમા યુરોપિયન અમલદારો રાખવા જેવી કોઈ બીજી મોટી ભૂલ ભારતીય રાજાઓએ કરી નહિ હોય માધોજી સિંધિયાના ઉત્તરાધિકારીને હવે પોતાના પિતામહની ભૂલનુ પરિણામ ભોગવવુ પડયુ

સિંધિયાના સૈન્યનો એક મુખ્ય અધિકારી કેપ્ટન પૈરો નામનો ફ્રેંચ હતો. તેના હાથ નીચે બીજા પણ કેટલાક યુરોપિયન અમલદારો જુદાં જુદાં પદ ઉપર નિમાયેલા હતા આ બધા લોકો કેવળ ધનના ઉપાસકો હતા. માર્કિવસ વેલેસ્લીએ એક જાહેરાત દ્વારા બધા યુરોપિયનોને જણાવ્યુ કે જે કોઈ દૌલતરાવ સિંધિયા સાથે વિશ્વાસઘાત કરીને અંગ્રેજોના પક્ષમા આવશે તેમને ભારે મોટા ઇનામો આપવામાં આવશે આ કાર્યમા માર્કિવસ વેલેસ્લી સફળ પણ થયો ઉક્ત યુરોપિયન અમલદારોના કવખતના વિશ્વાસઘાતે જ સિંધિયા પક્ષને સૌથી વધારે ધક્કો માર્યો

મરાઠાઓની વિરુદ્ધ વેલેસ્લી તથા તેના સાથીઓએ બિછાવેલી આ કપટજાળની બધી હકીકતો અંગ્રેજોના લેખિત કાગળોમાથી જ તારવવામા આવી છે. પરંતુ મરાઠાઓએ લખેલ એક પણ વૃત્તાત અત્યારે અમારી સામે મોજૂદ નથી આથી આ નિંદનીય કપટજાળના વિસ્તૃત સ્વરૂપ ઉપર હવે સદાને માટે પડદો પડી ગયો છે

# પ્રકરણ ચોવીશમું

## સામ્રાજ્યવિસ્તાર

**અંગ્રેજોની સૈન્યજાળ**

મહારાજા દૌલતરાવ સિંધિયા તથા રાજા રઘોજી ભોંસલેના મુલક ઉપર છ બાજુએથી હુમલો લઈ જવા માટે છ સેનાઓ તૈયાર કરવામા આવી દક્ષિણમા જ્યા મરાઠાની સરહદ નિઝામની સરહદ સાથે મળતી હતી ત્યા જનરલ સ્ટુઅર્ટને આધીન એક વિશાળ સેના રાખવામા આવી, આમા મ્હેસૂરની સહાયકારી સેનાનો પણ સમાવેશ હતો તેનાથી જરા ઉપર પૂનાની પાસે એક બીજી વિશાળ સેના ગવર્નર જનરલના ભાઈ જનરલ વેલેસ્લીને આધીન તૈયાર કરવામા આવી, આ સેનામા મુખ્યત્વે પેશવાની નવી સહાયકારી સેના હતી ત્રીજી એક સેના પૂનાની ઉત્તર પૂર્વમા ઔરંગાબાદ નજીક રાખવામા આવી હતી, આની સરદારી કર્નલ સ્ટીવન્સનને આપવામા આવી હતી, તથા તેમા નિઝામની જબરદસ્ત સહાયકારી સેનાનો મુખ્યત્વે સમાવેશ થતો હતો ને આ બધા કરતા પણ મોટી એક ચોથી સેના ઉત્તરમા જનરલ લેકની સરદારી તળે તૈયાર રાખવામા આવી હતી, આ સેનામા અયોધ્યા રાજ્યની સહાયકારી સેનાનો સમાવેશ થતો હતો પાચમી સેના રઘોજી ભોંસલેના કટક પ્રગણાની સરહદ ઉપર ગંજમ નામના સ્થળે કર્નલ કેમ્પબેલને આધીન રાખવામા આવી, આ સેનામા બગાળાની સેના સામેલ હતી અને છઠ્ઠી સેના કર્નલ મરેના સેનાપતિપદ નીચે ગુજરાતમા રાખવામા આવી, આ સેનામા ગાયકવાડની સહાયકારી સેના હતી આમા ગંજમની સેના સિવાયની પાચે સેનાઓ મહારાજા સિંધિયાની આખી સરહદ ઉપર ગોઠવવામા આવી હતી આ વિશાળ સેનાઓ સબધે બીજી પણ બે બાબતો લક્ષમા લેવાની જરૂર છે પ્રથમ તો એ કે અમલદારોને બાદ કરીએ તો આ બધી સેનાઓમાં વિદેશીઓ બહુ જ ઓછા હતા, મોટે

ભાગે બધા ભારતીય સિપાઈઓ જ હતા. બીજું એ કે બધા સૈન્યનો લગભગ ઘણો ભાગ જુદા જુદા ભારતીય રાજાઓની નોકરીમાં હતો, અને તેનો ખર્ચ આ ભારતીય નરેશોની તિજોરીમાંથી જ આપવામાં આવતો હતો.

**ચાંદીની ગોળીથી અહમદનગર જીત્યું**

પૂના તથા ઔરંગાબાદની વચ્ચે અહમદનગરનો સિંધિયાનો મજબૂત કિલ્લો આવેલો હતો. ઘણા લાંબા કાળ સુધી કોઈ પણ આકરા ઘેરાની સામે ટક્કર લઈ શકે એવો એ મજબૂત બનાવેલો હતો. અંગ્રેજો જાણતા હતા કે આ કિલ્લો જો હસ્તગત થાય તો સિંધિયાની દક્ષિણની પ્રજા ઉપર તેની બહુ અસર થશે. તારીખ ૬ ઠ્ઠી ઑગસ્ટે ગવર્નર જનરલે યુદ્ધ જાહેર કર્યું, પરંતુ એ પહેલાં જનરલ વેલેસ્લી સેના સહિત એ કિલ્લા તરફ ઊપડી ચૂકયો હતો, અને ગવર્નર જનરલ તો એ પહેલાંથી જ અહમદનગરની રક્ષા માટે રાખેલા અમલદારો સાથે ગુપ્ત પત્રવ્યવહાર ચલાવતો હતો. ૭ મી ઑગસ્ટે જનરલ વેલેસ્લીની સેના અહમદનગરના કિલ્લાની નજીક પહોંચી ગઈ. પેશવાની સહાયકારી સેના તો તેની સાથે હતી જ. તે જ દિવસે નગરમાં એક જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી, જેની શરૂઆતમાં જૂઠું વાક્ય લખેલું હતું કેઃ—

"દૌલતરાવ સિંધિયા તથા તથા વરાડના રાજાએ અંગ્રેજ સરકાર, રાવ પંડિત પ્રધાન (પેશવા) તથા નવાબ નિઝામઅલી ત્રણેને યુદ્ધની ધમકી આપી છે માટે × × ×" વગેરે.

આ જાહેરાતમાં નગરનિવાસીઓ તથા બીજા માણસો પ્રત્યે પોતાની મિત્રતા દર્શાવતાં વેલેસ્લીએ કંપની તથા પેશવા બંનેના નામે આજ્ઞા કરી કે તમે આખું નગર પેશવાની સેનાને (!) હવાલે કરી દો. બીજી બાજુથી મહારાજ સિંધિયાનો કોઈ હુકમ કે સૂચના અમલદારોને મળ્યાં નહોતાં. નગરવાસીઓ ઉપર વેલેસ્લીની જાહેરાતની ધારી અસર થઈ. પ્રજાએ અંગ્રેજોને પોતાના શત્રુ તરીકે નહિ પણ મિત્ર ગણ્યા. તારીખ ૮ મી ઑગસ્ટે વેલેસ્લી અહમદનગર પહોંચ્યો અને શહેર તરત જ તેના હાથમાં આવ્યું, પરંતુ કિલ્લો એટલી સરળતાથી હાથ ન આવ્યો. વેલેસ્લીએ કિલ્લેદારને બોલાવ્યો અને કિલ્લો અંગ્રેજોને હવાલે કરી દેવાનું પણ કહેવરાવ્યું; પણ કિલ્લેદારે સંકોચ દર્શાવ્યો. કિલ્લા ઉપર ગોળાનો મારો ચલાવવાની જરૂર પડી. સર જેમ્સ કેમ્પબેલે "અહમદનગર ગેઝેટીઅર"ના ૬૬૫મા પાના ઉપર લખ્યું છેઃ—

"નગર જીતી લીધા પછી ૯ મી તારીખે જ્યારે જનરલ વેલે-

રલીએ કિલ્લાનુ ચક્કર લીધું ત્યારે ચારે બાજુએ બાંધેલા ધક્કાઓએ કિલ્લાની દીવાલનો એવો બચાવ કરેલો હતો કે તોપોનો મારો ચલાવવાની કોઈ અનુકૂળ જગા જણાતી નહોતી. પછી ભિંગારના દેશમુખ રઘુરાવ બાબાને ચાર હજાર રૂપિયાની લાંચ આપવામાં આવી અને તેણે પૂર્વ તરફથી હુમલો કરવાનું એક સ્થાન અંગ્રેજોને બતાવી દીધું." [1]

આવા કેટલા રઘુરાવ બાબાઓને લાંચ આપવામાં આવી હશે એ કોને ખબર ? બે દિવસ સુધી નામની લડાઈ થઈ. આખરે ૧૧ મી ઑગસ્ટે કિલ્લેદારે કિલ્લો અંગ્રેજોને હવાલે કરી દીધો. લખવામાં આવ્યું છે કેઃ— "કિલ્લેદાર તથા તેની સેનાને સહીસલામત કિલ્લામાંથી બહાર ચાલ્યા જવા દેવામાં આવે, તથા તેની મિલકત તેના પોતાના જ કબજામાં રહેવા દેવામાં આવે એ શરતે" કિલ્લો ખાલી કરવામાં આવ્યો હતો. જનરલ વેલેસ્લી લખે છે કે જ્યારે અંગ્રેજો કિલ્લામાં પેઠા ત્યારે "કિલ્લો ઘણી સારી સ્થિતિમાં હતો." સ્પષ્ટ છે કે અહમદનગરની દીવાલો ચાંદી તથા સોનાની ગોળીઓથી તોડવામાં આવી હતી, સીસાની ગોળીઓથી નહિ.

૧૩મી ઑગસ્ટે વેલેસ્લીએ એક બીજી જાહેરાત પ્રસિદ્ધ કરી, જેમાં "કંપની તથા પેશવા તરફથી" કેપ્ટન ગ્રેહામને અહમદનગર તથા તેની આસપાસના બધા મુલકનો પ્રબંધ કરવા માટે નીમવામાં આવ્યો. વેલેસ્લી પોતે ગ્રેહામને મદદ કરવા માટે ૧૮ મી સુધી અહમદનગરમાં જ રહ્યો અને પછી ઔરંગાબાદ તરફ આગળ વધ્યો.

**પેશવાને ગોળ ગોળ વચનો**

અહમદનગરના મુલક ઉપર વેલેસ્લીએ "કંપની તથા પેશવા"ના નામે અધિકાર જમાવ્યો. પેશવા જ મરાઠા રાજ્યનો મુખ્ય માણસ તથા સિંધિયાના રાજ્યનો અધિરાજ હતો. ન્યાય અને કાયદા મુજબ આ મુલક તુરત પેશવાને

[1] "When after capturing the town General Wellesley reconnoitred the fort on the 9th August the complete protection which the glacis afforded to the wall made it difficult to fix on a spot for bombardment. Raghu Rao Baba, the *Desmukh* of Bhingar, received a bribe of four hundred pounds (Rs. 4,000) and advised an attack on the East face"—'*Ahmednagar Gazetteer*,' edited by Sir James Campbell, p. 695.

સોંપી દેવો જોઈએ, ને તેની વ્યવસ્થા પેશવાની જ ઇચ્છાનુસાર થવી જોઈએ પેશવા અંદરખાનેથી અંગ્રેજોની આ બધી ચાલને સમજતો હતો, પણ તે લાચાર હતો આથી અહમદનગર ઉપર અધિકાર મળતા જ એક મુશ્કેલી વેલેસ્લીની સામે ખડી થઈ. એક તરફથી એ ઇચ્છતો હતો કે જિતાયેલા આ મુલક ઉપર કંપનીનો અધિકાર રહે, જ્યારે બીજી બાજુથી પેશવાને સાચાખોટા વચનો આપીને સંતુષ્ટ રાખવાની પણ એટલી જ અગત્ય હતી ૧૩મી ઑગસ્ટે વેલેસ્લીએ પૂનાના રેસિડન્ટ ક્લોઝને લખ્યુ —

"પેશવાના મનમા અહમદનગર સબંધે જરા પણ શંકા પેદા ન થાય એની મને ખાસ ચિંતા છે × × × આ સ્થાન આપણે માટે કેટલુ જરૂરી છે એ બાબત તમે પેશવા બાજીરાવને સમજાવો એમ હુ ઇચ્છુ છુ × × × બધી મહેસૂલનો હિસાબ બરાબર રાખવામા આવશે તથા પેશવાને તેનો યોગ્ય હિસ્સો આપનામા આવશે, એવી પણ ખાતરી તમે પેશવાને આપશો "[2]

ત્યાર પછી એક જ દિવસમા વેલેસ્લી ફરી ગયો અને ઈ સ ૧૮૦૩ ના ઑગસ્ટની ૧૪ મીએ તેણે કર્નલ ક્લોઝને લખ્યુ —

"કાલે તમને પત્ર લખ્યા પછી મને એવો ખ્યાલ આ યો છે કે અહમદનગરનુ અર્ધુ મહેસૂલ આપવાનુ વચન આપણે પેશવાને ન આપવુ અથવા તો તેની એને આશા પણ ન આપવી એ વધારે યોગ્ય છે ઊલટુ તેને એમ કહી દેવુ કે આ ઇલાકાનું મહેસૂલ યુદ્ધનો ખરચ પૂરો કરવાના ઉપયોગમા લેવાશે, અને તેનો હિસાબ પેશવાને મોકલી આપવામા આવશે પરંતુ મોટુ કામ તો એ છે કે આ ઇલાકા

---

૨ "I am very anxious that the Peshwa should feel no jealousy about this place (Ahmadnagar) I wish that you would speak to Raghunath Rao (i e the Peshwa Baji Rao son of Raghunath Rao) upon this subject, point out to him how necessary the place is for us, you may also assure him that a faithful account shall be kept of the revenues, and credit given to the Peshwa for his portion of them "— General Wellesley's letter to Colonel Close, dated 13th August, 1803

ઉપર આપણો જ અધિકાર રહે એ બાબતમા તેની પરવાનગી લઈ લેવી, કારણકે પૂનાની સાથેનો આપણો સંબધ સાચવી રાખવા માટે આ સ્થાન અત્યત મહત્ત્વનુ છે. અને જો પેશવા આ બાબતની પરવાનગી આપે તો પછી અરધુ મહેસૂલ તેને આપવુ કે ન આપવુ એ બાબત મારી દૃષ્ટિએ વધારે મહત્ત્વની રહેલી નથી

"મારી વિનતિ છે કે તમે આ બાબતનો બધી બાજુથી પૂરો વિચાર કરી જુઓ × × × જ્યા સુધી તમારો જવાબ નહિ આવે ત્યા સુધી હુ તમને ખુલ્લો કાગળ લખવાનુ મોકૂફ રાખીશ "[૩]

ખરી રીતે વેલેસ્લી પેશવાને પૂરી રીતે છેતરી રહ્યો હતો અહમદનગરના મહેસૂલમાથી એક પાઈ પણ પેશવાને ન આપવાનો તેણે નિશ્ચય કરી લીધો હતો તેને તો ડર હતો કે પેશવા લાગ જોઈને પૂનાથી ભાગી ન જાય, અથવા અગ્રેજોની સાથે યુદ્ધની ઘોષણા ન કરી દે, વળી દક્ષિણના જાગીરદારો અગ્રેજોની વિરુદ્ધ પેશવાની મદદને માટે બળવો ન કરી બેસે, એ બાબતનો પણ તેને ડર હતો કારણકે આ જાગીરદારોને પણ અગ્રેજોએ અનેક વાર છેતર્યા હતા આ કારણથી પેશવાને રાજી રાખવો એ અગત્યનુ હતુ. મ્હૈસૂરની સરહદ ઉપર જનરલ સ્ટુઅર્ટના હાથમા રાખવામાં આવેલી સેનાનો પણ એ હેતુ હતો કે "દક્ષિણના મરાઠા જાગીરદારો ઉપર પૂરો

---

૩ "Since writing to you yesterday, it has occured to me that it would be better not to hold out to the Peshwa any promise or prospect of having half the revenue of Ahmadnagar, but to tell him generally that the revenues shall be applied to pay the expenses of the war, and that the accounts of them shall be communicated to him One great object, however, is to reconcile his mind to our keeping possession of the country, which is absolutely necessary for our communications with Poona, and provided that is effected, I think it immaterial whether he has half the revenues or not

* * *

"I beg you to turn this subject over in your mind I will delay to write you a public letter upon it till I shall receive your answer"—General Wellesley's letter to Colonel Close, dated 14th August, 1803

દાસ રહે "૪

૧૭ મી ઑગસ્ટે જનરલ વેલેસ્લીએ કર્નલ ક્લોઝને લખ્યુ —

"જે મુલક આપણે જીતી લીધો છે એનો ઉપયોગ બંને મિત્ર સરકારોના લાભ માટે કરવામા આવશે એવા ગોળગોળ વચન ઉપર જો પેશવા બાજીરાવ સતુષ્ટ થઈ જાય તો આપણુ કામ ઘણુ જ સરળ થશે × × ×

"પરતુ બને ત્યા સુધી પેશવાને સતુષ્ટ રાખવો એ મારે મન ઘણી મહત્ત્વની બાબત છે એમ કરવાથી જ તેણે જે સધિ અગ્રેજોની સાથે કરી છે તેને તે વળગી રહેશે, અને પોતાના વિચારોમા ડામાડોળ નહિ થાય નહિ તો દક્ષિણના જાગીરદારો કપનીની વિરુદ્ધ યુદ્ધ શરૂ કરી દે એવો ભય છે "૫

**પેશવાના મત્રીઓને લાંચ**

પૂનામા પેશવાના બધા હેતુઓની ખબર રાખવા તથા તે પૂના છોડીને નાસી ન જાય એવી વ્યવસ્થા કરવા માટે અગ્રેજોએ પેશવાના મત્રીઓને ઘણી લાચો આપી હતી ૨૪ મી ઑગસ્ટે જનરલ વેલેસ્લીએ મેજર શોને લખ્યુ —

"પેશવા પૂનાથી નાસી જવાનો વિચાર કરે એમ હુ માનતો નથી, અને કદાચ પેશવા એવી ઇચ્છા કરે તો તેના મત્રીઓને ખબર પડ્યા સિવાય તે નાસી શકે નહિ કર્નલ ક્લોઝ ઉપર લખેલા મારા પત્ર ઉપરથી તમે જાણ્યુ હશે કે બધી બાબતોની પૂરી હકીકત મેળવવા માટે મત્રીઓને ધન આપવાનો મે તેને આગ્રહ કર્યો છે

---

૪ "Overawing the Southern Maratha Jagirdars" G. Stuart's Despatch to the Governor General, 8th August, 1803

૫ "If the Peshwa Baji Rao should be satisfied with a general assurance that the conquered territory is to be applied to the benifit of the allies, it will be most convenient,

"But I consider it to be an object of the utmost importance that the Peshwa's mind should be satisfied as far as possible, in order that there may appear no wavering in his intention to adhere to the alliance on which the Southern *Jagirdars* might found acts of hostility against the Company."—General Wellesley's letter to Colonel Close, dated 17th August, 1803,

"યુદ્ધ પૂરું ન થાય ત્યાં સુધી પૂનાની સરકારને વ્યવસ્થિત કરવાનો આપણે વિચાર ન કરી ન શકીએ. ત્યાંની સરકારની હાલત ઘણી ખૂરી છે, પણ તેને એમ ને એમ ચાલુ રહેવા દેવી જોઈએ. જો આ વખતે આપણે એમાં ફેરફાર કરવાનો પ્રયત્ન કરશું તો આપણી પીઠ પાછળના ભાગમાં આપણે લડાઈ લડવી પડશે, અને તો આપણો નાશ થવાનો સંભવ છે."[૧]

કર્નલ ક્લોઝ ઉપર લખેલા જે પત્રોનો ઉલ્લેખ ઉપર આવી ગયો તે પત્રો વેલેસ્લીના છપાયેલા પત્રોમાં જોવામાં આવતા નથી. આથી જાહેર થાય છે કે મરાઠાઓની સત્તાનો સર્વનાશ કરવાને માટે જે કંઈ પ્રપંચ રચવામાં આવ્યા તેમાંના અનેક ઉપર તો કાયમને માટે પડદો પડી ચૂક્યો છે. સંભવ છે કે ન છપાયેલા કાગળોમાંથી કંઈ વધારે ભેદ ખૂલત. એ પણ વસ્તુ જાહેર છે કે અંગ્રેજો જે રીતે સિંધિયા અને ભોંસલેનો નાશ કરવાના પ્રયત્નો કરતા હતા એ જ રીતે પોતાના 'મિત્ર' અને 'સાથી' પેશવા બાજીરાવનો નાશ કરવાનો ઇરાદો પણ તે કરી ચૂક્યા હતા, અને આ વખતે તેની સાથે દરેક જાતનો દગો રમવામાં આવતો હતો. પેશવાના મંત્રીઓને લાંચ આપવાના સંબંધમાં જનરલ વેલેસ્લીએ ૨૮મી સપ્ટેંબરે કર્નલ ક્લોઝ ઉપર મોકલેલા કાગળમાં લખ્યું છે કે:—

"લોર્ડ વેલેસ્લીએ (ગવર્નર જનરલે) પેશવાના મંત્રીઓને મોટી મોટી રકમો આપવાનો નિશ્ચય કરી લીધો છે. પરંતુ × × ×

---

૧ "I have no idea that the Peshwa will attempt to fly from Poona; or that if he should be so inclined he could carry his plan into execution without the knowledge of his ministers. You will have observed from my letters to Colonel Close, that I have urged him to pay the ministers, in order to have accurate information of what passes.

"We can not contrive to settle the Government at Poona till the conclusion of the War. Bad as the situation of the Government is, it must be allowed to continue. If we were to attempt to alter it now, we should have a contest in our rear, which would be ruinous."—General Wellesley's letter to Major Shawe, dated 24th August, 1803.

"પેશવાને કોઈ મંત્રી જ નથી. પેશવા એકલો છે, અને એકલાનું ગજું શું? આથી મારો અભિપ્રાય એવો છે કે જેમને પેશવાના મંત્રી માનવામાં આવે છે અને જેને મંત્રી કહેવામાં આવે છે, તેમને આપણે પૈસા આપવા જોઈએ. પણ જે રીતે આપણે હૈદરાબાદમાં પૈસા ખરચીએ છીએ એ રીતે સંધિની અનુસાર પેશવાના રાજ્યતંત્રનું શાસન બરાબર ચાલ્યા કરે એટલા ખાતર નહિ, પરંતુ પેશવાની ગુપ્ત મંત્રણાઓની આપણને બધી ખબરો મળ્યા કરે એટલા માટે. કારણ આ રીતે ખબરો મળે તો જ આપણે પેશવાને વખતસર અટકાવી શકીએ." ૭

ભારતીય રાજાઓના મંત્રીઓને લાંચ આપીને તેમની પાસે પોતાના સ્વામીઓ પ્રત્યે વિશ્વાસઘાત કરાવવો એ તે દિવસોમાં કંપનીની એક સાધારણ નીતિ હતી. પૂના અને હૈદરાબાદ બંને જગાની સ્થિતિ આ વખતે આ જાતની જ હતી.

**પેશવાને અહમદનગર આપવાનો પ્રયત્ન**

યુદ્ધ સમાપ્ત થયા પછી તરત ઈ.સ. ૧૮૦૩ના નવેંબરની ૧૧ મીએ અહમદનગર સંબંધે જનરલ વેલેસ્લીએ ગવર્નર જનરલને સ્પષ્ટ લખ્યું કે જે મુલક આપણે જીત્યો છે તેમાંનો કોઈ ભાગ પેશવાને ન આપવો, "અહમદનગરનો કિલ્લો અંગ્રેજ સરકારના જ હાથમાં રાખવો" અને "પેશવા જો વસાઈની સંધિમાં ફેરફાર કરવા તથા નવી શરતો સ્વીકારવા તૈયાર થાય

૭ "Lord Wellesley has taken up the question of paying the Peshwa's ministers upon a great scale.

* * *

"The Peshwa has no ministers. He is everything himself and everything is little. In my opinion, therefore, we ought to pay those who are supposed to be and are called his ministers, *not to keep the machine of Government in motion, in consistence with the objects of the alliance as we do at Hyderabad*, but to have intelligence of what passes in the Peshwa's Secret councils in order that we may check him in time when it may be necessary."—General Wellesley's letter to Colonel Close, dated 28th September, 1803.

તો"૮ 'સુરત અઠાવીસી'નો જે મુલક પેશવાનો જ હતો તે પેશવાને સોંપવો

**દોલતરાવની તૈયારી**

હવે આપણે ફરી જનરલ વેલેસ્લી તથા તેની સેના તરફ વળીએ ૧૮ મી ઑગસ્ટે જનરલ વેલેસ્લીએ અહમદનગર છોડ્યું અને કર્નલ સ્ટીવન્સનની સેના સાથે મળી જવાના હેતુથી ૨૪ મી ઑગસ્ટે ગોદાવરી પાર કરી અહીં અહમદનગરના પતનના સમાચાર મળતા સિંધિયા તથા વરાડના રાજાએ પણ જેટલી બની શકે તેટલી સેના જલદીથી એકઠી કરીને નિઝામના મુલક ઉપર હુમલો કર્યો આ વખતે દોલતરાવની ઉમર માત્ર તેવીશ વરસની હતી, પરંતુ આટલી નાની ઉમરમા પણ પોતાના સ્વાર્થી અનુયાયીઓને એકત્ર કરીને જે યોગ્યતાપૂર્વક અંગ્રેજોનો સામનો કરવાની તેણે તૈયારી કરી તેની તેના શત્રુઓએ પણ મુક્તકંઠે પ્રશંસા કરી છે

**ભારતીય લોકોમા રાષ્ટ્રીયતાની ખામી**

જનરલ વેલેસ્લીના એક પત્રમા લખ્યુ છે કે તેણે સ્થળે સ્થળે પોતાના ગુપ્ત દૂતો ગોઠવી રાખ્યા હતા જેઓ મરાઠાઓની સેનાની પરિસ્થિતિ, કૂચ વગેરે બાબતોના સમાચાર પહોંચાડતા હતા આ બધા જાસૂસો સિંધિયા ને ભોંસલેની જ પ્રજામાથી હતા, અને તેમની જ મદદથી સિંધિયાની સેનાના અનેક લોકોને વેલેસ્લીએ ફોડીને પોતાના પક્ષમા લઈ લીધા હતા અંગ્રેજો જે સરળતાથી હિંદી લોકોને પોતાના જ હિંદી રાજાઓ વિરુદ્ધ ફોડી શકતા હતા તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ વખતે પણ દેશભાવના અને રાષ્ટ્રીયતાનો આપણે ત્યા બિલકુલ અભાવ હતો આ જાસૂસોને લીધે યુદ્ધનુ સ્થાન તથા સમય નક્કી કરવાનુ વેલેસ્લીને બહુ સહેલુ બની ગયુ

**અસાઈનો સંગ્રામ**

ઈસ ૧૮૦૩ ના સપ્ટેમ્બરની ૨૩ મીએ નિઝામની ઉત્તર સરહદ ઉપર વરાડની સરહદની લગોલગ આવેલ અસાઈ નામના ગામ પાસે મરાઠા તથા કંપનીની સેનાઓ વચ્ચે એક પ્રસિદ્ધ લડાઈ થઈ આ લડાઈને ભારતની

---

૮ ' before this territory (Surat Attavesy) should be ceded to His Highness the Peshwa he ought to be required to consent to the improvements of the defensive alliance "
—letter from General Wellesley to the Governor-General, dated 11th November, 1803

કેટલીક નિર્ણાયક લડાઈઓમાંની એક ગણવામાં આવે છે, અને આ લડાઈની અસર પણ ભારતમાં બ્રિટિશ સત્તાના વિસ્તાર ઉપર ઘણી સારી થઈ છે.

દૌલતરાવ સિંધિયા પાસે આ વખતે લગભગ પચાસ હજાર પાયદળ, ઘણા ઘોડેસવારો તથા જબરું તોપખાનું હતું. અંગ્રેજોની સેના હૈદરાબાદમાં છે એવા ભ્રમને લીધે દૌલતરાવ પોતાના ઘોડેસવારો સહિત ઝડપથી હૈદરાબાદ તરફ આગળ વધ્યો; તેનું પાયદળ તથા તોપખાનું પાછળ રહી ગયાં. કહે છે કે એ જ દિવસે દશેરાનો તહેવાર હતો. દશેરાનો ઉત્સવ ઊજવવા માટે પાછળ રહેલી સેનાએ અસાઈમાં થોડો વિલંબ કર્યો. આસપાસની ચારાની જમીન ઘટી પડી, અને બરાબર ૨૩ મી તારીખે બળદને છોડીને દૂર ચરવા માટે મોકલી દેવા પડ્યા.

વેલેસ્લી આ બધી બાબતો અગાઉથી જાણતો હતો, અથવા કહો કે આ બધું અગાઉથી નક્કી કરવામાં આવ્યું હતું. કારણકે સિંધિયાની ઘોડેસવાર સેનાના બધા અમલદારો મરાઠાઓ હતા; પરંતુ પાયદળ તથા તોપખાનામાં અનેક અમલદારો યુરોપિયનો હતા, તથા આ યુરોપિયન અમલદારોમાં ઘણાને અંગ્રેજોએ અગાઉથી જ ફોડી રાખ્યા હતા. આ યુરોપિયન અમલદારો મારફત એ સેનાના ઘણા હિંદી અમલદારોને પણ અંગ્રેજોએ પોતાના કરી રાખ્યા હતા. આ વિશ્વાસઘાતીઓમાંના કેટલાએક તો શરૂઆતમાં જ સિંધિયાનો પક્ષ છોડીને અંગ્રેજોના પક્ષમાં ચાલ્યા ગયા હતા, પણ કેટલાક ખરા અણીના પ્રસંગની રાહ જોતા હજી સિંધિયાની ફોજની સાથે જ હતા. અસાઈના સંગ્રામની બધી યોજના રચવાના કાર્યમાં આ લોકોની ઘણી સારી મદદ અંગ્રેજોને મળી હશે એમાં શક નથી.

જનરલ વેલેસ્લીના કહેવા પ્રમાણે તે વખતે તેની પાસે માત્ર ૮,૦૦૦ પાયદળ, ૧૬૦૦ સવાર તથા ૧૭ તોપો હતી, જ્યારે સિંધિયા પાસે લગભગ ૫૦,૦૦૦ પાયદળ અને ૧૨૮ તોપો હતી. પરંતુ જનરલ વેલેસ્લીના ૨૬મી ઑક્ટોબરના પત્રમાં લખ્યું છે કે મરાઠાની સેનામાં ઓછામાં ઓછી બેગમ સમરૂની ચાર પલટનોની બનેલી એક બ્રિગેડ હતી, અને એવડી જ મોટી બીજી એક બ્રિગેડ દૂપોં નામના યુરોપિયન અમલદારને આધીન હતી. બેગમ સમરૂની સાથે જે કાવતરું કરવામાં આવ્યું હતું તેનું વર્ણન પાછલા પ્રકરણમાં આવી ગયું છે. ૧૮ મી જુલાઈએ જનરલ લેકે ગવર્નર જનરલને લખ્યું હતું કે:—

"બેગમ સમરૂ આપણી સાથે ભળી જાય તો અનેક મહત્ત્વના

લાભો થઈ શકે એમ છે.

"તેની ચાર પલટનો આ વખતે સિંધિયા પાસે છે. × × × આ ચારે પલટનો જનરલ વેલેસ્લીને મળી જાય એવી ગોઠવણ કરી શકાય એમ છે." ૯

આના જવાબમાં ગવર્નર જનરલે લખ્યું:—

"આ સલાહ ઘણી યોગ્ય છે; અને કર્નલ સ્કોટને આ સંબંધે તુરત હુકમ મોકલી આપવામાં આવશે; મિ. મર્સર ઉપર જે સૂચનાઓ લખવામાં આવી છે તેમાં પણ આ હકીકત લખી છે." ૧૦

જનરલ વેલેસ્લીએ ગવર્નર જનરલ ઉપર લખેલ ૨૪મી ઑક્ટોબરના પત્રમાં દૂપોંના સંબંધમાં લખવામાં આવ્યું છે કેઃ—

"સિંધિયાની સેનાના સોળ અમલદારો તથા સારજંટો આપની ૨૯ મી ઑગસ્ટની જાહેરાત અનુસાર આવીને કર્નલ સ્ટીવન્સનની સેનામાં ભળી ગયા છે. તે બધાનાં નામોની સૂચિ તથા તેમને શું શું પગાર મળવો જોઈએ તે બધું હું પાછળથી લખી મોકલીશ." ૧૧

---

૯ "The most essential advantages may be derived from an union with Begum Sumroo, . . .

* * *

"Four of her battalions are now with Scindhia, . . . means might be contrived to enable these battalions to join General Wellesley."—General Lake's Memorandum to the Governor General dated 18th July, 1803

૧૦ "This suggestion is extremely proper, and orders will be immediately sent to Colonel Scot; Mr. Mercer's instructions include this point."—Governor-General's reply to General Lake's Memorandum.

૧૧ "Sixteen officers and sergeants belonging to the Campoos (i e, Scindhia's camp) have joined Colonel Stevenson under Your Excellency's proclamation of the 29th August. I will here after send a list of their names, and an account of the pay each is to receive"—General Wellesley's letter to the Governor-General, dated 24th October, 1803.

**કૃતઘ્નતાની ઉજાણી**

દૂપોં પણ આ સોળ અમલદારોમાંનો એક હતો. બેગમ સમરૂની ચાર પલટનોએ તથા દૂપોંની ચારે પલટનોએ અસાઈના નિર્ણાયક સંગ્રામમાં સિંધિયાની ગેરહાજરી દરમિયાન તેની સાથે વિશ્વાસઘાત કર્યો એ બાબત ચોખ્ખી જણાઈ આવે છે

કેપ્ટન ગ્રાંટ ડફે પોતાના "મરાઠાઓનો ઇતિહાસ" માં લખ્યું છે.—

"અસાઈમાં સિંધિયાની મોટા ભાગની પલટનોની એક ખોટ એ હતી કે તેના યુરોપિયન અમલદારોમાંના અંગ્રેજ અમલદારો શત્રુના પક્ષમાં ચાલ્યા ગયા. × × ×"[૧૨]

ગ્રાંટ ડફ લખે છે કે ગવર્નરની જે જાહેરાતને લીધે આ લોકોએ પોતાના માલેક સિંધિયા સાથે વિશ્વાસઘાત કર્યો હતો તે જાહેરાત અંગ્રેજો ઉપરાંત તમામ યુરોપિયન નોકરો તથા હિંદી નોકરોને ઉદ્દેશીને પણ કરવામાં આવી હતી. વળી ઉપર લખવામા આવ્યુ છે કે યુદ્ધ શરૂ થતાં જ કેટલાક અમલદારો અંગ્રેજોના પક્ષમા આવી ગયા, અને કેટલાએક અણીના વખતની રાહ જોતા સિંધિયાની સેનામા જ રહ્યા.

હવે સિંધિયાનુ જબરું તોપખાનું હતુ ખરું, પણ બળદોને છૂટા ચરવા મૂકી દીધાથી ઘણી તોપો તો મોરચા ઉપર લાવી શકાઈ જ નહોતી.

આટલું હોવા છતા પણ જો દૌલતરાવ સિંધિયા ૨૩મી સપ્ટેંબરે જાતે યુદ્ધના મેદાનમા હાજર હોત તો ત્યાર પછીનો ભારતવર્ષનો ઇતિહાસ કદાચ જુદો જ લખાયો હોત સિંધિયાની ગેરહાજરીમા પણ તેના કેટલાએક નિમકહલાલ સૈનિકોએ શત્રુ સાથે વીરતાપૂર્વક યુદ્ધ કર્યું. અંગ્રેજોના કથન અનુસાર અંગ્રેજોના પક્ષમા ૫૭૫ ગોરા તથા ૧૪૫૬ હિંદી સૈનિકો મૃત્યુ પામ્યા હતા, તથા ૨૬ માણસોનું શુ થયુ તેની ખબર પડી નથી, તેમના જ કથન અનુસાર સિંધિયાને પક્ષે ૧૨૦૦ માણસો મરાયા હતા.

**અંગ્રેજોનો વિજય**

સિંધિયાના તોપખાનાના લગભગ બધા અમલદારો યુરોપિયન હતા.

---

૧૨ Most of Scindhia's battalions (at Assye) laboured under disadvantages by the cessation of the British part of their European officers, . . . "—*History of the Marathas* by Grant Duff, p 571

આ લોકોએ સિંધિયાની બધી ભારે તોપો દારૂગોળા સહિત જેમની તેમ અંગ્રેજોને સોંપી દીધી. પૂર્વોક્ત કથન અનુસાર પાયદળ સેનાની ઓછામાં ઓછી આઠ પલટનો તો અંગ્રેજોના પક્ષમાં ભળી ગઈ હતી; બાકીની સેનામાં પણ વિશ્વાસઘાતીઓ ઘણા હતા. આ પરિસ્થિતિમાં સરદાર વગરની અને સામાન વગરની પાયદળ સેના શત્રુ સામે કેટલો વખત ટકી શકે? પરિણામે બાકીના સૈન્યમાંનો ઘણો ભાગ રણક્ષેત્ર છોડીને ચાલ્યો ગયો અને અંગ્રેજોની જીત થઈ.

નાના ફડનવીસની સલાહ વિરુદ્ધ જઈને માધોજી સિંધિયાએ વૉરન હેસ્ટિંગ્સના કહેવા ઉપર વિશ્વાસ રાખી યુરોપિયન નોકરોને પોતાને ત્યાં નોકરીએ રાખવાની જે ભૂલ કરી હતી તેનાં માઠાં ફળ હવે દૌલતરાવ સિંધિયાને ભોગવવાં પડ્યાં.

સિંધિયાની તોપો તથા તેના સામાનની જનરલ વેલેસ્લીએ ખૂબ જ પ્રશંસા કરી છે.

છતાં સિંધિયાની સેનાના પાયદળ લશ્કર ઉપર અસાઈની લડાઈની અસર બહુ ઓછી થઈ. બીજે દિવસે ઈ.સ. ૧૮૦૩ ના સપ્ટેંબરની ૨૪ મીએ જનરલ વેલેસ્લીએ કર્નલ સ્ટીવન્સનને મરાઠાઓની સેના પાછળ પડવાનો હુકમ કર્યો. પરંતુ ઇતિહાસલેખક મિલ લખે છેઃ—

> "આ પરાજયને લીધે શત્રુની સેનાની વ્યવસ્થાને એટલો ઓછો ધક્કો લાગ્યો હતો કે કર્નલ સ્ટીવન્સનના પાછળ પડવાનો તેમને જરા પણ ડર નહોતો." ૧૩

કર્નલ સ્ટીવન્સન સિંધિયાની આ સેનાથી ડરતો હતો, અને તેથી તે તેની પાછળ પડવાનું સાહસ કરી ન શક્યો.

**સુલેહની કોશિશ**

અસાઈના સંગ્રામમાં પોતાના થોડાએક આદમીઓનો વિશ્વાસઘાત તથા બધું તોપખાનું અંગ્રેજોના હાથમાં ગયાના સમાચાર સાંભળીને દૌલતરાવ સિંધિયાને બહુ દુઃખ થયું.

બાલાજી કુંજર નામનો બાજીરાવ પેશવાનો એક અત્યંત વિશ્વાસુ

---

૧૩ "The enemy had been so little broken or dispersed by their defeat that they had little to dread, from the pursuit of Colonel Stevenson."—Mill, vol. vi, p. 358

દૂત આ વખતે દૌલતરાવની સાથે હતો. તેણે આજ સુધીમા પોતાનો દેશ તથા માલેકની બહુ વફાદારીપૂર્વક તથા ત્યાગથી સેવા કરી હતી. અગ્રેજોએ તેને લાલચ આપીને ફોડવાનો અનેક વાર પ્રયત્ન કરી જોયો હતો, પણ તેમાં સફળતા મળી નહોતી. વસાઈની સધિ ઉપર વાતચીત ચલાવવા તથા બની શકે તો દૌલતરાવ સિધિયાને પૂના લઈ જવા માટે પેશવાએ આ બાલાજી કુજરને સિધિયા પાસે મોકલ્યો હતો, અને યુદ્ધ શરૂ થયા પછી પણ તે હજી સુધી સિધિયાની સાથે જ હતો અસાઈનો સગ્રામ થયા પછી એક અઠવાડિયામા તેણે સિધિયા તરફથી તથા સિધિયાના કહેવાથી જનરલ વેલેસ્લીને એક લાબો કાગળ લખ્યો, જેમા આ અકારણ યુદ્ધ અટકાવીને સુલેહની શરતો નક્કી કરવાની વિનતિ કરવામા આવી હતી

દુર્ભાગ્યે બાલાજી કુજરનો આ કાગળ વેલેસ્લીના છપાયેલા કાગળોમાં નથી મળતો પરતુ વેલેસ્લીએ આ પત્રના જવાબમા બાલાજી કુંજરને ઈ સ. ૧૮૦૩ના ઓક્ટોબરની ૫મીએ જે પત્ર મોકલ્યો તેના ઉપરથી બાલાજીએ નીચેની વાતો લખી હોવાનુ કલ્પી શકાય છે. દૌલતરાવ સિધિયાનો અગ્રેજો સાથે કે કોઈ બીજાની સાથે યુદ્ધ કરવાનો ઇરાદો નહોતો. તેણે ઠેઠ સુધી શાતિ અને સમાધાનીથી બધી બાબતોનો નિકાલ લાવવા માટે પૂરતા પ્રયત્નો કર્યા, પરતુ અગ્રેજોએ સદા ગોળ ગોળ વાતો જ કર્યા કરી; તેમણે પોતાની માગણીઓ સ્પષ્ટ રીતે તો એક વાર પણ જણાવી નહોતી. યુદ્ધના ખબર પણ સિધિયાને ઠેઠ સુધી આપવામા આવ્યા નહિ, અને સિધિયાના મુલક ઉપર ખબર આપ્યા વગર જ હુમલો કરવામા આવ્યો આ ઉપરાત મહારાજા સિધિયા પ્રત્યેના કોલિન્સના અનુચિત વ્યવહારની હકીકત પણ બાલાજીએ પોતાના પત્રમા લખી હતી, અને અતે વૃથા રક્તપાત અટકાવીને સુલેહની વાટાઘાટ ચલાવવા માટે વિનતિ કરી હતી

**બુહાનપુર લીધું**

પરતુ આ વખતે જનરલ વેલેસ્લીને વિજયનો નશો ચઢ્યો હતો. તેને હજી પોતાની કૂટનીતિમા પુષ્કળ વિશ્વાસ હતો. દૂપોં તથા તેની સાથેના બીજા પદર યુરોપિયન વિશ્વાસઘાતીઓ હજી સુધી સિધિયાની પાયદળ સેનામા હતા. આ સેનામાના કેટલાક આદમીઓ હવે ઉત્તરમા સિધિયાના બુહાનપુર તથા અસીરગઢના કિલ્લામા પહોચી ગયા હતા વેલેસ્લીને શ્રદ્ધા હતી કે દૂપોં તથા તેના સાથીઓની મદદથી અગ્રેજો સહેલાઈથી આ બને કિલ્લાઓ જીતી શકશે વેલેસ્લીની ખાતરી પાકી હતી આથી આ વખતે

તેણે બાલાજીના કાગળ ઉપર કંઈજ ધ્યાન આપ્યું નહિ. વેલેસ્લીએ જ્યારે જોયું કે મરાઠાઓની સેનાનો પીછો પકડવામાં સ્ટીવન્સન સફળ થયો નથી, ત્યારે એ કામ તેણે પોતાને માથે લઈ લીધું, અને સ્ટીવન્સનને ઉત્તરમાં આગળ વધીને બુરહાનપુર તથા અસીરગઢના કિલ્લા કબજે કરવાની તથા બુરહાનપુરનું ધનસંપન્ન શહેર લૂંટવાની આજ્ઞા આપી

અસાઈના સંગ્રામ પછી મહારાજા સિંધિયા તથા વરાડના રાજાઓની સેનાઓ નિઝામના મુલકમાંથી ખસીને પ્રથમ ખાનદેશ તરફ તથા પછી તાપી નદી પાર કરીને પશ્ચિમ તરફ તથા પછી પાછી દક્ષિણ તરફ આગળ વધવા લાગી.

સ્ટીવન્સન બુરહાનપુર ઉપર તૂટી પડ્યો. ૧૫ મી ઑક્ટોબરે તેણે સહેલાઈથી તેના ઉપર કબજો લઈ લીધો તથા શહેરને સારી પેઠે લૂંટ્યું.

**સિંધિયાના યુરોપિયન નોકરોની નિમકહરામી**

ત્યાર પછી ૧૭ મીએ તે અસીરગઢ તરફ આગળ વધ્યો. દૂપૌંની સરદારી નીચેની સિંધિયાની સેના આ કિલ્લાઓના રક્ષણ માટે રાખવામાં આવી હતી. પણ સ્ટીવન્સનની સામે લડવાને બદલે અથવા તો અસીરગઢ જવાનો રસ્તો રોકી રાખવાને બદલે તે રસ્તો છોડીને આ સેના નર્મદા તરફ ચાલી ગઈ. ૧૯ મીએ સ્ટીવન્સને અસીરગઢ ઉપર હુમલો કર્યો અને ૨૧ મી ઑક્ટોબરે આ કિલ્લો અગ્રેજોના હાથમાં આવ્યો. ત્યાર પછી પોતાનું કામ પૂરું કરીને દૂપૌં તથા તેના સાથીઓ સિંધિયાનો પક્ષ છોડીને સ્ટીવન્સનની સેનાને જઈ મળ્યા. જનરલ વેલેસ્લીના પત્રો ઉપરથી સાબિત થાય છે કે સિંધિયાના આ નિમકહરામ નોકરોએ જ બુરહાનપુર તથા અસીરગઢ જીતવાનું અગ્રેજોનું કામ આટલું સરળ કરી આપ્યું.

**સિંધિયા અને ભોંસલેની સેના છૂટી પડી**

હજી દક્ષિણમાં સિંધિયા તથા ભોંસલેની સેનાઓ સાથોસાથ જ હતી. આ સેનામાં મુખ્યત્વે ઘોડેસવાર લશ્કર હતુ. આ ઘોડેસવાર લશ્કરમા અંગ્રેજોની ભેદનીતિ એટલી સફળ થઈ નહોતી, આથી આ સંયુક્ત સેનાનો મુકાબલો કરવાનું વેલેસ્લી કે સ્ટીવન્સને સાહસ કર્યું નહિ. વેલેસ્લીએ આ સેનાની ડાબી બાજુ તથા જમણી બાજુએ ચક્કર લીધા કર્યાં પણ લડાઈ આપી નહિ સામી બાજુએ મરાઠા સેનાએ પણ નિર્બળતાને લઈને હો કે ગમે તે કારણે વેલેસ્લીની સેના ઉપર હુમલો ન કર્યો. વેલેસ્લીએ પોતાના કાગળોમાં લખ્યું છે કે જો આ સંયુક્ત મરાઠા સેના અંગ્રેજી સેના

ઉપર આ વખતે હુમલો કરત તો તેમાથી બચવુ મુશ્કેલ થાત આ વખતે સિધિયા તથા ભોસલેની સેના જુદી પડી જાય એવુ અગ્રેજો ઇચ્છતા હતા શુ થયુ તે ખબર નથી, પરતુ અગ્રેજોની ઇચ્છાનુસાર સિધિયા તથા ભોસલેની સેના જુદી પડી ગઈ[1] હવે વેલેસ્લીએ સ્ટીવન્સનને સિધિયાની પાછળ મોકલ્યો અને પોતે વરાડના રાજાની સામે ચાલ્યો પરતુ મરાઠા સેનાના બે વિભાગ થયા છતા, તેમ જ વેલેસ્લીએ ઘણા દિવસો સુધી કોશિશ કર્યા છતા પણ સ્ટીવન્સન કે વેલેસ્લીમાથી કોઈ મરાઠા રાજાઓની સાથે લડવાનુ સાહસ કરી ન શક્યા

ગુજરાત પહોચીને સિધિયાના મુલક ઉપર હુમલો કરવાનો તથા વરાડની ઉત્તરે આવેલ ગાવિલગઢના કિલ્લા ઉપર ચડાઈ કરવાનો વેલેસ્લીએ હવે વિચાર કર્યો પણ સિધિયા તથા ભોસલે બને મળી જાય તો એક પશ્ચિમથી તથા બીજો પૂર્વ તરફથી આગળ આવીને આ બને યોજનાઓને નિષ્ફળ કરી દે એવો પૂરો ડર વેલેસ્લીને હતો સભવ છે કે સિધિયા તથા ભોસલે પણ આવુ જ ધારતા હોય, અને તેમના જુદા પડી જવાનો હેતુ પણ કદાચ એવો જ હોય

**સુલેહની વાતચીત**

વેલેસ્લીએ ફરી કપટથી કામ લેવાનો નિશ્ચય કર્યો તેણે સુલેહની વાતચીતો દ્વારા સિધિયા તથા ભોસલે બનેને ગાફેલ બનાવી દેવાનો મનસૂબો કર્યો સિધિયા તરફથી તો બાલાજી કુજરનો પત્ર પણ આવી ગયો હતો, વરાડનો રાજા પણ અમૃતરાવ મારફત સુલેહની કોશિશ કરતો હતો વેલેસ્લીએ હવે પોતાની બાજી બદલીને ઈ સ ૧૮૦૩ના ઓક્ટોબરની ૩૦ મી એ તેણે બાલાજી કુજર ઉપર નીચે પ્રમાણે કાગળ લખ્યો —

> "આપનો પત્ર મળ્યો × × × અને કર્નલ સ્ટીવન્સને મારા ઉપર એક ફારસી ભાષામા લખેલો કાગળ પણ મોકલ્યો છે આ કાગળમા આપ સુલેહની વાટાઘાટ ચલાવવા માટે મોહમ્મદ મીરખાને મારી પાસે મોકલવાના છો એવા ખબર એણે આપ્યા છે મોહમ્મદ મીરખાને મળવામા મને બહુ આનદ આવશે તેની પદવીને અનુરૂપ તેનુ સ્વાગત કરીશ, અને એ જે કઈ કહેવા માગશે તેના ઉપર હુ પૂરતુ ધ્યાન આપીશ "[14]

---

૧૪ "I have received your letter and Colonel Steven

સાથોસાથ આવી જ જાતનો એક કાગળ તેણે મોહમ્મદ મીરખાં ઉપર પણ રવાના કર્યો. તેમાં લખ્યું:—

"× × × હું આપને મળવાથી ઘણો ખુશી થઈશ. આપની પદવી તથા ચરિત્રને અનુરૂપ આપનો આદરસત્કાર કરીશ, અનેઆપ જે કંઈ કહેવા માગશો તેના ઉપર પૂરતું ધ્યાન આપીશ."૧૫

**યુદ્ધની તહકુબી**

કોઈ કારણવશાત્ મોહમ્મદ મીરખાંને બદલે જસવંતરાવ ઘોરપડેને સિંધિયા તરફથી સુલેહની વાટાઘાટ ચલાવવા મોકલવામાં આવ્યો. ઈ. સ. ૧૮૦૩ ના નવેમ્બરની ૨૩ મીએ યુદ્ધ તહકુબ રાખવા માટે એક કામચલાઉ સુલેહનામું તૈયાર કરવામાં આવ્યું, અને પછી કાયમી સુલેહની શરતો નક્કી કરવાનું ઠરાવ્યું. આ કામચલાઉ તહકુબીના કાગળમાં લખવામાં આવ્યું કે ગુજરાતમાં તથા બીજાં બધાં સ્થળોએ યુદ્ધ તુરત જ બંધ કરવું. વેલેસ્લી તથા સિંધિયાના વકીલોએ આ તહકુબીના પત્ર ઉપર સહીઓ પણ કરી. તહકુબીના પત્રની છેલ્લી કલમ આ પ્રમાણે હતી:—

"આ સુલેહનામા ઉપર મહારાજા દૌલતરાવની સહી થવી જોઈએ, અને તેમની સહી થયેલું આ સુલેહનામું આજથી દસ દિવસની અંદર મેજર જનરલ વેલેસ્લી પાસે પહોંચી જવું જોઈએ."

**અંગ્રેજોની ખરી મુરાદ**

દૌલતરાવ સિંધિયાના વકીલોએ આગ્રહ કર્યો કે આ સુલેહનામામાં સિંધિયા તથા ભોંસલે બંને રાજાઓનાં નામો હોવાં જોઈએ, અને અંગ્રે-

---

son has transmitted to me a Persian letter, in which you have informed him that Mohammed Mir Khan was about to be sent on a mission to me. I shall be happy to see Mir Khan. I will receive him in a manner suitable to his rank, and I will pay every attention to what he may have to communicate."—General Wellesley's letter to Balaji Kunjer, dated 30th October, 1803.

૧૫ ". . . I shall be happy to see you, and will receive you with the honours due to your rank and character, and I shall pay every attention to what you may have to communicate."—General Wellesley's letter to Mohammed Mir Khan.

જોએ એ બંનેની સાથેનું યુદ્ધ બંધ કરવું જોઈએ. પરંતુ ભોંસલે તરફથી કોઈ જુદો વકીલ નથી આવ્યો એવું બહાનું કાઢીને વેલેસ્લીએ આ સુલેહ-નામામાં તેનું નામ ન ઉમેર્યું. ઈ.સ. ૧૮૦૩ના નવેંબરની ૨૩ મીએ જનરલ વેલેસ્લીએ ગવર્નર જનરલના પ્રાઇવેટ સેક્રેટરી મેજર શૉ ઉપર એક કાગળ લખ્યો. ભોંસલેનું નામ આ સંધિપત્રમાં શા માટે ઉમેરવામાં નથી આવ્યું એનું ખરું કારણ આ કાગળમાં આ જાતનું બતાવેલું છે:—

"વરાડના રાજાની સેનાઓને આમાં શામિલ કરવામાં આવી નથી, અને આ કારણથી એ બંને રાજાઓમાં ફાટફૂટ પડશે. ભોંસલે જો કદાચ સિંધિયા ઉપર કંઈ વિશ્વાસ રાખતો હોય તો તે પણ હવે ઊડી જશે, ને બંને રાજાઓની દોસ્તી આપોઆપ તૂટી જશે." ૧૬

**ભોંસલે અને સિંધિયાને અલગ કરવાના પ્રયત્નો**

જનરલ વેલેસ્લી અથવા કહો કે બંને વેલેસ્લી ભાઈઓ પાશ્ચાત્ય કૂટ-નીતિના ખરા ખેલાડી હતા એમાં શક નથી. આ જ પત્રમાં આગળ ચાલતાં જનરલ વેલેસ્લીએ લખ્યું:—

"દૌલતરાવ સિંધિયાને હવે વધારે નુકસાન પહોંચાડવું એ મારી શક્તિ બહાર છે એમ હું ગવર્નર જનરલને સૂચવી ચૂક્યો છું. × × ×

"અત્યારે યુદ્ધક્ષેત્રમાં સિંધિયાની બધી સવાર સેના છે. ઘણા દિવસો સુધી અને ઘણે દૂર સુધી આપણે આ સેનાનો પીછો ન પકડી શકીએ ત્યાં સુધી તેના ઉપર આપણે કશી અસર કરી શકવાના નથી. અને જો આપણે એ મુજબ કરીએ તો રસદ મળી શકવાના સ્થાનથી ઘણે દૂર ગયેલી આપણી સેના એથી પણ વધારે દૂર જશે, અને પછી આપણે વરાડના રાજાની વિરુદ્ધ કશું કરી શકશું નહિ. × × ×"૧૭

---

૧૬ "The Raja of Berar's troops are not included in it, and consequently there becomes a division of interest between these two chiefs. All confidence in Scindhia, if it ever existed, must be at an end, and the confederacy is, *Ipso facto*, dissolved."—General Wellesley's letter to Major Shawe, Private Secretary to the Governor-General, dated 23rd November, 1803.

૧૭ "I have already apprized the Governor-General that it

આ કામચલાઉ સુલેહનામા દ્વારા વેલેસ્લી સિંધિયાને કેવળ ગાફેલ બનાવીને પછી અચાનક તેના ઉપર હુમલો કરવા ધારતો હતો એ સ્પષ્ટ છે

૨૪ નવેમ્બરે વેલેસ્લીએ કર્નલ ક્લોઝને લખ્યું —

"૨૪ મી ઑક્ટોબરે ગવર્નર જનરલને હું જણાવી ચૂક્યો છું એ મુજબ સિંધિયાને હવે વધારે નુકસાન પહોંચાડવા અસમર્થ છું, સિંધિયાની સવારસેનાને નુકસાન પહોંચાડવું મારે માટે અસંભવિત છે, અને ગુજરાત માટે તથા ગાવિલગઢને માટે જે કંઈ યોજનાઓ હું કરું છું તેમાં સિંધિયા મને હરકત કરી શકે એમ છે આ બધા કારણોને લીધે યુદ્ધ બંધ કરવા હું તૈયાર થયો બાપુજી સિંધિયાને તેણે ગુજરાત તરફ મોકલી દીધો છે, અને વરાડના રાજા તથા સિંધિયા વચ્ચે ભેદ પાડું અને એમ કરીને મરાઠામંડળને તોડી નાખું એ મારો રાજનૈતિક હેતુ છે " ૧૮

---

was not in my power to do anything more against Doulat Rao Scindhia

"Scindhia has with him in the field an army of horse only It is impossible to expect to make any impression upon this army, unless by following it for a great length of time and distance, to do this would remove our troops still farther than they are already from all the sources of supply, and would prevent the operations against the Raja of Berar, . '—General Wellesley's letter to Major Shawe quoted above

૧૮ "I have agreed to the cessation of hostilities on the ground of my incapability to do Scindhia further injury, as stated in my despatch to the Governor General on the 24th of October, on that of it being impossible to injure his army of horse, on that of the injury he may do me in the operations against Gawilgurh and in Gujrat, to which quarter he has sent Bapuji Scindhia, and on the political ground of dividing his interests from those of the Raja of Berar, and thereby, infact dissolving the Confederacy '—General Wellesley's letter to Colonel Close, dated 24th November, 1803

વેલેસ્લીનો નૈતિક આદર્શ

તે જ દિવસે વેલેસ્લીએ ગવર્નર જનરલ ઉપર જે કાગળ લખ્યો તેમાંનાં નીચેનાં વાક્યો વેલેસ્લીનો હેતુ વધારે સ્પષ્ટ કરે છેઃ—

"જો યુદ્ધ બંધ કરવાના આ અવસરનો લાભ લઈને આપણે સુલેહની વાટાઘાટમાં વધારે કાળ વિતાવીએ તો, આપ જોઈ શકશો કે આ કામચલાઉ સંધિનો જ્યારે હું ઇચ્છું ત્યારે અંત આણી શકું એમ છું. અને જે દિવસે આ સંધિપત્ર સહીઓ થઈને મારી પાસે આવી જાય તેને બીજે જ દિવસે આ સુલેહનો અંત લાવવો પડે તોપણ દરેક જગાએ તૈયારી કરી લેવાનો મને પૂરતો સમય મળી જાય છે; દરમિયાન બંને શત્રુઓને એકબીજાની વિરુદ્ધ ફાટફૂટ પાડવામાં હું પૂરો સફળ થઈ શક્યો હોઈશ."[૧૯]

ખરું જોતાં પાશ્ચાત્ય રાજનીતિમાં ઈમાનદારીને સ્થાન નથી. જનરલ વેલેસ્લીનું કપટ તુરત જ બહાર પડી ગયું.

આરગાંવ ઉપર ચડાઈ

૨૩ મી તારીખે સુલેહનામું લખાયું. મહારાજા દોલતરાવની સહી થઈને આ સુલેહનામું પાછું ફરવા માટે દસ દિવસની મુદત નાખવામાં આવી. પણ બે દિવસમાં જ સ્ટીવન્સન બુહાનપુર તરફથી પાછો ફરીને વેલેસ્લીને મળ્યો, તથા સુલેહનામું લખાયા પછી કેવળ ૭ દિવસમાં જ એટલે ૨૯ મી નવેમ્બરે વેલેસ્લીએ વિશ્વાસઘાત કરીને સિંધિયાના આરગાંવ નામના કિલ્લા ઉપર હુમલો કર્યો. સિંધિયાના જે વકીલો સુલેહ કરવા માટે વેલેસ્લી પાસે આવ્યા હતા તથા જેઓ હજી વેલેસ્લીની સેનાની સાથે જ હતા તેમણે આ ખબર સાંભળીને વેલેસ્લીને ઘણું ઘણું કહી જોયું, અને

૧૯ "If advantage should be taken of the cessation of hostilities to delay the negotiations for peace, Your Excellency will observe that *I have the power of putting an end to it when I please; and that, supposing I am obliged to put an end to it, on the day after I shall receive its ratification, I shall at least have gained so much time everywhere for my operations, and shall have succeeded in dividing the enemy entirely.*"—General Wellesley's letter to the Governor-General dated 24th November, 1803.

સુલેહનામાનુ સ્મરણ કરાવ્યું, પરતુ બધું વ્યર્થ જનરલ વેલેસ્લીએ પોતાના સરકારી કાગળોમા આ વિશ્વાસઘાત કરવાના બે કારણો બતાવ્યા છે એક કારણ એ કે, હજી સુધી સિધિયાએ સહી કરીને સુલેહનામુ પાછુ મોકલ્યુ નહોતુ પરતુ સિધિયાના વકીલોની સહીઓ તો થઈ ગઈ હતી, અને સુલેહનામુ સિધિયા પાસે પહોચે તથા તેની સહી થઈને એ પાછુ ફરે એ માટે તો સુલેહનામામા જ દસ દિવસની મુદત સ્પષ્ટ રીતે લખી હતી બીજુ કારણ વેલેસ્લીએ એ બતાવ્યુ છે કે, બને ફોજો વચ્ચે ઓછામા ઓછુ વીશ ગાઉનુ અતર હોવુ જોઈએ એવી એક શરત સુલેહનામામા લખી હતી, અને આ શરતોનુ સિધિયા તરફથી પાલન થયુ નહોતુ ખરી હકીકત તો એ હતી કે આવો પ્રબધ કરવા માટે હજી દૌલતરાવને પૂરતો સમય જ મળ્યો નહોતો, ઉપરાત વેલેસ્લીના પત્રો ઉપરથી સાબિત થાય છે કે આ છ દિવસમા સિધિયાની સેના જેટલુ જેટલુ પાછી હઠતી ગઈ તેટલુ અગ્રેજી સેના જાણી જોઈને આગળ વધતી ગઈ સારાશ વેલેસ્લીના બને બહાના જૂઠાં હતા

**આરગાવનો વિજય**

આ કપટ કરવાનો વેલેસ્લીનો હેતુ પૂરો થયો હતો સિધિયાની સેના વખતસર પહોચી પણ ન શકી અને આરગાવનો કિલ્લો અગ્રેજોના હાથમા આવ્યો આરગાવના વિજયના સમાચાર મળતા ગવર્નર જનરલે પ્રસન્ન થઈને જનરલ વેલેસ્લીને લખ્યુ —

"× × × જોકે સુલેહ કરવાની બાબતમા હુ તમારી સાથે પૂરેપૂરો સમત હતો, હુ એને ભારે હોશિયારી ગણતો હતો, તોપણ હુ સ્વીકાર કરુ છુ કે તમારી સુલેહ કરતા તમારા વિજયને હુ વધારે પસદ કરુ છુ

"હજુ સુધી હુ સમજી શક્યો નથી કે લડાઈ શા કારણે થઈ શુ સિધિયાએ સધિનો ભગ કર્યો? અથવા × × × સુલેહ શરૂ થાય એ પહેલા જ અકસ્માત કોઈ જગાએ બને ફોજો વચ્ચે ચકમક ઝરી! કે સિધિયા તથા વરાડનો રાજા બને દગો કરીને પાછા એક થઈ ગયા? પરતુ કોઈ પણ જગાએ અને કોઈ પણ સયોગોમા આ દેશી રાજાઓ સાથે યુદ્ધ કરવામા સદા ફાયદો જ હોય છે'[૨૦]

---

૨૦ ". . Although I entirely approved of your armistice,

**ગાવિલગઢનો વિજય**

આગગાવ પછી એ જ પ્રમાગનુ કપટ કરીને વેલેરલીએ વગાડના ગાજયમા આવેલ ગાવિલગઢના કિલ્લા ઉપર હુમલો કર્યો, અને ત્રણ દિવસના યુદ્ધ પછી ઈ સ ૧૮૦૩ના ડિસેમ્બરની ૧૪ મીએ એ કિલ્લો પણ અગ્રેજોના હાથમા પડ્યો ગાવિલગઢના વીર કિલ્લેદારે પોતાના સ્વામી સાથે વિશ્વાસઘાત કરવાને બદલે પોતાના પ્રાણ આપ્યા

**ગુજરાત ઉપર ચડાઈનો ઇરાદો**

વેલેરલી માટે દક્ષિણમા વધારે કામ કરવાનુ રહ્યુ નહોતુ આથી હવે અગ્રેજોની દૃષ્ટિ સિધિયાના ગુજરાતના મુલક ઉપર પડી

ગુજરાતના ફળદ્રુપ મુલકને બાદશાહ અકબરે મુગલ સામ્રાજ્યમા ભેળવી લીધો હતો એ સેમ સુધી આ પ્રાત મુગલ સામ્રાજ્યના એક અગ તરીકે રહ્યો ત્યાર પછી નિઝામુ મુલ્કની ઉશ્કેરણીથી મરાઠાઓએ ગુજરાત ઉપર આક્રમણ કર્યું અને તેના એક ભાગ ઉપર ગાયકવાડ કુળનુ રાજ્ય સ્થાપ્યુ અગ્રેજોએ ગાયકવાડને ફોડીને પોતાના પક્ષમા લઈ લીધો અને મરાઠામડળ સાથે વિશ્વાસઘાત કરવાના ઇનામમા માધોજી સિધિયાને ભરૂચનો કિલ્લો તથા તેની આજુબાજુનો અગિયાર લાખની વાર્ષિક ઊપજનો મુલક ગાયકવાડ પાસેથી અપાવ્યો હવે ફરી ગવર્નર જનરલ વેલેસ્લીએ માધોજી સિધિયાના ઉત્તરાધિકારી દૌલતરાવ સિધિયા પાસેથી આ બધો મુલક પડાવી લઈને બ્રિટિશ સામ્રાજ્યમા ભેળવી દેવાનો મનસૂબો કર્યો

**ભીલ રાજાઓને લાલચ આપી**

ઈ સ ૧૮૦૩ ના જુલાઈની ૮મીએ એટલે સિધિયા સાથેના યુદ્ધની

---

and thought it a mo t judicious measure, I confess that I pref r your victory to your armistice,

"I have not yet discovered whether the battle was occasioned by a rupture of the truce on the part of Scindhia, or by an accidental en ounter of the armies before the truce had commen ed or by a treacherous junction between Scindhia and the Raja of Be ar But, *Qua cunque* ... a battle is a ... with the Native Powers — Governor General s letter to General Well sley, dated 2 rd December, 1803

જાહેરાત થયા પહેલાં ૨૮ દિવસે ગવર્નર જનરલે મુંબઈના ગવર્નરને લખી નાખ્યું હતુ કે "ભરૂચના કિલ્લા ઉપર ચડાઈ કરવાની તૈયારી તમે શરૂ કરી દેજો." સિંધિયાના ગુજરાતી મુલકમાં મોટે ભાગે ભીલોની વસ્તી હતી, અને તેમના નાના નાના રાજાઓ પણ ઘણા હતા. આ બધા રાજાઓ સિંધિયાને ખંડણી ભરતા હતા ભરૂચના કિલ્લા ઉપર હુમલો લઈ જવા માટે કંપનીની સેનાને આ મુલકમાં થઈને પસાર થવાનું હતું. ઈ.સ. ૧૮૦૩ ના ઑગસ્ટની ૨ જીએ જનરલ વેલેસ્લીએ મુંબઈના ગવર્નરને લખ્યું કે "જો આ ભીલ રાજાઓ આપણી વિરુદ્ધ થઈ જાય તો જેટલી સેના કંપની તરફથી મોકલવામાં આવે છે તે સેના આ રાજાઓ પૈકી એકને પણ હરાવવા પૂરતી નહિ થાય. આથી આ બધા ભીલ રાજાઓને ફોડીને આપણા પક્ષમા લઈ લેવા જોઈએ, તેમની ખંડણી કાયમ માટે માફ કરી દેવાની લાલચ તેમને આપવી જોઈએ." ૨૧

સુરતના કેટલાક અંગ્રેજો દ્વારા આ ભીલ રાજાઓને ફોડવામાં આવ્યા

**ગાયકવાડની સહાયકારી સેના**

ત્યાર પછી ઈ. સ ૧૮૦૩ના ઑગસ્ટની ૬ઠ્ઠી તારીખે, જનરલ વેલેસ્લીએ તુરત ભરૂચના કિલ્લા ઉપર હુમલો કરવાની ગાયકવાડની સહાયકારી સેનાને આજ્ઞા આપી આ વખતે વડોદરાની ગાદીએ મહારાજા આનંદરાવ ગાયકવાડ હતા તેની તથા દૌલતરાવ સિંધિયાની વચ્ચે "ગાઢ દોસ્તી" હતી સહાયકારી સંધિનો બધો ખરચ ગાયકવાડ આપતો હતો, અને સંધિ મુજબ આ સેના ગાયકવાડની જ સેવા અને સહાય કરવા માટે રાખવામાં આવી હતી. આ સેના દૌલતરાવ સિંધિયાના રાજ્ય ઉપર હુમલો કરવામા મોકલવામાં આવે તથા ગાયકવાડની રાજધાની વડોદરાથી સિંધિયાના મુલક ઉપર ચડાઈ કરવામા આવે એ સામે આનંદરાવ ગાયકવાડે સખત વિરોધ બતાવ્યો. પરંતુ સેના કંપનીની આજ્ઞાને આધીન હતી જનરલ વેલેસ્લીએ પોતાના

૨૧ ". . . you will urge the gentleman at Surat to keep on terms with the Bheels . . . The number of troops I have above detailed . . . *they will not be sufficient for the subjection even of one of their Rajas*, . . . it would be better to give up all claims of tribute. . . ."—General Wellesley's letter to the Governor of Bombay, dated 2nd August, 1803.

૨૨ મી ઑગસ્ટના પત્રમાં સ્પષ્ટ લખ્યું: "કંપનીની સાથે સહાયકારી સંધિ કરવાનો હેતુ જ એ છે કે કંપનીને જ્યાં ગમે ત્યાં પોતાના શત્રુઓ સામે આ સેના વાપરવાનો અધિકાર છે." સંધિની શરતોમાં આ હકીકત કોઈ જગાએ નહોતી, ૨૨ છતાં મહારાજા આનંદરાવ ગાયકવાડની વાત ઉપર કોઈએ ધ્યાન આપ્યું નહિ.

**વફાદાર આરબસેના**

કર્નલ વુડિંગ્ટનની સરદારી નીચે આ સેનાએ ઈ. સ. ૧૮૦૩ ના ૨૧મી ઑગસ્ટે વડોદરાથી કૂચ કરી. આ સેનામાં તોપખાનાની એક ટુકડી તથા હિંદી પાયદળની બે પલટનો હતી. ૨૩ મીએ આ સેના ભરૂચના કિલ્લાથી બે ગાઉ દૂર આવી પહોંચી. દૌલતરાવ સિંધિયા હજુ સુધી આ કિલ્લાના રક્ષણનો કશો પ્રબંધ કરી શક્યો નહોતો. ૨૫ મી ઑગસ્ટે ઘેરો શરૂ થયો અને ૨૯ મીએ એ કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. તે જ દિવસે કર્નલ વુડિંગ્ટને જનરલ વેલેસ્લીને જણાવ્યું કે કિલ્લાની "આરબસેનાએ ભારે મુકાબલો કર્યો." ખરી રીતે તે દિવસોમાં લગભગ બધા ભારતીય નરેશોને ત્યાં આરબસેનાઓ રહેતી, અને આ આરબો સદા વફાદારીથી અને પ્રાણાર્પણથી પોતાના સ્વામીની સેવા કરતા. બીજે દિવસે વુડિંગ્ટને ફરી લખ્યું:—

"એન્જિનિયરે સવારે અગિયાર વાગે મને આવીને જણાવ્યું કે કિલ્લામાં જવા પૂરતો રસ્તો તૈયાર થઈ ગયો છે, ત્યારે મેં પ્રવેશ કરવાનો સંકલ્પ કરી લીધો; પણ સાંજના ત્રણ વાગ્યા સુધી હું અટક્યો × × × કારણ કે હું જાણતો હતો કે લગભગ એ સમયે જ શત્રુ અચેત અને અસાવધ હશે."

આસપાસનો સિંધિયાનો બધો મુલક અંગ્રેજોના હાથમાં આવ્યો. આ આખો વિજય જોકે ગાયકવાડના ખરચે તથા તેની સેના દ્વારા કરવામાં આવ્યો, છતાં જે મુલક જિતાયો તેમાંથી કશો ભાગ ગાયકવાડને આપ્યો નહિ.

**પાવાગઢનો વિજય**

ભરૂચ ઉપરાંત ગુજરાતમાં સિંધિયાનો એક બીજો પાવાગઢ નામનો

૨૨ "Although it is not immediately specified, . . . the Gaikwad should also assist the Company with his forces against the enemies of the British Government."—General Wellesley's letter to Bombay Goverament, dated 22nd August, 1803.

આ જ વિદ્વાન લેખક લખે છે કે જો ઉડિયા લોકોએ મરાઠાઓને મદદ આપી હોત તો "પહાડો તથા સમુદ્રકિનારાના રાજાઓ આપણને ઘણી વિપત્તિમાં સપડાવત." ૨૪

જગન્નાથપુરી ઉપર વિજય

કૂટનીતિમાં મરાઠાઓ અંગ્રેજોની બરોબરી કરી શકે એમ નહોતું. વળી આ યુદ્ધ માટે અંગ્રેજો તો વર્ષોથી તૈયારી કરતા હતા, જ્યારે મરાઠાઓની બિલકુલ તૈયારી નહોતી. ગવર્નર જનરલે કર્નલ કેમ્પબેલ ઉપર લખેલા જે કાગળનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે તે પણ યુદ્ધની જાહેરાત પહેલાં ત્રણ દિવસે લખાયેલો છે. પરિણામે આ પ્રાંતમાં અંગ્રેજોને લગભગ લડાઈ લડવાની જરૂર જ રહી નહિ. ગંજમની સેનાએ રક્તપાત વગર જ ૧૪મી સપ્ટેંબરે માણિકપત્તન તથા ૧૮ મીએ જગન્નાથપુરીનો કબજો મેળવી લીધો.

બાલેશ્વરનો વિજય

કલકત્તાથી કૅપ્ટન મૉર્ગનને આધીન બીજી એક સેના ઉત્તર તરફ જળમાર્ગે આવી અને બાલેશ્વર ઉપર ચડાઈ કરી. બાલેશ્વરની મરાઠાસેનાએ અંગ્રેજોની સેના સામે લડાઈ આપી, પરંતુ એમ લખવામાં આવ્યું છે કે બાલેશ્વરના જૂના જમીનદાર પ્રહ્લાદ નાયકે મરાઠાઓ વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરી અને આખરે ઈ. સ. ૧૮૦૩ના સપ્ટેંબરની ૨૧મીએ આ કિલ્લો પણ અંગ્રેજોના હાથમાં આવ્યો. હવે આખા પ્રાંત ઉપર અંગ્રેજોનું રાજ્ય થઈ ગયું છે એવી જાહેરાત કરનો ઢંઢેરો બધી બજારોમાં પિટાવવામાં આવ્યો.

બારાબટ્ટીનો વિજય

જગન્નાથપુરી હાથ કર્યા પછી ગંજમની સેના કર્નલ હારકોર્ટની સરદારી નીચે કટક તરફ આગળ વધી. કટકનો કિલ્લો જેને બારાબટ્ટી નામથી પણ ઓળખવામાં આવતો હતો, તે ખૂબ મજબૂત હતો. કિલ્લાની ચારે બાજુ ૩૫ થી ૧૩૫ ફીટ સુધીની પહોળાઈવાળી એક ખાઈ હતી, જેમાં વીશ

---

૨૪ ". . . when the English appeared on the scene, the Marathas were left to fight their own battles, quite unsupported by the people. . . . Had they done so, the turbulent Rajas of the hills and the sea-coast might have given us a great deal of trouble . . ."—Mr. J. Beams, in his "Note on the History of Orrissa," published in the *Journal of the Asiatic Society of Bengal* for 1883.

ફીટ ઊંડું પાણી હતું અંદર પ્રવેશ કરવા માટે એક માત્ર નાનો પૂલ હતો કર્નલ હારકોર્ટ ૨૪ મી સપ્ટેંબરે પુરીથી નીકળી ૧૦ મી ઑક્ટોબરે કટક પહોંચ્યો કોઈ પ્રકારના યુદ્ધ વગર જ કટક શહેર અંગ્રેજોએ જીતી લીધું; અને ચાર દિવસ પછી ૧૪મી ઑક્ટોબરે બારાબટ્ટીનો મજબૂત કિલ્લો પણ અંગ્રેજોએ હાથ કર્યો કિલ્લાની અંદરની સેનાના કેટલાક આદમીઓએ જરૂર રાઘોજી સાથે દગો કર્યો હશે

**મયૂરભંજની રાણી**

આ પછીથી થોડા વખતે ઉત્તર તથા દક્ષિણની બંને અંગ્રેજ સેનાઓ એકત્ર થઈ બાલેશ્વર અને કટકની વચ્ચે મયૂરભંજ અને નીલગિરિ નામની બે રિયાસતો હતી મયૂરભંજની રાણી તથા નીલગિરિના રાજાની સાથે અગાઉથી જ અંગ્રેજો કાવતરું કરતા હતા જે બીમ્સ લખે છે કે આ કામ માટે એક જુદું સૈન્ય અગાઉથી જ મોકલી આપવામાં આવ્યું જેથી આ સૈન્ય—

"મયૂરભંજ અને નીલગિરિની ટેકરીઓની ભૂગોળ જાણી લે, ખાસ કરીને આ ટેકરીઓની અંદરથી આવવા તથા જવાના રસ્તાઓ જાણી લે અને બંને રિયાસતોના રાજાઓ સાથે પત્રવ્યવહાર પણ શરૂ કરી દે આ બંને રાજાઓના બધા કાર્યોની માહિતી મેળવવા માટે તેમની રિયાસતોમાં જાસૂસો મોકલવામાં આવ્યા અને તેમના જો કોઈ વકીલ કે પ્રતિનિધિ કટક આવવા માગે તો તેમને પાસપૉર્ટ આપવાની આજ્ઞા કરવામાં આવી "[૨૫]

આ જ પત્રમાં લખવામાં આવ્યું છે કે મયૂરભંજની રાણી પહેલાં અંગ્રેજોને મળી જવા તૈયાર નહોતી, અને તેણે લડવાની તૈયારી પણ કરી આથી હારકોર્ટે પ્રથમ તેની ખુશામત કરનારા કાગળો લખ્યા છતાં પણ કામ સર્યું નહિ, એટલે પછી રાણીના દત્તક પુત્ર યુવરાજની સાથે ગુપ્ત

૨૫ " ... to learn the Geography of the Moharbhanj and Nilgiri Hills, especially the passes and to open communications with the Rajas of those two states Spies were sent into Moharbhanj and Nilgiri to keep a watch on the chiefs, and passports were to be granted to their vakils or representatives, should they desire to visit Cuttack."—J. Beams in the above Notes

પત્રવ્યવહાર ચલાવીને તેને રાણીથી ફોડવામાં આવ્યો. આવી રીતે કર્નલ હારકોર્ટે આખરે રાણીને પણ મનાવી અને મયૂરભંજની રિયાસતનો કેટલોક ભાગ કંપનીના મુલકમાં ભેળવી લીધો.

ઈ. સ. ૧૮૦૪ના જાનેવારીની ૧૨ મી એ અંગ્રેજોએ સંબલપુર પણ જીતી લીધું; આખરે ઓરિસ્સાનો જે ભાગ મરાઠા સામ્રાજ્યમાં હતો તે બધો કંપનીના હાથમાં આવી ગયો.

**ઓરિસ્સામાં અંગ્રેજી શાસન**

મરાઠાના શાસનકાળમાં ઓરિસ્સાની પ્રજા બહુ સુખી હતી. જે. બીમ્સ લખે છે કે એ વખતે પંદર ગંડાના એક શેર ચોખા એટલે કે એક રૂપિયાના પોણાબે મણના ભાવે ચોખા મળતા હતા. આખા પ્રાંતમાં કોઈ જાણતું પણ નહોતું કે દુકાળ શી ચીજ છે. આથી જે. બીમ્સ લખે છે કે જ્યારે રાજ્ય જમાવવા માટે અંગ્રેજી સેનાએ ઓરિસ્સામાં પ્રવેશ કર્યો ત્યારે—

"આપણે એ દેશમાં બિલકુલ અપરિચિત છીએ એવા જ્ઞાનથી ત્યાંના લોકો અંદર અંદર સંપી ગયા અને કોઈએ આપણને કશી મદદ આપી નહિ, તેમ કોઈએ આપણી સામે થવાનું પણ સાહસ ન કર્યું, પણ તેઓ બધા જડવત બેસી રહ્યા. તેઓએ પોતાના કાગળપત્રો છુપાવી રાખ્યા, અને આપણને કોઈ પ્રકારની સૂચના પણ ન આપી. આપણા માર્ગમાંની બધી હોડીઓ, બળદ અને ગાડીઓ ખસેડી લીધાં અને દૂર મોકલી દીધાં. પોતાની જાગીરો સંબંધે બધી ચોખવટ કરી લેવા માટે જે જે જમીનદારોને આપણે કટક આવવાનું લખ્યું હતું તેમાંના કોઈ આવ્યા નહિ, અને જ્યારે તેમને ઘેર તેમની તપાસ કરવામાં આવી ત્યારે કોઈ મળ્યું નહિ; તેઓ યાત્રાએ ગયા છે એવો જવાબ મળ્યો, પણ કઈ જગાએ ગયા છે તે કોઈ બતાવતું નહોતું. જો અજાણપણે કદાચ કોઈ અંગ્રેજ કંઈ ભૂલ કરી બેસતો તો આ જડ નિર્જીવ બનેલા જનસમૂહમાં એકદમ ચેતન આવી જતું હતું, અને જોરશોરથી ફરિયાદો કરવા મંડી પડતા હતા." [२६]

२६ "Well aware of our ignorance of the country, they all with one accord abstained from helping us in any way, no open resistance was ventured upon, but all stolidly sat aloof—papers were hidden, information with held, boats, bullocks

### ઓરિસ્સામાં દુકાળ

ઓરિસ્સાની પ્રજા મરાઠા તથા બીજા દેશી શાસકોને બદલે કંપનીના શાસનને પસંદ કરતી નહોતી એ નિઃસંદેહ વાત છે. તેમની બધી શંકાઓ સાચી હતી એ પણ તુરત જ સાબિત થયું. જે. બીમ્સ લખે છે કે—"અંગ્રેજો પહોંચ્યા કે તરત જ આખા પ્રાંતમાં અનાજની તાણ પડવા લાગી. લગભગ દરેક પાંચમા વરસે દુકાળ પડવા લાગ્યો; અને દુકાળનો ડર તો કાયમનો થઈ પડ્યો. પ્રાંત ઉપર સત્તા જમાવી લીધા પછી બીજે જ વરસે કેપ્ટન મોર્ગને ભારતમાંથી પુરીની યાત્રાએ આવનારા દરેક યાત્રીઓને સાવધાન કર્યા કે કટક પ્રાંતમાં ચોખાની તંગી છે, આથી દરેક યાત્રાળુ પોતાની સાથે પૂરતી અન્નસામગ્રી લઈને આવે." ૨૭

### બુંદેલખંડનો વિજય

બુંદેલખંડનો પ્રદેશ તો આ કરતાં પણ વધારે સુગમતાથી અંગ્રેજોના હાથમાં આવ્યો. આ પ્રદેશ પેશવાને આધીન હતો. અહીંનો રાજા સમશેરબહાદુર પેશવાને ખંડણી ભરતો હતો. વસાઈની સંધિ પ્રમાણે પૂનાનો દક્ષિણનો થોડો મુલક તથા સૂરતની આસપાસનો મુલક પેશવાએ કંપનીને

---

and carts sent out of the way, the Zemindars who were ordered to go into Cuttack to settle for their estates did not go, and on searching for them at their homes could not be found, were reported as absent, on a journey, no one knew where. But if from ignorance the English officers committed any mistake, then life suddenly returned to the dull inert mass, and complaints were loud and incessant."—J. Beams in the above Notes.

૨૭ "Cuttack now begins to be noticeable as it is *at frequent intervals throughout the early years of British rule as a place in constant want of supplies and always on the verge of famine.* On first December, 1803, an urgent call is made for fifteen thousand maunds of rice from Balasore Again on first June, 1804, Captain Morgan is ordered to warn all pilgrims of the great scarcity of rice and cowries at Cuttack and to endeavour to induce them to supply themselves with provisions before entering the province."—J. Beams, in the Notes above quoted.

આપ્યો હતો હવે આ બંને નાના મુલકોને બદલે બુંદેલખંડના સમૃદ્ધ પ્રાંતની માગણી પેશવા પાસે આગ્રહપૂર્વક કરવામાં આવી

પરંતુ રાજા સમશેરબહાદુરે અંગ્રેજોની આધીનતામાં રહેવાનું કબૂલ કર્યું નહિ આથી કર્નલ પોવેલની સરદારી નીચે કંપનીની એક સેના અલ્લાહાબાદથી બુંદેલખંડ મોકલવામાં આવી ઈ સ ૧૮૦૩ના સપ્ટેમ્બરની ૬ઠ્ઠીએ જમના ઓળંગીને આ સેનાએ બુંદેલખંડમાં પ્રવેશ કર્યો રાજા સમશેર-બહાદુર પણ પોતાની સેના સહિત આગળ વધ્યો પરંતુ લખવામાં આવ્યું છે કે ગોસાઈ હિંમતબહાદુર પોતાના સ્વામી સાથે વિશ્વાસઘાત કરીને પોતાની વિશાળ સેના સહિત અંગ્રેજોને જઈ મળ્યો ૧૩મી સપ્ટેમ્બરે કેન નદી પાસે અંગ્રેજો તથા હિંમતબહાદુરની સંયુક્ત સેનાની સાથે રાજા સમ-શેરબહાદુરની સેનાનું યુદ્ધ થયું આખરે હારીને સમશેરબહાદુરને બેતવા નદી ઓળંગી પોતાનું રાજ્ય છોડી નાસી જવાની ફરજ પડી

ઈ સ ૧૮૦૩ના ડિસેમ્બરની ૧૬મીએ વસાઈની સંધિમાં આવશ્યક ફેર-ફારો કરીને તેના ઉપર પેશવા બાજીરાવની સહી લેવામાં આવી આ શરતો મુજબ હવે બુંદેલખંડ આખો રીતસર કંપનીના મુલકમાં ભેળવી લેવામાં આવ્યો

**કોએલનો હુમલો**

અલીગઢ, દિલ્હી અને આગ્રાની આસપાસના મુલક ઉપરતું મુગલ બાદશાહોનું આધિપત્ય કેવળ નામનું જ હતું આ બધા મુલકનું વાસ્ત-વિક શાસન સિંધિયાના હાથમાં હતું આ પ્રદેશના રક્ષણ માટે દી બોઈન નામના એક ફ્રેંચને માધોજી સિંધિયાએ નીમ્યો હતો દી બોઈન પછી કેપ્ટન પેરો નામનો બીજો ફ્રેંચ અમલદાર આ પ્રદેશની સેનાઓના સેના-પતિ તરીકે નિમાયો સિંધિયાએ પોતાને ત્યાં કેપ્ટન પેરોની સરદારી નીચે એક ફ્રેંચ સેના રાખી હતી એવો આરોપ સિંધિયાને માથે મૂકવામાં આવે છે વાસ્તવિક હકીકત અને વિચિત્રતા તો એ છે કે આ બંને ફ્રેંચ અમલ-દારોમાંનો એક દી બોઈન તો ખાસ વોરન હેસ્ટિંગ્સનો માણસ હતો, અને તેની જ સિફારસથી માધોજી સિંધિયાએ તેને પોતાને ત્યાં નોકરીએ રાખ્યો હતો અને આ યુદ્ધમાં જ સાબિત થઈ ચૂક્યું કે દી બોઈનનો ઉત્તરા-ધિકારી કેપ્ટન પેરો પણ અંગ્રેજોનો મળતિયો હતો, તથા અંગ્રેજ કંપનીના ચોપડામાં તેને નામે એક મોટી રકમ પણ જમા પડી હતી[૨૮]

૨૮ "Pioneer" 4th September, 1903

પૂર્વોક્ત પ્રદેશ જીતી લેવા માટે ઈસ ૧૮૦૩ના ઑગસ્ટની ૩ જીએ જનરલ લેકે કાનપુરથી પ્રયાણ કર્યું ૨૮મી ઑગસ્ટે તે સિધિયાની સરહદ ઉપર પહોચ્યો. ૨૯મીએ સિધિયાનો કોએલ નામનો સરહદી કિલ્લો બહુ સહેલાઈથી જીતી લીધો. તેજ દિવસે જનરલ લેકે માર્ક્વિસ વલેસ્લી ઉપર એક ખાનગી કાગળ લખ્યો. તેમા આ સહેલા વિજયનુ કારણ બતાવતા તે લખે છે ' કેપ્ટન પેરેના કેટલાક સાથીઓ, ખાસ કરીને જાટ અને શીખો અગ્રેજોના પહોચતા પહેલા જ કિલ્લો છોડીને ચાલતા થયા × × × અને મરાઠાસેનાના છ યુરોપિયન અમલદારો સિધિયાની નોકરી છોડીને અગ્રેજોને આવી મળ્યા "[29]

અલીગઢનો સગ્રામ

કોએલ જીત્યા પછી જનરલ લેકે અલીગઢ ઉપર ચડાઈ કરવાનો વિચાર કર્યો કોએલથી ઈસ ૧૮૦૩ ના સપ્ટેમ્બરની ૧લીએ તેણે બીજો એક ખાનગી કાગળ માર્ક્વિસ વેલેસ્લી ઉપર લખ્યો, જેમા આ જાતના સ્પષ્ટ વાક્યો છે કે —

> " હુ હજી સુધી આ જગાએથી ખસ્યો નથી, અને હજી અલીગઢનો કિલ્લો પણ મારા હાથમા આવ્યો નથી, લાચ આપીને એ કિલ્લાની અદરની સેનાને કિલ્લાની બહાર મોકલી દેવી એ મારુ લક્ષ્ય છે, અને મને ભરોસો છે કે હુ સફળ થઈશ × × × આ કિલ્લો અત્યત મજબૂત છે અને જો એને રીતસરનો ઘેરો ઘાલવો પડે તો ઓછામા ઓછો એક મહિનો લાગશે × × × આથી જો થોડા પૈસા ખર્ચીને પણ હુ આપણા માણસોના જાન બચાવી શકુ તો આપ મને અપરાધી અને ખર્ચાળ નહિ ગણો "[30]

---

૨૯ " Some of his (M Perron's) confederates left him the moment they heard of our approach, particularly the Jauts, and a few Sikhs. Six officers of Perron's second brigade are just come in, having resigned the service "— General Lake's "Private" letter to Marquess Wellesley, dated 29th August, 1803

૩૦ " I have not yet moved from hence, nor am I in possession of the fort of Alligarh, *my object is to get the troops out of the fort by bribery, which I flatter myself will be done* . . The

સિંધિયાને પેરાં ઉપર અવિશ્વાસ આવી ગયો હતો, અને તેથી તેણે આ અરસામાં પેરાંની જગાએ બીજા સેનાપતિને નીમ્યો હતો. વળી એમ પણ લખવામાં આવે છે કે પેરાંના મોટા ભાગના અંગ્રેજ તથા ફ્રેંચ અમલદારો અંગ્રેજોને મળી ગયા હતા. માર્કિવસ વેલેસ્લીના પત્રમાં લખ્યું છે:—

"મો. પેરાંએ એમ પણ કહ્યું કે મારા હાથ નીચેના યુરોપિયન અમલદારોનો વિશ્વાસઘાત તથા કૃતઘ્નતા જોઈ મારી ખાતરી થઈ ગઈ કે હવે અંગ્રેજી સેના સામે લડવું વ્યર્થ છે."[૨૩]

આ બધી બાબતોમાં તો શંકા ઉઠાવી શકાય છે. પરંતુ અલીગઢના વિજયની શતાબ્દિ ઊજવતી વખતે ૧૯૦૩ના સપ્ટેંબરની ૪ થીએ 'પાયોનિયર' પત્રના એક લેખકે લખ્યું:—

"વર્ણવવામાં આવે છે કે પેરાંએ પોતાની બચતની એક મોટી રકમ ઈસ્ટ ઈંડિયા કંપનીના કારભારમાં રોકી હતી."[૨૪]

જરૂર આ 'બચત' તેને અંગ્રેજો પાસેથી જ મળી હતી. આ હકીકત ઉપરથી હવે સિદ્ધ થાય છે કે કેપ્ટન પેરાંને અંગ્રેજોએ ખરીદી લીધો હતો.

અલીગઢના પતન પછી પેરાંએ સિંધિયાની નોકરી છોડી દીધી.

**લેકના ગુપ્ત ઉપાયો**

હવે બાકીનો સિંધિયાનો ઉત્તરનો મુલક જીતવાનું કામ જનરલ લેક માટે ઘણું સરળ થઈ ગયું. અલીગઢ પછી સિંધિયાની રાજધાની ગ્વાલિયર ઉપર હુમલો કરવા માટે ગવર્નર જનરલે લેકને લખ્યું. ગ્વાલિયરમાં સિંધિયાના નાયબ અંબાજી સાથે લેકનો ખાનગી પત્રવ્યવહાર ચાલુ હતો, પરંતુ હજી અંબાજી સિંધિયાને દગો દેવા તત્પર થયો નહોતો. આથી ગ્વાલિયર તરફ આગળ વધવાની તેની હિંમત ચાલી નહિ. વળી દિલ્હીમાં સમ્રાટ શાહઆલમ સાથે ગવર્નર જનરલનો પત્રવ્યવહાર ચાલુ હતો. ૨૯ મી ઑગસ્ટે કોએલમાં જનરલ લેકને મુગલ સમ્રાટ તરફથી એક કાગળ

---

૨૩ ". . . M. Perron also observed that the treachery and ingratitude of his European officers convinced him that further resistance to the British arms was useless."

૨૪ "It is asserted that he had 'Savings' to a considerable amount invested in the funds of the East India Company."—"Pioneer", 4th September, 1903.

મળ્યો. તરત જ તેણે અલીગઢ પછી દિલ્હી જીતી લેવાનો નિર્ણય કરી લીધો. માર્ગમાં કૌંગાનો કિલ્લો આવતો હતો. જનરલ લેકે આ કિલ્લો પણ ૮મી સપ્ટેંબરે જીતી લીધો. તે જ દિવસે કૌંગાથી જનરલ લેકે ગવર્નર જનરલ ઉપર એક ખાનગી કાગળ લખ્યો કેઃ—

"અમે આજે સવારે અહીં પહોંચ્યા, અને અમને એક ઘણો મજબૂત નાનો કિલ્લો મળી ગયો. અલીગઢના પતન પછી બીજે જ દિવસે અહીંની સેના જો કિલ્લો છોડીને ચાલી ન ગઈ હોત તો અમને વાર લાગત અને મુશ્કેલી પડત.

"કયા 'ગુપ્ત ઉપાય'થી આ બધું કામ કરવામાં આવે છે તે આપ જ્યારે જાણશો, ત્યારે હું ધારું છું કે આપ બહુ પ્રસન્ન થશો. સેનાના ઇતિહાસમાં આ રીત તદ્દન નવીન છે, અને અત્યાર સુધી તો આ રીતમાં આશ્ચર્યજનક સફળતા મળી છે. હું ધારું છું કે હવે બીજી ત્રણ મજલે અમે દિલ્હીની નજીક પહોંચી જઈશું." ૩૫

**ચાંદી અને સોનાની ગોળીઓ**

અલબત્ત, દુનિયાના સૈનિક ઇતિહાસમાં જનરલ લેકના આ વિજયો તદ્દન નવી જ તરેહના હતા. આ આખા યુદ્ધ દરમિયાન સિંધિયાના સૈનિકો ઉપર જનરલ લેકે સીસાની ગોળીઓ ચલાવવાને બદલે ધરાઈ ધરાઈને ચાંદીની તથા સોનાની ગોળીઓ ચલાવી હતી. અને સિંધિયાના વિદેશી નોકરોનો વિશ્વાસઘાત તથા દેશી નોકરોમાં રાષ્ટ્રીયતાનો શોકજનક અભાવ, આ બે કારણોને લીધે જ લેકને 'આશ્ચર્યજનક સફળતા' મળતી જતી હતી. લેકનો 'ગુપ્ત ઉપાય' આ જ હતો.

---

૩૫ "We arrived here (Kaunga) this morning; and found a very strong little fort, which would have caused delay and trouble had not the troops evacuated it the day after the fall of Aligarh, . . .

"*I think when you hear the* SECRET *manner in which things have been conducted you will be much pleased. It is quite a new work in the army, and has succeeded hitherto wonderfully well.* I think to be very near Delhi in three more marches."— General Lake's letter, marked 'Private' dated September 8th, 1803, to the Governor-General.

**લુઈ બોરગુઈન**

દિલ્હીમા લુઈ બોરગુઈન નામના ફ્રેચ અમલદારની સરદારી નીચે સિધિયાની એક વિશાળ સેના રહેતી હતી, આ સેના સાથે એ મોટુ તોપખાનુ પણ હતુ એમ જણાય છે કે આ લુઈ બોરગુઈને સિધિયાને દગો ન દીધો ઈસ ૧૮૦૩ના સપ્ટેમ્બરની ૧૧મીએ જમનાની આ બાજુ લુઈ બોરગુઈન તથા જનરલ લેકની સેના વચ્ચે એ જમરુ ઘમસાણ થયુ લેકના ઘણા અફસરો તથા સિપાઈઓ આ યુદ્ધમા માર્યા ગયા પરંતુ આ લુઈ બોરગુઈનની સેનામા પણ સમ્રાટ શાહઆલમના માણસો મારફત ચાદીની ગોળીઓ વરસી ચૂકી હતી અને જનરલ લેકને વિજય મળ્યો અને સિધિયાની જબરદસ્ત તોપો અગ્રેજોને હાથ આવી

પોતે કયા કારણોથી ગ્વાલિયરનો નિશ્ચય પડતો મૂકીને દિલ્હી ઉપર ચડયો હતો તેનુ વિસ્તૃત વિવરણ કરતો એક લાબો કાગળ જનરલ લેકે ૧૨મી સપ્ટેમ્બરે ગર્વનર જનરલને લખ્યો

**દિલ્હીનુ વાસ્તવિક પ્રભુત્વ**

ઈ સ. ૧૮૦૩ના સપ્ટેમ્બરની ૧૬મીએ વિજયી લેકે દિલ્હીમા સમ્રાટ શાહઆલમની મુલાકાત લીધી આ વખતે ભોળા તથા અભાગી સમ્રાટે મ્યા જૂઠા વચનોમા ભોળવાઈને પોતાના દેશવાસી સિધિયાની વિરુદ્ધમા વિદેશીઓને મદદ આપી એ હકીકત અગાઉના એક પ્રકરણમા આપી છે શાહઆલમની સહાયતા તથા સહાનુભૂતિ વગર દિલ્હી જીતવુ અગ્રેજો માટે સરળ નહોતુ શાહઆલમ શરૂઆતથી જ અગ્રેજો પ્રત્યે શકાશીલ તો અવશ્ય હતો એક વાર તો તેણે કહ્યુ હતુ કે ' ક્યાઈક એવુ ન બને કે મુલક જીતી લીધા પછી અગ્રેજો મને ભૂલી જાય ' પરંતુ સમ્રાટના દરબારમા પણ અગ્રેજોના છૂપા હિતસાધકો મોજૂદ હતા, તેમની સમજાવટથી જ શાહઆલમે અગ્રેજોને મદદ આપી આખરે શાહઆલમનો ભય સાચો ઠર્યો

ઈસ ૧૮૦૩ના સપ્ટેમ્બરની ૧૬મીએ જ જનરલ લેકે દિલ્હીનો સઘળો શાસનપ્રબધ પોતાના હાથમા લઈ લીધો તમામ અગ્રેજ અમલદારો દિલ્હીના સમ્રાટને નામ માત્રનો બાદશાહ ગણતા હતા, અને જોકે કપનીના પણ અધિરાજ તરીકે તને ગણવામા આવતો હતો પરતુ ખરી રીતે બધા બાદશાહના અધિકારો માત્ર ઉપરના દેખાવ સિવાય બીજુ કશુ નહોતુ લેકે દિલ્હીની આવકમાથી બાદશાહને દર વરસે બાર લાખ રૂપિયા આપવાનુ ઠરાવ્યુ અને આ રીતે ભારતસમ્રાટ વિદેશી કપનીનો એક રીતે પેન્શનર બની ગયો

દિલ્હીના સમ્રાટ સાથેના જનરલ લેકના આ વર્તનનું બયાન કરતાં ઇતિહાસલેખક મેજર આર્ચર લખે છે.—

"સમ્રાટ આપણને અંગ્રેજોને સૌથી ઓછા પસંદ કરે છે એમાં સંદેહ નથી, કારણકે તેની સંતનત આપણા સકંજામાંથી નીકળીને હવે કદી તેના હાથમાં પાછી જાય એમ નથી × × × અંગ્રેજોએ ઘણા દિવસોથી બાદશાહના અધિકારને સ્વીકાર્યો નહોતો પરંતુ જ્યાં સુધી તેમને લાભકારક જણાયું ત્યાં સુધી તેઓ કપટનીતિ દ્વારા ઉપર ઉપરથી સમ્રાટ પ્રત્યે આદર બતાવતા હતા, અને પછી જ્યારે તેમને નામની સહાયની પણ જરૂર ન રહી ત્યારે તેમણે × × × પોતાની બધી કૃતજ્ઞતાને પેન્શનમા સમાવી દીધી. × × × બધા રાજત્વનાં લક્ષણો સમ્રાટ પાસેથી લઈ લેવામા આવ્યાં, સલ્તનતની વાર્ષિક આવક તેની પાસેથી છીનવી લઈને કંપનીના ઉપયોગમાં વપરાવા લાગી, પોતાના કુટુંબ સિવાયના બીજા બધા અધિકારો મર્યાદિત કરવામા આવ્યા, સારાશ હિંદુસ્તાનના બાદશાહના નામ સિવાયનું સ્વત્વ, સત્તા અને અધિકાર બધું જ સમ્રાટ પાસેથી છીનવી લેવામાં આવ્યુ અને આ બધુ બાર લાખ રૂપિયાના ઉદાર (!) પેન્શનના બદલામા." ૩૬

૩૬ "That he likes us (the English) the least, there is no doubt, for from our gripe his Kingdom can never be wrested to return again into his own keeping . . . His authority they (the British) have long since refused but it was stealthey duplicity, honouring him as long as it was found convenient and, when no longer requiring the aid of the King's name, . . they summed up their acknowledgement within the compass of a pension. . . . The King has been shorn of his beams of royalty, his revenues have been seized and converted to the use of strangers, his authority every where abrogated but in his own immediate family, in short, he has lost all the rights, powers, and privileges, every thing but the name of King, and King too, of Hindostan, for the munificent exchange of twelve lacs annually!"—*Tours in Upper India*, By Major Archer, vol. i, p 126, 27.

**કર્નલ ઑક્ટરલોની**

જનરલ લેકે કર્નલ ઑક્ટરલોનીને દિલ્હીમાં કંપનીનો રેસિડન્ટ તથા ત્યાંની સેનાનો મુખ્ય સેનાપતિ નીમ્યો, અને તેના હાથ નીચે દિલ્હીના રક્ષણ માટે દેશી પાયદળની એક પલટન તથા ચાર કંપનીઓ, અને મેવાતીઓની એક પલટન રાખવામાં આવી આ ઑક્ટરલોનીની ખાસ વિશિષ્ટતા એ હતી કે તે દિલ્હીમાં મુસલમાની ઢબે રહેતો હતો, મુસલમાની પોશાક પહેરતો હતો, અનેક મુસલમાન રંડીઓ તે રાખતો હતો, અને આખા શહેરની રંડીઓ તથા મહેલના ખોજાઓ મારફત શહેર તેમ જ મહેલના બધા સમાચારો જાણતો હતો. સિંધિયાના જે અનેક યુરોપિયન અમલદારો અંગ્રેજોના પક્ષમાં ગયા હતા તેમાંના ઘણા દિલ્હીની આ નવી સંરક્ષક સેનાના જુદા જુદા પદો ઉપર નિમાયા.

**આગ્રાના કિલ્લાનો કબજો**

૨૪ મી સપ્ટેંબરે જનરલ લેકે દિલ્હીથી આગ્રા તરફ કૂચ કરી. આગ્રા પહોંચ્યા પછી થોડાએક દિવસ અવ્યવસ્થિત લડાઈ ચાલ્યા કરી. સિંધિયાની સેનાએ પ્રથમ કિલ્લાની અંદરથી શત્રુની સામે ટક્કર લીધી. પછી જનરલ લેકના 'ગુપ્ત ઉપાયો'ના પ્રભાવથી સિંધિયાના લગભગ અઢી હજાર સિપાઈઓ કિલ્લામાંથી નીકળીને જનરલ લેકની સેનાને મળી ગયા. ૧૭ મી ઑક્ટોબરની સાંજે કિલ્લાની અંદર રહેલી બાકીની સેનાએ તેમના જાનનું તથા વ્યક્તિગત માલનું રક્ષણ કરવામાં આવશે એ શરતે કિલ્લો અંગ્રેજોને સોંપી દીધો.

**લસવાડીનો સંગ્રામ**

ઉત્તરમાં જનરલ લેકને હવે એક જ લડાઈ લડવાનું બાકી રહેલું હતું. આગ્રા અને ગ્વાલિયર વચ્ચે આ વખતે એક મોટી મરાઠાસેના હતી. આ સેનામાં કેટલીક દક્ષિણથી આવેલી હતી, અને કેટલીક દિલ્હીમાં હારેલી હતી આ સેના પાસે અનેક વજનદાર તોપો પણ હતી. આ સેના આગ્રા તરફ આગળ વધે છે એવી બાતમી મળી. ઈ.સ ૧૮૦૩ના નવેમ્બરની ૧લીએ બંને સેનાઓનો આગ્રાની પાસે લસવાડી નજીક ભેટો થયો. સિંધિયાના આ વફાદાર સૈનિકોએ વીરતાથી શત્રુનો મુકાબલો કર્યો. ૨ જી નવેંબરે જનરલ લેકે માર્કિવસ વેલેસ્લી ઉપર એક 'ખાનગી' કાગળ લખ્યો કે —

"આ લોકો સેતાનની માફક લડ્યા, બલકે કહો કે વીરોની માફક લડ્યા. અને અમારી સામે થવા માટે મોટામાં મોટી કોઈ સેના

આવે તો તેની સામે જે રીતે હુમલો કરવો જોઈએ એવી રીતે હુમલો કરવાનો પ્રબંધ ન કર્યો હોત, તો શત્રુસેના જે રીતે ગોઠવાઈ હતી તેનાથી અમે હારી જાત એની મને પૂરી ખાતરી છે "

અહીં પણ લેકનું ન હારવાનું કારણ હુમલો કરવાની કોઈ રીતમાં સમાયેલ નહોતું આ જ કાગળમાં આગળ લેક લખે છે —

' જો ફ્રેંચ અમલદારો એના નેતા તરીકે રહ્યા હોત તો મને ભય છે કે પરિણામ બહુ સંદિગ્ધ રહેત મારા આખા જીવનમાં આવી અથવા આના જેવી કોઈ બેગી આપત્તિમાં હું મુકાયો નથી અને હવે ફરી કદી આવી મુસીબતમાં ન પડું એ માટે ઈશ્વરની પ્રાર્થના કરું છું "૩૭

જ્યારે જનરલ લેકને પોતાનો પરાજય નજર સામે દેખાતો હતો, ત્યારે બરાબર અણીને પ્રસંગે મરાઠાસેનાના નેતાઓ અંગ્રેજોના પક્ષમાં ભળી ગયા જનરલ લેકને ફરી આશા આવી, અને જોકે તેના ઘણા અમલદારો તથા સિપાઈઓ યુદ્ધમાં ખપી ગયા, છતાં પણ આખરે તેને વિજય મળ્યો લેકના ૨૮ મી ઓક્ટોબરના એક પત્ર ઉપરથી સિદ્ધ થાય છે કે ઘણા દિવસોથી લેકે પોતાનો ' ગુપ્ત ઉપાય ' આ સેનામાં અજમાવવાનું શરૂ કરી દીધું હતું મરાઠાની તોપો પણ અંગ્રેજોના હાથમાં પડી લસવાડીનું આ યુદ્ધ પણ ભારતના ઇતિહાસમાં નિર્ણાયક યુદ્ધ છે, કારણકે આ સેના ઉત્તર ભારતની મરાઠાઓની છેલ્લી સેના હતી આ યુદ્ધો દરમિયાન મરાઠાઓની જે તોપો અંગ્રેજોના હાથમાં આવી, તે બધી તે વખતની અંગ્રેજોની તોપો

---

૩૭ These fellows fought like Devils, or rather heroes, and had we not made a disposition for attack in a style that we should have done against the most formidable army we could have been opposed to I verily believe, from the position they had taken, we might have failed x x x ' if they had been commanded by French officers, the event would have been I fear, extremely doubtful I never was in so severe a business in my life or any thing like it, and pray to God I never may be in such a situation again —General Lake's letter marked "Secret dated 2nd November, 1803, to the Marquess Wellesley

### બંને પક્ષે સંધિ માટે ઉત્સુકતા

દક્ષિણમાંથી તો જનરલ વેલેસ્લીએ પોતાના મોટા ભાઈ ગવર્નર જનરલને સ્પષ્ટ લખી નાખ્યું હતું કે સિંધિયાને હવે આથી વધારે નુકસાન પહોંચાડવાની કે તેની ઘોડેસવાર સેનાને હરાવવાની પોતામાં શક્તિ નથી. માર્કિવસ વેલેસ્લી દૌલતરાવ સિંધિયા તથા વરાડનો રાજા રાઘોજી ભોંસલે બંનેનો પૂરો નાશ કરવા માગતો હતો; પરંતુ એ અસંભવિત છે એમ સિદ્ધ થયું. લાંચો આપવામાં અંગ્રેજોને ખરચ પણ ઘણું વધી ગયું હતું; બંને પક્ષો થાકી ગયા હતા ને તેથી હવે બંને સંધિ કરવા માટે ઉત્સુક હતા.

### સિંધિયા અને ભોંસલે સાથે સંધિ

પત્રવ્યવહાર શરૂ થયો અને ઈ. સ. ૧૮૦૩ ના ડિસેંબરમાં વરાડના રાજા રાઘોજી ભોંસલે તથા ગ્વાલિયરના મહારાજા દૌલતરાવ સિંધિયાની સાથે અંગ્રેજોને સંધિ થઈ ગઈ. આ સંધિ દ્વારા બંને રાજાઓનો જેટલો ફળદ્રુપ મુલક અંગ્રેજોએ જીતી લીધો હતો તે કંપનીના રાજ્યમાં ભેળવી લેવામાં આવ્યો.

હજી સુધી જસવંતરાવ હોળકરને અંગ્રેજોએ પોતાના પક્ષમાં રાખ્યો હતો. આ વખતે અસહાય દૌલતરાવને સૌથી વધારે ડર તો તેના જૂના શત્રુ જસવંતરાવનો બતાવવામાં આવ્યો. જે સંધિ પેશવા કોઈ પણ ઉપાયે ન સ્વીકારે એ માટે દૌલતરાવે આટલા પ્રબળ પ્રયત્નો કર્યા, એ જ સહાયકારી સંધિ આખરે લાચાર થઈને તેણે ઈ. સ. ૧૮૦૪ ના ફેબ્રુઆરીમાં સ્વીકારી લીધી! કંપનીની સેના હવે સિંધિયાના રાજ્યમાં અને સિંધિયાને ખરચે પણ અંગ્રેજ અમલદારોને આધીન રહેવા લાગી.

આ યુદ્ધને લીધે કંપનીનું ભારતીય સામ્રાજ્ય જેટલું વધ્યું તેટલું કદાચ બીજા કોઈ યુદ્ધથી વધ્યું નહિ હોય. ખરી રીતે જોઈએ તો માર્કિવસ વેલેસ્લીને પોતાની ધારણા કરતાં પણ વધારે સફળતા મળી હતી. પરંતુ આ તો બીજા મરાઠા યુદ્ધનો માત્ર પૂર્વાર્ધ હતો. આ યુદ્ધના ઉત્તરાર્ધનું વર્ણન હવે પછીનાં પ્રકરણોમાં આપવામાં આવશે.

આ જ વરસે ભારતવર્ષમાં વરસાદ ન પડ્યો, અને ભયંકર દુકાળનાં ચિહ્નો જણાવા લાગ્યાં.